## એક અતિ ઉપયોગી નવીન યોજના

અમને જણાવતાં આનંદ થાય છે કે 'જીવન-પ્રકાશ'ના વાચકોને ખૂબ જ ઉપયોગી એવો એક નવો વિભાગ આ માસિકમાં શરૂ કરવાનું નક્કી થયું છે. 'જીવન-પ્રકાશ'ના વાચકો, ગ્રાહકો અને પ્રશંસકો તેમજ 'જીવન-પ્રકાશ બંધુ મંડળ'ના સભ્યો તરફથી અવારનવાર આવતી માગણીઓ પરથી એટલું સ્પષ્ટ થાય છે કે 'જીવન-પ્રકાશ' એમને સૌને ગમ્યું છે અને ખૂબ જ પ્રિય થઈ પડ્યું છે. મોટા ભાગની એવી ઈચ્છા છે કે પોતાની રોજની જરૂરિયાતો સંતોષી શકાય એ માટે જુદી જુદી સંસ્થાઓ અને વ્યક્તિઓને આ કટારો દ્વારા સંપર્કમાં મૂકવી. આ વસ્તુ પર વિચાર કરતાં અમે **'આપની જરૂરિયાત'** એ નામનો વિભાગ શરૂ કરીને એ પાનાંમાં વાચકોનાં હેડીંગો હેઠળ એમની ટૂંકી વિગતો જાહેરમાં મૂકવાનું ઠરાવ્યું છે. આશા છે કે સૌ આ અનુકૂળતાનો લાભ લેશે:

### નોકરી જોઈએ છે

આ હેડીંગ નીચેની ટૂંકી જાહેરાતમાં નોકરી શોધનાર પોતાની લાયકાત અને કેવી નોકરી કરવા ઇચ્છે છે તે જણાવી શકશે.

### જગ્યા ખાલી છે

આ વિભાગમાં વ્યાપારી પેઢીઓ, કંપનીઓ, કારખાનાં, સંસ્થાઓ અને અન્ય ઓફીસો પોતાને ત્યાં ખાલી પડેલ જગ્યા પૂરવા માટે કેવા માણસની જરૂર છે તે ટૂંકામાં જણાવી શકશે.

### વેચવાનું છે

આ વિભાગમાં જે કાંઈ વસ્તુ (જમીન, મકાન, મશીનરી, ફરનીચર વગેરે) વેચવાની હોય તેની ટૂંકી વિગતો જાહેરમાં મૂકી શકાશે.

### ખરીદવું છે

અહીં કોઈ વસ્તુ ખરીદવા ઇચ્છનાર ટૂંકામાં પોતાની જરૂરિયાત જણાવી શકશે.

### લગ્ન પુનર્લગ્ન

લગ્ન-સંબંધથી જોડાવા ઈચ્છતી વ્યક્તિ આ હેડીંગ નીચે પોતાની જરૂરિયાત (જીવનસાથી માટેની) ટૂંકમાં મૂકી શકશે.

### મૂડીનું રોકાણ

કોઈ ધંધામાં મૂડી રોકવા ઇચ્છનાર અગર કોઈ ધંધામાં મૂડી રોકે એવો ભાગીદાર શોધનાર પોતાની જરૂરિયાત અહીં મૂકી શકશે.

### સ્કોલરશીપ અને મદદ

શિષ્યવૃત્તિ જોઈતી હોય એવા વિદ્યાર્થીઓ અને કાંઈ યોગ્ય મદદ જોઈતી હોય એવી વ્યક્તિઓ તેમ જ શિષ્યવૃત્તિ આપનારાઓ અને દુઃખીને મદદ આપવા ઇચ્છનાર અહીં પોતાની વિગતો મૂકી શકશે.

### પત્ર-મૈત્રી

પત્રવ્યવહારથી એકબીજાના પરિચયમાં આવવું હોય તે પોતાનું પૂરું નામ-કામ, ઉંમર અને શોખનાં વિષય અહીં બહાર મૂકી શકશે.

'જીવન-પ્રકાશ બંધુ મંડળ'ના સભ્ય હોય એઓએ કે વાર્ષિક રૂા. ૧૦ [પરદેશ રૂા. ૧૫ અગર શીલીંગ દશ] લવાજમ અને સભ્ય-ફી ભરીને જેઓ 'જીવન પ્રકાશ'ના ગ્રાહક-સભ્ય થયેલ હોય એમને જ આ પાનાં પર પોતાની માગણી મૂકવાની તક મળશે એમને પોતે ભરેલ લવાજમ જેટલી રકમ એમની જાહેરાતમાંથી વાળી દઈને આ માસિક ફ્રી મળે તેવી સગવડ તો આપેલ છે જ; તે ઉપરાંત આ સગવડ પણ મળશે. જગ્યાના પ્રમાણમાં માસિક પોતાની સગવડ મુજબ એ વિગતો પ્રગટમાં મૂકશે. આવી ટૂંકી જાહેરાતો માટે નામનો ચાર્જ એક લાઇનના બે આના રાખવામાં આવેલ છે [સરાસરી વીસ અક્ષરો એક લાઈનમાં સમાશે] જેથી જરૂરિયાત મુજબ જ એનો ઉપયોગ થાય. વીસ અક્ષરના (શબ્દ નહિ) બે આના લેખે ગણીને પોતાની ટૂંકી જાહેરાત રવિ ટપાલની ટિકિટો મોકલી શકાશે. એક બીજાની પૂર્તિ કરે એવી સામસામી જરૂરિયાત ધરાવનાર વાચકોને આ રીતે સીધા સંપર્કમાં મૂકી દેવાનો આશય છે, છતાં જેમને પોતાનું નામ-કામ ન આપવું હોય તેમને અમે બોક્સ નંબર આપીશું. એમની ટપાલ પહોંચાડવાનું ખર્ચ એમણે મોકલવાનું. જેનો જવાબ જોઈતો હોય તેવા દરેક પત્ર સાથે જવાબી ટિકિટો બીડવી જરૂરી છે.

**આજે જ 'જીવન-પ્રકાશ'ના ગ્રાહક-સભ્ય બનીને આ તકનો લાભ ઉઠાવો**


**જીવન-પ્રકાશ કાર્યાલય: રાણપુર (કાઠિયાવાડ–B. S Ry)**

આ માસિક સ્વાશ્રય મુદ્રણાલય, રાણપુરમાં શ્રી લક્ષ્મીદાસ પુરુષોત્તમ જોશીએ છાપ્યું અને જીવન-પ્રકાશ-કાર્યાલય વતી શ્રી મોહનલાલ ધનેશ્વર દવેએ ત્યાંથી પ્રગટ કર્યું.

# Freedom from Suffering



As one nears the shores of America, coming from across the Atlantic, one of the most inspiring sights is the Statue of Liberty. It not only serves as a cheering beacon to the mariner, but also symbolises the hopes of millions of downtrodden humanity who have left the Old World for the freedom of a new life in a new clime—freedom from want, from fear and from oppression.

Of all freedoms, however, the greatest is the freedom from disease. The healthiest—rich or poor—for want of this freedom are changed to sick and diseased whose lives become useless to themselves and to the world. Freedom from disease is therefore the greatest freedom which everyone should strive for.



Cipla Laboratories are devoting their full time and attention to the production of high quality drugs and medicines for the relief of mankind, thus striving for Freedom from disease. In quality, efficacy and high standard of production of drugs and medicines Cipla is equal to the world' best. Scientific methods of [illegible] and constant research lead to [illegible] This is the motto followed by

**Cipla**

**REMEDIES**

# EQUAL TO WORLD'S BES



# જીવન-પ્રકાશ

વર્ષ પહેલું · અંક દસમો · જાન્યુઆરી ૧૯૪૮

તંત્રીનું સરનામું

લેખો, અવલોકન માટેનાં પુસ્તકો, બદલામાંના પત્રો, સંપાદકીય સૂચનાઓ ઈત્યાદિ મોકલવા માટે તંત્રીનું નવું સરનામું નોંધી લેવા કૃપા કરવી: તંત્રી . 'જીવન-પ્રકાશ', કાપડિયા મેન્શન, રામનગર, સાબરમતી (અમદાવાદ)

## સામગ્રી



તંત્ર-વાહકો

: તંત્રી : ઈશ્વરલાલ ર. દવે એમ. એ.

: કલા-નિયોજક : 'શનિ'

: સંચાલક : મોહનલાલ પ. દવે

...એ ઉપરાંત અત્રતત્ર વેરાયેલ પ્રકીર્ણ ચિંતન-કણિકાઓ, ટૂચકાંઓ, રસિક અને ઉપયોગી હકીકતો...

* ગુજરાતના સુપ્રસિદ્ધ સાક્ષરવર્યો અને સાહિત્યકારોના સંપાદકીય સલાહકાર મંડળના માર્ગદર્શનનો લાભ મેળવવાનું સદ્ભાગ્ય 'જીવન-પ્રકાશ'ને પ્રાપ્ત થયું છે. *

નોંધ: 'કલાપી, સુમન અને મિત્રમંડળ'ની ચાલુ લેખમાળાના હપ્તાનું મૂળ લખાણ ને મુ. તા. ૩૧મીની સાંજ સુધીમાં નહિ આવી શકવાથી આ અંકમાં લઈ શકાયેલ નથી. વાચકો ક્ષમા કરે. આવતા અંકે એ આવશે.

## લેખકોને

* 'જીવન-પ્રકાશ'ના પરિચય-સાહિત્યમાં દર્શાવેલા વિભાગોમાંથી કોઈ પણ વિભાગ માટે કૃતિઓ મોકલવી.
* આગામી અંક માટેનું લખાણ **દર મહિનાની ૭મી તારીખ** પહેલાં મોકલવું; જો કે લેખ કયા અંકમાં છપાશે તેનો આધાર પ્રત્યેક અંકમાં કેટલા ને કયા વિભાગો આપવાના છે તેમજ એ વિભાગોમાં કેટલા ને કયા લેખો આપવાના છે તેની વિચારણા પર પણ રહે છે.
* **'જીવન-પ્રકાશ'નાં 'લેખક-મંડળ'ના સભ્યોને** ધોરણ મુજબ અંક સાથે લેખની ઓફ-પ્રિન્ટ્સ મોકલી આપવામાં આવશે.
* મૌલિક કે અનુવાદિત લેખોની સર્વ પ્રકારની જવાબદારી લેખકની પોતાની રહેશે; લેખને ગ્રંથસ્થ કરવાના હક્ક લેખકના પોતાના રહેશે.
* લેખનો સ્વીકાર-અસ્વીકાર જાણવા તેમજ લેખ પરત કરવા માટે આવશ્યક ટપાલ-ટિકિટો બીડવી.
* પત્રવ્યવહારમાં ક્વચિત્ વિલંબ થાય તો તે ક્ષમ્ય લેખવો.

-તંત્રી : 'જીવન-પ્રકાશ.'

## ગ્રાહકોને

**'જીવન-પ્રકાશ'નું લવાજમ**

| | દેશમાં | પરદેશમાં |
|---|---|---|
| સામાન્ય ગ્રાહક માટે વાર્ષિક | રૂ. ૯ | રૂ. ૧૪ |
| 'જીવન-પ્રકાશ બંધુ મંડળ'ના સભ્ય માટે વાર્ષિક | રૂ. ૭ | રૂ. ૧૨ |

લવાજમ ઉપરાંત 'જીવન-પ્રકાશ બંધુ મંડળ'ના સભ્યે [તે દેશમાં હોય કે પરદેશમાં] વાર્ષિક રૂ. ૩ સભ્ય ફીના આપવાના રહે છે. આ રીતે કુલ રૂ. ૧૦ [પરદેશ માટે રૂ. ૧૫] ભરવાથી એમને રૂ. ૧૦॥ ના ફ્રી પાસ અપાય છે જેનો ઉપયોગ કરીને તેઓ માસિકમાં જગ્યા રોકી શકે છે. આ ઉપરાંત આ માસિકના ઘડતર, વિકાસ અને પુનર્વિધાન માટે મત આપવાનો તેમને અધિકાર મળે છે અને બીજી પણ અનેકવિધ સગવડો પ્રાપ્ત થાય છે.

દર માસની પહેલી તારીખે નિયમિત રીતે પ્રગટ થાય છે. ટપાલમાં ગુમ થતી નકલ માટે કાર્યાલય જવાબદાર નથી.

આ નવી ઢબના માસિકમાં સહકારી ધોરણે ઓછા ખર્ચે જાહેરખબર કરવા માટે યોજના મગાવો:

**જીવન-પ્રકાશ કાર્યાલય રાણપુર ( કાઠિ. B. S. Ry )**

: મુંબઈ શાખા :

જીવા દેવશી બિલ્ડીંગ નં. ૩, ત્રીજે માળે, રાનડે રોડ દાદર ( બી. બી. )



## જાણો છો?

'જીવન-પ્રકાશ બંધુ મંડળ'ના સભ્ય પોતે ભરેલ લવાજમ જેટલી જ કિંમતની જગ્યા પોતાની જાહેરાત માટે આ માસિકમાં વર્ષ દરમિયાન મફત રોકી શકે છે. આપ હજી એના ગ્રાહક નથી થયા!

જાન્યુઆરી
૧૯૪૮

# જીવન-પ્રકાશ

વર્ષ ૧
અંક ૧૦

—જીવન, સાહિત્ય અને સંસ્કારનું અદ્યતન માસિક—

# વિશ્વ-રહસ્યની શોધમાં

[ગુપ્ત જ્ઞાનની ભૂમિ લેખાતા તિબેટમાં લામા સાથેનો એક જ્ઞાન-પ્રકાશ-ઉજજ્વલ સંવાદ]

લેખક : મહર્ષિ રોરિક

[એક યુગ એવો હતો કે જ્યારે હિંદમાં વિશ્વરહસ્યોના દ્રષ્ટાઓ રહેતા હતા. સમયાંતરે એ ગુપ્તજ્ઞાન અતિ વિરલ વ્યક્તિઓને જ રહ્યું અને તેમણે પણ હિમાલયવાસ સ્વીકાર્યો. આજે તો જગતભરમાં તિબેટ જ એવી રહસ્યભૂમિ છે કે જ્યાં ગુફાવાસી યોગીઓ અને લામાઓ એ ગુપ્તજ્ઞાન જાણે છે. હમણાં જ જેમનું અવસાન થયું તે રશિયન કલાકાર મહર્ષિ રોરીકે હિમાલયનો નિવાસ સ્વીકારીને વિશ્વના પરમ રહસ્યોનું સંશોધન કર્યું હતું. નીચે આપેલા, તેમના એક લામા જોડેના સંવાદના સ્વરૂપે, તેમણે વિશ્વરહસ્યો પર પ્રકાશ ફેંક્યો છે. એનું સાચું તારતમ્ય તો તદ્વિદો જ સમજી શકશે.]

'લામા, મને શંબલની રહસ્યકથા કહો.'

'તમે પાશ્ચાત્ય લોકો શંબલ વિશે કશું જાણતા નથી, જાણવા માગતા પણ નથી. તમે માત્ર કુતૂહલથી પ્રશ્ન પૂછો છો અને વૃથા આ પવિત્ર શબ્દોચ્ચાર કરો છો.'

'લામા, હું શંબલ વિશે નિરર્થક પૂછતો નથી. સર્વત્ર લોકો જુદા જુદા નામે આ એક જ તત્ત્વને આરાધે છે. અમારા વૈજ્ઞાનિકો વિશ્વના આ પરમ ચમત્કારની શોધમાં પડ્યા છે. કોસ્મો ડી કોરોસ બૌદ્ધ મઠોમાં ઘૂમતો હતો ત્યારે તેને શંબલનું જ્ઞાન હતું. તાશી લામા પાલ-દીન ય-શીના પુસ્તક 'શંબલનો માર્ગ'નું ભાષાંતર ગ્રુનવેડેલે કર્યું છે. અમે જાણીએ છીએ કે આવાં ગુપ્ત પ્રતીકો પાછળ મહાન સત્યો છુપાયાં છે. જિજ્ઞાસુ વૈજ્ઞાનિકો કાલચક્ર વિશે જાણવા ખૂબ ઉત્સુક છે.'

'એમ કેમ હોઈ શકે? તમારા પાશ્ચાત્ય લોકો અમારાં મંદિરોને પવિત્ર સમજતા નથી. અમારાં પવિત્ર પૂજાસ્થાનોમાં તેઓ ધૂમ્રપાન કરે છે. અમારા ધર્મને અમારા જીવન-આદર્શોને સમજવાની કે માન આપવાની તેમની વૃત્તિ નથી. જે પ્રતીકોનો અર્થ એમને સમજાતો નથી તેના તરફ જોઈને તેઓ હસે છે અને તેની મશ્કરી ઉડાવે છે. અમે તમારાં મંદિરોમાં આવીએ તો અમારી વર્તણૂક આવી ન હોય. કારણ કે તમારા મહાન બોધિસત્ત્વ-ભગવાન-ઈસુ એ અમારે મન એક મહાન વિભૂતિ છે. એમનો દયા અને પવિત્રતાનો આદેશ અમે ન જ ધિક્કારીએ.'

'લામા, તમારા ધર્મને ધિક્કારનારા હશે તે તો અજ્ઞાન અને મૂર્ખ છે. જીવનકલ્યાણના સર્વ ઉપદેશો આરાધ્ય છે. જેનામાં બુદ્ધિ છે તે કોઈ પવિત્ર સ્થળને માન આપ્યા વિના નહીં રહે. લામા, તમે એમ કેમ કહો છો કે પરમ કલ્યાણનું મહત્ત્વનું રહસ્ય પશ્ચિમને અજ્ઞાત છે? તમે એમ કેમ માનો છો કે પશ્ચિમમાં અમે શંબલ વિશે કશું જાણતા નથી?



'લામા, મારા પોતાના મેજ પર કાલચક્ર પડ્યું છે. એ કાલચક્રનું જ્ઞાન ભગવાન અતિશ હિંદમાંથી લાવ્યા હતા. હું જાણું છું કે કોઈ મહાન આત્માને તે તૈયાર થઈ જતાં 'કાલરૂપ'નો સાદ સંભળાય છે તો તે શંબલનો સાદ છે. અમે જાણીએ છીએ કે કયા તાશ લામાએ શંબલની મુલાકાત લીધી હતી. ગુરુ તેશાનના ગ્રંથ 'શંબલનો ખાસ માર્ગ'ની મને માહિતી છે. શંબલ વિશેનું મોંગોલીઅન ગીત હું જાણું છું. હમણાં જ એક યુવાન મોંગોલીઅન લામાએ શંબલ વિશે એક નવું પુસ્તક લખ્યું એ હું જાણું છું.'

આ સાંભળીને લામા વેધક દૃષ્ટિએ જોઈ રહે છે. પછી કહે છે: 'મહાન શંબલ સાગરની ગે પેલે પાર—દૂર સુદૂર છે. એ સમર્થ સ્વર્ગીય પ્રદેશ છે. એને આપણી પૃથ્વી સાથે કશી લેવા દેવા નથી. તમે પૃથ્વીના લોકો એમાં શા માટે રસ લો છો? કેટલાક સ્થળોમાં જ, માત્ર દૂર ઉત્તરે તમે શંબલનાં તેજસ્વી કિરણો જોઈ શકો.'

'લામા, શંબલના મહિમાથી હું વાકેફ છું. આ અગમ્ય પ્રદેશની વાસ્તવિકતાની મને ખબર છે. તેમજ પાર્થિવ શંબલની વાસ્તવિકતાની યે મને ખબર છે. અમે જાણીએ છીએ: કેટલાક મહાન લામાઓ શંબલ તરફ ગયા હતા; એ માર્ગે તેમણે અમુક જ પ્રકારનું વાતાવરણ નિહાળ્યું હતું; બુર્યુત લામા ગયા ત્યારે તેમને તદ્દન સાંકડા ને ગુપ્ત માર્ગે કોઈ અજાણ્યા સહચર મળી ગયો હતો. શંબલની સીમાઓ પર સરોવરોમાંથી મીઠું લઈ જતી પોહોવાળા પહાડી માણસો એક પ્રવાસીએ જોયા હતા. ઉપરાંત મેં પોતે શંબલના ત્રણ સીમાસ્તંભોમાંથી એક શ્વેત સીમાસ્તંભને જોયો છે. એટલે માત્ર સ્વર્ગીય શંબલની વાત મને ન કહેતા; પરંતુ પૃથ્વી પરના શંબલની વાત પણ કહો. કારણ કે તમે જાણો છો તેમ હું પણ જાણું છું કે પૃથ્વી પરના શંબલને સ્વર્ગીય શંબલ સાથે સંબંધ છે. અને આ સાંકળ દ્વારા બંને જગત પરસ્પર સંબંધ ધરાવે છે.'

લામા હવે શાંત થયા. અર્ધ બીડેલાં પોપચાંવાળી આંખોએ તેમણે અમારા ચહેરા તપાસ્યા. અને છેક સંધ્યા સમયે તેમણે કહેવાનું શરૂ કર્યું: 'વત્સ, સમય આવી રહ્યો છે—એ પ્રાચીન ધર્મ-જ્ઞાન વળી પાછું ઉત્તરેથી દક્ષિણમાં પ્રસરે તેનો સમય આવી રહ્યો છે. સત્યનો શબ્દ જે બોધગયાથી શરૂ થયો હતો તે પાછો તે જ સ્થળે જશે. જ્ઞાન તિબેટને છોડી જશે અને દક્ષિણમાં તેનો ઉદય થશે. ખરેખર, મહાન પ્રસંગો આવી રહ્યા છે. તમે પશ્ચિમમાંથી આવો છો, છતાંયે તમને શંબલનું જ્ઞાન છે. એ કેટલું મોટું પરિવર્તન ગણાય? કદાચ રિગ્ડન-જ્યેપોનું પ્રકાશ કિરણ સર્વ દેશોમાં પહોંચ્યું છે.

'શંબલના ઉચ્ચોચ્ચ પ્રદેશ પર હીરાની જેમ પ્રકાશ ચમકે છે. માનવ-કલ્યાણ માટે સતત ને અવિશ્રાંત શ્રમશીલ રિગ્ડન-જ્યેપો ત્યાં છે. એની આંખો કદી બંધ થતી નથી. એનાં જાદુઈ અરીસામાં તેને પૃથ્વીના તમામ કાળનું પ્રતિબિંબ દેખાય છે. એનું વિચારબળ સર્વ દૂર દૂરના પ્રદેશોમાંયે અસર કરે છે. એને માટે અંતરનો કોઈ અવરોધ નથી. એ યોગ્ય માનવીને તરત જ સહાય કરે છે. એના પરમોજ્જ્વલ પ્રકાશનું તેજ ગમે તેવા ગાઢ અંધકારને વિદારવા સમર્થ છે. જે કોઈ કલ્યાણને પંથે વિચરે છે તે બધાને મદદ કરવા માટે એની અઢળક સમૃદ્ધિ તે આપે છે. માનવીનાં કર્મો પણ તે બદલાવી શકે, બદલાવે પણ...'

'લામા, મને લાગે છે કે તમે આ મૈત્રેયની કથા કહો છો; હું કહું છું તે યથાર્થ છે કે નહીં?'

'જુઓ, આવી ગુપ્ત વાત આપણાથી ઉચ્ચારાય નહીં! ઘણું ઘણું એવું છે કે જે પ્રકટ ન થઈ શકે ન થવું જોઈએ. ઘણું ઘણું એવું છે કે જેને અવાજમાં ન ઉતારાય. શબ્દમાં આપણે આપણા વિચાર પ્રકટ કરીએ છીએ. શબ્દ ઉચ્ચારીને આપણા વિચારને આપણે જગતમાં વહેતો મૂકીએ છીએ અને તેમાંથી કેટલી મોટી હાનિ થાય એ ખબર છે? પૂર્વનિશ્ચિત સમય પહેલાં જો કોઈ ગુપ્ત રહસ્ય પ્રકટ થઈ જાય તો અકથ્ય નુકસાન પહોંચાડે. આવા વગર વિચાર્યા કાર્યમાંથી મહાનમાં મહાન કટોકટી ઉપસ્થિત થઈ જાય. જો રિગ્ડન-જ્યેપો અને મહાન મૈત્રેય તમારે માટે એક જ હોય, તો ભલે રહ્યા. મેં તો એવું કહ્યું નથી!

'શંબલના નિવાસીઓ ઘણા છે. માનવ-કલ્યાણ માટે કેટલાયે નવાં બળો અને સિદ્ધિઓ ત્યાં તૈયાર થાય છે...'

'લામા, પ્રાચીન ગ્રંથો કહે છે કે હવે થોડા સમયમાં માનવોને નવી શક્તિઓ આપવામાં આવશે. આ કથન સાચું છે!'

'પૂર્વનિયત અને તૈયાર થયેલી વસ્તુઓ મહાન અને અસંખ્ય છે. પવિત્ર ગ્રંથો દ્વારા દૂર દૂરના તારાઓના રહેવાસીઓ અને તેમના જ્ઞાન વિશે આપણે જાણી શકીએ છીએ. એ જ જગ્યાએથી આપણે સાંભળ્યું છે: ઊડતું લોહ-પક્ષી; અગ્નિ અને ધુમાડા કાઢતા લોહ-સર્પો; ભગવાન તથાગતે એ બધાનું ભવિષ્ય ભાખ્યું હતું.'

'લામા, જો મહાન યોદ્ધાઓએ અવતાર લીધો છે, તો શંબલની પ્રવૃત્તિઓ પણ આ પૃથ્વી પર નહિ થાય?'

'દરેક સ્થળે થશે-અહીં તેમ જ સ્વર્ગમાંયે. અંધકારને વિદારવા માટે બધાંયે કલ્યાણકારી બળો એક સાથે ઉપસ્થિત થશે. જે કોઈ આ મહાન કાર્યમાં મદદ કરશે તેને શત ગણો બદલો મળશે અને તે આજ પૃથ્વી પર, આ જ જન્મમાં. શંબલનાં દુશ્મનો-પાપીઓનો આ જન્મમાં જ નાશ થશે, કારણકે તેમના પર રાખવામાં આવતી દયાની હવે મર્યાદા આવી ગઇ છે.'

'લામા, અમે જાણીએ છીએ કે પાન-ચેન-રિન પોચેનું સર્વત્ર સન્માન થાય છે. અમે જાણીએ છીએ કે દુનિયાના સર્વ દેશોમાં માત્ર બૌદ્ધો નહિ પરંતુ સર્વ લોકો ભગવાનને ઓળખે છે. એમ પણ કહેવાય છે કે ભગવાનના અવતરણ પહેલાં એમના આગામી પ્રવાસની ઝીણામાં ઝીણી વિગતો તેમણે મંત્રણાઓમાં નક્કી કરી હતી અને તેનું જ્ઞાન સર્વ યોગીઓને થઇ ગયું હતું. અમને ખબર છે કે તેમને અને તેમના અનુયાયીઓને માર્ગમાં અનેક જોખમોનો સામનો કરવો પડયો હતો.

'એકવાર લ્હાસામાં એમના પર દુશ્મનો તૂટી પડવાની તૈયારીમાં હતા. એવામાં એકાએક બરફ વર્ષવાથી દુશ્મનોનો માર્ગ અંતરાઇ ગયો. બીજે દિવસે પાન-ચેન-રિન પોચે પર્વતમાળા વચ્ચેના સરોવર પાસે આવી પહોંચ્યા. મોટી મુશ્કેલી ઊભી થઇ હતી. દુશ્મનો નજીકમાં હતા. નાસવું હોય તો સરોવર આખું યે ફરી ફરીને જવાનું હતું. ભગવાન પાન-ચેન-રિન પોચેએ સમાધિ કરી. સમાધિમાંથી આદેશ મળ્યો. ઊઠીને તેમણે અનુયાયીઓને એ સરોવર તીરેજ રાત ગાળવાનો હુકમ કર્યો. એક અસાધારણ પ્રસંગ બની ગયો. રાતે બરફ વર્ષ્યો અને સરોવર પર બરફ છવાઈ ગયો. વહેલા પ્રભાતે, અંધારું હતું ત્યાં જ તાશી લામાએ તેમના અનુયાયીઓને જલદીથી ઉપડવાનો આદેશ આપ્યો, અને ત્રણસો અનુયાયીઓ સાથે ટૂંકામાં ટૂંકા રસ્તે બરફછાયા સરોવરની વચ્ચે થઇને તેઓ પસાર થઇ ગયા. સવારમાં દુશ્મનો આવ્યા ત્યારે સૂર્યનાં કિરણોએ બરફ ઓગાળી નાખ્યો હતો. દુશ્મનોને માટે લાંબો રસ્તો જ રહ્યો હતો. એમ હતું જ ને, વારુ?'

'ચોક્કસ; એમ જ હતું. પાન-ચેન-રિન પોચેને એની યાત્રામાં ભગવાન શંબલની સહાય હતી. જ્યારે ઉત્તર તરફ એ જતા હતા ત્યારે એમણે અનેક અદ્‌ભુત નિશાનીઓ જોઇ હતી.'

'લામા, ઉશાન-દ્વારનથી બહુ દૂર નહિ એવે સ્થળે જ્યારે અમારો મુકામ હતો ત્યારે એક મોટું કાળું ગીધ અમે ઊડતું જોયું. અમારા મુકામની દક્ષિણ બાજુએ કંઇક ચળકતો સુંદર પદાર્થ ઊડતો હતો. તે દિશામાંથી તે પસાર થયું.' આ સાંભળીને લામાની આંખો ચમકી. તેમણે ઉત્સુકતાથી પૂછ્યું: 'ત્યારે તમે મંદિરમાં થાય છે તેવા ધૂપની સુવાસ અનુભવી હતી?'

'લામા, તમે બરાબર કહ્યું એ પથ્થરનાં પ્રદેશમાં, જ્યાં દૂર દૂર સુધી કોઇનો વસવાટ નથી એવા એ પ્રદેશમાં અમને અચાનક એકી સાથે આ મનોરમ સુવાસ આવી હતી. આવું કેટલાયે વાર બન્યું હતું. આવો સુંદર સુવાસ અમે આ પહેલાં કદીયે માણી નહોતી. મને ઝાંખું ઝાંખું યાદ છે કે જ્યારે હું હિંદમાં હતો ત્યારે મારા એક મિત્રને ત્યાં આવા પ્રકારના ધૂપની સુવાસ મેં અનુભવેલી.'

'વત્સ, તમને શંબલનું રક્ષણ મળ્યું છે. એ કાળું ભયંકર ગીધ તમારો શત્રુ છે અને તે તમારા કાર્યનો વિનાશ કરવા આતુર છે. પરંતુ આ ચમકતા પદાર્થ રૂપે શંબલનું તમને જબરું સંરક્ષક બળ છે. આ શક્તિ સદૈવ તમારી પાસે જ રહે છે, પરંતુ તમે તેને હંમેશાં જોઈ શકતા નથી. ક્વચિત્ જ તમને સબળ બનાવવા તેમજ માર્ગદર્શન આપવા તે દર્શન દે છે. આ પ્રકાશિત પદાર્થ કઈ દિશામાં જતો તમે નિહાળ્યો? જે દિશામાં તે જાય તે દિશામાં તમારે જવું. તમે મને જે પવિત્ર શબ્દોચ્ચાર કહ્યો તે 'કાલજીય' જ્યારે કોઇ સાંભળે છે ત્યારે તેણે સમજવું કે શંબલને માર્ગ એને માટે ખુલ્લો થયો છે. જે વર્ષોથી એને એ ધર્મ-આદેશ

સંભળાય ત્યારથી તેણે બરાબર સાવધ રહેવું, અને યાદ રાખવું કે હવે એને ભગવાન રિઝન જેપોની સહાય મળે છે. માત્ર તમારે યાદ રાખવું કે ભગવાન કેટકેટલી રીતે સહાય કરે છે. ઘણી વાર માનવીને ખબર નથી હોતી કે ભગવાન રિઝન-જેપો તેને અમુક સ્વરૂપે સહાય કરી રહ્યા છે અને તેથી તે સહાયનો ઇન્કાર કરે છે. માટે એમાં ખાસ સાવધ રહેવું સમજીને ભગવાનની સહાયને સ્વીકારી લેવી.

❦

## જાગિયો સોરઠી સિંહ સૂતો!

ગિર ગિરનારની ઝાળીઓ આવરી,
રાડ મચાવી રહ્યાં જંગલી આકરી,
કેક શીકર પિશાચી રહે આચરી—
પુનિત નિજ ધામમાં આળી સૂતો!
અંગ મરડી અને મોઢ કરી ગર્જના, જાગિયો સોરઠી સિંહ સૂતો!

દુંદુભી વાગતાં ગડગડ્યાં જંગનાં,
વીર ઝમકી રહ્યા શૌર્યના રંગમાં,
વતનની ભીડનો સિંધુડો છંદમાં—
સાંભળી સર્વ ઊઠયા સપૂતો!
અંગ મરડી અને મોઢ કરી ગર્જના જાગિયો સોરઠી સિંહ સૂતો!

પ્રેમ ને 'શૌર્ય' ભર ચિત્ત ચકચૂરમાં
રોમ રોમે ભર્યા ભારતી નૂરમાં,
ધર્મથી પ્રાણ આ યુદ્ધના પૂરમાં—
પ્રેરતા એમને દેવ દૂતો!
અંગ મરડી અને મોઢ કરી ગર્જના જાગિયો સોરઠી સિંહ સૂતો!

દેવ દાનવ તણા ઘોર સંગ્રામથી,
ધમધમી ઊઠશે પીઠ ધરતી તણી,
અરિ કજોની બધી દુષ્ટતાને હણી—
ફરકશે વિજયી ધ્વજ હિંદી ઊંચો!
*અંગ મરડી અને મોઢ કરી ગર્જના જાગિયો સોરઠી સિંહ સૂતો!*

—ત્રિભુવન વ્યાસ

❦

### અનંત જીવન

(સ્રગ્ધરા)

માંડ્યાં મેં જે અધૂરાં અનુપમ કૃતિનાં તે શું રહેશે અધૂરાં?
સ્વપ્નાદર્શો શું રહેશે સુચિરદિન તણા સાધના શોધી વર્ષ્યા?
આગા અંબાર નેત્રે વિફલ શું ખાલની આયુની શાન્ત સન્ધ્યા
સાતત્યે રહેતી શ્રદ્ધા જીવન દ્યુતિ તણે-મૃત્યુ હારે મધુરી,
સાન્તેથી અનન્તે પરમ પ્રગતિ થતાં જ્ઞાન સોપાન છેવ.

—કુસુમાકર

### પરાજિત

હાર્યો હું કંઈક બાજી ને પાછી એ મેળવી ખરે
પરન્તુ શીલને હાર્યો પાછું ક્યાં મેળવું હરે?

—ભાસ્કર કે. વ્યાસ

### સ્વરાજ્ય સાધના

સુશ્રદ્ધા, સત્ય, સૌન્દર્ય, શિવ, સૌહાર્દ, સુસ્વતાં,
સાધના, સામ્ય, સંસ્કૃતિ, સેવા, સ્વાર્પણ, સર્જના
સૌજન્ય, સ્તુતિ, સત્સંગ, સ્વાધ્યાય, સ્મૃતિ, સંયમ
સાધીએ સ્વાશ્રયે સત્ય સાચી સ્વરાજ્ય સાધના.

—સ્વામી



સમકાલીન ઘટનાઓની સમીક્ષા કરતી લેખમાળા—શ્રી. 'શનિ'નાં કાર્ટૂનો સાથે

## 'સરસ્વતીચંદ્ર'કારની આર્ષવાણી સાચી ઠરી

**સ્વ.** સાક્ષર શ્રી. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીએ પોતાની સુપ્રસિદ્ધ મહાનવલ સરસ્વતીચંદ્ર ભા. ૪થામાં હિંદના રાજવીઓ માટે એક ભવિષ્યવાણી ભાખેલી. ક્રમે ક્રમે એ રાજવીઓ બ્રિટનના ઉમરાવો જેવા બની જશેઃ મુગટ અને રાજદંડની




'આ હાથીસેરાશેનો? આપણા રાજ્યમાં હાથી ક્યાં છે?'

'કેમ વળી? આપણા ડાઉસના બાપાના બાપાના વખતમાં હાથી હતો જ તો!'

એ દિવસો ગયા!

સાથે સંકળાયેલી કોઈ પણ સત્તા તેમની કને રહેશે નહિ, એવી એ આર્ષદૃષ્ટિસંપન્ન નવલવિધાયકની માન્યતા હતી. એ માન્યતા અને એ ભવિષ્યવાણી સાચી ઠરવાની પહેલી એંધાણીઓ આપણે આ મહિનામાં દીઠી. મધ્યપ્રાંતના છત્રીસ અને ઓરિસ્સાના પંદર એમ કુલ એકાવનસ રાજવીઓએ, સમયને વર્તીને પોતપોતાની રાજસત્તાઓનાં રાજીનામાં સરદાર પટેલને ચરણે ધરી દીધાં. આ રીતે કુલ અરધા લાખ ચોરસ માઈલ જેટલો વિસ્તાર, કુલ ૮૦ લાખ માણસોની વસતી સાથે, રાજકીય દૃષ્ટિએ, હિંદ સંઘની ધરતી સાથે એકરૂપ બની ગયો. એમનો વહીવટ હવે મધ્ય પ્રાંતની તથા ઓરિસ્સાની પ્રાંતીય સરકારોને હસ્તક રહેશે;

અને એ ઓગણચાલીશ રાજવીઓ હવે હિંદી સંઘના 'પેન્શનરો' બની રહેશે. બ્રિટિશ ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ અને પાછળથી બ્રિટિશ સરકારે, પોતપોતાના વખતના કેટલાય રાજવીઓને રાજ્યભારથી મુક્ત કરીને પેન્શનો બાંધી આપ્યાં હતાં, જે તેમના વંશવારસોને આજ દિવસ સુધી, આઝાદ પ્રજાકીય હિંદ સરકારને હાથે પણ મળ્યા કરે છે. આ ઓગણચાલીસ રાજવીઓના વંશવારસોની રોજીનો પ્રશ્ન પણ આ રીતે બહુ સરળતાપૂર્વક ઉકલી ગયો છે. આવા રાજવીઓના હાથમાં રાજતંત્ર રહેવા દેવા કરતાં એમને આમ નિવૃત્ત કરીને બેઠાબેઠ રોટલો ખવડાવ્યા કરવો એ આર્થિક દૃષ્ટિએ પણ કરકસરભર્યું છે એવો અત્યાર સુધીનો અનુભવ છે.

આ ઓગણચાલીસ રાજવીઓએ આવું ડહાપણનું પગલું વેળાસર ભરીને એક કાંકરે અનેક પક્ષીઓ માર્યાં છે. ઓગસ્ટની પંદરમી પછી હિંદમાં બેઠેલ નવા યુગમાં રાજવીઓને માટે સ્થાન જ નથી. કોઈ વહેલા જશે તો કોઈ મોડા જશે, કોઈ સ્વેચ્છાએ માનભરી રીતે વિદાય લેશે તો કોઈ ધક્કા ખાઈને ચાલ્યા જશે, પણ જશે ખરા જ. છત્તીસગઢ અને ઓરિસ્સાના



કોઈ વહેલા જશે તો કોઈ મોડાઃ કોઈ માનભર્યા જશે, તો કોઈ ધક્કા ખાઈને.

રાજવીઓ સ્વેચ્છાએ અને માનભરી રીતે વહેલા વિદાય થયા છે; એટલે અંશે દેશને સાથે તેમણે પાડ પણ ચડાવ્યો છે અને પોતાની તેમજ પોતાના વંશવારસોની રોજીની જોગવાઈ પણ તેમણે કરી

લીધી છે. તેમની પ્રજા પણ હવે સુખી અને તેઓ પણ હવે સુખી. હવે પોતાને આમ આનાયાસે લાધેલી નવગશનો સદુપયોગ તેઓ દેશસેવાના કાર્યમાં કરશે તો દેશના જાહેરજીવનમાં ઝળકવાની તક તેમને બીજા કરતાં સ્વાભાવિક રીતે જ વધારે છે; નહિતરેય ગરીબીથી ચોમેર ઘેરાયેલા આ દેશમાં ગર્ભશ્રીમંતાઈનું સુખી જીવન ગાળવું એ પણ કંઈ ઓછો લ્હાવો નથી, તેમને માટે !



## કદાચ જુનાગઢ અને કાશ્મીરને પણ નિઝામની ઇર્ષ્યા નહીં આવે !

છત્તીસગઢ અને ઓરિસ્સાના રાજવીઓના આ ડહાપણની પડખે મૂકતાં હિંદના સૌથી મોટા રાજવી નિઝામની બેવકુફી ખૂબ ભયંકર રીતે ઘેરી અને અળખામણી લાગે છે ! આસફજહી ખાનદાનના આ નબીરાએ હિંદ સંઘની નાથ અંતે સ્વીકારી તો ખરી જ, પણ તે ધૂંવાફૂંવા થઈને અને અનેક ધમપછાડા કરીને, વળી અધૂરી અને તેય ફક્ત એક વરસને માટે ! એના મનમાં તો એમ જ છે કે અત્યારે તો ભીનું સંકેલવા દો. પછી આગે આગે ગોરખ જાગે ! અણી ચૂક્યો સો વરસ જીવે ! નિઝામને તો અત્યારે અણી ચુકાવાની હતી, તે તેણે ચુકાવી ! હવે એક વરસ જેવડું વરસ પડ્યું છે. રિયાસતની પ્રજાના પંદર ટકા જેટલી એટલે કે કુલે પચ્ચીસેક લાખ જેટલી મુસ્લિમ વસતિનું પ્રતિનિધિત્વ કરવાનો દાવો કરતી મજલિસે-ઇત્તિહાદે-ઉલ-મુસલમીન તેની પડખે છે. એનો તે પૂરેપૂરો સદુપયોગ કરશે. મજલિસનું સ્વપ્ન દક્ષિણ હિંદમાં પાકિસ્તાન રચવાનું છે. "હું જવાબદાર શાસનતંત્રમાં માનતો નથી !' એમ છડેચોક ગર્જનાર, અને બીજે કાયદે આઝમ બનવાનાં સ્વપ્ન સેવનાર કાસમ રઝવી જેવો મજલિસનો પ્રમુખ છે. હૈદરાબાદની ધરતી ઉપર નિરંકુશ, આપખુદી શાસન ચાલુ રહે તો જ તેમનાં છોકરાં ઘૂઘરે રમી શકે, એવા નવાબો અને નવાબજાદાઓનું મંડળ છે. દીનને નામે, સાચા કે ખોટા વચ્ચેનો વિવેક વીસારીને આંધળીઆં કરનાર ઝનૂની ધર્માંધતા છે. દારુગોળો અને શસ્ત્રસરંજામ તો પોતાને ખુદાતાલાની ધરતીના ગમે તે ખૂણામાંથી મળી રહેશે એવી ખાતરી છે. અશક્યને પણ શક્ય બનાવે એટલી અઢળક ધનસંપત્તિ છે. એટલે નિઝામ એમ માને છે કે બાર મહિનાની અંદર તો પોતે એટલો સબળ થઈ જશે કે દિલ્હીને પણ તેની સામે મેદાને પડવાની હિંમત નહિ રહે ! અને બીજું તો છે કોણ ? પ્રજા-પોણા બે કરોડની હિંદુ પ્રજા-તો નિઝામને મન, ભાજીપાલો જ છે !



પોણા બે કરોડની હિંદુ પ્રજા તો નિઝામને મન ભાજીપાલો જ છે !

પણ નિઝામની આ સ્વપ્નસૃષ્ટિ વાસ્તવિકતાથી કેટલી દૂર છે તે આપણે ફક્ત બે-જ હકીકતો ઉપરથી જોઈ શકીએ છીએ. રિયાસતની પ્રજાકીય કોંગ્રેસે નિઝામે આપેલા સુધારાઓ સ્વીકાર્યા નથી. આગળ વધીને, મુંબઈમાં મળેલી એ કોંગ્રેસની કારોબારીએ અસહકાર અને સત્યાગ્રહના જંગની ઘોષણા પણ કરી દીધી છે. કાર્યક્રમમાં પહેલું સ્થાન કર ન ભરવાના આન્દોલનને આપવામાં આવ્યું છે. સ્વામી રામાનંદ તીર્થ અને એમના સાથીઓ નિઝામીને નાબૂદ કરવા માટે કેસરિયાં કરવા સુધી તૈયાર છે, પણ તેમની પડખે દેઢ કરોડ જેટલી બિનમુસ્લિમ જનતા છે અને એ જનતા દિનપ્રતિદિન વધુ ને વધુ જાગ્રત થતી જાય છે એ જોતાં, પોતાના ધ્યેયની સિદ્ધિને માટે કેસરિયાં કરવા જેટલી હદે પણ તેમને નહિ જવું પડે ! ૧૯૧૯ માં જનરલ ડાયર "બ્રિટિશ સરકાર જબરદસ્ત છે: હું તમને 'ચાંચડની પેઠે' ચોળી નાખીશ" એવી ઉદ્ધત વાણી અમૃતસરની પ્રજાને સંભળાવતો હતો; ૧૯૪૨ માં, ચર્ચિલ, "હિંદની ધરતી ઉપર આજે જેટલા સૈનિકો છે, તેટલા પૂર્વે

કહી નહોતા." એવું આશ્વાસન આગની સદીને આપીને બ્રિટિશ-સામ્રાજ્યના સુદીર્ઘ જીવનની ખાતરી ઉચ્ચારતો હતો, અને ૧૯૪૭ ના ઓગસ્ટની પંદરમીએ તો યુનિયન જેક ન્યૂ દિલ્હીનાં શાહી મહેલના બુરજ ઉપરથી સડસડાટ ઉતરી ગયો !

તો નિઝામની તાકાત તો બ્રિટિશ હકુમતની તાકાતની સરખામણીમાં-ટેન્કો પાસે સોયના જેટલી પણ નથી, અને સ્વામી રામાનંદ તીર્થને ગાંધી-નહેરૂ-સરદારની પેઠે, બહારની લેશમાત્ર કુમકની આશા વગર લડવાનું પૈ નથી !

કારણ કે જયપુરમાં એક જાહેર પ્રવચન કરતાં, સરદારશ્રીએ ચોખ્ખું કહ્યું છે કે 'સ્થગિત કરારોની બાર મહિનાની અવધિ પૂરી થયા પછી નિઝામને હિંદ સંઘ સાથે જોડાયા વગર છૂટકો જ નથી ! સરદારશ્રીના આ ઓઝાબોલાની પાછળ રહેલ મર્મથી હિંદી પ્રજા હવે તો સુપરિચિત છે. એટલે નિઝામનું ભાવિ નિશ્ચિત છે. એ છત્તીસગઢ અને ઓરિસ્સાના રાજવીઓને રસ્તે નહિ જાય એ નક્કી લાગે છે; હવે જોવાનું એ રહે છે ફક્ત કે એ કાશ્મીરના હરિસિંગને રસ્તે જશે, કે જુનાગઢના મહોબતખાનને રસ્તે, કે પછી એ બન્નેયને પણ ઈર્ષ્યા ન આવે એવા કોઈ ત્રીજા મહાકારણ રસ્તે ?

## જુનાગઢના કાવત્રા પાછળનો ભેદ

જૂનાગઢની ચોપાટ ઉપર અત્યારે અનેક દાવો ખેલાઈ રહ્યા છે. જિજીવિષા મૃત્યુની ઘડીએ વધારેમાં વધારે પ્રબળ હોય છે એ હકીકતનું આ દૃષ્ટાંત છે. નવાબી જતાં જે તે સત્તા-શોખી અને ધનલોલુપ વગેરેને ધોળે દિવસે તારા દેખાવા લાગ્યા છે. તેમાં બધા ય સાથે મળીને હવે નવાબને કરાંચીના વનવાસમાંથી પાછો જુનાગઢની ગાદી ઉપર લાવવા માગે છે. કાવતરૂં એટલું બધું વિશાળ અને જટિલ— બિચારો પાંજરાનો પોપટ



## ફુરસદનો સદુપયોગ



'અરે......ભાઇ, તમે !'

'વાસ્તો. માલિક ઘોડાનો માલ કે ઘોડા વેચી નાખ્યા પછી ઘણી ફુરસદ રહે છે !'...

કુદિશ છે કે એમાં કોણ કોણ નથી અને કોણ કોણ છે એ નિશ્ચયપૂર્વક કહેવું પણ લગભગ અશક્ય છે. મેમણો પૈસા ભેળા કરી રહ્યા છે. ભૂતકાળની ઘોરમાં દટાયલા કોઈ મ છ દીવાનના પેટમાં હજુ પણ પડેલું નવાબી લૂણ પોતાની નીમકહલાલીની પ્રતીતિ આપવા ઉછાળા મારી રહ્યું છે. 'આજે નવાબ ગયા તો આવતી કાલે મારો વારો' એવી દહેશતથી પીડાતા કેટલાક રાજવીઓ ન્યાય અને પટલાઈના પડદા હેઠળ પોતાની સલામતીને સલામત રાખવાની તરખડમાં પડ્યા છે. આરઝી હકૂમતનાં કેટલાંક અંગો પણ પ્રજાશાસનવાદ પ્રત્યે જ પોતાની નિષ્ઠા બાબત શિથિલ જણાયાં છે અને ખુદ હિંદી સંઘે નીમેલા કેટલાક અધિકારીઓ, કાં તો પરંપરાગત પ્રત્યાઘાતી માનસની જૂની ટેવને કારણે અથવા તો બીજા કોઈ ઐહિક લાભોની આશાએ, કુહાડીના હાથા બની રહ્યા છે. જુનાગઢમાં ફાટી નીકળેલું કોમી હુલ્લડ એ આ જ કાવતરાંનો એક ભાગ હતું એમ માનવાને કારણ છે..

પણ જુનાગઢી, સોરઠી, કાઠિયાવાડી પ્રજા જેટલી આજે જાગ્રત થઈ તેટલી ભૂતકાળમાં કદીયે નહોતી, અને દિલ્હીમાં સરદાર જેવા સદા જાગ્રત અને વિદ્યુદ્વેગી વીર નર બેઠેલ છે એ જોતાં આ બધાં કાવતરાં અંતે તો ધૂળમાં જ મળવાનાં છે, એ વાત નિર્વિવાદ છે. પેલા મહાભારત પ્રસિદ્ધ સર્પસત્રમાં તક્ષકનાગે ઇન્દ્રનું શરણ લીધેલું—એવી આશાએ કે બ્રાહ્મણો કંઈ ઇન્દ્રને તો નહિ સંહારે! પણ પોતાના ધ્યેયની બાબત એકનિષ્ઠ એવા બ્રાહ્મણોએ તો 'તક્ષકાય સ્વાહા! ઇન્દ્રાય સ્વાહા' કરીને અપરાધીને આશ્રય આપનાર સવાયો અપરાધી એવી વૃત્તિ જ દેખાડેલી! તેમ નવું દિલ્હી અને સરદારશ્રી પણ પ્રજાશાસનવાદના કોઈ પણ વિરોધીને છોડે એમ નથી પછી ભલે તે વિરોધી ગમે તેની પાંખમાં ભરાયો હોય કે ગમે તે દરજ્જાનો હોય!... જૂનાગઢનાં પ્રજાશાસનવાદનું અને હિંદ સંઘ સાથેના એના જોડાણનું અંતે તો આ રીતે 'સંઘ સલામત' જ છે! કાવતરાં કરનારાઓ નાહક હેરાન થાય છે અને કરાંચીમાં કૂતરાઓ સાથે રમતા બિચારા જીન્હ નવાબને નાહકનો વધુ હેરાન કરે છે!

## કાશ્મીરનાં બે યુદ્ધ: એક શસ્ત્રોનું, બીજું મંત્રણાનું

કાશ્મીરમાં યુદ્ધ હજુ ચાલે છે; એક યુદ્ધ નહિ, પણ બે યુદ્ધો, કાશ્મીરને અંગે અત્યારે ચાલી રહ્યાં છે. એમાં શસ્ત્ર-યુદ્ધ તો હવે ગૌણ છે. ગૌણ એ દૃષ્ટિએ કે હિંદ સંઘની સેનાઓનો વિજય—જે પહેલાં પણ અનિશ્ચિત નહોતો, તે હવે સુનિશ્ચિત છે. પાકિસ્તાન પ્રેર્યા તાયફાવાળાઓ શ્રીનગરના વિસ્તારમાંથી પરાજિત થઈને હવે જમ્મુની આસપાસ આંટા મારી રહ્યા છે. પણ જે વખત જાય છે, તેમાં દિવસે દિવસે હિંદ સંઘ વધુ મજબૂત બનતો જાય છે અને તાયફાવાળાઓ વધુ ને વધુ નિર્બળ બનતા જાય છે. કાશ્મીરની ધરતી ઉપર જ્યાં સુધી એક પણ આક્રમક હશે, ત્યાં સુધી આ યુદ્ધ ખતમ નહિ થાય, એવી પં. નહેરુએ પ્રતિજ્ઞા કરી છે અને શેરે-કાશ્મીર શેખ અબ્દુલ્લા હિંદ સંઘના સૈન્યોની સહાય સાથે એ પ્રતિજ્ઞાને પૂરી કરવા માટે સાથે સાથ શેરના પરાક્રમ વડે મૂઝી રહેલ છે.



તોપે ચડીને આવેલા શાંતિના 'પાક' દૂત!

પણ કાશ્મીરને અંગેનું પ્રધાન યુદ્ધ તો આ મહિને હિંદ અને પાકિસ્તાનના મુત્સદ્દીઓનાં મંત્રણાભવનોમાં ખેલાયું! જી. ઝીણાએ જાણે પોતે આ બાબત તદ્દન નિર્દોષ અને તટસ્થ હોય એવી રીતે હિંદ સંઘ પાસે સમાધાનની શરતો મૂકી: 'તમે કાશ્મીરની ધરતી ઉપરથી ખસી જાઓ, શેખ અબ્દુલ્લાને પણ ખસેડી લો. પછી શાંતિ સ્થાપવા માટે મારી અને માઉન્ટબેટનની સંયુક્ત નિમણૂંક કરો; અને છેવટે કાશ્મીરની પ્રજાને હિંદ સંઘ કે પાકિસ્તાન એ બેમાંથી કોની સાથે જોડાવું તેનો

નિર્ણય કરવા દો.' આ માગણીની પાછળ રહેલી ધૂર્તતાનો એક જ જવાબ હોઈ શકે. અને તે હિંદ સરકારે તેમને આપી દીધો છે. તે જવાબ છે—"પહેલું કામ આક્રમક ધાડપાડુઓને, મારીને હટાવવાનું છે. અમને એકવાર એ પૂરું કરી લેવા દો. પછી બીજી બધી વાત!" આક્રમક ધાડપાડુઓનું બીજું નામ જ. ઝીણા અને એમના સાથીઓ છે—એ જગત જાણે છે! અને એવાઓનો શાંતિના દૂત તરીકે સ્વીકાર કદી પણ ન થઈ શકે તે પણ જગત જાણે છે!

## અનોખી, 'લીગ-બ્રાન્ડ' વફાદારી !



જ. ઝીણા અને એમના સાથીઓની જૂની રમત હજુ નવા નવા સ્વરૂપોએ ચાલુ જ છે. તેમને પાકિસ્તાન મળ્યું તેથી એ ધરાયા નથી. તેમની વૃત્તિ હજુ પણ "હસકે લિયા પાકિસ્તાન, અબ લડકે લેંગે હિંદુસ્તાન" છે!

આ વૃત્તિનો પહેલો પુરાવો કરાંચીમાં મળેલી મુસ્લિમ લીગની કાઉન્સિલે આપ્યો. એ કાઉન્સિલે નિર્ણય કર્યો છે કે લીગ હિંદ સંઘમાં પણ ચાલુ રહેશે. કાઉન્સિલમાં હિંદ સંઘની ધરતી ઉપર વસતા—અને વસવા માગતા—પ્રતિનિધિઓ પણ હના—મોટી સંખ્યામાં હતા. છતાં આ નિર્ણયની વિરુદ્ધ ફક્ત પાંચ જ મતો પડ્યા! એટલે કે હિંદ સંઘના મુસલમાનો પણ લીગના ધાંધલને વળગી રહેવા માગે છે એ નક્કી છે. આ ઉપરથી હિંદ સંઘના મુસલમાનોની વફાદારીની વાતોનું સાચું સ્વરૂપ આપોઆપ છતું થઈ જાય છે! તેમની વાતોમાં વિશ્વાસ રાખીએ તો તેઓ હિંદ સંઘને વફાદાર રહેશે અને પાકિસ્તાનને પણ વફાદાર રહેશે; રાષ્ટ્રવાદને વફાદાર રહેશે અને એ પ્રજાવાદી કોમવાદને પણ વફાદાર રહેશે; તેજને વફાદાર રહેશે અને અન્ધકારને પણ વફાદાર રહેશે! ખરેખર વફાદારીની તેમની વ્યાખ્યા અને વફાદારી જાળવવાની તેમની રીત અનોખી જ છે!

પ્રત્યેક બાબતમાં વાણી અને વર્તન વચ્ચેના તેમના આવા વિરોધથી તો હવે, હિમાલયના જેટલી ધીરજ ધરાવનારા ખુદ મહાત્માજી પણ થાકી ગયા લાગે છે! હિજરતીઓએ પોતપોતાના અસલ વતનમાં પાછા ફરવું જોઈએ એવો આગ્રહ સેવનારા એવા એમણે પણ પૂર્વ પંજાબમાં પાછા ફરવા માગતા ભાઈઓને ચેતવણી આપી છે કે એ સમય હજુ પાક્યો નથી! શાંતિની વાતો કરતાં કરતાં છૂરી હુલાવી દેનારાઓના ઉપર ઈતબાર પણ કેટલો રાખી શકાય? બધાનાં શરીરોની જડતી લઈને પછી જ નિર્ણય કરવો એમ નક્કી કરીએ તો પણ, બધાંય અંતરની જડતી થોડી જ લેવાય છે!

શરીરની જડતી લેવાશે, અંતરની જડતી થોડી લેવાય છે!

## સિંધની મુઠી વચ્ચે આવેલા હિંદુ નોકરો

બાકી હિંદુઓ પ્રત્યે પાકિસ્તાનના સત્તાધારીઓને કેટલો અથાગ પ્રેમ છે તેનો તો અંદાજ આપણને હજુ પણ ન આવ્યો હોય તો તે સિંધની સરકારે બહાર પાડેલ એક નવા હુકમ ઉપરથી પણ જોઈ શકાય છે. એ હુકમ ફરમાવે છે કે સિંધ સરકારના કોઈ પણ હિંદુ નોકરે 'પરમીટ' વગર નાતાલની રજાઓ દરમ્યાન પાકિસ્તાન બહાર ન જવું...અને 'પરમીટો' કેટલીક મળશે તે તો, પહેલાં જેને 'પરમિટ'

આપવામાં આવી હતી તેમની પણ રદ થઇ છે એ ઉપરથી સમજાશે ! એજ કરાંચીની મ્યુનિસિપલ કોર્પોરેશનની એક બેઠક દરમ્યાન, કેરાંગીની લીગના નાયબ વડાએ હિંદુઓને જાહેર રીતે ધમકાવેલા કે તમે 'બધા પેલેસ્ટાઇનના યહૂદીઓ જેવા છો. પાકિસ્તાનમાંથી જો વહેલા જતો તો વધુ સારૂં !



એટલે કે હિંદુઓની સ્થિતિ—લીગ બહાર કાઢવા માગે છે; હુકમ પરમિટ વગર જવા દેવાની ના પાડે છે અને સરકાર પરમિટ આપતી નથી—એ ત્રણ સાણસાઓ વચ્ચે જેવી થાય તેવી ! હકીકત તો આમાં એટલી જ છે કે હિંદુઓ પાકિસ્તાનને ખપતા નથી, પરંતુ રાજતંત્ર ચલાવવા માટે જોઇતા નિષ્ણાત-કારકુનો મુસલમાનોમાંથી તેને સાંપડતા નથી ! એટલે મુસલમાનો તૈયાર થાય ત્યાં સુધી અને ત્યાં સુધી જ હિંદુઓ પાસે વેઠ કરાવવી છે !



## 'નથી' 'નથી'ની તો લાંબી લાંબી યાદી છે !

પણ પાકિસ્તાનની કંગાલિયત ફક્ત નિષ્ણાતો પૂરતી જ નથી. 'નથી'ના શીર્ષક નીચે એક લાંબી યાદી તેની કને છે અને તેમાં સૌથી અગત્યની અછત તો નાણાંની છે ! પાકિસ્તાનના અર્થતંત્રનું નવવિધાન કરવાના હેતુથી જ. ઝીણાએ બ્રિટિશ નિષ્ણાત સર આર્ચિબોલ્ડ રોલાન્ડની સેવાઓને ત્રણ મહિનાઓ માટે ઉછીના લીધેલી. સર આર્ચિબોલ્ડે પોતાનું કાર્ય આટોપ્યા પછી પહેલી જ વાત એ જાહેર કરી કે પાકિસ્તાન પાસે પોતાનું સંરક્ષણ ખાતું ચલાવવા માટે પણ પૂરતાં નાણાં નથી... અને નવા કરવેરાઓ સારા પ્રમાણમાં નાખ્યા વગર છૂટકો નથી ! આવી ખાલી તિજોરીઓના જોર ઉપર કાશ્મીર જેવાં ધીંગાણાં ઊભાં કરનારાઓના માનસના વિષે શું કહેવું ? પાકિસ્તાનની અર્ધ-ભૂખી-નાગી આમજનતા પોતાના સડેલા ઘરમાં સગવડો કરવાની માગણી કરવા પણ નવરી ન પડે તે ખાતર તો તેમને નિત્ય નવાં ઝનૂનને માર્ગે દોરવામાં આવતી નથી ? પણ આવું ક્યાં લગી ચાલશે ?



તિજોરી સાફ થઇ ગઇ !

પાકિસ્તાનને અસ્તિત્વમાં આવ્યા આજે સાડાચાર મહિના થવા આવ્યા. આ સમય દરમ્યાન એક પણ રચનાત્મક કાર્યની શરૂઆત તેના તરફથી થઈ છે ?



## ઉદ્યોગ પરિષદનો ક્રાન્તિલક્ષી ઠરાવ

આથી ઉલટું, હિંદ સંઘના મોવડીઓ, પાકિસ્તાને ઉભી કરેલી અનેક અણધારી આપ-

ત્તિઓ સામે ઝૂઝતાં ઝૂઝતાં પણ પ્રજાનેકલ્યાણની વાતને વીસર્યા નથી ! નવી દિલ્હીની પ્રેરણાથી આરંભાયેલ આ રચનાત્મક કાર્યક્રમમાં, આ મહિને, પહેલું સ્થાન લઈ લે છે ઔદ્યોગિક પરિષદે પસાર કરેલ એક ક્રાંતિકારી ઠરાવ. આપણી બધી યે દરિદ્રતાના મૂળમાં છે આપણા ઉત્પાદનની અપૂર્ણતા. ઉત્પાદન વધારવાની યોજના કર્યા વગર, વહેંચણીની વ્યવસ્થામાં જગત વીતાવવો એ કણક વગર રોટલી બનાવવા નીકળવા જેવું છે એ હકીકતને આ ઠરાવ સ્વીકારે છે. ઉત્પાદન વધારવા માટે સૌથી મોટી આવશ્યકતા કામદારો અને ઉદ્યોગપતિઓ વચ્ચેના સંપૂર્ણ અને હાર્દિક સહકારની છે; અને ઉત્પાદનને પરિણામે વધતી સંપત્તિમાંથી કામદારોને યોગ્ય વળતર ન મળી રહે ત્યાં સુધી આવો સહકાર અશક્ય છે.

કામગારો પાસે ધનલોલુપ ઉદ્યોગપતિઓ પાસેથી ન્યાય મેળવવાનો એક જ માર્ગ હતો—હડતાળ ! પણ હડતાલનું પરિણામ તો સરવાળે ઉત્પાદનના ઘટાડામાં જ આવે ! અને માલિકો તો પહેલેથી જ માલેતુજાર છે. "મેં મરૂં, પણ તુમકો રાંડ કરૂં" એ ન્યાયે કામદારો હડતાલ પાડે તેમની સાથે માલિકો Lockout જાહેર કરીને લડતા. અને તે પણ, કહેવત પ્રમાણે 'મરવાની' આફત પોતા પર નોતર્યા સિવાય ! કારણ કે તેમની પાસે ખમી ખાવાની શક્તિ ! મહિનો બે મહિના કારખાનાં ન ચાલ્યાં તો ય તેમનો ક્યો વાળ વાંકો થવાનો હતો ? મરશે તો એક હડનાગિયા મજૂરો અને બીજી આમ પ્રજા ! એક એ રીતે પરિણામે પોતાની ગરીબીને ઉલ્ટાની વધુ ઘાટી બનાવશે, અને બીજો જીવનનિર્વાહના અનિવાર્ય વસ્તુઓ બાબત વધુ અછત વેઠશે !—એ હતી ઉદ્યોગપતિઓની વિચારસરણી !...

ઔદ્યોગિક પરિષદે આની સામે, સાચી નિષ્ઠાથી વપરાય તો અમોઘ નીવડે એવું શસ્ત્ર સર્જ્યું છે. તેનો આ ઠરાવ કહે છે કે ભવિષ્યમાં બધા કામદાર વિ. ઉદ્યોગપતિઓના બધા જ મતભેદો લવાદપંચોને સોંપાવા જોઇએ અને એનો નિર્ણય બન્ને પક્ષોએ માન્ય રાખવો જોઇએ.

આ ઔદ્યોગિક અદાલતો મનસ્વીપણે ન વર્તે તે ખાતર નફાની વહેંચણીને અંગે ઔદ્યોગિક પરિષદે એક નિશ્ચિત સિદ્ધાંત-ધોરણ સ્વીકાર્યું છે. તેમાં નીચેની વાતો છે :

(૧) ઉદ્યોગોમાંથી થતા નફા શ્રીમંત માલિકોની શ્રીમંતાઇને અમર્યાદ રીતે પુષ્ટ કરવા માટે નથી. એટલે ઉદ્યોગોની આવક ઉપર સારી પેઠે

## સોનાનાં ઇંડાં આપતી મુરઘી




ગાંધીજીની નજરે




કેટલાક આગેવાનોની નજરે

કરવેરાઓ નાખવા, જેથી ઉત્પાદિત વસ્તુઓને ખરીદી ઉદ્યોગોને નભાવતી દેશની આમ પ્રજાને કોઈ ને કોઈ સ્વરૂપ મળી રહે।

(૨) કરવેરા કાઢી લીધા પછી, નફાની જે રકમ વધે, તેમાંથી કામદારોને કામ ના પ્રમાણમાં અને મૂડીદારોને મૂડીના પ્રમાણમાં યોગ્ય વળતર મળે. એટલે કે કામદારો તેમ જ મૂડીદારો–બન્ને–ઉદ્યોગોના એકસરખા જ ઉપજાવીઓ એ સિદ્ધાન્ત માન્ય થયો. આમાં યોગ્ય વળતર કોને કહેવું તેનો નિર્ણય, ખાસ એ કામ માટે રચવામાં આવેલી સમિતિઓ કરે – જેમાં ઉદ્યોગપતિઓ, કામદારો અને સરકારના સૌના પ્રતિનિધિઓ હોય!

(૩) આ વળતર અપાયા પછી જે બાકી રહે, તેમાંથી ઉદ્યોગોના વિકાસાદિને માટે તેમ જ ધંધાને અંગે ઉભી થતી કોઈ અણધારી કટોકટીને પહોંચી વળવાના હેતુથી–અમુક રકમ નિયમિત રીતે ભંડોળ-ફાળામાં અનામત લેખે લઈ જવી. કેટલી તેનો નિર્ણય પણ ઉપરની સમિતિ કરે.

(૩) આ પછી છેવટે જે બાકી રહે તેના, કામદારો અને મૂડીદારો બન્ને ભાગીદારો ગણાય; એટલે એ અવશિષ્ટ રકમ બન્ને વચ્ચે ન્યાય્ય ધોરણે વહેંચી આપવી. આમાં પણ ન્યાય્ય ધોરણ કોને કહેવું તેનો નિર્ણય ઉપરના સ્વરૂપની સમિતિ જ કરે.

ઉદ્યોગપતિઓ અને કામદારો બંનેએ ઓછામાં ઓછા ત્રણ વરસ સુધી, સમગ્ર રાષ્ટ્રના વ્યાપક હિતની દૃષ્ટિએ, પોતપોતાની તકરારો ધ્યાનમાં રાખવી જોઈએ; એવી પં. નહેરુની માગણી છે. ઉદ્યોગ–પરિષદને આ ઠરાવને બંને પક્ષો–ખાસ કરીને–ઉદ્યોગપતિઓ હૃદયની શુદ્ધ નિષ્ઠા વડે વળગ રહેશે તો ફક્ત ત્રણ વરસ માટે જ નહિ, પણ ઘણા જ લાંબા સમય સુધી, આપણા આર્થિક ક્ષેત્રમાં શાંતિનું વાતાવરણ કાયમ રહેશે. આમ થાય તેની કાળજી રાખવાની જવાબદારી, અલબત્ત, અંતે તો, સરકારને શિરે જ રહેશે.

## કાચાં ફળ તો ખાટાં યે હોય!

લોકહિતની દૃષ્ટિએ આપણી સરકાર તરફથી ભરાયેલું બીજું પગલું તે, અનાજ અને ખાંડ-ગોળ ઉપરના અંકુશોનું વિસર્જન છે. આ પગલાંના પરિણામ વિશે અત્યારે તો બે મત છે જ; પણ એની પાછળ પ્રજાપ્રતિનિધિઓનં પ્રજાકલ્યાણની નિ[illegible] તો પ્રામાણિ જ છે. અંકુશોના સૌથી પ્રબળ વિરોધ પૂ મહાત્માજી હતા. પ્રજાને અને સર કારને અંકુશોની વિરુદ્ધમાં તેમ તરફેણમાં ઘણું જ કહેવાનું ન પરંતુ મહાત્માજીના અંતરનો અવાજ આ બાબતમાં નિર્ણાયક બન્યો પ્રજા કાળાબજારો અને સંઘરાખો સામે જેટલા શોરજોરથી ફરિય કરી રહી છે, તેટલા જ જોરશોર એ આ બે અનિષ્ટોને નાબૂદ કર માટે કટિબદ્ધ હશે અપવા થશે અંકુશોનું વિસર્જન એકંદરે તે લાભમાં જ પરિણમશે. બાકી અં વિસર્જનનાં પહેલાં ફળ તો પ્રત્યેક ફળની પેઠે, ખાટાં જ છે!





# કટાક્ષ : શબ્દોમાં અને રેખાઓમાં



## પાકિસ્તાન : પાંચ વર્ષ પછી

: લેખક :
શ્રી. 'નારદ'

ખૂબ કોટ'નો લાલ-પટ્ટો લગાવીને દરરોજ 'ગણપત શીવા હાજર હૈ'ની બાગબુલંદ ગર્જનાઓથી કોર્ટના મેદાનમાં શેરની જેમ ગાજતો મારો બાળક ગોઠીયો દોસ્ત 'દર્દદિલ' પાકીસ્તાનમાં જઇને જાણે કે પ્રભુને ખોળે પડી ગયો હતો. આમ તો એનું નામ શેરખાં હતું, પણ જરાક ક્યાંક રંગીન લુગડું ભાળે કે તરત મીંયાની ડાગળી ચસકવા લાગતી. એથી અમે તેનું નામ મજાકમાં દર્દદિલ પાડેલું. તેને પણ આ નામ ખૂબ ગમી ગયેલું, કારણ કે ઘણા તેને મશ્કરીમાં પાંશેરખાં કે અશેરખાં કહેતા તેથી મીંયાનો મીજાજ સાતમે આસમાન જઇ બેસતો, તેથી 'દર્દદિલ' નામથી પોતાને કોઇ નવાજે તે તે વધુ પસંદ કરતો.

આવો દર્દદિલ ખુદાતાલાની રહેમથી પાકિસ્તાન સ્થપાતાં જ ત્યાં પહોંચી ગયો. અને પેલી ડોશીમાની વાતોમાં જેમ 'દોરી લોટો લઇને દેશાવર જવા નીકળેલાઓ રાજાની કન્યાને પરણી લાવે છે' તેમ તેને પણ પાકિસ્તાનમાં જતાંની સાથે જ કોઇક નાનકડા નવાબની પોડશવર્ષની કન્યા સાથે નેકાહ કરી લેવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું. એ લગ્ન કેવળ માનસિક હતાં કે સાચાં તે તો ખુદા જાણે-પણ તેના પ્રત્યેક પત્રમાં પોતાની-ખુશનસીબીની, પાકિસ્તાનના અદ્‌ભુત વિકાસની અને એવી કાંઇક કાંઇક વાતો લખીને તે મને એકવાર પાકિસ્તાન જોઈ જવાનો ખૂબ જ આગ્રહ કરતો. 'અને એ બધાં પ્રલોભનોથી આકર્ષાઇને એકવાર હું ઓફીસેથી નીકળીને હાથમાં શાકની ઝોળી સાથે જ સીધો પાકિસ્તાનની સ્પેશ્યલમાં ગદી બેઠો.

હિંદુસ્થાનની સરહદ પુરી થતા સુધી તો મુસાફરીમાં કાંઈ જ મઝા ન આવી. ક્યાંક એંગ્લો-ઈન્ડિયા



# ગાર્ડ કે ડ્રાઇવરને ચહા પીવા કે ભજીયાં ખાવાની ઇચ્છા થતાં જ્યાં ગાડી થોભાવાય છે!

અને આખી ઘરવખરી લઇને ડબ્બામાં ઘૂસવાનો પ્રયાસ કરનારાઓ નિરસ કકળાટ, કાકલુદીઓ અને ક્યારેક લીગ પદ્ધતિથી ડબ્બામાં પરાણે પેસવાનો આગ્રહ કરતા, તો બારી નજીક બેઠક પામી ગયેલા કોઇ ભાગ્યશાળીઓ ડબ્બા પરનું પોતાનું પ્રભુત્વ સિદ્ધ કરવાનો પ્રયોગ કરતા, અને એ સિદ્ધિ માટે, માપબંધીનું વીટામીન્સ વિહોણું ધાન મળવા છતાંયે, ખમીસની બાંયો ચઢાવીને શારીરિક સરસાઇનું માપ કાઢવાનું આગંતુકને આમંત્રણ આપતાં. લગભગ દરેક મોટા સ્ટેશનો પર આ નાટક ભજવાતું જોઇને મને રેલ્વે કંપનીનાં પોકળ આશ્વાસનો પર તિરસ્કાર વછૂટયો. ત્રીજા વર્ગનાં મુસાફરોને વીજળીના પંખા અને સુંદર બેઠકોવાળા નવી જ સજાવટના ડબ્બાઓ આપવાની ગુલબાંગો હાંકનારાઓમાંથી મારી શ્રદ્ધા મૂળમાંથી જ ડગી ઊઠી. આમ જેમ તેમ કરીને અમારી ટ્રેને હિંદી પ્રદેશનો પ્રવાસ પૂરો કર્યો.

પણ જ્યાં હિંદની હદ છોડીને ટ્રેને પાકિસ્તાની હદમાં પ્રવેશ કર્યો કે તરત જ તે પાટા પર દોડવાને બદલે જાણે કે હવામાં અદ્ધર ઊડતી લાગી. માર્ગમાં માત્ર કોઇજ સ્ટેશને ટ્રેન થોભતી. બાજુમાં જ બેઠેલા એક 'પાકિસ્તાની' પેસેન્જરને પૂછતાં જાણવા મળ્યું કે, માત્ર ગાર્ડ કે ડ્રાયવરને ઇચ્છા થઇ હોય તો ચહા પીવા કે ભૂખ લાગી હોય તો ભજીયાં ખાવા પૂરતી જ ટ્રેન થોભાવવામાં આવે છે. મને આ જાણીને આપણી વાણીયાવૃત્તિવાળી હિંદી સંઘની રેલ્વે ઉપર નફરત આવી અનાજનાં ગોડાઉનમાં ગુણો ખડકાય તેમ ખીચોખીચ મુસાફરો ભર્યા હોવા છતાંયે, વધુ ને વધુ પેસેન્જરો ભરવા માટે સ્ટેશને સ્ટેશને ઉભી રહેતી હિંદી રેલ્વેની ટ્રેનો અને આ પાકિસ્તાની સ્પેશ્યલ વચ્ચે મને આસમાન-જમીનનું અંતર લાગ્યું.

આશ્ચર્યની વાત તો એ હતી કે ટ્રેન કરાંચીના સ્ટેશને પહોંચી ત્યારે મારું સ્વાગત કરવા માટે દર્દદિલ ત્યાં હાજર જ હતો. તે મને લઇ ગયો જ એક પરદો પાડેલા ટાંગામાં બેસાડીને ઘેર લઇ ગયો અને મારાં સુતરાઉ કપડાં ઉતરાવીને કાગળનાં નવાં જ કપડાં પહેરવા આપ્યાં. આ વિચિત્રતાથી મને આશ્ચર્ય થયું. દર્દદિલે એનો ખુલાસો કરતાં જણાવ્યું કે 'દોસ્ત, પાકિસ્તાનમાં કાપડની મીલો ન હોઇને અમારી સરકારે કાગળનાં જ કપડાં પહેરવાનું પ્રજાને ફરમાન કર્યું છે. મીલનું કાપડ પહેરનારને અમારે ત્યાં 'કુફ્ર' લેખવામાં આવે છે. માટે તને બધે ફેરવીને પાકિસ્તાનનો વૈભવ બતાવવો છે તેથી તું સુતરાઉ કપડાંમાં હોય તો અનેક અગવડો ઉભી થાય તેમ હોઇને તારે થોડાક દિવસ આ કાગળનાં કપડાં પહેરીને જ ચલાવવું પડશે.'

'તને આ પહેરવાનું કેમ ફાવે છે?' તેણે આપેલો પોષાક પરિધાન કરતાં મેં પૃચ્છા કરી.

'અરે આ તો સૌથી વધુ અનુકૂળ અને વિશિષ્ટ પ્રકારનો પોષાક છે. આ પોષાક પહેરવાથી અનેક લાભો થાય છે. એક તો ખર્ચ લખવા માટે ખીસ્સામાં ડાયરી નથી રાખવી પડતી. કોઇ પણ ખરીદી, નોંધ કે દેવું લેણું સીધું જ કોટ કે લેંઘા પર લખી લઇ શકાય છે. વળી દરેક માણસની ટોપી પર તેનું નામ ઠામ ઠેકાણું વિગેરે પેન્ટર પાસે ચીતરાવી લેવાથી તેની ખોવાઇ જવાની ભીતિ રહેતી નથી અને હજારો માનવીઓ વચ્ચેથી પણ કોઇપણ માનવીને વગર પૂછયે સહેલાઇથી શોધી લેવામાં સુગમતા પડે છે. ઉપરાંત કોઇને ઘરકામ માટે રામો રાખવાનો હોય કે મોટર સાઇકલ વેચવાની હોય તો તરત જ પોતાના કોટ કે લેંઘા પર ચીતરાવે કે 'જોઇએ છે એક રામો'—'વેચવાની છે એક મોટર સાઇકલ' અગર કોઇ લગ્નેચ્છુ કુંવારરત્નની શોધમાં હોય યા તો કોઇ 'ઝાવડા છાપ ભાભા'ને ભરથાર ન જડતો હોય તો તેવાં સ્ત્રી-પુરુષો પોતાનાં વસ્ત્રો પર ચીતરાવી શકે છે, કે 'જોઇએ છે એક કન્યા—મળો આ માનવીને' યાનો 'જોઇએ છે એક વર-

---

—જાણો છો?—

આપના બીઝનેસની વિશાળ જાહેરાત માટે 'જીવન-પ્રકાશ' સબળ સાધન છે. એમાં ઓછા ખર્ચે વધુમાં વધુ જાહેરાત કરવા માટે આજે જ એની યોજના મગાવો

પૂછો આ પદમણીને.' આવી જાહેરાતોથી છાપાંની કોલમોના આંકડા બાવો બર્યા સિવાય જ બારોબાર મોટરો ગોઠવાઇ જાય છે. વળી તમારે ત્યાં જેમ બસોમાં, રેલ્વેમાં, તથા સુપરાર્ટના 'સબુરંદા-સંગી' પર દરાજના મલમની, ખસની દવાની કે શક્તિની દવાઓની જાહેરાતો ચોઢવામાં આવે છે તેમ, અહીં પણ માણસો પોતાના કોટ કે પેન્ટ પર અમુક મુદ્દતને માટે વેપારીઓને જાહેરાતો ભાડે આપવાનો વેપાર કરે છે. આમ આ પોષાક પહેરવાથી એક પંથ દો કાજ સધાય છે.

તમારે ત્યાં કપડાં મેલાં થતાં જેમ વોશીંગ કંપનીઓમાં મોકલવામાં આવે છે તેમ અહિં આ 'કાગળનાં કોટ પેન્ટો નોંધો કે જાહેર ખબરોથી ચીક્કાર ભરાઈ જતાં તેને 'ક્લીનીંગ કંપનીમાં મોકલવામાં આવે છે. જ્યાં રબ્બરથી એ બધું ભૂંસી નાખવામાં આવે છે. અ ટલાં બધાં કપડાંને સાફ કરવા માટે પૂરૂં પડી શકે તેટલું રબરનું ઉત્પાદન પાકિસ્તાનમાં ન હોઇને સરકાર તરફથી કરોડોના ખર્ચે રબ્બરનાં ઝાડો ઉગાડવાનું એક ખાતું ચલાવવામાં આવે છે.

દર્દદીલની આ યોજનાની વાત હિંદસંઘમાં જઈને સત્તાવાળાઓ સમક્ષ રજૂ કરવાની મેં મનમાં ગાંઠ વાળી.

થોડી જ વારમાં બાજુની હોટલનો એક નોકર આવીને ખીચડી અને પ્યાજના શાકનું ભાણું પીરસી ગયો. દર્દદિલે બારીએથી બૂમ પાડીને 'બહારવાળાને' દો કપ ચાય, દો પાન અને સીગારેટ' લાવવાનો ઓર્ડર આપ્યો. ચ્હા અને ખાણું બહારથી આવતું જોઇને મને વિચાર આવ્યો કે કદાચ દર્દદિલનાં બેગમસાહિબા તેમના વલિદને ત્યાં ગયાં હશે અગર તો પ્રસુતિગૃહે ગયાં હશે! પણ આજે ને આજે એને કાંઇ પૂછવાનું મેં યોગ્ય ધાર્યું નહિ. હિંદના ખુબસુરત રેશનીંગનાં જાર મકાઈ ખાઇ ખાઇને કંટાળેલા મારા મ્હોંને આ ખીચડી અને શાક અમૃત થીયે અદકાં લાગ્યાં. મેં આ ભોજનનાં અને તેના બનાવનારનાં બારોબાર વખાણ કર્યાં.

'કેમ ન હોય' દર્દદિલ બોલ્યો, 'આ કરાંચીનું સારામાં સારૂં હોટેલ ગણાય છે. રાજા મહારાજાઓ અને પ્રીંમનો જ અહિં જમે છે અને ઉતરે છે. હજી હમણાં સુધી જુનાગઢના માજી નવાબ મહાબતખાનજી અને દીવાન ભુતો આ જ હોટેલમાં રહેવા હતા. અમારે અહીં મકાનોની ખૂબ જ તંગી છે. કાઇદની કૃપાથી માંડમાંડ બીચારા હજી હમણાં જ એક બંગલો મેળવી શક્યા છે. તે યે એક જ બંગલામાં બન્નેને ભેગા રહેવું પડે છે.'

નવાબ મહાબતખાનનું નામ આવતાં જ મને તેની વાતમાં વધારે રસ પડવા માંડ્યો. કારણ કે જુનાગઢના પ્રકરણે તો સારાયે દેશમાં ચારેકોર ભારે ચકચાર જગાવેલી. તેઓ નામદાર અંગે વધુ માહિતી મેળવવાના મારા ઇન્તેજારને પારખી જઇને દર્દદિલે કહેવા માંડ્યું: 'પેલા શામળદાસે જુનાગઢની ગાદી છીનવી લેવાથી નવાબ બિચારા અહીં કફોડી હાલતમાં મુકાઇ ગયા હતા, પણ વફાદાર ભુતોએ દુઃખમાંયે તેમનો પીછો નથી છોડયો. નવાબની નોકરી છૂટી ગયા પછી હવે પેટીયું કયાંથી કાઢવું તે યે એક મૂંઝવણ હતી. વળી પાકિસ્તાનમાં તો ધંધાઓ મેળવવાની પણ મુસીબત. ડગલે ને પગલે ધર્મસ્થાનો

આવેલા હોઇને બેન્ડવાજાંની કંપની ખોલે તો તે ચાલી શકે તેમ નહોતું, કારણકે બંદગીમાં ખલેલ થવાથી બખેડા થવાનો સંભવ રહે. અરે નાલબંદી જેવા નાનકડા ધંધામાં પણ અહીં કાંઈ કસ નહોતો. કારણકે નાસી ગયેલા નિર્વાસિતો જોડા પહેરવા પણ ન રહ્યા હોઇને તેમનાં ખાસડાંનો અહિં હિમાલય જેવડો ખડકલો ખડો થવાથી ઘોડાગાડીવાળાઓ પણ હવે ઘોડાના પગે નાળ જડાવવાનું છોડીને ઘોડાને જોડા પહેરાવતા થઇ ગયા હતા આમ નાના મોટા અનેક ઉદ્યોગો આદરવામાં કાંઇ ને કાંઇ મૂંઝવણ આવીને ખડી થતી. આખરે હજી હમણાં જ ભુતો-મહાબતખાન આણી કંપનીએ 'રાજ્ય ખોવાની કલા' શીખવવાની એક કોલેજ ખોલી છે. જેમાં ફર્સ્ટક્લાસ, સેકન્ડક્લાસ કે ગટર ક્લાસ, કોઇપણ વર્ગના રાજવીને વહેલામાં વહેલી તકે રાજ્ય કેમ ખોઈ દેવું તેની ખાસ તાલીમ આપવામાં આવશે. ત્રણ માસમાં 'ફાયદો ન થાય તો પૈસા પાછા આપવાની ગેરંટી આપવામાં આવે છે. રાજ્ય ખોવાની કલામાં અનુભવી નિષ્ણાતો તરીકે મહાબતખાન-ભુટ્ટોની ખ્યાતિ હોઇને તેમજ રિયાસતી પ્રજાઓને જવાબદાર રાજતંત્ર નામનો રોગ લાગુ પડયો હોઈને, એમનો આ ધંધો થોડા જ સમયમાં ધમધોકાર ખીલી ઉઠશે એવી આશા રહે છે.'

સાંજના અમે શહેરમાં ફરવા નીકળ્યા. ડગલે ને પગલે મને પાકિસ્તાન સાચું પ્રજાસત્તાક હોવાની પ્રતીતિ મળતી ગઈ. ઈસ્લામની બંધુત્વની ભાવના અહીં મેં મૂર્તસ્વરૂપે નિહાળી. કાયદે આઝમનું પાકિસ્તાન ધાર્યા કરતાંયે વધુ પ્રગતિ સાધી ગયાનું મેં પ્રત્યક્ષ અનુભવ્યું બસો, રેલ્વે, સ્ટીમરો, વીમાનો હરકોઈ જાહેર વાહનોમાં 'અપણેવાલા' માટે ટીકીટ લેવાની કોઇ જ ખટખટ નહોતી. (જ્યારે આપણે ત્યાં ખુદાબક્ષ મુસાફરી કરનારને હજી ગુન્હેગાર ગણવામાં આવે છે!) 'અપણે-વાલા'નું એક અનોખું અભિમાન મેં પાકિસ્તાનના પ્રત્યેક નાગરિકમાં નિહાળ્યું. હોટલ, વીશી, પાનબીડીની દુકાન ક્યાંય પૈસો ખટાવવો પડતો નહોતો. આત્મીયતા સાધવામાં ધર્મ કેટલી હદે ભાગ ભજવે છે તે મેં અહીં નજરે નિહાળ્યું. અહિં 'મારૂં, તારૂં'ના ભેદ નો'તા. ઘરબાર, વાડીવજીફા, બંગલા, મોટર, નોકર ચાકર હરકોઈ ચીજનો હરેક માનવી માલીક બની જઈ શકતો. ગમે ત્યાં ઈચ્છા આવે તેમ વર્તી શકતો. નાગરિક સ્વાતંત્ર્યનો કેટલો ઉચ્ચ પ્રકાર! [જ્યારે આપણે ત્યાં હજી આવું વર્તન ચલાવનારને 'દાદાગીરી'નું હલકટ વિશેષણ આપીને તેને કાયદાના દ્વારે ખડો કરવામાં આવે છે:] પાકિસ્તાનમાં અઢળક ધાન પાકતું હોઇને માપબંધીનું તો નામેય નહેતું. માત્ર પાન અને સીગરેટ બે જ ચીજો બહારથી આયાત થતી હોઈને તેનું રેશનીંગ હતું. તેયે રાજ્ય તરફથી દર અઠવાડિયે માથાદીઠ ૫૦ મઘઆરી પાન અને બે પેકેટ સીગરેટ મફત વહેંચવામાં આવતાં. મહોરમ અને ઇદના તહેવારોમાં 'સરકાર તરફથી' પ્રત્યેક નાગરિકને પુલાવ બીરીયાનીનું ભોજન અપાતું.

આમ અહીં સાચા સ્વરૂપે પ્રજાવાદ પ્રવર્તતો હોઇને મારા તારાના કોઇ ભેદ જ નહોતા. પછી કાયદા ઘડવાની કે કોર્ટોની તો જરુરત જ ક્યાંથી રહે. છતાંયે ક્યારેક કાયદા જેવી કોઇક ચીજનું કામ પડતું ત્યારે 'કાઈદે બોલ્યા તે કાયદો'નું સૂત્ર સર્વમાન્ય ગણાતું. પાકિસ્તાન સરકારની નજરે ગુન્હાખોરી ક્યાંય નજરે ન પડતી હોઇને, માત્ર નામની જ પોલીસ રખાતી પણ તેમનેયે ખાસ કાંઇ કામ નહોતું. માત્ર નિર્વાસિત બનીને નાસી જતા કમભાગીઓની જડતી લઇને તેમની પાસેનું જોખમ હળવું બનાવવાની જવાબદારી પોલીસના શીરે રહેતી! માત્ર દેખાવ પૂરતા જ નામના ન્યાયમૂર્તિઓ હતા. મકાનોની સખ્ત તંગી હોઇને કોર્ટોને ખાસ મકાનો નહોતા અપાતાં, જરૂર પડયે ન્યાયમૂર્તિઓ એકાદ હોટેલના ઓરડાને જ કોર્ટરૂમ બનાવીને કામ પતાવી લેતા.

આ ન્યાયમૂર્તિઓ નવરા હોઈને, તેમજ કોર્ટોમાં કાગડા ઉડતા હોવાના કારણે કોર્ટના સમય દરમ્યાન મુશાયરાઓ યોજીને, અંતકડી રમીને કે મખ્ખીસત્ર રમીને પોતાનો સમય પસાર કરતા.

ખૂબ જ આદર્શ અનુકરણીય રીતે પાકિસ્તાન સરકારનું તંત્ર ચાલતું હતું. ઇસ્લામની वसुधैव कुटुम्बकम्! ની ભાવનાને અનુલક્ષીને અહિંનું તંત્ર ચાલતું હોઇને રાજા અને પ્રજા કે નાના મોટા વચ્ચે કજીયા જાગવાની કોઈ સંભવિતતા જ નહોતી. હિંદ-સંઘના સંકુચિત મનના સંચાલકોએ એક પતિ-પત્નીનો કાયદો ઠોકી બેસાડીને પત્નીઓનું પણ રેશનીંગ કર્યું, જ્યારે અહીં ઇસ્લામના આદેશાનુસાર ચાર ચાર પત્નીઓ કરવાની પણ છૂટ હતી. હુન્નર-ઉદ્યોગમાં પણ પાકિસ્તાન હનુમાન કૂદકે હિંદસંઘને ટપી ગયું હતું. રેલ્વે એન્જીનો કોલસાને બદલે ડાંગરની કુસકીથી ચાલતાં હતાં, માથાના વાળમાંથી સોનાના વરખ બનાવાતા હતા. માત્ર 'સવા રૂપિયામાં જ' અનેક બીમારીઓ કે ઉપાધિઓમાંથી મુક્ત કરનારાં 'તાવીજો' સરકારી ખર્ચે, મેલેરીયાની-ટીકડીની જેમ ઘર ઘર મફત વહેંચાતા હોઇને હકીમો ક્યારનાયે હળ ઝાલીને ખેતી કરતા થઇ ગયા હતા. જો કે કેટલીક ચીજોની તંગી પ્રવર્તતી હતી ખરી, પણ એથી તો ઉલટું પ્રજા કરકસર કરતાં શીખી હતી. ઉતરી ગયેલી લુંગીમાંથી ચડ્ડી, એમાંથી લંગોટ અને છેવટે એમાંથી દેવતા પાડવાની કાકરીઓ બનાવાતી. આમ રાજ્ય પ્રજા બધાં જ ફજુલ ખર્ચો છોડીને વાસ્તવવાદ તરફ ઢળતાં જતાં હતાં.

રાજ્યની કચેરીઓ માટે કે કર્મચારીઓને વસવા માટે નવાં મકાનો બંધાવવાના ખોટા ખર્ચો છોડીને, પ્રજાનાં જ મકાનો પચાવી લઈને કામ ચલાવી લેવાતું હતું. અને એમ પરાણે પણ દેશના કાર્યમાં ફાળો આપવાની પ્રજાને ફરજ પડાતી હોઇને લોકોની ત્યાગવૃત્તિ કેળવાતી જતી હતી. વળી અહીં आत्मवत् सर्वभूतेषु! ની ભાવના પ્રાધાન્ય હોઈને ગમે તેના તાળું વાસેલા મકાનને પણ પિતા-ભવન લેખીને તેનો ઉપયોગ કરવામાં કોઇ જ પાપ નહોતું ગણાતું. આવાં જે જે મકાનોનો રાજ્યના કે પ્રજાના ઉપયોગ માટે કબજો લેવાતો, તેના માલિકોને ઘરવખરી ખસેડવાની ઉપાધિમાંથી પણ મુક્ત રખાતા.

ખાસ કરીને રેલ્વેઓમાં થયેલા સુધારા નોંધ-પાત્ર હતા. રેલ્વે સ્ટેશનો કાઢી નાખીને તેનાં મકાનો સાંઇફકીરોના તકીયાના રૂપમાં ફેરવી નંખાયાં હતાં. ગમે ત્યાં રેલ્વે લાઈનો પર હાથ ઉંચો કરવાથી ટ્રેન ઊભી રાખી શકાતી; ડબ્બાના દરેક ખાનામાં માત્ર એક જ મુસાફર સુતે અને મુસાફરી કરી શકે તેવી જોગવાઈ કરાવી હતી. વળી મુસાફરોની સુવિધા ખાતર રેલ્વે કંપની તરફથી ચાલુ ટ્રેને પણ નાચ-ગાનનો પ્રબંધ કરાયો હતો. દરેક રેલ્વે સ્ટેશનો પર રહેતાં મોટાં ઘડીયાળોનો ખર્ચ કમી કરવામાં આવ્યો હતો. દરેક ગાર્ડને કાંડા ઘડીયાળ અપાતી બંધ કરીને તેને બદલે 'બીગબેન'ના ડબ્બા જેવડી ઘડીયાળો ગોઠવેલી ખાસ હેટ અપાતી. આથી ગાર્ડ હરેફરે ત્યારે એક 'મુવીંગ ટાવર' જેવો દેખાવ ખડો થતો. વળી પ્રત્યેક મુસાફર ડબ્બામાં બેઠે બેઠે જ સમય જોઇ શકતો. વળી ગાર્ડને ખુદને સમય જોવો હોય ત્યારે હેટ હેઠી ન ઉતારવી પડે તે ખાતર એક ચાર આનાનું ચાટલું

**'જીવન-પ્રકાશ'ના ગ્રાહકોને**

'જીવન-પ્રકાશ'ના ગયા એપ્રિલથી જેઓ ગ્રાહક છે તેમનું લવાજમ આવતા માર્ચ માસમાં પૂરું થશે. આ માસિકે ગુજરાતી વાચકવર્ગમાં આકર્ષણ જમાવ્યું છે અને સર્વને એ પ્રિય થઇ પડ્યું છે એ આનંદની વાત છે. નવા ગ્રાહકો ઝપાટાબંધ વધતા જાય છે. પહેલા વર્ષના ગ્રાહકને બીજા વર્ષનું લવાજમ ભરતાં એક લાભ આપવાનું નક્કી થયું છે. તેઓ ગ્રાહક-સભ્ય તરીકે ચાલુ રહેવા માગતા હશે તો રૂ. ૧૦ને બદલે રૂ. ૬ અને સામાન્ય ગ્રાહક રહેવા ઇચ્છતા હશે તો રૂ. ૯ ને બદલે નવા વર્ષના માત્ર રૂ. ૮ તેમણે મોકલવાના રહેશે. (પરદેશના ચાલુ ગ્રાહકોએ પણ બીજા વર્ષનું લવાજમ એક રૂપિયો કાપીને મોકલવાનું.) જેઓ વેળાસર પોતાનો નવા વર્ષનો ઓર્ડર નોંધાવી દેશે તેમને આ સગવડ મળશે. એટલે હમણાં તો માત્ર ગ્રાહક તરીકે નવા વર્ષે પણ ચાલુ રાખશો એટલું જ એમણે જણાવી દેવાનું રહેશે. લવાજમ પછી મોકલી શકાશે. બીજા વર્ષમાં આ ચાલુ ગ્રાહકો માટે ભેટ પુસ્તકની યોજના પણ વિચારાઈ રહી છે. પ્રાથમિક મુશ્કેલીઓ વટાવી ગયું હોવાથી 'જીવન-પ્રકાશ'ને બીજા વર્ષથી તો ખૂબ જ સમૃદ્ધ બનાવવાના કોડ છે અને એ માટે તૈયારીઓ થઇ રહી છે. સૌ ગ્રાહક ભાઈ-બહેનોનો એ પ્રેમપૂર્ણ સહકાર ઇચ્છે છે.

જીવન-પ્રકાશ કાર્યાલય : રાજપીપળા [ R. S. Ry. ]

# કાયદે આઝમનો હજ્જારો માઇલનો હુક્કો ને લીયાકતઅલીની એંશી ફીટની તલવાર!

અપાતું જેથી તે ઘડીયાળનો સમય અને પોતનું મુખકમલ બન્ને એકી સાથે જોવાનો લાભ મેળવી શકતો.

પાકિસ્તાનનો પ્રત્યેક નાગરિક પોતે જ શહેનશાન હોવા જેટલી ખુમારી અને ગૌરવ રાખી શકતો. અહીં ઉંચનીચ, અમીર ગરીબ કે શિક્ષિત અશિક્ષિતના ભેદ નહોતા. વધુ વિચારશીલ શિક્ષિતો કે સુધરેલાઓ વધારે ચીકણા મનાતા હોઇને, સરકારી હોદ્દાઓમાં એવા કશાની જરૂર નહોતી પડતી. પગાર લેતી વખતે ડાબા હાથના અંગુઠાનું નિશાન કરવું પડે કે ખત લખાવવા માટે મુન્શીજી રાખવા પડે તેવાઓ પણ અહિં ઉચ્ચ એહદા ધરાવી શકતા. અહિં મતપદ્ધતિ જેવી તો કોઈ ખટપટ જ નહોતી. કારણ કે સામાન્ય રીતે અમુક વ્યક્તિ આંગળી ઉચી કરે એટલે દરેક તેનું અનુકરણ કરવું એટલું જ્ઞાન તો પ્રત્યેક મતદાર જરૂર ધરાવતો. 'શોધી ચઢાવો શૂળીએ, જાડા નરને જોઈ' વાળો પેલી 'પુરી એક અંધેરીના ગંડુરાજા' જેવો ન્યાય ભલે હિંદના કોઇક દેશી રજવાડામાં હશે પણ અહીંનો ઇન્સાફ તો અદ્દલ જ હતો. કારણ કે અહિં તો હવામાં અદ્ધર રૂપિયો ઉછાળીને 'રાજા છાપ' કે 'કાંટા છાપ' આવે તે મુજબ દોષિત કે નિર્દોષનો ન્યાય અપાતો.

લગભાગ જેટલી માનવસંખ્યા હતી તેટલી જ બલ્કે તેથી વધુ-અહીં પશુસંખ્યા હતી! અહીં વિપુલ પ્રમાણમાં 'ગધેડા' 'ઊંટ', બોકડા', 'ઘેટા', 'બળદીયા', 'ડોબા' અને ખચ્ચરો જોવા મળતાં. ટુંકમાં કહેતાં પાકિસ્તાનમાં માનવધન, પશુધન, ધન-ધાન્ય અને ખનીજો મોટા પ્રમાણમાં હતાં એટલું જ નહિ પણ અહીં હીરાઓની મોટી ખાણ હતી જેના હીરા સરીખે દુનિયામાં પંકાતા. આમ અહીં-બધું જ પાકતું એક માત્ર બુદ્ધિનો પાક સાવ ઓછો ઉતરતો હતો. પણ એને માટે રાજ્ય તરફથી મોટી ખરીદી કરવા માટે વિદેશોમાં 'એલચીઓ' અને 'વકીલો' મોકલાવા હોવાનું મને જાણવા મળ્યું હતું.

લઘુમતિ કોમના કાયરો તો ક્યારનાયે સ્વેચ્છાએ ઘરબાર અને જમીન—જાગીરનો ત્યાગ કરીને ના—પાકિસ્તાનમાં ચાલ્યા ગયા હતા. કાયદે આઝમ અને પાકિસ્તાની પાદશાહોની મૌખિક બાંહેધરીઓ અને નિવેદનોની નક્કર ખામીઓની પણ અવગણના કરીને તેઓ ચાલ્યા ગયા હોવા છતાંયે તેમના ભર્યાભાદર્યા ઘર ખંડેર ન બની જાય તેની અહિંની સરકારે ખાસ કાળજી રાખીને હિંદ સંઘમાંથી આવેલા નિર્વાસિતોને તેમાં વસાવ્યા હતા. જોકે આયાત એટલી વિપુલ હતી કે નાનકડા પાકિસ્તાનમાં આ બધાને સમાવવા મુશ્કેલ થઈ પડ્યું હતું. આખરે પાકિસ્તાનના બુદ્ધિશાળી મોવડીઓએ એનો સરળ ઉકેલ શોધી કાઢ્યો હતો. જમીન ઉપર મોટા મોટા થાંભલા ખોડીને સારાયે પાકિસ્તાન પ્રદેશ પર એક બીજો માળ બાંધવાનું કાર્ય ધમધોકાર આરંભાઇ ચૂક્યું હતું. દુનિયાની દસમી અજાયબી બનવા સર્જાઈ રહેલા આ સાહસના એક નિષ્ણાતને પૂછતાં તેણે જણાવ્યું હતું કે; હિંદ સંઘમાં વસતાં મુસ્લિમ બિરાદરોનો 'મઝહબ ખતરામાં હોઇને !' તેઓ સર્વે અહિં ચાલ્યા આવે છે જ્યારે અમારા બોમ્બે જેવા પાકિસ્તાનમાં એ બધાનો સમાવેશ થઇ શકે તેમ ન હોઇને અમારી સરકારે જગ્યાની તંગી ટાળવા સારાયે પાકિસ્તાન પ્રદેશને આવરી લેતો બીજો માળ બાંધવાનું આ ભગીરથ કાર્ય આરંભ્યું છે. અમે નાસીપાસ થતા નથી—જરૂર પડતાં ત્રીજો માળ-ચોથો માળ અને સાતમો માળ બાંધી છેક આસમાન તક આ મહેલાતને વિસ્તારવાનો અમે નિરધાર કર્યો છે. હવામાં વાતો કરતી આ મહેલાત બાંધવાનો કોન્ટ્રાક્ટ નામચીન ઇરપંકાર પેઢીને અમે ક્યારનોયે આપી દીધો છે.

ત્યાંથી આગળ ચાલતાં સિંધુ નદીના કિનારા નજીક એક સ્થળે મોટી મોટી સીડીઓ બંધાતી નજરે પડી. કુતૂહલથી પ્રેરાઇને આ અંગે પૃચ્છા કરતાં જાણવા મળ્યું કે, પાક પ્રદેશ પાકિસ્તાનમાં વહેતી આ સરિતાનું પાણી ના—પાક હિંદ સંઘના મુલકમાં જાય તે અમારી સરકારને લેશ પરવડે

# જુનાગઢના માજી નવાબને ખેતરમાં ચાડીઆની પેઠે ચકલાં ઉડાડતા જોયા !

તેમ નથી. તેથી આ ખડા કરેલા દાદરાઓ દ્વારા સિંધુના પ્રવાહને ઉપર ચઢાવીને પાકિસ્તાનના બીજા મજલે લઈ જવામાં આવશે. અને બીજા મજલા પર ખાસ વૈજ્ઞાનિકોની મદદથી બનાવાયેલાં ખેતરો અને નહેરોમાં તે પાણી વાળવામાં આવશે. ઉપરાંત વધારાના પાણીને કાઢીને તેનાં બરફના ગચીયાં બનાવીને દુનિયાના દેશોમાં તેની નિકાસ કરવામાં આવશે.

ત્યાંથી અમે પાકિસ્તાનના પહેલા શહેનશાહ, મુલ્કે રોશન, ફેઝે કદમ, નુરે ચશ્મ સરદારે મિલ્લત, કાયદેઆઝમ જનાબ મહમદઅલી ઝીણાના દરબારમાં ગયા. સંપૂર્ણ મોગલાઈ ઠમઠઠથી રાજદરબારને શણગારવામાં આવ્યો હતો. બાંદીઓ અને પહેરેગીરો પોતપોતાના સ્થાને ઉભાં ઉભાં ઉંઘતાં હતાં સાતસો પગથીયાં ઉંચા સિંહાસન પર, માથે મોગલાઈ તાજ મેલીને બાદશાહ ઝીણા બેઠા હતા. બાજુમાં વઝીરેઆઝમ જનાબ લીયાકતઅલીખાન ૮૦ ફીટની લાંબી તલવાર ખભે બાંધીને ખડા હતા. જ્યારે બીજી બાજુ રાજા ગઝનફરઅલીખાન 'માર ડાલા, મોહે કાટડાલા, મોહે પીસડાલા'નું ગીત ગણગણતા હતા. શહેનશાહે પાકિસ્તાન મીયાં ઝીણાના મ્હોંમાં હુક્કાની લાંબી નળી હતી. પણ એટલામાં ક્યાંયે હુક્કો દેખાતો નહોતો. પૂછપરછ પરથી જાણવા મળ્યું હતું કે, એ દૈવી હુક્કો પાકિસ્તાન-પ્રાપ્તિની ખુશાલીમાં કાઇદે આઝમને જનતાના એલચી તરફથી ભેટ ધરવામાં આવ્યો હતો. એ હુક્કો ઠેઠ હૈદ્રાબાદમાં રાખવામાં આવ્યો હતો અને હજારો માઇલ લાંબી એક નળી દ્વારા કાઇદે કરાંચીમાં બેઠે બેઠે એને મઝેથી પી શકતા હતા. એ હુક્કાની ઉંચાઈ હજારો માઇલની હતી અને લોકોમાં એવી વાત પ્રચલિત બની હતી કે છેક સાતમા આસમાનમાં જન્નતના ગીલ્માઓ તેની ચલમમાં ઊંચી જાતનો તંબાકુ અને દેવતા ભરતા હતા.

સભાનો દેખાવ ખરેખર અવર્ણનીય હતો. અમદાવાદની મીલો દિવસભરમાં ઓકતી હશે તેથી યે વધુ ધુમાડો સભાજનોની સીગારેટમાંથી નીકળવાને કારણે સભા મંડપની છત આબેહુબ આકાશનો ભાન પેદા કરતી હતી. કેટલાક બેદરકારોની પાનની પીચકારીઓ પડવાના કારણે ભીતો ઉપર વિધવિધ સુંદર આકારો ચીતરાયા હતા. જમીન પર બીછાવેલી સુંદર કાશ્મિરી જાજમ પર પડેલાં સીગારેટનાં ઠુંઠાં, સળગેલી દીવાસળીઓ અને બાકસનાં ખોખાં દર બે કલાકે વીણી લેવા માટે બાર જેટલા હરિજનોને રોકવામાં આવ્યા હતા. રાતના બરાબર બે વાગે દીવાને ખાસની બેઠક મળનાર હોઇને સભ્યો ધીરે ધીરે આવવા શરૂ થયા હતા. સભાગૃહ ચિક્કાર ભરાઇ શકે એ આશાથી શાહી રોષેતા મુજબ શરૂઆતમાં ધુમકુમજાનનો ડેન્સ અને કલુમીયાંની કવાલીઓનો ફક્કડ કાર્યક્રમ યોજાયો હતો.

પણ વધતા જતા ધુમાડાથી ત્યાં ઉભવાનું મારે માટે અશક્ય બન્યું. સભાગૃહમાંથી બહાર નીકળતાં જ કાઇદનો આલીશાન મહેલ ખડો હતો. આ મહેલની રચનાની ખાસ ખૂબી તો એ હતી કે તે જાણે હવામાં અદ્ધર જ ખડો કરાયો હોય તેવો આભાસ થતો હતો. મહેલના બગીચામાં ચક્કર લગાવતાં એક ખુણામાં આવેલા કુવા પર કોસ ખેંચતા મને કાશ્મિરના મહારાજા દેખાયા. જુનાગઢના માજી નવાબ મહાબતખાન પણ ખેતરમાં ખડા કરેલા ચાડીઆની જેમ માળા ઉપર ઉભા રહીને ચકલાં ઉરાડતા નજરે પડયા. જુનાગઢ પાછા જવાની કોઇ શકયતા ન હોઇને તેમ જ રાજ્ય ખોવાની કળા શીખવવા કાઢેલી કૉલેજમાં એક પણ મૂર્ખ શિષ્ય સાંપડવાના અભાવે કૉલેજ ખોલતાંની સાથે જ બંધ કર્યા બાદ તેમણે આ નોકરી સ્વીકારી હતી. તેમનાં માનીતાં કુતરાંમાંનું એક પણ અત્યારે તેમની પાસે નહોતું. સોરઠના સિરતાજની આ નિરાધાર દશા નિહાળીને 'હાય રે!'નો ઉદ્ગાર મારા મ્હોંમાંથી સરી પડયો.

...અને ચારેકોરથી 'મહાર' 'કાવત્રુ' 'કુફ્ર'ની બૂમો પાડતા બબ્બે ઇંચ લાંબી બંદુકોવાળા પહેરેગીરો મારા પર ધસી આવ્યા.

જાન બચાવવા મેં દોટ તો મૂકી પણ જોઉં છું તો હું ખાટલાની નીચે પડયો હતો, માથામાંથી નીકળતા લોહીના પ્રવાહને અટકાવવા શ્રીમતી સાડીનો છેડો ફાડીને પાટો બાંધી રહ્યાં હતાં.



# ઉમર માળવીના દુહા



સંશોધક : શ્રી પ્રવાસી

આપણા યુવાન સંશોધક શ્રી પ્રવાસી અહીં સિંધી લોકસાહિત્યની એક સુંદર વાનગી રજૂ કરે છે. શ્રી પ્રવાસીના સુંદર અભ્યાસપૂર્ણ સંશોધન લેખો અવારનવાર આ વિભાગમાં રજૂ કરવામાં આવશે.

(૧) પેર પટોરા મારઈ, તું ધાબર લાય બહાર
જન્મારો જાંનસે, એળિ રંગ મ ખાર
વેણુ મથેજી વાર, મારઈ છડ મલીર કે.

(અર્થ—હે મારઈ, તું ગોવાળીઆઓના ધાબળાનો પહેરવેશ છોડી દઈને પટોળાં ધારણ કર. મૂર્ખ લોકો સાથે જીવન વિતાવી તારો રંગ ખરાબ કર મા. તારા માથાની વેણીને સરખી કર અને મલીરનું નામ સદાને માટે છોડી દે)

(૨) પટોરો પંચે સેંપજે, મુંજ લુઈ લીર મલીર
મથો મુરં મેડીયાં, મર ચગેં પયસ ચીક.
હુંડે હાલ હમીર, મર મરી પુજાં મસાણુમેં

(અર્થ—હે મીરાણી ઉમર સુમરા, તારા પાયસીના પટોળાં કરતાં મલીરની મારી ચીંથરેહાલ ધાબળી ઘણી સારી છે. વળી મારા માથાના વાળની લટો મેલા થઈ ને ચોંટાઈ જશે તો હું માથું ઓળવાની નથી અને મારા મરણ પછી હું એ જ દાસતમાં રહેવાની છું.)

(૩) ત પટોરાં પેરીઆં, જે કિયામત તે જીયાં
મિટ્ટી મિલંધી મિટ્ટીમેં, એહા હસેર કીયા
કિ સંધે કિ ડીયા, માં જે કુડ કે મિયંણું?

(અર્થ—હે સુમરા સરદાર, હું તારાં પટોળાં રોજ પહેરું, જો મારી જીંદગી પ્રલય સુધીની હોય. માનવીનું માટીનું શરીર માટીમાં મળી જશે. તેમજ તેને જીવજંતુ ખાઈ જશે.)

(૪) ચડી ચડ તું મારઈ, સોન સવેરો પાય.
વે સાંધા મંઝી મથે, સુખે પેરાસિરાય.
સૂમરાઉં સલાય, સિંકે તોજી સલામ;

(અર્થ—હે મારઈ, તું સુમરા સરદારના મહાલય પર ચડી સત્વર સુવર્ણાલંકારો ધારણ કર. વળી સાંગામાચી પર બેસીને તારા પગને આરામ આપ)

(૫) મેડીઉં મરક ન અસાંજો, ઝુંપડીએ કે જશ.
હીન સાંધા મંઝી મથે, આઉ ન વેઆં અવસ.
મરકો અસી મલીર તે, જિત ઝીઝીથીએતી દસ.

(અર્થ–મેડીઉ અને મહેલ અમારા ગર્વનું સ્થાન નથી. જશ તો અસારી ઝુંપડીઓને ઘટે છે. તારી આ સાંગામાંચી માથે હું કદી બેસવાની નથી. અમારા ગર્વનું સ્થાન અમારું વતન-(મલીર) જ્યાં પુષ્કળ વરસાદ વરસે છે. હે સુમરા! તું તારા જીવનના દિવસોનો તો કંઈક વિચાર કર.)

(૬) કિરડ કંડારેઆ, કારેં મથે ડા.
મોકળ કિયે જ મુંકે, તં વિંઝા પસેંણે સી,
ઉત્તમ ચોંધીસ ઈજ મું તે હાથ હમીર જો.

(અર્થ :—કેરડાના ઝાડ ફાલતા જોઈ એના પર જ આંખો કહાડો કાઢી નાખે છે એવા મારા સ્નેહીઓ પાસે જવાની તું રજા આપે તો હું ત્યાં જઈને પણ એમ કહીશ કે મારા પર મીસણી ઉમર સુમરનો ઉપકાર છે.)

આ માસની નાટિકા

# ભીમ પરાક્રમી લાધારામ !

શ્રી. કેશવલાલ કાશીરામ જાની
બી. એ; એસ. ટી. સી.

## દૃશ્ય પહેલું

[ મુંબઈના એક મોટી રસ્તાનું ઊંચાઈ પરથી દેખાતું વિહંગમ દૃશ્ય. રસ્તા પર માળાના પ્રવેશદ્વાર પાસેથી શરૂ થઈ દૂર દૂર જતી લોકોની લાંબી સળંગ કતાર ફૂટપાથ પર ઊભેલી નજરે પડે છે. આ દૃશ્યમાં દેખા દેનારી સમગ્ર કતારની લંબાઈની પ્રેક્ષકોને કલ્પના આપ્યા પછી ધીમે ધીમે એ દૃશ્ય નજીક લાવીને, કતારને છેડે ઊભેલાં ચાર પાંચ માણસો દેખાય એટલો જ ભાગ ચિત્રકક્ષામાં સમાય તેટલું નજીક લાવવામાં આવે છે, અને પછી ઉપરથી શરૂ કરીને કતારનું સળંગ ચિત્ર બતાવતાં બતાવતાં છેક પ્રવેશદ્વાર પાસે આવીને ચિત્ર સ્થિર થાય છે. બારણાની અંદર સામેના દાદર ઉપર પણ આ કતાર ચાલુ છે એ દેખાય છે.

રસ્તા પર જતા-આવતા લોકો આ કતાર તરફ જોતા જાય છે. કેટલાક પ્રવેશદ્વાર તરફ જુએ છે, તો કેટલાક એ પ્રેક્ષકો તરફ નજર કરતા જાય છે, છેવટે પ્રેક્ષકો પૈકી એક જણ આગળ આવે છે. ]

પ્રેક્ષક–[કતારમાં ઊભેલા એક જણને] કાં ભાઈ ! આ શેની કતાર લાગી ગઈ છે ?

ઊભેલો–મને ખબર નથી. આ બધા ઊભા છે એટલે હું પણ ઊભો છું.

પ્રેક્ષક(–આશ્ચર્યથી) એટલે ? કતાર શાને માટે છે તે જાણ્યા વગર જ તમે તેમાં સામેલ થયા છો !

પાસે ઊભેલો આધેડ વયનો માણસ–હા, એમાં શો વાંધો ? આજકાલ મુંબઈમાં કોઈ પણ ઠેકાણે કતાર જુઓ કે તરત જ તેમાં ઘૂસી જવું. શાને માટેની કતાર છે તેની વખત આવ્યે ખબર પડી રહે જ. કંઈક પણ ફાયદા માટે જ કતાર હોય. એટલે ગુપચુપ પોતાના નંબર પર ઊભા રહી ધીરે ધીમે પ્રગતિ કરતાં કરતાં વારો આવે એટલે જે મળે તે હસ્તગત કરીને ચાલતી પકડવી !

બીજો જણ–હિંદુસ્થાનનું સ્વરાજ્ય કઈ રીતે મેળવવું અને પછી કઈ રીતે સાચવી રાખવું તેની આપણને આ ટ્રેનિંગ મળે છે.

ત્રીજો જણ–બરાબર છે. માટે જ જ્યાં ત્યાં અત્યારે કતાર રાજ્ય થઈ ગયું છે. હવે તો દેવ પણ કતારમાં ઊભેલાને જ દર્શન દેવાના છે. ગયા શનિવારે હનુમાનજીને તેલ ચડાવવા ગયો તો ત્યાં પણ કતારમાં ઊભા રહેવું પડ્યું હતું.

[ કતારના બીજા ભાગનું દૃશ્ય ]

પ્રેક્ષક–અરે મિસ્તર, આ શું છે ?

ઊભેલો–તમને કંઈ ખબર જ નથી ? વાહ રે વાહ ! મુંબઈમાં રહો છો કે જંગલમાં ? તમે નહિ ચાલી શકો ! [ખિસ્સામાંથી છાપાંની કાપલી કાઢીને] આ વાંચો જાહેર ખબર !

(કાપલીનું સમીપ દર્શન)

WANTED

Applications are invited from the heads of respectable families, each consisting not more than five members, for a few vacancies in the clients' list of BHEEM PARAKRAMI LADHARAM KHODA. Applications from persons requiring the services of an expert for cleaning their vessels, stating the number and names of members in the family and the maximum salary they are willing to offer should be addressed before the 25 th to:—

The Personal Secretary to
*B*heem Parakrami
Ladharam Khoda,
13 B, Pritamlal Mansion,
85 Sandhurst Road,
*Bombay*.

પ્રેક્ષક– ( જાહેરખબર વાંચીને ) આ બધું શું છે ? કંઈ સમજણ પડતી નથી !

ઊભેલો–(ટોપલી પાછી લેતાં) અરે, એમાં સમજવા જેવું શું છે? વાસણ માંજવા માટે કોઈને માણસ જોઈતો હોય તો તેણે આ ઠેકાણે અરજી કરવી, એની આ જાહેર ખબર છે. આ લાધારામ વાસણ માંજવાના એક્સપર્ટ છે.

પ્રેક્ષક– અરે બાપ રે! અત્યાર સુધી જેમ નોકરી મેળવવા માટે અરજી કરવી પડતી તેમ હવે નોકર મેળવવા માટે અરજી કરવી પડે છે એમ જ ને?

ઊભેલો– હા, જી! એમાં નવાઈ પામવા જેવું કંઈ નથી. આ નીચલા દરજ્જાના લોકોને હવે મિલોમાં પુષ્કળ કામ મળી રહે છે! ત્રીસ રૂપિયા પગાર અને પાંસઠ રૂપિયા મોંઘવારી ભથ્થું! વળી ત્રણ ત્રણ ચાર ચાર પગાર દર વર્ષે બોનસ તરીકે મળે. પછી તમારાં વાસણ માંજવા કોણ આવે? અત્યારે તો લાચારી કરવા છતાંયે નોકર મળતો નથી!

બીજો– અને કદાચ મહામુશ્કેલીથી મળે તો ઝાઝો વખત ટકતો નથી.



પ્રેક્ષક– એમ? ત્યારે તમે આ લાધારામ પાસે અરજી લઈને આવ્યા છો?

ઊભેલો– અરે, અરજી તો પચીસ તારીખ પહેલાં કરવાની હતી, એટલે ક્યારની મોકલી આપે છે. આજે તો અમને ઈન્ટરવ્યુ માટે બોલાવ્યા છે!

પ્રેક્ષક– (આશ્ચર્યથી) હેં? એ વાસણ માંજના નોકર તમારો ઇન્ટરવ્યુ લેશે?

ઊભેલો– હા ભાઈ હા! આ જમાનામાં જે થાય તે ઓછું! આજના ઈન્ટરવ્યુમાં શું શું પૂછશે તે કોણ જાણે! મારી છાતી તો અત્યારથી ધડકવા લાગી છે. [ કતારના ઉપલા ભાગ તરફ જોઈને ] અરેરે! હજી કતાર આગળ ચાલતી નથી. મુલાકાત લેવાની શરૂઆત કોણ જાણે ક્યારે થશે!

*

## દૃશ્ય બીજું

[ આગળના દૃશ્યમાં બહારથી દેખાડેલા માળાના ચ... ભાગનો દેખાવ. પહેલે માળે લાધારામની ઓરીસનું પ્રવેશ બારણાની જમણી બાજુએ પાટીયું લટકાવેલું છે.

BHEEM PARAKRAMI

LADHARAM KHOD.

Expert Vessel Cleaner

| IN |

બારણા પાસેથી જ અગાઉ વર્ણવેલી કતાર શરૂ થતી અને એ કતાર દાદર ઉપરથી નીચે ઉતરી બહાર ફૂટપાથ પ્રસરેલી હતી. કતારના અગ્રભાગમાં એક અપટુડેટ પહેરેલા ગૃહસ્થ ઊભા છે. અંદરથી એક છોકરો આવે છે.

છોકરો– પ્રોફેસર વાંગડ કોણ, તમે કે?

ગૃહસ્થ– હા.

છોકરો– ચાલો અંદર.

[ પ્રોફેસર વાંગડ ચટાપટી ખિસ્સામાંથી નાનો અરી... અને દાંતીયો કાઢીને વાળ બરાબર ઓળી લે છે. ... ને દાંતીયો ફરીથી ગજવામાં મૂકીને ડોક ઊંચી કરીને ... ઠાને આંગળી વચ્ચે ટાઈની ગાંઠ નાજુકપણે પકડે છે. ... મોઢું જમણી બાજુ ફેરવી ટાઈની ગાંઠ ડાબી બાજુ ... છે, અને મોઢું ડાબી બાજુ ફેરવીને ટાઈની ગાંઠ બાજુ સરકાવે છે. આમ બે ત્રણ વાર કર્યા પછી ઠીક

કર છે એમ માની આંખ ઘંપે છે. પણ પેલો છોકરો તેમને અટકાવે છે.]

છોકરો– અરે સાહેબ! એમ ને એમ ક્યાં ચાલ્યા જાઓ?

[સલામ કરીને ઊભો રહે છે. પ્રોફેસર વાંગડ એક રૂપિયાની નોટ તેના હાથમાં મૂકે છે.]

છોકરો– જી, હા. હવે પધારો.

[જેમ જેમ તે અંદર જાય છે તેમ તેમ અંદરનો ભાગ દૃષ્ટિગોચર થાય છે. સામેની ઓરડી વટાવીને અંદરના મુખ્ય ઓરડામાં પ્રોફેસર વાંગડ દાખલ થાય છે. ઓરડાના મધ્ય ભાગમાં એક ટેબલ પાસે કોટ પાટલુન ટાઈ વગેરેથી સજ્જ થયેલ સેક્રેટરી બેઠા છે. સેક્રેટરીની જમણી બાજુ પર આરામ ખુરશી ઉપર સુપ્રસિદ્ધ લાધારામ સિગારેટ ફૂંકતા બેઠા છે. શરીરે લાલ કાપડનો ચકાપકાવાળો સ્પોર્ટ્સમેનને શોભે તેવો બંડીકોટ, નીચે ખાખી હાફપેન્ટ, અને નીચેના પગ ઉઘાડા. શરીરનો રંગ કાળો. શરીર ભરાવદાર. વાળ ખૂબ લાંબા અને કાન ઉપર થઈને પાછળ લટકેલા. પંદર વીસ દિવસથી વાળ અને દાંતીયાનો સંયોગ ન થયો હોય તેમ લાગતું હતું. કાનમાં પીળા રંગની બાળી.]

લાધારામ– (સેક્રેટરી તરફ જોઈને) શેક્રટરી!

સેક્રેટરી– (અદબથી) યસ્ સર!

લાધારામ– (પ્રોફેસર તરફ સિગારવાળો હાથ દેખાડીને) આમને આપણા સવાલો પૂછો.

સેક્રેટરી–યસ્ સર! (સામેના અરજીના થોકડામાંથી પહેલી અરજી હાથમાં લઈને, પ્રોફેસર તરફ જોઈને) તમારું પૂરું નામ રઘુનાથ રાજારામ વાંગડ, કેમ?

પ્રોફેસર– [પોતે ઘણા ચાલાક-સ્માર્ટ-છે અને જરા પણ નર્વસ થતા નથી એમ બતાવવા માટે સેક્રેટરીનો સવાલ પૂરો ન થયો તેટલામાં જ જવાબ આપે છે] યેએસ્!

સેક્રેટરી– ધંધો...ઇંગ્લિશના પ્રોફેસર, ખરું ને?

પ્રોફેસર– (ડોકને એક ઝટકો દેતા) રાઈટો!

સેક્રેટરી– તમારું ઠેકાણું?

પ્રોફેસર– (બંદૂકમાંથી છૂટેલી ગોળીના જેટલી ગતિથી બોલતાં) ફોર્ટીસિક્સ –એ, કંચનલાલ ટેરેસીઝ, ચર્નીરોડ, બોમ્બે.

સેક્રેટરી– હાઉ મેની મેમ્બર્સ આર ધેર ઈન યોર ફેમીલી?

પ્રોફેસર– (અસ્સલ ઇંગ્લિશ મેનની માફક ઉચ્ચાર કરીને) આ આયુ૦ય ગોટ ફાઇવ મેમ્બર્સ ઇન્ માય ફેમીલી!

લાધારામે– (ખોંખારો ખાઈને સેક્રેટરી તરફ જોઈને) શેક્રટરી, આ સાહેબને કહો કે તમારી સાહેબી હમણાં બાજુ પર મૂકો ને ગુજરાતીમાં બોલતા જાઓ. હમણાં શું બડબડાટ કરી ગયા તે હું કાંઈ સમજ્યો નથી! તમારી જાહેરખબરો, અરજીઓ વગેરે બધું ભલે અંગ્રેજીમાં જ રહ્યું; પણ આ મુલાકાતોમાં તો બધું ગુજરાતીમાં જ ચાલવા દો. મારે સમજવું જોઇએ ને? સમજ્યા ને?

સેક્રેટરી– યસ્ સર, ઓલ રાઇટ સર! (પ્રોફેસરને) તમે જે હમણાં બોલ્યા તે ફરીથી ગુજરાતીમાં કહી બતાવો જોઈએ!

(પ્રોફેસર વાંગડનું સમીપ દર્શન)

પ્રોફેસર– (ચહેરા પરનાં પ્રસ્વેદબિંદુ ખિસ્સામાંથી રૂમાલ કાઢીને લૂતાં લૂતાં) મ–મ......મારા ફેમીલી...આય મીન્ અ...કુટુંબમાં પાંચ મેમ્બ... આય મીન્...અ...આય મીન્......સભાસદ છે.

લાધારામ–(ચીડાઈને) શું? શું કહ્યું?

પ્રોફેસર–(કોરા થઇ ગએલા હોઠ પર જીભ ફેરવતાં) મ–મારા કુટુંબમાં પાંચ સભાસદ છે!

લાધારામ–સભાસદ? એટલે શું તમારે ઘેર સભા ભરાય છે?

પ્રોફેસર–ના, ના...મ...મારા કહેવાનો અર્થ એવો છે કે મારા કુટુંબના સભાસદ–એટલે મેમ્બર્સ પાંચ છે!

સેક્રેટરી–અરજદાર એમ જણાવવા માગે છે કે તેના ઘરમાં પાંચ માણસ છે.

લાધારામ–એમ કે? ઠીક, ચાલો આગળ.

સેક્રેટરી–તમે દિવસમાં કેટલી વાર જમો છો?

પ્રોફેસર–(સેંથો બગડે નહિ તેવી રીતે નાજૂકપણે વાળમાં આંગળીથી ખંજવાળતા) ઉં...એટલે જુઓ—સવારમાં બ્રેકફાસ્ટ, બપોરે સપર, ચાર વાગે ટી અને રાત્રે ડિનર.

લાધારામ–બાપ રે, બાપ રે! આ બધું શું! સેક્રટરી, આમને જવા દો. દિવસમાં ચાર

વખત તેમને ઘેર વાસણ માંજવા જવાનો આપણને કયાં વખત છે ?

પ્રોફેસર-(અખીરાઇથી) બટ્ યુ આર સે યુ નીડન્ટ ધ્યં... એટલે મારું કહેવું એમ છે કે અમે દિવસમાં ચાર વખત જમીએ છીએ તેથી તમારે ચાર વખત વાસણ માંજવા આવવું તેવું કંઈ નથી. રાત્રે ફક્ત એક જ વખત આવીને એકી સાથે બધાં— .

લાધારામ- (ડોકું ધુણાવીને) ના રે ના, એ ન બને ! ચાર વખતનો વાસણનો ઢગલો માંજવા જેટલો વખત મારે કયાંથી કાઢવો ?

પ્રોફેસર- તો પછી...એમ કરો...

લાધારામ- મારે કાંઈ કરવું નથી ! મારાથી તમારું કામ બની નહિ. જાઓ.

સેક્રેટરી- (પ્રોફેસરને) સોરી મિસ્ટર વાંગડ, યુ હેવ તો આન્સીઝ !

(પ્રોફેસર માંગડ અંગ્રેજીની સહય ભાળે મનમાં બબરતા રસ્તે પડે છે).

સેક્રેટરી- બોય, બીજા નંબર ભરતકુમાર ભોળાનાથ ભાગવને અંદર બોલાવ.



(છોકરો ભરતકુમારને અંદર લાવે છે. ઉંમર પચાસની આસપાસ. પારસી ફેશનને. લાંબ કોટ, કાળી પાઘડી, પગમાં દક્ષિણી જોડા, આંખે ચશ્માં અને ગળામાં ખેસ.)

સેક્રેટરી- તમારું નામ ભરતકુમાર ને ? .

ભરતકુમાર- (એકદમ અદબથી શરીરનો ઉપરનો ભાગ જરા આગળ કરીને) હેં ? હા. (ફરીથી ટટ્ટાર ઊભા રહે છે.)

(પ્રશ્ન પૂછવામાં આવે કે તરત જ કહેવાથી "હેં હા" એમ હકાર કાઢી નમવાથી શરીર વાંકું અને જવાબ અપાઇ રહ્યા પછી ફરીથી મૂળ સ્થિતિમાં ઊભા રહી જવું એ ક્રિયા દરેક પ્રશ્નોત્તર વખતે ભરતકુમાર કરે છે)

સેક્રેટરી-ધંધો ? સરકારી નોકરી, ખરું ને ?

ભરતકુમાર-હેં ? હા.

સેક્રેટરી-ક્યાં રહો છો ? દાદર ?

ભરતકુમાર-હેં ? હા.

સેક્રેટરી-ઘરમાં કેટલા માણસ છો ?

ભરતકુમાર-હેં ? પાંચ.

લાધારામ-[તેની તરફ તાકીને જોતાં] બરાબર પાંચ માણસ છે ને ?

ભરતકુમાર-[ગોટા વાળતાં] હેં ? હા...નહિ... એટલે છે તો પાંચ જ...પણ...પણ...સાડાપાંચ ગણી શકાય...નહિ તો...

લાધારામ-સાડાપાંચ માણસ ? એ કેમ ?

ભારતકુમાર-હેં ? એટલે...એટલે મોટા પાંચ માણસ અને એક બાર વરસનો છોકરો છે.

લાધારામ-[ઊંચે અવાજે] ત્યારે છ માણસ છે એમ જ કહો ને ! [દબડાવીને] તો પછી તમે અરજી શા માટે કરી છે ? જાહેરખબરમાં અમે ચોકખું લખ્યું છે કે પાંચથી વધારે માણસો હોય તો અરજી ન કરવી !

ભારતકુમાર-હેં ? હા સાહેબ, પણ સાહેબ, ખરા તો મારા ઘરમાં પાંચ જ માણસ છે ! છોકરો તો ફક્ત બાર વર્ષનો છોકરો જ છે. નાનકડો છોકરો છે તે કંઇ ગણત્રીમાં ગણાય !

લાધારામ-વાહ રે વાહ ! બાર વરસનો છોકરો તો તમારા હિસાબમાં નથી કેમ ? તેનાં જમવાનાં વાસણ નથી થતાં ?

ભરતકુમાર– હેં ? હા સાહેબ, થાય છે તો ખરો. પણ નાના છોકરાનાં વાસણ માંજવાથી તો તમને પુણ્ય થશે, સાહેબ !

લાધારામ– તે કાંઈ નહિ ! આપણે નહિ બને !

ભરતકુમાર– (કરગરીને) એમ ન કરો સાહેબ ! જોઈએ તો આઠ આના વધારે લ્યો, પણ ના ન કહો. મારી ઉંમર સામું જુઓ. આજે ૭ મહિના થયે વાસણ મૂકી માંજીને કંટાળી જઈને મારી પત્ની પિયર જતી રહી છે. અત્યાર સુધી કોઈ વાર અમે જુદાં રહ્યાં જ નથી. વળી અમે કદી પણ એકબીજાને પત્રો લખ્યા નહોતા. પણ આ વખતે તો મર્યાદા છોડીને તેણે મને ઉપરઉપરી કાગળો લખવા માંડ્યા છે, અને લખે છે કે નોકર ન મળે ત્યાં સુધી–

લાધારામ– (ગુસ્સાથી લાલચોળ મ્હોં કરીને) નોકર ?

ભરતકુમાર– (બન્ને હાથે ગાલ પર ધીમે તમાચા મારીને) હેં ? હા, અરે ભૂલ્યો. વાસણ-પ્રક્ષાલકની સગવડ થતાં સુધી ફરીથી ઘેર આવવાની નથી. સાહેબ, મારી અરજી ઉપર રહેમદૃષ્ટિથી વિચાર કરો, અને અમારું પુનર્મિલન કરાવી આપી મારું સંસારશકટ ફરીથી રસ્તે ચડાવી દેવાનું પુણ્ય પ્રાપ્ત કરો. તમારો આ ઉપકાર ચિત્રગુપ્તના ચોપડામાં જરૂર જમા થશે. આ ઉપરાંત અમારા આશીર્વાદથી આપની પ્રેક્ટિસ ખૂબ જોરથી ચાલવા માંડશે !

લાધારામ– (જોરથી માથું હલાવતા). ના ના ના ! એ કંઈ ન બને ! અમે એકવાર નિયમ કર્યો તે તોડવાના નથી. તમે જાઓ હજી ઘણા અરજદારોની મુલાકાત બાકી છે.

[રોતલ ચહેરે ભરતકુમાર બહાર નીકળે છે. ત્યારપછીની મુલાકાતોના બધા પ્રશ્નોત્તર ન બતાવતાં, સેક્રેટરીના ટેબલ પાસે એક એક નવીન અરજદારને બતાવવામાં આવે છે, અને પછી તરત જ લાધારામનું કમીશન આપીને, તેને ઠંડું ધુણાવી અસ્વીકાર કરતા બતાવીને અરજદારને પાછો ફરતો બતાવવામાં આવે છે. આવી રીતે દસબાર અરજદારને પાછાં ફરતા બતાવ્યા પછી ઓરડાની બહારનું દૃશ્ય બતાવવામાં આવે છે. દાદર પર હવે અંદર જનારાની એક અને નિરાશ થઈને બહાર આવનારાની લાઈન એમ બે હાર દેખાય છે. ઉપર ચડતી કતારમાં સુરેશ દેખાય છે. કોર્ટમાંથી તાજા જ નીકળેલા યુવક જેવો તેનો દેખાવ છે. ખાકી પેન્ટ અને ઉપર શર્ટ અને ખમીસ એ તેનો પોશાક છે. નંબર આવતાં દાખલ થઈને સેક્રેટરીના ટેબલ સામે તે ઊભો રહે છે.]

સેક્રેટરી– તમારું નામ ?

સુરેશ– (આશ્ચર્યચકિત ચહેરે લાધારામ તરફ જોતા જોતા) સુરેશ હર્ષવદન પંડિત. અરજીમાં તે લખેલું છે.

સેક્રેટરી– તમારો ધંધો ?

સુરેશ– (લાધારામ તરફ એકીટસે જોઈ રાખીને) અહાહા ! કેવું સુંદર શરીર છે. (શુદ્ધિમાં આવવાનો ડોળ કરીને) હં, શું કહ્યું ?

સેક્રેટરી– તમે શો ધંધો કરો છો ?

સુરેશ– રેશનિંગ ઓફિસમાં એ. બી. સી. ડી. ગોડાઉનમાં હું સુપરવાઈઝર છું. (ફરીથી લાધારામ તરફ જોઈને) આવું શરીર જોઈએ. ભુજા કેવી ભરેલી અને મજબૂત છે !

[લાધારામ અભિમાનથી ફુલાઈને પોતાની બન્ને ભુજાઓ તરફ ખારાફરતી જુએ છે અને ભુજાના સ્નાયુઓ ફુલાવે છે.]

સેક્રેટરી– તમારું ઠેકાણું ?

સુરેશ– (તેની તરફ દુર્લક્ષ કરીને) ખરેખર, મારું બોડી આવું હોત તો ! (લાધારામ પાસે જઈને તેની ભુજાઓ પંપાળતા) આ તો લોખંડના કટકા છે ! આવું મજબૂત શરીર તમે કેમ બનાવ્યું તે તો કહો !

લાધારામ– (વધારે ખીલીને) તેને માટે તપ કરવું પડે છે મિસ્તર ! વીસ વીસ ઘરનાં વાસણ માંજીએ છીએ ત્યારે આવા બાવડાં થાય છે, સમજ્યા ?

સુરેશ– ખરેખર, તમારો ધંધો કેવો સરસ છે ! અમે તો ટેબલ પર બેઠા તે બેઠા જ !

લાધારામ– (અભિમાનમાં આવી જઈને) અમારો ધંધો તમારી નોકરી કરતાં ચડે કે નહિ ?

સુરેશ– એમાં શંકા શી ? (સેક્રેટરી તરફ જોઈને) શું પૂછ્યું ? ઘરમાં માણસ કેટલાં છે એમ ને ? હું, મારી પત્ની, અને એક બ્હેન એમ ત્રણ જણ. (ફરીથી લાધારામ તરફ જોઈને) અને અમારે

તો હંમેશ સાહેબની મરજી પ્રમાણે વર્તવાનું. અને તમારૂં તો સ્વતંત્ર કામ! તમે તમારા રાજા!

લાધારામ– (ખુશ થઈને) એમ જ છે! ડૅાક્ટર, વકીલ વગેરેની જેમ અમારો પણ સ્વતંત્ર ધંધો! અત્યાર સુધી અમારી પ્રેક્ટિસ બરાબર ચાલતી નહોતી તેથી તમે બધા અમને હલકા માનતા હતા, ખરૂં ને?

સુરેશ– લોકો તો ગમે તેમ બોલે! જેઓ જરા પણ વિચાર કરી શકે છે તેઓ સમજે છે કે તમારા અને વકીલ ડાક્ટરના ધંધામાં જરાયે ફેર નથી. ઊલટું અત્યારે તો વકીલ ડાક્ટરો કરતાં તમારો ધંધો જ ધમધોકાર ચાલે છે તેથી સમાજમાં તમારૂં જ માન વધારે છે. શું કરૂં કે પિતાએ ભૂલ કરીને મને અંગ્રેજી ભણાવ્યો! નહિ તો હું તો તમારી લાઈન જ લેત!

સેક્રેટરી– તમે દિવસમાં કેટલી વાર જમો છો?



સુરેશ–હં! આમ તો અમે બે વાર જમીએ છીએ. પણ મારી પત્ની પણ રેશનિંગ ખાતામાં જ નોકરી કરે છે અને બહેન કોલેજમાં છે તેથી સવારે તો અમે ત્રણે જણ હોટેલમાં જમીએ છીએ. ફક્ત સાંજે જ અમે ઘેર તો રાંધીએ છીએ. તેથી એક જ વખતનાં વાસણ માંજવાનું કામ સાહેબને કરવાનું છે!

લાધારામ– (ડોકું હલાવતાં) સરસ! એમ જ જોઈએ!

સેક્રેટરી– વારૂ. પણ પગાર કયાં સુધી આપવા તમે તૈયાર છો તે તો તમે અરજીમાં લખ્યું નથી!

સુરેશ–એ તો જાણીબુઝીને મેં લખ્યું નથી. મેં તો મારી સ્થિતિના પ્રમાણમાં જ આંકડો મૂકયો હોત! અને તે આંકડો લાધારામની કીર્તિને શોભાસ્પદ ન લાગે તો તેમનું અપમાન જ થાય ને?

લાધારામ–બરાબર, બરાબર!

સુરેશ– તો પછી તમે જે આજે નક્કી કરો તે આપવા હું તૈયાર છું. તમે સમજુ છો અને મધ્યમ વર્ગની આજે શી સ્થિતિ છે તે જાણો છો. તો મારી ખાત્રી છે કે તમે ગેરવ્યાજબી આંકડો નહિ જ બોલો.

લાધારામ– જુઓ મિસ્તર, તમારો સ્વભાવ આપણને ગમ્યો છે. તેથી તમારી પાસેથી ફક્ત પંદર રૂપિયા લઈશું. કેમ, છે કબૂલ?

સુરેશ–કબૂલ. પાંચ મિનિટ કોર્ટમાં હાજર રહી મુદત પડાવવાનો, વકીલ ઓછામાં ઓછા પાંચ રૂપિયા ચાર્જ કરે છે. તો પછી તમે આખો મહિનો રોજ પંદર મિનિટ મહેનતનું કામ કરીને પંદર રૂપિયા માગો છો તે વ્યાજબી જ છે.

લાધારામ– ઠીક, ત્યારે. સેક્રેટરી! આમને પેલો શરતોવાળો કાગળ વંચાવો અને તે તેમને કબૂલ હોય તો તેમને ટાઇમ આપી દો!

સેક્રેટરી– યસ સર! [એક છાપેલ કાગળ સુરેશને આપે છે] આ અમારી શરતો. એ વાંચી જુઓ; અને કબૂલ હોય તો તેમાં જણાવ્યા

પ્રમાણે ત્રણ માસનો પગાર એડવાન્સ આપી દો, એટલે તમારું નામ અમારા મેમ્બર્સના લિસ્ટમાં દાખલ કરી દઈએ.

સુરેશ–(કાગળ વાંચ્યા વગર ખિસ્સામાં મૂકે છે) બધી શરતો કબૂલ છે! (ખિસ્સામાંથી પિસ્તાળીશ રૂપિયાની નોટો ગણીને આપે છે.) આ લ્યો, તમારો ત્રણ માસનો પગાર!

સેક્રેટરી–ઠીક (દિવાલ પર લટકાવેલા એક પૂંઠા તરફ જોઈને) તમારે ત્યાં અમારા શેઠ–જુઓને ૮–૫૫ થી ૯–૧૦ સુધી શેઠ બેરિસ્ટરને ત્યાં અને પછી આ કોણ છે? હા. ૯–૨૦ થી ૯–૩૫ સુધી શાહ ડાક્ટરને ત્યાં. હં, વચ્ચેના ગાળામાં તમારે ત્યાં આવી શકાશે. જુઓ મિસ્ટર, તમારે ત્યાં અમારા શેઠ બરાબર ૯–૧૨ મિનિટે વિઝિટે આવી પહોંચશે, તે વખતે તમારે બધાં વાસણ તૈયાર રાખવાનાં છે. ૯–૧૨ થી ૯–૧૭ નો તમારો ટાઈમ. બરાબર યાદ રાખજો. બસ જાઓ.

સુરેશ–બસ, ચાલો ફત્તેહ! (આનંદથી નાચતો નાચતો જાય છે, અને રસ્તામાં બધાને આનંદથી કહેતો જાય છે કે કાલથી લાધારામ તેને ત્યાં કામ કરવા આવવાના છે.)

*

## દૃશ્ય ત્રીજું

[સુરેશનું મકાન. સુરેશ, તેની પત્ની ને બહેન જમવા બેઠેલાં છે. થોડીવારે બહેન જમી રહે છે, અને હાથ ધોઈને ઊઠી જાય છે.]

સુરેશ–અહાહા! કેવી સુંદર રસોઇ છે! જાણે ખાધા જ કરીએ.

માલતી–હવે ઠીક. નકામાં વખાણ ન કરો.

સુરેશ– ખોટું નથી કહેતો! તારા હાથની રસોઈની કંઈ મિઠાશ જ ઓર છે. લાવ લાવ, બે રોટલી ને શાક આવવાં દે.

માલતી– (રોટલી આપીને) જલદી પરવારજો હો! કેટલા વાગ્યા તેનો ખ્યાલ છે ને? ૯–૫ તો થઈ ગયા છે. હમણાં કાકા આવીને ઊભા રહેશે! અને વાસણ માગશે તેની ખબર છે ને?

સુરેશ– અરેરે! કેટલો ત્રાસ છે! નિરાંતે જમવાનું પણ નહિ! સવારે ૯–૪૩ ની લોકલ પકડવાની હોય તેથી હોટેલમાં ઉતાવળે જમવાનું, તો રાત્રે ૯–૧૨ મિનિટે આ વાસણ માંજનારની વિઝિટની બીક! ખરું કહીએ તો મુંબઈવાસીઓ નિરાંતે જમતાં જ નથી!

[બહાર મોટર સાઈકલનો અવાજ થાય છે. સુરેશની બહેન ઉતાવળે અંદર આવે છે.]

બહેન– ભાઈ, ભાઈ! પેલા આવ્યા. જુઓ, જુઓ આવે છે. એ આવ્યા......

સુરેશ– અરે, પણ હા! કોણ આવે છે? પેલાં સ્વયંવરમાંની રૂક્મિણીની માફક "ભાઈ, ભાઈ! એ આવ્યા" એમ ગભરાટથી કેમ બોલે છે?

બહેન– તારું તો ડહાપણ જ ભારે! પેલા એટલે વાસણ માંજનાર નોકર લાધારામ–તારા કાકા આવ્યા છે. ઊઠ જલદી! હવે જમવાનું તો પતાવ! વાસણ તૈયાર નથી એમ કહીશું તો તે પાછા જતા રહેશે, અને કાલે બધાં વાસણ અમારે માંજવા પડશે.

[એટલામાં લાધારામ અને તેની પાછળ સેક્રેટરી પ્રવેશ કરે છે.]

લાધારામ– (મોટેથી) કેમ? વાસણ નથી તૈયાર? (કાંડા પરની ઘડીયાળમાં જોઈ રેઆબથી) ૯–૧૩ તો થઈ, અને હજી તમારાં વાસણ તૈયાર નથી?

માલતી– (ગભરાઈને ઊઠીને) અરે હા, જુઓને! તૈયાર જ છે. અમે પરવારી ગયાં છીએ. (સુરેશને) હવે ઊઠો! ક્યાં સુધી જમશો? ચાલો હવે અમે જમી રહ્યાં. (લાધારામને) લઈ લ્યો હવે વાસણ!

લાધારામ– હેં? એ કામ મારું નથી! વાસણ ભેગાં કરીને મોરી પાસે તમારે મૂકવાનાં છે. પછી મારે ઘસવાનાં છે! ચાલો, લાવો વાસણ! ૯–૧૪ તો થઇ! કેટલું મોડું! આ મિસ્તરનો સ્વભાવ મને ગમે છે તેથી જ આજનો દિવસ જવા દઉં છું. કાલથી વાસણ તૈયાર નહિ હોય તો હું ઊભો નહિ રહું. (એટલામાં માલતી વાસણ લાવીને મૂકે છે.) અને આ શું? વાસણ ઘસવા માટે પાણી હજુ નથી મૂક્યું?

માલતી– આપું છું, આપું છું. (પાણીની બાલદી મોરી પાસે મૂકે છે. કામ શરૂ થાય છે.

થોડી વારે માલતી ધીમેથી બીતાં બીતાં વાત શરૂ કરે છે.) લાધારામ, કલબનાં વાસણમાં એક તપેલું ઓછું આવ્યું લાગે છે !

લાધારામ–ઓછું છે ? તો પછી ખોવાયું હશે !

માલતી–ખોવાયું ? તો પછી તું...તમે તે શોધી... એટલે કે જોઇ દેજો !

લાધારામ–એ કામ મારું નથી.

માલતી–[જરા ક્રોધથી] એટલે ? તમને ઘસવા આપ્યાં હોય તેમાંથી વાસણ ખોવાય તે શું તમે ન શોધી આપો ? ત્યારે શું તે વાસણ કાયમનાં ગયાં સમજવાં ?

લાધારામ–સેક્રેટરી, આમને આપણી સત્તરમી કલમ વાંચી બતાવો.

સેક્રેટરી–યસ સર ! (હાથમાંની ફાઇલમાંથી શરતનો કાગળ કાઢીને સત્તરમી કલમ વાંચી સંભળાવે છે.) "No claim will be entertained, nor damages paid for any pot lost or mislaid while cleansing." ('વાસણ ઘસતાં ઘસતાં ખોવાએલાં અગર તો આઘાંપાછાં મૂકાએલાં વાસણ બદલ કોઇ પણ જાતનો હક કબૂલ કરી શકાશે નહિ, અથવા તો નુકસાન ભરપાઇ આપવામાં આવશે નહિ')



માલતી–(ક્રોધથી) વાહ ! આ ક્યાંનો ન્યાય ! એક તો વાસણનું વાસણ ખોવાય અને...

સુરેશ–અરે, જરા ધીમે બોલ ! કોની સામે તું આટલા જોરથી બોલે છે તે ખબર છે ?

માલતી–હા, હા. ખબર છે ! મારાં વાસણ જાય ને હું ચૂપ કેમ રહું ? હજી તો આઠ દિવસ થયા એટલામાં એક વાટકી, એક ચમચી, એક રકાબી—એટલું ગયું. અને ગઈ કાલે તપેલી ગૂમ થઈ ! કેવી જાડી તપેલી હતી ! તમારો પેલો કોલરે ફાટેલો કોટ આપીને વાસણ વેચનારા પાસેથી મેં લીધી હતી. પણ આણે ખોઈ નાખી. બોલ નહિ, બોલ નહિ કરીને જ ચડાવી માર્યાં છે આને ! આવતી કાલે મારી તપેલી આવી જવી જોઈએ. નહિ તો—

લાધારામ–(ગુસ્સાથી થરથર ધ્રૂજતાં) હાં, હાં, બાઈ ! બાઇ ! સંભાળીને બોલો !

માલતી–(વધારે ઉંચે સાદે) સંભાળીને તે વળી કેમ બોલાતું હશે ? બહુ મિજાજ કરે છે કેમ ?

લાધારામ–(કર્કશ અવાજે) ખબરદાર ! સેક્રેટરી !

સેક્રેટરી–યસ સર !

લાધારામ–આમનું નામ લિસ્ટમાંથી કાઢી નાખો.

સેક્રેટરી–યસ સર !

[ પેડમાંથી એક કાગળ કાઢી તેના પર નોટીસ લખીને સુરેશના હાથમાં આપે છે. પછી તે અને લાધારામ બન્ને ગુસ્સામાં જતા રહે છે. મોટરસાઈકલ સ્ટાર્ટ થવાનો અવાજ સંભળાય છે, અને તરત જ મોટરસાઇકલ પર સેક્રેટરી અને પડખેની સાઈડકારમાં લાધારામ બેસીને જતા દેખાય છે. ફરીથી સુરેશના ઘરનું દૃશ્ય. સુરેશ હાથમાંની નોટીસ તરફ નિરાશ બની જોઇ રહે છે. માલતી દિલગીર બની લાધારામ ગયા તે દિશામાં જોઈ રહે છે. માલતીના ચહેરાનું સમીપદર્શન. ]

માલતી–(ઘેલછા લાગી હોય તેવો અભિનય કરીને) ગયા ! ગયા લાધારામ ! મેં–મેં તેમને ગુમાવ્યા–હા, હા, હા.

(ગાંડાની માફક હસે છે).×

× મૂળ લેખક શ્રી. કુ. બા. ગારડી.



# પેશાવર એક્સપ્રેસ

લેખક : શ્રી. કૃષ્ણચંદ્ર
અનુવાદક : શ્રી. દીનાનાથ મહેતા

[ પેશાવર એક્સપ્રેસ એ ટ્રેનનું નામ છે કે જે પેશાવરથી પંજાબ, દિલ્હી, મથુરા વગેરે સ્થળોએ થતી થતી મુંબઈ તરફ જાય છે. પ્રસિદ્ધ વાર્તાલેખક શ્રી કૃષ્ણચંદ્રજીએ તે ટ્રેનને જ વાર્તાનું પાત્ર બનાવી તેનાં શબ્દોમાં પાષાણહૃદયોને પણ પીગળાવી નાખે તેવા પંજાબના અમાનુષી હત્યાકાંડોની રોમાંચક ઘટનાનું બયાન કર્યું છે. એ એક કાલ્પનિક કથા છે. છતાં પણ વાસ્તવિકતાની ઘણી નજીક છે. આનો હિન્દી અનુવાદ પં. મહાકાન્ત ઠાકુર તથા જાણીતા નેતા શ્રી. હબીબુર્રહમાને કરેલો છે. સુપ્રસિદ્ધ ઉર્દૂ વાર્તાકાર શ્રી. કૃષ્ણચંદ્ર (કૃશનચંદર)ની ઉંમર ૩૪ વર્ષની છે. એમની વાર્તાઓનાં દસ પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે, જેમાંની એક નવલકથા છે. હિંદની પ્રાંતીય ભાષાઓમાં, અંગ્રેજીમાં તેમજ એક ભાષામાં એમની કેટલીક સુંદર કૃતિઓના અનુવાદ થયા છે. ] ... ... ... ... ... ... ...

"જ્યારે હું પેશાવરથી ચાલી ત્યારે સંપૂર્ણ શાંતિનો દીર્ઘ શ્વાસ ખેંચ્યો. મારા (પેશાવર એક્સપ્રેસના) ડબ્બાઓમાં ખાસ કરીને હિંદુઓ વધારે બેઠા હતા. એ લોકોને પાકિસ્તાની પ્રદેશોમાં પોતાની સલામતી નહોતી જણાતી. તેઓ પેશાવરથી, હોતીમર્દાનથી, કોહાટથી, ચારસદ્દાથી, ખૈબરથી, લંડીકોતલથી, બન્નુ નૌશેરાથી અને માનસારા વગેરે સ્થળોએથી હિંદુસ્તાન તરફ આવી રહ્યા હતા. સ્ટેશન ઉપર સારો એવો પોલીસ બંદોબસ્ત હતો. અને લશ્કરી ટુકડીઓ પણ ખૂબ ચોકસાઈપૂર્વક કડક હાથે કામ લઈ રહી હતી. પાકિસ્તાનમાં જેમને સંકટગ્રસ્તો અને હિંદુસ્તાનમાં જેમને નિર્વાસિતો કહેવામાં આવે છે તેમને, જ્યાં સુધી હું પંજાબની પ્યારી ક્રીડાભૂમિ તરફ ન વધી, ત્યાં સુધી સુખાનુભવ ન થયો. આ લોકો રંગે રૂપે તો ગોરા-ગોરા મજબૂત બાંધાના હોવાથી તથા માથાપર જરીની ટોપીની આસપાસ સુંદર કલગીદાર સાફો તથા પાયજામો પહેરેલ હોવાથી તદ્દન પઠાણ જેવા લાગતા હતા. એ લોકો પુશ્તુમાં વાતચીત કરતા હતા, તો વળી ક્યારેક શાંત કર્કશ પંજાબી ભાષામાં પણ વાતચીત કરતા હતા, અને એમની સેવાસુશ્રૂષા કરવા માટે દરેક ડબ્બામાં બબ્બે સીપાઈ બન્દૂકો સાથે ખડે-પગે હાજર હતા.

શાન ઓર બલુચી સિપાઈઓ પોતાની પાઘડીઓની પાછળ મોરની કલગીની માફક સુંદર તોરો લગાવેલા હાથમાં નવી જ રાઈફલો લઈને આ હિન્દુ પઠાણો, અને એમના સ્ત્રી-બાળકોની તરફ તીરછી નજર કરીને આછું સ્મિત કરતા હતા.

જે પ્રદેશની વિશાળ હાથમાંથી તેમની શક્તિનું સીંચન થયું હતું, જેના બરફના કલકલ વહેતા ઝરણામાંથી શીતલ જળનું અહર્નિશ પાન કર્યું હતું, અને જેનાં બાગ-બગીચાઓનાં મીઠાં ફળનો નિરંતર રસાસ્વાદ કર્યો હતો એવી એ ભૂમિમાંથી—દગાખોરી, નીચતા, બેઈમાનિયત અને અપશબ્દનો શિકાર બનેલા એ મુસાફરો ભાગી છૂટયા હતા. આજ એમનો એ દેશ એમને માટે પરદેશ થઈ પડ્યો હતો. એમણે પોતાનાં કોતરાં હૃદયોમાંથી આજ મહા વ્યથાએ એનું સ્થાન વિસારે પાડ્યું હતું. અને અત્યંત ગરમ એવા મેદાનોનો ખ્યાલ આવતાં જ તેઓ કંપી ઊઠતા હતા; છતાં તદ્દન અનિચ્છાપૂર્વક અહીંથી વસમી વિદાય લઈ રહ્યા હતા. હા, અલબત્ત એમને એક વાતનો આનંદ હતો કે તેમના જાન સલામત રહ્યા હતા. બીજું એમની આણમુલી શીલ સમ એમની કુલવધૂઓની, દીકરીઓની, માતાઓની અને પત્નીઓની આબરૂ સુરક્ષિત હતી, છતાં પણ એમનાં હૃદય ખરેખર રડી રહ્યાં હતાં. અને કરુણ

આલોચના કરતી તેમની દૃષ્ટિ સરહદની પહાડી છાતી પર એ રીતે ચોંટી ગઈ હતી કે જાણે તે તેને ચીરીને તેમાં સમાઈ જવા માગતી હોય-અને એના મમતાના સ્રોતને જાણે કે પૂછવા માંગતી હોય કે 'મા! બોલ, કયા અપરાધની સજામાં તેં તારાં બાળબચ્ચાંને ઘરબાર વિનાનાં કરી દેશવટો દેવા માંડયો છે? એ ખુબસુરત આંગણાંઓથી કયા અપરાધ બદલ તેં તારી વહુ-બેટીઓને વંચિત કરી છે? કે જે કાલ સુધી સુખ સુહાગની રાણીઓ બની મસ્તપણે એમાં વિચરી રહી હતી! એ તારી નાની કુમળી કુંવારિકાઓ કે જે તને દ્રાક્ષની કુમળી લતાની માફક વીંટળાઇ વળી હતી, તેને આજ તેં કયા અપરાધસર તરછોડી દીધી છે? અમારા કયા પાપાચારને લીધે આજ આ દેશ વિદેશ બની ગયો છે. મા?'

હું આગળ વધે જતી હતી. ડબ્બામાં બેઠેલ પ્રત્યેક વ્યક્તિ પોતાના માદરે વતનના પ્રત્યેક ઘૂંટ, એ વિશાળ પહાડી અને તળેટીનાં મનોરમ્ય દૃશ્યો, લીલીછમ કુંજો અને ઉપવનોની તરફ અનિમેષ નયને નિહાળી રહી હતી, અને એકે એક મનોહર દૃશ્યને પોતાના હૃદયપટમાં છુપાવી લઈ જવા ઇચ્છતી હતી. અને મને પોતને પણ જાણે એવો ભાસ થયો કે જાણે દુઃખદર્દના આ બોજને લીધે મારા પગ ભારે થઈ ગયા છે, અને એની પ્રતીતિ રૂપે પૈડાં મને પ્રત્યુત્તર આપી રહ્યાં હતાં.

હોશિયાર હતા કે, જેઓ પોતાની તૂટેલી ખાટલી સુદ્ધાંને લેવી ભૂલી ગયાં નહોતાં. જે લોકોને ખરેખર ઘણું જ નુકસાન થયું હતું તેઓ તદ્દન શૂન્યમનસ્કપણે બેસી રહ્યા હતા અને જેઓની પાસે મૂળથી જ કાંઈ નહોતું એવા પોતાની ઉમદા શાહુકારીની બડાશ હાંકી રહ્યા હતા. અને દમામપૂર્વક પોતાની અમીરીનાં ગુણગાન ગાઈને બીજાને મૂર્ખ સાબિત કરવાનો પ્રયત્ન કરી રહ્યા હતા, અને મુસ્લીમોને ગાળો દઈ રહ્યા હતા.

મજબુત બલુચી સિપાઈ ખૂબ દમામપૂર્વક દરવાજાને સહારે પોતાની રાઈફલોને ટેકીને ઊભા હતા. અને ક્યારેક ક્યારેક એક બીજા તરફ તીરછી નજર ફેંકી મૂછમાં હસતા હતા.

તક્ષશિલાને સ્ટેશને મારે ઘણો સમય રોકાવું પડયું. કોણ જાણે કેની રાહ હતી? કદાચ આસપાસના પ્રદેશમાંથી હિન્દુ નિર્વાસિતો આવી રહ્યાં હતાં. વારંવાર ગાર્ડ જ્યારે સ્ટેશન માસ્તરને પૂછ્યું ત્યારે સ્ટેશન માસ્તરે કહ્યું કે 'જ્યાં સુધી આસપાસના પ્રદેશમાંથી હિન્દુ નિર્વાસિતો ના આવી પહોંચે ત્યાં સુધી ગાડી આગળ નહીં વધી શકે.' એક કલાક બીજો વીતી ગયો.

મુસાફરોએ-લોકોએ હવે પોતાનાં ખાવાપીવાની રહી-સહી જે ચીજો હતી તે કાઢીને ખાવા લાગ્યાં. ગભરાયેલાં બાળ-બચ્ચાં કિલકિલાટ કરવા લાગ્યાં

# બસો હિન્દુઓને ગોળીથી વીંધી નાખ્યા ! ફરસબંધી લોહીથી રંગાઈ ગઈ !

આ આસપાસનાં ગામડાંઓમાંથી આવેલો હિન્દુઓનો કાફલો હતો. ગામના મુસ્લિમ લોકો સંભાળપૂર્વક તેઓને અહીં સુધી લાવ્યા હતા. એટલા માટે દરેક મુસ્લિમે એવા એક એક કાફરની લાશ પોતાની ગરદન પર મૂકી હતી કે જેમણે જાન બચાવવાની ખાતર ગામમાંથી નાસી છૂટવાનો પ્રયત્ન કર્યો હતો. એવી બસો લાશો હતી આ કાફલાએ એ લાશો ખૂબ સંભાળપૂર્વક સહીસલામત રીતે સ્ટેશન પર પહોંચાડીને બલુચી સિપાઈઓને સુપરત કરી દીધી અને કહ્યું કે "નિર્વાસિતોને ખૂબ સંભાળપૂર્વક હિન્દુસ્તાનની સરહદે પહોંચાડી દેજો." બલુચી સિપાઈઓએ આ જવાબદારી અત્યંત રાજીખુશીથી સ્વીકારી લીધી, અને દરેક ડબ્બામાં પંદરથી વીસ લાશો મૂકી દીધી. ત્યારપછી કાફલાએ હવામાં ગોળીબાર કર્યો–અને ગાડી ઉપાડવા માટે સ્ટેશન માસ્તરને હુકમ કર્યો. હું ચાલવા લાગી પરંતુ તત્કાળ ફરી પાછી મને રોકી દેવામાં આવી, અને કાફલાના આગેવાને હિંદુ શરણાગતોને કહ્યું કે 'બસો આદમીઓને ઉતારીને અમારે ગામ લઈ જઈશું. ચાહે ગમે તે થાય, અમે અમારા મુલકને આવી રીતે બરબાદ થતો નથી જોઈ શકીએ તેમ.' એમની આ વાતોનું સમર્થન કરતાં અને એમની દેશદાઝને અનુમોદન આપતાં દરેક ડબ્બામાંથી થોડાં થોડાં માણસો કાફલાને હવાલે કરી દીધાં: પૂરેપૂરાં બસો. ન તો એકપણ વધારે કે ન તો એકપણ ઓછું. બરાબર બસો.

"લાઈનમાં ઊભા રહો કાફરો !" આગેવાને કહ્યું. આગેવાન પોતાના પ્રદેશનો સૌથી મોટો જાગીરદાર હતો અને પોતાના લોહીના પ્રત્યેક બુંદમાં તેને ધર્મયુદ્ધની ઝંખના થતી હતી. કાફરો પથ્થરની પ્રતિમા સમા નિશ્ચેતન ઊભા હતા. કાફલાના લોકોએ ઉચકી ઉચકીને તેમને લાઈનમાં ખડા કરવા માંડ્યા; બસો આદમીઓ અથવા કહોને કે બસો જીવંત લાશો : નિસ્તેજ ચહેરા છતાં પણ આંખોમાંથી અગ્નિબાણ વરસતાં હતાં. શરૂઆત બલુચી સીપાઈઓએ કરી. પંદર આદમીઓ ગોળીથી ઠાર.

આ તક્ષશિલાનું સ્ટેશન હતું. વીસ બીજા ઠાર થયા!

અહીં એશિયાનું સર્વશ્રેષ્ઠ વિશ્વવિદ્યાલય હતું: અને લાખો વિદ્યાર્થીઓ અહીં સભ્યતા અને સંસ્કૃતિની ગોદમાં વિરાજીને જ્ઞાનઉપાર્જન કરતા હતા.

વળી પચાસ બીજા ઠાર થયા...

તક્ષશિલાના સંગ્રહસ્થાનમાં પુરાણી સંસ્કૃતિના તેજોમય દીપક સમ એટલી સુંદર મૂર્તિઓ–એટલાં સુંદર આભૂષણ–સ્તુપોના નમૂના–આદર્શ સમ અજંટાની ગુફાની જેમ અદ્ભુત કારીગરી હતી.

વળી બીજા પચાસ ગોળીએ દેવાયા.

પાછળના બાગમાં શિલ્પનો સુંદર મહેલ હતો અને વિશાળ ચોગાનમાં તક્ષશિલાના સુવર્ણમય અપૂર્વ ભૂતકાળની ગાથાસમ પથરાએલા કિલ્લા અને શહેરનાં વિશાળ ખંડિયેરો હતાં...

ત્રીસ કાફરો બીજા વીંધી નંખાયા. અહીંયાં કનિષ્કે રાજ્ય ભોગવ્યું હતું. અને લોકોને અમનચેન અને ખૂબ દોલતથી માલામાલ કરી દીધા હતા.

પચીસ બીજા ખતમ થયા. અહીંયા એક કાળમાં ભગવાન બુદ્ધનો અમર ઉપદેશ ગુંજી રહ્યો હતો–અને ભિક્ષુઓએ દિગ્દિગંતમાં શાંતિનો અમર સંદેશો ફેલાવ્યો હતો.

હવે છેલ્લા મુસાફરોનો વિંધાવાનો વારો આવ્યો.

અહીંયા સર્વપ્રથમ હિંદુસ્તાનની સરહદ પર માનવતાના આદર્શનો ઝંડો લહેરાવવામાં આવ્યો હતો. સમાનતા, ભ્રાતૃભાવ અને માનવતાના સિદ્ધાંતનો ઝંડો લહેરાવવામાં આવ્યો હતો.

'બધા જ ખતમ થઈ ચૂક્યા !'

'અલ્લાહુ અકબર !' ફરસબંધી લોહીથી લાલચોળ થઈ ગઈ હતી જ્યારે હું પ્લેટફોર્મમાંથી ચાલી, ત્યારે મારા પગ પાટા પરથી સરકી જતા હતા અને લાગતું હતું કે જાણે હું પડી જઈશ–અને પડીને બચેલા મુસાફરોને પણ ખતમ કરી નાખીશ.

દરેક ડબ્બામાં મોતનું સામ્રાજ્ય જામી ગયું હતું. લાશો વચ્ચોવચ મૂકવામાં આવી હતી, અને એ લાશોની ચોતરફ ઝુકતી લાશોની ભયંકર ભીડ જામી હતી. બલુચી સિપાઈઓ ખડખડાટ હસી રહ્યા હતા.

ક્યાંઈક કોઈક બાળક રડતું તો કોઈક વૃદ્ધા જોરથી ડુસકું ભરતી કોઈએ સુખ-સુહાગ લુંટાવાથી ભયંકર નિઃશ્વાસ નાખ્યો અને હું જોરજોરથી બૂમો મારતી રાવલપીંડીના પ્લેટફોર્મ પર આવીને ઊભી રહી.

અહીંથી કોઈ નિર્વાસિત ગાડીમાં ન બેઠો. એક ડબ્બામાં પંદર-વીસ યુવાન મુસ્લિમો બુરખાધારી સ્ત્રીઓને લઈને ગાડીમાં બેઠા. દરેક યુવાન રાઈફલ ધારી હતો. એક ડબ્બામાં પુષ્કળ યુદ્ધનો સરંજામ લાદવામાં આવ્યો હતો. મશીનગનો, કારતુસો, પીસ્તોલો અને રાઈફલો સર્વે સાધનસામગ્રી હતી.

અચાનક ઝેલમ અને ગોજરખાંના પ્રદેશોની વચ્ચે સાંકળ ખેંચી અને મને થોભાવવામાં આવી. હું રોકાઈ ગઈ. મુસ્લીમ યુવાનો ગાડીમાંથી ઉતરવા લાગ્યા અને બુરખાધારી સ્ત્રીઓએ એકદમ શોરબકોર મચાવી મૂક્યો. 'અમે હિંદુ છીએ—અમે શીખ છીએ. અમને જબરજસ્તીથી લઈ જવામાં આવે છે. એમણે બુરખા ફાડી નાખ્યા અને કરૂણ રીતે આક્રંદ કરવા લાગી યુવકો એમને ક્રૂર રીતે હસતા હસતા ગાડીમાંથી ઘસરડીને લઈ ગયા. "હા; આ હિન્દુ સ્ત્રીઓ છે. અમે એમને રાવલપીંડીથી એમના આરામગાહોમાંથી, વિશ્રાંતિસ્થાનોમાંથી, ઘરોમાંથી ઉંચ આબરૂદારના ઘરોમાંથી, ઈજ્જતદાર મા-બાપો પાસેથી છીનવીને બળાત્કારપૂર્વક લાવ્યા છીએ. હવે તે અમારી છે. અમે એમની સાથે ફાવે તેમ વર્તી શકીએ છીએ. જો કોઈની હિંમત હોય તો અમારી સામે આવીને છોડાવી જાય!'

સરહદના બે નવજુવાન હિન્દુઓ છલાંગ મારીને ગાડીમાંથી હેઠા કુદી પડ્યા. બલુચી સિપાઈઓએ તત્કાળ જ તેમને ઠાર કર્યા. તરત જ બીજા પંદર વીસ નવજુવાન કુદી પડ્યા. હથિયારબંધ મુસ્લીમોના ટોળાએ એમને પણ જોતજોતામાં ખતમ કરી નાખ્યા. વાસ્તવમાં માંસના લોચાની દીવાલ લોઢાની ગોળીઓનો સામનો નથી કરી શકતી. એ સનાતન સત્ય સ્વીકારવું જ પડ્યું. મુસ્લીમ યુવકો પેલી હિન્દુ સ્ત્રીઓને બળાત્કારે ઘસરડતા ઘસરડતા જંગલમાં લઈ ગયા, અને કાળમુખી તું મોઢું છુપાવીને ત્યાંથી ભાગતી ત્વરાએ ભાગી છૂટી ભયંકર કાળો ધુમાડો મારા મોઢામાંથી નીકળી રહ્યો હતો અને તે જાણે દુનિયા પર પ્રલયની કાલિમા છવાઈ ગઈ હોય તેમ લાગતો હતો. મારા હૃદયમાંથી તે એ રીતે બહાર નીકળતો હતો કે જાણે હમણાં મારૂં હૃદય ફાટી પડશે. અને હૃદયમાં ભારી રાખેલી ભયંકર જવાળાઓ જાણે હમણાં કરૂણ આક્રંદ કરતી પંદર હિન્દુ યુવતીઓને ભરખી જનાર મારી આસપાસ ફેલાયેલા એ જંગલને જોતજોતામાં ભસ્મસાત્ કરી નાખશે તેમ લાગતું હતું.

લાલમુસા પાસે લાશોમાંથી ભયંકર દુર્ગંધ આવવા માંડી. બલુચી સિપાઈઓ તેને બહાર ફેંકી દેવા માટે તત્પર થઈ ગયા હતા. તે હાથના ઈશારાથી ગમે તે આદમીને બોલાવીને લાશને ઊંચકાવીને દરવાજા પાસે લાવવાનું સૂચન કરતા. જે આદમી લાશ ઊંચકાવીને દરવાજા પાસે લાવતો કે તત્કાળ તેને પણ લાશની સાથે ધક્કો મારીને બહાર ફેંકી દેવામાં આવતો. આ પ્રમાણે બધી જ લાશો ફેંકી દેવામાં આવી. આ રીતે ડબ્બામાંથી ઘણાં માણસો ઓછાં થવાને લીધે આરામથી બેસાય તેટલી જગા પણ થઈ ગઈ.

લાલમુસા પણ ગયું અને લાલમુસા પણ ગયું. હવે આવ્યું વઝીરાબાદ! વઝીરાબાદનું મશહુર જંકશન! વઝીરાબાદનું મશહુર શહેર! જ્યાં હિંદુસ્તાન ભરને માટે છુરી અને ચપ્પાં બને છે. એ વઝીરાબાદ કે ત્યાંના હિંદુ-મુસ્લીમો સૈકાઓથી વૈશાખીનો મેળો એકસાથે અપૂર્વ આનંદ અને ઉત્સાહ વચ્ચે ઉજવતા આવ્યા છે. વઝીરાબાદનું સ્ટેશન જીવંત લાશોથી સમૃદ્ધ બની ગયું હતું. કદાચ તે લોકો વૈશાખીનો 'લાશોનો મેળો' ઉજવવા આવ્યા હશે. શહેરમાંથી ભયંકર ધુમાડાના ગોટેગોટા નીકળી રહ્યા હતા અને તેનાથી આખું નભમંડળ આચ્છાદિત થઈ ગયું હતું. સ્ટેશનની પાસે જ અંગ્રેજી ઢબનું બેન્ડ વાગી રહ્યું હતું અને ટોળાના કોલાહલ અને કીકીયારીઓ સંભળાતી હતી. થોડી જ મિનિટોમાં ટોળું સ્ટેશન પર આવી પહોંચ્યું. ટોળાના આગળના ભાગમાં ગામડીયા લોકો નાચતા ગાતા હતા. અને એની પાછળના ભાગમાં બીલકુલ નગ્ન અવસ્થામાં

## બીભત્સ નગ્ન અવસ્થામાં સ્ત્રીઓને લઈને ગુંડાઓનું એ ટોળું આગળ વધતું હતું!

સ્ત્રીઓનું મોટું ઝુંડ હતું. આમાંથી સહોદર,–નગ્ન સ્ત્રીઓ–વૃદ્ધાઓ, યુવતીઓ, બાળકીઓ, દાદીમાઓ––નાની બાળકીઓ, માતાઓ, વહુઓ, પુત્રીઓ અને સગર્ભાઓ મુસ્લીમોના એ ઝુંડની વચ્ચે નાચ-ગાન કરતી હતી. આ પુરુષો અને સ્ત્રીઓએ મળીને અજબ રીતે વૈશાખીના મેળાનો ઉત્સવ મનાવ્યો હતો. સ્ત્રીઓના વાળ ખેરવીખેર હતા. તેમના શરીર પર જખ્મો હતા. તે સર્વ એ ઢબે ચાલતી હતી કે જાણે મહાપ્રયત્ને કપડાંનું તેમને રક્ષણ મળ્યું હોય. અને એમના આત્માઓને ચિર શાંતિદાયિની મૃત્યુની છાયાએ આવરી લીધી હોય એમ લાગતું હતું. એમની આંખોનું તેજ દ્રૌપદીને પણ શરમાવનારું હતું. અને ઓઠ દાંતની નીચે એ પ્રકારે દબાએલા હતા, કે જાણે ભયંકર જ્વાળામુખી એકાએક ફાટી નીકળીને પોતાની જ્વાળાઓથી અખિલ બ્રહ્માંડને હતું–નહતું કરી નાંખશે તેમ જણાતું હતું. ટોળામાંથી અવાજ આવ્યો: 'પાકિસ્તાન ઝીંદાબાદ! કાઈદે આઝમ ઝીંદાબાદ.' નાચગાન કરતો આ વિચિત્ર કાફલો ડબ્બાની સામે આવી પહોંચ્યો. ડબ્બામાંની સ્ત્રીઓએ એક પછી એક બારીઓ બંધ કરવા માંડી. પરંતુ તત્કાળ જ બલુચી સિપાહનો કડક હુકમ છુટ્યો: "ખબરદાર, જો કોઈએ બારી બંધ કરી છે તો." સિપાઈઓએ બંદુકો ઊઠાવી. ધડીમ્ ધડીમ્ ધડીમ્. છતાં પણ બારીઓ બંધ થયે જતી હતી. હા, અવશ્ય આથી થોડા નિર્વાસિતોએ મોતને ભેટવું પડ્યું.

નગ્ન સ્ત્રીઓને નિર્વાસિતો–શરણાગતોની સાથે બેસાડી દેવામાં આવી અને હું 'ઇસ્લામ ઝીંદાબાદ–કાઇદે આઝમ ઝીંદાબાદ' ના એ નારાઓની વચ્ચે રવાના થઈ. ગાડીમાં બેઠેલ એક બાળક પડતું આખડતું એક વૃદ્ધ ડોશીમા પાસે પહોંચી ગયું અને પૂછવા લાગ્યું 'મા, તું નાહીને આવી છે!'

વૃદ્ધાએ આંસુ લુછતાં કહ્યું, 'હા, બેટા! આજ મને મારા પુત્રોએ સ્નાન કરાવ્યું છે!'

"તારાં કપડાં ક્યાં છે મા?"

"એના ઉપર મારા સૌભાગ્યલોહીના છાંટા પડ્યા હતા બેટા, એને એ લોકો લઈ ગયા છે."

બે-ત્રણ યુવતીઓ ગાડીમાંથી કૂદી પડી–અને હું ધુમ્રો પડતી આગળ ભાગવા લાગી. માંડ માંડ બહાર આવીને છુટકારાનો દમ ખેંચ્યો.

મને નંબર એકના પ્લેટફોર્મ ઉપર ઊભી રાખવામાં આવી. નંબર બેના પ્લેટફોર્મ ઉપર બીજી ગાડી ઊભી હતી. એ અમૃતસરથી આવી હતી. એમાં મુસ્લીમ શરણાગતો હતા. થોડીવાર પછી મુસ્લીમ ખિદમતગારો–મારાં ડબ્બાઓની પણ તપાસણી આવ્યા અને ઝવેરઝવેરાત તથા બીજો કીંમતી સરસામાન ઊઠવી ચાલતા થયા. ત્યાર પછી ચારસો આદમીઓને ડબ્બામાંથી ખેંચી કાઢીને સ્ટેશન પર ખડા કરવામાં આવ્યા, કેમકે બે નંબરના પ્લેટફોર્મ પર જે મુસ્લીમ શરણાગતોની ટ્રેન ઊભી હતી તેમાં ચારસો મુસ્લીમો ઓછા હતા અને પચીસ મુસ્લીમ સ્ત્રીઓને ભગાડી મૂકવામાં આવી હતી. એટલે અહીંયા મારા ડબ્બામાંથી શોધી શોધીને પચીસ રૂપસુંદરીઓને લઇ જવામાં આવી અને ચારસો હિન્દુની 'બલીદાનના બકરાં'ઓની તલવારથી કતલ કરી નાંખવામાં આવી, કે જેથી હિન્દુસ્તાન અને પાકિસ્તાનની વસ્તીની સમતુલા બરોબર રહે.

મુસ્લીમ ખિદમતગારોએ એક વ્યૂહ રચ્યો. એ દરેકના હાથમાં ચકચકીત તીક્ષ્ણ છરીઓ હતી. ક્રમશઃ એક પછી એક નિર્વાસિત તેમની છરીનો ભોગ બનતો અને એ કાર્ય ઘણી જ સ્ફૂર્તિથી સીફતભરી રીતે, હોંશિયારીપૂર્વક કરી દેવામાં આવતું હતું. થોડી જ ક્ષણોમાં ચારસો આદમીઓનો મામલો ખતમ.

હું વળી આગળ વધી. થોડી જ ક્ષણોમાં મને મારા પ્રત્યેક અંગમાંથી ઉગ્ર દુર્ગંધ આવતી જણાઈ. આ દુર્ગંધ અને બદબો એટલી ભયંકરપણે હું અનુભવી રહી હતી કે જાણે શયતાને મને નરકાગારમાંથી તિરસ્કારપૂર્વક પંજાબમાં આટલા પૂરતી જ ધકેલી દીધી ન હોય! અટારી પહોંચતા પરિસ્થિતિ બદલાઈ ગઈ. મુગલપુરાથી બલુચી સિપાહીઓને બદલે શીખ અને ડોગરા સિપાઈઓ આવી ગયા હતા. અહીંના હિન્દુ નિર્વાસિતોએ મુસ્લીમોની એટલી બધી લાશો જોઈ કે, જે જોઈને તેમના આનંદની અવધિ ન રહી. આઝાદ હિન્દુસ્તાનની સરહદ આવી

ગઈ હતી તેની ખાત્રી થઈ ચૂકી. નહિ તર, આટલું દિલચસ્પ દૃશ્ય ક્યાંથી જોવા મળી શકત ? અમૃતસર આવી ત્યાં તો શીખોએ જયજયકારથી નભમંડળને સુદ્ધાં પ્રકંપિત કરી નાખ્યું. અહીંઆ પણ મુસ્લીમોની લાશોનો ઢગલો દૂર ખડકવામાં આવ્યો હતો. હિંદુ, જાટ, શીખો અને ડોગરા દરેક ડબ્બે ફરી ફરીને પૂછતા હતા કે 'છે કોઈ શિકાર ?'

એક ડબ્બામાં ચાર હિંદુ-બ્રાહ્મણ બેઠા માથે સુંદર ચકચકિત લાંબી ચોટલી-રામનામી ચાદર ઓઢી હતી. તેઓ હરદ્વાર જતા હતા. અહીંયા દરેક ડબ્બામાં આઠ દશ શીખ અને જાટ લોકો પણ ચઢી બેઠા. આ લોકો રાયફલો અને બોંબથી સુસજ્જ હતા. પૂર્વ પંજાબમાં 'શિકાર'ની શોધમાં જઈ રહ્યા હતા. આમાંથી એકના દિલમાં સંદેહ જાગ્રત થતાં તેણે પેલા બ્રાહ્મણને પૂછ્યું:

'પંડિતજી ! કઈ બાજુ ?'

'હરદ્વાર તીર્થ કરવા, ભાઈ.'

'હરદ્વાર જાઓ છો કે પાકિસ્તાન ?'

'મિયાં અલ્લા અલ્લા કરો' બીજા બ્રાહ્મણથી બોલી દેવાયું. જાટ હસ્યો: 'તો આવો મિયાં અલ્લા અલ્લા કરીએ ત્યારે.'

'શિકાર મળી ગયો,' આમ કહી જાટે નકલી બ્રાહ્મણની છાતીમાં કિરપાણ ભોંકી દીધી. બીજા બનાવટી બ્રાહ્મણો ભાગવા લાગ્યા. જાટોએ એમને પકડી લીધા. 'અરે એમને એમ તે જવાય ? શ્રદ્ધેય ? આવો આવો ડાક્ટરી તપાસ કરી આપું. હરદ્વાર જતાં પહેલાં ડાક્ટરી તપાસ કરાવવી ખૂબ જરૂરી છે' ડાક્ટરી તપાસ એટલે તેમની સુન્નત થઈ છે કે નહીં તે જોવું. જેમની સુન્નત થએલી જણાતી તેમને તરત ત્યાંને ત્યાં જ વધેરી નાંખતા. હું વળી આગળ ચાલી. રસ્તામાં એકાએક જંગલમાં મને પરાણે રોકવામાં આવી. બીજા લોકો એટલે કે શરણાર્થીઓ, જાટ અને શીખો બધા જ કૂદી કૂદીને જંગલ તરફ ભાગવા લાગ્યા. મેં માન્યું કે કદાચ મુસ્લીમોની મહાન ફોજ આમના પર આક્રમણ કરવા આવતી હશે. એટલામાં જોયું તો સંખ્યાબંધ મુસ્લીમો પોતાનાં બાળબચ્ચાં લઈને જંગલમાં છુપાયા હતા.

'સત શ્રી અકાલ' અને 'હિન્દુ ધર્મ કી જય'ના પોકારોથી જંગલ કંપી ઊઠ્યું અને પેલા લોકોને ઘેરી લેવામાં આવ્યા. અડધા કલાકમાં બધાંને ખતમ કરી નાખવામાં આવ્યાં. એક જાટની પાસે નાના બાળકની લાશ હતી. અને તેને ફેરવી ફેરવીને તે કહેતો હતો "હોરે વૈશાખી, આવી વૈશાખી."

જલંધરની પાસે પઠાણનું એક ગામડું હતું. ત્યાં ગાડી રોકીને લોકો ઘૂસી ગયા. સિપાઈઓ અને જાટોનો શરણાર્થી પઠાણોએ સામનો કર્યો પરંતુ આખરે માર્યા ગયા. બાળકો અને પુરુષો ખતમ થઈ ગયા એટલે સ્ત્રીઓનો વારો આવ્યો અને ત્યાં જ એ ખુલ્લા મેદાનમાં જ્યાં ઘઉંનાં ખેતરો હતાં અને સરસવનાં પુષ્પો હરખ વેરી રહ્યાં હતાં ત્યાં આબરૂદાર બીબીઓ પોતાના પતિઓની સ્નેહભરી દૃષ્ટિના પ્રહાર બરદાસ્ત ન થઈ શકવાને કારણે કોમળ કળીની જેમ લજ્જાના આવરણથી ઘેરાઈને નમી પડતી હતી. એ જ ખુલ્લા વિશાળ મેદાનમાં, જ્યાં પંજાબના તરુણો 'હાર-રાંઝા' અને 'સોહિની-મહિવાલ'નાં અમર પ્રેમ ગીતો ગાતા હતા. એ જ શીમળા અને પીપળનાં ઘટાટોપ વૃક્ષો નીચે તેઓ આબાદ શિકાર બની ગયા હતા. પચાસ સ્ત્રીઓ અને પાંચસો મરદ. પચ્ચાસ બકરાં ને પાંચસો કસાઈ. પચ્ચાસ સોહનિયો અને પાંચસો મહિવાલ. હવે ચિનાબના એ રમ્ય પ્રદેશોમાં કોઈ નહીં જાય. અને કોઈ યુવક 'શાહની હીર' નહીં ગાય. હવે મીરઝાં સાહેબની પ્રેમ-કહાની ક્યારેય આ મેદાનમાં નહીં સંભળાય. હજારો ધીક્કાર છે એ માર્ગદર્શકોને અને એમની ભવિષ્યની સાત-સાત પેઢીઓને-કે જેણે આ ખુબસુરત પંજાબ-આ અલબેલી અવર્ણનીય પ્યારા પંજાબના ટુકડે ટુકડા કરી નાંખ્યા અને એના આત્માને હરત નસ્ત કરી નાંખ્યો. એના સ્વસ્થ અને સુદૃઢ દેહમાં ઈર્ષા અને ઘૃણારૂપી દુર્ગંધ ભરી દીધી. આ-આ પંજાબ મરી ગયો છે. એનો સુમધુર રવ લય પામી ગયો છે. એનું સુમધુર સંગીત દફનાવી દેવાયું છે. એની વાણી મૂકઃપાય બની ગઈ છે. એનું નીડર અને ભોળું દિલ સાફ છૂંદાઈ ગયું છે. આજ મેં-હું તદ્દન બિનઅનુભવી હોવા છતાં, આંખ-કાન ન હોવા છતાં એ

"હું તમારી પત્ની—તમારી ગુલામડી બનીને રહું, પણ મને બચાવો!" યુવતી કરગરતી હતી

પંજાબનું મૃત્યુ જોયું. અને એ બીભત્સતાને લીધે આશ્ચર્ય સહ મારા પગ પાટા પર જડાઈ ગયા. પઠાણ મરદો અને સ્ત્રીઓની લાશો કાંધ પર નાખી જાટ, શીખ અને ડોગરા અને સરહદી હિન્દુઓ પાછા ફર્યા. હું વળી આગળ વધી. આગળ એક નહેર આવતી હતી. મને થોડી થોડી વારે વારંવાર રોકવામાં આવતી હતી. જેમ જેમ ડબ્બાઓ નહેર પરથી પસાર થતા તેમ તેમ ડબ્બામાંથી લાશોને નહેરના પાણીમાં ડૂબાવી દેવામાં આવતી હતી. બધી જ લાશો ફેંકી દીધા બાદ તે લોકોએ શરાબની બાટલીઓ ખોલી. હું શરાબ, લોહી અને તિરસ્કારની આગને ઓકતી આગળ વધી.

લુધિયાણા પહોંચતાં જ લુંટારાઓ ટ્રેનમાંથી નીચે ઊતર્યા અને શહેરમાં જઈને મુસ્લીમ લત્તાઓની જડતીઓ લેવા માંડી. અને હુમલાઓ શરૂ કરી દીધા. લૂંટફાટ શરૂ કરી દીધી. ત્રણ ચાર કલાક પછી પોતાની ખાંધ પર પુષ્કળ જર-ઝવેરાત લાદીને સ્ટેશન પર પાછા ફર્યા. જ્યાંસુધી લૂંટફાટની પ્રવૃત્તિ પૂરી થઈ ન રહેતી, જ્યાં સુધી દશ-વીસ મુસ્લીમોનાં ખૂન ન થતાં, જ્યાંસુધી શરણાગતિઓ પોતાની ઘૃણાને ખૂનથી તરબોળ ન બનાવે—ત્યાંસુધી મારે માટે આગળ વધવું તે કઠિન તો શું પણ સદંતર અસંભવિત જ બની જતું. મારો આત્મા એટલો વિદારાઈ ગયો હતો—મારા શરીરનું પ્રત્યેક અંગ એટલું નાપાક થઈ ગયું હતું કે મારે સ્નાન કરવાની જરૂરત હતી—પરંતુ હું લાચાર હતી. મને ખાત્રી હતી કે આ સફરમાં મને કોઈ નહાવા નહિ દે.

અંબાલા સ્ટેશને રાતના સમયે મારા ફર્સ્ટ ક્લાસના ડબ્બામાં એક મુસ્લીમ ડેપ્યુટી, તેની બાનુ અને બચ્ચાં દાખલ થયાં. એ જ ડબ્બામાં એક સરદાર સાહેબ અને તેમના ધર્મપત્ની પણ હતાં. મુસ્લીમ ડેપ્યુટી કમીશ્નરને ગાડીમાં બેસાડી દેવામાં આવ્યો અને લશ્કરી પહેરગીરોને એના જાનમાલની જવાબદારી સોંપી દેવામાં આવી.

રાતના બે વાગે હું અંબાલાથી ઉપડી. કેટલાક માઈલ એક [illegible] લગભગમાં અચાનક મને આંચકો લાગ્યો. હું રોકાઈ ગઈ. ફર્સ્ટ ક્લાસનો ડબ્બો અંદરથી બંધ હતો. એટલે મજલીસો બારીના કાચ તોડીને અંદર દાખલ થયા. ડેપ્યુટી કમીશ્નર, એની બાનુ અને બચ્ચાંની કરુણ રીતે કતલ કરવામાં આવી. ડેપ્યુટી કમીશ્નરની એક માત્ર ખુબસુરત નવજુવાન પુત્રી બચી ગઈ. તે કોઈ કોલેજમાં અભ્યાસ કરતી હતી. બે નવજુવાનોએ વિચાર્યું કે તેને બચાવી લેવી જોઈએ. એ રૂપ, એ લાવણ્ય, એ ખુબસુરતી, એ સુદૃઢ ને સુડોળ બાંધો, એ ઉછાળા મારતું યૌવન ગમે તેને ય લલચાવવા માટે બસ હતું. અરે! એ ગમે તેવા શુષ્ક હૃદયીને માટે પણ આનંદનો વિષય બની રહેવા માટે પૂરતી હતી. એમ વિચારીને તેઓ તે યુવતીને અને ઝવેરાતની બેગોને લઈને જંગલમાં કૂદી પડયા.

વળી પાછું વિચારોનું પરિવર્તન થવા લાગ્યું. કોન્ફરન્સ મળી. પ્રશ્ન એ હતો કે 'આ યુવતીને મારી નાંખવી કે જીવતી રાખવી?' યુવતીએ કહ્યું, 'મને મારો છો શા માટે? મને હિન્દુ બનાવી દો હું તમારા ધર્મનો અંગીકાર કરવા તૈયાર છું. તમારામાંથી ગમે તે એક મને પરણી લ્યો. મને મારી નાંખવાથી તમને કોઈને કશોય લાભ થતો હોય તેમ મને નથી લાગતું.'

'તે બરોબર કહે છે' એકે કહ્યું. બીજાએ યુવતીના પેટમાં છુરી ભોંકતા કહ્યું કે 'મારી માન્યતા મુજબ તો આને ખતમ કરવી જ ઉચિત છે. ચાલો, ચાલો, ગાડીમાં પાછા ચાલો. આ શી કોન્ફરન્સ મેળવી છે તમે ય તે!' અને તત્કાળ જ છુરી પેટ ચીરીને આરપાર નીકળી ગઈ.

યુવતી જંગલમાં તરફડીને મૃત્યુ પામી. એનું પુસ્તક એના લોહીથી તરબોળ થઈ ગયું હતું. પુસ્તકનું શીર્ષક હતું: 'સમાજવાદ—વ્યાવહારિક અને સૈદ્ધાન્તિક.' એ ખરેખર ખૂબ બુદ્ધિશાળી યુવતી હશે. એને એના દિલમાં પોતાના દેશ અને જાતિની સેવા કરવાની અવશ્ય ઉત્કટ તમન્ના રમી રહી હશે. એના હૃદયમાં કોઈને ચાહવાની—અને એ એના પ્રિય પતિના બાહુપાશમાં જકડાઈને પ્રેમની મીઠી ગોષ્ઠી કરવાની ભદ્ર ભાવના અવશ્ય સેવતી હશે અને ત્યાર બાદ માતૃત્વનું ઋણ અદા કરવાની અને

જગત પર પોતાના માતૃત્વનું કોમળ ઝરણું વહાવવાની છુપી તમન્ના, અવશ્ય એના હૃદયમાં રમી રહી હશે. એ યુવતી હતી–માતા હતી–પત્ની હતી–પ્રેમિકા હતી–અને હવે એની લાશ જંગલમાં પડી હતી. ગીધ–કુતરાં અને કાગડા એની એ લાશને કોચી કોચીને ચુંથી ખાતા હતાં.

'સમાજવાદ: વ્યાવહારિક અને સૈદ્ધાન્તિક'—જંગલી જાનવરો એનાં પાનાં ચુંથીને ફાડી રહ્યાં હતાં–કોઈ જોતુંય નહોતું અને બોલતુંય નહોતું. નીરવ શાંતિનું જ સામ્રાજ્ય વ્યાપ્ત હતું. માત્ર લોહી ચાટતી જીભો અને પાનાંનો ફડફડાટ જ શાંતિને ભેદતાં હતાં.

હું રાતના સમયે દિલની આગને હૃદયમાં છુપાવીને આગળ ધપે જતી હતી. મારા ડબ્બામાં લોકો શરાબ પી રહ્યાં હતા અને 'મહાત્માજીકી જય'ના પોકારો કરી રહ્યા હતા.

હું ઘણી મુદત બાદ મુંબઈ આવી પહોંચી છું. અહીંઆ મને નવડાવી ધોવડાવીને શેડમાં ઉતારો આપવામાં આવ્યો છે. મારા ડબ્બાઓમાં શરાબ કે લોહીના ડાઘ હવે નથી. દગાખોરી, ખૂન અને ભયંકર કાકીવારીઓ હવે મારા ડબ્બામાં નથી સંભળાતી. પરંતુ રાત્રિના એકાન્ત સમયે એકાએક ભયંકર ભૂતાવળ મારી સમક્ષ ખડી થાય છે. મુડદાંઓમાં આત્માનો સંચાર થાય છે. જખમોથી ભયંકર રાડો, સ્ત્રીઓના હાહાકાર અને આર્તનાદો, બાળકોના કરુણ પોકાર ચોતરફથી ગુંજી ઊઠે છે.

માત્ર મારી હવે એક જ ઇચ્છા છે કે મને ફરી વખત કોઈ પેશાવર ન લઈ જાય. હું શેડમાંથી બહાર નીકળવા માંગતી જ નથી. હું એ ભયંકર મુસાફરીનો અનુભવ કરવા સ્વપ્નેય નથી ઇચ્છતી. હવે તો હું એ પ્રદેશમાં ત્યારે જ જઈશ કે જ્યારે મારી બન્ને બાજુ સોનેરી ઘઉંથી ભરચક ખેતરો હશે તેમ જ સરસવનાં સુંદર પુષ્પો ઝુકીઝુકીને સુમધુર પંજાબી સંગીત ચલાવતાં હશે. હિન્દુ અને મુસ્લીમ કિસાનો એકીસાથે મળીને ખેતી કરતા હશે, વાવણી કરતા હશે, પાક લણતા હશે એમનાં દિલોમાં દયા અને પ્રેમ, આંખોમાં શરમ, હૃદયમાં સ્ત્રી પ્રતે મમતા, પ્યાર અને આબરૂની ભાવના જાગ્રત થઈ હશે. હું લાકડાની એક નિર્જીવ ગાડી છું, છતાં એટલું તો અવશ્ય ચાહું છું કે લોહી–માંસ અને તિરસ્કારનો ભાર કૃપા કરીને મારા પર હવે લાદવામાં ન આવે. હું દુભિક્ષ અને સંકટગ્રસ્તોના સ્થાનમાં અનાજ પહોંચાડીશ કે લસા, તેલ અને લોઢું પહોંચાડવા કારખાનાઓમાં જઈશ, કૃષિકોને માટે ખાતર અને હળ ઇત્યાદિ ઓજારો પહોંચાડીશ. હું મારા ડબ્બાઓમાં કિસાનો–મજદુરોના કિલ્લોલ કરતા કાફલાને લઈને જઈશ અને એ સમયે સ્ત્રીઓની પ્રેમભરી મીઠી વેધક દૃષ્ટિ પોતાના પતિઓના હૃદયોને આવરી લેતી હશે.

# યુ • વા • ન યો • ગી

લેખક : શ્રી. 'અનિલકુમાર'

આ માસની બારમી તારીખ સ્વામી વિવેકાનંદની જન્મતિથિ છે. એ યુવાન યોગીનું એક જીવન, રસિક કથાસ્વરૂપે અહીં રજૂ થયું છે. ... ... ... ... ... ... ...

હિંદુસ્થાન દેશ, બંગાળા પ્રાંત, કલકત્તા શહેર અને સીમલા પરૂ. એ પરામાં મોટું આલીશાન મકાન હતું. એક આવતું અને બીજું જતું. છતાં એ મકાન સુનકાર લાગતું હતું.

એક બાઇ એ મકાનના ખંડમાં બેઠી હતી. તેની નજર દૂર દૂર કાશી નગરી સુધી પહોંચતી હતી. તેના કાને કાશી નગરીમાં શિવ મંદિરનાં પગથીઆં ચડતી તેની સાસુનો અવાજ અથડાતો હતો.

ખટ, ખટ ખટ...અને તેને વાંકી વળી ગયેલી ડોશી પોતાના પુત્રને ત્યાં પુત્રઅવતરે તે માટે આરાધના કરતી દેખાતી હતી.

દિવસો વીત્યા. દિન પ્રતિદિન હૃદયમાં પુત્રની ઝંખના વધતી હતી. પણ એ સુનકાર ઘરમાં એક દિવસ ધામધૂમ શરૂ થઇ. શંકર પ્રસન્ન થયા હતા. ડોશીની આરાધના ફળી હતી. હૃદયની ઝંખના તૃપ્ત થતી હતી. ૧૮૬૩ની જાન્યુઆરીની ૧૨ મીનું પ્રભાત ઊગ્યું. ઘડિયાળમાં પાના ડંકા થયા.

'ઉંઆં ઉંઆં' કરતું બાળક રડતું હતું. એનો અવાજ આખા ઘરને ભરી દેતો હતો.

"તેના દાદા જેવો છે, નહીં?" કોઇએ પ્રશ્ન કર્યો.

"હં. એ તો યોગ સાધવાને ફરીથી જનમ્યા છે." મા ભુવનેશ્વરીનું મુખ મલકાતું હતું.

નરેન્દ્ર જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ તેનું તોફાન પણ વધતું જતું હતું. માતા એ તોફાનથી ત્રાસી ઊઠી હતી.

"શિવ! શિવ! મેં પુત્રને માટે આરાધના કરાવી અને તેમણે તો મને રાક્ષસ આપ્યો રાક્ષસ." અને તોફાનથી ત્રાસી ઊઠેલી માતા અહીં વાર્તાના એ નાનકડા બાળને ખુલ્લા નળ નીચે બેસાડી દેતી. પણ એથી તો એને કોઇ ઓર આનંદ થતો. જાણે શંકર ગંગાને ઝીલતા હોય તેમ તે નળ નીચે બેસી રહેતો. માતાના દિલમાંથી આ જોઇને પ્રેમના ફુવારા છૂટતા. એ દોડીને તેને ચુંબનોથી નવરાવી દેતી.

આવા એ નરેન્દ્ર વિષે જ્યાં ત્યાંથી રાડ આવવા લાગી.

"એ આપણા આકારમાં ઘડાવાનો નથી." એક દિવસ નિશાળના શિક્ષકે તેના માટે હાથ ધોઇ નાખ્યા.

"કોણ?"

"પેલો નરેન્દ્ર જ તો!" માસ્તર જવાબ આપતા હતા.

"પણ છે શું?"

"હોય શું? કંઇ જ ખબર પડતી નથી. શી ખબર એનું માથું શેનું બનેલું છે?" શિક્ષકે કંટાળીને કહ્યું.

"કેમ?"

"કેમ શું! આખો વખત શાળામાં આંખો મીંચીને જ બેસી રહે છે." માસ્તરે અકળામણ કાઢી.

"તે એક દિવસ ચૌદમું રતન દેખાડોને." એક જણે મૂછમાં હસતાં હસતાં માર્ગ બતાવ્યો. માસ્તર સાહેબ ખુશ થયા.

"બરાબર છે." માસ્તર સાહેબને રસ્તો સૂઝયો હતો.

બીજે દિવસે એ સુનમૂન બેઠો હતો. માસ્તરે હાથ પકડયો.

"પણ છે શું?" ચમકતાં તેણે પૂછયું.

"હોય શું? આજે શું શું શીખ્યું તે બોલી બતાવને?" શિક્ષકે સહેજ કડક થતાં આંખ કાઢીને કહ્યું.

અને એ કડકડાટ આખો પાઠ મોઢે બોલી ગયો. માસ્તરે મોંમાં આંગળાં ઘાલ્યાં. આખો વર્ગ સ્તબ્ધ થઈ ગયો.

'અજાયબ છે.' આખો વર્ગ બોલી ઊઠયો.

૭ વર્ષનો એ નરેંદ્ર અર્ધો અમરકોશ મોઢે બોલતો. એની અજાયબીનો તો પાર ન હતો. અજાયબીથી એ ભરેલો હતો.

નિશાળમાંથી છૂટતાં રસ્તામાં ચોપડી ફેંકી દેતો અને મુક્તિ ફોજનાં માણસો સાથે ભળી જતો.

'ભલા નવરાં હશે ત્યારે તેને ધડશે હશે.' કોઈ તેને જોઈને બોલતું. ઘરે આવતાં ઘોડાગાડી હાંકનારને મળતો.

'તમે પરણેલા છો?' વાત વાતમાં એક દિવસ તેણે પૂછ્યું.

'ના.' અનુભવી ગાડીવાને જવાબ આપ્યો.

'કેમ?'

'સંસાર અસાર છે.' ગાડીવાળાએ દુનિયાની ફીલસુફી ડહોળી. પણ એ તો ત્યાંથી સીધો તેની બા પાસે દોડયો.



'બા, બા, રામ પરણેલા હતા?' પહોંચતા જ તેણે પૂછ્યું.

'હા. કેમ?' માએ હેતભર્યા અવાજે જવાબ આપ્યો.

'તો તો...' એનું મગજ વિચારે ચડયું. નાના બાળકનું અધમણિયું માથું હલબલી ઊઠયું.

'પણ છે શું?' માએ આટલા નાના બાળને વૃદ્ધ જેવો ગંભીર જોઈને સ્હેજ રમુજમાં પ્રશ્ન કર્યો.

'કંઈ નહિ.' અને માથું હલાવતો હલાવતો એ ચાલી નીકળ્યો. ઘરના એક ખૂણામાં એ ભરાઈ બેઠો.

'ભગવાન પણ પરણે? શા માટે પરણતા હશે? અને એવા નિર્બળની હું પૂજા કરૂં? છટ્' અને વળી પાછો એ માતાની પાસે પહોંચી ગયો.

'ત્યારે હું પૂજા કોની કરું?'

'કોની કેમ? રામની પૂજા કરે છે ને?' પણ આ સાંભળતાં એ હસ્યો—જરા વિચિત્ર રીતે. માતા ગભરાઇ

'આમ કેમ હસે છે?'

'એવા નમાલાને હું ભજું?' ગભરામણમાંથી મા ગૂંચવાડામાં પડતી હતી.

'નમાલા કેમ?'

'લે, આટલું પણ ન સમજી? એ તો પરણેલા છે.'

'તેમાં શું? તારે પણ કોઈ વખત પરણવું પડશે ને!' માતાનો જીવ હેઠે બેઠો. અને તેની નજર સમક્ષ એક કોડીલી મુગ્ધ વહુ ખડી થઈ. અને તરત અદ્રશ્ય થઈ ગઈ.

'હું તો પરણવાનો જ નથી. પણ મારે ભજવું કોને?'

'શંકરને.' માતાએ તોડ કાઢયો.

ત્યાંથી એ પૂજાના ઓરડે પહોંચ્યો. રામની મૂર્તિને મચડીને ફેંકી દીધી. અને બજારમાંથી શંકરને લાવીને રામની જગ્યાએ બેસાડી દીધા.

ઓરડી બંધ કરીને મંડયો એ તો ધ્યાન ધરવા. એક કલાક, બે કલાક, ત્રણ કલાક અને કલાક પર કલાક પસાર થવા લાગ્યા. નીચે બધા નરેંદ્રને શોધતા હતા. બધે ફેંદી વળ્યા પણ તેનો પત્તો ન ખાધો. ખંડે ખંડ શોધી વળ્યા. ઉપર

પૂજાની ઓરડી બંધ દીઠી. બારણાં ઠોકઠોકમાં પણ કંઈજ જવાબ ન મળ્યો. છેવટે બારણાં તોડી નાખ્યાં, તો શંકરની મૂર્તિ સામે ભગીરથ સમો બાળ યોગી નરેન્દ્ર ધ્યાનસ્થ બેઠો હતો. માતાએ દોડીને હર્ષનાં આંસુ વડે તેનો અભિષેક કર્યો.

આવો ભગીરથ જેવો નરેન્દ્ર બધાનું આકર્ષણ થઈ પડયો. લોકોએ તેનામાં કર્ણના જેવી ઉદારતા નિહાળી.

એક દિવસની એ વાત છે. તે દિવસે તે નવી ધોતી પહેરીને રખડતો હતો. ત્યાં કોઈ સાધુએ આવીને અહાલેક જગાડયો.

'આલેક. ભિક્ષા દે બેટા.' કરતાં મહારાજ બારણે ખડા થયા. નરેન્દ્રની સામે એ જોઈ રહ્યા.

'બેટા, કપડા ચાહિયે.'

ત્યાં તો પહેરેલી ધોતલી સાધુ મહારાજના હાથમાં જઈને પડી. સૂર્યને જેમ કર્ણની ભાળ રાખવી પડતી તેમ માતાને પણ હવે નરેન્દ્રની ભાળ રાખવી પડતી: આવે વખતે તે તેને સંતાડી દેતી. પણ ભૂલેચૂકે પણ જો તેને ખબર પડી જતી તો જે હાથમાં આવે તે બારીમાંથી ફેંકતો.

'તું પણ તારા બાપા જેવો ઉદાર થયો.' કહીને માતા છાતી સરસો ચાંપતી.

એવા એ નરેન્દ્રના તોફાનની પણ હદ ન હતી.

'એય શું કરે છે?' પાછળથી વિશ્વનાથનો અવાજ તેના કાન પર એક વખત અથડાયો.

'કંઈ નહિ પિતાજી.' કહીને બેટાએ છેલ્લા બાકી રહેલા હોકાની ફૂંક ખેંચી લીધી.

'ત્યારે આ હોકાની ફૂંક તેં કેમ ખેંચી?'

'બાપુજી, હું તો બધા હોકાનો સ્વાદ લેતો.' બેટાએ બેધડક ખુલાસો કર્યો.

'પણ એ આપણા માટે નથી. જુદી જુદી નાતના મારા અસીલો માટે છે' બાપા બેટાને સમજાવતા હતા.

'પણ બાપુ, બધામાં સ્વાદ તો એક સરખો જ આવે છે.' બેટાએ ન સમજાતાં સત્ય પારખીને કહ્યું, અને પિતા બેટાના જવાબ પર હસી ઊઠયા.

'ઠીક, તારે સંગીત શીખવું છે?'

'હા.' બેટાએ હકારમાં ડોકું ધુણાવ્યું.

થોડા વખતમાં તો નરેન્દ્ર સંગીતનો શોખીન થઈ ગયો.

'તારે નૃત્ય શીખવું છે ને?' પિતા પાછા પૂછતા હતા.

'હકન.' પુત્ર લાડમાં જવાબ આપતો હતો.

અને લોકોએ શંકરસમા નરેન્દ્રને તાંડવ નૃત્ય કરતો જોયો.

'તારે લાકડી પટા શીખવા છે?'

અને જનતાએ દસ વર્ષનાં બાળકને મહારથી કર્ણની માફક ઉસ્તાદને આવાહન આપતો દીઠો.

પણ એવા એ નરેંદ્રના લાડકોડ સૂકાવા લાગ્યા. કારણ પિતા પલંગમાં માંદગીને લીધે આળોટતા હતા. અને થોડા સમયમાં બે બહેન અને માતાનો ભાર એ લાડકવાયા નરેંદ્ર પર મૂકીને સ્વધામ સીધાવ્યા.

'ખાવું શું?' સંગીત અને નૃત્યનો શોખી અનાજના સાંસા ભાળતો હતો. પિતાએ તો બધું દાનમાં આપી દીધું હતું. એ કુમળા મગજનો નરેન્દ્ર દાનેશ્વરી કુટુંબના ભરણપોષણની ચિંતામાં પડી ગયો. નોકરી માટે પગનાં તળિયાં ઘસી નાખ્યાં. પણ જ્યાં પહોંચ્યો ત્યાં નિરાશા જ સાંપડી.

"બા, આજે મારે નથી ખાવું." કોઈ દિવસ રસોડામાં નજર કરીને, પેટ પર હાથ ફેરવતો એ કહેતો.

"કેમ?" માતા બેટાના મુખ સામે નજર કર્યા વગર પૂછતી.

"મારા મિત્રને ત્યાં જમીને આવ્યો છું." અને ખોટો ઓડકાર ખાઈને હસતો હસતો જુઠું બોલવાને લીધે શરમાઈ જતાં તે ભાગી જતો.

"બા, તેં કેમ ન ખાધું?" નરેન્દ્ર બાની ખબર કાઢતો

"આજે મારે ઉપવાસ છે." બા હસતી હસતી જવાબ આપતી, અને નરેન્દ્ર સમજી જતો.

ઘરમાં ખાવાનાં સાંસાં હતાં: સુખેદુઃખે દિવસો પસાર થયે જતા હતા. ઘરનું ગાડું ગબડયે જતું હતું. પણ ત્યાં વળી નવી આફત આવી પડી. ઘર પર કાકાએ દાવો માંડયો હતો.

"બા, બા–" દોડતો દોડતો સુત્રાન નરેન્દ્ર ઘરમાં પહોંચ્યો. ઘારા તો માતો ન હતો. લોકો બજારમાં દોડતા

આ ઘેલા યુવાનને જોઇને નવાઇ પામતા હતા. પણ તેને લોકોની ટીકાની પડી ન હતી.

"શું છે?" માએ જિજ્ઞાસા ભરેલી નજર કરી.

"આપણે જીતી ગયા."

મા દીકરો આનંદ પામ્યાં. રહેવાનું ઘર હતું પણ સગા કાકા પડાવી લેવા માગતા હતા. નરેન્દ્ર કોર્ટમાં પહોંચ્યો. અને વકીલ કરતાં પણ વધારે સરસ દલીલ કરી વકીલની મદદ વગર દાવો જીતી લાવ્યો.

"છોકરા, તું તો મોટો ન્યાયાધીશ થઇ શકે તેમ છે." દાવાનો ચુકાદો આપતાં ન્યાયાધીશે પ્રસન્નતાપૂર્વક તેને માટે અભિપ્રાય આપ્યો, પણ તેને એની પડી ન હતી. એ તો તે વખતે ઘર તરફ દોડતો હતો.

પણ ત્યારપછી એ વાંચવામાં ગૂંથાયો. અનેક ગ્રંથો વાંચી નાખ્યા. તે પાશ્ચાત્ય શિક્ષણના પાસમાં ઝુકાવા લાગ્યો.

"ઇશ્વર છે?" તેના મનમાં પ્રશ્ન ઉત્પન્ન થયો. નાસ્તિકતાની ચૂડમાં એ ભિડાતો જતો હતો.

"ઇશ્વર હશે? ક્યાં હશે? કેવો હશે? કોણે જોયો હશે?" અને પ્રશ્નોના ઝેરી કીડા તેના કુમળા મગજને કોરી ખાવા લાગ્યા.

એક દિવસ ધૂનમાં ને ધૂનમાં એ દોડતો દોડતો દેવેન્દ્ર મહર્ષિ પાસે પહોંચી ગયો અને સીધો સોંસરો ઉતરી જાય તેવો પ્રશ્ન કર્યો:

"ઇશ્વર છે?"

"હા." ઠંડો જવાબ મળ્યો.

"એમ?" ચમકારા ભર્યા તેણે કહ્યું.

"હા બેટા. એમાં તને નવાઇ શાની લાગે છે?" દેવેન્દ્રનાથે તેનો બરડો પંપાળતા પંપાળતા જવાબ આપ્યો.

"તમે તેને જોયો છે?"

"ના." નિરાશાભર્યો જવાબ મળ્યો.

"પણ છોકરા તારી આંખમાં દિવ્ય તેજ છે. તું મહાન યોગી થઇશ." આંખનું વાદળી તેજ જોઇને મહર્ષિએ ભવિષ્ય ભાખ્યું. પણ તેને એ વાતની પડી ન હતી. તેને તો ઇશ્વર છે કે નહિ તે જાણવું હતું. ઇશ્વરને જોનારને જોવો હતો. નિરાશાભર્યા વદને ત્યાંથી તે પાછો ફર્યો.

"ઇશ્વર જોયો નથી તો છે એમ કેમ કહેતા હશે?" તેના મગજમાં બીજો પ્રશ્ન ઊઠયો.

પાછો બીજા પાસે એ દોડતો હતો. તેને ઇશ્વરના અસ્તિત્વની શંકાએ ગાંડો બનાવ્યો હતો.

"ઇશ્વર છે?" એ કેશવચંદ્રસેનને પૂછતો હતો.

"હા."

"તમે જોયો છે?"

"ના."

અને એ ત્યાંથી પણ પાછો ફર્યો. રાત અને દિવસ ઘેલાની માફક તેણે રખડવા માંડયું. કોઇવાર ઘરે આવે તો કોઇવાર ઘરે ન આવે, તેના નાનકડા મગજમાં ધમસાણ યુદ્ધ જામ્યું હતું. હજારો પ્રશ્નો ઊઠતા હતા. કોઇ તેમાં સંતોષકારક જવાબ નહોતું આપતું. એને ઇશ્વર વિષેની લગની લાગી હતી. જ્યાં જ્યાં ધર્મની સંસ્થા એ જોતો ત્યાં ત્યાં દોડતો, પ્રશ્નો પૂછતો અને છેવટે નિરાશ થઇને પાછો ફરતો.

"બધા ઘેટાં લાગે છે." એના બુદ્ધિશાળી મગજે તોડ કાઢયો હતો.

પણ ત્યાં તો તેને ખબર મળી. દક્ષિણેશ્વરમાં એક મહાત્મા રહે છે તે જવાબ આપી શકે તેમ છે. બસ ખલાસ. તેણે તો દોટ મૂકી. એ તો કલકત્તાથી થોડે દૂર દક્ષિણેશ્વર ઉપડયો. દૂરથી તેણે જોયું—કાળી માતાનું મંદિર, અનુપમ અને અનોખું, આસપાસ લાંબો બગીચો હતો. એક ઝાડની નીચે ગાંડા જેવો માણસ બેઠો હતો. એને કપડાની કંઈ પડી ન હતી. દાઢી મૂછ વધી ગયાં હતાં. એ આધેડ ઉમરનો મધ્યમ

હતો શ્યામરંગવાળો માનવી આંખો મીંચીને બેઠો હતો. દેખાવમાં કોઈને સૌન્દર્યવાન નહોતો લાગતો છતાં દરેક કોઈ અગમ્ય લાગણીથી તેના તરફ ખેંચાતું હતું. શરીર પર કેડથી ઢીંચણ સુધી લાલ કપડું વીંટાળેલું હતું. મુખ-ખુલ્લું રહી ગયું હતું. મીંચેલી આંખો થોડીવારે ઉઘાડીને આકાશ તરફ મીટ માંડીને જોઈ રહી હતી. તેની મોટી આંખોમાં સંસાર તરફની બેદરકારી દેખાઇ આવતી હતી.

એ હતા રામકૃષ્ણ પરમહંસ-હિંદના મહાન આત્મા-જગતના વંદનીય પુરુષ.

નરેન્દ્ર ત્યાં પહોંચ્યો. હાથ જોડીને બેસી રહ્યો. થોડીવારે આંખ તેના તરફ મંડાઇ. એ દૃષ્ટિમાં પ્રેમના ફુવારા ફૂટતા હતા. સ્નેહના અમીરસનું ઝરણું વહેતું હતું. માયાળુ નજરે અને હેતાળ શબ્દો વડે તેમણે નરેન્દ્રને આવકાર આપ્યો.

"ઇશ્વર છે?" નરેન્દ્રે મૂંઝવણ કાઢી.

"હા, બેટા." શાંત, સૌમ્ય મુખમુદ્રા પ્રકાશી ઊઠી. અને પાછી નજર એ ચેતન તત્ત્વને શોધવાને આકાશ તરફ મંડાઈ.

"તમે તેને જોયો છે?" બીતા બીતા તેણે પ્રશ્ન કર્યો. અને તેમના સામે એ જોઇ રહ્યો.

"હા." મુખ પર વધારે આનંદ છવાતો જતો હતો. હમણાં જાણે કે આનંદની ગંગા વહેવી શરૂ થશે તેમ લાગતું હતું.

"હું એ–" એ જવાબ સાંભળીને ચમકી ઊઠ્યો હતો. એના દિલમાં પહેલાં કરતાં વધારે તોફાન જાગ્યું. ડહોળાયેલું પાણી વળી પાછું જોરશોરથી વહેવા લાગ્યું.

'આ કોળી જેવા માણસે ઇશ્વરને જોયો છે?' શંકાશીલ મન એ વાત માનવાને તૈયાર થતું ન હતું.

'બેટા, એમાં ચમકવાની કાંઈ જરૂર નથી. જેવી રીતે તને જોઉં છું તેવી રીતે તેને પણ જોઇ શકું છું. બધાએ તે માટે પ્રયત્ન કરવો જોઇએ. જેમ તમારા સ્નેહીના વિરહને લીધે તમે રડો છો તેમ તેને માટે રડો તો એ તમારી નજર સમક્ષ ખડો થશે.'

નરેન્દ્ર મૂઢની માફક બેસી રહ્યો. તેને સમજ ન પડી. કેશવચંદ્રસેન અને દેવેન્દ્રનાથ મહર્ષિ જેવા મહાન પુરુષોએ ઇશ્વરને જોયો નથી, અને આવા સીધા સાદા આદમીએ ઇશ્વરને કઇ રીતે જોયો હશે? એ છતાંયે એ બોલાયેલા શબ્દોમાં અશ્રદ્ધા લાવવાનું સૂઝતું ન હતું. હૃદય એ વાત માનવાને પોકારતું હતું, ત્યારે બુદ્ધિ તેની સામે બળવો પોકારતી હતી.

'બેટા, તને ગાતાં આવડે છે?' વિચાર નિદ્રામાં પડેલો નરેન્દ્ર એ અવાજે જાગી ઊઠ્યો.

'થોડું ઘણું.'

અને તેણે ગાવાનું શરૂ કર્યું. રામકૃષ્ણની આંખમાંથી આંસુધારા વહેવા લાગી: મોઢા પર તેજ પથરાઈ ગયું. ભજનના રસમાં એ ડૂબી ગયા હતા. દેહનું ભાન ન હતું. આત્મા અનંતમાં વિહરવાને ઉપડી ગયો હતો. આનંદની અવધ થઈ હતી. ભજન પૂરું થતાં મીચેલી ને મીચેલી આંખે એ મુખમાંથી શબ્દો સર્યે જતા હતા.

'ઘણા વખતથી તારી જ રાહ જોતો હતો, આખરે તું આવ્યો ખરો.' અને આંખ ખોલીને દુનિયા આખીનો અમીરસ એ નજરમાં ઠાલવ્યો.

'તારામાં શિવનો વાસ છે, અને મારામાં શક્તિનો વાસ છે. શિવ અને શક્તિ બંને એક જ છે.' પરમહંસે બોલવા માંડ્યું.

નરેન્દ્રને કંઇ જ ન સમજાયું. 'આ તે કેવો આદમી છે? હજી એણે મને જોયો તો આજે જ. ત્યાં વર્ષો જુની ઓળખાણ હોય તેમ વાતો કાં કરે?'

'ત્યારે હું જઇશ.' માંડ માંડ એણે રજા માગી. હૃદય દ્રવતું હતું.

'સારૂં. પણ બેટા, અવારનવાર આવતો રહેજે.' એ શબ્દોમાં પિતાનું વાત્સલ્ય ઉભરાતું હતું.

નરેન્દ્ર ઘરે ઉપડ્યો. તેના મનમાં કંઈક સંતોષ થયો હતો, પણ હજી પુરેપૂરું સમાધાન થયું ન હતું. ઇશ્વરને જોયો હોય તેવા માણસને તેણે જોયો હતો.

અભ્યાસમાં મન ચોટતું ન હતું. છતાં માતાના આગ્રહને વશ થઇને વીસમા વર્ષે કૉલેજમાં ઉપડ્યો. પણ તેને વકીલાત કરવી ન હતી. તેનું મન ઇશ્વરની શોધ માટે તલપાપડ થઇ રહ્યું હતું. તેને દુનિયાદારીની પડી ન હતી.

ત્યાં પાછો કદી વિચાર પણ ન હતો કર્યો તેવો પ્રશ્ન તેની સમક્ષ ઉપસ્થિત થયો.

'બેટા, હવે તારે સંસાર માંડવો જોઈએ.' વહુઘેલી માતાએ વાત મૂકી.

'શું કહ્યું?'

'કેમ, તારે નથી પરણવું?'

'તમારે મને ડુબાડી દેવો છે? પરણું એટલે પછી મારી બધી આશાઓનો અંત જ આવે ને!'

અને માતા ચૂપ થઈ ગઈ. તે દિવસથી સંસારનાં શમણાં સદાને માટે તેણે છોડી દીધાં. નરેન્દ્રને ફાવે તેમ કરવાની છૂટ મળી. રોજ ધાર્મિક સભામાં જવાનું શરૂ કર્યું.

પણ ત્યાં તો અચાનક એક દિવસ તેના કાન પર પરિચિત પ્રેમાળ અવાજ અથડાયો.

'નરેન્દ્ર, બેટા નરેન્દ્ર.'

તેણે ચમકીને પાછળ જોયું. તો અર્ધનગ્ન દશામાં ગાંડા જેવો પેલો માણસ તેને બોલાવી રહ્યો હતો. એ શરમાઈ ગયો, અને નીચું માથું રાખીને તેની સાથે ઉપડી ગયો. પરમહંસના તેજે તે પહેલાંથી જ અંજાઈ ગયો હતો.

'બેટા, પાછો તો તું આવ્યો જ નહીં ને! તારી મેં ખૂબ રાહ જોઈ.' અને એ બંને કાળીમાતાના મંદિરે પહોંચ્યા.

'કંઈક ગાઈશ, બેટા?'

ત્યાં તો નરેન્દ્રના કંઠમાંથી સૂરો છૂટ્યા. એ સૂરાવલીને લઈને થયેલ આનંદ તેમની આંખમાંથી અશ્રુરૂપે વહેવા લાગ્યો.

આમ ઘણીએ વાર આવીને તેણે પરમહંસને આનંદથી તરબોળ કરવા માંડ્યા. સાથે સાથે એના હૃદયમાં પણ કોઈ ન જાણે તેવી સૂરાવલી ક્યારનીયે શરૂ થઈ ગઈ હતી એનો આત્મા શાંતિ મેળવતો જતો હતો. તેનું દિલ હમેશાં અહીંઆ આવવાને તરફડતું હતું. એના હૃદયના તારની વીણાનો વગાડનાર તેને રોજ સ્વપ્નમાં આવતો હતો. અને સ્વપ્ન તૂટી જતાં એ નિરાશ થઈને પડી રહેતો. તેનાથી ત્યાં નિયમિત રીતે જઈ શકાતું ન હતું. ઘરમાં મા અને બ્હેનો ભૂખે મરતાં હતાં. માતા વધારે ને વધારે ઉપવાસો કર્યે જતી હતી. પિતાના વખતના ઓળખીતા આજે તેની સામે પણ જોતા ન હતા. નોકરી માટે પગનાં તળિયાં ઘસાઈ ગયાં પણ ક્યાંય આશાનું એક પણ કિરણ નજરે પડતું ન હતું. તેના દિલમાં પરમહંસ મારફત કાલીમા પાસે આ વાત મૂકવાનો વિચાર આવ્યો અને એ આનંદમાં આવી દોડતો દોડતો ત્યાં પહોંચી ગયો. તેણે પોતાની બધી વાત પરમહંસને કહી. એક ક્ષણ તેના મુખ સામે એ જોઈ રહ્યા અને હેતાળ અવાજે કહ્યું:

'હું તો માને આ વિષે કંઈ જ કહી શકું નહીં. તું જઈ ને બધી વાત કર.'

એ માતાના મંદિરમાં માની મૂર્તિ સમક્ષ હાથ જોડીને ઊભો રહ્યો. આંખ મૂર્તિ સામે જડાઈ રહી. માતાના ફરતું તેજનું વર્તુળ ફરી વળ્યું. માની અપૂર્વ પ્રેમથી ભરપૂર મૂર્તિ હસી ઊઠી. તેના હૃદયના તાર ઝણઝણી ઊઠ્યા. હોઠ બીડાઈ રહ્યા. ગળામાંથી એક પણ શબ્દ બહાર ન નીકળ્યો. કહેવાની વાત ભૂલાઈ ગઈ. એ આનંદ અને આશ્ચર્યમાં વિમૂઢ થઈ ગયો. આનંદની મસ્તીમાં ને મસ્તીમાં પાછો ફર્યો. તેને કંઈ જ ભાન ન રહ્યું.

'બેટા, કંઈ માગ્યું?' પરમહંસે તેને આવતો જોઈ પૂછ્યું.

પરમહંસનો અવાજ કાને પડતાં જ એ જાગ્રત થયો. ભૂલાઈ ગયેલું કાર્ય યાદ આવ્યું. અને શરમથી ડોકું ધૂણાવી ઊભા રહ્યા.

'ફરીને જા.'

અને પાછી એ જ દશા. એ જ આનંદ, એ જ મસ્તી, એ જ અકિંચન નિઃસ્વાર્થ વૃત્તિ પ્રેરતું વાતાવરણ. ત્રણ ત્રણ વાર પ્રયત્ન કરી જોયા પણ

તેના ગળામાં લાકડાનો કકડો સલવાઇ ગયેલો જ લાગ્યો. તેનું મગજ કામ કરતું અટકી ગયું. કાંઈ વિચાર, કાંઇ ઇચ્છા, કાંઈ વાંછના કાંઇ જ તેના મનમાં કે હૃદયમાં પેસી શકતું નહી. આખું મન અને મગજ માના સૌન્દર્યથી ભરાઇ જતું.

'તારાથી એ નહીં બને તેમ હું જાણતો જ હતો. બેટા, તું તો મહાન થવાને સર્જાયો છે.' પરમહંસે માના જેવા સ્નેહભીના અવાજે કહ્યું. અને હાથ પકડી પોતાની ઓરડીમાં લઇ ગયા. તેની છાતી પર હાથ ફેરવ્યો.

થોડીવારમાં તો તેની નજર સમક્ષ ઓરડી ફરતી લાગી. ધીમે ધીમે દીવાલો દેખાતી બંધ થઇ ગઈ. બધું ઇશ્વરમય લાગ્યું. કોઇપણ વસ્તુનો ભેદ તેની સમક્ષ ન લાગ્યો. જ્યાં ને ત્યાં માનાં જ દર્શન થવા લાગ્યાં. હૃદય ભર્યું ભર્યું લાગ્યું. કોઇ જાતના રાગ કે દ્વેષ તેના મનમાં થતા જ નથી. મસ્ત દશામાં તે આવી ગયો. એવી ને એવી મસ્ત દશામાં તેણે ઘર તરફ ચાલવા માંડ્યું.

ઘેર ખાવા બેઠો. જેમનો તેમ પાટલા પર બેસી રહ્યો. માતાના અવાજે ઝબકી ગયો. ખાવાની શરૂઆત કરી પણ એ ખાઇ જ શકયો નહી. ખાવાના પદાર્થમાં પણ માના જેવો પ્રકાશ તેની નજરે પડતો હતો. માને છોકરો ગાંડો થઇ ગયો હોય તેમ લાગ્યું.

કોલેજમાં જતાં રસ્તામાં ઊભો રહી જતો. મોટર અને ઘોડાગાડી માણુસ અને ઢોર બધું એકરૂપ ભાસતું. કમ્પાઉન્ડ સામે માથું અફાળ્યું પણ કંઇ જ ન વળ્યું, એ ગભરાયો. તેને કાંઇ જ સમજ ન પડી. આ ફેરફારથી એ મૂંઝાયો. ત્રણ-ત્રણ દિવસ સુધી તેની આવી દશા રહી પણ છેવટે બધું શાંત થઇ ગયું.

ત્યારથી રોજ એ આવવા લાગ્યો. તેનું મન વધારે ને વધારે અધ્યાત્મવાદ તરફ ખેંચાતું હતું. મા-બ્હેન ભુલાતાં જતાં હતાં. અને છેવટે શિષ્ય તરીકે રહી ગયો.

રોજ રાત્રે ગુરુશિષ્ય વાતો કરે છે. આખો દિવસ બંને ખાધાપીધા વગર એક જ ધૂન પાછળ મંડી પડ્યા છે. નરેન્દ્રને ઇશ્વરના સાક્ષાત્કારની ખૂબ તાલાવેલી લાગી છે. પરમહંસની માફક નિર્વિકલ્પ સમાધિ મેળવવા તેણે જીવનને કસવા માંડ્યું. અને છેવટે એ દશાને મેળવીને જ જંપ્યો.

ત્યાંથી એ બુદ્ધ, ગયા વગેરે ફરીને પાછો ફર્યો. પણ ત્યાં તો પરમહંસ જીવનનો છેલ્લો શ્વાસ ઘૂંટી રહ્યા હતા. બધા શિષ્યો નરેન્દ્રની રાહ જોતા બેઠા હતા. અને એ આવી પહોંચ્યો. ગુરુએ માંડનો ભાર તેને સોંપીને વિદાય લીધી.

*

હિમાલયના શિખરે શિખરે પડઘા પડે છે. વને વનમાં એ જ અવાજ ગૂંજી રહ્યો છે.

'જ્યારે જ્યારે આફત આવે ત્યારે ત્યારે તમારા સ્વરૂપનું ભાન કરો અને આફત ચાલી જશે.'

હિંદના ખૂણે ખૂણે કોઈ યુવાન યોગીનો બુલંદ અવાજ ફરી વળતો હતો. દરેક માનવીના કાને તેનો ઉત્સાહભર્યો અવાજ અથડાતો હતો.

'ડરશો નહિ અને આફત નાશ પામશે. તેની સામે થાવ અને એ જશે. તેના ઉપર પગ મૂકો અને એ છૂંદાઇ જશે.'

લોકોના ટોળેટોળાં એ હૃષ્ટપુષ્ટ દેખાતા યોગીને જોવા અને એનો અવાજ ઝીલવાને એકઠા થતાં હતાં.

તેનો ઉત્સાહ અને પ્રાણભર્યો અવાજ હિંદને જાગ્રત કરતો ગામે ગામ ફરી વળતો હતો. એણે જ્યાં ને ત્યાં ઘૂમવા માંડ્યું. રંક અને રાય, સ્ત્રી અને પુરુષ, છોકરી અને છોકરાં, યુવાન અને યુવતી, ઘરડાં અને નાનાં બધાં એ અમૃતભર્યા અવાજને સાંભળવાને એકઠાં થતાં હતાં. તેની અમીભરી દૃષ્ટિથી માનવસમાજ નમવા માંડતો હતો. તેની દર્દભરી વાણીથી લોકોનાં દિલ દયાથી ઉભરાતાં હતાં. તેના સ્નેહભીના અવાજથી લોકોના દિલમાં પૂજ્યભાવ પેદા થતો હતો. તેના ઇશ્વર વિષેના વિચારોથી પંડિતો મોંમાં આંગળા ઘાલતા હતા. તેના પૌરુષભર્યા વાણીના અસ્ખલિત પ્રવાહથી જનતા હીલોળે ચડતી હતી. હિંદમાં ઠેરઠેર એ સ્વામીની વાતો ઊડતી હતી. પણ હજી હિંદીઓ તેની સાચી કિંમત આંકી શકયા ન હતાં.

એ નરેન્દ્રમાંથી બનેલ-સ્વામી વિવેકાનંદ-ગુરુના સંદેશાને ઘેર ઘેર પહોંચાડવાને ભટકતા હતા. હિંદની કરુણ દશા જોઇને એમનું દિલ દ્રવતું હતું.

એ દશામાં સુધારો કરવા તેમણે કમર કસવા માંડી હતી. અને ગરીબોનાં હિત માટે ફરવાનું શરૂ કર્યું હતું.

ફરતા ફરતા એ મ્હૈસુર રાજ્યમાં પહોંચી ગયા. તેમની શક્તિથી દીવાન ખુશ થઈ ગયા. અને ભેટ સ્વીકારવાની વિનંતિ કરી. એ વિનંતિને માન આપીને નોકર સાથે તેમણે બજાર તરફ પ્રયાણ કર્યું અને ભેટ તરીકે સીગારેટ ખરીદી. એ સીગારેટ ફૂંકતા ફૂંકતા દિવાન પાસે આવીને ઉભા રહ્યા.

'સ્વામીજી, શું પસંદ કર્યું?' જવાબમાં સ્વામીજીએ સીગારેટના ધૂમાડા કાઢયા. દીવાન સડક થઇ ગયા.

તેમણે ત્યાર પછીથી દેશી રાજ્યોમાં રખડવા માંડયું. હિંદની ગરીબી તેમને ખૂંચતી હતી. હિંદની આધ્યાત્મિક શક્તિનો હ્રાસ તેમના જીગરને ડંખતો હતો. રાજાઓ પાસે ફેરફાર કરાવવા એ રજવાડામાં ભમતા હતા.

એક વાર ભમતાં ભમતાં, પશ્ચિમના વિચારે રંગાયેલા મંગળસિંહજી પાસે એ પહોંચી ગયા. રાજાને ગમ્મત સૂઝી.

'સ્વામીજી, મૂર્તિમાં મને શ્રદ્ધા નથી. હું કોઈ મૂર્તિ ઉપર થૂંકું તો મને આવતા જન્મમાં નરક મળશે કે?' મૂછમાં હસતાં હસતાં મહારાજાએ વાત કરી. દીવાનજી અવાક્ થઈ ગયા. લોકો સ્તબ્ધ બની ગયા. બધાની નજર સ્વામીજી પર મંડાઈ રહી. સ્વામીજી થોડીવાર જોઇ રહ્યા.

"સારૂં. પેલી છબી ઉતારો તો." સ્વામીએ રાજાની છબી ઉતરાવી.
અશ્રુરૂપે વહ...

આમ ધણીએ ...ઉપર થૂંકો તો." અને દીવાનજી આનંદથી તરબોલ કરવા ...થઇ ગયા. આખી સભા હૃદયમાં પણ કોઈ ન જાણે તેવી સરવાણી ક્યારનીયે શરૂ થઇ ગઇ હતી એનો આત્મા શાંતિ મેળવતો જતો હતો. તેનું દિલ હમેશાં અહીંયા આવવાને તરફડતું હતું. એના હૃદયના તારની વીણાનો વગાડનાર તેને રોજ સ્વપ્નમાં આવતો હતો. અને સ્વપ્ન તૂટી

"હા. હું જાણું છું." ઠંડા પેટે જવાબ મળ્યો.
"પણ તેના ઉપર તમે થુંકો ને."

"ન થુંકાય."

"કેમ?"

દીવાન કે રાજા કોઇ જવાબ આપી શકયું નહિ. બધાનાં મોઢાં સિવાઇ ગયાં.

"તમે સમજો છો પણ સમજાવી શકતા નથી. એ રાજાની પ્રતિમા છે. ભલે તેમાં જીવ ન હોય પણ તેને તમે રાજા તરીકે માનો છો. તેમ દરેક પ્રતિમા દરેકને પોતાના ઇષ્ટદેવનું ભાન કરાવે છે."

અને રાજા નમી પડયા. તેમનું પાશ્ચાત્ય અભિમાન ઉડી ગયું. ત્યાંથી પાછા રખડતા રખડતા એક વખત રજપુતાના પહોંચી ગયા. તેમના દિલમાં એક વિચાર ચમકયો. ઇશ્વરે દાંત આપ્યા છે તો તે ચાવણું આપી રહેશે તેમ માનીએ છીએ. જોઉં તો ખરો તેમાં કેટલું તથ્ય છે. અને ત્યારથી નક્કી કર્યું કે જ્યાંસુધી કોઇ પોતાની મેળે ખાવાનું આપી ન જાય ત્યાંસુધી ખાવું નહિ.

ઉનાળાના દિવસો હતા. ધોમ તાપ તપતો હતો. રજપુતાનાની ધરતી ઉની વરાળ કાઢી રહી હતી. માનવી પરસેવે રેબઝેબ થઇ જતો હતો. ઘડીએ ઘડીએ પાણીની તરસ લાગતી હતી. કંઠ શોષાતો હતો. અને એવે વખતે એ ગાડીમાં બેઠા. ગાડીમાં પુષ્કળ ગીર્દી હતી. બબ્બે દિવસના ઉપવાસ હતા. પાણી પણ પીવા મળ્યું ન હતું. ધીમે ધીમે શરીર બેભાન થયે જતું હતું. પાસે બેઠેલ એક મારવાડી વાણિયે દાઢમાંથી કહ્યું.

'સાહેબ, આ પાણી કેવું ઠંડું છે? પાસે પૈસા હોત તો તમને પણ મળત. તો પછી કામ કરીને શરમથી ડોકું ધૂણ...?'

'ફરીને જ... ...વશે ત્યારે એમ પણ કરીશું.'

અને પાછી એ ...ગ્રામ આપ્યો.

જ મસ્તી, એ જ અકિ...
વાતાવરણ. ત્રણ ત્રણ વાર

એક પછી એક સ્ટેશન પસાર થયે જતાં હતાં. ભૂખ શરીરને અસ્વસ્થ બનાવી રહી હતી. અને સાંજના ગાડી છેવટના સ્ટેશને આવીને અટકી. એક પછી એક ઉતારૂ ઉતરી ગયાં હતાં. ડબ્બો ખાલી હતો. માત્ર બેભાન સ્વામી જ પોતાના ડબ્બામાં પડ્યા હતા.

ત્યાં તો 'સ્વામી સ્વામી' અવાજ કાને અથડાયો. એક હલવાઈ હાથમાં મીઠાઈનો થાળ રાખીને ડબ્બે ડબ્બે અવાજ કરતો હતો. તેણે સ્વામીને જગાડ્યા અને જમવાનું કહ્યું. લોકો ત્યાં ટોળે વળ્યા હતા. થાળ જોઈને સ્વામી ચોધાર આંસુએ રડતા હતા. થોડીવાર પછી તેમણે જમી લીધું.

"તમને ક્યાંથી મારી જાણ થઇ? તમને તો મેં કોઈ વાર જોયા નથી."

"મેં પણ આપને જોયા નથી. પણ આજે બપોરે ત્રણ-વખત સ્વપ્નમાં મને આપને માટે ઉત્તમ રસોઇ લઇ જવાનો આદેશ થયો હતો."

અને એ સાંભળતાં વળી પાછા સ્વામી રડયે જતા હતા. ઇશ્વરની પરીક્ષા કરવાને માટે તેમને પશ્ચાત્તાપ થતો હતો. પેલો વાણિયો તો અવાક્ જ બની ગયો હતો. માફી માગીને તેણે વિદાય લીધી.

ત્યારબાદ રજવાડામાં રખડતા રખડતા તેમને યુરોપમાં જવાની ઇચ્છા થઈ આવી. તેમને નવી દુનિયામાં હિંદુ ધર્મનો અમર ઝંડો ફરકાવવો હતો. તેમનું મન ત્યાં જવાને અધીરું બન્યું હતું. તેમણે હિંદનો આધ્યાત્મિક ઝંડો ફરકાવવાનું નક્કી કર્યું અને ખેતીના મહારાજ પાસે પહોંચ્યા.

૧૮૯૩ના મે માસના છેલ્લા દિવસે "પેનીનસ્યુલાર" સ્ટીમર એ યુવાન યોગીને લઇને અમેરિકા તરફ ઉપડી હતી. શિકાગો પહોંચતાં તો તે નિર્મોહી યોગી પાસે જે કંઇ હતું- તે સાફ થઈ ગયું હતું. પણ માની અંદર અસીમ શ્રદ્ધા ધરાવનાર સ્વામીની શ્રદ્ધા ડગી નહિ. રસ્તામાં જ કોઈ બાઇની સહાય મળી ગઇ.

અને હિંદના આધ્યાત્મિકવાદને જાગતો કરવા જગતના ખૂણેખૂણે તેને ફરતો કરવા આવેલ યોગી ધર્મ-પરિષદમાં પણ પહોંચી ગયા.

૧૮૯૩ના સપ્ટેમ્બર માસમાં શિકાગોમાં દુનિયાના ધર્મવિદો ભેગા મળ્યા હતા. સંસારમાં સ્થાપવા રહી ધર્મની ફીલસુફી ડહોળવા નીકળી પડ્યા હતા, પૂરતાં કપડાં પણ મળે નહિ એવા યોગીનું કોણ સાંભળે? પાંચ મિનિટ તેમાં બોલવાને મળી.

સમય આવતાં ભગવી કફની, વિશાળ કપાળ, હૃષ્ટપુષ્ટ શરીર અને તેજમાં ઓપતા વિવેકાનંદે વ્યાખ્યાન શરૂ કર્યું.

"ભાઇઓ અને બ્હેનો...!" અને તાળીના ગડગડાટ શરૂ થયા. "સદ્‌ગૃહસ્થ અને સન્નારી"ને બદલે ભાઈબ્હેન કહેનાર યોગીમાં લોકોએ વધારે સામીપ્ય લાગ્યું.

"સત્ય સર્વત્ર એક જ છે. ખરો ધાર્મિક અનુભવ સર્વ સ્થળે સરખો જ હોય છે."

લોકો વિમાસણમાં પડ્યા. આ તો બધા ધર્મને સરખા કહે છે! પોતાના ધર્મનાં તો ગુણગાન ગાતો નથી!

"અંતવાન વસ્તુ અનંત સુખને પ્રાપ્ત કરી શકે જ નહિ." અને પૂર્ણ કપડામાં સજ્જ થયેલા માનવીનાં ધમણીઓ હલી ઊઠયાં.

અને પછી પાંચ મિનિટની દસ, એક કલાક અને પછી બીજે દિવસ–એના પછી બીજે દિવસ–એના એ સ્વામી બોલે જતા હતા. લોકો મુગ્ધ થઈને ભાન ભૂલી જતાં હતાં. એમની વાણીમાં તેમને અમૃત પીવાનું મળતું હતું. એમની આંખમાં પ્રેમનાં અમી વરસતાં હતાં. એના શબ્દોમાં સ્નેહ નીતરતો હતો. જનતા ગાંડી બની હતી.

છાપાંઓ બોલી ઊઠ્યાં. વિવેકાનંદ દુનિયાના ખૂણે ખૂણે ઓળખાઈ ગયા. એમની વિદ્વત્તાથી નવી દુનિયાના લોકો વિચારમાં પડી ગયા.

'ધી ન્યુયોર્ક-હેરોલ્ડ' બોલી ઊઠ્યું:

'હિંદુઓ જેવી વિદ્વાન પ્રજાને બોધ આપવા આપણે પાદરીઓ મોકલીએ છીએ તે કેવળ મૂર્ખાઈ જ છે.'

'ધી ઈન્ટીરીયર શિકાગો' ગર્જી ઊઠ્યું.

"પરિષદનો ખરેખરો ઉદ્દેશ તો તે હિંદુ સાધુએ જ બરાબર પાર પાડયો છે."

'ધી ન્યુયોર્ક ક્રિટીક' બોલતું હતું:

"એ ઈશ્વરી બક્ષીસવાળો મહાન વક્તા છે. તેમની વાણી આબેહુબ ઇશ્વર પ્રેરિત જ છે."

પરિષદનું કામ ૧૭ દિવસ સુધી ચાલ્યું. હજાર નિબંધ વંચાયા. પણ વગર નિબંધવાળો યોગી જ આકર્ષણનું તત્ત્વ થઇ પડયો.

યુરોપમાં એની વાણી સંભળાતી હતી.

"હિંદુઓએ હવે બીજી પ્રજાઓના માત્ર એક હથિયાર તરીકે જ પોતાનું જીવન ગાળવાનું નથી, પણ તેમણે પોતાના અનુપમ તત્ત્વજ્ઞાનને ચારિત્ર્યમાં ઉતારીને અને તે જ્ઞાન-ચારિત્રનો અખિલ વિશ્વને બોધ આપીને સમસ્ત માનવજાતિના ગુરુ થવાનું છે."

"કદી પણ તમે પ્રભુ અને દ્રવ્ય-બંનેને સાથે સાથે ભજી શકો નહીં. ક્રાઇસ્ટ વગરના મોટા મોટા મહેલોમાં રહેવા કરતાં તો, ઓ ખ્રિસ્તીઓ! ઈશુની સાથે ચીંથરેહાલ થઈને રહેવું એ જ સારું છે."

પરિષદ ચાલતી હતી. હિંદુ ધર્મ વિષે બધા બોલતા હતા. એ જુઠાણું આ સ્વમાની યોગીથી સહન ન થયું.

"ભાઈઓ, હિંદુઓનાં પવિત્ર પુસ્તકો જેમણે વાંચ્યાં હોય તે પોતાની આંગળી ઉંચી કરે."

અને એ હજારોની મેદનીમાંથી ત્રણ કે ચાર આંગળી ઉંચી થઈ. યોગી હસ્યા.



"અને તો પણ તમે અમારા ઉપર ટીકા કરવાની હિંમત કરો છો!"

સૌ સ્તબ્ધ! શું જવાબ આપે?

-અમેરિકાની શેરીએ શેરીએ એનો અવાજ અથડાય છે.

"જો ઇશુ આજે આવે તો તેનું મસ્તક મૂકવાને માટે એક પવિત્ર પથરો પણ એને જડે નહીં."

લોકો હવે એ સ્વામીના શિષ્ય તરીકે આવવા લાગ્યા. કંઈ લોકોએ તેમને ફસાવવાને સ્ત્રીઓ મોકલી. પણ અદ્વૈતમાં માનનાર યોગી પાસે નીચું જોઈને તે પાછી ફરતી.

ત્યાંથી એ ઇંગ્લેંડ ઉપડયા. તે વખતે લંડનનું 'વેસ્ટ મિનિસ્ટર ગેઝેટ' બોલતું હતું.

'લંડનમાં હિંદુ યોગી.'

"હિંદુત્વ એટલે સઘળી શક્તિ, સદ્‌ગુણ, ઉચ્ચ વિચાર અને પારમાર્થિક જીવનનો સમુદાય."

અને ત્યાં પણ તેની કટાક્ષપૂર્ણ, નિર્ભય વાણી લોકોના કાનના પડદા ખોલી નાખતી હતી. મગજનાં તાળાં ઉઘાડી નાખતી હતી. તેમનાં અંધકારનાં પડળ ખુલ્લાં કરી નાખતી હતી અને દરેક નમ્ર બનીને તેની પાસે નમી પડતું હતું.

૧૮૯૬ માં ત્યાંથી એ હિંદ આવ્યા.

હિંદને હવે તેમની શક્તિનો ખ્યાલ આવ્યો હતો. કારણ પરદેશમાં લોકોએ તેમનાં પેટભરીને વખાણ કર્યાં હતાં.

હિંદના ગામડે ગામડે એ યોગીની અવિશ્રાન્ત વાણી સંભળાતી હતી.

'ઘણાં વર્ષોથી હજારો મનુષ્યો ભૂખમરો વેઠી રહ્યાં છે. અને આજે પણ ક્ષુધાથી પીડાય છે. એ જોઈને તમારો જીવ બળે છે? એક કાળા વાદળાની માફક અજ્ઞાન ભારતવર્ષ ઉપર છવાઈ રહેલું છે. તે તમને દેખાય છે? એ જોઈને તમને ક્ષોભ થય છે? તેનાથી નિદ્રા ન આવે તેવું બને છે? એ વિચારથી તમે ગાંડા જેવા બની જાવ છો? તમારે ભાષણ કરવાની જરૂર નથી. કામ કરો.'

'શારીરિક, માનસિક અને આધ્યાત્મિક સ્વાતંત્ર્ય એ જ ઉપનિષદનો મહામંત્ર છે.' હિંદની જનતામાં આ બુલંદવાણીથી સળવળાટ પેદા થતો હતો.

'ઊઠો, જાગ્રત થાઓ, સ્વપ્ન અવસ્થાનો ત્યાગ કરો. એવું એક દુઃખ નથી જે આત્મશ્રદ્ધાથી દૂર ન થઈ શકે.' જનતામાં શક્તિનો સંચાર થતો હતો.

'હિંદના ભૂખે મરતાં કરોડો મનુષ્યોનાં પેટ માત્ર ધાર્મિક બોધથી ભરાશે નહીં. અન્નની જરૂર છે. મનુષ્યદ્વારા પ્રભુસેવા કરવી એ જ ઉત્તમ સેવા છે.' અને પંડિતો વિમાસણમાં પડતા હતા.

'સ્વતંત્રતા એટલે શું? સમાજનાં સઘળાં મનુષ્યોને દ્રવ્ય, કેળવણી, અને જ્ઞાન સંપાદન કરવાને માટે એક સરખી તક અને છૂટ મળે.' અને હિંદના રાજપુરુષો સાંભળી રહેતા.

ત્યાંથી વળી પાછા એ ઇંગ્લેંડ જાય છે. અને ત્યાં તેમનો અવાજ સંભળાય છે.

'જો નીચલા વર્ગોને પણ સરખા પ્રમાણમાં જ કેળવવામાં આવે તો પછી અમારી ચાકરી કોણ કરે? આનો અર્થ શું? મુઠ્ઠીભર ધનવાન લોકોના મોજશોખને માટે હજારો અને લાખો સ્ત્રી–પુરુષોને અજ્ઞાનમાં અને દારિદ્રયમાં રાખવાનું કારણ? જો તેમને ધન અને કેળવણી મળે તો સમાજ ઉંચો વળી જાય! પરંતુ સમાજ કોનો બનેલો છે? કેટલાક ઉચ્ચ વર્ગના મનુષ્યોનો કે લાખ્ખો સ્ત્રીપુરુષના સમૂહનો!'

અને ઇંગ્લેંડના રાજકારણી પુરુષો વિચારમાં પડી જતા.'

અને ત્યાંથી પાછો હિંદના ગામડે ગામડે એમનો બુલંદ અવાજ સંભળાય છે.

'જ્યાંસુધી મારા દેશનો એક કુતરો પણ ભૂખ્યો હશે ત્યાંસુધી તેને ખવરાવવું અને તેની જ સંભાળ લેવી એ જ મારો ધર્મ બની રહેશે–'

ધાર્મિક પુરુષો અને મહારાજાઓને ક્રાંતિની આગાહી થાય છે. એમનાં આસન ઢીલા પડતાં લાગે છે..

'સ્પર્શાસ્પર્શની અધમ રૂઢિને કાઢી નાખો. સર્વેને ઓ ગરીબો, ઓ નિરાધાર અને પતિતો આવો, આપણે બધા એક જ પ્રભુનાં સંતાનો છીએ એમ કહીને સત્કારો.' બધાને ભ્રાતૃભાવનો સાક્ષાત્કાર થતો હતો.

અને ત્યાર પછીથી એ મઠમાં રહેવા લાગ્યા. તેમણે દુનિયાના ખૂણે ખૂણે ગુરુનો આદેશ પહોંચાડી દીધો હતો. જનતાને તેમની શક્તિની જાણ થઈ ગઇ હતી. જગતને સાચો આધ્યાત્મિકવાદ તેમણે શીખવી દીધો હતો. દુનિયામાં સાચું ધાર્મિક જ્ઞાન ફેલાવી દીધું હતું. દેશે દેશમાં હિંદના ધર્મનો પરચો પરખાવ્યો હતો. એટલે ત્યારથી એ ધ્યાનગ્રસ્ત રહેવા લાગ્યા. જમીન ખોદે, ઝાડને પાણી પાય, બકરીને પંપાળે, અને શિષ્યો ઉપર દેખરેખ રાખે–બસ આટલું જ. રખડવાનું છોડી દીધું હતું.

ગંગાના કિનારે ફરતાં ફરતાં એકવાર સાથે આવેલ લોકોને એ કહેતા હતાઃ

"જ્યારે આ શરીર છૂટે ત્યારે એને ત્યાં દાટજો" અને સાથે આવેલા વિચારમાં પડી ગયા. યુવાન યોગીને આ શું સૂઝ્યું! આટલી નાની ઉમરે મૃત્યુની વાત કેમ કરી? શરીરમાં રોગનું નામનિશાન નથી અને દટાવાની વાત કેમ કરે છે?

પણ તેમને ખબર પડી ગઈ હતી. હવે વધારે વખત જીવવાની જરૂર નથી. મહાન શક્તિ બોલાવી રહી હતી. લોહચૂંબક લોહને ખેંચી રહ્યું હતું. એ આકર્ષણ દૂર કરી શકાય તેમ ન હતું, ઈશ્વરના આદેશને પાછો ઠેલી શકાય તેમ ન હતું. સોંપેલ કાર્ય ખતમ થયું હતું. હવે ગુરુના માર્ગે ગયે જ છૂટકો હતો.

અને ૧૯૦૨ના જુલાઇની ચોથી તારીખનું પ્રભાત ઉગે છે. આજે એ રોજ કરતાં પહેલાં ઉઠે છે. નિત્ય કર્મમાંથી પરવારી ૮ થી ૧૧ વાગ્યા સુધી શિષ્યોને બોધ આપે છે.

'બીજો વિવેકાનંદ હોય તોજ આ સમજી શકે. પણ ફીકર નહીં. વખત જતાં કેટલાયે વિવેકાનંદો સરજાશે.' અને એ વ્યાખ્યાન પૂરું કરે છે, ત્યારબાદ એ વધારે આનંદિત દેખાય છે. અને માળા જપવા માંડે છે. પણ....

પણ ત્યાર પછી તો એ જમીન પર સૂઈ જાય છે. થોડીવારે હાથ ધ્રૂજવા લાગે છે. બે દીર્ઘ શ્વાસ લઇને નવ વાગે પ્રભુની પાસે પહોંચી જાય છે.

પ્રભુએ એના બેટાને સંભાળી લીધો. જનતાએ એના પ્યારા પયગંબરને ગૂમાવ્યો..

# હસ્તરેખાશાસ્ત્ર

લેખક
શ્રી. વૃંદાવન શાહ

## ✲ પ્રકરણ છઠ્ઠું : નખ ✲

(ગતાંકથી ચાલુ)

હજારો અને લાખો વર્ષ પહેલાંની આ વાત છે. ત્યારે નિહારિકામાંથી છૂટા પડેલા ધગધગતા પૃથ્વીના ગોળામાં જીવન જાગે તેવું વાતાવરણ પેદા થતું હતું. અને વાતાવરણ અનુકૂળ થતાં જ પૃથ્વીના કોઈ એક ભાગમાં જીવન (એમીબા) જાગતું હતું. નરી આંખે ન દેખી શકાય તેવા એ સૂક્ષ્મ જીવનમાં ફેરફાર થયે જતા હતા અને તેમાંથી એક વાર તો સો ફૂટનું લાંબું પ્રાણી પેદા થયું. વળી પાછું તે પસાતું ગયું અને છેવટે કેટલાંએ ફેરફારને અંતે માનવી જન્મ્યો.

ત્યારે માનવીને કંઈ જ ભાન ન હતું. કપડાં પહેરવાની કે ઘર બનાવવાની તેને ચિંતા ન હતી. ખોરાકને પકવવાની કડાકૂટમાં એ પડતો ન હતો. પોતાના લાંબા તીક્ષ્ણ નખ વડે જે કોઈ પ્રાણી મળતું તેને ફાડી ખાતો અને ફર્યા કરતો. હુમલો કરનાર પ્રાણીથી પણ એ પેલા નખથી જ પોતાનો બચાવ કરતો.

પણ એના નાનકડા એવા મગજમાં કંઈક સળવળાટ પેદા થયો. અને એણે વિચારવા માંડ્યું. વિચાર પ્રમાણે વર્તવા માંડ્યું અને પોતાની ઉન્નતિ માટે કામ કરવાનું શરૂ કર્યું. તેમ કરતાં તેના શરીરના બંધારણમાં પણ ફેરફાર થતો ગયો અને છેવટે આધુનિક માનવી થતાં થતાં તો પેલા પાવડા જેવા નખે નાજુક આંગળીઓ પર સુંદર આકાર લીધો.

નખનું હથિયાર તરીકેનું કાર્ય ખતમ થયું. પણ પૂર વેગે દોડતાં માનવીના મગજે તેનું બીજું કાર્યક્ષેત્ર શોધી કાઢ્યું.

હાથની આંગળીઓમાં ખૂબ જ સંવેદનશીલ જ્ઞાનતંતુઓ આવેલા છે જેના વડે આપણી સ્પર્શ-શક્તિ તીવ્ર રહેતી હોય છે. એ નાજુક જ્ઞાનતંતુઓના બચાવનું કામ હવે આ નખે લઈ લીધું. પહેલાં પહાડ જેવા માનવીના રક્ષણ માટે એ પાવડા જેવા બન્યા જ્યારે આજે નાજુક એવા જ્ઞાનતંતુના રક્ષણ માટે તેમણે પણ તેવું જ નાજુક અને સુંદર રૂપ ધારણ કર્યું.

પણ માનવીએ તો આથી પણ વધારે ઉપયોગિતાવાળું કાર્યક્ષેત્ર તેને માટે શોધી કાઢ્યું. અને તેના રંગ, લંબાઈ, પહોળાઈ વગેરે પરથી તેની તબિયત અને સ્વભાવ પણ જાણવાની મહેનત કરી. અને છેવટે નક્કી કર્યું કે—

જે માનવીના નખ લાંબા અને સાંકડા હોય તેનું શરીર મસલથી બંધાયેલ સશક્ત અને કસાયેલું નથી હોતું પણ nervous શક્તિવાળું હોય છે. તેના નખનો રંગ મોટે ભાગે સફેદ પીળાશ પડતો, વાદળી કે ગુલાબી હોય છે. પણ કોઈ દિવસ લાલ નથી હોતો. તેના શરીરનો બાંધો નાજુક હોય છે. તેમને છાતી તેમજ હોજરીનો રોગ થવાનો સંભવ હોય છે. છતાં તે લોકો ઉમદા અને શાંત મનના હોય છે. તેમનો આત્મા કળાકારનો હોય છે, એટલે ચિત્રકળા તેમ જ કવિતાના શોખીન હોય છે. અને આથી આ લોકો આદર્શવાદી પણ હોય છે. અને બીજાના પર પ્રભાવ પાડી શકતા હોય છે. (આકૃતિ પમી-૨)

જ્યારે જેના નખ ટૂંકા હોય છે તેઓ મોટે ભાગે આથી વિરુદ્ધ સ્વભાવના હોય છે. અને તેમનું શરીર પણ સશક્ત અને મજબુત હોય છે. તેઓ સંશોધન વૃત્તિવાળા, પૃથક્કરણશીલ મનવાળા, અને બુદ્ધિમાં ઉતરે તેને જ માનનારા હોય છે. તેઓ તર્કવાદી, ઝડપી અને ઊંડો વિચારયુક્ત મન પણ આપી શકતા હોય છે. જો આ નખ ખૂબ જ ટૂંકા હોય તો આ લોકો મોટા ચર્ચાખોર હોય છે અને તેઓ ખાવા કરતાં પણ ચર્ચાને વધારે

પસંદ કરતા હોય છે. સામા પક્ષનો માણસ સાચો છે તેનું તેમને ભાન હોવા જ્યાં એ તેની વિરુદ્ધ દલીલ કરીને પોતે જીતે ત્યાંસુધી ચર્ચા કર્યા કરતા હોય છે અને આ રીતે સંતોષ મેળવતા હોય છે. આ રીતે આ લોકો વાગ્યુદ્ધમાં ખૂબ જ નિપુણ અને ઉત્સાહી હોય છે. દરેક વખતે આ લોકો સાચા જ હોય છે તેવું નથી હોતું પણ સામાન્ય બુદ્ધિવાળા માણસને તો થકવી નાખતા હોય છે. ઘણીવાર તો આ લોકો તમારી સાથે ચર્ચા નહિ કરે. તે જાણી લેવાનું કે તે પોતાને જ સાચો માને છે અને બીજાને નહિ એટલે દલીલ કરવાની ભાંજગડમાં એ તે વખતે નથી પડતો હોતો પણ આવા માણસના નખ ખૂબ જ ટૂંકા હોય છે. સામાન્ય રીતે ટૂંકા નખવાળા માણસો નિવેચક, મશ્કરા અને રમતિયાળ હોય છે.



આકૃતિ પાંચમી

અંગળીના ટેરવા પાસે પહોળા અને તેના કરતા વચેળ સેના પહોળા નખવાળા માણસો નિખાલસ સ્વભાવના હોય છે. આ લોકો ખુલ્લા દીલવાળા, પ્રમાણિક વિચારવાળા અને બુદ્ધિશાળી હોય છે. મોટે ભાગે નખનો રંગ ગુલાબી હોય છે. (આકૃતિ-૫મી-૪)

વાદળી રંગવાળા ટૂંકા પણ દેખાવે સુંદર અને ચોરસ લાગતાં નખવાળા લોકોને મોટા ભાગે હૃદયનો રોગ હોય છે અને જો નખને અતિ અર્ધચંદ્રાકાર દેખાતો હોય અને તે વાદળી રંગનો હોય તો ચોક્કસ હૃદયની નબળાઈથી તે પીડાતા હોવા જોઈએ.

આ રંગ ખાસ કરીને સ્ત્રીઓ માટે વધારે સૂચક છે. જો ૧૨થી ૧૪ વર્ષની છોકરીમાં એવો રંગ દેખાય તો તેની મુશ્કેલી ન ગણાય. પરંતુ જો ૧૬થી ૪૨ વર્ષની સ્ત્રીઓમાં એ દેખાય. તો માસિક અટકાવની મુશ્કેલી નોંધપાત્ર ગણાય. આ રંગ આ ઉંમરે લાંબા ગાળાની મુશ્કેલી બતાવતો હોય છે.

બલુસ–( Ballous nails ) – ક્ષયરોગના નખનો આકાર ગમે તે પ્રકારનો હોય છે પણ તેનો રંગ વાદળી હોય છે. અને આંગળીના ટેરવાં ગોળાકાર ને જાડા થયે જતા હોય છે.

જે માણસના નખ અવ્યવસ્થિત (Fluted) અને બરછટ થતા હોય છે તેને પક્ષઘાતનો રોગ થવાનો સંભવ હોય છે. તેનો આખો નખ સફેદ બની જાય છે અને તેની શારીરિક શક્તિ સાવ જ ખલાસ થઈ જતી હોય છે. (આકૃતિ ૫મી-૭)

જે માણસના નખ પર બીજો નખ ઉગતો હોય તે કોઈ ભયંકર માંદગીમાંથી ઊઠયો હોય છે. આખો નખ ઊગતાં ૭ માસ લાગતા હોય છે એટલે કેટલો નખ ઊગ્યો છે તે પરથી તેની માંદગીના વખતનું અનુમાન કરી શકાય છે.

## પ્રકરણ ૭

### સામાન્ય રીતે હાથ

ઇસ્વીસનના પૂર્વેના સૈકામાં હિંદ સંસ્કૃતિ અને સમૃદ્ધિની ટોચે પહોંચ્યું હતું. ત્યાં આગળ કુદરતે ઉદાર હાથે પોતાની સમૃદ્ધિ વેરી હતી અને એનો ઉપયોગ કરીને ત્યાં રહેતો માનવી આનંદ માણતો હતો. ખાવા પીવા વિષેની ચિંતાથી મોટે ભાગે એ મુક્ત હતો. એટલે આશ્રમ બાંધીને જ્ઞાન–પિપાસાની પાછળ એ પડયો હતો.

દોરમાળા જંગલમાં આશ્રમની ધૂનોનો મીઠો અવાજ સંભળાતો હતો. દરેકે દરેક વિદ્યાર્થી કંઈક ને કંઈક કામ કરતો હતો અને સાથે સાથે જીવનનું ભાથું બાંધે જતો હતો. સમૃદ્ધિથી પરિતૃપ્ત થયેલો એ જીવનના ઉંડાણમાં ડોકિયું કરતો હતો અને પોતાના શરીર વિષે તેમ જ આત્મા વિષે ખોજ કરતો હતો અને છેવટે એ ખોજ કરીને જ જંપ્યો. અને શોધી કાઢયું કે–

શરીરનું બંધારણ હવા, આગ અને પાણીથી થયેલું છે. અને એ રીતે માનવીમાં પણ ત્રણ પ્રકારની ગતિઓ કામ કરતી હોય છે—માનસિક (Mental), અમૂર્ત (abstract) અને ભૌતિક (Material) વળી શરીર આત્મા અને ચેતન એવા પણ ત્રણ ભાગ પાડીને પોતાની જાતને સમજવાનો તેણે પ્રયત્ન કર્યો.

આ જ્ઞાનનો ઉપયોગ કરીને હસ્તરેખાશાસ્ત્રીઓ માનવી ખૂબ જ વિચારક અને માનસિક ભૂમિમાં વિચરનારો છે, રોજબરોજની જીંદગી ગુજારનારો છે કે પછી માત્ર ખાવું પીવું ને લ્હેર કરવી તેવી પાશવી વૃત્તિવાળો છે તે આખા હાથના અમુક ભાગ પાડીને નક્કી કરે છે.

આંગળીઓનો ભાગ માણસની માનસિક ભૂમિકાનો ખ્યાલ આપે છે.



આંગળીના મૂળથી શુક્ર અને ચંદ્રના ટેકરા સુધીનો ભાગ તેની ભૌતિક વૃત્તિનો ખ્યાલ આપે છે અને ત્યાં છેક છેડે હથેળીના મૂળ સુધીનો ભાગ તેની પાશવી વૃત્તિનો ખ્યાલ આપે છે. આ ત્રણે ભાગમાંથી કયો ભાગ વધારે મોટો છે તે પરથી તેના સ્વભાવ વિષે કહી શકાતું હોય છે.

જો તેનો પહેલો ભાગ–એટલે કે આંગળીઓવાળો–મોટો હોય તો તેનું મન ખૂબ જ વિકાસ પામેલું હોય છે. અને તેથી તેવા લોકો સારા અભ્યાસી હોય છે. જો બીજા ભાગનો પૂરતા પ્રમાણમાં ટેકો ન હોય તો આવા માણસો હવાઇ દુનિયામાં ઊડનારા અને અવ્યવહારૂ હોય છે. આથી જ વિદ્વાનો, શિક્ષકો વગેરે સારા વેપારી નથી થઈ શકતા અને પૈસા એકઠાં નથી કરી શકતા હોતા.

જો વચલો ભાગ મોટો હોય તો તે માણસ વ્યવહારૂ. મહત્વાકાંક્ષી, ગંભીર પ્રકૃતિવાળો. અને ડહાપણવાળો હોય છે. આવા લોકો બુદ્ધિજન્ય લુચ્ચાઇવાળા હોય છે અને તેથી જ આ લોકો સારા વેપારી તેમજ રાજકરણી પુરુષ થઈ શકતા હોય છે આવા લોકોને લડાઇ તેમ જ ખેની ગમતી હોય છે.

પણ જો છેલ્લો ભાગ મોટો હોય અગર વિકસિત હોય તો એ લોકો પાશવી વૃત્તિવાળા હોય છે. તેમના ગમાઅણગમા પણ અધમ પ્રકારના હોય છે. પોતાના પૈસાનો ઉપયોગ દારૂ કે રંડીબાજી માટે કરતા હોય છે. અને તેમના સૌંદર્યના ખ્યાલો પણ નીચ પ્રકારના હેય છે. એ લોકો બાહ્ય સૌન્દર્ય અને ખોટી ટાપટીપમાં મોહી પડનારા હોય છે. આવા લોકો ખટઉધરા, અને શિયાળના જેવી લુચ્ચાઇવાળા હોય છે. તેઓ માનસિક આનંદ માણવા કરતાં ઐહિક આનંદમાં વધારે રસ લેનારા હોય છે.

પરંતુ આ બધા જ ભાગ સરખા હોય એ વધારે ઇચ્છવા ગોગ્ય છે. આવા લોકો ડાહ્યા, બુદ્ધિશાળી, વ્યવહારુ તેમજ સમતોલ મનવાળા હોય છે. દરેક વસ્તુને જોઇને જ તેના વિષે અભિપ્રાય બાંધતા હોય છે. આથી મોટે ભાગે તેઓ દરેક કાર્યમાં સફળતા મેળવતા હોય છે. (ક્રમશઃ)

# શ્રી ગંધીબાબાના ચમત્કાર : ૨

[ સંપાદક : શ્રીયુત ડાહ્યાલાલ હ. જાની ]

સ્વ. મહામહોપાધ્યાય પં. શ્રી ગોપીનાથજી કવિરાજે, (એમ. એ., પ્રિન્સિપલ ગવર્નમેન્ટ સંસ્કૃત કૉલેજ, કાશી,) બંગાળીમાં 'શ્રી. શ્રીવિશુદ્ધાનંદ પ્રસંગ' નામે પાંચ ભાગમાં એક મહાગ્રંથ રચ્યો છે, તેમાં તેમણે સૂર્યવિજ્ઞાની શ્રી ગંધીબાબાજીની ચરિત કથા, તત્ત્વકથા અને લીલાકથામાં સ્વામીજી સંબંધી ઘણી વાતો વર્ણવી છે. તેમાંથી શ્રી ગંધીબાબાના વૈજ્ઞાનિક ચમત્કારો અત્રે આપવામાં આવે છે.

(ગતાંકથી ચાલુ)

**આ** જ્ઞાનગંજ નામના વિશાળ યોગ શ્રમમાં યોગશિક્ષાની સાથે વિવિધ પ્રકારના પ્રાકૃતિક (ભૌતિક) વિજ્ઞાનોના શિક્ષણની પણ વ્યવસ્થા છે. 'વિજ્ઞાન' શબ્દથી સામાન્ય રીતે આપણે જે કાંઇ સમજીએ છીએ અને જે ભભકદાર રૂપમાં પશ્ચિમી જગતમાં આજકાલ ભભકી ઊઠયું છે તે જાતનું વિજ્ઞાન જ્ઞાનગંજ આશ્રમમાં નથી. અહીં તો પ્રાચીનકાળના ઋષિઓ જે વિજ્ઞાન જાણતા અને જરૂર પડયે જે અનેક પ્રકારે એને પોતાના કામ સારૂ અજમાવતા તે જાતનું ઋષિવિજ્ઞાન અહીં છે.

જ્ઞાનગંજ આશ્રમમાં શ્રીમત્ શ્યામાનંદ પરમહંસ નામના એક મહાપુરુષ આ વિજ્ઞાનવિભાગના અધિષ્ઠાતા છે. બાબા વિશુદ્ધાનંદજીએ મહાયોગી શ્રીભૃગુરામ પરમહંસ દેવ પાસેથી યોગનાં તમામ અંગોનું અને વિજ્ઞાનવિદ્ શ્રીશ્યામાનંદ પરમહંસ પાસેથી પ્રાકૃતિક (ભૌતિક) વિજ્ઞાનનું રહસ્ય મેળવીને યથાસમયે બ્રહ્મચર્યવ્રતનું ઉદ્યાપન (પૂર્ણાહુતિ) કરી હતી.

બ્રહ્મચર્યાવસ્થા પછી દંડી અને સંન્યાસી અવસ્થામાં જે તે અવસ્થાઓની સાધનાનો અભ્યાસ કર્યા બાદ નિયમપૂર્વકની પરીક્ષામાંથી પસાર થયા પછી ગુરુદેવની આજ્ઞાથી ત્યાંથી સમાજમાં ઊતરી આવી લોકોના કલ્યાણસાધનનું વ્રત લીધું હતું. લાંબો સમય જ્ઞાનગંજ આશ્રમમાં રહ્યા બાદ તેમણે ભારતવર્ષનાં ઘણાં તીર્થોમાં પર્યટન કર્યું. એ બધી લાંબી વાત ટૂંકાવીએ તો કહેવું જોઇએ કે તેમણે આખરે અહીં આવી તીર્થસ્વામી અવસ્થામાં બર્દવાન જીલ્લાના ગુષ્કારા ગામમાં નિવાસ કર્યો. ત્યાર પછી એમણે પોતાની જન્મભૂમિ બંડુળમાં આશ્રમ બાંધ્યો અને ત્યાં ગુરુજીએ આપેલ શિવલિંગની બંડુલેશ્વર મહાદેવના નામે સ્થાપના કરી. આ શિવલિંગ અલૌકિક શક્તિ ધરાવે છે. હિમાલયના ઘણા યોગી વર્ષો સુધી એના આશ્રયે યોગક્રિયા કરતા હતા. પરમહંસ વિશુદ્ધાનંદજી ઉપર પ્રસન્ન થઇને એમના ગુરુદેવે એમની મરજીથી આ શિવલિંગ એમને ભેટ આપ્યું હતું. એ શિવલિંગને તેઓ મસ્તકમાં (મસ્તક ઉપર નહિ) રાખતા હતા. માત્ર ઉપાસના સમયે માથામાંથી મ્હોં વાટે તે બહાર કાઢતા અને ઉપાસના બાદ ફરી મ્હોં વાટે મસ્તકમાં ચઢાવી દેતા !

ગુરુદેવના આદેશ અનુસાર બંડુળ ગામમાં આશ્રમ સ્થપાયા પછી એ શિવલિંગ પણ ત્યાં જ સ્થપિત કરવામાં આવ્યું હતું. હવે જે શિવલિંગ સ્વા. વિશુદ્ધાનંદજી એમનાં મસ્તકમાં ચઢાવી રાખતા તે બંડુલેશ્વરથી જૂદું હતું. આ પણ અત્યન્ત જ્યોતિઃસંપન્ન અને પ્રબળ શક્તિશાળી હતું.

ત્યાર પછી બર્દવાન, કાશી, માલદા, પુરી અને કલકત્તા વગેરે સ્થળોમાં જે તે ભાગના ભક્તો અને સાધકોની સાધનસુગમતા સારૂ આશ્રમો સ્થપાયા હતા. પરમહંસદેવ સામાન્ય રીતે અભણ અને અર્ધ-અભણ લોકોમાં 'ગંધી બાબા' નામે વિખ્યાત છે. જેમને એમનો ઘણા દિવસનો પરિચય હતો તેઓ તો એમના શરીરમાંથી જે એક અપૂર્વ દિવ્ય ગંધ સદા નીકળ્યા કરતી તે સારી રીતે જાણતા અને માણતા હતા ! આ ગંધ મૂળે વિશુદ્ધ પદ્મગંધ-કમળ જેવી હોવા છતાં મૃત્યુલોકમાં આ ગંધની સાથે

કોઈ ગંધની ઉપમા આપી શકાતી નહિ. આ ગંધમાંથી એમના અજાણતાં એમના શરીરમાંથી વાયુ અને ભાવના સ્ફુરણ (સ્પંદન) પ્રમાણે કોઇવાર ચંદન, કોઇવાર ખસ, કોઈવાર ગુલાબ અને કોઇવાર કોઇ જૂદી જ દિવ્ય ગંધ નીકળતી હતી! બ્રહ્મચર્યના પરિણામે દેહની સારી રીતે શુદ્ધિ થવાથી શરીરમાંથી આ જાતની દિવ્ય ગંધ સ્વાભાવિક રીતે જ નીકળ્યા કરે છે!

પહેલાં પરમહંસ દેવ જ્યાં બેસતા ત્યાંથી બહુ દૂર સુધી-સારાયે આશ્રમમાં એમના શરીરની સુવાસ ફેલાઇ રહેતી. પરમહંસ દેવનું સ્થૂળ શરીર કોઈ એક જગ્યાએ હોય તો પણ જ્યારે કોઇ વાર તેઓ અલૌકિક રૂપે-સૂક્ષ્મદેહે દૂર દેશમાં ભક્તોની સામે હાજર થતા ત્યારે સહુથી પહેલાં એમની આ સુગંધીનો જ સ્પષ્ટરૂપે ભક્તોને અનુભવ થતો. આ ગંધમાં એવી પવિત્ર માદકતાની શક્તિ છે કે જેને એ એકવાર પ્રાપ્ત થતી તે કદી એને ભૂલી શકતો નહિ. એમનો ભક્તસમૂહ જાણે છે કે દૂરથી એમનું ચિંતન કરવાથી પણ થોડી જ વારમાં એમની દિવ્યગંધ ચારે બાજુ છવાઈ જાય છે!

એમની યોગશક્તિ અને વિજ્ઞાનશક્તિનું વર્ણન કરવું કઠણ છે. જેમને એમની સાથે આંતરિક સંબંધ થયો છે તે હજારો રીતે એમનાં અલૌકિક જ્ઞાન, વિભૂતિ, કરુણા અને વાત્સલ્યગુણોથી પરિચિત છે. એમનાથી ઘણે દૂર રહીને તેમ એમની પાસે બેસીને જે લોકાતીત કાર્યોને મેં મારી નજરે નિહાળ્યા છે તે દરેક કહેવા બેસું તો વાચક એકાએક તેને સંભવિત નહિ માને તેમ તેને માની પણ શકશે નહિ! આ બધી વાતો એટલી બધી સંખ્યામાં અને એવા તો વિચિત્ર રૂપમાં એમના જીવનમાં પ્રગટ થઇ છે કે ધીરજથી વિચારતાં અત્યંત કઠોર, સૂકા, નાસ્તિક હૃદયમાં પણ ભાવનાની મંગળમય વિભૂતિ અને અહૈતુકી અપાર કરુણા ઉપર વિશ્વાસ બેઠા વિના રહેતો જ નથી! પરન્તુ આ બધી વ્યક્તિગત વાતો લોકો સામે ધરવી એ શોભાસ્પદ પણ નથી. એથી વિશેષ વાતોમાં નહિ ઊતરતાં ટૂંકાણમાં કાંઈક ખાસ ખાસ વાતો જ જણાવીશ.

પરમહંસ દેવ એમના મસ્તકમાં શાલીગ્રામ અને શિવલિંગ ધારણ કરતા હતા. ૧૦૮ સ્ફટિક મણિની માળા પણ હતી. પૂજા વખતે તેઓશ્રી મસ્તકમાંથી મુખવાટે એ શાલીગ્રામ અને શિવલિંગ બહાર કાઢતા. ત્યારબાદ ફરી મસ્તકમાં ચઢાવી દેતા. એકવાર એક ભક્ત જમાવેલા પારાનું -(હરણીયો પારો-મરક્યુરી) શિવલિંગ લાવ્યા અને એણે બાબાને બતાવ્યું; બાબાએ કહ્યું, 'તું કહે તો હું આ પારદના શિવલિંગને ગળી જાઉં!' શિષ્ય ગભરાયો. લગભગ અર્ધોશેર પારાના શિવલિંગને ગળી જતાં બાબાજીનું શરીર જ છૂટી જાય. એથી એ આમતેમ તાકવા લાગ્યો. બીજા ગુરુભાઇઓ પણ આ સાંભળી હોંશમાં આવી ગયા અને પરમહંસજીએ બધાની સામે એ શિવલિંગને મ્હોં વાટે મસ્તકમાં ચઢાવી દીધું. ફરી એક વાર એને બહાર કાઢી એની પૂજા કરી ફરી ચઢાવી દીધું હતું.

એમના શરીરમાં એટલું તેજ અને વિજળીની એટલી બધી ક્રિયા ચાલતી કે મચ્છર, મધમાખી, માકણ, ભમરો કોઈ જીવ એમના શરીરને કરડતાં વેંત જ મરીને ખાખ થઇને પડતો! જો કરડે નહિ અગર હિંસા ભાવ ન બતાવે તો એવું કશું જ થતું નહિ. હિંસાભાવ પ્રગટતાં જ એનો પ્રતિકાર આપોઆપ થઈ જતો! નાના જીવજંતુની તો વાત જ શી પણ બાબાને કરડનારા સાપ વીંછી પણ ત્યાં જ મરી ગયેલા અમે ઘણીવાર જોયા છે! આ તીક્ષ્ણ તડિત્-વીજળીના પ્રભાવથી બાબા સિદ્ધ-

વાઘ તરફ કદી તાકતા તો તેઓ પણ તે જ ક્ષણે માથું ઝુકાવીને નરમ ઘેંસ થઇને લપાઇ જતા!

આના અનુસંધાનમાં આ પ્રસંગ અસ્થાને નહિ ગણાય કે બાબાજી ગુફામાં રહેતા હતા ત્યારે તેઓ કેટલાય વિષધર સર્પને પોતાની સાથે રાખતા. ગરમીના દિવસોમાં એમની યોગક્રિયા કે ધ્યાન દરમ્યાન સાપને શરીર પર લપેટી રાખતા હતા, જેથી એમનું શરીર ઠંડુગાર રહેતું! ફરી જંગલમાં રહેતા ત્યારે કેટલીક સમય એક વાઘ પોતાની પાસે રાખતા. બીજાણુ હિંસ્ર જીવ હોવા છતાંય વાઘ એમની સાથે શાન્ત અને સ્થિર બની રહેતો. ઠંડીના દિવસોમાં રાત્રે ઘણીવાર તેઓ વાઘની સાથે લપેટાઇને સૂઇ રહેતા. જેથી શરીરને હૂંફ મળતી!

પરમહંસદેવ શરીરમાં ઘણા સ્ફટિકના ગોળા રાખતા. તીવ્ર યોગક્રિયાના પ્રભાવથી જ્યારે શરીરમાં ઘણી ગરમી વધે છે ત્યારે આ સ્નિગ્ધ વસ્તુના સંસર્ગથી તે ખૂબ શાન્ત પડી જાય છે. આ સ્ફટિકો ઉપરાંત પણ મોતી હીરા આદિ વસ્તુઓ પણ એમના દેહની અંદર ખાસ જગ્યાએ તેઓ રાખતા! ઠંડીના સમયે શરીર સંકોચાવાથી કોઇ કોઇવાર એક બે સ્ફટિક આપોઆપ એમના વાળનાં છિદ્રોમાંથી શરીર બહાર નીકળી પડતા! કેટલીક વાર પ્રસંગવશ તેઓ પોતે જ કોઈ તત્ત્વની વ્યાખ્યા સમજાવતી વેળા પોતે દેહમાંથી સ્ફટિક બહાર કાઢીને બતાવતા! વાળના છિદ્રોમાંથી સ્ફટિક બહાર નીકળતા ત્યારે તેમને કોઈ ખાસ જાતનું કષ્ટ પડતું હોય તેમ ન જણાતું, તેમ તેમાંથી લોહી નીકળતુ કરતું નહીં! શરીરમાંથી આ સ્ફટિક નીકળતા ત્યારે તેમાંથી અતિ દિવ્ય પવિત્ર પરિમલ પમ-તો રહેતો!તેઓ પોતપોતાના શરીરની અંદરના સ્ફટિકને એક જગ્યાએથી બીજી જગ્યાએ પણ ફેરવતા હતા! સામાન્ય લોકોની તો વાત જ શી? પરંતુ આ કેમ બનતું હશે તે તો દેહતત્ત્વના જાણનાર પંડિતો અને પ્રોફેસરો પણ એમના અપૂર્વ જ્ઞાનથી નથી સમજી શકતા! યોગીનું શરીર બાહ્ય દૃષ્ટિએ સાધારણ દેહ જેવું જ જણાતાં છતાંતેમાં ચોક્કસ કાંઇક જુદી જાતની વિશેષતા રહેલી હોય છે

એક વાર પરમહંસદેવે તેમનાં જુદાં જુદાં અંગોને એક બીજાથી છૂટા કરીને બતાવ્યા હતા! અને આશ્ચર્યની તો એ વાત છે કે અદૃશ્ય રૂપે-ગગનમાંથી બોલતા રહીને શિષ્યને એ અંગો વિષે સમજુતી પણ આપતા રહ્યા હતા! પછી કોઇ અપૂર્વ શક્તિના પ્રભાવે બધા વિખરાઈ ગયેલાં છૂટાં પડેલાં શરીરનાં અંગ ઉપાંગ ફરી આપોઆપ એક બીજા સાથે જોડાઈ ગયાં હતાં અને શરીર આગળનાં જેવું બની રહ્યું હતું!

એક દિવસ કેટલાક જિજ્ઞાસુ ભક્તો આગળ પોતના હાથ ઉપરની ચામડી ઉતરડી કાઢી હતી અને પછી હાથ ઉપર જેમની તેમ ચોંટાડી દીધી હતી! અને સમજાવ્યું હતું કે પાશ્ચાત્ય શરીર વિજ્ઞાનીઓની (ફિઝીઓલોજિસ્ટ) લૌકિક વિદ્યાથી યોગીઓના સ્વરૂપને સમજાતું નથી! એક વાર એમણે એમનું શરીર તાજા જ જન્મેલા બાળકના (નવજાત શિશુ) શરીરમાં પલટાવી દીધું હતું! અને આ કેટલાય લોકોએ પોતાની સગી આંખે જોયું હતું! એક વાર મને પોતાને બાબાજી સમજાવવા લાગ્યા કે 'શ્રી વિષ્ણુ ભગવાનના નાભિકમળમાંથી બ્રહ્માજી ઉત્પન્ન થયાની વાત પુરાણોમાં આવે છે તે પુરાણોનું કોઇ રૂપક કે અલંકારકથા નથી પરન્તુ તે અક્ષરશઃ સત્ય છે! કુંડલિની શક્તિનો વિકાસ થવાથી યોગીના અંતરાકાશમાં પરમાદિત્ય સ્વરૂપ જ્યોતિર્મય તેજપુંજનો જ્યારે ઉદય થાય છે ત્યારે સૂર્યોદય સમયે ખીલતા કમળની માફક યોગીનું નભિકમળ આપોઆપ ફૂટે છે. જે ખરેખરા યોગી છે એને આ પ્રમાણે થાય છે જ! હા, પણ જેઓ નાભિધૌતિ આદિ કઠણ ક્રિયાઓમાં પૂરેપૂરા આગળ નથી વધ્યા તેમના કમળનો વિકાસ થતો નથી.'

એટલું કહીને તેઓ ફરી બોલ્યા કે 'સાધારણ બદ્ધજીવોના નાભિમાં ગાંઠ લાગેલી છે. આ ગાંઠ છૂટે નહિ ત્યાં સુધી ઊર્ધ્વગતિ-ઉચ્ચગતિ સંભવતી નથી.' આટલું કહીને બન્ને હાથે નાભિ [કુંડીના ભાગને] બેચાર વાર હલાવી કે નાભિમાં એક ખાડો પડી ગયો. પાસે બેઠેલા ભક્તો આ જોઇ ચકિત બની ગયા. ધીરે ધીરે એ ખાડામાંથી એક ઘણો સુંદર કમળદંડ નીકળ્યો, અને એના ઉપર લાવણ્યયુક્ત, નમનમનોરમ દિવ્યકમળ દેખાયું! આ પછીથી

નીકળેલા કમળની પવિત્ર સુગંધથી આખું ઘર અને આંગણું એટલું બધું મઘમઘી ઉઠયું કે બહારથી અંદર દર્શન કરવા આવનાર લોકોને નાકમાં બહારથી જ આ મઘમઘાટ આવી ભરાયો! કેટલીક ક્ષણો બાદ નાભિને હલાવીને તે કમળને નાળ સહિત સંકોચાવીને નાભિમાં અંદર અદશ્ય કરી દીધો!

પરમહંસદેવની શક્તિની તુલાના જ નહોતી. એ વાત તો પહેલી જ કહી દીધી છે. માણસની શક્તિ કયાં સુધી વિકસી શકે છે તે વાત તો પરમહંસની સાથે અન્તરભાવથી પરિચિત થયા પછી જ જાણી શકાય છે! એમની વસ્તુઓ ઉત્પન્ન કરી બતાવવાની શક્તિ વિષે તો કહેવાની જરૂર જ નથી. કારણ કે એ વાત તો ઘણા લોકો સારી રીતે જાણે જ છે. મારા પોતાના જ ઘરમાં કપરા રોગને પ્રસંગે એમને કોઈપણ જાતના ખબર ન દેવા છતાં ય, ઘણીવાર એમણે સ્થૂળ દેહે આવીને તેમ સૂક્ષ્મ શરીરે પ્રગટીને રોગીને ઉપદેશ દીધો છે અને ઔષધ આપીને અગર વગર ઔષધે રોગીને રોગમુક્ત કરેલ છે! પાંચસાત માઇલ છેટેથી ક્ષણવારમાં પ્રગટીને સ્થૂળ અને પંચભૂતાત્મક દવા આપવી વગેરે કાર્ય સાધારણ બુદ્ધિમાં ઉતરે તેમ નથી! કેમકે કોઈ વાર તો એવા ચમત્કાર પણ બન્યા છે કે એક ક્ષણ અસાવધ રહ્યા તો ભયંકર પરિણામ આવે તેવા પ્રસંગે એ એક ક્ષણ વીતતા વીતતામાં તો એમણે પ્રગટીને એમની મંગળમય રક્ષાશક્તિના પ્રયોગ બતાવ્યા છે. એવા બનાવોનાં વિસ્તૃત વર્ણન મારી પાસે છે પણ એને અહીં પ્રગટ કરવાની જરૂર નથી!

એક વાર મારી જપ કરવાની માળા તૂટી ગઈ. હું એને બરાબર શાસ્ત્રીય રીતે ગુંથી દેવા સારૂ રુદ્રાક્ષના છૂટા મણકા અને થોડું રેશમ લઈને ગયો અને મેં પ્રાર્થના કરી. એમણે એ રુદ્રાક્ષના મણકા અને રેશમને ગોમુખીમાં રાખીને એમની મુઠ્ઠીમાં દબાવી. અને પછી બે ત્રણ વાર એના પર હાથ ફેરવીને મને ગોમુખી આપી દીધી. આ બધાને ત્રણ ચાર સેકંડથી વધુ વાર લાગી નહિ હોય. હું ગોમુખીમાંથી માળા કાઢી જોઉં છું તો માળા ઘણી સુંદર રીતે ગુંથાઈ ગઈ હતી! એટલે સુધી કે તે માળાનો મેરુ પણ વિધિપૂર્વક લાગી ગયો હતો. મણકા મણકા વચ્ચેની ગંઠિ પણ શાસ્ત્રીય રીતે લાગેલી હતી! પૂછવાથી એમણે જણાવ્યું કે 'આ વાયુવિજ્ઞાનનું કાર્ય છે! જેને તમે થોડો સમય કહો છો તે વાસ્તવમાં થોડો નથી. સૂક્ષ્મ સ્તરમાં (થર) ઊતરી પડવાથી તેમાં દીર્ઘકાળનું પણ કાર્ય થઈ શકે છે!'

પરમહંસદેવમાં ઐશ્વર્ય અને માધુર્ય એ બે ભાવોનું અત્યંત અપૂર્વ સંમિશ્રણ હતું! યોગ અથવા વિજ્ઞાનની કોઈ પણ દિશામાં સીમા બાંધી શકાતી નથી. એ ઉપરાંત યોગજ્યોતિષ, દેવજ્યોતિષ, સ્વરોદય આદિ વિદ્યાઓ ઉપર પૂર્ણ અધિકાર હોવાથી તેઓ યોગ અને વિજ્ઞાનની શક્તિ વિના જ એક જાતની સર્વજ્ઞાનની શક્તિ ઉપર અધિકાર મેળવે છે પરન્તુ આટલી બધી શક્તિઓ હોવા છતાંય એમનામાં જે અપૂર્વ સંયમ અને માધુર્યગુણનો વિકાસ દેખાતો તે તો અતુલનીય જ હતો!

જ્ઞાનનો વિકાસ થયા છતાં પરા ભક્તિ અને પ્રેમની ગંભીરતામાં દુતિમય રસ તત્ત્વનો આવિર્ભાવ થાય છે. એમાંથી કરુણા, સ્નેહ, વાત્સલ્ય આદિ દિવ્ય ગુણોની સ્ફૂર્તિ થતાં આપોઆપ કાર્યો થયે જાય છે. કર્તવ્યનિષ્ઠા, સંયમશીલતા, ઉદ્યમ, અધ્યવસાય; ગુરુભક્તિ અને ભરોસો આદિ ગુણોના સમન્વયથી એમનું જીવન યોગમાર્ગમાં પ્રવેશ નહિ કરનારા સાધારણ માણસોને માટે પણ ઉત્તમ આદર્શ રૂપ બની રહે છે!

સંકલ્પ




* પીળા પ્રદેશની પિશાચલીલાની
એક સત્ય ઘટના *

# કબરની અશાંતિ

: પ્રયોજક :

પ્રો. 'શશિન્' ઓઝા એમ. એ.

દેશી રાજ્યોમાં, નાના કે મોટા રજવાડામાં, કેવી કેવી ખટપટો ચાલે છે, કેવી કેવી ગંદી રમતો રમાય છે, કેવાં કેવાં અસંસ્કાર, પશુતા અને દાનવતાનાં નાટકો ત્યાં ભજવાય છે, અને અનેક નિર્દોષ વ્યક્તિઓ તેનો કરુણ ભોગ બની જાય છે, તેનો ચિતાર-જ્યારે બહાર આવે છે ત્યારે આપણે પણ આ કુત્તાના ટેકાઓના ગર્વ, ઘમંડ, વિલાસ અને નિર્દય શયતાનિયત ઉપર-શીટકાર વરસાવતા કવિ વર્ડ્ઝવર્થની જેમ આર્ત હૈયે પોકાર કરી ઊઠીએ છીએ કે 'what man has made of man?' જ્યાં કોઈ પણ સુંદર સ્ત્રીનાં શિયળ સલામત નથી, અને માણસની જીંદગી લેવા માટે દાનવી પ્રપંચલીલા રમવી, એ, અને તેને પાર ઉતારવી એ તો અહીં તદ્દન સાધારણ વસ્તુ છે.

વાઈસરૉય સાહેબે પોતાના કાનમાં ઉનનાં પૂમડાં ઘાલી રાખ્યાં હોય, કારસ્તાનો વ્યવસ્થિત અને યોજનાપુરઃસરનાં જ હોય, પૈસાના ડૂચા મારીને જ જીભ શાંત કરી દેવામાં આવી હોય, ડોક્યુમેન્ટ્સ ખાલી ટપાલમાં જ આંટા મારતા ન હોય-ત્યાં સુધી જ આ બધું ચાલ્યું જાય છે! પણ છેવટ સત્ય પોતાનો પ્રકાશ પાથર્યા વિના રહેતું જ નથી. ૧,૫૦,૦૦૦ પાઉંડ પણ મી. 'અ'ને પડદા નીચે રાખી શક્યા નહિ. એક સ્ત્રીની ચીસે ભરતપુરના સિંહાસનને ડોલાવી મૂક્યું, ઈન્દોર નરેશને ગાદી-ત્યાગ કરવો પડ્યો, કારણ મુમતાઝ. પુણ્ય પાપનો હિસાબ કરાવવા જીવતી રહી હતી! "परित्राणाय साधूनाम् विनाशाय च दुष्कृताम्" સત્યાવતારને અવતરવું પડે છે! એ પછી પોતાનું કામ વ્યક્તિદ્વારા કરે કે સંજોગો ઉપસ્થિત કરીને કરે! ભગડાટો થાય છે, પવન ફૂંકાય છે, વીજળી થાય છે, કેટલાય પડદાઓ સ્વયં ઊંચા થઈ જાય છે. કેટલીયે વસ્તુઓ આપમેળે બહાર આવે છે. Good sees, but waits.

લાલસીંગનું ખૂન, આજથી ત્રીસ વર્ષ પહેલાં ...સ્ટેટમાં કેવા પ્રકારની પરિસ્થિતિ પ્રવર્તતી હતી તેનો ભયંકર ચિતાર આપી જાય છે.

૧૯૧૨માં એ વખતે ...ની ગાદી ઉપર મેજર જનરલ, મર્હુમ મહારાજા ......હતા. મહારાજાની ખ્યાતિ કાર્યદક્ષ અને પ્રતિભાવાન રાજવી તરીકે પ્રસરી હતી. શરીરે પણ એ સંપૂર્ણ તંદુરસ્ત અને પહાડી હતા. ગત મહા યુદ્ધમાં તેણે સરકારને ખૂબ મદદ કરેલી. જેને પરિણામે તેમને અસંખ્ય ઈલ્કાબો ને ખીતાબોથી નવાજવામાં આવેલા.

કોઈને એમ લાગશે કે આવી સુંદર કારકિર્દીવાળા રાજવીના સમયનું રાજતંત્ર પણ ખૂબ જ ઉદાત્ત પ્રકારનું અને સુંદર છાપ પાડે એવું હશે. પણ કમભાગ્યે એવું ન હતું.

રાજતંત્ર વિરુદ્ધની અસંખ્ય ફરિયાદો રોજ-બ-રોજ વાઈસરોયના કાને પહોંચ્યા જ કરતી. ઉલ્લામાં છેલ્લી વાત લાલસીંગની પત્ની દિલીપકુંવર સંબંધી હતી. ને તે પણ તેમને પહોંચી હતી.

લાલસિંગ અમુક રીતે રાજાનો સંબંધી હતો. ગુરુસિંહ નામનો તેનો પીતરાઈભાઈ રાજાનો ગૃહમંત્રી હતો, અને તેની દીકરી રાજાની અનેક રાણીઓમાંની એક હતી. તેથી લાલસિંગને બ્યુગ્લરમાંથી state forcesનો Commissioned officer બનાવવામાં આવ્યો હતો.

પોતાની પ્રથમ પત્નીના મૃત્યુ પછી લાલસિંગ જેને રુપરુપનો અંબાર કહેવાય એવી સૌંદર્યમયી કુમારી દિલીપકુંવરને પરણ્યો. મહારાજાએ તેને જોઈ, અને પ્રથમદૃષ્ટિએ જ તેની ઉપર મોહિત બન્યા. એટલું જ નહિ, પણ પતિની સંમતિથી કે પછી રાજા તરીકેની પોતાની સત્તાની રૂએ તેને પોતાના ખાનગી આવાસમાં પણ નિમંત્રી શક્યા.

મુખ્ય મહારાણીશ્રીને પ્રથમ આ બાબતમાં કશું વધાભર્યું ન લાગ્યું. તેને લાગ્યું કે મહારાજાને દિલીપકુંવરમાં રસ જાગ્રત થયો છે, પણ જેમ અનેક સુંદરીઓ અહીં આવતી અને ચાલી જતી, તેમ આ પણ મહેલમાંથી ચાલી જશે. પણ પછી જ જ્યારે તેને લાગવા માંડ્યું કે મહારાજાને તો તેનામાં અસામાન્ય રસ જાગ્રત થયો છે, અને આવજાવ નિત્ય નિરંતર લંબાતી જ ગઈ, ત્યારે મહારાણીએ પણ પોતાનો પ્રપંચના ચક્રો ગતિમાં મૂક્યાં; જેને પરિણામે થોડાક વખત દિલીપકુંવરને તેના પતિ પાસે જઈને રહેવું પડ્યું.

જો ગુરુસિંહ ત્યાં ન હોત તો બીજા અનેક પતિઓની જેમ લાલસિંગને પણ પૈસો કે પદવી આપી પોતાની તરફ ખેંચી લીધો હોત, અને તેની પત્ની સાથે છૂટા છેડા કરાવી, તેની પત્નીને મહેલમાં રાખી શકાત! પણ ગુરુસિંહની સલાહ અનુસાર લાલસિંગે એવું કશું પગલું ભરવાની ચોકખી ચટ ના સુણાવી દીધી. ને પોતે અને તેની પત્ની પોતાને વતન જઈને રહ્યાં.

પણ કહેવાય છે તેમ મહારાજા આ વિરહની અવસ્થા સહન કરી શક્યા નહિ. તેને અહર્નિશ દિલિપકુંવરનાં જ સ્વપ્નાં આવ્યાં કર્યાં. તેનાં શરીર અને સૌન્દર્યનો અનુરાગ મહારાજાના જીવનનું એક અવિયોજ્ય અંગ બની ચૂક્યું હતું. તેથી દિલીપકુંવરને ફરી મહેલમાં લાવવા મહારાણી અને લાલસિંગ બંનેને આજ્ઞંવભરી રીતે વિનવવામાં આવ્યા.

ને આમ દિલીપકુંવર ફરી રાજમહેલમાં રહેવા આવી. ને તેણે મહારાજા દ્વારા બે પુત્રીને જન્મ પણ આપ્યો.

વળી પાછું વચ્ચે એક નવું યંત્ર ફરવા માંડ્યું. મહારાણીને દિલીપકુંવરની અનહદ ઈર્ષા થઈ. અને તેમાં જ તેણે તેને મહેણું માર્યું કે, 'ગમે તેમ કર, તને મહારાણીપદ તો નથી જ મળવાનું.'

રોષથી રાતીપીળી થતી દિલીપકુંવર મહારાજા પાસે ગઈ. અને આ વાત કરી. મહારાજા પણ મહારાણી ઉપર ગુસ્સે થયા. પછી ગમે તે થયું પણ પણ ધીમે ધીમે દિલીપકુંવરને એ પદની પ્રાપ્તિ કરાવવા માટે ફરી ચક્રો ગતિમાન થઈ ચૂક્યાં હતાં!

આ બધી પીઠમાંથી લીલાના પૂરાવા રૂપ...ના સિનિયર પોલીસ સુપરીન્ટેન્ડન્ટ સરદાર નાનકસિંગની એક નોંધ નીચે ઉતારી છે. નાનકસિંગ અને બીજાઓ ઉપર કામ ચલાવવામાં આવ્યું ત્યારે તે નોંધ હાજર કરવામાં આવી હતી. તે આ પ્રમાણે છે:

'મહારાજાએ આ વાત દીવાન દયાકૃષ્ણને કહી. તેણે તો જાણે ઇશ્વરે જ આ તક મોકલી એમ માન્યું. કારણ તેની માન્યતા એવી હતી કે આથી રાજાને પણ આપણી શેહમાં રાખી શકશું. તેથી તેણે એક કાંકરો ખેરવ્યો. તેણે ગુરુસિંહને સમરાંગણમાં મોકલ્યો. ને તેની ગેરહાજરીમાં લાલસિંગને બોલાવ્યો, ને તેની પત્ની સાથે છૂટાછેડા કરવાની માગણી કરી. લાલસિંગે દિવાનને સામું પૂછ્યું કે 'આવતી કાલે મહારાજા તમારી વહુના પ્રેમમાં પડશે, તો તમે તમારી વહુ સાથે છૂટા છેડા કરવા તૈયાર છો?' દીવાન આનો કશો ઉત્તર આપી શકયા નહિ. છૂટાછેડા કરાવવાના જ્યારે બધા પ્રયત્નો નિષ્ફળ ગયા, ત્યારે મહારાજાને લાગ્યું કે, ત્યારે તો દિલીપકુંવરને પરણી લીધા વિના બીજો રસ્તો જ નથી!

'લગ્નવિધિ ઉજવવામાં આવી. ને આમ લાલસિંગની સંમતિ વિના કે તેનાથી છૂટાછેડા કરાવ્યા વિના દિલીપકુંવરને પોતાની મહારાણી બનાવવામાં આવી.'

સાવ ખુલ્લું છે કે આટલી વાતનું આમ કંઈ સહેલાઈથી પૂર્ણવિરામ આવે જ નહિ. ગમે તેવો પણ લાલસિંગ મનસ્વી માણસ હતો. રાજાની ધૂન પ્રમાણે પોતાની પ્રતિષ્ઠાને વેચવી એ તેને બીલકુલ યોગ્ય લાગ્યું નહિ. ને તેથી તેનું આ વર્તન નિઃશંક વિવેકપુરઃસરનું હતું.

લાલસિંગે ધમકી આપી કે બ્રીટીશ સરકારની મદદ મેળવી પોતે પોતાની પત્નીનો કબજો મેળવશે.

મહારાજાનું ચિત્ત આ વાતથી ખૂબ વિહ્વળ બની ગયું. તે વખતના પોલીસ સુપરિન્ટેન્ડન્ટ નાનકસિંગની નોંધ અનુસાર, મહારાજાએ તેને પોતાના વિશ્વાસમાં લીધો. તે તેની નોંધમાં લખે છે:—

'બે કલાકની વાતચીત પછી મહારાજાએ પોતાનો ખરો વિષય શરૂ કર્યો. ને કહ્યું કે જ્યાંસુધી લાલસિંગ જીવતો છે, ત્યાંસુધી પોતાના ચિત્તને શાંતિ મળશે નહિ. આ સાંભળતાં મારું પ્રત્યંગ કંપી ઉઠ્યું. જાણે હું પાષાણની પ્રતિમા હોઉં એવો જડ બની ગયો. એ પછી ત્રણ મિનિટ મને તેણે એ જ શબ્દો કીધા કર્યા ને પછી મારા મૌનનું કારણ પૂછ્યું.

'મેં ગાંભીર્યપૂર્વક બધી મુશ્કેલીઓ રજૂ કરી. છતાં તેણે મને એ મુશ્કેલીઓ દૂર કરી, પંથને નિષ્કંટક બનાવવાનું પુનરપિપુનઃ કહ્યાં જ કર્યું.

'પહેલાં મને સંકોચ થયો—પણ પછી બીતાં બીતાં મેં હા પાડી. ને બનતું કરવાની ખાત્રી આપી.

'આમ કહ્યું કે તરત એ પોતાની ચેક બૂક લઈ આવ્યા અને મને 'Alliance bank of Simla'ની Ambala cantonment branch ઉપરનો રૂ. ૭,૦૦૦નો ચેક ફાડીને આપ્યો. હું મસુરીથી પાછો ફર્યો ને બેંકમાંથી તેના નગદ રુપિયા લઈ આવ્યો.'

આમ લાલસિંગ-ખૂન-ચેક-આગળ વધ્યું.

એમ પણ કહેવાય છે કે મહારાજાએ નાનકસિંગને બે પીસ્તોલ આપી ને કહ્યું કે 'એક પોતે જેનું નામ આપે તેને આપવાની.' અને તે તેણે

મહારાજાએ જે નામ આપેલ, તે અજગરસિંહ નામના માણસને આપી. આ પહ્લીલામાં ધંડુરસિંહ નામનો પણ એક માણસ ભળ્યો.

આ બધી યોજના કર્યા પછી તે વખતના...

નરેશ War Conference માં હાજરી આપવા યુરોપ ચાલ્યા ગયા અને અહીં એ યોજના ધીમે ધીમે આગળ વધતી ચાલી.

૧૯૧૯ માર્ચ ૨૮ ની સંધ્યાએ લગભગ ૭ વાગે ધંડૂરસિંહે લાલસિંગને સ્વર બદલીને ટેલીફોન કર્યો કે 'મારું નામ નારાયણસિંહ. હું દિલ્હીનો મશહૂર કોન્ટ્રેક્ટર છું. હું આજ સાંજે જ ગાડીમાં દિલ્હીથી આવ્યો, ને તરત પાછો ફરવાનો છું. તો મને મારે ઉતારે લાહોરી-ગેટ ઉપર મળો?'

બિચારા લાલસિંગને કયાંથી કોઈ પણ જાતની પાશવતાની ગંધ પણ આવે? એ તો બાઈસીકલ ઉપર લાહોરી ગેટ ઉપર આવ્યો. ત્યાં હરનામસિંહ કરીને કોઈ બીજો માણસ મળ્યો. અને પોતે લાલસિંગની જ રાહ જોતો હતો એમ કહ્યું. ને તેને ધંડૂરસિંહ (જે દૂર ઉભો હતો) પાસે લઈ ગયો.

ધંડૂરસિંહે કહ્યું: 'મારે તમારી સાથે ઘણી ખાનગી વાત કરવી છે. આપણે તમે કહો તે શાંત એકાંત સ્થળે જઈએ.'

લાલસિંગે પાસેનું ઉપવનનું સૂચન કર્યું. તેને કયાંથી ખબર હોય કે પોતાની મૃત્યુશય્યાની જ પોતે પસંદગી બતાવી રહ્યો છે!

ત્યાં જતાં જ યોજના મુજબ હરનામસિંગે લાલસિંગ ઉપર પાછળથી હલ્લો કર્યો. કર્તારસિંહ ને દુલાસિંહ પોતાના છૂપા નિવાસ સ્થાનમાંથી નીકળી આવી હલ્લાખોરોની મદદમાં ભળ્યા ને તેને નીચે નાખી દેવામાં આવ્યો. ધંડૂરસિંહે તેના ઉપર ચાર ગોળી છોડી. બે છાતીમાં અને બે માથામાં ને તેના મડદાને બીજે ગામ લઈ જઈ બાળી નાખવામાં આવ્યું.

આમ એક નિરપરાધી આત્માનો કરુણ અંજામ આણવામાં આવ્યો.

કેબલદ્વારા મહારાજાને ખબર આપવામાં આવ્યા કે, લાલસિંગ મરી ગયો છે. મહારાજાએ, કહેવાય છે કે, આ પ્રસંગને રૂડી રીતે ઉજવ્યો. અને દિલીપકુંવરને મહારાણી બનાવવામાં આવી.

ગુરૂસિંહના નોકરને જ્યારે લાલસિંગના ગૂમ થવાના ખબર પડયા ત્યારે તેણે પણ તે વખતના પોલીસ સુપરિન્ટેન્ડન્ટ સરદાર નાનકસીંગ ઉપર તાર કર્યો.—

દીવાન દયાકૃષ્ણ પણ એકદમ આવી પહોંચ્યો, અને આ કેસમાં ઉત્કંઠાપૂર્વક રસ લેવા માંડયો. સરદાર નાનકસિંગની નોંધપોથીમાં તેની નોંધ છે : 'દીવાને મને બોલાવ્યો, અને રૂા. ૫૦,૦૦૦ નો ચેક મને ધર્યો ને શરત કરી કે મહારાજા વિરૂદ્ધ નું ફરિયાદ લખી, ફાઇલ મને આપ.' ને ઉમેર્યું કે 'એ રીતે મહારાજા આપણા હંમેશના દાસ થઇને રહેશે.'

માણસના અંતઃકરણમાં, ઘેંકાર અંધકાર વચ્ચે પણ સત્યની જ્યોત ઝગતી હોય છે. કોઇકોઇ વાર ગૂંગળાવેલ આત્માના પોકાર પણ કાને પડી જાય, એવા તીવ્ર બને છે. નાનકસીંગે અત્યારસુધી ગંદી રમતમાં ભાગ લીધો હતો. હવે વધારે ગંદી રમતમાં ભાગ લેવાની તેણે સાફ ના પાડી દીધી. ને આમ દિવાન ને પોલીસ સુપરિન્ટેન્ડન્ટના સંબંધમાં પણ ફાટ પડી. આ દરમ્યાન હિંદ સરકાર તરફથી પંજાબનું સી. આઇ. ડી. ખાતું આ બાબતની તપાસ ચલાવી જ રહ્યું હતું!

યોગ્ય સમયે મહારાજા યુરોપથી પાછા ફર્યા. ......ની પોલીસ હજુસુધી તો લાલસિંગના ખૂનીનો પત્તો મેળવી શકી ન હતી. નાનકસિંગ, ધંદુરસિંગ ને અજગરસિંગ હજી એવા જ રોફથી ફર્યા કરતા હતા. ને મહારાજા યુરોપથી આવ્યા, ત્યારે તેને મળવા સૌ મુંબઇ ગયા.

અહીં દયાકૃષ્ણે (દીવાન) મહારાજાને સમજાવી રાખ્યું કે 'તમારે નાનકસિંગ વગેરે સાથે હળવું મળવું નહિ. એમ કરવાથી બ્રિટિશ સરકારનો શક તમારા પર દ્રઢીભૂત બનશે.' મહારાજાએ આ વાતને સંમતિ આપી.

દરમ્યાન ઇન્સ્પેકટર જનરલ તારાચંદના નેતૃત્વ નીચે ગુન્હા-શોધનનું કામ આગળ ચાલતું જ હતું. વાત અજાણી કે ગૂઢ હતી, એવું તો હતું જ નહિ, પણ તે માટેના પૂરાવા ને ખતપત્રો, સાક્ષીઓ વગેરે તેઓ ભેગા કરી રહ્યા હતા.

• નાનકસિંગને પોતાની સ્થિતિ વિષમ લાગી તેથી તે પોતાના કુટુંબ સાથે બ્રીટીશ ઇન્ડિયામાં પોતાના સંબંધી ગુજરખાનને ત્યાં ચાલ્યો ગયો. તેને ભય લાગેલો જ કે પોતાનું પણ કદાચ આ જ રીતે ખૂન કરવામાં આવે! એટલે કુટુંબને ત્યાં મૂકી પોતે એકલો જ......આવ્યો. તે પહેલાં પોતાની પત્નીના હાથમાં એક રોમાંચક ને આશ્ચર્યકારક કબૂલાતનામું મૂકતો આવ્યો તેમાં લખેલું :—

'જો મારા જીવન દરમ્યાન જ કેસ ચાલે તો તો હું પોતે જ ખૂલ્લેખૂલ્લી રીતે બધી બાબતો જણાવી દઇશ. ને મારા બળબળતા આત્માને શાંત કરીશ. પણ કદાચ કોઇ કારણ સર હું તાત્કાલિક મરી જઉં, ને કેસ પછી ચાલે તો સંભવિત છે કે કેટલાંય બિચારા નિર્દોષ માણસોને આમાં સંડોવવામાં આવે!

'એટલે મેં આ બધી સત્ય વિગત રજૂ કરી છે. ને તેનું સીલ કરેલ કવર મારી પત્નીના હાથમાં મૂકતો જાઉં છું. તેમાં લખ્યું છે કે મારા જીવતાં તેણે તે ઉઘાડવાનું નથી, કે કોઇને આપવાનું નથી. હું મરી જઉં તો તેની પોતાની જીંદગી કરતાં પણ આ કાગળોને પવિત્ર ગણવાના છે; અને જો બે વરસ સુધી કેસ ચાલે જ નહિ તો આ કવરને ઉઘાડયા વિના જ બાળી નાખવાનું છે. જો ન્યાયપુરઃસર જ બધું થતું હોય તો તો ભલે કોર્ટ પોતાને રસ્તે કામ કરે, પણ જો કોઈ પણ રીતે નિરપરાધી માર્યા જતા લાગે કે તેમને માથે ખૂનનો ટોપલો ઓઢાડવામાં આવે તો મારી પત્નીને આ પત્રો રજૂ કરવાની હું સત્તા આપું છું ને આ રીતે નિર્દોષ માણસોને બચાવી લેવાનું સૂચન કરું છું.'

ને આમાં જ નાનકસિંગે લાલસિંગના દિલીપકુંવર સાથેના લગ્નથી શરૂ કરી, લાલસિંગના ખૂન સુધીની આખી કથા વિસ્તૃત રીતે આપી હતી. પત્રપરની તારીખ સંવત ૧૯૭૫, ૧૩મી હતી. તે પત્ર આ રીતે પૂરો થતો હતો:

'લાલસિંગનું ખૂન કરવાનું કારણ :—

મહારાજાએ બળજબરીપૂર્વક દિલીપકુંવરને પોતાની મહારાણી બનાવી.

'ખૂન કરનાર કોણ કોણ :—સરદાર ધંડૂરસિંહ અને હરનામસિંહ.

'ખૂનનું કાવતરું કઈ રીતે શરૂ થયું ?: મહારાજા અને મારી સાથેની વાતચીતથી આ ખૂન કાવતરાના શ્રીગણેશ મંડાયાં. મારી સાથેની વાતચીત દરમ્યાન મહારાજા વારંવાર પોતાના રાણીવાસમાં જતા ને દિલીપકુંવરની સલાહ લેતા. આમ મેં સાચી વિગત જણાવી છે.' અંતભાગમાં નાનકસિંગે લખેલું, 'કોઈ પણ જાતની પક્ષાપક્ષી વિના રાગ-દ્વેષરહિત બુદ્ધિથી આ લખ્યું છે. આમાં મારો પોતાનો પણ ભાગ છે, અને એ પણ મેં બાદ કર્યો નથી. અને એ મારા અપરાધ માટે હંમેશા ઈશ્વરની પ્રાર્થના કરું છું કે એ મને માફ કરે અકાલપુર્ખની કરુણા મારા પાપોની ક્ષમા આપે!'

*

જ્યારે લાલસિંગના ગુમ થઇ જવા સંબંધી તપાસ ઇમ્પિરિયલ પોલીસે પૂરી કરી, ત્યારે આરોપીઓ ઉપર કામ ચલાવવાનું અનિવાર્ય હતું. ધંડૂરસિંહ, નાનકસિંગ, ને તેના સાગરિતો ઉપર ખૂનનો આરોપ મૂકવામાં આવ્યો.

કોર્ટ દરમ્યાન જ નાનકસિંગે પોતાની પોલીસ ડાયરી હાજર કરી, અને સ્વયં મહારાજા પણ આમાં સંડોવાયેલા છે એ બતાવ્યું. છતાં કોર્ટ આ વિષે ઝાઝું ધ્યાન આપી શકી નહિ અને ધંડૂરસિંગ અને નાનકસિંગને ખૂની ઠરાવવામાં આવ્યા.

કોર્ટ પણ કદી આવી શાંત, ગણતરીબદ્ધ ને વ્યવસ્થિત ખૂન–યોજના જોઈ ન હતી. પણ પીનલકોડ અનુસાર મળવી જોઇએ એ કરતાં ઓછી શિક્ષા એ બંને (નાનકસિંગ ને ધંડૂસિંગને)ને મળી. અને તે આજીવન દેશનિકાલની. સમગ્ર વિગત ઉપરથી, બંનેએ પોતાના "Selfish Ends"–અંગત સ્વાર્થ સાધી લેવાની વૃત્તિથી આ ખૂન કર્યું હતું, એવા નિર્ણય ઉપર કોર્ટ આવેલ.

હાઇકોર્ટે સમગ્ર વિગતમાંથી જે તારતમ્ય શોધી કાઢ્યું તે અત્યંત રસિક નીવડે એવું છે :

લાલસિંગની પત્ની રાજમહેલમાં રહેતી. (૨) લાલસિંગના બન્ને ખૂનીઓ, લાલસિંગ પાસેથી છૂટાછેડાનું ખત લખાવી લેવા ઈચ્છતા હતા; (૩) ધંદુરસિંહને ...થી દેશનિકાલ કરવામાં આવેલ, પણ તેને મહારાજાએ ફરી હદ પ્રવેશની રજા આપેલી. (૪) પેતાના સગાની દોલતમાં પોતે ભાગ પડાવી શકશે એવી પરવાનગી મહારાજાએ તેને આપેલી; (૫) ધંદુરસિંહ અને બીજાએ લાલસિંગનું ખૂન કર્યું. (૬) આ ખૂન પોતાનો સ્વાર્થ સાધી લેવાની વૃત્તિથી કરવામાં આવેલ ને આરોપીના "ઉચ્ચ દરજ્જાના અધિકારીઓને" પણ આમાં સંડોવવાના પ્રયત્નને સખ્ત શબ્દોમાં વખોડી કાઢ્યો.

આ નિર્ણયથી થોડોક કાળ જરા સનસનાટી રહી પણ પછી બધું ભૂલાઈ ગયું.

આમ દસ વર્ષ ચાલ્યાં ગયાં. દયાકૃષ્ણ (દીવાન) રાજાના બહાના નીચે સ્ટેટ છોડીને ભાગી ગયો. લાલસિંગનો કિસ્સો તો ક્યાંય વિસ્મૃતિના ગર્તામાં દટાઇ ગયો હતો!

ધંદુરસિંહને રાજાની કૃપાથી મુક્તિ મળી. ને તે ફરી માતેલો બની ફરવા માંડ્યો પણ નાનકસિંગની સજા ચાલુ જ રહી. કારણ નિરાધાર વ્યક્તિના દેહ ઉપર ચાર ગોળી છોડવી, તેના કરતાં નોંધપોથી લખવી, એ વધારે અક્ષમ્ય ગુન્હો ગણાતો!

*

૧૯૨૯, મે માસમાં મહારાજાને હેરાન કરવા લાલસિંગનું ભૂત જાણે ફરીવાર કબરમાંથી ઊઠ્યું!

એ વખતે મુંબઈમાં Indian States' People Conference ચાલતી હતી ત્યારેજ, ...ના પ્રગલ્ભ નાગરિકોએ પેલી નાનકસિંગની નોંધપોથીની દસ નકલ વાઇસરોયને આપી, અને તેનો પ્રચાર કરવામાં આવ્યો. આથી વાંચનારાઓમાં ખૂબ રસ જાગ્રત થયો.

એ કોન્ફરન્સના પ્રમુખ સર સી. વી. ચિંતામણિએ તો કહી દીધું કે, 'આમાં જે લખવામાં આવ્યું છે. એમાંથી પાંચ ટકા પણ સત્ય હોય તો આવો રાજા પદભ્રષ્ટ થવાને જ લાયક છે.'

લાલસિંગના ખૂન ઉપરાંત રાજાનું ઉડાઉપણું, તેની અતંત્રતા વગેરે અનેક આક્ષેપો તેમાં હતા. ને તેમાં આ બધા આક્ષેપો સાબિત કરી બતાવવાની ચેલેન્જ પણ કરવામાં આવેલી!

આ જ કોન્ફરન્સમાં એક બીન-અધિકારી સમિતિ રચવામાં આવી. તેમાં પ્રથમ દૃષ્ટિએ જ મહારાજાને દોષિત ગણી, નીચેના મુદ્દાઓ ઘડી કાઢ્યા કે,

લાલસિંગનું ખૂન કરાવવામાં તેનો ભાગ હતો; આ ઉપરાંત તેણે એક બીજી સ્ત્રી અને તેની પુત્રીને ગૂમ કરાવી હતી; અમરસિંગની પત્ની ઉપર મોહિત બની, તેને પોતાની પાસે જ રોકી હતી, ને તેના પતિ પાસે કદી પાછી મોકલી જ ન હતી હરિયંદસીંગને તેણે કામ ચલાવ્યા વિના જેલમાં પૂર્યો હતો. તે તેની ૨૦ લાખની માલ-મિલકત જપ્ત કરી હતી વગેરે વગેરે કેટલાયે આક્ષેપોનો આ પત્રમાં સમાવેશ કરવામાં આવ્યો.

આ બધા આક્ષેપોના પુરાવા ને માહિતી પ્રસિદ્ધ કરવામાં આવ્યાં. ને તેને ૧૯૩૦, ૫મી ફેબ્રુઆરીએ 'ઇન્ડિયન સ્ટેટ્સ પીપલ્સ કોન્ફરન્સ'ની 'વર્કીંગ કમીટી'ને સુપરત કરવામાં આવ્યા.

કોઈપણ રીતે આ આક્ષેપોની ઉપેક્ષા થઈ શકે એમ ન હતું. વાઇસરોયે મહારાજાની ઇચ્છાનુસાર ઓનરેબલ મી. જે. એ. ઓ. ફીટ્ઝપેટ્રીકને આ તહોમતનામાની તપાસ સોંપી.

ઇન્ડિયન સ્ટેટ્સ પીપલ્સ કોન્ફરન્સની કાર્યવાહક સમિતિએ આ તપાસ ના-મંજૂર કરવાનો નિર્ણય કર્યો. કારણ કે એ તો મહારાજાનો પોતાનો નિર્દેશેલો માણસ હતો. ને ઘણી રીતે મહારાજાની સાથે રાજકારણમાં સંયુક્ત હતો.

છતાં ફીટ્ઝપેટ્રીકે પોતાની તપાસ ચાલુ રાખી. ને તપાસ અંતે અહેવાલમાં એ પ્રમાણે લખવામાં આવ્યું કે સમગ્ર તપાસને અંતે મહારાજા દોષમુક્ત છે. તેના પરનું તહોમતનામું એક ઇરાદાપૂર્વકની મેલી રમત માત્ર છે. તેમાં રાજાને બદનામ કરવા વિના બીજો કશો આશય જણાતો નથી વગેરે વગેરે.

ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયાએ ફીટ્ઝપેટ્રીકનો અહેવાલ કે મૂળભૂત પુરાવા, મુદ્દા વગેરે પ્રકટ

કરવાનું યોગ્ય લાગ્યું નહિ. મહારાજા પરના આક્ષેપો પાયા વિનાના છે એમ આ બંનેને કેમ લાગ્યું હશે એ કહેવું મુશ્કેલ છે. કાર્યવાહક સમિતિએ તો નાનકસિંગ અને ધંદૂરસિંગને આરોપી ઠરાવતાં હાઈકોર્ટના નિર્ણયો, વગેરે ઉપરથી પોતના મુદ્દાઓ ઘડ્યા હતા. છતાં આ બધી વાતને "Deliberate Conspiracy"ના પરિણામ રૂપે કઈ રીતે ઓળખાવવામાં આવી, તે કહેવું ઘણું મુશ્કેલ છે.

પણ થોડાં વર્ષો પછી 'સ્ટેટ્સ પીપલ્સ કોન્ફરન્સ' પાસે કેટલીક નક્કર હકીકતો આવી. નાનકસિંગે પોતે (તે વખતના માજી. પોલીસ સુપરીન્ટેન્ડન્ટ) કેટલીક ચોંકાવનારી વિગતો પૂરી પાડી. તેમાં લાલસિંગના ખૂન સંબંધી પોતાની પાસે જુઠું નિવેદન રજુ કરાવવા માટે કેવા પ્રયત્નો કરેલા તેનું બ્યાન આપ્યું. તેના કહેવા પ્રમાણે, એવી રીતે યોજના હતી કે તેને જેલમાંથી હોસ્પીટાલમાં ખસેડવો, ને ત્યાંથી તેને નસાડી મૂકવો, ને પોતે જેલમાંથી ભાગી ગયો છે, એવી વાત ઉડાવવી. વગેરે. રીટ્ઝપેટ્રીકની તપાસ પહેલાં આમ નક્કી કરેલું. પોતે ફરી રીટ્ઝપેટ્રીક ને મળે જ નહિ, અને કોઈ અગમ્ય સ્થળે અદૃશ્ય થઈ જાય તો, એ માટે મહારાજાએ તેને ૫૦,૦૦૦ રુપિયા આપ્યા હતા.

ભલે તહોમતનામું પાયા વિનાનું પૂરવાર થયું. છતાં એનો એક લાભ પણ થયો. તેને લીધે અનેકોના ખીસ્સાં તર થઈ ગયાં. કેટલાય આથી છૂટા થયા, તો કેટલાયને મિલ્કત પાછી મળી ગઈ.

વકીલો, પોલીસો, દલાલો—એ સૌને લાખોની કમાણી વગર મહેનતે થઈ ગઈ.

ને સૌથી વધુ, મહારાજા નિરપરાધી ઠર્યા.

પણ લાલસિંગના ખૂનમાં મહારાજાનો ગુપ્ત હાથ હતો કે નહિ એ પ્રશ્નનો રીટ્ઝપેટ્રીકે નિકાલ કર્યો ? કોક કહે છે 'હા.' કોક કહે છે 'ના.' તેનો નિર્ણય કરવો જરૂરી પણ નથી.

લાલસિંગનું ભૂત સુખેથી પાછું પોતાની કબરમાં શયન કરવા ઉપડી ગયું છે. કબરની અશાંતિએ પછી પોતાની સ્વસ્થતા ધારણ કરી લીધી.




માનવીને ગુંચવતા એક કોયડાનો ઉકેલ આપતો લેખ.... .... .... .... ....

# પુત્ર કે પુત્રી? 'બાબો' કે 'બેબી'?

લેખક : શ્રી. વિક્રમ

**સાત** સાત પુત્રીઓની જન્મદાત્રી માતાના હૃદયમાં હંમેશનો એક જાગૃત અસંતોષ હોય છે કે પોતાને ઘરે ઈશ્વરે સાત સાત દીકરી પછી એક ખોળાનો ખૂંદનાર ન આપ્યો! પણ પુત્રઘેલી માતાને કોણ કહેવા જાય કે ઈશ્વર કાંઈ પુત્રનું દાન કરી શકવાનો નથી. પુત્રજન્મ એ તો એક શરીરવિજ્ઞાનનો પ્રશ્ન છે! હજારો વર્ષોથી માનવજાત વિચારતી આવી છે કે માતાના ઉદરમાં ગર્ભમાં રહેલા બાળકની જાતિ (Sex) જાણી શકાય ખરી કે નહીં? અનેક વૈજ્ઞાનિકો જીવનવિજ્ઞાનશાસ્ત્રીઓ અને દાક્તરો એના પર મગજ દોડાવી ગયા હશે પણ જે કોઈના મગજમાં ન રહ્યું તેને આજે આટલાં વર્ષો પછી પ્રખ્યાત જીવનવિજ્ઞાનશાસ્ત્રી આમરમે (Amram) આપણી સમક્ષ વૈજ્ઞાનિક હકીકત સ્વરૂપે મૂક્યું છે. પોતાના 'સ્ત્રી અને પુરૂષ'–Women and men–નામના વિખ્યાત પુસ્તકમાં તેણે માનવજાત સામે પડેલા બાળકની જાતિ (Sex) વિષેના પ્રશ્નની સુંદર છણાવટ કરી છે અને પોતાની રીતે વૈજ્ઞાનિક ઢબે એ વસ્તુને રજૂ કરી છે. આથી આપણે એ અહીં ટૂંકમાં જોઈએ.

એ કહે છે કે : આજે તમે જે માનવદેહ ધારણ કરો છો એનું પહેલવહેલું આરોપણ જ્યારે માતાના ઉદરમાં થયું ત્યારે એનું સ્વરૂપ કેવું હતું, જાણો છો?—માત્ર એક સફેદ નાનકડા બિંદુ જેવું. અને કદ પણ એટલું જ. અલબત્ત બહિર્ દૃષ્ટિએ તો એ બિંદુ અથવા માનવ-અણુ (Human Egg) પરથી તમને ખ્યાલ ન જ આવે કે એમાંથી સ્ત્રી ઉદ્ભવશે કે પુરૂષ; પણ એ અણુના બંધારણ પર આંતરિક દૃષ્ટિ ફેરવો ત્યારે તમને એની અંદર રહેલા અનેક નાના જીવાણુઓ (Chromosomes)–જે માત્ર સૂક્ષ્મદર્શક યંત્ર વડે જ નિહાળી શકાય તેના દર્શન થશે. આ ક્રોમોઝમ્સમાં બે મુખ્ય ક્રોમોઝમ્સ હોય છે જેના પરથી બાળકની જાતિ વિશે કલ્પના કરી શકાય. જો આ બન્ને ક્રોમોઝમ્સ કદમાં મોટા હોય તો તેમાંથી સ્ત્રી-દેહનું સર્જન થાય છે પણ જો બેમાંથી એક મોટો, એક નાનો એમ તફાવત હોય તો તેમાંથી પુરૂષદેહ ઉદ્ભવે છે. આ નક્કર હકીકત જાણ્યા પછી એટલું તો સૌ કોઈ સમજી શકશે કે માતાના ઉદરમાં રહેલા બાળકની જાતિ (Sex) પર ચંદ્ર કે તારા અને અન્ય ગ્રહોની, સ્થળના હવાપાણીની, ખોરાક, દવાદારૂ, વગેરે અનેક બીજી બાબતોની અસર હોય છે, એમ માનવામાં માણસ બીલકુલ ભૂલ કરે છે.

---

ગર્ભવતી માતા છોકરીને જન્મ આપશે કે છોકરાને એ વસ્તુની બાળકના જન્મ પહેલાં જ ખબર પડી શકે છે એ બીના તમને કોઈ કહે તો તમે માનો ખરા?

પણ તમારે એ માનવી જ પડશે. કારણ કે આજે એને વૈજ્ઞાનિક હકીકત તરીકે તમારી સમક્ષ એક પ્રખ્યાત જીવન વિજ્ઞાનશાસ્ત્રી રજૂ કરે છે.

---

પણ આ ક્રોમોઝમ્સ શું છે—એ જાણવા માટે તમને સ્વાભાવિક રીતે જ જિજ્ઞાસા થાય એવું છે એટલે આપણે હવે એ વાત પર જ આવીએ.

જીવનશાસ્ત્રની દૃષ્ટિએ જોઈએ તો માણસને જે કાંઈ વારસ સ્વરૂપે મળે છે તે આ ક્રોમોઝમ્સ દ્વારા જ પ્રાપ્ત થાય છે. માતૃજનિત અણુમાં આવા ચોવીસ ક્રોમોઝમ્સ રહેલા હોય છે, જ્યારે પિતાના તરફથી મળેલા વીર્યાણું (Sperm) માં પણ આવા ચોવીસ ક્રોમોઝમ્સ રહેલા હોય છે. આ બન્ને અણુઓનું જ્યારે મિલન થાય ત્યારે જે બિંદુસ્વરૂપનું સંયોજિત અણુ ઉત્પન્ન થાય તેમાં આવા કુલ અડતાલીસ ક્રોમોઝમ્સ હોય છે. જેનીસ (Genes) નામના સૂક્ષ્માતિસૂક્ષ્મ કણોનું સંકલિત સ્વરૂપ તે જ ક્રોમોઝમ્સ. આ જેનીસ નામના કણો સાથે માનવીમાં રહેલી વંશાનુગત અનેક ખાસિયતો સંકળાએલી હોય છે. રાસાયણિક ક્રિયાઓ દ્વારા આ કણો શારીરિક વિકાસમાં પોતાનો ચોક્કસ ભાગ ભજવે છે. માનવશરીરને વામન સ્વરૂપમાં કે રાક્ષસી દેહમાં ફેરવવા જેટલી સુપ્તશક્તિ આ સૂક્ષ્મ કણોમાં હોય છે. અને એક જ કુટુંબના માણસોના સ્વભાવમાં તથા શારીરિક બંધારણમાં, તથા રંગ, રૂપ વગેરે અનેક બાબતોમાં જે સામ્ય દેખાય છે તેના કારણરૂપ પણ આ જેનીસ જ છે. આ સૂક્ષ્મ કણોની તમારા સ્વભાવ, વિચારો, સંયમશક્તિ, વાણી વર્તન વગેરે અનેક બાબતો પર અમાપ અસર રહેલી છે તેની કદાચ તમને કલ્પના કરવી પણ મુશ્કેલ પડશે ખરી!

ત્યારે ઉપર આપણે ક્રોમોઝમ્સ અને જેનીસ

એ શું છે વગેરે પ્રાથમિક ચર્ચા કરી હવે ફરી પાછા આપણે મૂળ ચર્ચા પર આવીએ.

આપણે ઉપર માતૃજનિત અણુ [–જેને અંગ્રેજીમાં Egg કહેવામાં આવે છે] વિશે વાત કરી. આ અણુ સામાન્ય રીતે દર મહિને સ્ત્રીના શરીરમાં ઉદ્ભવે છે. આ અણુઓમાં એક ચોક્કસ પ્રકારના મોટા જાતીય અણુઓ હોય છે જેને જીવન – વિજ્ઞાનશાસ્ત્રીઓ ' ક્ષ–ક્રોમોઝમ્સ ' તરીકે ઓળખે છે. પણ પુરુષના વીર્યાણુમાં આનાથી બિલકુલ જુદી જ પરિસ્થિતિ હોય છે. આ વીર્યાણુમાં જુદા જુદા બે પ્રકારના કણો હોય છે. જ્યારે વીર્યપતન થાય ત્યારે તેમાં ૧૦૦૦,૦૦૦૦૦૦ જેટલા આવા કણો હોય છે પણ દરેક પ્રકારના કણો તેમાં બરાબર અરધો અરધ હોય છે. પણ દરેક માત્ર આટલો છેઃ–

(૧) વીર્યાણુમાં રહેલા કણોનો એક પ્રકાર એવો છે જેમાં એક 'ક્ષ–ક્રોમોઝમ' હોય છે–જેવી રીતે માતૃજનિત અણુ–egg–માં એક ' ક્ષ–ક્રોમોઝમ' હોય છે તેવી રીતે.

या चापरा चन्द्रमसीति नाडी । कंदर्पगेहे भवति प्रधाना ॥
मा सुंदरी योषितमेव सूते । साध्या मनोल्प रतोत्सवेषु ॥

જ્યારે કંદર્પગૃહમાં ચંદ્રમસી નામની નાડી પ્રધાનભૂત થયેલી હોય અને તેમાં જો વીર્ય પડે તો તે સ્ત્રીના ગર્ભમાં કન્યા જ ઉત્પન્ન થાય છે. અને તે સંભોગના થોડા ઉત્સવમાં સિદ્ધ થઈ શકે છે.

गौरीति नाडी यदुपस्थगर्भे प्रधानभूता भवति स्वभावात् ।
पुत्रं प्रसूते बहुधाङ्गना सा यष्टापभोग्या सुरतोपविष्टा ॥

સ્ત્રીની ઉપસ્થ ઈન્દ્રીયના ગર્ભસ્થાનમાં ગૌર નામની નાડી જો પ્રધાનભૂત હોય અને તેના મુખમાં વીર્ય પડે તો તે સ્ત્રી પુત્રને ઉત્પન્ન કરે છે અને તેનો સુરત સમાગમનો વખત વધારે લાગે છે.

युग्मासु पुत्रा जायन्ते स्त्रियोऽयुग्मासु रात्रिषु स्त्रीय : ।

બેકી રાત્રિમાં એટલે ચોથી છઠ્ઠી, આઠમી, દસમી, બારમી, ચૌદમી અને સોળમી રાત્રીમાં ગર્ભાધાન થાય તો પુત્રરત્નની પ્રાપ્તિ થાય છે. પાંચમી, સાતમી, નવમી, અગિયારમી, તેરમી કે પંદરમી રાત્રિએ ગર્ભાધાન થાય તો કન્યાની પ્રાપ્તિ થાય છે.

સ્વરશાસ્ત્રમાં લખવામાં આવ્યું છે કે જે સમયે પુરુષની સૂર્યનાડી એટલે જમણી નાસિકાનું વહન થતું હોય એ સમયમાં સુરત સમાગમમાં જોડાઈ ગર્ભાધાન કરવામાં આવે તો એ સ્ત્રીને પુત્રનો ગર્ભ રહે છે. અને ચંદ્ર નાડી એટલે ડાબી નાસિકામાં સ્વર ચલતો હોય તે અવસ્થામાં ગર્ભ ધારણ કરવામાં આવે તો પુત્રી ઉત્પન્ન થાય છે અને શુષુમણા એટલે બેઉ નસકોરામાંથી વાયુ વહેતો હોય તો નપુંસક ગર્ભ ઉત્પન્ન થાય છે.

(૨) વીર્યાણુમાં રહેલા કણોનો બીજો પ્રકાર એવો છે જેમાં એક 'ક–ક્રોમોઝમ' હોય છે, જે ક્ષ–ક્રોમોઝમ કરતાં પ્રમાણમાં નાનો છે.

હવે જ્યારે Egg તથા પુરુષના વીર્યાણુનું મિલન થાય ત્યારે સૌથી પહેલાં Eggમાં રહેલા 'ક્ષ–ક્રોમોઝમ' સાથે પુરુષના વીર્યાણુમાંથી કયો કણ 'ક્ષ' કે 'ક' જોડાય છે તેના પરથી જન્મનાર બાળકની જાતિ (sex) આ મુજબ નક્કી થાય છે. જો માતૃજનિત અણુમાં રહેલું ' ક્ષ–ક્રોમોઝમ ' પુરુષના વીર્યાણુમાં રહેલા ' ક્ષ–ક્રોમોઝમ ' સાથે સંયોજિત થાય તો બન્ને 'ક્ષ–ક્રોમોઝમ'ના સંયોજનને લીધે બાળકની જાત (sex) સ્ત્રી જાતિ (female sex)માં પરિણમે છે અને એ સંયોજિત અણુ પરિપકવ થતાં યોગ્ય સમયે બાલિકા જન્મે છે.

જો માતૃજનિત અણુમાં રહેલું 'ક્ષ–ક્રોમોઝમ'નું પુરુષના વીર્યાણુમાં રહેલા 'ક ક્રોમોઝમ' સાથે સંયોજન થાય તો બન્ને અસમાન ક તથા ક્ષ–ક્રોમોઝમના સંયોજનને લીધે બાળકની જાતિ પુરુષજાતિ (Male Sex)માં પરિણમે છે અને એ સંયોજિત અણુ પરિપકવ થતાં યોગ્ય સમયે બાળક (બાબો) જન્મે છે.

આ સિવાય જે ત્રેવીસ ક્રોમોઝમ્સ વીર્યાણુમાં બાકી રહ્યા હોય તે સ્ત્રીના અણુમાં રહેલા બાકીના ત્રેવીસ ક્રોમોઝમ્સ સાથે સંયોજિત થાય છે. અને જેનીસની કાર્યશક્તિ દ્વારા શરીરના વિકાસનો અનેક બીજી ચિંનો તેઓ સંભાળી લે છે.

ત્યારે ઉપર ચર્ચેલી બધી બીનાઓ જો સમગ્ર-દૃષ્ટિએ નિહાળીએ તો એક વસ્તુ સ્પષ્ટ રીતે તરી આવશે કે સ્ત્રી અને પુરૂષ વચ્ચે આપણે જે જાતીય ભેદ પાડવા માગત હોઇએ તે તે માત્ર આટલો જ છે-કે સ્ત્રીમાં જાતીય ક્રોમોઝમ્સ બન્ને એક સરખા (એટલે કે બન્ને ક્ષ ક્રોમોઝમ્સ) હોય છે જ્યારે પુરૂષમાં બન્ને સરખા ન હોતા એક મોટો ક્ષ ક્રોમોઝમ અને બીજો ક નાનો ક્રોમોઝમ એમ બે અસમાન ક્રોમોઝમ્સ હોય છે. આ સિવાય બન્ને-સ્ત્રી અને પુરૂષમાં બાકી-ના સુડતાલીસ ક્રોમોઝમ્સ તો એક સરખા જ હોય છે.

હવે એક વસ્તુ નોંધવી ન ભૂલવી જોઇએ કે માતાના ઉદરમાં સંયોજિત અણુ (એટલે કે Sperm નું સંયોજિત અણુ) ને વિકસવાને જેટલા સંજોગો પ્રતિકૂળ તેટલા અંશે બાળક (Boy)ના જન્મનો સંભવ ઓછો. એટલે બાળક (Boy)ના જન્મ માટે તો માતાના ઉદરમાં સંયોજિત અણુ માટે જેમ બને તેમ અનુકૂળ સંજોગો ઊભા થાય તે જ સારું—જેથી બાળક (Boy) ના જન્મની શક્યતા વધે.

રન્નાદે પાસે ખોળાનો ખુંદનાર માગતી માતાઓને કદાચ આ આખી હકીકત કોઇ નાસ્તિકના ભેજાંમાંથી ઊડેલો તુક્કો લાગશે! ઈશ્વરની અકળ ગતિમાં શ્રદ્ધા રાખતા ભાવિકોને પ્રભુની આ લીલાને માનવબુદ્ધિ વડે માપવાનો મિથ્યા પ્રયત્ન લાગશે. એ ગમે તે હો! આ એક વૈજ્ઞાનિક હકીકત છે અને રહેશે!

આંતરકરુણા સમાવતું પ્રફુલ્લ પ્રહસનઃ—
ચિત્રાત્મક, ચિત્તાકર્ષક અને
ચિંતનપ્રેરક

# કિતાબ અને કસોટી

**પાંજરાપોળ :** લેખક : શ્રી. ચન્દ્રવદન મહેતા. પ્રકાશક : એન. એમ. ત્રિપાઠી લિ., ૬૪, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨ કિંમત રૂા. ૨. પૃષ્ઠ ૧૦૮ પાકું પૂંઠું. ઉપરણું : શ્રી. રવિશંકર પંડિત.

**આ**પણા વાર્તાસાહિત્યના પ્રમાણમાં અલ્પસખ્યક કહી શકાય તેવા નાટ્યસાહિત્યમાં શ્રી. ચંદ્રવદનની 'પાંજરાપોળ' એક સારો ઉમેરો કરે છે. આ પહેલાંની એમની કૃતિ 'શિખરિણી' કરતાં અહીં શ્રી. ચંદ્રવદન વધારે કલાત્મક કૃતિ આપી શક્યા છે. 'પાંજરાપોળ' એક પ્રહસન છે, અને પ્રહસન લેખે એની રસિકતા ઓર છે, તે છતાં હાસ્યની પછવાડે એક ગંભીર ધ્વનિ, જેમાં કરુણા યે વરતાય છે તેવો, વહેતો મૂક્યો છે.

નાટકનું વસ્તુ કંઈક આવું છે. શ્રીમંત માબાપ તેમની ધનદોલતનું વિલ એમની બે છોકરીઓ માટે કરતાં ગયાં છે. એમાંની છાયા વિધવા છે, તેની અર્ધી મિલ્કત; અને જે કુમારી છે તે જ્યોતિને અર્ધી મિલ્કત એ શરતે આપવાની કે તે સોલિસિટરોની પસંદગીનો વર પરણે. જ્યોતિ ચાહે છે પ્રેમળ નામના એક નિર્ધન સમાજવાદી યુવકને, પણ પરણે છે મિલ્કત ખાતર નવરંગકુમાર નામના ટ્રસ્ટીએ પસંદ કરેલા વરને. નવરંગ માત્ર સામાજિક દૃષ્ટિએ એનો પતિ છે. પરણ્યા પછી પણ પ્રેમળનો સંબંધ ચાલુ રહે છે. છાયા યુરોપની સફરે જઈ બધું શીખી લાવે છે અને બનેવી નવરંગકુમારને માયામાં લપેટી પોતે લપટાય છે. પણ કાયદાની દૃષ્ટિએ પ્રેમળ–જ્યોતિ કે છાયા–નવરંગથી પરણી શકાય તેવું નથી આથી જ્યોતિ એના ઘરને પાંજરાપોળનું નામ આપે છે; જેમાં આ બે યુગલ પ્રેમ પ્રમાણે વર્તે છે, અને બાહ્ય બંધનો સ્વીકારતાં નથી; આ પાંજરાપોળમાં લગ્નમાં જેને એટાં ચોકઠાં બેઠેલાં છે તે બધાં ખોડાં ઢોરોને આશરો આપવામાં આવવાનું કહેવામાં આવે છે બધાને તો ઠીક પણ એ છોકરીઓનાં માશી ને કાકા, તેમજ ફોઈ ને મામાને અહીં યુગલ રચીને રહેવાની છૂટ અપાય છે. આ પાંજરાપોળમાં સમાજના નિયમો લાગુ પડતા નથી; સહુ પ્રેમના નૈસર્ગિક આદેશ મુજબ વર્તે છે.

આ નાટકનું મુખ્ય પાત્ર જ્યોતિ છે. અન્ય પાત્રો–પ્રેમળ, છાયા, નવરંગ, કેસર કવિ, ફોઈ, કાકા માશી ને મામા ઇત્યાદિ–સારું આલેખન પામ્યાં છે પણ નાટકની મુખ્ય ભાવના કે વિચારણા જ્યોતિ આસપાસ કેન્દ્રિત થાય છે. નાટકમાંના સુંદરમાં સુંદર કટાક્ષો પણ જ્યોતિના જ છે. લેખકે આને બનાવ્યું છે પ્રહસન, પણ લેખકનો વિચાર તો કંઈક ગંભીર સ્વરૂપનો છે. લેખકે હજી લગ્નસંસ્થા વિષયમાં કોઈ ગંભીર કે અંતિમ સ્વરૂપના નિર્ણયો બાંધ્યા જણાતા નથી. પણ ધીમેધીમે લેખક એમની કૃતિઓનાં એક પછી એક સોપાનો દ્વારા કોઈક ચોક્કસ વિચારણા તરફ જઈ રહ્યા છે. 'શિખરિણી'માં એમની વિચારણા ધુમ્રાચ્છાદિત બની ગઈ. અહીં એટલું તો સ્પષ્ટ કરી શક્યા છે કે આપણી લગ્નસંસ્થામાં અનેક પ્રયોગોને અવકાશ છે. લેખકે જે આલેખી છે તે 'પાંજરાપોળો' હવે ઠેર ઠેર દેખાવા લાગી છે. જ્યોતિ જેટલી હિંમતથી એ પાંજરાપોળો ચલાવાતી નથી




[ ગુજરાતના પચરંગી બજારોનો વાચકોને ખ્યાલ આવે તેમજ 'જીવન-પ્રકાશ' વિજ્ઞાપક મંડળનું દૃષ્ટિબિંદુ સ્પષ્ટ થાય તે હેતુથી અમારા **વિજ્ઞાપન-વિભાગના** સંચાલક તરફથી અહીં જે વિગતો રજૂ થાય છે તે જુદી જુદી વસ્તુઓના ગ્રાહકો, એજન્ટો, કેન્વાસરો અને નાના—મોટા વેપારીઓને ઉપયોગી થશે. ]

મુંબઈમાં ખેતવાડી ઉપર આવતાં જ રૂપેરી પ્રખ્યાત ૧૪૬ નંબરનો સફેદો યાદ આવે છે. પેઈન્ટ-વારનીશના વેપારીઓનો અનુભવ છે કે ગ્રાહકો હંમેશાં ૧૪૬ નંબરના સફેદની પહેલી માગણી કરે છે અને તેને જ પ્રથમ પસંદગી આપે છે. આ વિખ્યાત સફેદા માટે તમારા શહેરના કોઈ પણ પેઈન્ટ-વારનીશના વેપારીને પૂછી શકો. ન મળે તો આ સરનામું નોંધબૂકમાં ટપકાવી લ્યો: **સિમ્પ્લેક્સ ઓઈલ એન્ડ પેઈન્ટ કું. ૧૦ મી, ખેતવાડી, મુંબઈ-૪** તમને એ સમય પર ઘણું ઉપયોગી થશે.

❀

કાઠિયાવાડમાં આવેલું ગામ સાવરકુંડલા લોઢાના દેશી કાંટાની બનાવટ માટે પ્રખ્યાત છે. કચ્છ-કાઠિયાવાડ-ગુજરાતમાં જ નહિ પરંતુ હિંદના

દૂરે દૂરના પ્રાંતો સુધી અહીંના કાંટા જાય છે અને વપરાય છે. એના બનાવનાર તરીકે લુહાર કેશવ નારણનું નામ અનેક વર્ષોથી સુપ્રસિદ્ધ છે. એમના વંશજો અત્યારે પણ પોતાના બાપદાદાનો ધંધો ખીલવી રહ્યા છે અને આંટ-જાળવી શક્યા છે. કેશવ નારણને નામે ઓળખાતા મશહૂર ચાવી છાપના કાંટાના બીનહરિફ બનાવનાર લુહાર જીવન નાગજીનું નામ પણ અત્યારે એટલું જ જાણીતું બન્યું છે. પોતાના પૂર્વજોના જામેલા ધંધાની પ્રતિષ્ઠા તેઓ જાળવી રહ્યા છે. લુહાર જીવન નાગજીને માટે એમ કહેવાય છે કે એમના કાંટા ઘણા મજબૂત, અને ટકાઉ હોય છે અને તોળવામાં જરાય ફેર પડતો નથી. વાપરનારા એનાં વખાણ કરે છે. સાવરકુંડલાના સોટના દેશી કાંટા મગાવવા ઇચ્છનારે એના મેન્યુફેક્ચરર તરીકે પ્રસિદ્ધિ પામેલા લુહાર જીવન નાગજીને સાવરકુંડલા (કાઠિયાવાડ) એ સરનામે અવશ્ય લખી જોવા જેવું છે. એમના તરફથી વધુ માહિતી મળી શકશે.

# સીપ્લા

## હિન્દની આગળ પડતી કેમીકલ અને ફાર્માસ્યુટીકલ લેબોરેટરીઝ

'સીપ્લા'ના નામથી વિખ્યાત થએલી ધી કેમીકલ ઇન્ડસ્ટ્રીઅલ એન્ડ ફાર્માસ્યુટીકલ લેબોરેટરીઝ લીમીટેડ ૧૯૩૫ના ઓગસ્ટ મહિનામાં પબ્લીક લીમીટેડ કંપની તરીકે અસ્તિત્વમાં આવી હતી. ૧૯૩૭માં કંપનીના કામની શરૂઆત થઇ હતી એ જ વખતે જનતા અને ડાક્તરોને ઉપયોગી થાય એવી અનેક બનાવટો સીપ્લાએ બજારમાં રજૂ કરી હતી.

ડૉ. કે. એ. હમીદ, બી. એસ સી; એમ એ; પી. એચ. ડી; (બર્લીન), એફ. આર આઇ. સી; એફ એસ. સી. આઇ; એમ. એલ. સી;ની નિષ્ણાત દોરવણી નીચે આટલા ટૂંક સમયમાં 'સીપ્લા' ઔષધ અને રસાયણના ક્ષેત્રમાં એકધારી અને ઝડપી પ્રગતિ કરતી રહી છે. ડૉ. હમીદ સીપ્લાના મેનેજીંગ ડાયરેક્ટર અને ચીફ કેમીસ્ટ તરીકેના હોદ્દાઓ પણ સંભાળે છે.



ડૉ. કે. એ. હમીદ
બી. એસસી; એમ.એ; પી.એચડી.
મેનેજીંગ ડિરેક્ટર

રસાયણ ને ઔષધની ઉચ્ચ કોટિની વિવિધ બનાવટો માટે સીપ્લાનું નામ આજે ઘરગથ્થુ બની ગયું છે. પાયરીડીન-બી-કારબોક્ઝીલીક એસીડ-ડીથાઇલેમાઇડ જેવી એક નવા જ પ્રકારની બનાવટોનું ઉત્પાદન હિંદમાં પહેલી જ વાર સીપ્લાએ હાથ ધર્યું હતું. સીપ્લાની બનાવટ તરીકે આ દવા આજે 'કાર્ડીઆમીડ'ના નામથી વેચાય છે. બ્રિટિશ ફાર્માકોપીઆમાં પણ તેને 'નીકેથેમાઇડ' તરીકે સ્થાન મળ્યું છે. 'નીઓકેલીન'ના નામથી ડાક્તરોમાં અને પ્રજામાં જાણીતું થએલું ડીહાઇડ્રોક્લોરીક એસીડ બનાવવામાં પણ સીપ્લાને સફળતા મળી છે. આ ઉપરાંત નીકોટીનીક એસીડ, કેલ્શ્યમ લેક્ટેટ, કેલ્શ્યમ લેક્ટોબાયોનેટ, ઇફેડ્રીન હાઇડ્રોક્લોરાઇડ, એક્રીફ્લાવીન, કાફેઇન, સલ્ફાનિમાઇડ સોલ્યુબલ અને રૂથમ જેવી રસાયણ વિજ્ઞાનની અનેક બનાવટોનું ઉત્પાદન કરવાનો યશ સીપ્લા આજે લઈ શકે છે. આલ્કેલોઇડઝ અને બીજાં આવશ્યક રસાયણોનું હિંદની જ ઔષધિઓમાંથી ઉત્પાદન સીપ્લા આજે કરી રહી છે, અને આ ક્ષેત્રમાં તે ખૂબ જ આગળ વધી છે.

હિંદમાં અને મોટે ભાગે તો પૂર્વના તમામ દેશોમાં ઇમેટીન હાઇડ્રોક્લોરાઇડ બનાવતી સીપ્લા એક જ સંસ્થા છે.

સામાન્યતઃ આપણા દેશમાં પરદેશી દવાઓની આયાત થતી, ખાસ કરીને



જ્યાં એમ્પ્યુલસને ભરીને સીલ કરવામાં આવે છે



જ્યાં ટેબ્લેટસ (ગોળીઓ) બનાવવામાં અને પોલીશ કરવામાં આવે છે

જર્મનીમાંથી યુદ્ધ દરમ્યાન આ દવાઓની આયાત બંધ થઈ ગઈ હતી. આવા કપરા સમયમાં જનતાને અને દાક્તરોને પોતાની અનેકવિધ અને ઉચ્ચ પ્રકારની દવાઓથી સીપ્લાએ મદદ કરી હતી. હિંદ ઉપરાંત અફઘાનિસ્તાન, ઇજીપ્ત, ઇરાન ઇરાક વિગેરે આપણા પડોશી દેશોમાં પણ સીપ્લાની દવાઓનો મોટા પ્રમાણમાં ઉપયોગ થાય છે. યુદ્ધ દરમ્યાન હિંદ સરકારના સપ્લાય ડીપાર્ટમેંટને સીપ્લાએ અનેક પ્રકારની દવાઓ પૂરી પાડી હતી; આમાંની કેટલીક જરૂરી દવાઓ બનાવવાનું કામ હિંદમાં સીપ્લાએ પહેલી જ વારંવાર થયું હતું.

સંશોધનકાર્ય માટેની ઊંડી હમીદની ધગશ અને ચીવટ એ સીપ્લાની વિશિષ્ટતા છે. રસાયણ અને ઔષધ ઉદ્યોગના જુદા જુદા પ્રશ્નોનો સીપ્લાના નિષ્ણાત રસાયણશાસ્ત્રીઓ સતત અભ્યાસ કરતા રહે છે. અને હજી વધુ ને વધુ 'જનતા' મય બનવાના ભગીરથ કાર્ય પાછળ આગેકૂચ કરતા રહે છે.

## આપણા મંડળના સમાચાર

### હાથ લંબાવજો

ગુજરાતના દૂરના ખૂણામાં આવેલ ગામડાની સાર્વ-જનિક લાયબ્રેરીને દૈનિક, અઠવાડિક, માસિક વગેરે સારાં પત્રોની જરૂર છે. ફરનીચરની પણ જરૂર છે. જે કોઈ સંસ્કારપ્રેમી ભાઈ અગર બહેન તરફથી જે કાંઈ મળશે તે તેમના નામે મૂકાશે. સંસ્થાને સારી એવી રકમનું દાન આપનારનું નામ સંસ્થા સાથે જોડી શકાશે. આપણાં ગામડાંઓનો ઉદ્ધાર ચાહનાર, સખાવતી ઉદાર ગૃહસ્થોને પ્રસંગોપાત આવી ગરીબ જ્ઞાન-પરબો તરફ ઉદાર હાથ લંબાવવા વિનંતિ છે-સરનામું: સાર્વજનિક લાયબ્રેરી, અજબાવત કોટ, પો-આતરસુંબા, વાયા દહેગામ.

### સંવત્સરી પ્રસંગે લઘુરુદ્ર

ગોગશી નાતિના આગેવાન સ્વ. ભવાનીશંકર વેણીશંકર વ્યાસની પ્રથમ વાર્ષિક સંવત્સરી પ્રસંગે એમના જ્યેષ્ઠ પુત્ર શ્રી. પ્રાણશંકર ભવાનીશંકર વ્યાસને હસ્તે કાશીમાં તા. ૩-૧૨ ૪૯ના રોજ લઘુરુદ્ર થયો બ્રહ્મભોજન થયું. સારા વિદ્વાનોની હાજરી હતી. સ્વ. વ્યાસ સાત્વિક વૃત્તિના, ખૂબ સેવાભાવી ને ગુજરાત-કાઠિયાવાડના યાત્રાળુઓને માટે આશ્રયરૂપ હતા.







### દુઃખદ અવસાન

આપણા બંધુમંડળના સભ્ય ભાઈ સુરેન્દ્ર પરીખના પિતા અને ધોરાજીની હિંદુ-મુસ્લીમ જનતાના સાચા સેવક અને આગેવાન શેઠ રેવાશંકરભાઈ વનેચંદ પારેખનું શોકજનક અવસાન થયું છે. પ્રજા-હિતના તેમણે અનેક સેવાકાર્યો કરેલાં. હિંદુ-મુસ્લીમ એકતાના તેઓ હિમાયતી હતા. એમના માનમાં ગામમાં હડતાળ પડેલી અને શોકસભા યોજાયેલી સ્વર્ગસ્થના આત્માને પરમાત્મા શાંતિ આપે.

## નોકરી જોઈએ છે

સરકારી શાળાઓમાં પચીસ વર્ષ કામ કરી સારો અનુભવ પ્રાપ્ત કરનાર સિનિયર ટ્રેઈન્ડ શિક્ષકને કોઈ સારી શાળામાં મુખ્ય શિક્ષકની નોકરી જોઈએ છે: પાકિસ્તાનને કારણે ઊભી થયેલ પરિસ્થિતિમાં એમને ચાલુ નોકરી છોડવી પડી છે. પત્રવ્યવહાર માટે—શ્રી. ઉમીયાશંકર હેમરાજ દવે, મુ. ભાસર. વાયા—પાટણ (ઉ. ગુ.)

## શ્રી હિન્દુ-પુસ્તકાલય. જેતપુરની અપીલ

દસ વર્ષની લાયબ્રેરીની કારકીર્દિમાં લાયબ્રેરીએ ઘણા ચડતી-પડતી જોઈ નાખ્યા છે. ૧૯૪૩માં અમુક ઉત્સાહી વિદ્યાર્થી અને યુવક કાર્યકરોના પ્રયાસથી તૂટવા આવેલી આ લાયબ્રેરીએ પુનર્જીવન પ્રાપ્ત કર્યું. જેતપુરની પ્રજાના સહકાર વિના પણ ઉત્સાહી કાર્યકરોના હાથમાં લાયબ્રેરીનું સરળ સંચાલન થતું.

ચાર વર્ષના ગાળા બાદ વિદ્યાર્થીઓ અને યુવકોના સુપ્રયાસે ૧૦૦૦ નવાં પ્રકાશિત પુસ્તકોનો વધારો થયો છે.

માસિકો અને દૈનિકોમાં પણ દિન પ્રતિદિન વધારો થતો જાય છે. ગઈ ૨૨મી જુને 'શ્રી હિન્દુ-પુસ્તકાલય'ના લાભાર્થે 'શ્રી હિન્દુ-યુવક મંડળ' તરફથી એક નાટક 'પદ્મિની' ભજવવામાં આવ્યું. જેતપુરનું વિદ્યાર્થીસંઘ અને યુવક મંડળ બહેર જીવને ઉપરાંત પુસ્તકાલયને પણ ખૂબ જ મદદગાર થયા છે: જેતપુરની જનતા વિદ્યાર્થીઓ અને યુવકોના કાર્યને પીછાનીને, આપે છે તે કરતાંયે વધારે મદદ અને સક્રિય સહકાર આપશે એવી અમે આશા રાખીએ.

સહકાર આપનાર પ્રત્યેક વ્યક્તિનો અને ઉપરોક્ત સંસ્થાના ઉત્સાહી ભાઈઓનો હૃદયપૂર્વક આભાર માનીએ છીએ.

વ્યવસ્થાપક, શ્રી હિન્દુ-પુસ્તકાલય. જેતપુર [ કાઠિ. ]

---







## શિશુવિહાર અને આનંદ મંગળ મંડળ

**ભા**વનગરની ખાડીને એક કાંઠે આવેલ રાજ્યની વર્કશોપના કામદાર ભાઈઓનું છેલ્લાં બાવીશ વરસથી એક નાનકડું સેવાભાવી મંડળ ચાલે છે. તેનું નામ છે 'આનંદ મંગળ મંડળ.' નામ ઉપરથી જ તેનો ઉદ્દેશ સ્પષ્ટ થાય છે કે, ગુજરા માટે મજૂરી કર્યા પછી જીવનનો આનંદ મેળવવાનું મંડળ. પણ તે આનંદ એવો છે કે જેમાંથી પોતાનું અને બીજાઓનું પણ મંગળ થાય.

આ મંડળના સભ્યોએ પોતાના કારખાનાના શ્રમ ઉપરાંત લોકસેવાનું કામ પણ ધીમે પગલે છતાં પાયાસર રીતે ઠીક વિકસાવ્યું છે. આટલાં વર્ષોની મહેનતના ફળ રૂપે કૃષ્ણનગરમાં સંપૂર્ણ સાધનોવાળું શાસ્ત્રીય પદ્ધતિએ આઠ વરસથી શિશુવિહાર નામનું ક્રીડાંગણ ચાલે છે. ક.પર નામના મજૂર લત્તામાં મજૂર જ્ઞાતિની સામાજિક સુધારણા વાળા મંડળ સાથે બજરંગ-વ્યાયામશાળા નામનું ક્રિડાંગણ તથા નૂતન શિક્ષણ દૃષ્ટિએ એક મજૂર બાળમંદિર ચાલે છે. વડવાના મજૂર લત્તામાં, દક્ષિણામૂર્તિ, ગૂ. વિદ્યાપીઠ શાંતિનિકેતન તથા જર્મનીમાં બાળ-શિક્ષણનો અભ્યાસ કરી આવેલા શ્રી. પ્રેમશંકર ન. ભટ્ટની જાતદેખરેખ નીચે છેલ્લા બે વરસથી નવજીવન મજૂર બાળમંદિર ચાલે છે. હમણ જ કારખાનાના મંડળદ્વારા સહકારી હાટ શરૂ કર્યું છે જ્યાંથી સસ્તા દરે ઘરવપરાશની તમામ વસ્તુઓ કો મળી શકે. આવા કાયમી સેવાના કામ ઉપરાંત મોસમવાળી વર્ગો—બાળસંમેલનો, માબાપોના સંસ્કાર વર્ગો, પ્રવાસો ભજનમંડળીઓ વગેરે પદ્ધતિસર શિક્ષણની દૃષ્ટિએ થતાં છે—તેના છેલ્લા વરસના હિસાબનો અહેવાલ જોતાં જણાય છે કે મંડળની પ્રવૃત્તિઓ ચલાવવા આર્થિક પ્રશ્નનો ઉકેલ સમાજસુધારણા અંગેનાં ખાસ નાટકો કરીને અને શહેરમ પ્રસંગોપાત જરૂરીઆત હોય તેવાઓને ત્યાં બેન્ડ વગાડવાની મજૂરી કરીને સ્વમાનભરી રીતે ઠીક રકમ મેળવી છે. જે તમામ સંસ્થાઓએ ધડો લેવા જેવો છે. ઉપરાંત મંડળ કેટલીએક શાખાને તેઓની પ્રવૃત્તિની કદર માટે કેટલાએ ગૃહસ્થોએ આર્થિક મદદ પણ કરી છે.

## મોહનદાસ અને મહંમદઅલી !

મારો મોટામાં મોટો સપૂત પૂજાય છે.

મારો મોટામાં મોટો કપૂત પણ પૂજાય છે.

મારા મોટામાં મોટા સપૂતને આજે ઓછા લોકો અનુસરે છે.

મારા મોટામાં મોટા કપૂતને આજે વધુમાં વધુ અનુયાયીઓ છે.

એકનું નામ મોહનદાસ ને બીજાનું નામ મહંમદઅલી

## કારણ કે..!

હું ગુલાબ છું, કારણ કે મારે કાંટા છે.

હું સૌંદર્ય છું, કારણ કે મારામાં મદ છે.

હું વિદ્વાન છું, કારણ કે મારામાં અભિમાન છે.

હું કવિ છું, કારણ કે મારામાં ઘેલછા છે.

હું નેતા છું, કારણ કે મારું ચારિત્ર્ય શિથિલ છે.

## અર્વાચીન સ્ત્રી

મારું નામ અર્વાચીન સ્ત્રી. ભાઈ, બાપ અને પતિ સિવાયના સર્વ પુરુષો મારા મિત્રો થઈ શકે છે. મારો એક પગ સિનેમાગૃહમાં છે અને બીજો વિલાસખંડમાં છે. પુરુષ એ મારે મન વિલાસનું રમકડું છે. પુરુષ મને ભોગવતો નથી, પણ હું પુરુષને ભોગવું છું. હું સીતા નથી, પણ દ્રૌપદી થવું મને ગમે ખરું. એનો રુઆબ મારે જોઈએ જો કે એની પાંચ પતિ-સંખ્યાની મર્યાદામાં હું મારી જાતને બંધાવા દેવા માગતી નથી.

## એનું નામ આત્મા

'મને ન્યગ્રોધ વૃક્ષનું એક ફળ લાવી આપ.'

'આ રહ્યું, ગુરુદેવ'

'તેના કટકા કર.'

'કટકા કર્યા.'

'એમાં હવે શું દેખાય છે?'

'બી-અસંખ્ય બી.'

'એમાંથી એક બી ભાંગી નાખ.'

'ભાંગી નાખ્યું.'

'હવે શું દેખાય છે?'

'કાંઈ નહીં.'

'વત્સ, જે તું દેખતો નથી તે જ તત્ત્વનું આ ન્યગ્રોધ વૃક્ષ બનેલું છે! એ સૂક્ષ્મ તત્ત્વમાં જ આખું જગત સમાય છે. એ જ સત્ય છે. એ જ આત્મા છે.'

(છાંદોગ્ય ઉપનિષદ)

## વિશ્વની અંતર્ગત એકતા

આધુનિક વિજ્ઞાન જગત પાછળ રહેલા એક સૂક્ષ્મ તત્ત્વને પકડવા મથી રહ્યું છે. એ સંશોધન જો સફળ થશે તો હજારો વર્ષો પહેલાં ભારતીય તત્ત્વજ્ઞોએ જે અંતઃપ્રજ્ઞાથી જોયું તે વૈજ્ઞાનિક રીતે સિદ્ધ થયેલું ગણાશે. પૂર્વમાં વહેમ અને અંધશ્રદ્ધા સારી પેઠે છે, જે રોગચાળામાં ગંદકીને આપણે કારણભૂત ગણીએ તેમાં એમને પ્રભુનો હાથ દેખાય છે, તે છતાં હિંદમાં અનેક વિચારપ્રવાહો, ચઢતી ઉતરતી ભૂમિકાના ધર્મ-વિચારોને સ્થાન મળ્યું હતું. અજ્ઞાન છતાં યે શ્રદ્ધાળુ લોકો માટે એક ધર્મવિચાર હતો; બીજી બાજુએ સંસ્કૃત વિચારશીલ વર્ગ માટે જુદા ધર્મવિચારો હતા. આ બીજા પ્રકારના ધર્મવિચારોમાં વિશ્વની અંતર્ગત એકતા એ મુખ્ય હતી. એનાં કારણોનું સંશોધન પશ્ચિમ હજી હવે કરી રહ્યું છે.

(પોલ બ્રન્ટન)

*

## જ્ઞાતા અને જ્ઞેય બંને એક જ છે

જ્ઞાતા અને જ્ઞેય વચ્ચે સંબંધ છે જ. નહિ તો જ્ઞાતા એ જ્ઞેયને જાણી શકે નહીં, એનો એને ખ્યાલ પણ હોય નહીં અને એક કદમ આગે: બે જુદા પ્રકારની વસ્તુઓ વચ્ચે સંબંધ સંભવી શકતો નથી. સંબંધનો અર્થ જ એકતા, કારણ કે બે તદ્દન જુદી વસ્તુઓ વચ્ચે સંબંધ હોઈ શકે નહીં, એટલે જ્ઞાતા જ્ઞેયને જાણે છે તેનો અર્થ જ એ કે એ બંને વચ્ચે વાસ્તવિક તત્ત્વગત એકતા રહી છે. જો એ બંને તદ્દન જુદા હોત તો જ્ઞાન શક્ય ન બનત; તો જ્ઞાતા જ્ઞેયને ન જાણત; જેવી રીતે પથ્થરને સાકરના સ્વાદની ખબર નથી હોતી તેમ.

(યોગવાસિષ્ઠ)





## 'જીવન-પ્રકાશ'ના ગ્રાહકોને

**આ**પણા માસિકનો ચાલુ વર્ષનો આ અગિયારમો અંક આપના હાથમાં મૂકતાં અમને આનંદ થાય છે. હવે એક અંક પછી ચાલુ વર્ષ પૂરું થશે. અનેક મુશ્કેલીઓ અને વિષમતાઓ વચ્ચે પણ 'જીવન-પ્રકાશ' આપ સૌના પ્રેમપૂર્ણ સહકાર વડે પોતાના નિશ્ચિત ધ્યેય તરફ આગેકૂચ કરી રહ્યું છે. આપનો સહકાર એ જ એનું બળ છે. નવા વર્ષે પણ આપનો એવો ને એવો સહકાર ચાલુ રહેશે એવો અમને વિશ્વાસ છે. જેઓ એપ્રિલ ૧૯૪૭થી ગ્રાહક થયા છે તેમનું લવાજમ હવે પછી માર્ચ ૧૯૪૮ની પહેલી તારીખે પ્રગટ થનાર અંક પછી ખલાસ થશે. એવા ગ્રાહકોના અંક પર વીંટાળેલા સરનામાવાળા રેપર ઉપરના એમના ગ્રાહક નંબર ફરતું કુંડાળું કરવામાં આવેલ હશે. કૃપા કરી આ વખતનું આપનું રેપર તપાસી લેશો. જેમનું લવાજમ આ રીતે પૂરું થતું હોય અને નવા વર્ષે જેઓ ચાલુ રહેવા ઈચ્છતા હોય એવા ગ્રાહક-સભ્યોએ વાર્ષિક રૂ.૧૦ ને બદલે રૂ. ૯ મોકલવા અને સામાન્ય ગ્રાહકોએ રૂ. ૯ને બદલે રૂ. ૮ મોકલવા. ફેબ્રુઆરી માસમાં પોતાનું લવાજમ મોકલી આપનાર જૂના ગ્રાહકોને આટલો લાભ મળશે [પરદેશના ગ્રાહક-સભ્યે રૂ. ૧૫ને બદલે રૂ. ૧૪ અને સામાન્ય ગ્રાહકે રૂ. ૧૪ને બદલે રૂ. ૧૩ મોકલવા] નવા વર્ષનો પ્રથમ અંક વર્ષાંક તરીકે દળદાર બનાવવાનું વિચાર્યું છે. જેમનું લવાજમ પૂરું થતું હોય તે આ રીતે ફેબ્રુઆરી માસની આખર સુધીમાં પોતાનું નવા વર્ષનું લવાજમ વેળાસર મોકલી આપીને એક રૂપિયો બચાવશે અને કાર્યાલયની વ્યવસ્થા સરલ બનાવશે એવી આશા છે. મ.ઓ.ના કૂપનમાં પૂરું સરનામું ને ગ્રા. નં. જણાવશો.



જીવન-પ્રકાશ કાર્યાલય, રાણપુર
[વાયા B.S Ry]

આ માસિક સ્વાશ્રય મુદ્રણાલય, રાણપુરમાં શ્રી લક્ષ્મીદાસ પુરુષોત્તમ ગાંધીએ છાપ્યું અને જીવન-પ્રકાશ કાર્યાલય
માટે શ્રી મોહનલાલ મનેશ્વર દવેએ ત્યાંથી પ્રગટ કર્યું.



# જીવન-પ્રકાશ

વર્ષ પહેલું · અંક અગિયારમો · ફેબ્રુઆરી ૧૯૪૮

**તંત્રીનું સરનામું**

લેખો, અવલોકન માટેનાં પુસ્તકો, બદલામાંનાં પત્રો, સંપાદકીય સૂચનાઓ ઈત્યાદિ મોકલવા માટે તંત્રીનું સરનામું નોંધી લેવા કૃપા કરવીઃ
- તંત્રી : 'જીવન-પ્રકાશ',
કાપડિયા મેન્શન, રામનગર,
સાબરમતી, (અમદાવાદ)

## સામગ્રી



**તંત્ર-વાહકો**

| : તંત્રી : | : કલા-નિયોજક : | : સંચાલક : |
|---|---|---|
| ઈશ્વરલાલ ર. દવે એમ. એ. | 'શનિ' | ગોકુળલાલ ધ. દવે |

......એ ઉપરાંત અત્રતત્ર વેરાયેલ પ્રકીર્ણ ચિંતન-કણિકાઓ, ટૂચકાઓ, રસિક અને ઉપયોગી હકીકતો......'



ગુજરાતના સુપ્રસિદ્ધ સાક્ષરવર્યો અને સાહિત્યકારોના સંપાદકીય સલાહકાર મંડળના માર્ગદર્શનનો લાભ મેળવવાનું સદ્‌ભાગ્ય 'જીવન-પ્રકાશ'ને પ્રાપ્ત થયું છે.

## 'જીવન-પ્રકાશ'નો આવતો અંક સ્વ. મહાત્મા ગાંધીજી સ્મારક અંક તરીકે માર્ચની પહેલી તારીખે પ્રકટ થશે.

### લેખકોને

* 'જીવન-પ્રકાશ'નાં પરિચય-સાહિત્યમાં દર્શાવેલા વિભાગોમાંથી કોઇ પણ વિભાગ માટે કૃતિઓ મોકલવી.
* આગામી અંક માટેનું લખાણ **દર મહિનાની ૭મી તારીખ** પહેલાં મોકલવું; જો કે લેખ કયા અંકમાં છપાશે તેનો આધાર પ્રત્યેક અંકમાં કેટલા ને કયા વિભાગો આપવાના છે તેમજ એ વિભાગોમાં કેટલા ને કયા લેખો આપવાના છે તેની વિચારણા પર પણ રહે છે.
* 'જીવન-પ્રકાશ'નાં 'લેખક-મંડળ'ના સભ્યોને ધોરણ મુજબ અંક સાથે લેખની ઓફ-પ્રિન્ટ્સ મોકલી આપવામાં આવશે.
* મૌલિક કે અનુવાદિત લેખોની સર્વ પ્રકારની જવાબદારી લેખકની પોતાની રહેશે; લેખને ગ્રંથસ્થ કરવાના હક્ક લેખકના પોતાના રહેશે.
* લેખનો સ્વીકાર-અસ્વીકાર જાણવા તેમ જ લેખ પરત કરવા માટે આવશ્યક ટપાલ-ટિકિટો બીડવી.
* પત્રવ્યવહારમાં ક્વચિત્ વિલંબ થાય તો તે ક્ષમ્ય લેખવો.

-તંત્રી : 'જીવન-પ્રકાશ'

### ગ્રાહકોને

⊙ 'જીવન-પ્રકાશ'નું લવાજમ ⊙

| | દેશમાં : | પરદેશમાં |
|---|---|---|
| સામાન્ય ગ્રાહક માટે વાર્ષિક | રૂ. ૯ | રૂ. ૧૪ |
| 'જીવન-પ્રકાશ બંધુ મંડળ'ના સભ્ય માટે વાર્ષિક | રૂ. ૭ | રૂ. ૧૨ |

લવાજમ ઉપરાંત 'જીવન-પ્રકાશ બંધુ મંડળ'ના સભ્યે [ તે દેશમાં હોય કે પરદેશમાં ] વાર્ષિક રૂ. ૩ સભ્ય ફીના આપવાના રહે છે. આ રીતે કુલ રૂ. ૧૦ [ પરદેશ માટે રૂ. ૧૫ ] ભરવાથી એમને રૂ. ૧૦॥ ના રી પાસ અપાય છે જેનો ઉપયોગ કરીને તેઓ માસિકમાં જગ્યા રોકી શકે છે. આ ઉપરાંત આ માસિકના ઘડતર, વિકાસ અને પુનર્વિધાન માટે મત આપવાનો તેમને અધિકાર મળે છે અને બીજી પણ અનેકવિધ સગવડો પ્રાપ્ત થાય છે.

દર માસની પહેલી તારીખે નિયમિત રીતે પ્રગટ થાય છે. ટપાલમાં ગુમ થતી નકલ માટે કાર્યાલય જવાબદાર નથી.

આ નવી ઢબના માસિકમાં સદ્ધારી ધોરણે ઓછા ખર્ચે જાહેરખબર કરવા માટે યોજના મગાવો:

જીવન-પ્રકાશ કાર્યાલય રાણપુર ( કાઠિ. B. S. Ry.)

: મુંબઇ શાખા :

૮૧ા દેવસી બિલ્ડીંગ નં. ૩, ત્રીજે માળે, રાનડે રોડ દાદર ( બી. બી. )

ફેબ્રુઆરી
૧૯૪૮.

# જીવન પ્રકાશ

વર્ષ પહેલું
અંક ૧૧ મો

## ભારતીય સંસ્કૃતિના અમર જ્યોતિર્ધર પૂ. મહાત્મા ગાંધીજીની શહાદત

વર્ષો પહેલાં આર્યાવર્તના કિનારે એક અતિથિ ઉતર્યો. એના પગ ઉઘાડા હતા. એનું ધોતિયું જાડું અને ટૂંકું હતું. આ માનવીમાં મૂલ્યોને અવનવાં મૂલ્યો આપવાની અગાધ શક્તિ હતી. એની ઈચ્છાશક્તિમાં અડગતા હતી. એ મતભેદમાં માનતો નહિ, પણ જે માનતો તે સત્ય. પયગમ્બરોની અદ્દભુત આત્મશ્રદ્ધા તેનામાં હતી... અર્વાચીન દધીચિની માફક એ હાડકામાંથી વજ્ર બનાવવા મથતો હતો. આપણી કાયરતા, રિસામણ, નિઃશસ્ત્રતા અને ધર્માંધતાને તપાવી તપાવીને એ સત્યાગ્રહ બનાવતો હતો.



આ મહાપુરુષ હતો મોહનદાસ ગાંધી.

એ વર્તમાનના નહોતા:—એ આર્યાવર્તના ભૂત વર્તમાન અને ભાવિના પ્રતિનિધિ હતા. જેમ સૂર્યકિરણોથી પ્રતાપ માત્ર પ્રકટે છે તેમ એની પ્રેરણા વડે આ દેશનું ગૌરવ ઉદ્દભવતું. શા માટે? જે આદર્શને લીધે આ ભૂમિ ખંડ ખંડે ને યુગે યુગે અતુલ ને અમર બની છે તે એનામાં દેખાતું માટે. મૂર્તિમાન મહાવ્રત સરીખા એ મહાત્માની માનવતા એની નહોતી, આ જમાનાની નહોતી, કોઈ એક જમાનાની નહોતી; 'આર્યાવર્તની મહત્તાના જાણે એમાંથી તણખા ઝરતા... આર્યસંસ્કૃતિ એનામાં પુષ્પિત થયેલી જણાતી. એ જ મહાત્માના પ્રતાપ અને પ્રેરકતાનું મૂળ હતું.

યજ્ઞ વિના સર્જન નથી, યજ્ઞ વિના સૃષ્ટિ ટકી નથી બત્રીસ લક્ષણો હોમાય નહિ તો પૃથ્વી નવપલ્લવિત થાય નહિ. ધન હોમે તે યજ્ઞ કરે; સમય ને શક્તિ હોમે તે પણ યજ્ઞ કરે; જે સર્વસ્વ હોમે તે સૃષ્ટા—યજ્ઞપુરુષ.

ઈતિહાસની ઉષાથી માંડીને, વસિષ્ઠ ને વિશ્વામિત્રથી માંડીને મોહનદાસ ગાંધી સુધી યજ્ઞપુરુષોની પરંપરા આર્યાવર્તની પુરાણી વેદિ પર હોમાઈ છે. એક એક હતો બત્રીસ લક્ષણો એકેએક યજ્ઞની જ્વાલામાં ઝંપલાવ્યું, બધું જલાવી દીધું; આર્યાવર્ત સર્જ્યું અને સાચવ્યું.

આ હુતાત્માઓનો બનેલો વિરાટ યજ્ઞપુરુષ એ જ આર્યાવર્તનો આત્મા. આ આત્માનાં દર્શન જ્યાં સુધી મહાત્મા ગાંધીમાં થશે ત્યાં સુધી હિંદવાસીઓના હૃદયમાં તે એકચક્રે રાજ્ય કરશે.

[ શ્રી. કનૈયાલાલ મુનશી : થોડા ફેરફાર સાથે]

---

ન્યૂ દિલ્હીમાં તા. ૩૦ મી જાન્યુઆરીની એ કાળમુખી સાંજ નમતી હતી. કોમી એકતાની સાધના માટે સર્વસ્વ સમર્પવાને કૃતનિશ્ચયી બનેલા પૂ. મહાત્મા ગાંધીજી નિયમ મુજબ પ્રાર્થના—સભામાં શાંત ધીમી ગતિએ આવી રહ્યા હતા. છએક ફીટ દૂર ઉભેલા એક પાગલ યુવાને પીસ્તોલ ઉઠાવી અને એમના પર એક પછી એક ચાર ગોળી છોડી. મહાત્માજીનો દેહ ધરણી પર ઢળી પડયો. અચાનક વીજળી પડી હોય તેમ સૌ માનવીઓ ચમકી ઉઠયા. એ હત્યારાને પકડી લીધો. એનું નામ નાથુરામ ગોડસે. પૂનામાંથી નીકળતા 'હિંદુ રાષ્ટ્ર' પત્રનો એ તંત્રી. ૩૫ મિનિટ બાદ એમણે આ નશ્વર જગતનો ત્યાગ કર્યો. પોતાને મારનારને પરમાત્મા માફ કરે અને તેને સદ્દબુદ્ધિ આપે એ જ સંતના છેલ્લા શબ્દો હોયને!

માનવજાતના મુક્તિ-યજ્ઞમાં એક વધુ આહુતિ અપાઈ. જગતે એક મહાન વિભૂતિ ગુમાવી. ગરીબ હિંદ વધુ ગરીબ બન્યું.

# વિધિની ક્રૂરતા

## છલકાતી સમૃદ્ધિ અને યૌવનશ્રીનું વૈફલ્ય

**વિ**શાળ નગરીના એ રાજમાર્ગ પર એક શ્રેષ્ઠી ઊભો હતો. રાહદારીઓ તરફ એના હાથ લંબાયેલા હતા. એના હાથમાં અનેક પ્રકારનાં મૂલ્યવાન રત્નો શોભી રહ્યાં હતાં. રાહદારીઓને ઉદ્દેશીને એ શ્રેષ્ઠી પોકારતો હતો. "કોઈ મારા પર દયા કરો અને મારી પાસેથી કાંઈક લ્યો. ઈશ્વરને નામે, મારી પાસેથી કંઈક લઈને મને આશ્વાસન આપો."

રાહદારીઓ એના તરફ એકાદ ઊડતી નજર નાખીને ચાલ્યા જતા હતા. એના હાથમાંનાં રત્નોને કોઈ સ્પર્શતું યે નહોતું.

એ શ્રેષ્ઠી વિચારતો હતો: 'આવી નિરર્થક સમૃદ્ધિના સ્વામી થવા કરતાં હું હાથ લંબાવનારો કોઈ ભિખારી હોત—પછી ભલે એ કંપતા હાથની યાચનાઓ ફોગટ જતી હોત—પણ આવી સમૃદ્ધ બક્ષીસો આપનારનો હાથ, લેનારને અભાવે પાછો વળે એ એક અસહ્ય વેદના છે!'

(૨)

**ગિ**રિમાળા અને રણ—પ્રદેશની વચ્ચે રેશમી તંબુઓ નંખાઈ ગયા હતા. એક ઉદાર રાજવીએ ત્યાં મુકામ કર્યો હતો. રખડતા પ્રવાસીઓ અને અજાણ્યા મુસાફરોને અહીં ખેંચી લાવવા માટે તેણે સેવકોને અગ્નિ જલાવવાનું ફરમાન કર્યું હતું કોઈ અતિથિને તેડી લાવવા માટે રસ્તાઓ પર સેવકો ગોઠવાઈ ગયા હતા. પરંતુ રસ્તાઓ અને રણ-માર્ગો સૂના હતા. કોઈ આવતું ન હતું, કોઈ જતું ન હતું

એ રાજવી વિમાસતો હતો: 'આના કરતાં તો હું પોતે ખોરાક અને આશ્રય શોધતો ભિખારી હોત! એક ખોખરી લાકડી અને ઠીકરાનું રામપાતર—એટલી જ મિલકતવાળો કોઈ યાચક હું હોત! તો મારે મારા સરખા મિત્રો હોત, મારા સરખા યાચક સાથરો હોત, અને એમની સાથે બેસીને મારી ભિક્ષા, મારી સંવેદનાઓ અને મારાં સ્વપ્નોના એમને હું સહભોક્તા બનાવતો હોત!'

(૩)

**મ**હારાજાની એ લાડકી પુત્રી, સૌંદર્યની એ મૂર્તિ, યૌવનની એ પ્રતિમા શૈયામાંથી ઊભી થઈ. જાણે કોઈ અપ્સરા પૃથ્વી પર ઊતરી આવી. એણે રેશમી વસ્ત્રો પરિધાન કર્યાં. મોતી અને માણેક એમાં ઝગમગી રહ્યાં. એણે સોળે શણગાર સજ્યા. એની અલક લટોમાં અલૌકિક સુવાસો મહેકી. અને પછી એ રાજપ્રાસાદમાંથી ઉદ્યાનમાં આવી. ત્યાં એણે પ્રેમને શોધ્યો. પ્રણયી પાછળ ફાંફાં માર્યાં, પણ એ મહિપાલની પુત્રીને ચાહનાર, એવો મોટા રાજ્યમાં, કોઈ ન હતો. યૌવન હતું. સૌંદર્ય હતું, વૈભવ હતો, જિગર હતું પણ એનો પ્રેમી, ભોક્તા, હૃદયેશ્વર નહોતો.

એ રાજકુમારીનું હૃદય પોકારતું હતું: 'આના કરતાં હું એક ખેડૂત કન્યા હોત! —તો દિવસભર વાડીમાં કામ કરીને સાંજે ઘેર પાછી વળત ત્યારે મારા પગ પર ધૂળના થર જામ્યા હોત અને વસ્ત્રોમાં પુષ્પોની સૌરભ ભરી હોત અને રાત્રિ આવી પહોંચત ત્યારે, રાત્રિના દેવતા પૃથ્વી પર ઊતરત ત્યારે, મારી રાહ જોતા મારા પ્રેમીને મળવા હું કેટલી ઉત્સુકતાથી ગુપ્ત રીતે અભિસરણ કરતી હોત!'

[અનુસંધાન પૃ. ૮૯૭]

## અતિથિને

દૂર સુદૂરના સાંભળી તારા
કર કંકણુના સૂર,
આશાનાં મોહક પિચ્છ ફુલાવી
મનનો નાચે મયૂર.

ઓ દૂરવાસી, હું ચિરપ્યાસી
નિત્ય નિહાળું વાટ
અંતરને છલકન્ત સરોવર
શૂન્ય પડયા સૌ ઘાટ.

આવ રે આવ ઓ પ્રાણઅતિથિ
આવ મૂકી અણુસાર,
આલિંગને કર મુક્ત ઉઘાડી
જીવન કારાગાર.

જયન્ત પાઠક

## શું મહાસૌન્દર્ય શાપથી ?

અનિલે લ્હેરતાં નિત્યે મ્હાલતાં શાં વને વને !
કુમળાં કુસુમો રુડાં, ક્રૂર હસ્તે અહા પડે !
કૂજતાં મીઠડાં ગીતો કુંજે કુંજ ગજાવીને,
રાચતાં વન—રાજિમાં નાચી નાચી કૂદી કૂદી–
ખેલતાં પ્રકુતિખોળે પંખી પ્યારાં નવાં નવાં;
પૂરવાં પીંજરે તેને !' ક્રૂર હસ્તે જ તે બને !– ૬
પનેતાં પગલાં હાવાં યૌવનામ્બર પાડતી
ત્યાગી કૌમાર્ય ને કન્યા લેતી લ્હાવો યુવાનીનો,
સાળુ સંકોરીને આડો નમણું નેન ન્યાળતી,
વેરતી સ્મિત આછેરાં આનંદ હીંચ હીંચતી–
મૃગી શાં દક્ષ નેત્રોથી દિવ્ય સંદેશ પાઠવે :
"યૌવને પાડવાં પાદ ચલાવવા વિશ્વતંત્રને !" ૧૨
લુંટાતાં ને વીંખાતાં રે ! ભોળાં નિર્દોષ બાળુડાં;
વીલાતાં શું મહાવિશ્વે મહા સૌન્દર્ય શાપથી ! ૧૪

'સુમન'

## હે મન દેવરાજ !

પાંખો પડી ગૈ નભસ્રત કેરી.
અંધાર આ કજ્જલકૃષ્ણ. સ્થૂલ
ભરે દિશા, વિશ્વ શકે ગળે છે,
મૃત્યુ ગળે જીવનને તથૈવ.'
દ્યાવા પૃથિવી બિચ અંતરિક્ષ–
અંધારના લોઢ શું ઉછળે છે !
થંભી જતી શે ' સ્પંદી મેઘમાલા ?
નિશા છલે, વા નહિ, સ્થિર મેઘ.
આ સ્થિર ને કુંઠિત મેઘ—માલા
વાયુ વિખેરે નહિ, ઉકળાટ
વાધે અહો અંતર અંતરિક્ષે,
ના જીવને જીવન—મુક્ત થાય !
આ પર્વતો વાદળ સ્થૂલ દૃષ્ટિના
ઘેરે-રૂંધે જીવન શક્તિ પ્રાણે.
ત્રાસી ઊઠે જીવન દેવતા, જો
ગળે અહિ આ અહીં અંતરિક્ષ !
ઉઠો, ઉઠો ઇંદ્ર ત્વરાથી, ધારી
દધીચિનાં અસ્થિ-ઘડેલ વજ્રે–
મનોબળેથી બલવાન, ભેદો
આ વૃત્ર જે રૂંધત દિવ્યશક્તિ.
ઉલ્લાસ ને જીવન શક્તિ-સોમ
આકંઠ પી, દેવ ! હુંકાર-હાકે
અસુથી માત્યા અસુરો વિદારી
અજ્ઞાન, માત્યા હર અંધકાર.
હરાવી વૃત્રાસુર વજ્રઘાતે–
વિખેરી વાયુગણ, મેઘમાલા,
થંભેલી આ જીવનની સરિતા
વહાવ, ફેલાવ પ્રકાશ નવ્ય.
દુર્ભેદ્ય ભેદી સ્થૂલ પ્હાડ વજ્ર,
કરો કરો મુક્ત જ સપ્ત સિન્ધુ–
કરે વસુપૂર્ણ વસુન્ધરા જે,
ઉઠો ! ઉઠો ! હે મન-દેવરાજ !

।નામી



સમકાલીન ઘટનાઓની સમીક્ષા કરતી લેખમાળા—શ્રી. 'શનિ'નાં કાર્ટૂનો સાથે

## સર્વ રસોનો સ્વાદ ચાખ્યો !

**આ** મહિનો ઘટનાઓથી ભરચક છે. શૃંગાર, વીર, કરુણ, અદ્‌ભુત, હાસ્ય, રૌદ્ર–લગભગ બધાય રસોનુ તાંડવ આ મહિનાએ અનુભવ્યું. એ સૌને ટપી જાય અને સૌથી ઉપર, અત્યતિષ્ઠદ્ દશાંગુલમ્ થઇને રહે એવો શાન્ત રસનો મહિમા પણ આ મહિને દીઠો—પૂ. મહાત્માજીના ઉપવાસોને સ્વરૂપે.

શ્રી. મુનશી દક્ષિણ હૈદ્રાબાદમાં હિંદી સરકારના એજન્ટ જનરલ તરીકે ગયા ત્યાં નિઝામે એમનું જે રીતે સ.મૈયું કર્યું તે હાસ્યરસનો જ પ્રસંગ હતો; અલબત્ત, નિઝામે એ રસ પોતાને મોંઘો ભાગે કર્યો. હાસ્યના બીજમાં તો કરુણ જ હોય છે ઘણી ખરી વખતે. તેમ અહીં પણ, હિંદી સરકારનો એજન્ટ જનરલ રેસિડેન્સીમાં રહે તો હિંદી સરકાર નિઝામ ઉપર હજુ પણ સાર્વભૌમત્વ ભોગવે છે એમ હૈદ્રાબાદની પ્રજાને લાગે એવી નિઝામની માન્યતા ખરેખર કરુણ જ હતી. ડરપોક માણસ પોતાના ઓછાયામાં પણ ભૂતપ્રેત કલ્પીને થરથરે એના જેવું આ હતું. નિઝામના આ ડરની પાછળ, પોતે એક જીવતા-જાગતા જ્વાળામુખીના શિખર પર બેઠા છે, એ જ્વાળામુખી આજે નહિ તો આવતી કાલે પણ ફાટશે ત્યારે નિઝામશાહીનું નામ–નિશાન નહિ રહે એવી નિઝામના અંતઃકરણની



'હું તો નિઝામ સાથે પ્રેમ કરવા થનગની રહ્યો છું'!

પ્રતીતિ જ કાં ન હોય ? જે હો તે. માઉન્ટબેટન સાહેબે આ હાસ્યાસ્પદ પ્રકરણ આખરે ઠેકાણે પાડ્યું અને તે પછી મુનશીજી, 'હું તો નિઝામની સાથે પ્રેમ કરવા થનગની રહ્યો છું–જો નિઝામને પોતાને એ સામે કશો વાંધો ન હોય તો !'. એમ કહીને પોતાના એ નવા કાર્યક્ષેત્રમાં આસન જમાવીને બેસી ગયા છે. પ્રેમમાં પડવાની શ્રી. મુનશીની ઇચ્છા અને શક્તિ માટે બે મત છે જ નહિ, પરંતુ નિઝામ એમને પોતાના પ્રેમમાં પડવા દેશે ખરા ?

## નિઝામની નીતિ !

નિઝામનાં કાર્યો આવી કોઇ આશા નથી આપતાં. પાકિસ્તાન કાશ્મીરની ધરતી ઉપર હિંદ સંઘ સામે પડદા પાછળ રહીને લડી રહ્યું છે એ જાણવા છતાં–અને પાકિસ્તાનને આપવા કહેલા પંચાવન કરોડ રૂપિયા પણ હિંદસંઘની સરકાર આ જ એક કારણે, હાલ તરતને માટે તેના હાથમાં નથી મૂકવા માગતી એવી માહિતી મળ્યા પછી પણ, પાકિસ્તાનને નિઝામે પચ્ચીસ કરોડ રૂપિયા ધીર્યા છે અને હવામાં ગૂંજી રહેલી વાતો સાચી હોય તો એવી જ બીજી એક ગંજાવર રકમ ધીરવાની તે તૈયારી કરી રહ્યા છે. હિંદી સરકાર 'સ્થાનિક કરારો'ના કાગળિયાંની કલમો પ્રમાણે, નિઝામ પાસે આ બાબત જવાબ જરૂર માગી શકે છે. અને તે તેણે માગ્યો પણ ખરો; પણ 'હોઠ સાજા તો ઉત્તર ઝાઝા' એ નિઝામ જાણે છે; અને હિંદી સંઘને ફક્ત જવાબ જ મળે તેટલા માત્રથી પાકિસ્તાનને મળેલા અને મળનારા રોકડા રૂપિયાનું મૂલ્ય કંઇ ઓછું નથી થઇ જતું ! નિઝામની અત્યારની નીતિ તો 'તુમ બકતે હો, હમ સુનતે હૈં, ઔર જો કુછ કરના હૈ સો કરતે હૈં !' એવી છે ! સરદારશ્રીએ પોતે જ એની સાથે ધીરજથી કામ લેવાની વાત કરી છે એટલે નિઝામ સાથે છેવટનો હિસાબ ચૂકતે કરવાની

ઘડી હજુ પાકી નથી, એમ હિંદી સરકાર માને છે એમ જ આપણે માનવું રહ્યું! પણ એ ઘડી પાકે તે પહેલાં નિઝામ બીજું ઘણું ન પકાવી લે એની તકેદારી રાખવી જોઈએ; અને સરદારશ્રી જેવા કાબેલ મુત્સદ્દી એ રાખતા નહિ હોય એમ માનવાનું કશુંયે કારણ નથી!

## સરદારનો ઐતિહાસિક વિજય

સરદારશ્રીએ એક બીજી દિશામાં આ મહિને, ઐતિહાસિક નીવડશે એવો એક વિજય મેળવ્યો. કાઠિયાવાડનાં બસો ને બાસઠ રજવાડાંઓને નકશા ઉપર જુદે જુદે રંગે રંગવાં હોય તો તેટલા રંગો પણ મારી પાસે મૌજૂદ નથી એમ કહીને એમણે એ બધાને હસતાં હસતાં એક રંગે રંગી નાખ્યાં!




પોતપોતાનાં સાલિયાણાં અને છડી-નેકીનો સામાન લઈને હવે સીધાવે છે!

કાઠિયાવાડનું એક એકમ હવે નિશ્ચિત થઈ ગયું. હવે કાંકરા ફેંકો ને બીજા રાજ્યની હદમાં પડે એ સ્થિતિ કાઠિયાવાડમાંથી ગઈ. પરદેશી રાજ્યે પોતાની સગવડ પ્રમાણે કાઠિયાવાડના દેહ ઉપર કરેલું, કાપાઓનું અને ચીરાડાઓનું નકશીકામ હવે ભૂંસાઈ ગયું. હવે બીનસલામી અને સલામી રાજવીઓ તેમજ રાજવીઓ અને પ્રજા એકજ આરે પાણી પીશે. રાજ્યભક્ત અને પ્રજાવિરોધી દીવાનોનો યુગ કાઠિયાવાડમાંથી હવે સદાને માટે આથમી ગયો. કાઠિયાવાડને-સૌરાષ્ટ્રને હવે થોડાજ વખતમાં પોતાની પાર્લામેન્ટ સાંપડશે. રાજવી-મંડળ પોતપોતાનાં સાલિયાણાં અને છડી-નેકીનો સામાન લઈને પોતપોતાનાં મહેલોમાં અને દરબારગઢોમાં નિવૃત્ત થશે; અને એમનામાંના થોડાક અવિચ્છિન્ન સૌરાષ્ટ્રના તંત્રવાહકો બનશે. તેઓ એ તંત્ર, પ્રજા-પ્રતિનિધિઓએ ઘડેલા બંધારણમાં રહીને, સૌરાષ્ટ્રની પાર્લામેન્ટમાં દિનપ્રતિદિન ઘડાનારા કાયદાઓ પ્રમાણે કર્યા કરશે. એક એક રાજા અને એક એક દિવાનની સામે લડતાં, પ્રજાને દાયકાઓ લાગશે અને એ લાંબા ગજગ્રાહ દરમિયાન કાઠિયાવાડના અનેક બત્રીસાઓ હોમાઈ જશે એમ આપણે માનતા હતા; અને એને માટેની તૈયારી પણ આપણામાંના કેટલાક કરી રહ્યા હતા પણ સરદારશ્રીએ મુશ્કેલને આસાન બનાવ્યું. રમત રમતમાં ઇતિહાસનું એક પ્રકરણ જ પૂરું કરી નાખ્યું.

આ પ્રભાવ અને આ મુત્સદ્દીગીરીનો સામનો, ઘડી પાકે ત્યારે નિઝામ શી રીતે કરશે એ ખરેખર અત્યારે તો એક ભારે કુતૂહલનો જ વિષય છે.

કાઠિયાવાડનું આ એકમ આટલી બધી અણધારી ઝડપથી સિદ્ધ થઈ ગયું. તેણે ભાવનગરની ક્રાંતિને પણ ઝાંખી કરી દીધી. બાકી ખરી રીતે તો એ ક્રાન્તિ પોતે જ ભાવનગરની પ્રજાને માટે એક ગર્વ લેવા જેવી વસ્તુ છે. દીવાન પટ્ટણી સરાના ધરા સુધી હાકોટા જ કરતા રહ્યા... અને પીધેલ માણસના ધ્રૂજતા હાથમાંથી ચોરીનું કિંમતી રત્ન તેના સાચા માલિકને હાથે ઝૂંટવાઈ જાય તેમ પ્રજાના હાથમાં રાજતંત્ર આવી ગયું... દીવાન પટ્ટણીને હવે એ ગીત ગાવાનું કહ્યું કે

વહ હવા પલટી કિ કિસીં દૂરસાહિલ હો ગયા!



દીવાન પટ્ટણી સરાના ધરા સુધી હાકોટા જ કરતા રહ્યા...

## બીજી કોઇ સરકારની તો કેડ જ ભાંગી જાત....

અને સંભવ છે કે 'હવા એટલી બધી પલટાઈ ગઈ કે કિનારો જોજન વા દૂર ચાલ્યો ગયો' એવું ગીત ગાવાનો અવસર, કદાચ, આપણા સોશ્યાલીસ્ટ બિરાદરોને પણ આવે! ઓગણત્રીશ ડિસેમ્બરની એમની પ્રતીક-હડતાળ (મુંબઈમાં) કદાચ એમણે પોતે પણ નહિ ધાર્યું હોય એટલી સજ્જડ રીતે સફળ થઈ! પણ સાત-આઠ લાખ કામદારોએ એમના આદેશને માથે ચડાવીને એક દિવસને માટે આ માર્ગ લીધો એ જોઇને એમની છાતીઓ પોરસથી ફાટફાટ થતી હતી...ત્યાં એમને કમનશીબે સરદારશ્રી મુંબઇમાં આવ્યા; અને એમના તેજસ્વી વ્યક્તિત્વે અને એમની કટાક્ષયુક્ત અને કાતીલ વાગ્ધારાએ આખી બાજી જ પલટી નાખી. ચોપાટી ઉપર અને સોશ્યાલીસ્ટોના અડ્ડા સમા ગણાતા કામદાર મેદાનમાં પણ વિરાટ સભાઓ થઈ, લાખોની મેદનીએ કલાકોના કલાકો સુધી સોશ્યાલીસ્ટોની વિરુદ્ધની દલીલોને શાંતિથી સાંભળી, અને શેક્સપિયરના 'જુલિયસ સીઝર' નાટકમાં આવતા માર્ક એન્ટનીની છટાથી સરદારશ્રીએ એ વિરાટ જનતાને ગળે ઊતાર્યું કે કોંગ્રેસની કાયા ઉપર છરીઓ ચલાવવાનું કામ, એ કોઇ દેશભક્તોનું કામ નથી! આઝાદી તો હજુ ૭ માસથી ગે નાતું બાળક છે. એ જન્મ્યું છે અનેક રોગો અને નિર્બળતાઓ લઇને. એને જીવાડવું હોય, ઉછેરવું હોય, મોટું અને મહિમાવન્તું કરવું હોય તો એની ખૂબ કાળજીપૂર્વક અને ધીરજથી સારવાર કરવી પડશે. એનો નાશ કરવા માટે અંદરના અને બહારના અનેક દુશ્મનો યનગની રહ્યા છે. તે સૌની સામે સંયુક્ત મોરચો રચવો પડશે. હિંદી સરકારે અત્યારસુધી ઘણું કર્યું છે—એટલું બધું કે બીજી કોઈ સરકારની તો આવું ભગીરથ કામ કરતાં કરતાં કેડ જ તૂટી જાત અને કહું છે તેથી લાખગણું કરવાનું હજી બાકી છે.

## સરદારની તેજીલી જીભના ચાબખા

આવા નાજુક અવસરે, હિંદુ મહાસભાવાળાઓ કે પાકિસ્તાનીઓ આપણી સામે છરા ચલાવે એ તો જાણે-સમજ્યા, પરંતુ આપણા પોતાના જ ગણાતા સોશ્યાલીસ્ટ ભાઇઓ આપણી શક્તિને ક્ષીણ કરવા નીકળે અને પ્રજા, તેમની તે બાબત ભ્રમમાં પડે ને તેમનો સામનો ન કરે, અને સોશ્યાલીસ્ટો પોતાના એ વિજયથી મલકાય, એ તો અસહ્ય જ છે. માર્ક એન્ટનીએ પોતાના એ જગત-સાહિત્ય પ્રસિદ્ધ ભાષણના અંતમાં, છેલ્લી ચોંટ મારવા માટે, સીઝરના એક વીલની કથા ઉપજાવી કાઢી હતી; સીઝર એ દેશદ્રોહીઓને હાથે અકાળે ઠાર ન થયો હોત તો તે તમારે માટે શું શું કરત, શું શું કરવાનું એણે નક્કી કરી રાખ્યું હતું તે બતાવતાં એન્ટનીએ એમની સમક્ષ, સીઝરે પોતાની અંગત મિલ્કતની પ્રજાને કેવી રીતે ટ્રસ્ટી બનાવવા ધારી હતી તે ભભકભરી બાનીમાં વર્ણવ્યું હતું. સરદારશ્રીને તો એવું કોઈ 'વીલ' ઉપજાવવાની પણ જરૂર નહોતી. કોંગ્રેસને જો શાંતિથી કામ કરવા દેવામાં આવે, અત્યારની રાષ્ટ્રીય સરકારને જો પ્રજા બુદ્ધિયુક્ત સહકાર આપે તો કોંગ્રેસ અને રાષ્ટ્રીય સરકારના આદર્શો આ ધરતી ઉપર રામરાજ્ય સર્જવાના છે તે-પ્રજા જાણે છે. સરદારશ્રીએ ભાવિની એ શક્યતાઓનો અચ્છો ચિતાર આપ્યો અને વિસંવાદી સૂર માત્રને બંધ કરવા-કરાવવાને પ્રજાની જવાબદારીને એમની તેજીલી જીભના ચાબખા ફટકાવી ફટકાવીને ઉત્તેજી! ભાવનગરના અને સૌરાષ્ટ્રના એકમના વિજયે એમને આ માટેનું યોગ્ય વાતાવરણ પણ ઠીક ઠીક આપ્યું. આ સપાટાની અસર મુંબઈ કોરપોરેશનની ચૂંટણીઓ ઉપર પડશે જ. 'ઓગણત્રીશ' તારીખનો વિજય જ આ રીતે સોશ્યાલીસ્ટોને ભારે પડી જાય તો એમાં નવાઇ પામવા જેવું કશું યે નહિ હોય!

## સોશ્યાલીસ્ટો માટે એ માર્ગ છે....

પણ ખરેખર નવાઇ પામવા જેવી વાત તો સોશ્યાલીસ્ટોની હજુ પણ ત્રિશંકુ જેવી લાગતી અવસ્થા છે. એ હેમ્લેટ 'To be or not to be is the question' ના અનંત આત્મ-મંથનમાંથી બહાર આવતા નથી દેખાતા. કોંગ્રેસરૂપી ગજરાજના માવત એમને બનવું નથી; અને છતાં એ ગજરાજને એમને એમની ઇચ્છા પ્રમાણે ચલા-

વંચે છે! કોંગ્રેસની વિચારસરણી એમને પસંદ નથી; અને કોંગ્રેસની પ્રતિષ્ઠા અને લાગવગ તેમજ પ્રજાના હૃદય ઉપર એનું હજુ પણ જે અપ્રતિમ



એ ગજરાજને એમની ઈચ્છા પ્રમાણે ચલાવવો છે!

સ્થાન છે તે સ્થાન—કોંગ્રેસમાંથી છૂટા થઈને આ બધી વસ્તુઓનો ભોગ આપવાનું તેમનામાં જીગર નથી! તેમને માટે સાચો માર્ગ બે જ છે: કાં તો પંડિત નહેરૂની સલાહ પ્રમાણે ત્રણ વરસના શસ્ત્ર-વિરામને તેઓ હૃદયપૂર્વક વફાદાર રહે, અથવા તો કોંગ્રેસમાં રહેવાના મોહને તિલાંજલિ આપીને છૂટા થઈ જાય. એક સ્વતંત્ર રાજકીય પક્ષ તરીકે કામ કરે. પહેલો માર્ગ, અત્યારના સંયોગો જોતાં, ઉત્તમ છે; અને બીજો પણ કંઈ ખરાબ નથી. બાકી અસહ્ય છે આ દ્વિધા સ્થિતિ. પણ સંભવ છે કે હવે આ બેમાંથી કયો માર્ગ લેવો તેની પસંદગી કરવા જેટલી યે સ્વતંત્રતા સોશ્યાલીસ્ટો પાસે ન રહે. મુંબઈમાં તેમણે જે પાસા ફેંકી દીધા છે તેના પરિણામે મુંબઈની પ્રાંતીય કોંગ્રેસે એમાંના કેટલાક સામે શિસ્તનાં પગલાં ભર્યાં છે એ ચક્રને હવે ફરતું અટકાવવું એ તેમના હાથની વાત ન રહે તેમાં જ, એમનું અંતિમ શ્રેય છે.

## પ્રજાકીય સરકારને એ શોભાસ્પદ નથી

પણ સોશ્યાલીસ્ટોની કાર્ય કરવાની પદ્ધતિ ગમે તેવી દોષપાત્ર હોય, છતાં કોંગ્રેસના અને પ્રજાકીય સરકારોના અત્યારના તંત્ર સામે તેમની જે ફરિયાદો છે તેમાં સત્યનો અંશ એક જ નથી એમ કહેવું એ તો ખુદ સત્યનારાયણનું જ અપમાન કરવા જેવું છે. શ્રી. કોન્ડા વેન્કટપ્પાએ પૂ. ગાંધીજી ઉપર લખેલ પત્ર આ હકીકતના અનેક પુરાવાઓમાંનો એક છે. ખુદ સરદારશ્રી જેવા પણ પ્રધાનોને એક જ પ્રમાણ-પત્ર આપી શક્યા છે કે તેઓ પ્રમાણિક છે! બીજું કાંઈ નહિ! સિંધી નિરાશ્રિતોની સમસ્યા કઢંગી, ઢીલી, અધકચરી, નપાવટ રીતે હાથ ધરાઈ રહી છે તે એનો બીજો પુરાવો છે. અને નાની નાની વાતો તો અનેક છે. દાખલા તરીકે 'પીપલ્સ એન્ટી કરપ્શન લીગ'ના મંત્રીશ્રી સોહરાબ પટેલનું રાજીનામું! આ સટ્ટા-વિરોધી લેખાતા વીશ સભ્યોમાંથી એકકેયે પોતાની લાંબી કારકીર્દિ દરમિયાન સટ્ટાનો એક પણ 'કેઈસ' પકડયો નથી; અત્યાર સુધીમાં જેટલા 'કેઈસો' પકડાયા છે તે બધા શ્રી. સોહરાબ પટેલને હાથે જ. છતાં સ્થિતિ એવી ઉભી થઈ કે એ વીશ સભ્યો રહે અને એના પ્રમુખ શ્રી. સોહરાબ પટેલને રાજીનામું આપવું પડે! આમાં કોંગ્રેસ કે પ્રજાકીય સરકારનો કંઈ સીધો વાંક છે એમ કહેવાનો આશય નથી, પરંતુ સટ્ટાઓ પોતાની આંખો નીચે ચાલતા હોય તેને સરકાર ન પકડી શકે કે ન પ્રજામાં એને પકડવાની તાલાવેલી જન્માવી શકે; અને તે પણ સરકાર પ્રજાકીય હોવા છતાં એ કેવું? આમાં વળી



મુંબઈના ગવર્નર સર મહારાજસિંગે શહેરમાં સૌથી પહેલી મુલાકાત રાણીબાગની લીધી!

મુંબઈ પ્રાંતને નિસ્બત છે ત્યાં સુધી તો સિંધી હિજરતીઓએ આ અંગેના ધુંધળા વાતાવરણને વધુ ધુંધળું બનાવ્યું છે. રાજતંત્રમાં સડો છે તે આપણને વારસામાં મળ્યો છે. ભાગલા પડયા અને પાકિસ્તાન થયું તે પહેલાં જ આપણે આંગણે પ્રજાકીય સરકાર સ્થપાઈ ગઈ હતી. તે વખતે પણ અહીં આમ જ ચાલતું હતું. અહીંના સડ, અહીંની દીર્ઘસૂત્રતા, અહીંની તુમારશાહી, અહીંની કાર્ય-શિથિલતા, એ કંઈ સિંધી હિજરતીઓને હેરાન કરવા માટે જ પદ્ધતિપૂર્વક યોજાયેલું કોઈ કાવતરું નથી, પણ પ્રાંતની સામાન્ય સ્થિતિનો જ એક ભાગ છે, જેનો લાભ-ગેરલાભ પ્રત્યેક પ્રાંતવાસીને પોતપોતાના 'ગજા પ્રમાણે' મળ્યા કરે છે એ હકીકત નવા આવેલા અને આવ્યે જતા સિંધી હિજરતીઓ સમજી શકતા નથી, અને પરિણામે પાકિસ્તાને તેમના ઉપર કરેલા બધાય અત્યાચારોનો રોષ તેઓ કોંગ્રેસ અને અહીંની પ્રજાકીય સરકાર ઉપર ઠાલવે છે. લાખો દુઃખી માનવીઓ આવી રીતે પ્રજાકીય સરકારની સામે બેદિલી ફેલાવતા, પ્રાંતના એક છેડેથી બીજા છેડા સુધી ફરતાં હોય એ દૃશ્ય, કદિ પણ પ્રજાને માટે કે કદિ પણ પ્રજાકીય સરકારને માટે શોભાસ્પદ નથી, કલ્યાણકારી તો નથી જ.



## લીગી સૂત્રધારોની એ ડીંગ જ હતી !

કરાચી ઉપર તો ઉપર ઉપરથી જોનારને વાદળા વિહોણા આકાશમાંથી પ્રલય વરસતો લાગે એવું થયું. 'પાકિસ્તાન લઘુમતિઓનું સ્વર્ગ છે' એ તો માત્ર ડિંગ જ હતી—લીગી સૂત્રધારોની. પણ પાકિસ્તાનનું પાટનગર હિંસાના શોણિત-સ્નાનથી મુક્ત રહ્યું છે એટલો ગર્વ તો, જ. મહમદઅલી ઝીણા અને એમના સાથીઓ અમુક અંશે યોગ્ય રીતે, અત્યારસુધી લઈ રહ્યા હતા. અમુક અંશે એટલા માટે કે કરાચીમાં લઘુમતીઓ ઉપર વીતવામાં ફક્ત આ એક શોણિત-સ્નાન જ બાકી હતું. તે સિવાય બીજા જે કંઈ અત્યાચારો કલ્પી શકાય તે બધા તો ત્યાંની રોજિંદી ઘટનાઓ જેવા હતા. પાકિસ્તાની સૂત્રધારો વાતો ગમે તેવી કરતા હોય, પણ



પાકિસ્તાનના ખૂણેખૂણામાંથી અને હિંદી સંઘમાંથી કરાચીમાં ભેગા થયેલા મુસલમાનોએ 'કાયદો અને વ્યવસ્થા'ની ચિંતા કદી કરી જ નથી. પાકિસ્તાનમાં વસતા હિંદુ-શીખોની માલ-મિલકત, જર-જમીન, તેમની પોતાની જ છે એવી માન્યતાથી જ તેમણે પોતાનું અત્યારસુધીનું વર્તન ઘડયું છે. આ વર્તનને પરિણામે હજારો નહિ, લાખો હિંદુઓ ઘર બાર અને ધંધા-ધાપા વિનાના થઈને સિંધમાંથી, પાકિસ્તાન અસ્તિત્વમાં

આમ્બા પછી, બે-અઢી માસમાં જ નીકળી ગયેલા. સિંધની અને પાકિસ્તાનની સરકારોએ આ પ્રચંડ હિજરતને અટકાવવા માટે, દિ'ઊગ્યે નિતનવાં વચનો આપવા સિવાય બીજું કશું જ ન કરેલું! અને કરે પણ કેવી રીતે અને શા માટે? તેમને તો પાકિસ્તાનના પાટનગરને મુસ્લિમમય બનાવવું હતું; બહારથી આવેલા મુસલમાનોને માટે રહેવાની જગ્યાઓ અને ખાવા માટેના કામ-ધંધા જોઈતા હતા. એ તો હિંદુઓ જાય ત્યારે જ મળે ને!

આમ આ છેલ્લું સંહાર-તાંડવ શરૂ થયું ત્યારે કરાચીની હિંદુ વસતિનો મોટો ભાગ તો બહાર નીકળી જ ગયો હતો. બાકી લાખેક જેટલા હતા તેઓ નીકળવાની સગવડ મળે તેની રાહ જોતા બેઠા હતા.

## ભયંકર પાશવતાનું કારમું તાંડવ

જાન્યુઆરીની છઠ્ઠી તારીખના મંગળવારે બપોરે બસોક જેટલાં શિખ સ્ત્રી-પુરુષો-બાળકોની કતલથી શરૂ થઈને પૂરા ચાર દિવસ સુધી ચાલેલ કરાંચી ઉપર મુસ્લિમ ગુંડાઓનું કાળ-તાંડવ, ખરેખર એ કારમી કથા-એ વસમી ઘટનાનો સાચો ચિતાર હજુ આપણી સમક્ષ આવ્યો નથી; પણ નજરે જોઈને અથવા અનુભવીને આવેલા કુટીબંધ વિશ્વાસપાત્ર માણસોના કહેવા ઉપરથી એમ લાગ્યા વગર તો રહેતું જ નથી કે પાકિસ્તાનમાં અત્યારસુધી ઠેરઠેર જે સંહાર-સત્રો યોજાયાં છે તેમાં એનું સ્થાન અને એની ભયંકરતા પાશવતાની દૃષ્ટિએ અનોખાં જ




છે. સોએક જેટલા સિંધી શીખો (એ શીખો પંજાબના નહોતા, સિંધના જ, સિંધી નાનકપંથીઓ હતા) કરાચીને સ્ટેશને ઉતરે. ત્યાંથી જ ગુંડાઓનાં ટોળાં એમની પાછળ પડે, શીખોના સાથેના, એમની રક્ષા અર્થે જ મૂકાયેલા પોલીસ, આ ઘટના સામે આંખ-આડા કાન કરે, એ સીધાં ત્યાંથી લગભગ બે માઈલ દૂર આવેલા ગુરુદ્વાર ગાડીઓમાં જવા ઉપડે. પાછળ પ્રતિપળે વધતું જતું ગુંડા-ટોળું એમને સતાવતું આવે. અને ગુરુદ્વાર સુધી આવતાં આ ટોળું દશ હજારનું થઈ જાય, અને ગુરુદ્વારને આગ લગાડીને એ આખા શહેરમાં ફરી વળે...અને આ બધું પાકિસ્તાનની સેક્રેટરિયેટથી ફક્ત બે જ ફર્લાંગ દૂર આવેલા ગુરુદ્વાર ઉપરથી શરૂ થાય છતાં ન વેળાસર કોઈ પોલીસ કે લશ્કરી કૂમક પહોંચે, અને મોડે મોડે પહોંચે ત્યારે અમાનુષી હિંસાને નાદે ચડેલા દશ હજારના એ



"પાકિસ્તાનના દુશ્મનો બહાર નથી; પાકિસ્તાનની અંદર પડેલા છો" —સરદાર
[અને પાકિસ્તાનીઓ સરદારશ્રીને દુશ્મન નંબર ૧ ગણે છે!]

ટોળાંને વિખેરવા માટે પાકિસ્તાનની લશ્કર-ટુકડી અશ્રુવાયુ જેવાં સૌમ્ય સાધનનો જ ફક્ત પ્રયોગ કરે—એ બધું ખુદ ઈશ્વરની પણ આંખમાં અશ્રુ લાવે એવું હતું! નવાણું ટકા હિંદુ ઘરો સાફ થઈ ગયાં—કરોડોની માલ-મત્તા લુંટાઈ ગઈ, સામે થયા અગર સામે થવાનો આભાસ સરખોયે ઊભો કર્યો, તેઓ ઠાર થયા. ગુંડાઓએ સ્ત્રીઓને પણ ન છોડી. તેમનાં અંગનાં આભૂષણો ઉતારી લીધાં. ક્યાંક ક્યાંક તો તેઓ એટલા ઉતાવળા હતા કે બંગડીઓ માટે કાંડાં અને એરીંગો માટે કાન કાપી નાખ્યા. ક્યાંક ક્યાંક એથી પણ આગળ ગયા ઉત્તરથી દક્ષિણ સુધી અને પૂર્વથી પશ્ચિમ સુધી એકેય મંદિર લુંટાયા વગરનું



ન રહ્યું અને એકેય દેવપ્રતિમા અખંડ ન રહી. આ હત્યાકાંડ પછી ચોથે દહાડે, શુક્રવારે સાંજે, કાપદે આત્રમ શહેરની મુલાકાતે નીકળ્યા—ઘરબાર વગરની થઈ ગયેલી, લુંટાઈ ગયેલી, ચીંથરેહાલ બની ગયેલી લઘુમતિને આશ્વાસનના બે શબ્દો સંભળાવવા માટે!



કહે છે કે સિંધ કોલેજમાં 'છાવણી' નાખીને પડેલા સિંધી ભાઈ-બહેનોની મુલાકાતે એ ગયા ત્યારે એક સુશિક્ષિત આમિલ કન્યાએ નિરાશાની ભરેલી આ વૃત્તિથી તેમને બે-ચાર લીલી-સૂકી સંભળાવી...જેનો સાર એટલો જ હતો કે, "મોટી મોટી વાતો કરીને આખરે તો તમે આ જ કર્યું ને? આ જ તમારૂં પાકિસ્તાન?" જ ઝીણા કંઈ પણ ઉત્તર દીધા વગર ત્યાંથી ચાલ્યા ગયા!

## —અને સંતે તપશ્ચર્યા આદરી

કરાચીના આ ભયાનક પ્રકરણનો પડઘો હિંદમાં કોઈ ને કોઈ રૂપે જરૂર પડશે એવી દહેશત સર્વત્ર સેવાઈ રહી હતી અને એ દહેશત સાચી ઠરી તો હિંસા અને પ્રતિહિંસાનું દુશ્ચક્ર વળી પાછું નવેસરથી ચાલુ થઈને ફરી એક સર્વવ્યાપી મહાભયાનક યાદવાસ્થળીમાં જ પરિણમવાનું એવી આશંકાઓ અનેક હૃદયોને સતાવી રહી હતી, એવામાં પૂ. મહાત્માજીના ઉપવાસના સમાચારે એક નવી જ લહર, સાત્વિક, મંગળ, શુદ્ધિદાયક લહર, હિંદના વાયુમંડળમાં લહરાવી દીધી! પૂ. મહાત્માજી ફક્ત રાજકીય જ નહિ પરંતુ પ્રજાના આધ્યાત્મિક અને નૈતિક હવામાનના પણ અચ્છા જાણકાર છે. એમની આંખો વર્તમાનનાં પડ ભેદીને દૂર દૂર ભાવિના ફલક ઉપર શું આલેખાયું છે તે પણ વર્તી શકે છે. કોઈ અગમ્ય રીતે એમના જાગ્રત અંતરાત્માને સુઝી આવ્યું હશે કે પાકિસ્તાનના પાટનગરના હત્યાકાંડનો પડઘો હિંદના પાટનગર દિલ્હીમાં પડતો અટકાવી શકાય તો પછી એ દેશના બીજા તમામ ભાગોમાં અટકાવી શકાય. એટલે દિલ્હીને જ એમણે પોતાની તપશ્ચર્યાનું તાત્કાલિક નિશાન બનાવ્યું. દિલ્હીવાસી હિંદુઓ અને શીખોના અંતરની પ્રસુપ્ત માનવતાને તેમણે જગાડી દીધી. જગાડી દીધી એટલું જ નહિ, પરંતુ કોમી એખલાસના સ્થાપનના કાર્યમાં લગાડી પણ દીધી. છઠે

દિવસે એમની તપશ્ચર્યા ફળી. દિલ્હીવાસીઓએ તેમની પાસે પ્રતિજ્ઞા કરી કે મુસલમાનોને અમે અભયદાન આપીશું, દિલ્હીમાં વસવાના અને દિલ્હીની પ્રજા વચ્ચે નિર્ભયપણે હરવા–ફરવાના તેમના અધિકારના સંરક્ષણના અમે હામી બનીશું, તેમનાં ધર્મ-સ્થાનોનો અમે તેમને કબજો સોંપી દઈશું. તેમાંથી જેમને જેમને ગુંડાશાહીને કારણે જફા પહોંચી હશે તેમને તેમને અમે અમારે જ ખર્ચે સમરાવી આપીશું. અને મહાત્માજીએ પારણું કર્યું.

જનાબ ઝીણા પૂ. મહાત્માજીનું અનેક વાતોમાં અનુકરણ કરે છે, પણ પૂ. ગાંધીજીને પગલે ચાલીને પાકિસ્તાનમાં કોમી એખલાસની સ્થાપનાનો આવો કોઈ પ્રયત્ન કરવાનું તેમને કદી સૂઝે તો કેવું સારું ...અને દિલ્હીના હિંદુ–શીખોએ દિલ્હીની લઘુમતિ કોમ મુસલમાનોને જે રીતે નિર્ભય કર્યા, તે જ રીતે કરાચીના મુસલમાનો સિંધના હિંદુઓને નિર્ભય કરે–એમની લુંટાયેલી માલ–મત્તા પાછી સોંપાવીને, એમનાં તૂટેલાં મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવીને...પણ ...પણ...

પણ મંદિરોનો સાચો જીર્ણોદ્ધાર કરવાનું કામ તો આ મહિને મહારાજ રવિશંકરે કર્યું છે—ડાકોરમાં. પરદેશી 'શાસન ગયું', પણ જેણે આપણને એક હજાર વરસ પહેલાં ગુલામ બનાવ્યા અને અત્યારસુધી ગુલામ રાખ્યા તે આપણી પામર જીવનદૃષ્ટિ ન ગઈ. સામાજિક, ધાર્મિક, સાંસ્કૃતિક, નૈતિક બધીયે બાબતોમાં આપણે હજી એવા ને એવા જડ છીએ. પ્રગતિ થઈ છે પણ તે ઉપરના એક પાતળા થરમાં અને તે પણ જેટલી બાહ્ય દેખાવ પૂરતી તેટલી અંતરની પ્રતીતિવાળી નહિ। એના રોજ રોજ આવતા હજારો દાખલાઓમાંથી એક ડાકોરના બ્રાહ્મણોએ પૂરો પાડ્યો–મહારાજની સામે પ્રતિ–સત્યાગ્રહમાં ઉતરવાની વાતો કરીને. પણ અંતે રણછોડરાયજીએ લાજ રાખી એમની. મહારાજને યશ મળ્યો અને સત્યાગ્રહનો વિજય થયો, પણ કહેનારા તો એમ પણ કહે છે કે ડાકોરના બ્રાહ્મણોએ જે નમતું આપ્યું તેની પાછળ જેટલો પ્રભાવ મહારાજના સત્યાગ્રહનો હતો, તેથી ઓછો પ્રભાવ, મહારાજના ભ્રુકુટી–ભંગ ઉપર મરી ફીટવાને તૈયાર થઈ જાય એવા હજારો ધારાળાઓનાં ધારીઆંનો હતો! આશા રાખીએ કે એ વાત ખોટી હોય...ધારાળાઓ ક્યાંય આ આખા ચિત્રમાં સંભળાયા તો નથી જ, બાકી તો भय बिनु प्रीत न होत गुसाई એમ તો તુલસીદાસજી પણ કહી ગયા છે! તા. ૨૨–૧–૪૮



–પણ અંતે રણછોડરાયજીએ લાજ રાખી!

'ગર ફિરદોસ બર રૂએ ઝમીં અસ્ત
હમીનસ્તો હમીનસ્તો હમીનસ્ત!'




કાશ્મીરના પ્રશ્નમાં ઝીણાથી માંડીને પરદેશીઓ સુધીનાને રસ છે!

# રસ–યશ–બળની સોરઠી ત્રિપુટી

## सत्यम्, शिवम्, सुंदरम् । પ્રેમ, પાવિત્ર્ય અને પુરૂષાર્થ

લેખક : શ્રી. સવ્યસાચી

વસન્ત પંચમીથી હોળિકોત્સવ સુધીની ચાલીસ દિવસની વસન્ત ચાલીસીમાં વિકાસનાં, વિજયનાં અને વિનયનાં ત્રણેય તત્ત્વો ભર્યાં છે! જ્યાં પ્રેમ, પાવિત્ર્ય અને પુરુષાર્થની ત્રિખંડ ત્રિવેણી રેલે છે ત્યાં જીવનમાં અને જગતમાં નવપલ્લવતા, નવોત્સાહ અને નવનિર્માણ જ નજરે ન પડે તો બીજું તે શું નજરે પડે ?

હાથથી પુરુષાર્થ, બુદ્ધિથી પાવિત્ર્ય (વિશુદ્ધિ) –સાચી દાનત અને હૃદયથી પ્રેમ, એમ દસ્ત દિમાગ ને દિલની શક્તિઓનો (હેન્ડ, હેડ ઍન્ડ હાર્ટનો) સમન્વય અને ઉલ્લાસ એનું જ નામ વસન્ત. વાસે તે વસન્ત. જે અંગે અંગે, દેહે દેહે, ગેહે ગેહે પ્રેમ, પાવિત્ર્ય ને પુરુષાર્થની રસ, યશ અને બળની મધુર મંજરીની વાસસુવાસથી મ્હેક મહેક કરી મૂકે તે વસન્ત!

વસન્ત પંચમી તો છે સૌન્દર્યનું રસપર્વ! એ પર્વ તો છે વિશુદ્ધ વિમળ રસનું! रसिकाः कामवर्जिताः સૌરાષ્ટ્રના કૃતકપુત્ર બંસીધર કન્હૈયાનું એ યશઃ પર્વ છે. ગોકુળના છેલ અને દ્વારિકાના માધવનું–માધા જાદવનું રસપર્વ છે. મહાશિવરાત્રિ એ સૌંદર્યને માનવ હિતમાં–જનકલ્યાણમાં–જગતની સેવામાં યોજવાનું શિવપર્વ છે. આ મહાશિવરાત્રિએ (માઘ વદ ચૌદશ) સૌરાષ્ટ્રના એક સપૂતને જ્ઞાન લાધ્યું અને એણે જગમાં નવચમકાર કર્યો. એણે कृण्वन्तु विश्वं आर्यम्‌ની ઘોષણા કરી અને આર્યાવર્તને અનેક રીતે નવચમકથી ભરી દીધો–ધર્મિક તેમજ સામાજિક અને સાંસ્કારિક એમ અનેક દિશામાં. સૌરાષ્ટ્રના સપૂત એ મૂળજી (મચ્છુકાંઠાના મૂળશંકર) જ્ઞાનતિથિ–બોધ–તિથિ એ મહાશિવરાત્રિ!

ત્યારપછી હોળિકા પ્રગટશે અને એ સત્યને સૌંદર્યની અને શિવને સત્યની ફૂલગૂંથણીએ ગુંથનારૂં તપઃપર્વ હશે. એ તપઃપર્વના હુતાશન પ્રગટાવનાર પણ છે સૌરાષ્ટ્રના જગમશહુર વૈશ્યપુત્ર– મોહનદાસ ગાંધી!

સૌરાષ્ટ્રે જે રસ, બળ અને યશની, સુંદર શિવ અને સત્યની–પ્રિય હિત અને મિતની–પ્રેમ પાવિત્ર્ય પુરુષાર્થની–યમુના ગંગા સરસ્વતીની જીવનઝરણીઓ સંતપ્ત અને દુઃખિત જગતને સંતૃપ્ત અને પરિપ્લાવિત કરવા જગતને ચરણે ધર્યાં કીધી છે એમાં કુદરતનો, કીરતારનો કોઈ ઓછો સંકેત હશે? ટંકારાના બટુક મૂળશંકરના જીવનમાં સૈકા પહેલાં બોધોદયની શિવરાત્રિ પ્રગટી, તેમ આપણા દેશના, પ્રાન્તના, ક્રામના અને પોતાના જીવનમાં તન્મે મનઃ शिवसंकल्पमस्तुની જ્ઞાનરાત્રિ પ્રગટે તો આપણુ સહુનો બેડો કેવો પાર થાય? પ્રભુ એવી શિવરાત્રિ આપણા દેહમાં અને દેશમાં જલ્દી પ્રગટાવે.

કૃષ્ણચંદ્ર શા ક્ષત્રિય, મૂળશંકર શા બ્રાહ્મણ અને મોહનદાસ શા વૈશ્ય એ ત્રણેય બળોનો સંપર્ક અને સમન્વય સધાય તો હિંદનો તો શું પણ સારા યે જગતનો બેડો પાર ઉતરે. ત્રણેય તત્ત્વોનો મેળ સાધવો –આ ત્રણેય રસે અને વિભૂતિએ રસાવું એ જ સાચી વસન્ત ચાલીસી ઉજવ્યા બરોબર છે. આ ત્રણેય પર્વો અને ત્રણેય તત્ત્વોને આપણે આપણા જીવનમાં સંચીએ અને સીંચીએ તેમજ જીવનની મહેફીલ પૂર બહારમાં માણીએ:

> માધવ મૂળ મોહન, સૌરાષ્ટ્રની ત્રિપુટી,
> જગ બધું ઉજાળે, પાપ તાપને પ્રજાળે.

# આશા વધુ કે ભય ?

લેખક : પ્રા. વિજયરાય ક. વૈદ્ય

આપણી આવતીકાલ ભયગ્રસ્ત છે કે આશાસ્પદ, એ પ્રશ્નની તલસ્પર્શી મીમાંસા આપણા અગ્રગણ્ય વિદ્વાન પ્રા. વિજયરાય ક. વૈદ્યે આ લેખમાં કરી છે. આજ તેમ જ આવતી કાલના ઘડવૈયાઓને એમાંથી ઉપયોગી માર્ગદર્શન મળી રહેશે. ... ... ... ... ... ...

૧

**થો**ડાક માસથી જે નૂતન યુગ આપણા દેશમાં શરૂ થયો છે તેને પરિણામે આપણે સારી આશાઓ વધારે રાખવાની છે કે ખરાબ ને ખરાબ ભય વધુ પ્રમાણમાં સેવવાના છે? જે નઠારું બને છે તે સારાને કાજે કે સારાનાં નિરન્તર સ્વપ્નમાં જ આપણે નસીબે રહેવાનાં છે? કોણ કહી શકે?...

એ નસીબ વળી શું કહેવાય? આપણે કાંઈ નસીબવાદી બનવાનું છે, રહેવાનું છે? આપણે તો પુરુષાર્થીઓ, આપણે પરાક્રમી નરનારીઓ. આપણામાંનાં ઘણાંએ નસીબ સામે સફળ ટક્કર પણ ઝીલી છે. ત્રીસેક વર્ષ પર લગભગ દરેક હિંદી માનતો—અને સ્ત્રીઓ તો વળી વધુ માનતી—કે 'સરકાર માબાપ' વાળું જે બ્રિટિશ રાજ્ય તે તો વજ્રલેપ જેવું આપણાં કપાળે ચોંટ્યું તે ચોંટ્યું જ છે અને ચોંટેલું જાણે યાવચ્ચન્દ્ર દિવાકરૌ રહેવાનું છે. એવી ફિલસૂફી પણ વિનીત રાજકીય નેતાઓએ ખીલવેલી કે એ તો પ્રભુનો દૈવી સંકેત છે કે એ પરદેશી રાજ્ય આપણે માથે સદૈવ તપતું રહેવા જ નિર્માયું છે.

"નિર્માયું છે?" ના, નિર્માયું હતું. એ નિર્માણને જાગ્રત પ્રજાના પુરુષાર્થે ફેરવ્યું છે, બદલ્યું છે. ગઈ ત્રીશીમાં જ એવો સમય પણ હતો કે પૂર્ણ સ્વરાજ્યની વાત કરતાં યે રાષ્ટ્રવાદી વર્તમાનપત્રો પણ ઘણાં ખરાં ડરતાં કે સંકોચ પામતાં; નેતાઓ સુદ્ધાં એ માટે બોલતા કે લખતાં શીખ્યા તે જાણે પા–પા પગલીની રીતે–બહુ ધીમે ધીમે જ: એવી ધીમાશથી કે એની સાથે સરખાવતાં ગોકળગાયની ગતિને પણ ઝડપદાર કહેવી પડે.

એ બધું હવે ગયું છે–ઓછું તો થયું જ છે. પ્રજા એટલે એનો મોટો ભાગ હજી પૂરતા પ્રમાણમાં અને સન્તોષકારક રીતે સહર્ષ પુરુષાર્થી થયો જો ન ગણાય તો પણ એટલું તો થયું છે કે આપણે હાથે, નર્મદ જેને 'મોહોટાં કામ' કહે છે અને જેમાં 'જસ' વરવાનું શક્ય છે એમ પણ તેણે પ્રબોધ્યું છે ને કરી બતાવેલું, તેવું કાંઈક કાંઈક આપણે કરતા થયા છીએ; અને એટલા પૂરતા અન્ધ ને પશુતુલ્ય જડસુ યાને નર્યા નસીબવાદી થઇ રહેતા હવે મટયા પણ છીએ.

આ આટલી સર્વસામાન્ય વિચારણા અનુસાર તો આપણી આવતી કાલ ભયગ્રસ્ત નહિ પણ આશાસ્પદ આપણને લાગવી જોઈએ.

૨

લાગવી જોઈએ પણ લાગતી નથી–આવતી કાલ આશાભરી લાગવાનાં કારણ છે પણ તે ભયભરી બને એવા સંજોગ તો અત્યારે જ મોજૂદ છે. આપણી વાતચીતમાં આપણે નામ દઈ દઈને પણ કહેતા હોઈએ છીએ કે અમુક વહેપારીના કરોડો રૂપિયા કાળા બજારમાંથી આવ્યા છે, અમુક અમલદારને પગાર તો દોઢસોનો, છતાં તે સકુટુમ્બ મોટરની, બારકનિયા રિફિટનાં બોલપટની લીલા—લહેર રોજે રોજ માણે છે; ફલાણો વળી મકાનમાલિક છે અને હેવાનને પણ શરમાવે તેવી ગાળગલોચિયા હેવાનિયત વડે ભાડુતોનાં લોહી ચૂસે છે, ચૂસ્યા કરે છે, ચૂસ્યો જ જાય છે—દહાડે નહિ તેટલું રાતે ને રાતથી યે વધુ તો દહાડે, ઉઘાડે છોગ અને બેદવા નાગાઇથી જ! આવા તો કાંઇ કાંઈ ભયોના ભાર જગતના દેશોદેશમાં—

**હેવાનને પણ શરમાવે એ રીતે શોષક જનતાનાં લોહી ચૂસે છે, ચૂસ્યા કરે છે, ચૂસ્યે જ જાય છે, દહાડે નહીં તેટલું રાતે ને રાતથી યે વધુ તો દહાડે, ઉઘાડે છોગ અને બેહયા નાગાઇથી જ !**

બીજે કાંઈક હળવા તો હિંદમાં એટલા અમાનુષ ને આકરા કે સહ્યા જાય નહિ—વ્યાપેલા છે. એવા આસુરી ભયનો કોરડો વીંઝનાર નાપાક નાના મોટાને જબ્બર જાલિમોને ઈશ્વરી દંડનો ડર તો નથી જ કેમકે તેમણે વાણીથી નહિ પણ કરણીથી જ ઈશ્વરને ઇનકાર્યો છેઃ હું જ મારો ભગવાન ને એકમાત્ર ભાગ્ય-વિધાતા છું એવું કાંઈક એના હૈયે છપાઈ ગયું છે અને એ છાપના દૈત્યબળ જોરે જ એ જાણે જીવતો હોય છે, બીજાને ડારતો ને મારતો હોય છે. એની રિબામણીથી ત્રસેલા માણસો તો ત્રાહ્ય પોકારતાં એવા પોકારો પાડતાં હોય છે કે આ જીવતા મોત કરતાં તો મરેલું મોત ભલું—સાચું ને સાક્ષાત મૃત્યુ જે આ સદેહે નરકનો અન્ત તો આણે; પછીની વાત પછી.

જેને વર્ણવવા 'દુર્દશા' કે 'ભૂંડી દશા' જેવા શબ્દો તો હળવા પડે છે તેવી ભયત્રસ્તોની આ અધમાવસ્થા આવી ક્યાંથી? સવાલના જવાબમાં રાજ્યધુરીણો કહે છે કે એ તો માજી વહીવટનો વારસો; સમાજધુરીણો કહે છે કે એમ હોય તો પણ નવા રાજ્યકર્તા એવા તે કેવા નાતાકાત, કે સ્વાર્થ-સંકળને અળગો કરીને, અદ્ભુત સાહસે શોભતા, અનન્ય વીરત્વે ઝળકતા બનીને તેઓ પોતાનું નગદ નવાપણું અરે ચૈતન્યભરપૂર આત્મબળ સાંસિદ્ધ કરવા માટે જાણે આંગળીયે ઉંચી કરતા નથી—જાણે કે જીવમાં જડ ઘાલી બેઠેલ ડરપોકપણાને જ બહાદુરીનો આદર્શ માનતા લાગે છે, મર્દાનગી પૂરેપૂરી નષ્ટભ્રષ્ટ થઈ ચૂકી હોય તેવી રીતે.

ઉત્તરદાતાઓનો એક ત્રીજો વર્ગ પણ છે—ધાર્મિક ઉપદેષ્ટાઓનો. તેમણે સમાજનું ગુરુપદ ખોયાને તો જમાનાઓ થઈ ગયા. આજે, અતિ વિરલ અપવાદ બાજુએ રાખીને, કહેવું પડે તેમ છે કે એ ધર્મધુરીણો ખરા ધર્મભાવથી પરાઙ્મુખ બનીને પરજીવન પોતે જીવે છે અને અનુયાયીઓને પણ એવું જ હરામી જીવન ખુલ્લી રીતે સ્વાર્થપરાયણતાથી—અંને પક્ષનો નીચ સ્વાર્થ એ રીતે જ ઉદ્દંડપણે પોષાય તેમ હોવાથી—જીવ્યા કરવા દેતા હોય છે.

આમ, જે કોઇએ આપણને ભયમુક્ત કરવા ઘટે તે સૌ જ વધુ ને વધુ ભયાકુલ કર્યે જાય છે.

૩

જેમણે જીવન વિશે સૂક્ષ્મ ચિન્તન આત્મામાં ઊંડા ઊતરીને કર્યું છે તેમણે કહ્યું છે કે મનુષ્યની વૃત્તિ જ્ઞાનથી વિમુખ બને છે ત્યારે તે પ્રજાના નાશને નોતરે છે. આપણી પ્રજા પ્રજા તરીકે જ્ઞાનવિમુખ બની છે એ તો ઉપર જે ચિત્ર દોરવા પ્રયાસ કર્યો છે તે પરથી સ્વયંસ્પષ્ટ થાય છે. એ જ્ઞાન એટલે માત્ર અક્ષરજ્ઞાન નહિ, ફક્ત ઉચ્ચ શિક્ષણ કે છાપાંચોપાનિયાં ને ચોપડીઓથી પમાતું જ્ઞાન નહિ, પણ એ સર્વ જ્ઞાન-પ્રકારો જેમાંથી સ્રવે છે કે વહી

આવે છે તે ઉચ્ચતમ આત્મજ્ઞાન. પ્રજાના પીડકોને આપણે સમાજવિરોધી તત્ત્વો તરીકે ઓળખાવીએ છીએ. તે સૌને આગલા સમયની પરિભાષામાં દુષ્કૃત્ય કરનાર દુરાચારીઓ કે દુષ્ટો જ કહેવા જોઈએ—પછી તે હોય માત્ર અક્કલહોશિયારીનાં હથિયારે પ્રજાજનો સામે લડનાર લાંચિયા વગેરે યા તો છરા, બોમ્બ કે સ્ટેનગનથી લડનાર હુલ્લડખોરો કે હુમલાખોરો. એવા તો જેમ છેક જ્ઞાનવંચિત છે તેમ પ્રજાના રાજકીય નેતાઓ, સામાજિક મોટા-નાના કાર્યકરો અને ખુદ રાજ્યકર્તા વર્ગનાં બધાં માણસો પણ જનકલ્યાણ માટે પોતે તથા બીજાઓએ શું કરવું તે બોલવા કે લખવા પૂરતું 'જ્ઞાન' પામેલ તેથી જરા અધિક જાણતા હોય છે પણ તદનુસાર કરવે, વર્તવે, અનિચ્છુક કે પ્રમાદી કે ઉત્સાહ ને સ્ફૂર્તિ પંડમાં હોવા છતાં ક્રિયાશીલ નહિ બની શકતા હોઈ, અસહાય હોય છે.

ત્રીજો રહ્યો તે વર્ગ સામાન્ય જનોનો બનેલો મોટો જેવો જનસમૂહ. એને ભાગે એ આવ્યું છે કે ઉપર કહ્યા તે બંને વર્ગો તેને પીડે કે હાંકે તેમ તેણે કાં તો મૂંગા પ્રાણી માફક વગર બોલ્યે પીડાયા કરવાનું હોય છે નહિ તો બાપડા બિચારા તરીકે રાડનાં રાડતાં પણ હંકાયાં કરવાનું અથવા તો પામર જન તરીકે આરડતાં, અથડાતાં ને પછડાતાં, જે જેમ જ્યાં તગડયે રાખે તેને વશ થઈ, તેમ અને ત્યાં તગડાયા કરવાનું છે. એવાઓનું જેવું તેવું જ્ઞાન પણ તેમને દયામણા બનાવે છે, વીર નહિ.

૪

તો પછી યોગ્યચિત જ્ઞાન કયું? તે ક્રિયાપરાયણ જ્ઞાન કયું જે માનવને માનવના ભય ત્રાસથી બચાવે અને માનવેતર લાગે છે એ પ્રકારનાં કુદરતે નાંખેલાં દારુણ દુઃખો સામે પણ ગૌરવથી ટકાવી રાખે—મૃત્યુ પણ આવે જ ત્યારે એને મિત્ર લેખે ભેટતાં શીખવે.

એને આત્મજ્ઞાન કહ્યું છે. શબ્દ ગમે તે વાપરે પણ દેશે દેશના સર્વ ઉપદેશ આપવાના અધિકારી જીવનવીરોએ એને મનુષ્યના શુદ્ધમાં શુદ્ધ, સાચામાં સાચા, ઉત્તમોત્તમ સ્વરૂપનું જ્ઞાન કહ્યું છે; અને અર્વાચીન મનુષ્યનો ખરો ધર્મ એ જ્ઞાન પામીને એનો વિનિયોગ પોતાના માત્ર રોજે રોજના નહિ—

### માનવ અને શણગાર

દેહ એક સાધન છે એ એક વાત બરાબર સમજાય તો જીવનને જોવાની એક નવી દૃષ્ટિ મળી જાય. પછી, દેહના શણગાર પણ તુચ્છ લાગે. ખરી રીતે તો દેહને ઢાંકવા સારુ એક વસ્ત્રના ટુકડાની જરૂર છે. એને બદલે આપણે વસ્ત્રના વિષયમાં કેટલો ઘટાટોપ કરી મૂક્યો છે? પહેરવાનું કપડું મુલાયમ જોઈએ—અમુક તો રંગીન જ જોઈએ—વેલ બુટ્ટાથી ભરેલું જોઈએ! આ પ્રકારનું વસ્ત્ર ઉપજાવવા કેટકેટલા કારીગરોને રાતદિવસ કેટલો પરસેવો પાડવો પડે છે?

સુંદર કપડાં કે આચ્છાદનથી જ માણસ શોભતો હોય તો તે રંગબેરંગી પટ્ટા કે પીંછા સાથે શું ન જન્મી શક્યો હોત? સિંહ, હરણ કે મોરની જેમ સ્વભાવતઃ પોતાના દેહને માનવી શું ન શણગારી શકત?

મનુષ્યદેહ સ્વયં એક કલાકૃતિ છે—સ્વભાવતઃ એ સુંદર છે—એને સુંદર દેખાવા માટે કોઈ કૃત્રિમતાની જરૂર નથી. એવી ફરિયાદ કરવામાં આવે છે કે જર્મનીના રંગે આવીને આપણું સત્યાનાશ વાળી દીધું. હું કહું છું કે ભાઈ, તમારા મનનો રંગ પહેલેથી જ ઊડી ગયો હતો—એટલે તો તમને બનાવટી રંગનો મોહ લાગ્યો—એટલે જ તમે પરાવલંબી બન્યા. શરીરને શણગારવાના ચક્કરમાં તમે ફસાઈ પડયા.

મનને સંયમથી શણગારવું, બુદ્ધિને સાત્ત્વિક બનાવવી અને હૃદયને ઉદાર બનાવવું એમાં જ મનુષ્ય જન્મની મહત્તા અને સાર્થકતા છે.

—વિનોબા ભાવે

પળેપળના જીવનમાં કરવામાં રહેલો છે. એને કહેવો હોય તો, અધ્યાત્મ ધર્મ કહેવાને બદલે, અભિનવ જીવનમાર્ગ આપણે ભલે કહીએ; પણ એના વિના વ્યક્તિઓનો, જૂથો નો, સમાજોનો, પ્રજાઓનો, સમસ્ત માનવજાતિનો બીજો કશો આરો વારો છે નહિ એટલું તો ચોક્કસ.

એવું એ જ્ઞાન; એ આત્મજ્ઞાન, એ સ્વરૂપજ્ઞાન. એનાથી વિમુખ થયેલા ચિત્તમાં દુર્વૃત્તિઓ જાગે, જામે અને બહેકે પણ. એવી વૃત્તિઓનું માત્ર શમન નહિ, એનું રૂપાન્તર તથા ઊર્ધ્વીકરણ કરવું એ એક જ સાર્થ ઉચ્ચપદ માનવનો હોઈ શકે. એ રીતે જ વ્યક્તિની 'મહતી વિનષ્ટિ' ન થાય, પ્રજાનો સર્વનાશ પણ અટકે.

૫

ભય વધુ કે આશા ? ભય નહિ, આશા. એ કેવી રીતે ?........

આપત્તિ, ઉપાધિ, મૂંઝવણ એ સર્વ તમારે જો પ્રારબ્ધ અનુસાર–એટલે કે એ બધાંને મિટાવવાના પુરુષાર્થ છતાં, પુરુષાર્થ નિષ્ફળ કે અલ્પ ફળદાયી બનતાં–ભોગવી લેવાં પડે તેમ હોય, તો એ ભોગવવું પણ હળવું બને, શક્ય તેટલું ઓછું વસમું લાગે, એટલા માટે તમારામાં એવું હૃદયબળ હોવું ઘટે બલકે એવી દૈવ શક્તિ તમારા અન્તઃકરણમાં દિનરાત જાગતી ને ઝગતી હોવી, જાગ્રત થવી અને જાગ્રત રહેવી જોઈએ જેનું અનુસન્ધાન પરિમિત એવી માનવ શક્તિ કરતાં ભિન્ન તથા ઉચ્ચ અને તો પણ માનવમાં જ, એનાં મન તથા પ્રાણ તથા ઇન્દ્રિયો દ્વારા, કાર્ય કરતી હોય એવી પરમ એક શક્તિની સાથે હોય. એવાં લોકોત્તર સત્ત્વો પણ અનુભવીઓએ અનુભવ્યાં છે જે મધ્યસ્થો તરીકે અદશ્ય છતાં હૃદયગમ્ય સૃષ્ટિમાં રહેલાં છે–જેઓ મનુષ્યવ્યક્તિને માટે પેલી પરમ શક્તિમાંથી એનાં પ્રેમબિન્દુ, એનાં તેજકણ, એની સઘન શાન્તિનાં આન્દોલન મેળવે છે અને વ્યક્તિઓ કે સમુદાયોમાં સંક્રાન્ત એને કરે છે.

આ તત્ત્વાનુસન્ધાન–પ્રયોગની સંકુલ પ્રક્રિયાઓ તો જુદી જુદી ઘણી બનવાની છે, પણ આપણા સામાન્ય જનોએ તો એટલું જ સમજી લઈને કરવાનું કે એ શક્તિ યા તો તત્ત્વનું નામ 'ભગવાન' પાડવું, એના અસ્તિત્વમાં (શરૂઆતમાં કદાચ અન્ધ લાગે તેવી પણ) શ્રદ્ધા રાખવી, એ શ્રદ્ધાળુપણાના આરંભની જડતાને પ્રાણબળે કરીને સક્રિય તથા અન્તે સાત્ત્વિક પણ કરવી એટલે ક્રમેક્રમે શાન્તિશ્રી–પ્રકાશમય સાત્ત્વિકતા આપણામાં પ્રગટ્યા વિના ન રહે, વિશ્વક્રમમાં અનાદ્યન્ત કાર્ય કર્યે જતી પરમાત્માની યોજનાનુસાર.

આ બધું હવાઈ લાગે છે ? તમને–મને નડતા મોટા ને નાના નક્કર ભયો નિવારવા માટેની આ આશા–વાર્તા હવાઈ જણાય છે ? જણાશે, પ્રારંભે તો એ એવી જણાવાની. પરન્તુ આપણે જો સામાન્ય જનમાત્રમાં રહેલી છે તે મર્યાદાઓને ઘડીક પણ અળગી કરીને આ વાત વિચારવા તત્પર થઈશું તો સમજાશે કે પ્રભુ નિયોજિત વિશ્વક્રમ એવો છે કે આપણામાં છુપાયલા પ્રભુ અંશને પ્રગટ કરવા–કરાવવા માટે જ, ફિલસૂફો જેને જગતનું વૈષમ્ય-નૈર્ઘૃણ્ય કહે છે તે રચૂ કરવામાં બલ્કે ગોઠવવામાં આવેલ છે. એવી જે કાંઈ માથે પડી આપણે હિંમતી ધૈર્યસમૃદ્ધિપૂર્વક ઉકેલી લઈએ તેમાં જ મનુષ્ય તરીકે પણ આપણું ગૌરવ છે, આપણું જીવનસાર્થક્ય છે. વળી પ્રત્યેકની ચેતનાને એના સુદીર્ઘ ભૂતકાળનો ટાળ્યો ટળાય નહિ તેવો જે અશુદ્ધિનો કે અશક્તિનો વારસો હોય છે, તે તો ભોગવ્યે જ છૂટકો છે વિશ્વનિયમ આ પ્રકારનો હોવાથી જ દુઃખટાળણ માટેની આપણી બાહ્ય જગતમાંની એકેએક પ્રવૃત્તિ કારગત નીવડની નથી કે થોડાં જેવી બની એનાં પરિણામ 'સાત સાંધતાં તૂટે તેર' જેવાં આવે છે. એવું ન બને માટે મનુષ્ય માત્રે કરવાનું એ જ છે કે ભારતીય સંસ્કૃતિના અનુપમ, અનુત્તમ, સંદેશરૂપ અધ્યાત્મશક્તિને જીવનવ્યવહારના નિર્વહણ તથા મંગલમય આવિષ્કાર અર્થે પ્રયોજવી, નિયોજવી, સસિદ્ધ કરવી.



# પશ્ચિમ હિન્દનું વાર્ષિક ચિત્ર–પ્રદર્શન

કલા/કલાકાર

: અવલોકનકાર :
'શનિ'

**બૉ**મ્બે આર્ટ સોસાયટીનું સત્તાવનમું વાર્ષિક પ્રદર્શન મુંબઈ યુનિવર્સિટીના કૉન્વોકેશન હૉલમાં મુંબઈના ના. ગવર્નરને હાથે ૧૦મી ડીસેમ્બરે ખુલ્લું મુકાયું છે.

બૉમ્બે આર્ટ સોસાયટીનું પ્રદર્શન પશ્ચિમ હિન્દના કેટલાક ચિત્રકારોની કલાસાધનાનો અચ્છો પરિચય કરાવે છે. પણ આ પ્રદર્શન ઉપરથી પશ્ચિમ હિન્દની ચિત્રકલાનો સમગ્ર ખ્યાલ આવી શકે નહિ; કારણકે એમાં કેટલાક મહત્ત્વના ચિત્રકારોએ પોતાની કૃતિઓ મોકલી નથી–મોકલતા નથી.

ગયે વર્ષે પાંચસો કૃતિઓ પ્રદર્શનમાં રજૂ કરવામાં આવી હતી. 'પસંદગીનું કોઈ ખાસ ધોરણ ન જળવાયાથી–નબળી કૃતિઓની વિપુલતાથી જોનારને નિરાશા સાંપડી હતી અને પ્રમાણમાં સારી કૃતિઓને એક જ ગજે માપીને અન્યાય કર્યો હતો. આ વખતે પસંદગીનું ધોરણ ગયા વર્ષ કરતાં જરા કડક બન્યું લાગે છે. લગભગ ત્રણસો કૃતિઓ રજૂ કરવામાં આવી છે, તેમાંથી ત્રીશેક કૃતિઓને સ્થાન ન આપ્યું હોત તો સારું હતું, એમ જોતાંવેંત લાગે છે.

તૈલરંગ વિભાગમાં નં. ૧૦, ૧૪, ૨૦, ૨૧, ૨૬, ૨૯, ૩૩, ૩૬, ૩૭, ૪૦ અને ૪૨ ચિત્રો ઉલ્લેખનીય છે.

શ્રી. પંડિતનું 'લક્ષ ચંડી યજ્ઞ' ચિત્ર વિશાળતા ને ધર્મભાવનાને મૂર્ત કરે છે. રંગ–પસંદગી પાછળ દૃષ્ટિ છે. કયા સમયે આ યજ્ઞ થયો હશે એ માહિતી એની રંગપૂરણી આપી જાય છે, એક જ ક્ષતિ ખૂંચે છે–આખા ચિત્રમાંથી ક્રિયા લગભગ અદૃશ્ય થઇ ગઇ જણાય છે શ્રી. કરેરના 'હિજરત' ચિત્રમાં મુખ્ય વસ્તુ દબાઈ જાય છે. માનવ આકૃતિઓ ઉપસતી નથી. પાર્શ્વભૂ પર પથરાયેલા રંગો દુઃખના ડુંગરા ને નિરાશાના વેરાન તરફ જોનારને ખેંચી જાય છે.

શ્રી ડી જે. જોષીના 'ટોપલી' 'શેરીનો નાચનાર' 'વણઝારા સ્ત્રી' અને 'બજાર' ચિત્રો ઉત્તરોત્તર ચઢિયાતાં છે. છેલ્લાં બે ચિત્રોની રંગપૂરણી ગમે છે. 'શેરીનો નાચ'માં નાચ જેવું દેખાયું નહિ. 'બજાર' દૂર દૂર ખેંચી જાય છે ખરી, પણ સૌથી આગળની આકૃતિઓ આટલી અસ્પષ્ટ કેમ ?

શ્રી લેંગ હેમરનું (તૈલરંગ વિભાગમાં) સૌથી મોટું ચિત્ર ધ્યાન ખેંચે છે; પણ લીલા રંગનું વધુ પડતું પ્રમાણ અને ચળકાટ આંખ પર આક્રમણ કરીને થકવી દે છે કુતરો જુદો પડી જાય છે, પણ શોભે છે ખરો. એ એની ભિન્ન રંગપસંદગીને કારણે જ.

શ્રી વાઘુલકર 'માછી સ્ત્રીઓ' સ્વાભાવિકતાથી ખડી કરે છે પણ ડ્રૅગન લઇને બાગમાં ફરતી સ્ત્રીઓમાં ભૂલ ખાઈ ગયા છે. માછી સ્ત્રીપુરુષોના સુડોળ દેહ દોરનાર આ બીજા ચિત્રમાં માર ખાઈ ગયા છે. ચહેરા નમણા છે; પણ આંખો બંધ કરાવવાનું કોઈ કારણ ? સ્તન શરીરને શોભાવતા નથી–ચોડયા હોય તેવા લાગે છે.

લેડી ટેમ્પલ 'બહેનો' ચિત્રદ્વારા માનવ

મેત કરનારાઓની પસંદગીનું ધોરણ પણ આ ચિત્ર ઉપરથી બરાબર સમજાઈ જાય છે! શ્રી. પંડ્યાના 'કુવા પર' અને 'ઉંઘતું બાળક' ચિત્રો સામાન્ય છે. બીજા કરતાં પહેલું સારું છે.

કુ. શ્રી મંગલસિંહજીના 'કુંવરીને સંબોધના કાળીદાસ' અને 'રક્ષાબંધન' કૃતિઓ આ વિભાગની ઉચ્ચ કોટિની કૃતિઓ માંહેની લેખી શકાય. મંગલ સિંહજીનું રંગ-સંયોજન સારું છે; પણ રેખા પ્રવાહી નથી. એવી રેખાને કારણે આકૃતિઓ જડ જેવી દેખાય છે. 'પોઝ' કંઈક અસ્વાભાવિક લાગ્યા કરે છે. 'રક્ષાબંધન'માં પુરુષનો હાથ એવી રીતે આલેખાયો છે કે, જાણે હાથ જોડ્યા હોય!

૧૬૨ નંબરનું મીસ એસ્થર ન્યૂટનનું ચિત્ર ગમી જાય તેવું છે. રંગ-પસંદગી સુંદર છે-અનુરૂપ છે.

શ્રી. સોમાલાલના 'બજાર ભણી' અને 'રાસલીલા' ચિત્રો પ્રમાણમાં સુંદર માંહેનાં તો છે જ. પણ સોમાલાલ પાસેથી મેળવવાની જે સ્વાભાવિક આશા રાખી હોય તેમાં તો ગાબડું પડે છે જ. પશ્ચિમ હિન્દના ચિત્રકારોનાં જલરંગી આલેખનમાં શ્રી. જગન્નાથ અહિવાસી સિવાય સોમાલાલને કોઈ નહિ આંબી શકે! એવા સોમાલાલ વસ્તુવૈવિધ્યના અભાવે ઊભા થઇ રહ્યા દેખાય છે. એકની એક વસ્તુ જુદા જુદા સ્વરૂપમાં આપ્યા કરવાથી નવીનતા ઉપજાવી શકાય નહિ. અને સોમાલાલની કૃતિઓ વિશે બીજું પણ કહેવાનું છે: ગ્રામ્ય દૃશ્યો બતાવો છો: ભાભાએ દોરા કડકડતાં જ લૂગડાં પહેર્યાં હોય! પાત્ર બાબાને ભાતીગળ આંગડી-ટોપલી પહેરાવીને ભાભાએ જ તેડ્યો હોય! અને એની મા સ્તનની ડીટડી મ્હોંમાં આપતી વહાલ કરતી હોય ત્યારે બાપ પાછળ ઊભીને પત્નીના ખભા પરથી ડોકું કાઢતો ધાવતા બાળકને જોતો હોય! અને આ બધું વગડામાં મારગ વચ્ચે જ બને! બાપે હમણાં જ સીવડાઈને આવ્યા હોય તેવાં કપડાં ને ફસુંબલ પાઘડી પહેર્યાં હોય! સ્ત્રીનું ઓઢણું સોનેરી-રુપેરી કોરથી ચમકતું હોય! અરે ભાઈ, કોઈકવાર તો બતાવો વાસ્તવિક ગ્રામ્ય જીવન! શું બધાં લગનમાં મહાલવા તો જતા નથી?

'રાસલીલા'માં રાસ જેવું કાંઈ નથી. ગોપ સ્ત્રીઓ નમણી છે. ફલકનો વિસ્તાર વધવા દીધો હોત તો ધારી અસર ઉપજાવી શક્યા હોત.

છાયાચિત્રો, પેસ્ટલ અને ડીઝાઈન વિભાગમાં એવી કોઇ કૃતિ દેખાતી નથી જે નોંધ માગી લે.

ફોટોગ્રાફ વિભાગમાં શ્રી. દુધીયા, દત્તા ખોપકર, એચ. પી. મર્ચંટ અને શ્રીરામ ભટ્ટની ચીજો પ્રશંસનીય છે.

શિલ્પ વિભાગની નબળાઈ ખૂંચે છે. પ્રાચીન ભારતની શિલ્પકલા મીસર, બાબીલોન, ઇજીપ્તને ય છક કરી દેતી, એટલું બોલી-સાંભળીને હવે તો ગૌરવ લેવું રહ્યું!

પ્રદર્શન અવલોકયા પછી બે વસ્તુની ખાસ ઊણપ દેખાઇ: એક તો, ચિત્રમાં દૃષ્ટિ અને કલ્પનાનો અભાવ. એવું ભાગ્યે જ ચિત્ર અહીં જોવા મળે-જેમાં આ વસ્તુઓ હોય અને બીજી, કલાકૃતિઓની પસંદગી કરનારાઓનું ધોરણ.

બીજી વાત સાથે કલાકારોને એટલું લાગતું વળગતું નથી, જેટલું પહેલી વાત વિકસાવવામાં લાગે છે.

અને એટલું કહ્યા વગર રહી શકાતું નથી; એક રૂપીઓ પ્રવેશ ફી અને બે રૂપીઆ સૂચિપત્રક સારુ ખરચનારના મુખમાંથી 'વાહ!' શબ્દ પડાવી શકે એવી એક પણ કલાકૃતિ નથી.



"બોમ્બે આર્ટ સોસાયટીના પ્રદર્શન માટે અમદાવાદથી આવેલાં ચિત્રો પસંદગી ન પામી શક્યાં, એ વાત સાચી?"

"હરી. આ પ્રદર્શન કલાકારોની કૃતિઓ માટેનું હતું-કલાગુરુની નહિ!"

# કલાપી, 'સુમન' અને મિત્રમંડળ

: મણકો ત્રીજો :
રાજયોગીનું
રાજ – જીવન

કલાપી અને મિત્રમંડળ વિશેનાં
દરબારશ્રી વાજસુરવાળાનાં સંસ્મરણો

કથન :
દરબારશ્રી વાજસુરવાળા
આલેખન :
શ્રી. કપિલભાઈ ઠક્કર એમ એ.

( ડિસેંબર અંકથી ચાલુ )

રાજ ચલાવવું એટલે રાજકાજમાં રસ લેવો જોઈએ એમ સમજ્યા પછી દિવસનો અમુક સમય તેઓએ કારભારી સાથે 'ચર્ચામાં ગાળવાનું' નક્કી કર્યું હતું. આ પ્રકારનો શોખ એમણે પરાણે પેદા કરેલો હતો, અંતરના ઉમળકાનો નહોતો. લોકો સાથેનો એમનો સંબંધ મીઠો હતો એમ તો મેં અગાઉ જણાવ્યું છે. એમનો જમાનો એ ઓગણીસમી સદીનો છેલ્લો દાયકો હતો. એ સમયે રાજા–પ્રજા વચ્ચે ઘર્ષણનો તો કશોએ અવકાશ હતો જ નહિ. આજે પચીસ વરસ પછી, આજના લોકતંત્રના વાતાવરણમાં, એ કાળની કાઠિયાવાડની રાજકીય પરિસ્થિતિનો ખ્યાલ આપણે બાંધી શકીએ નહિ. એજન્સી તરફથી પણ, પ્રજાની કશી જ ગંભીર ફરિયાદ રાજ્ય સામે ન હોય ત્યાં બિન દરમ્યાનગીરી–Non-interventionની નીતિ સચવાતી. કંઈ પણ ઘર્ષણને સ્થાન હોય તો એ ભાયાતો અને મૂળ ગરાશીયાઓ તરફથી હતું.

એટલે લાઠીના રાજવી બન્યા પછી પણ એમના નિત્ય જીવનનો ક્રમ નક્કી કરેલી રસમ પ્રમાણે જ ચાલ્યા કરતો. ટેનિસ રમવાનો શોખ હતો, અને ઘણે ભાગે સાંજ એ રમત પાછળ ખર્ચાતી. નબળી આંખોને કારણે ક્રિકેટ તેઓ રમતા નહિ. કોલેજમાં પણ તેમને ક્રિકેટનો શોખ નહોતો. મને ક્રિકેટનો અને ટેનિસનો બન્નેનો સારો શોખ હતો. કામેરી બોલર અને સારા ફિલ્ડર તરીકે કોલેજમાં મ્હારે માટે સારો અભિપ્રાય હતો. તેથી ઘણુંખરી સારી મેચોમાં મને ભાગ અપાતો. હડાળામાં પણ થોડા વરસ પહેલાં એક ટેનિસ કોર્ટ બનાવેલો.

પોતાની ડાયરી તેઓ હમેશાં નિયમિત લખતા. એ ડાયરી સંપૂર્ણ અને બારીક વિગતોથી ભરેલી હતી. હમેશના જીવનના બનાવો અને પોતાની આસપાસના વિવિધ પ્રકારના માનવીઓ માટેનો એમનો અભિપ્રાય, અને એવી અનેક કિંમતી વાતો એ ડાયરીમાં લખાતી. વેબસ્ટર ડીક્ષનેરીના કદની એક ડાયરી મુંબઇમાં ઠેકર કંપનીમાંથી તેમણે ખરીદ કરી હતી. એ મહાગ્રંથ જેવી નોંધપોથી તાળાકુંચીવાળી એક પેટીમાં તેઓ રાખતા. એ બંધ કરેલી પેટીને ફરીથી એક તાળાકુંચીવાળા ખાનામાં તેઓ સંભાળપૂર્વક મૂકતા, અને બન્નેની કુંચીઓ પોતાની પાસે રાખતા. એની અંદરની નોંધને તેઓ બહુ અંગત અને ખાનગી માનતા. મણીલાલ નભુભાઈએ એ ડાયરી આખી વાંચેલી. મેં એનાં અમુક પાનાંઓ વાંચ્યાં હતાં. એમના સ્વર્ગવાસ બાદ એ ડાયરી સોનગઢના પોલીટીકલ એજન્ટના કબજામાં સોંપાઈ અને સોનગઢ પોલીટીકલ એજન્ટ પાસે ઘણા વરસો રહી. એ ડાયરી લાઠીને પાછી મળે એ માટે ઘણા પ્રયત્નો કરવામાં આવેલા. આખરે સુરસિંહજીના કુમાર પ્રતાપસિંહજી લાઠીની ગાદીએ આવ્યા ત્યારે એમને એ સોંપાઈ હતી એવો મ્હારો ખ્યાલ છે. પછી એ ક્યાં છે એની મને માહિતી નથી.

મ્હારો એવો અભિપ્રાય છે કે કલાપીના વ્યક્તિત્વને સમજવા માટે એમણે સરજેલા બધા સાહિત્ય કરતાં એ ડાયરીમાં લખાયેલી નોંધ વધારે ઉપયોગી હતી. પણ એ તો હવે મિથ્યા શોક કરવા જેવું છે.

બધું મળીને વાંચન અને લેખનને ચારથી પાંચ કલાક હમેશા આપવામાં આવતા. તેઓ જે કંઈ લખતા તે સ્વહસ્તે જ લખતા અને પછી જે લખાણની

નકલો કરવાની હોય તે હરગોવિન્દ નામના કારકુનને સોંપાતું. કાવ્ય નવું લખાય કે બનતાં સુધી તે જ દિવસ અહિં મોકલવાની નકલ હરગોવિંદ તૈયાર કરી મને મોકલી આપતો.

આ વરસોમાં અમારૂં મળવું લગભગ દર મારો એક અથવા બીજી રીતે નિયમિત થતું જ. વડીયા દરબારશ્રી સ્વ. બાવાભાઈ સાહેબ, સુરસિંહજી અને હું–અમારી ત્રિપુટીને વડીયામાં, લાઠીમાં કે હડાળામાં મળવાનું એક ચોક્કસ કાર્યક્રમ જેવું હતું. અલબત અમે ત્રણે અમારા સ્ટેટોના કામમાં પડેલા હતા અને અમારે માથે જવાબદારીઓ હતી. છતાં અમારા બે મિલન વચ્ચે લાંબો ગાળો ન જતો. અને અમારો પત્રવ્યવહાર તો સતત ચાલુ હતો એ તમે મારા પરના ઠાકોર સાહેબના પત્રોની તારીખો પરથી જોઈ શકશો. અમે ન્હાના મોટા પ્રવાસો પણ સાથે જ કરતા. પણ એ પહેલાં એમની કેટલીક દૈનિક જીવનની ખાસિયતોનો ઉલ્લેખ કરી લઉં.

બીડીનો–સિગારેટ–નો એમને સારો શોખ હતો, અને ઉનાળામાં બપોરે એક ટમલર ભરીને ભાંગ સામાન્ય રીતે પીતા. ભાંગને ઠાકોર સાહેબ 'કાગળ' કહેતા અને શરાબને 'તાર' કહેતા. વશરામ ખવાસ એમનો અંગત માણસ હતો. કાશ્મિરના પ્રવાસમાં પણ એ સાથે હતો. "વશરામ! કાગળ લાવો" એ ફરમાન લીલાગર ભાંગના ટમલર માટે થતું. 'તાર' લાવવાનું ફરમાન ભાગ્યેજ થતું, અને 'તાર' માં તેઓ વ્હિસ્કી ભાગ્યે જ પીતા. પ્રસંગોપાત પીવાતો તે 'બીર'. બીરને Mother's milk–માતાનું દૂધ કહેવામાં આવે છે. એમાં આલ્કોહોલનું પ્રમાણ દ્રાક્ષાસવ કરતાં ઓછું હોય છે. અને પીનારાઓ એને પાણીની માફક પી શકે છે. પ્રખ્યાત જર્મન લેખક ગેટે માટે એમ લખાયેલું છે કે ઝીન્દગી દરમ્યાન એણે બીરની સિત્તેર હજાર બાટલીઓ ખલાસ કરી હતી!

અને ઠાકોર સાહેબની ભાંગ પણ તેઓ જ જીરવી શકે! તમને મ્હારો એક અંગત અનુભવ કહું. લાઠીની મુલાકાત લેવાનું મ્હારે માટે સામાન્ય હતું એ તો હું અગાઉ કહી ગયો. પણ એવી દરેક મુલાકાતને પ્રસંગે રાજ્યની રીત–રસમ ઠાકોર સાહેબ નિયમિત રીતે જાળવતા. દરેક પ્રસંગે સામૈયું થાય, અને ઉતારે પહોંચ્યા પછી ગામનું મહાજન મળવા આવે. એક વખત સામૈયું થયા પછી હું ઉતારે, એટલે કે ઠાકોર સાહેબના દરબારગઢમાં પહોંચ્યો. ઉનાળાની બપોરનો સમય થયો હતો અને 'કાગળ' ટેબલ પર, ફરમાનના ઉત્તરમાં આવી પહોંચ્યો હતો. એ ટમલરમાંથી, અખતરો કરવાની ખાતર, મેં ત્રણ ઘુંટડા પીધા પીતા તો પીવાઈ ગયા, પણ થોડી જ મિનિટમાં,

'મુજ ચશમમાં ચરખો ફરે
કદમે બદન લથડી પડે.'

એ સ્થિતિ પ્રાપ્ત થઈ. મ્હારૂં મગજ ચક્કર ચક્કર ઘુમવા લાગ્યું. મ્હારાથી બેસી શકાયું નહિ હું સુઈ ગયો અને લાંબા સમય સુધી સુઈ રહ્યો. મહાજન સલામે આવ્યું. એને 'ભાઈની તબિયત બરાબર નથી' એમ કહીને વદાય કરવામાં આવ્યું સાંજ પડતાં હું ફરી સ્વસ્થ થયો.

અગાઉ કાશી અને દાઉદજીમાં બનેલા ભાંગના કિસ્સાઓ કહેવાઈ ગયા છે. ત્યાર પછી ભાંગ પીવાનો મ્હારો આ ત્રીજો અને છેલ્લો પ્રસંગ હતો. આ પ્રસંગ પછી લીલાગરથી હું એટલો બધો બી ગયો છું કે ફરી કદી ચાખી પણ નથી.

જે ભાંગના ત્રણ ઘુંટડાએ મ્હારી આ સ્થિતિ કરી એનો આખો ટમલર ગટગટાવી જનાર ઠાકોર સાહેબ પર એની ખુમારીની કશી જ અસર નહોતી લાગતી. સોક્રેટિસ માટે કહેવાય છે કે ગમે તેટલો દારૂ પીતાં પણ એ કદી છાકટો થતો નહિ: એવું જ ઠાકોર સાહેબનું ભાંગ માટે હતું.

આવા નિત્ય જીવનમાં ઘણા દિવસો મેં એમની સાથે ગાળ્યા છે, એટલે એમની અંગત ટેવો અને

## 'કલાપી-રોમાન્સ'નું સાહિત્ય વાસ્તવિકતાની હદ વટાવી ગયું છે

ખાસિયતો મ્હારી માહિતીની વાત છે. અલબત્ત એના ઉપર પછીનાં વરસોમાં કેટલુંક Epic રચવાનો પ્રયત્ન કરવામાં આવે તો વાંચકો એ વાતો જરૂર માની લે. એક પ્રસંગે એવું લખાયેલું છે કે—'ગીરના સિંહની ભેટ લેવા માટે છેક તુળસીશ્યામ જતાં એક વખત જંગલમાં સંગાથ છોડી દઈને એકલા નીકળી પડ્યા હતા.' બીજે સ્થળે એમ લખાયું છે, 'ઘોડેસ્વારીનો એમને ઘણો શોખ હતો, અને ચોવીશ માઈલ દોડ્યા પછી ત્રીશ માઈલની ઘોડે સ્વારી કરવામાં એમને આનંદ આવતો' આવા ઉલ્લેખો અલબત ચમત્કારિક લાગે. પણ સત્યથી એ વાતો બહુ વેગળી છે. તુળસીશ્યામમાં હું સાથે હતો. ત્યાંથી પાછાં ફરતાં રતવણી ગામ પાસેની વીડીમાંથી જગડાના નદી-કાંઠે અમારો પડાવ હતો. થોડે દૂર સિંહ સૂતો છે એમ ખબર મળતાં અમે બન્ને થોડે સુધી ગયેલા. ચોવીશ માઈલની દોડ અને ૩૦ માઈલની ઘોડેસ્વારી એને એક પ્રકારની દંતકથાની કક્ષામાં મૂકી શકાય મને ભય લાગે છે કે કલાપીના નામની પાછળ આવી રોમાંચક કલ્પિત કથાઓનો ગુચ્છ ગુંથવામાં ભલે લખનારાઓ પોતે એમના નિકટના સંસર્ગમાં હતા એવું બતાવવા માગતા હોય, અને આવી વાતોથી 'કલાપી-રોમાન્સ'નું એકાદ સાહિત્ય પેદા કરવા એમની મુરાદ હોય, પણ એમાં કશી વાસ્તવિકતા નથી અને એથી કલાપીને કશો ન્યાય મળતો નથી. આટલે વરસે આ વાતો માનવામાં પણ આવે, પણ જેમ શોભના-પ્રકરણમાં ઘણી વાતો અવાસ્તવિક રીતે રજૂ થઈ છે એમ આવી વાતો પણ ખોટું દર્શન કરાવવાનો પ્રયત્ન કરે છે. એમાં કશું સત્ય નથી.

મેં અને બાવાભાઇ સાહેબે દારૂ ક્યારે છોડ્યો એ કહું. ઠાકોર સાહેબે શરાબનો સદંતર ત્યાગ કર્યો નહોતો, પણ છોડી દેવાનો એમનો ઇરાદો હતો. મેસ્મેરિઝમના પ્રયોગો કરનારે એ વસ્તુ છોડવી જોઈએ એમ મણીભાઇએ એમને કહેલું, અને પોતે મણીભાઈની દોરવણી નીચે એ પ્રયોગોમાં રસ લેવા માંડેલો એટલે અમુક સમય પછી તેઓ મદિરાપાન સંપૂર્ણ રીતે તજી દેશે એવું એમણે મણીભાઇને લખેલું પણ દરમ્યાન તો મણીભાઈ ગયા અને એ મોકો આવ્યો નહિ.

મેં શરાબ છોડ્યો ૧૯૦૦ ની સાલમાં. સામાન્ય રીતે રોજ સાંજે જમ્યા પહેલાં એક પેગ લેવાની મને આદત હતી એ ફક્ત રૂઢિ મુજબ હતું.

સને ૧૯૦૦ માં પણ પાછું વરસાદે તણાવ્યું; અને ફરી પાછો દુકાળ પડે તો કેમ ચલાવવું એનો વિચાર-બજેટના આંકડા લઈને કરતાં અમે-એટલે મ્હારા કામદાર શ્રી. નૃસિંહપ્રસાદ, બાલુભાઈ, ઇન્દુભાઈ અને હું-આપણી આ પોર્ચમાં બેઠા હતા એટલામાં પ્રભુદયાથી સાંજ પહેલાં સારો વરસાદ થયો. એ સમયની યાદમાં અમે બધાએ એક એક વસ્તુનો ત્યાગ કરવાનું ઠરાવ્યું. મેં બીડીનો ત્યાગ કરવાનો ઇરાદો જણાવ્યો ત્યારે મ્હારા કામદારે કહ્યું 'દારૂનો ત્યાગ કરો તો વધારે સારૂં.' તે દિવસથી વીસ્કી બ્રાન્ડી જેવા કોઈ પણ સ્પિરિટ ન લેવાનું નક્કી કર્યું.-કોઈ જ વાર બીર કે શેરી જેવા વાઈન લેવાય તો તેટલી માત્ર છુટ રાખી છે. એ વાતને આજે છેંતાળીશ વરસો વીતી ગયાં.

બાવાભાઈ સાહેબે શરાબપાન છોડ્યું ૧૯૦૪ ની સાલમાં-જાન્યુઆરીની પહેલી તારીખે. બાવાભાઈ સાહેબની ટેવ સામાન્ય રીતે મ્હારા જેવી જ હતી, પણ તેઓ જબરદ દારૂ પચાવી શકતા-જીરવી શકતા. થીઓસોફીની વાતો પર આવતાં અને બીજે પ્રસંગે એમને માટે વધારે વિગતો હું કહીશ. પણ ૧૯૦૧ માં તેઓ મ્હારે હાથે થીઓસોફિકલ સોસાયટીમાં જોડાયેલા. ૧૯૦૩નું કાન્વેનશન અદ્યારમાં ભરાવાનું હતું એમાં હાજરી આપવા તેઓ અને હું ડીસેમ્બરમાં અદ્યાર ગયેલા. આ અમારૂં પહેલું કનવેનશન હતું. અદ્યારમાં રહ્યા તે દરમ્યાન તો શરાબ મળે એમ હતો જ નહિ. પાછા વળતાં વરસાદ મુશળધાર વરસતો હતો અને મદ્રાસને સ્ટેશને અમે માંડમાંડ પહોંચ્યા. રસ્તામાં પણ ભારે વરસાદ ચાલુ હતો, અને મુંબઈ ત્રણ

કલાક મોડા—સવારે છને બદલે નવ વાગ્યે પહોંચાડશે એવી ખાત્રી મળ્યા પછી અમે નિરાંતે સુતા હતા, પણ ડ્રાઈવરે અરધી મુસાફરી પછી એવી ઝડપ રાખી કે બરાબર છ વાગે ગાડી વિક્ટોરિયા ટરમીનસના પ્લેટફોર્મમાં દાખલ થઈ, અને વિક્ટોરિયા ટરમીનસ આવ્યું એ સાંભળી અમે ઝબકીને ઊભા થયા. એ ૧૯૦૪ના જાન્યુઆરીનો પ્રથમ દિવસ હતો.

મુંબઈમાં અમારે ઉતારે અમે જમવા બેઠા. નિયમ મુજબ વિસ્કીનો પેગ પિરસવામાં આવ્યો. મેં કહ્યું, 'ભાઈ! અઘારમાં આટલા દિવસ આના વગર ચાલી શક્યું છે. હવે નહિ ચાલે?' એટલું સાંભળતાં એમણે પ્યાલો દૂર કર્યો. એ દિવસથી મૃત્યુ સુધી એમણે ગ્લાસ જેવું સાધારણ પીણું પણ પીધું નહોતું એ મ્હારી માહિતીની હકીકત છે.

અમારી આ મદ્રાસ—અડ્યારની મુસાફરી દરમ્યાનની એક ન્હાની કથાનો ઉલેખ આ સ્થળે કરૂં—જો કે વિષયાંતર થવાનો ભય છે. ૧૯૦૩ની કોંગ્રેસ મદ્રાસમાં મળવાની હતી. અમે, કાઠીયાવાડનાં નાનાં રાજ્યોના રાજવીઓ બ્રિટિશ હિન્દના રાજકારણમાં સીધો રસ કે ભાગ લઈ શકીએ નહિ જ, એ દેખીતું છે. પણ અમને એ વાતોમાં એ સમયથી ઘણો રસ હતો, અને બાવાભાઈ સાહેબના રાજકીય વિચારો ઘણા ઉદ્દામ હતા. કોંગ્રેસના કામકાજનો અમે રસથી અભ્યાસ કરતા અને રાતા હિન્દના રાજકારણ અને દેશનેતાઓના વિવિધ પક્ષોની પ્રવૃત્તિઓના માહિતગાર રહેવા બનતું કરતા. ફક્ત સિદ્ધો સંસર્ગ અમારે માટે શક્ય નહોતો.

મુંબઈથી મદ્રાસ જતાં એ જ ટ્રેનમાં સર ફિરોઝશાહ મહેતા અને મુ લલ્લુભાઈ સામળદાસ મુસાફરી કરતા હતા. લલ્લુભાઈ સાહેબ ભાવનગર રાજ્યની નોકરી છોડીને મુંબઈ વસ્યાને બે એક વરસો થયાં હશે. જાહેર જીવનમાં એમણે રસ લેવાનું શરૂ કર્યું હતું અને એ બન્ને મહાનુભાવો મદ્રાસમાં મળનારી કોંગ્રેસમાં ભાગ લેવા જતા હતા.

મુસાફરી દરમ્યાન એકાદ મોટા સ્ટેશને ટ્રેન ઊભી હતી અને સર ફિરોઝશાહ પ્લેટફોર્મ પર આંટા મારતા હતા. દરમ્યાન ગાડી ઊપડી. એમના ડબા સુધી પહોંચાય એમ નહોતું. અમારો ફર્સ્ટ ક્લાસ રિઝર્વ્ડ હતો. એ પાસે હતો એટલે એમાં અમે એમને લઈ લીધા. અમારી સાથે વાતોએ વળગ્યા. અમે ૨૫-૩૦ વરસના, કાઠિયાવાડના રાજવીઓ આડ્યાર થીયોસોફિકલ કનવેનશનમાં જતા હતા, અને મદ્રાસમાં કોંગ્રેસ મળવાની હતી એટલે અમને એમાં કોઈપણ રીતે હાજરી આપવાની ઈચ્છા હતી એવું અમારી વાતો પરથી એમણે જાણ્યું, અને અમારે માટે તેઓ વિઝીટરો તરીકે કોંગ્રેસમાં આવવાની સગવડ કરશે એવી એમણે અમને તસલ્લી આપી. આથી અમને ઘણો હર્ષ થયો.

સર ફિરોઝશાહ અમારી પાસેથી ગયા પછી લલ્લુભાઈ સાહેબ અમારી પાસે આવ્યા. વાતો કરતાં અમે સર ફિરોઝશાહે અમારે માટે કોંગ્રેસ વિઝીટરો તરીકે આવવાની સગવડ કરી આપવા કબુલ્યું હતું એ હકીકત એમને જણાવી. એમણે અમને ચેતવ્યા અને કહ્યું, "એ જોખમ કોઈપણ રીતે ન ખેડશો. સરકારનું સી. આઈ. ડી. ખાતું બહુ બારીક તપાસ રાખે છે. તમે કોંગ્રેસમાં હાજરી આપશો એટલે તમારાં નામો એના દફતર પર ચડશે. કાઠીયાવાડ એજન્સીમાં તમારે માટે રિપોર્ટ થશે. ત્યાંથી તમને પૂછવામાં આવશે, અને એ બધી પરંપરા ચાલુ રહેશે. માટે એવું જોખમ ખેડવાની હું તમને સલાહ ન આપું. અને સર ફિરોઝશાહને પણ હું સમજાવીશ કે તમને આવી પરિસ્થિતિમાં ન મૂકે.' અલબત્ત એમની સલાહ અનુસાર આ વિચાર અમારે જતો કરવો એ યોગ્ય લાગ્યું.

કોંગ્રેસની બેઠક જ્યારે જ્યારે મળે ત્યારે વર્તમાનપત્રોમાં પ્રકટ થતા એના વૃત્તાંતો વાંચવા માટે વડીયામાં અથવા હડાળામાં, બાવાભાઈ સાહેબ,

હું અને બીજા મિત્રો એક નિયમ તરીકે મળતા. વાંચવાનું કામ ઘણે ભાગે મ્હારે માથે આવતું. પણ એ તો ઠાકોરસાહેબના સ્વર્ગવાસ પછીનાં વરસોની વાત છે.

પણ આ બધો વિષયાન્તર થયો. ૧૮૯૨ થી એમણે કાવ્યો લખવાની પ્રવૃત્તિ શરૂ કરી એ તો આપણે અગાઉ જોયું. એ અરસામાં મેં પણ થોડી કાવ્યપ્રવૃત્તિ આદરેલી, અને 'સુમન'ના તખલ્લુસથી 'સુદર્શન'માં મ્હારાં થોડાં કાવ્યો પ્રકટ થયેલાં છે. મ્હારી પાસે એ સંગ્રહ નથી. એ વરસોની સુદર્શનની ફાઈલો મળે તો તેમાંથી તમે એ શોધી શકશો.

ઠાકોર સાહેબ જે કંઇ કાવ્ય લખે તેની એક નકલ મ્હારા તરફ મોકલાતી. હરગોવિંદ કારકુન નકલ કરી મોકલતો. આગળ કહેવાઈ ગયું છે. એટલે એમનાં બધાં જ કાવ્યો મ્હારી પાસે હતાં જ, પણ સ્વ. મણીશંકર ભટ્ટ 'કેકારવ' માટે કલાપીનાં કાવ્યો એકઠાં કરતા હતા, અને એ બધો સંગ્રહ એમને સુપ્રત થયેલો. મ્હારાં કાવ્યની નકલ પણ હું ઠાકોર સાહેબને મોકલતો. અને એ પછી અમે જ્યારે મળીએ ત્યારે વચગાળાનાં કાવ્યો માટે ચર્ચા કરતા. મણીભાઇ આવે ત્યારે એ અમારાં બધાં કાવ્યો વાંચતા અને એના પર જે કહેવાનું હોય તે કહેતા અને સૂચનાઓ આપતા. પ્રથમ 'કલાપી'નાં કાવ્યો વાંચતાં પછી કહેતા 'We have so far heard the heart. Now let us hear the head.' અને મ્હારાં કાવ્યો હાથ ધરતા તેઓ માનતા કે કલાપીનાં કાવ્યોમાં લાગણીઓનું પ્રાબલ્ય હતું; મારા કાવ્યોમાં વિચારોનું.

આ પ્રમાણેના સામાન્ય ક્રમમાં એમનું નિત્ય જીવન પસાર થતું હતું. ફિલસુફી, અંગ્રેજી કવિતા, નવલકથાઓનું પસંદ કરેલું સાહિત્ય નિયમસર વંચાતું હતું. પ્લેટો અને સ્પેન્સર વંચાતા. વર્ડ્ઝવર્થ અને શેલી વંચાતા. લોર્ડ લિટનના ચમત્કારિક નવલો વંચાતા. કાવ્યો નિયમસર લખાયે જ જતાં. વર્ડ્ઝવર્થ અને શેલી કોઈ વાર અમે સાથે વાંચતા. અને અલગ અલગ વાંચીએ ત્યારે અમુક કાવ્યોનું નક્કી કરેલું વાંચન કરતા. ઠાકોર સાહેબની આંખો નબળી જ રહેલી એટલે મળી શકે એવા મોટા અક્ષરોવાળા પુસ્તકો મગાવતા. અને જે પુસ્તકો પોતે મગાવે એની બીજી નકલ મને મોકલી આપતા. એટલે વાંચનનો ક્રમ, પાનાંઓની સંખ્યા બરાબર જાળવી શકાય. વર્ડ્ઝવર્થનો કાવ્યસંગ્રહ સાત ભાગમાં અને શેલીનો કાવ્ય-સંગ્રહ પાંચ ભાગમાં આ પ્રમાણે એમણે મને મોકલાવેલો. અને મ્હારા પરના એમના પ્રકટ થયેલા પત્રોમાં આવાં કાવ્યો પરનાં એમનાં વિવરણો અને વિવેચનો જોઈ શકાશે.

અમે જે કવિઓનાં કાવ્યો વાંચતા એના પર પ્રખ્યાત અંગ્રેજ વિવેચકોએ શું લખેલું છે એ વાંચવાની અમે ખાસ પરવા કરતા નહોતા. અમને પોતાને કોઈ કાવ્યનું સીધી રીતે જે અસર કરે એ અમારૂં એ કાવ્યનું મૂલ્યાંકન હતું. કોલેજમાં સાહિત્યનો અભ્યાસ કરતાં તમે શેક્સપિયર, મિલ્ટન, વર્ડ્ઝવર્થ, બાયરન કે શેલી, ટેનિસન અને બ્રાઉનિંગ જેવા કવિઓનાં કાવ્યોનો અભ્યાસ કરતાં એ કવિઓ વિષે હેઝલીટ, જોનસન, ડી કવીન્સી, મેથ્યુ આરનોલ્ડ, સેઈન્ટસબરી કે ગારનેટ શું કહે છે એ સમજી એમનાં વિવેચનો મુજબ એ કવિઓનાં મૂલ્ય આંકતા શીખ્યા હશો. કલાપીના મ્હારા પરના પત્રો વાંચતાં તમને આવાં પ્રકારનાં વાક્યો વાંચવામાં આવશે. "લાગણી વિનાનું "કાવ્ય" બને જ નહિ, લાગણી જેમાં નથી એ કાવ્ય નથી" "કવિ એક આ, આ બીજા કવિથી સારો, એમ કહેવાય જ નહિ. દરેક દરેકના વિષયમાં ઉત્તમ છે. કાળીદાસ સારો કે શેક્સપિયર સારો. શેલી સારો કે વર્ડસવર્થ સારો એ કંઇ જ કહી શકાય નહિ. બધા જ સારા અને સરખા સારા......જેમાં કંઈ નવું છે એ જ કવિ, જેમાં કંઈ નવું છે એ જ કાવ્ય," "આમ વિચારશો તો જાણશો કે દુનિયાના જેટલા કવિ (કાળીદાસ કે શેક્સપિયર જેવા-શેલી જેવા) મરી ગયા તેથી ઘણા બીજા અજાણ્યા મરી ગયા છે.' 'ગઝલમાં ઘણું કરીને શાન્ત લાગણીઓ કરતાં outbursts of heart (હૃદયના ઉભરા) બહુ સારા લાગે છે.

શેલી વર્ડ્સવર્થ કરતાં ગઝલ સારી ગાઈ શકે અને વર્ડ્ઝવર્થ વૃત્તો સારા ગાઈ શકે એમ કહેવાય આપની ગઝલમાં લાગણીઓ છે પણ તે ધીમે ધીમે ગોઠવાઈને બહાર નીકળી છે. ગઝલમાં તો 'ડીભા'એક ઉગમણો અને બીજો આથમણો એમ ઉડવા જોઈએ.'

આ અભિપ્રાયો, અનુમાનો, વિવેચનો વિષે મતભેદો હોય, પણ એમાં મૌલિકતા છે એ તો વિના સંકોચે સ્વીકારી શકાય. અને કલાપીનું વાચન અને એ પરનું મનન એટલા વિકસેલાં હતાં કે આવા સ્વતંત્ર વિચારો દર્શાવવાની ભૂમિકાએ તેઓ પહોંચ્યા હતા. અને સાહિત્યની જીવન પર અસર એવી જામી હતી કે જીવનમાં ગંભીરતા આવી હતી અને સાહિત્યમાં તેમ જીવનમાં વિવેક સાધી શકયા હતા.

કોઈ પણ કારણે તેઓ 'અંતઃકરણની ઊંડી શાન્તિ" ભાગ્યે જ ગુમાવતા. "મારા ખવાસે મને ટૂંકું કહ્યો, એ હું સહી રહ્યો." એવું લખનાર રાજવી ભાગ્યે જ બીજો કોઈ મળશે. એવા શબ્દો જેને માટે બોલાયા હોય એવા માનવીઓ મળશે, પણ એ શબ્દોની આ પ્રકારની નોંધ કરનાર કોઈ નહિ જડે.

સંખ્યાબંધ અંગરખાં એક સાથે સિવાઈને આવતાં. એમાંથી કેટલાં અને કેમ વપરાયાં એની નોંધ પણ કોઈને રાખવાની હશે: ફાઝલ અંગરખાંઓ પડ્યાં હોય છતાં કોઈક વખત પહેરવા આપવામાં આવેલું અંગરખું ફાટેલું હોય તો પણ એ વરવા રમકડાંનો ઢુંઢનારા જોગીઓની જમાતનો એ સાથી હસતાં હસતાં એ પહેરી લેતો. કોલેજના દિવસોનો અલલક ફિન ધિનના યુદ્ધનાદનો સૂર વિસરાઈ ગયો હતો. એને સ્થાને આવ્યો હતો "ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ"નો વારંવાર ઉચ્ચારાતો મંત્ર, એ મંત્રનો ઉચ્ચાર થતાં વાતાવરણમાં એકધારી ગંભીર શાન્તિ પ્રસરી રહેતી એવો મ્હારો અંગત અનુભવ છે.

રાજયોગીના રાજજીવનનો ખ્યાલ તમને આ વાતો પરથી આવશે. આ મણકાની શરૂઆતમાં કલાપીના જીવનને ત્રણ વિભાગોમાં સમજાવવાનું મેં કહેલું અને એ ત્રણે તબક્કાઓ પરસ્પર સંબંધવાળા, અથવા એકબીજા સાથે ગુંથાયેલા મેં જણાવ્યા છે એમાંની એક કળા–phase–આપણે જોઈ.

લાઠીની મ્હારી એક મુલાકાત દરમ્યાન મેં એક દૃશ્ય જોયું. કઈ સાલ હશે એ બરાબર યાદ નથી. પણ રમણીક કુંવરબાની ઉમ્મર એક દોઢ વરસની એ વખતે હશે; અને એમનો જન્મ ૧૮૯૩માં હોય તો આ ૧૮૯૪ના અરસાની બિના છે. ઠાકોરસાહેબ અને હું બેઠા હતા એ દરમ્યાન રમણીક કુંવરબાને તેડીને, ઉપર આપણે જોયેલું છે એ, કચ્છથી રમાબાની સાથે આવેલ ખવાસ કન્યા મોંઘીબાઈ અમારી પાસે આવી. ઠાકોરસાહેબની આંખમાં એ ખવાસ કન્યા તરફ એવું એક આકર્ષણ દીઠું કે જે મેં અગાઉ કદી જોયું નહોતું. હું વિસ્મય પામ્યો. એ ગયા પછી મેં ઠાકોરસાહેબને કહ્યું "બાપુ! એક સવાલ પૂછું?" એમણે જવાબ આપ્યો, "શું પૂછવું છે એ હું જાણું છું. પૂછવાની કશી જરૂર નથી. You are right. I love her.'

(ક્રમશઃ)

# હાસ્યની  હેલી

### ડાહ્યો દીકરો

બા : બેટા રતુ, તું આ તારી નવી શિક્ષિકાને બચ્ચી ભર જોઉં!

રતુ : ના બા, મને બીક લાગે છે.

બા : કેમ, બેટા?

રતુ : બાપાએ એને ગઈ કાલે બચ્ચી ભરી હતી તે એણે બાપાને થપ્પડ મારી હતી.

*

### તો હવે હાલ દેરાસર!

"જયસુખ, તેં ઘઉંમાં કાંકરા ભેળવી લીધા?"

"હા, બાપા."

"ખાંડમાં પાણી નાખી લીધું?"

"હા, બાપા."

"આટામાં ધૂળ ને આંબલિયાનો લોટ ભેળવી દીધો!"

"હા, બાપા."

"દૂધમાં પાણી નાખી લીધું?"

"હા, બાપા."

"મણ ઘઉંના પચાસ રૂપિયા લઈ આવ્યો?"

"હા, બાપા."

"તો હાલ હવે દેરાસર જઈએ—"

*

### હું પરણેલો છું!

એક સ્ત્રી ફૂલો વેચતી હતી. એણે એક પુરુષને જતો જોઈને કહ્યું: 'આ ફૂલો લઈ જાવ; તમારી પ્રેમિકાની વેણી કરવા થશે.'

'ના રે લેશબાઈ, એ તો ઘણું ખરાબ હું તો પરણેલો છું!'

*

### સેલ્સમેનની કળા

એ હતો પુસ્તક વેચવાનો ધંધો કરનાર સેલ્સમેન. એણે એક બંગલામાં ઘૂસી પ્રવેશદ્વારે ઘંટડી મારી. જવાબમાં એક પ્રૌઢ અવસ્થામાં પ્રવેશતી સ્ત્રીએ બારણું ઉઘાડયું. સેલ્સમેને પૂછ્યું: 'હું શેઠાણી સાહેબને જોઈ શકું?'

'હા, જો તમારી આંખો બગડી ગઈ ન હોય તો.'

'ક્ષમા કરજો, બાનુ! આપ જ શેઠાણી સાહેબ છો?'

'હા. હું જ છું. તમે મને શું ધારતા હતા? શું હું શેઠ છું, પડોશી છું, ભિખારી છું, નોકર છું?'

"માફ કરજો. મને ખ્યાલ નહોતો. પરંતુ હું ધારતો હતો કે આપ શેઠાણી સાહેબનાં સૌથી નાનાં યુવાન પુત્રી છો."

"ઓહો! એમ ત્યારે! કેટલું સ્વાભાવિક!" શેઠાણીએ હસીને પૂછ્યું: "હું આપને માટે શું કરી શકું?"

*

### અંધારામાં નહોતો ભાળ્યો!

"અલ્યા કનિયા, કબાટમાં બે પેંડા મેં મૂક્યા હતા તેમાં એક જ કેમ છે?"

"બા, મેં બીજો પેંડો અંધારામાં નહોતો ભાળ્યો"

*

### નવી વ્યાખ્યા

સ્ત્રી : પુરુષ સાથે સૌથી વધારે સંબંધ ને પ્રેમ રાખનારું પ્રાણી.

*

### સુંબનોનું ટેમ્પરેચર

(અગિયાર સ્કંધનું મહાકાવ્ય)

પરણ્યાની પહેલી રાત : ૨૦૦

પુરુષ : મારી પોતાની વહાલામાં વહાલી!

સ્ત્રી : મારા પોતાના વહાલામાં વહાલા!

એક દિવસ પછી : ૧૦૦

પુરુષ : મારી પોતાની વહાલી!

સ્ત્રી : મારા પોતાના વહાલા!

બે દિવસ પછી : ૭૬
પુરુષ : પ્રિયતમા !
સ્ત્રી : પ્રિયતમ !
ત્રણ દિવસ પછી : ૬૦
પુરુષ : મધુરિકા !
સ્ત્રી : વહાલા !
ચાર દિવસ બાદ : ૫૦, [ જલદીથી ઠંડું પડતાં ]
પુરુષ : રમા !
સ્ત્રી : રસિક !
પાંચ દિવસ બાદ : ૩૨, [ બરફ થવાના બિન્દુ તરફ ]
પુરુષ : શ્રીમતી !
સ્ત્રી : શ્રીમાન !
૭ દિવસ બાદ : ૦ [શૂન્ય]
પુરુષ : છેતરપીંડી કરનારી !
સ્ત્રી : બદમાશ !
સાત દિવસ બાદ : ૦-૨૦
પુરુષ : બિલાડી !
સ્ત્રી : કુત્તા !
આઠ દિવસ બાદ : ૦-૫૦
પુરુષ : લેની જા ! [તમાચો]
સ્ત્રી : લેતો જા ! [ધૂરતો]
નવ દિવસ બાદ : ૦૦ (શૂન્યનું શૈત્ય)
છૂટાં પડ્યાં.
દસ દિવસ બાદ : ૨૧૨, ઉત્કલન બિન્દુ
સમાધાન.
પુરુષ : પ્રિય, તું મને મૂકીને કેમ ચાલી ગઈ હતી ?
સ્ત્રી : વહાલા, તમે કેમ નિષ્ઠુર થઈ તમારી પ્રિયાને છોડી દીધી ?"
બંને : વવવવ.........

*

### બાપ-દીકરો

"બેટા, તારા જેવડા ફિરોજશાહ મહેતા હતા ત્યારે કેટલું સખત કામ કરતા, અને તું તો રખડયા જ કરે છે ! મને ખરેખર શરમ આવે છે !"

"હા, બાપા, પણ ફિરોજશાહ મહેતા જ્યારે આપની ઉમરના હતા ત્યારે કોંગ્રેસના પ્રમુખ હતા હો કે !"

### આજનો ધર્મવિચાર

કૃષ્ણ ભગવાનની ૭૭૭મી રાણી : મોહન, તમે મને ખરેખર હૃદયથી ચાહો છો ને !
કૃષ્ણ : પ્રિયતમા, તમે હજારોમાં એક છો.
અને તે વધારે ગાઢ આશ્લેષ સારુ વધુ નજીક આવી.

*

### વચગાળાની થોડી એકલતા

"તમારા બીજા પતિની ઓળખાણ તમને કેવી રીતે થયેલી ?"

"ઘણી જ મજાની રીતે.જુઓ, જ્યારે હું મારા પહેલા પતિ સાથે ગલી વટાવતી હતી ત્યાં મારો બીજો પતિ મોટરમાં બેસીને આવતો હતો. તેણે મારા પહેલા પતિ પર જ મોટર ચલાવી. એમાંથી અમારી મૈત્રીની શરૂઆત થઈ."

*

### સ્ત્રીની નજરમાં

પોલીસ : બહેન, જે મોટરે તમને ઝપટમાં લીધાં તેના નંબરની તમને ખબર છે ?
સ્ત્રી : ના, પણ એ મોટરમાં બેઠેલી સ્ત્રીએ રેશમી સાડી પહેરી હતી અને ડોકમાં ઇમિટેશનનો હાર હતો.

*

### માફ કરજો !

*બે પ્રેમીઓ સિનેમા જોવા ગયાં.* પ્રેમિકાએ પૂછ્યું : "પેલો આગે બેઠેલો કદરૂપો માણસ કોણ છે ?"

પ્રેમીએ કહ્યું : 'એ તો મારો ભાઈ છે !'

પ્રેમિકાએ માફી માગી : "માફ કરજો, પરંતુ હું તમારા બંનેનું મળતાપણું ન જોઈ શકી !"

*

### મને ખબર હોત કે—

"મેં તને કહ્યું હતું તેમ તેં સમાચાર આપ્યા નહીં ને ? ડહાપણિયો ભારે !"

"સાહેબ, જેમ મને આવડયું તેમ કહ્યું."

"આવડયું તેમ ! અરે, જો મને ખબર હોત કે મારે એક ગદ્ધાને મોકલવાનો છે, તો હું પોતે જ ન જાત !"



# પ્રવાહણ અને લોપા

લેખક : પંડિત રાહુલ સાંકૃત્યાયન

અનુવાદક : વિશ્વેશ

**જેમાં પ્રવાહણ બ્રહ્મ, પુનર્જન્મ અને કર્મના સિદ્ધાંતો પર પોતે રચેલા નવા શાસ્ત્ર-ધતીંગની પોકળતા કબૂલ્યા પછી યે તેની વ્યવહારૂ ઉપયોગિતા પોતાની પ્રેમિકા લોપાને સમજાવે છે.**

ગત માસમાં મુંબઈમાં મળેલા અખિલ ભારતીય હિન્દી સાહિત્ય સંમેલનના ૩૫ મા અધિવેશનના પ્રમુખ પંડિત રાહુલ સાંકૃત્યાયનની સાહિત્ય-પ્રસાદી અહીં રજૂ કરીએ છીએ.

પંડિત રાહુલજી બૌદ્ધ ધર્મના પ્રખર અભ્યાસી છે. સીલોન અને તિબેટના પ્રવાસો ખેડીને તેમણે-પ્રાચીન ગ્રંથોનું સંશોધન કર્યું છે. સંસ્કૃત, પાલી, તિબેટીઅન, ફ્રેન્ચ, અંગ્રેજી, રશિયન, ઉર્દૂ અને બીજી કેટલીયે ભાષાઓનો તેમનો અભ્યાસ છે. એમની સાહિત્યસમૃદ્ધિ વિપુલ અને વૈવિધ્યપૂર્ણ છે. નવલ, પ્રવાસ, ફિલસૂફી, પુરાતત્વ, ધર્મ, રાજનીતિ, ભાષાશાસ્ત્ર વગેરે અનેક ક્ષેત્રોમાં તેમણે સફળતાથી કલમ ચલાવી છે. રશિયામાં તેમણે લેનિનગ્રેડ યુનિવર્સિટીમાં પ્રાધ્યાપક તરીકે કામ કર્યું હતું. તેમણે એક રશિયન વિદુષી સાથે લગ્ન કર્યું છે.

અહીં રજૂ કરેલી એમની સાહિત્ય-પ્રસાદી 'વોલ્ગાસે ગંગા' નામના એક મહાગ્રંથમાંથી છે. પ્રસ્તુત ગ્રંથમાં તેમણે પ્રાચીન સમયથી અત્યાર સુધીનો જગતનો ને સંસ્કૃતિનો વિકાસ દર્શાવતી ૨૦ ટૂંકી વાર્તાઓ આપી છે. આ વાર્તાઓની પાછળ લેખકે એમનું વર્ષોનું સંશોધન, અધ્યયન ને મનન ઠાલવ્યું છે. કથા સ્વરૂપે આ બધું મૂકાયું હોવાથી દેખાય છે સાદું-સીધું, પરંતુ એની પાછળ ગહન અભ્યાસ ને મૌલિક દૃષ્ટિ છૂપાયાં છે. ઇતિહાસને એમણે જે રીતે જોયો છે, તેમાં વાંધો લેવા જેવું નથી એવું નથી. અહીં જે કૃતિભાગ રજૂ કર્યો છે તેમાં ધર્મને અફીણ માનનારી રશિયન વિચારણા એમણે પકડી છે. પરંતુ લેખક પાસે તેમણે જે લખ્યું છે તેના આધાર રૂપ પુરાવાઓ છે તે પણ વિચારવું ઘટે. એમની વિચારણાના સમર્થન કે ખંડન વિના એક પ્રસાદી લેખે જ આ કૃતિ મૂકી છે.

'તેં શિબિદેશનાં આ મનોહર વસ્ત્રો કદી પહેર્યાં નહિ. કાશીના ચંદનને કે સાગરનાં મોતીને તારી મનોહર દેહયષ્ટિને વિભૂષિત કરવા કદી તેં સ્પર્શ પણ કર્યો નહિ. પ્રિયે, આટલી બધી ઉદાસીનતા શા માટે?'

'શું એથી હું વધારે સુંદર દેખાઇશ?'

'મારા માટે તું સદા સુંદર જ છે.'

'તો પછી શરીર પર એ બધો ભાર લાદવામાં લાભ શું? સાચું કહું, પ્રિય! મુકુટને નામે તારા માથા પર ભારે બોજો લઇને તું ફરે છે તે જોઉં છું ત્યારે મને જરાયે ગમતું નથી.'

'પણ બીજી સ્ત્રીઓ તો વસ્ત્ર-આભૂષણ માટે ઝઘડા કરે છે.'

'હું એવી સ્ત્રી નથી.'

'તું પંચાલ-રાજાના હૃદય પર શાસન કરનાર સ્ત્રી છો.'

"હું પ્રવાહણની સ્ત્રી છું, પંચાલના રાજાની નહીં."

"હા, પ્રિયે. આપણે આવા સુભાગી દિવસની કલ્પના કર્યા કરી હતી? મામાએ આપણાથી તદ્દન ગુપ્ત રાખ્યું હતું કે હું પંચાલ રાજાનો પુત્ર છું."

"એ વખતે પિતાજી બીજું શું કરે?

પંચાલ રાજાની સેંકડો રાણીઓમાં એક મારાં ફોઈ હતાં. અને પંચાલ રાજાના દસ પુત્રો તારાથી મોટા હતા. કોણ આશા રાખતું હતું કે તું એક પંચાલના રાજસિંહાસનનો અધિકારી થઈશ?"

"હા, એ તો ઠીક, પણ આ રાજભવન તને કેમ પસંદ નથી આવતું?'

"કારણ કે ગાર્ગ્ય બ્રાહ્મણ મહાશાલના પ્રાસાદથી જ હું તંગ આવી ગઈ હતી. આપણે માટે એ પ્રાસાદ હતો, પરંતુ દાસ–દાસીઓને માટે? અને આ તારો રાજપ્રાસાદ તો એનાથી યે હજારગણો મોટો છે. અહીંઆ આપણા બે સિવાય બધાં દાસ–દાસીઓ જ છે. બે અ-દાસને કારણે દાસોથી ભરપૂર એવું આ ભવન અદાસ–ભવન નથી થઈ જતું. મને આશ્ચર્ય તો એ થાય છે, પ્રવાહણ! તારું હૃદય કેટલું કઠોર છે!'

'ત્યારે તો તારાં કઠોર વાગ્બાણોને એ સહન કરી શકે છે!'

'નહીં, માનવમાં એવું ન હોવું જોઈએ.'

'મેં માનવ નહીં, પણ યોગ્ય બનવાનો પ્રયાસ કર્યો છે, પ્રિયે! યોગ્યતા મેળવતી વખતે મને ખ્યાલ નહોતો કે એક દિવસ આ રાજભવનમાં મારે આવવાનું થશે'

'પ્રવાહણ! મારી સાથે પ્રેમ કરીને પસ્તાતો તો નથી ને?'

'મેં તારો પ્રેમ માતાના દૂધની પેઠે વિના પ્રયાસે મેળવ્યો છે અને તે મારું એક અંગ જ બની ગયો છે. હું સંસારી પુરુષ છું, લોપા! પરંતુ હું તારા પ્રેમનું મૂલ્ય સમજું છું. મનનો પ્રવાહ કદી એકનો એક રહેતો નથી. જ્યારે મનમાં નિરાશા પ્રકટે છે ત્યારે જીવન મારે માટે અસહ્ય બની જાય છે. એ વેળા તારો પ્રેમ અને તારા સુવિચાર જ મારે માટે એકનો એક આધાર છે.'

'જેટલો આધાર હું આપવા માગું છું, તેટલો નથી આપી શકતી, પ્રવાહણ! તેનો મને અફસોસ છે.'

'કારણકે રાજ્ય કરવાને માટે હું સર્જાયો છું.'

'પણ એક દિવસ તો તને મહાબ્રાહ્મણ થવાની ઝંખના હતી.'

'એ વેળા મને ખબર નહોતી કે હું પંચાલપુર (કનોજ) ની રાજગાદીનો અધિકારી છું.'

'પણ રાજકાર્યની બહાર તું હાથ ધરી રહ્યો છે તેની તારે શી જરૂર છે?'

'બ્રહ્માથી આગળ બ્રહ્મ સુધીની ગપ ને? પરંતુ લોપા, આ વસ્તુ રાજકાર્યથી ભિન્ન નથી. રાજ્યને સ્થિર કરવાને માટે જ અમારા પૂર્વજ રાજાઓએ વસિષ્ઠ અને વિશ્વમિત્રને એટલા સન્માન્યા હતા. એ લોકો ઋષિ, ઇન્દ્ર, અગ્નિ અને વરુણના નામે લોકોને રાજાની આજ્ઞા માનવાની પ્રેરણા આપતા હતા એ વખતે રાજાઓ જનતાનો વિશ્વાસ સંપાદિત કરવા માટે આ દેવતાઓને નામે ભારે ખર્ચ કરીને યજ્ઞો કરતા હતા. આજે પણ અમે યજ્ઞ કરીએ છીએ અને બ્રાહ્મણોને દક્ષિણા દઈએ છીએ. શા માટે? એટલા જ માટે કે લોકો દેવતાઓના દિવ્ય અધિકારો પર વિશ્વાસ રાખે અને સમજે કે અમે આ ગંધશાલીના ભાત, ગોરસનું મધુર માંસ–સૂપ, સૂક્ષ્મ વસ્ત્ર અને મણિમોતીનાં આભૂષણોનો ઉપયોગ કરીએ છીએ તેનું કારણ દેવતાઓની કૃપા છે."

**બ્રહ્મનું સ્વરૂપ જ બંદાએ એવું બતાવ્યું છે કે એને જોવા માટે કોઇ માગણી ન કરે...બ્રહ્મને જોવા માટે એવાં સાધનો બનાવ્યાં છે કે લોકો છપ્પન પેઢી સુધી માથાફોડ કરે તો પણ પત્તો ન લાગે અને લોકો વિશ્વાસ પણ ન ખુએ.**

"એને માટે પુરાણા દેવતાઓ પૂરતા હતા. હવે આ બ્રહ્મને ઊભા કરવાની તારે શી જરૂર હતી?"

'પેઢીઓથી કોઇએ ઇન્દ્ર, વરુણ, બ્રહ્માને જોયા નથી. એટલે કેટલાકનાં મનમાં તેમના વિશે શંકા જાગવા લાગી છે.'

'તો શું બ્રહ્મ બાબતમાં શંકા નહીં જાગે?'

'બ્રહ્મનું સ્વરૂપ જ બંદાએ એવું બતાવ્યું છે કે કોઈ એને જોવા માટેની માગણી ન કરે. એ આકાશની જેમ જોવા–સાંભળવાનો વિષય નથી. બ્રહ્મ અહીં–તહીં–સર્વત્ર છે; પછી એને જોવાનો સવાલ જ કયાં ઊભો થાય છે? સવાલ તો આ સાકાર દેવતાઓ બાબતમાં હતો. બ્રહ્મ તો નિરાકાર છે.'

'તું આકાશ–આકાશ કરીને સાધારણ નહીં બલ્કે ઉદ્દાલક આરુણિ જેવા બ્રાહ્મણોને ભરમાવી રહ્યો છે, તો શું આ બધું લોકોને ભ્રમમાં નાખવા માટે જ છે?'

'લોપા! તું મને પૂરો ઓળખે છે. તારાથી હું કયાં કંઈ છુપાવું છું? આ રાજ—ભોગને હાથમાં રાખવા માટે એ જરૂરી છે કે શંકા કરી શકે તેવા બધાની બુદ્ધિને કુંઠિત કરી દેવી. કારણ કે આજે અમારા મોટામાં મોટા દુશ્મનો દેવતાઓ ને યજ્ઞ-પૂજામાં શંકા લાવનારાઓ છે."

"હા, પણ તું તો બ્રહ્મની સત્તા ને એના દર્શનની પણ વાત કરતો ફરે છે, તેનું શું?"

"સત્તા છે તો પછી દર્શન પણ હોવું જોઇએ. હાં, તે ઇન્દ્રિયોથી નહીં; કારણ કે ઇન્દ્રિયોથી કહું તો સંદેહવાદીઓ એને દેખાડવાનું કહે. આથી હું એમ કહું છું કે બ્રહ્મના દર્શન માટે એક ખાસ જુદી સૂક્ષ્મ ઇન્દ્રિય છે અને એ સૂક્ષ્મ ઇન્દ્રિય મેળવવા માટે હું એવાં એવાં સાધન બતાવું છું કે લોકો છપ્પન પેઢી સુધી માથાફોડ કરે તો પણ પત્તો ન લાગે અને લોકો વિશ્વાસ પણ ન ખુએ. હું સમજી ગયો કે પુરોહિતોનાં સ્થૂલ હથિયાર હવે નકામાં છે, એટલે તો આ સૂક્ષ્મ હથિયારો હવે શોધી કાઢ્યાં છે. લોપા, તેં શબરોના પથ્થર ને તાંબાનાં હથિયાર જોયાં છે?"

'હા. હું તારી સાથે દક્ષિણનાં જંગલોમાં આવી હતી ત્યારે.'

'હા–યમુનાને પેલે પાર. શબરોના એ પથ્થર ને તાંબાનાં હથિયાર આપણા લોઢાનાં હથિયાર સાથે બરોબરી કરી શકશે?'

'નહિ.'

'બસ, એ રીતે વસિષ્ઠ અને વિશ્વામિત્રનાં પુરાણાં દેવતાઓ ને યજ્ઞ, શબરો જેટલી બુદ્ધિવાળાને ફસાવી શકે છે. પરંતુ એથી વધારે સમજવાળા સંદેહવાદીઓની તીક્ષ્ણ બુદ્ધિ સામે તે નકામાં નીવડે છે.'

'એમની સામે તો તારો આ બ્રહ્મ પણ નકામો છે. તું બ્રાહ્મણ જ્ઞાનીઓનો શિષ્ય બની બ્રહ્મજ્ઞાન શીખવતો ફરે છે, અને તારા જ ઘરમાં તારી એ બધી વાતોને હું હડહડતું જુઠ્ઠાણું ગણું છું.'

'કારણ કે તું અસલ રહસ્ય (ઉપનિષદ) જાણે છે.'

'સમજદાર બ્રાહ્મણો હોય છે તે શું તારા રહસ્યને સમજી શકતા નથી?'

'એ તો તું જુએ છે ને? કોઇ કોઈ બ્રાહ્મણ રહસ્ય પારખી શકે છે; પરંતુ તેઓ મારું આ રહસ્ય (ઉપનિષદ) હથિયાર પોતાને માટે બહુ જ ઉપયોગી સમજે છે. એમના પુરોહિતપણા પર લોકોને અવિશ્વાસ આવતો જતો હતો. એટલે એમને દક્ષિણા જવાની બીક લાગી. પુરોહિત છે એટલે તો એમને મોટા રથ, ખાવાને માટે ઉત્તમ ભોજન, રહેવા માટે સુંદર પ્રાસાદો અને ઉપભોગ માટે સુંદર દાસીઓ મળે છે.'

'આ તો વેપાર થયો.'

'વેપાર અને તે વળી એવો વેપાર કે એમાં ખોટ જવાની બીક નહીં. એથી તો ઉદ્દાલક જેવા સમજદાર બ્રાહ્મણો મારી પાસે હાથમાં સમિધ લઇને

શિષ્ય બનવા આવે છે; અને હું બ્રાહ્મણો પ્રતિ ગૌરવ પ્રદર્શિત કરવા માટે ઉપનયન કર્યા વિના, વિધિવત્ ગુરૂ બન્યા વિના, એમને બ્રહ્મજ્ઞાન આપું છું.'

"આ તો નીચી ભાવના ગણાય, પ્રવાહણ!"

"હું જાણું છું; પરંતુ અમારા ઉદ્દેશ માટે આ સૌથી વધુ ઉપયોગી સાધન છે. વસિષ્ઠ અને વિશ્વામિત્રની નૌકાએ એક હજાર વર્ષ સુધી પણ કામ ન આપ્યું. પરંતુ જે નાવ આ પ્રવાહણ તૈયાર કરી રહ્યો છે તે નાવ બે હજાર વર્ષથી યે વધારે રાજાઓ, સમન્તો-પારકા ધનના સર્વ ભોગીઓને પાર ઉતારશે. લોપા! યજ્ઞ રૂપી નૌકાને હું અદ્દઢ સમજું છું. એટલા માટે આ દૃઢ નૌકા મેં તૈયાર કરી છે, જેથી બ્રાહ્મણ અને ક્ષત્રિય મળીને તેનો ઉપયોગ કરી શકશે અને ઐશ્વર્ય ભોગવી શકશે. પરંતુ લોપા! આ 'આકાશ' કે બ્રહ્મથી યે આગળ વધીને મારો એક બીજો ગપગોળો છે."

"શું?"

'પુનર્જન્મ-મરીને આ દુનિયામાં પાછું આવવું.'

'અરે, આ તો વળી તેં મોટી જાળ બિછાવી.'

'અને સૌથી વધારે ઉપયોગી પણ. જેમ જેમ અમે સામંતો, બ્રાહ્મણો અને વણિકો વધુ ને વધુ ધનરાશિ એકત્રિત કરતા ગયા, તેમ તેમ સાધારણ પ્રજા નિર્ધન થતી ગઈ. આ નિર્ધનો-શિલ્પીઓ, ખેડૂતો અને દાસદાસીઓને ઉશ્કેરનારા હવે થવા મંડયા છે અને તેઓ કહે છેઃ 'તમે તમારી કમાણી બીજાને દો છો અને ઉપર જતાં દુઃખ વેઠો છો. એ લોકો તમને કષ્ટ, ત્યાગ, દાન કરવાનું કહી સ્વર્ગમાં જવાની આજ્ઞા આપે છે તે સાવ જૂઠું છે. કેઇ સ્વર્ગમાં જઈને મૃત જીવોના આ ભોગો જોઈ આવ્યું નથી.' આ લોકો માટે મેં જવાબ ઘડી રાખ્યો છેઃ 'આ સંસારમાં જ જે ઉચ્ચ-નીચના ભેદ છે, નાની મોટી જાતિઓ છે, નિર્ધન-ધનિકના ભેદ છે, તે બધાં પૂર્વજન્મનાં કર્મોને કારણે છે.

'અમે' આ રીતે પહેલાંનાં સુકર્મ–દુષ્કર્મનાં ફળ પ્રત્યક્ષ દેખાડીએ છીએ.'

'આમ તો ચોર પણ કહી શકે કે એની ચોરીનો માલ પૂર્વજન્મની કમાણી છે.'

'અરે, એને માટે અમે પહેલેથી જ દેવતાઓ, ઋષિઓ અને લોકશ્રદ્ધાની સહાયતા મેળવી છે; એટલે ચોરીના ધનને પૂર્વજન્મની કમાણી માનવાનો નિષેધ છે: આ જન્મમાં પરિશ્રમ વિના મેળવેલું ધન દેવતાઓની કૃપાથી આવ્યું છે એમ અમે કહીએ છીએ. પરંતુ એ દેવતાઓ ને એમની કૃપા પર શંકા લાવવામાં આવે તેટલા સારુ બીજો ઉપાય શોધવો પડ્યો. બ્રાહ્મણોમાં એવો ઉપાય શોધવાની શક્તિ હવે રહી નથી. જૂના પૂરાણા ઋષિઓના મંત્રો કે વચનોનું રક્ષણ કરવામાં જ તેઓ ચાલીસ પિસ્તાલીસ વર્ષ બગાડે છે. એ બિચારા પછી કોઈ ગંભીર વાત કયાંથી વિચારી શકે?'

'અરે, પ્રવાહણ! તું જ પહેલાં તો મંત્રો રટવામાં ખૂબ ખૂબ સમય ગાળતો હતો.'

'એ તો માત્ર સોળ વર્ષ. ચોવીસ વર્ષની ઉમર થયા પછી હું બ્રાહ્મણોની વિદ્યા પાર કરીને સંસારમાં આવી ગયો. ત્યાં મને સાચું ભણતર મળ્યું. મેં રાજ–શાસનની બારીકીઓમાં ધ્યાન આપવા માંડયું ત્યારે મને લાગ્યું કે હવે બ્રાહ્મણોની બનાવેલી જૂની પુરાણી નાવ ચાલવાની નથી."

"એટલે તેં દઢ નાવ બનાવી એમ ને?"

"સત્ય કે અસત્ય સાથે મારે સંબંધ નથી. મારે તો કામથી કામ છે. સંસારમાં ફરી વાર જન્મવાનો–પુનર્જન્મનો સિદ્ધાંત આજે નવો છે અને તને એની પાછળનો સ્વાર્થ માલુમ છે, બાકી મારા બ્રાહ્મણ શિષ્યો તો એને લઈને જ ઊડ્યા કરે છે. પિતૃઓ અને દેવતાઓનો માર્ગ (પિતૃયાન, દેવયાન) સમજવા માટે બાર બાર વર્ષ સુધી ગાય ચરાવવા તૈયાર થાય તેવા મૂર્ખાઓ હજી ઘણી મોટી સંખ્યામાં છે, લોપા! હું અને તું ભલે એ વેળા નહીં હોઈએ, પરંતુ એવો સમય આવશે કે જ્યારે બધીયે દરિદ્ર પ્રજા પુનર્જન્મના સિદ્ધાંતના વિશ્વાસ પર સમસ્ત જીવનની કડવાશ, કષ્ટ અને અન્યાયને સહન કરશે. સ્વર્ગ અને નરકને સમજાવવા માટે આ કેવો સીધો ઉપાય કાઢયો છે, લોપા?'

'પરંતુ તેં એક તારા પેટ ખાતર હજારો પેઢીઓને ભઠ્ઠીમાં નાખી દીધી છે.'

'વસિષ્ઠ અને વિશ્વામિત્ર પેટને માટે જ વેદ રચ્યા હતા; ઉત્તર પંચાલ (રુહેલખંડ)ના રાજા દિવોદાસે કેટલાક શબરદુર્ગો પર વિજય મેળવ્યો, તેમાં તો એમણે કવિતા પર કવિતા બનાવ્યે રાખી. પેટ માટે પ્રબંધ કરવો એ કંઈ ખરાબ વસ્તુ નથી, વળી આમાં માત્ર મારા પેટનો જ પ્રશ્ન નથી, પરંતુ આપણી પેઢીઓની પેઢીઓ, આપણા મિત્રવર્ગ ને એમની પેઢીઓના પેટનો પ્રબંધ પણ થઈ જાય છે; એટલે તો હું શાશ્વત યશનો અધિકારી છું. પ્રવાહણ આજે એવું કામ કરી રહ્યો છે કે જે પૂર્વજ ઋષિઓએ પણ નથી કર્યું, જે ધર્મનું અન્ન ખાનાર બ્રાહ્મણો પણ નથી કરી શકતા.'

'તું ઘણો જ નિષ્ઠુર છે, પ્રવાહણ!'

'પરંતુ મેં મારું કામ યોગ્યતાપૂર્વક પૂરું કર્યું છે.'

**ભગવાન દાઢમાં ઘાલે તો—**

તારો સાદ સાંભળ્યો. પણ આળસુનો પીર હું ઊઠ્યો ના.

તારી ગાડી છેક મારા ઘર સુધી મને લેવા આવી પણ હું માંહિ બેઠો ના.

પણ તું ખરો છે. લાજવગરનો છે. હું અહીં પડયો રહું તેમાં તારું શું જાય છે તે તું પાછો આવ્યો?

બધા કહે છે કે પ્રભુ બલ-પ્રયોગ નથી કરતો. તો શાને મને બળજબરીથી તારી ગાડીમાં બેસાડી સ્વર્ગનાં સુખો તરફ ધકેલ્યો!

ભગવાન, તોબા તારાથી. તું પાછળ પડે તેને મીઠું મોત આવે અને એ મોતમાંથી નવું મિષ્ટતર જીવન જન્મે

ભગવાન, તારી પાછળ હું પડયો હોત તો મારી સાધના આટલી સરસ તો ના જ ફળત. તું પાછળ પડયો તેનાં આ પરિણામ.

—ગિરધરલાલ શેઠ

* શ્રીમંતોની દુનિયામાં એક દૃષ્ટિપાત *

# આ કમબખ્ત બાળકો!

**સ**વાર પડ્યું. રામકિશોર પથારીમાંથી ઊઠયો. ઊઠતાં જ ખબર મળી કે 'પપ્પી' (પાળેલું કુતરું) બાથરૂમમાં મોટી ડોલમાં ડૂબીને મરી ગયું છે. 'પપ્પી'એ વાર્તાઓનું એક લોકપ્રિય માસિક મોઢામાં દબાવ્યું અને પોતાનો સાહિત્યપ્રેમ સિદ્ધ કરતાં તે ડોંગુ જાણે કયારેય કૂદતાં તેમાં પડી ગયું હતું. મોં બંધ હતું; એટલે મદદ માટે અવાજ સરખો નીકળી શકયો નહોતો. કોઇ બીજો જ દિવસ હોત તો આ કુતરા માટે રામકિશોરે એકાદ આંસુ ચોક્કસ વહાવ્યું હોત. પરંતુ આજે એ પોતે જ ક્ષોભમાં હતો. આ સમાચારે એમાં ઉમેરો વધારો કર્યો.



રામકિશોર અરીસા સામે જોઇને ઊભો રહ્યો. રોલ્ડગોલ્ડની ફ્રેમવાળો આ જર્મન અરીસો એણે હજી હમણાં જ ચોરબજારમાંથી દોઢ હજાર રૂપિયાનો ખરીદ્યો હતો. અરીસો કહેતો હતો કે એનો ચહેરો બહુ જ ઊતરી ગયો છે.

એણે ધારી ધારીને અરીસા સામે જોયું. આ એક રાતમાં જ એનો ચહેરો આટલો બધો ઊતરી ગયો છે, એમ એને લાગ્યું. ગઇ કાલે જે અપમાનકારક બનાવ બન્યો હતો તેના દુઃખની નિશાની હજી રહીગઇ હતી.

શું એના અપમાનનું કારણ નિરાશ્રિતો છે? નિરાશ્રિતો તો બિચારા બહુ સારા છે. અરે, એમના આવવાથી તો એના લાભનો પાર રહ્યો નથી. પહેલી વાત તો એ કે નિરાશ્રિતો ન આવત તો અહીંથી મુસલમાનોને કઇ રીતે કાઢી શકાત? મુસલમાનો જવાથી એનાં ચોવીસ મકાનો ખાલી થયાં. હવે નવા ભાડુઆતો પાસેથી એણે હજારો રૂપિયાની પાઘડી લીધી છે. બીજું, મુસલમાનોનો માલ એણે સસ્તામાં લઈ લીધો. ચાલીસ હજારથી ઓછું તેમાં ખર્ચ થયું અને હવે ઓછામાં ઓછા ૨૦ લાખ રૂપિયા તો એના ઉપજવાના જ. ત્રીજું, નિરાશ્રિતોને એણે ઓછા પગારે નોકરીમાં રાખી લીધા અને ઉપરથી ઉદાર અને રાષ્ટ્રસેવક તરીકે નામના કાઢી એ તો જુદી જ!

ત્યારે શું એના અપમાનનું કારણ કોંગ્રેસ છે? લડાઇના વખતમાં લાખો રૂપિયા દેવા પડતા તો યે સરકાર એને પૂરી સગવડ આપતી ન હતી. નાના સિપાઇને પણ સલામી આપવી પડતી હતી. પણ હવે તો કોંગ્રેસનું રાજ્ય છે. પહેલાં જે કામ લાખો રૂપિયાથી નહોતું થતું તે હવે મુઠીભર પૈસાથી થઈ જાય છે. અરે, ફક્ત ગાંધી ટોપી માથા પર રાખી, એટલે જ કામ ચપ દેતુંકને થઇ જાય છે. એટલે કોંગ્રેસ તો બાપડી બહુ સારી છે. એના કરતાં તો પેલા રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘવાળા એની પાસેથી વધારે પૈસા પડાવી જાય છે. ત્યારે?

તો પછી કાલે કલબમાં એની ઠેકડી ઊડાવવામાં આવી એને માટે જવાબદાર કોણ? કાલે રાત્રે જે અપમાન એને સહન કરવું પડ્યું હતું તેની હદ ન હતી! કોંગ્રેસ તરફથી નિરાશ્રિતો માટે જૂનાં કપડાંની અપીલ બહાર પાડવામાં આવી હતી. વાત છેક સાધારણ હતી, તો એને માટે શું કામ ના પાડવી?

એ શ્રીમંત અમીર હતો. અમીર જ નહીં, ઉદાર દિલનો પણ હતો. એક કપડાનું દાન કરવું તેમાં તે શી મોટી વિસાત હતી? એની પાસે કપડાં અનેક હતાં. પરંતુ એમાંથી કોઈ કપડાને જૂનું કહી શકાય તેમ હતું નહીં. છેવટે એણે ટ્વીડનો ઓવરકોટ નિરાશ્રિતો માટે પસંદ કર્યો, જે એણે ફક્ત બે વાર પહેર્યો હતો. એણે પોતાના પ્રાઇવેટ સેક્રેટરીને બોલાવ્યો અને હુકમ કર્યો: 'જાવ, આ કોટને કોંગ્રેસ હાઉસમાં જઇને આપણા વતી આપી આવો.'

## રાત્રે ઊંઘ આવે એટલા માટે એને વેરાનોલની ટીકડીઓ લેવી પડતી-જ્યારે એ વખતે એની પત્ની ઘસઘસાટ ઊંઘતી હોય !

પ્રાઇવેટ સેક્રેટરીએ તેના ઓરડામાં જઇને કોટને બરાબર જોયો. આવો ઉમદા કોટ તો એણે સ્વપ્નામાંયે હાથમાં લીધો નહોતો. એનું દિલ લલચાઈ ગયું. શેઠનો ઓવરકોટ એણે રાખી લીધો અને પોતાનો જૂનો ઓવરકોટ કાઢીને એણે મુનીમને બોલાવ્યો, મુનીમને પોતાનો કોટ દઈને કોંગ્રેસ હાઉસમાં દઇ આવવાનું કહ્યું.

આવો સરસ ઓવરકોટ જોઇને મુનીમની દાનત બદલાઇ ગઇ. એણે એક પુરાણો ઓવરકોટ લડાઈ પહેલાં સેકંડહેન્ડ માલવાળાની દુકાનેથી ખરીદ્યો હતો તે કાઢયો અને ચપરાશીને આપ્યો. ચપરાશીનો કોટ તો વળી આથીયે ખરાબ હતો. એના કોટનો કોલર ગુમ થયો હતો, માત્ર વચલો ભાગ જરી ઠીક હતો. કિનાર ફાટેલી હતી પણ ખિસ્સાં ફાટ્યાં નહોતાં; જોકે કાણીઓ બહાર નીકળતી હતી ખરી. મુનીમે આપેલો કોટ જોઇને એનું દિલ ઝાલ્યું ન રહ્યું. એણે એ કોટ પહેરી લીધો અને પોતાનો મેલોદાટ જેવો ફાટેલો તુટેલો કોટ કાગળમાં વીંટીને એ કોંગ્રેસ હાઉસમાં જઈને આપી આવ્યો. અને આપનાર તરીકે શેઠનું નામ લખાવી દીધું.

કેટલાય સમય સુધી કોંગ્રેસ હાઉસમાં 'શેઠ રામકિશોરની નિરાશ્રિતોને ભેટ' એ કાર્ડ સાથે તે કોટ લટકી રહ્યો, પણ ગઇ કાલે એક ટીખળી કોંગ્રેસ કાર્યકર્તા મરી ગયેલા ઉંદરડાને ઉપાડતા હોય તેમ એ કોટને લાકડી પર લટકાવીને ક્લબમાં આવી પહોંચ્યા. અર્ધો કલાક સુધી રામકિશોરની ઠેકડી ઊડાડવામાં આવી. શેઠ એટલા બધા ભોંઠા પડ્યા કે એક અક્ષર સુદ્ધાં બોલી શક્યા નહીં. આ કમબખ્ત નોકરોને કાઢી મૂકાય તેમ હતું નહીં. કારણ કે આથી સસ્તા ને સારા નોકરો મળે તેમ હતું નહીં.

રાતના એ અપમાનની અસર શેઠ પર હજુ પણ ચાલુ હતી. અને આજે ઊઠતાં વેંત સાથી પહેલા એમણે 'પપ્પી'ના મૃત્યુની ખબર સાંભળી. એમનાં બંને બાળકો 'પપ્પી'ની સાથે કેટલી બધી મહોબ્બત કરતાં હતાં. એ બાળકો રડી રડીને ઘર ગજાવી મૂકશે, અને કેમેય કરતાં છાનાં નહીં રહે, એ વિચારથી એને દિલગીરી થઇ. એનો કંઠ વધુરૈયા આંસુથી રુંધાઇ ગયો. એને પોતાની જાત તુચ્છ લાગી.

સાચું પૂછો તો એની દરેક સવાર આવી જ દિલગીરી, આવા જ પરાજયથી શરુ થતી હતી. એનું આખું જીવન એક પરાજય સમાન હતું. દરરોજ એનો ઇચ્છિત કાર્યક્રમ આ હતો—સવારમાં સાત વાગે ઊઠવું, કસરત કરવી, ઠંડા પાણીએ ન્હાવું, સંધ્યા કરવી, બાળકોની સાથે નાસ્તો લેવો અને કારખાને જતી વખતે બાળકોને નિશાળે મૂકતા જવું. પરંતુ એની ઇચ્છા પ્રમાણે કશું થતું નહિ. જે હંમેશાં થતું તે આ હતું: રાત્રે ઊંઘ આવે એટલા માટે એને વેરાનોલની ટીકડીઓ ખાવી પડતી, અને એ વખતે એની પત્ની તો પલંગ પર પોઢીને ઘસઘસાટ ઊંઘતી હતી. આ સ્ત્રીઓ પણ કેટલી બધી રહસ્યમય હોય છે! જ્યારે એની સાથે વાત કરવાનું આપણને દિલ થાય ત્યારે તે સૂઈ જાય છે અને જ્યારે આપણે સૂઈ જવું હોય ત્યારે એ કાબરની જેમ અવાજ કર્યા જ કરે છે અને પોતે સૂતી નથી તેમ બીજાને સૂવા દેતી નથી. વેરાનોલની ટીકડીઓ હાથમાં લઇને, એ લાંબા વખત સુધી પોતાની પત્નીના ધીરા શ્વાસો ગણ્યા કરતો. એ ટીકડીઓ ખાતી વખતે એને એવી ઘૃણા થતી કે એ ટીકડીઓ ખાવામાં પોતે જાણે અત્યંત નીચ કામ ન કરી રહ્યો હોય. લાચાર બનીને એ પાણીના એક બે ઘૂંટડા સાથે ટીકડીઓ ગળી જતો.

હવે તો એ દવાની અસર પણ ઓછી થતી જતી હતી. ઊંઘ થોડી જ આવતી હતી. હજી એ સૂવાનો પ્રયત્ન કરતો હતો ત્યાં જ સવારમાં ઊઠવાનો ભય એને વ્યાકુળ કરી દેતો. નોકરચાકર ઘરનું કામ શરુ કરી દેતા અને તેનો અવાજ સ્વપ્નનો સ્વર બની રહેતો. અથવા તો ઊંઘમાં કારખાનાનાં ઝડપથી ચાલતાં મશીનોનો અવાજ એને સંભળાતો.

જાગવાની સાથે જ દિનચર્યા શરુ કરવાનું કામ બિલકુલ ઓછું કઠન નહોતું. પાસેના ઓરડામાં પહેલાં એની માને ઉધરસ આવતી એટલે એ સમ-

જતો કે આ કારણે એની ઊંઘ ઊડી જાય છે. પરંતુ એની માને નોકરોના ક્વાર્ટર્સમાં મોકલ્યા પછી પણ એની ઊંઘ તો ઊડી જ જતી.

કેટલીયે વાર કલાકો સુધી પલંગ પર બેસીને શૂન્ય આંખે સામેની દિવાલ પર તે તાકી રહેતો. છેવટે ઊઠીને બાથરુમમાં જઇને 'એનીમા' લઈને ન્હાવાની તૈયારી કરતો. એને પાણીનો એટલો બધો ડર હતો કે બીજાને આગનો પણ એટલો ડર નહીં હોય. હાથ પર સાબુ લગાવીને એ ક્યાંય સુધી નિશ્ચેષ્ટ બેસી રહેતો અને બાળકની જેમ સાબુની સાથે રમત કર્યા કરતો.

એને માટે દરેક કામ મુશ્કેલ બનતું જતું હતું. એને ખેદ એ વાતનો હતો કે દયાળુ પરમેશ્વરે એને માટે એક પણ દિવસ સુખનો ઘડ્યો નહોતો.

આજે એણે બાથરુમમાં વધારે વાર ન લગાડી. આજે એ વધારે બેચેન હતો. અરીસા સામે જોઇને એ વધારે ખિન્ન થયો. એને લાગ્યું કે હવે એનાથી કોઇ પણ કામ નહિ થઇ શકે. આખો દિવસ દુઃખ અને દિલગીરીનો વિચાર કર્યા કરવો એ જ એને માટે પૂરતું કામ થઈ પડ્યું હતું.

એણે અરીસા સામે જોઈને હસવાનો પ્રયત્ન કર્યો. પરંતુ બરાબર હસતાંયે એને આવડતું નહોતું. ઊલટું અરીસામાં ટીકી ટીકીને જોતાં એની આંખોમાં પાણી આવી ગયું. અધૂરાંમાં પૂરું છીંક આવી. તરત જ પાછળથી તેની પત્નીનો અવાજ આવ્યો: "તમે તો છોકરાથીયે નપાવટ છો. તમને લાખ વાર કહ્યું કે લાદી પર ઉઘાડા પગે ન ચાલો, તો પણ..."

અચાનક પત્ની આવતાં એને સહેજ આંચકો લાગ્યો. એની પાસે સોફા પર તે બેઠો. દુનિયા આખીમાં એની ચતુરાઈની ચર્ચા થતી લોકો એની સામે તાકી રહેતા અને કહેતા કે આ માણસ તો માટીમાંથી સોનું બનાવે છે. યુદ્ધમાં લશ્કરને માલ, કપડાં વગેરે પૂરાં પાડીને એ કેટલુંયે કમાયો હતો. એના કારખાનાનો અર્ધો માલ કાળા બજારમાં વેચાતો હતો.

બધાયે રામકિશોરની કુશળતાની પ્રશંસા કરતા

**એની પત્ની એક પાર્સલ જેવી હતી, જેના પર લખ્યું હોય છે : 'કાચ છે, સમાલજો !'**

હતા. પરંતુ એની પત્ની એને અક્કલનો કટ્ટો શત્રુ સમજતી હતી. એની પત્ની માનતી હતી કે પૈસા કમાવા એ એક વાત છે અને અક્કલ હોવી એ તદ્દન બીજી વાત છે. થોડી વાર સુધી એ બંને વચ્ચે એવી વાત થઈ કે જે સામાન્ય રીતે પતિ-પત્ની વચ્ચે થાય છે. ફેબ્રુઆરીમાં ગરમી કોણ જાણે ક્યાંથી પડવા માંડી છે, આ મગની દાળનો ભાવ શેરે બે પૈસા વધી ગયો, આ કીકાને નોકરે ઠંડુ દૂધ પીવડાવ્યું ત્યારથી તેને ઝાડા થઇ ગયા છે, બેબીને આયાએ ગરમ દૂધ પીવડાવ્યું એટલે એને મરડો થઈ ગયો છે, વગેરે વગેરે.

એની પત્નીએ એક સિનેમાના છાપાનાં પાનાં ફેરવવા માંડયાં. એ જોતો હતો કે તે માત્ર પાનાં ફેરવી રહી હતી. નહોતી વાંચતી કે ચિત્ર પણ જોતી. એણે સારામાં સારાં કપડાં પહેર્યાં હતાં. ક્યાંક બહાર જવાની તૈયારી કરી હોય તેમ લાગતું હતું. હોલીવુડ ટેલરિંગ શોપવાળાએ એનાં કપડાં એવી ઉસ્તાદીથી શીવ્યાં હતાં કે એના શરીરને તે વધુ સુડોળ દેખાડતાં હતાં. એના હાથમાં એક નાનો શો રુમાલ હતો, જેમાં એ હળવી હળવી ખાંસી ખાઇ રહી હતી. એનો સહેજ લાંબો ચહેરો નાજુક અને તીખો હતો. એની મોટી મોટી કાળી આંખો વિચારમાં ડૂબી ગઈ હતી અને વિષાદ અને લાલિમાની ઘેરી છાયા દેખાતી હતી. એની મીઠી મીઠી મર્મસ્પર્શી ઉદાસીનતાને લીધે એનું 'મેક-અપ' કરેલું મુખ વધારે આકર્ષક લાગતું હતું.

એની પત્નીને આ સૌંદર્ય પ્રયત્ન કર્યા વિના પ્રાપ્ત થયું નહોતું. એને માટે સમય અને પૈસાનો સારો વ્યય કરવો પડતો. અઠવાડિયામાં એકાદ બે વાર એને એવા સ્થાન પર જવું પડતું કે જ્યાં અનેક ચીજોથી ચહેરાને ખૂબસૂરત બનાવવામાં આવે છે. એમ ન કરે તો સૌંદર્ય ઝાંખું પડી જાય અને અસલી ચહેરો છૂપાવ્યો છૂપાય નહિ.

'સૌંદર્યના નિષ્ણાતે એને છ આકૃતિઓ બતાવીને છમાંથી એક પસંદ કરી લેવાનું કહ્યું હતું. છ આકૃતિઓ આ પ્રમાણે હતી: ગંભીર, શરમાળ, ધૃષ્ટ, શોખીન, હસમુખી અને ઘમંડી. એણે શોખીન બનવાનું પસંદ કર્યું હતું.

'ક્યાંની તૈયારી કરી છે, ડાર્લિંગ?' એણે બીજી કોઈ વાત ન સૂઝવાથી પૂછ્યું.

'ગ્લેમર', એની પત્નીએ તડાક દઈને ઉત્તર આપ્યો અને વિજયનું સ્મિત કર્યું.

'ગ્લેમર' ઝવેરીની દુકાનમાં એક બહુ જ કિંમતી હાર હતો. એના પર 'મેઇડ ઇન નેપલ્સ' લખ્યું હતું. યુદ્ધ સમયમાં એની કિંમત પાંચસોને બદલે પાંચ હજારની થઇ ગઈ હતી. રામકિશોર ઘણો પૈસાદાર હતો. પરંતુ પૈસાદારો ગમે તેટલા ઉદાર દિલ કેમ ન હો, અંદરખાનેથી એ મખ્ખીચૂસ જ હોય છે. હારને માટે એક અઠવાડિયા સુધી ગૃહયુદ્ધ થયું. અંતે હંમેશની જેમ એની પત્ની પાસે બધાં હથિયારો નમાવી દેવાં પડયાં.

એની પત્ની ઊઠીને ચાલી ગઈ અને ઝીણી સાડીમાં છલકતી એની દેહયષ્ટિને એ જોઇ રહ્યો.

પરંતુ થોડી વારમાં એની પત્ની પાછી ફરી. એથી એને આશ્ચર્ય થયું. જેને માટે એણે એક અઠવાડિયા સુધી યુદ્ધ ખેલ્યું હતું તે હાર એના હાથમાં દેખાયો નહિ. જો એ હાર વેચાઈ ગયો હશે તો વળી એક વધુ મુશીબત એની સામે આવીને ઊભી રહેશે.

'કેમ, વેચાઇ ગયો?' એણે ધીમે અવાજે ડરતાં ડરતાં પૂછ્યું.

"ના ના. 'શો વીન્ડો'માં એ પડ્યો. જો એક અઠવાડિયા સુધી એને ખરીદવાને લાયક કોઇએ ના ગણ્યો તો હું શું કામ એવો હાર લઉં?"

રામકિશોરે સંતોષનો શ્વાસ લીધો. મૌન રહેવાનું એને ઠીક લાગ્યું. ચોક્કસ એની પત્ની એક પાર્સલ જેવી હતી—જેના પર લખ્યું હોય છે : "કાચ છે, સમાલજો." તે એટલી બધી નાજુક હતી કે વાત કરતાંય થાકી જતી. લગ્ન પહેલાંયે એ કાંઈ ઓછી દુબળી નહોતી. એના માબાપની એકની એક એ છોકરી હતી. ખૂબ ખૂબ લાડ કરવાથી એ સદા

બિમાર રહેતી અને બિમાર રહેવાને કારણે એના માતાપિતા એને વધારે લાડ કરાવતા. કેલ્શિયમની વિલાયતી ટીકડીઓ હંમેશાં લેવા છતાં તેની કેલ્શિયમની ખોટ પૂરી થતી નહોતી. નાનપણમાં ચાર પાંચ મંદવાડો સાથે આવવાને લીધે એનું હૃદય ઘણું નબળું પડી ગયું હતું. એથી એને બરાબર સાચવવી પડતી.

આજે બંને વિચારમાં હતાં કે છોકરાંને કેમ કહીશું કે 'પપ્પી' મરી ગયું છે. આ વિષય પર વાતની શરૂઆત થઈ. છેવટે એમ નક્કી થયું કે છોકરાંઓ નિશાળેથી પાછા ફરે ત્યારે એના 'પપ્પા' (બાપા) બીજા ઓરડામાં ચાલ્યા જાય અને 'મમ્મી' (બા) એ સમાચાર એમને પ્યાર કરતાં જણાવે.

બાળકો શાળાએથી પાછાં આવ્યાં ત્યારે રામકિશોરની પત્નીએ ઇધરતીધરની હજાર વાતો કરતાં કરતાં, ખૂબ વ્હાલ કરતાં કરતાં, 'પપ્પી'ના મૃત્યુની ખબર એમને આપી. પણ બાળકો જરા પણ રોયાં નહીં. એથી એના આશ્ચર્યની સીમા ન રહી. બાળકોએ એકબીજાના મોઢા સામે જોયું અને તેમના ખંડમાં ચાલ્યાં ગયાં.

રામકિશોરે રોવાનો અવાજ ન સાંભળ્યો એટલે આશ્ચર્યચકિત થઈ તે પોતાના ખંડની બહાર આવ્યો. એણે પોતાની મેળે સંતોષ લીધો કે આ બાળકોનો પ્રેમ કેવો ક્ષણિક હોય છે. 'પપ્પી'ની સાથે એમનો એટલો બધો મેળ હતો, 'પપ્પી'ની સાથે બાળકો એટલું બધું વહાલ કરતા, તો પણ 'પપ્પી'ના મૃત્યુ પછી એક આંસુ પણ એમની આંખમાંથી ટપકતું નહોતું.

એની પત્નીની આંખોમાં આશ્ચર્ય દેખાતું હતું. મીઠાશ અને પ્યારથી એણે છોકરાંઓને બૂમ પાડી: "ડીઅર ઇન્દુ, સ્વીટ નારુ!"

ક્ષણભર નીરવતા છવાઈ ગઈ. કંઈ જવાબ મળ્યો નહિ, પરંતુ એકાએક બંને બાળકોના ખૂબ જોરથી રડવાનો અવાજ આવ્યો. રડતાં રડતાં બંને બાળકો એના ઓરડામાં આવ્યાં. એમની માતાએ એમને ગોદમાં લઈને પૂછ્યું: "કેમ રડો છો?"

'પપ્પી મરી ગયું!' બંને એકી સાથે રડતાં રડતાં બોલ્યાં.

'મેં તો તમને એ પહેલેથી કહ્યું જ હતું.' મમ્મીએ તેમને બચ્ચી ભરતાં ભરતાં કહ્યું.

'તે અમે તો 'પપ્પા' સમજ્યાં હતાં.' એમ કહેતાં કહેતાં બાળકોએ 'પપ્પા'ની તરફ છાનું છાનું જોયું.

શેઠ રામકિશોરની આંખો આ સાંભળીને પહોળી થઈ. એમનું મોં પડી ગયું. એમને વિચાર થયો કે જે ચતુરાઈથી તેઓ દુનિયાને આંગળી પર નચાવી રહ્યા છે તેનો એક અંશ પણ જો આ કમબખ્ત છોકરાઓને સીધા કરવામાં વાપરી શક્યા હોત!*

---

* શ્રી. સમશેરસિંહ નરૂલાની એક નવલિકા પરથી.

# ઘીની બદબૂ

'નિષાદચંદ્ર'

સિનેમાનાં સસ્તાં બજારૂ ગીતોના વાતાવરણમાંથી પસાર થતાં યશવન્તનું મન વિચારવા લાગ્યું કે આખરે આ શહેરોની શી ગતિ થશે! અર્ધી પીધેલી બીડીઓ કાન પર રાખીને શહેરની ફુટપાથો પર સહેલગાહે નીકળેલા, લાંબા વાળને ઉંચા ઓળનારા દસ બાર વર્ષના છોકરાઓ પણ 'મહોબ્બત'ના કાલ્પનિક નિસાસા નાખતા થઈ ગયા છે.

ઓફિસમાંથી પાછો ફરતો યશવન્ત એક દૃશ્ય તરફ ધ્રુરક્યા વિના નથી રહી શકતો. લાખ ચેષ્ટા કરે છે– એ તરફ ન જોવા માટે, પણ કોણ જાણે કેવો વિચિત્ર શોખ છે કે યશવન્તની આંખો પણ તેનું કહ્યું નથી માનતી અને 'નાગપુર–સ્ટોર્સ'ના શેઠ પદ્મચન્દની જાંઘો અને ફાંદને બહુ જ ઉત્સુકતાથી નિહાળી રહે છે.

શેઠજી આધેડ છે. જાંઘો એટલી તો સ્થૂળ છે કે પિંડીઓની નીચેનો ભાગ પણ સમથળ જણાય છે. ફાંદ તો એવી રીતે આગળ વધી છે જાણે એ, એ શરીરનું અંગ જ નથી!

યશવન્તને હસવું આવે છે: આ શેઠની જેમ આજે માનવતા પણ સ્થૂળ થઈ ગઈ છે. આમની પાસે લાખોની સંપત્તિ છે; આલીશાન હવેલી છે, ડઝનબંધ નોકરચાકર છે. ઉનનાં તથા સુતરાઉ કાપડના સુપ્રસિદ્ધ વેપારી આ શેઠને દરેક રીતે અનુરૂપ શેઠાણી પણ મળી છે. ચરબીના થર શરીર પર એવી રીતે જામ્યા છે કે માંસને સોયા પાણીમાં ફુલીને સડી ગયા ન હોય! ઘુંઘટ તાણીને શેઠાણી, હવેલીની બારીમાંથી રસ્તા પરની દોડાદોડી નીરખે છે. દેહ પર આભૂષણોનું એવું પ્રભુત્વ છે કે એવું એક પણ અંગ ન મળે જેને શુદ્ધ હવાની સાથે પિછાન હોય!

યશવન્ત બન્નેને ઓળખે છે. શેઠની વિશાળ હવેલીની પાછળ એક સાંકડી વાંકી ચૂંકી ગલી પડી છે. આ અંધારી અસ્પૃશ્યસ્પર્શ્યા ગલીના એક કાચા મકાનમાં યશવન્ત સપરિવાર રહે છે. શેઠજીના મહેલે જાણે સૂર્યને પણ કેદી કરી રાખ્યો હોય એમ લાગે છે. હવેલીની પેલી બાજુ દૃષ્ટિ ફેંકવાની પણ ભગવાન ભુવન–ભાસ્કરને પરવાનગી મળતી નથી.

યશવન્ત સ્નાતક છે. સેક્રેટારિયટમાં કારકુન છે. માસિક સાઠ રૂપિયા કમાય છે. શેઠજીએ તો કદાચ સાતમા ધોરણમાં પગ પણ નથી મૂક્યો. એમના દૂરદર્શી પિતાએ પુત્રમાં શરાફના ચોપડા ઉકેલવાની, જમા–ઉધારનું જ્ઞાન ધરાવવાની અને લાભશુભ લખીને હિસાબો મેળવવાની યોગ્યતા જોઈને જ તેને દુકાન પર બેસાડી દીધેલા. યોગ્ય પિતાના આ સુયોગ્ય પુત્રે પાંચ લાખના પચાસ લાખ બનાવ્યા છે, અને આ બાજુ યશવન્તે, પિતા પાસેથી વારસામાં મળેલી ત્રણ ચાર વિઘાં જમીન પણ ટટકે ટટકે વેચી નાખી છે અને એના બદલામાં એણે બે અક્ષરની એક ડીગ્રી મેળવી છે જેના બળ પર આજ એ કારકુન–સાહેબ થઈ શક્યો છે.

શેઠની જાંઘો જોઈને કોણ જાણે કેમ યશવન્તને પોતાની જીંદગી યાદ આવે છે. ભલા, આવી બેવકૂફી ક્યાંય સાંભળી છે? શેઠની જાંઘ અને યશવન્ત બી. એ.! આ તે શું મગજમારી કરવા જેવો વિષય છે? આ શું 'થીસીસ' ને માટેનો વિષય છે– 'ઋગ્વેદ કાળની રૂપ્યતા' અથવા 'માર્કસવાદનો સામાજિક આધાર'.....? આ યશવંત તો બધી નકામી વાતો પર જ વિચાર કર્યા કરે છે. આવા વિચાર કરવાનું કંઈ કારણ ખરું? એથી જ તો એને કદાચ માથાના દુઃખાવાનું કાયમી દર્દ છે! ઓફિસનું કામ પણ એ બરાબર નથી કરી શકતો. અમલદારોનો ઠપકો ખાવો પડે છે—'તમે તો સાવ નકામા આદમી છો! તમને ડીગ્રી કોણે આપી? આંખો ફાટ બગાડને લાવ્યા છો!' અને યશવંત ઉદાસીન થઈને

**શેઠની જાંઘ અને યશવન્ત બી. એ.! ભલા, આવી બેવકૂફી ક્યાંય સાંભળી છે? આ તે શું મગજમારીનો ગંભીર વિષય છે!**

નિર્વિકાર ચિત્તે બધું સાંભળી લે છે, બધું સહન કરી લે છે, જાણે આ તો એનો રોજંદો કાર્યક્રમ થઈ પડ્યો છે.

* * * * *

ચાર બાળકો છે, પત્ની છે, મા છે. પત્નીએ કદી તેના દિલમાં 'રોમાન્સ' પેદા નથી કર્યો. ગામડાની સ્ત્રી છે, શામળી અને નિષ્પ્રભ! મા તો રોજ ભગવાન પાસે પોતાનું મોત જ માગ્યા કરે છે. બાળકોમાં બે પુત્ર છે, બે પુત્રી. યશવન્ત પત્ની સાથે બહુ ઓછું બોલે છે, મા સાથે પણ કતરાયા કરે છે. સાચી વાત એ છે કે એ બધા પર ગુસ્સે છે. એટલે વિચારે છે ઘણું પણ બોલે છે થોડું. આમ સતત વિચાર કર્યા કરવાથી જ તેના માથાના દુઃખાવાનું તેને કાયમી દર્દ લાગુ પડયું છે. આખું જીવન જાણે કોઈ ઘસાઇ ગયેલ દોર છે. કયારેક ખૂબ પરેશાન થઈને એ વિચારે છે કે આ છેક ઘસાઈ ગયેલ દોર પર જીંદગીની વણઝાર આમ કયાં સુધી વધશે?

ઓફિસમાં જૂની-નવી વાસ મારતી ફાઇલો છે. ઘસાઇ ગયેલ ટાઈપના કર્ણ-કઠોર અવાજ છે અને સેંકડો-સહસ્રો કરમાયેલાં વદનો ઝડપથી કોણ જાણે શું લખ્યા જ કરે છે! આ છે શિક્ષિત મધ્યમ વર્ગ, જેના પર કોઇને વિશ્વાસ નથી, સહાનુભૂતિ નથી. નેતાઓ કિસાન-મજદૂર રાજ્ય માટે ક્રાંતિ કરવાના વિચારમાં છે. કિસાન અને મજુર, રિક્ષાવાળા અને ટાંગાવાળા, બધાનાં 'યુનિયન' સ્થપાઈ ગયાં છે અને તેઓ ધમકીઓ આપીને હડતાલ પાડે છે. પરંતુ આપણા આ કારકુન સાહેબો ક્ષયરોગથી અગર કોઈ ખૂબસૂરત-બદસૂરત માંદગીના ભોગ બનીને અકાળે મૃત્યુ પામે છે!

આ બધી સ્થિતિનો યશવન્ત અભ્યાસ કરે છે. પોતાની શામળી, અર્ધમૃત જેવી, નિષ્પ્રભ પત્નીને જોઇ રહે છે, અને વિચારે છે કે આ બધી ગંદકીમાં કયાં સુધી ચાલવું પડશે. આ આર્થિક વ્યવસ્થાએ શેઠની જાંઘો અને પિંડીઓને એક બનાવી પેટને બહાર ફગાવી દીધું છે. આ સામાજિક પ્રણાલિકાએ શેઠાણીના શરીર પર લટકતા માંસના લોચાઓને આભૂષણોથી ઢાંકીને સડાવી નાંખ્યા છે. અને ખુદ યશવન્તના મનને પણ એણે કેવો વિચિત્ર ઘાટ આપ્યો છે!

* * * * *

આ આર્થિક પ્રણાલિકા! સામ્રાજ્યવાદની સડી ગયેલી લાશ!

અહીં નોકરી એક જુગાર છે. 'આઇન્સ્ટાઇન'-ના આ યુગમાં પણ માનવીને ભાગ્યવાદી બનવું પડે છે. સરખી ડીગ્રી, શિક્ષણનું સરખું ધોરણ છતાં યશવન્તને મહીને સાઠ મળે છે, તેના એક સાથીને છસો. વિદ્યા-બુદ્ધિનું આવું ઘોર અપમાન બીજા કયા યુગમાં થયું છે? સાઠ રૂપિયા! પેટમાં સહી-સલામત રીતે પહોંચાડી શકાય એવા ચોખા કાળાબજારમાં ચાલીસ રૂપિયે મણ મળે છે! નહિ તો રૂપિયાના ત્રણ શેર ચોખા 'હિઝ મેજેસ્ટી'ની સરકાર રેશનની દુકાનોમાં આપે જ છે. ફક્ત એ ચોખા ખાતી વખતે થોડો યોગાભ્યાસ જરૂરી છે, આંખો બંધ થઈ જાય છે, ઘ્રાણ-શક્તિને પ્રાણ-રન્ધ્રોમાં પૂરી રાખવી પડે છે! ખાતાં ખાતાં કોંગ્રેસ-સરકારની જય બોલવાનું મન થાય છે! તિરછી-સીધી ગાંધી ટોપી પહેરનારા નેતાઓનો જયજયકાર આપોઆપ જ થઈ જાય છે!

સામ્રાજ્યવાદની આ કોહવાઈ ગયેલી લાશની દુર્ગંધ ધમધમ કરતી માનસ-સરોવરથી કન્યાકુમારી સુધી પથરાઇ ચૂકી છે. દરેક મનુષ્ય બેચેન છે. દરેક માનવી અસંતોષની આંધિમાં તણાતો જાય છે. યશવન્ત વિચારે છે—આ આંધિ કયારે અટકશે? આખા દેશમાં આંધિ છે, સમસ્ત દુનિયા વિષચક્રમાં ગુંચવાઇ ગયેલ છે. ટ્રેનના એન્જીનની જેમ મનુષ્ય ભાગી રહ્યો છે-વિવેક, માનવતા, સંતોષ,સ્નેહ, પ્યાર, આનંદ-પ્રમોદ, માયા-

મમતા, બધાં સ્ટેશનોને જાણે એણે પાછળ છોડી દીધાં છે. ફક્ત એક માનવી જ તીખી સીટી બજાવતો વિનાશના જંક્શન તરફ દોડયો જાય છે!

આ વિચારણાને જાણે આઘાત લાગ્યો- જાણે એન્જીન બીજા ડબ્બા જોડે અથડાયું. સડકની બન્ને બાજુના સાઇન-બોર્ડ વાંચતો જતો યશવન્ત એક દેશી નર્સ જોડે અથડાયો. આધેડ ઔરત ગર્જી ઊઠી-"એ મિસ્ટર, આંધળા છો? દેખતા નથી?-ઇડિયટ!" છલાંગ મારીને યશવન્ત દૂર હટી ગયો. પેલી નર્સ ઉછળી ઉછળી ગાળો દઈ રહી હતી. યશવન્તે તેના ચહેરા પર એક ઊડતી નજર ફેંકી-જાણે તેનો ચહેરો પણ કોઇ સાઇન-બોર્ડ ન હોય!.....

હા, સાઈનબોર્ડ જ હતો એનો ચહેરો! ૪૦-૪૫ની ઉમર! ગાલની સુકી ચામડી પર પાઉડરની ભૂકી જાણે ગુસ્સે થઇને ન વેરી દીધી હોય! આંખોમાં તીખાશ છે અને એ આંખો નીચે કાળી ઝાંય પડી ગઇ છે, જે સ્પષ્ટ રીતે વ્યક્ત કરી દે છે કે જવાની કેમ વીતી છે!

નર્સ બબડતી આગળ ચાલી ગઇ. અને યશવન્ત ફરી પોતાના સ્વપ્નમાં ડૂબી ગયો. આજની દુનિયામાં યૌવન પણ ધન હોય તો જ ટકે છે. પ્રેમના બધા હાવભાવ-આશુક માશૂકના બધા નખરાંઓ અને છાયાવાદી કવિઓની બધી વિરહ-વ્યથાઓ, પૈસા મળ્યા પછી જ શરૂ થાય છે. કવિ મહાશયને બે ટંક જો ઘઉંની રોટલી ન મળે તો જુઓ, પ્રિયાને માટે તડપતું વિરહી હૃદય રોટલી પાછળ કેવું ગાંડું બને છે! રોટલી અને પ્રેમ! કેવી કઢંગી વાત છે! એવી જ કઢંગી વાત શેઠની જાંઘ અને યશવન્ત બી.એ.! યશવન્તે શું 'દેવદાસ' નથી જોયું? સેંકડો-હજારો પ્રેમનાં ગીત શું નથી સાંભળ્યાં?

"પ્રેમકી જ્યોત હૈ, પ્રેમકા આંગન, પ્રેમકા હોગા કિવાડ" અથવા "મુહબ્બતમેં દેખો જહાં જલ રહા હૈ, જમીં તો જમીં, આસમાં જલ રહા હૈ"....

આખી દુનિયા આ પ્રેમ અને મહોબ્બત જેવા શબ્દ પર જીવે છે. મોટા માણસો-આઈ. સી. એસ., ડોકટરો, વકીલો, પ્રોફેસરો, વિદ્યાર્થીઓ, શેઠ પદ્મચન્દ જેવા પાકા મારવાડીઓ, અરે, યશવન્તની ઓફિસનો પટાવાળો ધુરન, રિક્ષાવાળાઓ, ટાંગાવાળાઓ અને અર્ધી પીધેલી બીડીઓ કાન પર રાખીને રખડતા પેલા બાર તેર વર્ષના છોકરાઓ!—બધા આ પ્રેમના આકર્ષણથી થીએટરમાં આવે છે અને એ ફિલ્મની હિરોઇન જોડે ગુપચુપ પ્યાર કરે છે!

* * * * *

ઘરની ગલીના ખુણા પર એક મન્દિર છે. શેઠના ભવનને અડકીને જ ઉભું છે. શેઠાણી ત્યાં રોજ પૂજા કરવા અને જળ ચડાવવા આવે છે. અત્યારે યશવન્ત જ્યારે બે માઇલનો પંથ કાપીને ઘરની પાસે ખુણા પર આવ્યો, તો મન્દિરના પ્રાંગણમાં ભીડ જોઇને ઊભો રહ્યો. યજ્ઞ થઈ રહ્યો હતો. પંદર-વીસ ચંડ-પ્રચંડ સાધુઓ ભભુત લગાવીને ગાંજાનો દમ લગાવતા હતા. વિશાળ યજ્ઞકુંડમાં ભૂદેવો ઘીના ડબા એક પછી એક સ્વાહા કર્યે જતા હતા. તપાસ કરતાં ખબર પડી કે શેઠાણી તરફથી આ યજ્ઞની વ્યવસ્થા થઈ છે. પુત્ર-અનુષ્ઠાન યજ્ઞ થઈ રહ્યો છે. બિચારી શેઠાણીની કૂખ સૂની છે......

યશવન્ત અગ્નિની જ્વાલાઓને નિર્વિકાર ચિત્તે દેખતો રહ્યો. શેઠની જાંઘો અને પીંડીઓ સમથળ છે, એમની ધર્મ-પત્નીનું કોઈ પણ અંગ, આભૂષણ-રહિત નથી. પરંતુ હાય! એમની વિશાળ કૂખ સૂની છે! હે દેવ, હે ધર્મ, તમે કૃપા કરો! બિચારી શેઠાણી રોજ પૂજા કરે છે, શેઠે તો પંદર ધર્મશાળા બંધાવી છે અને......

નાકમાં જાણે કોહવાઇ ગયેલી લાશની બદબુ ઘૂસી ગઇ હોય એમ યશવન્ત ઝટપટ આગળ વધી ગયો. સાવ ધૂની છે ને આ યશવન્ત પણ? ખુશબુદાર ઘીની સોંધી સુગંધને તે સળગતી લાશની દુર્ગન્ધ સમજી બેઠો છે! વળી કહે છે કે—"મેં ધર્મની લાશને શેઠના મન્દિરમાં સળગતી જોઈ છે." ધુની ક્યાંકનો!*

* શ્રી. રાધાકૃષ્ણપ્રસાદની એક નવલિકા પરથી.

# પગરખાં

શ્રી. મુકુન્દ પી. શાહ

રવજી એક કારખાનામાં મજુર હતો. એની આસપાસ ઘોંઘાટ થયા કરતો. આઠ આના માટે સવારથી સાંજ સુધી તનતોડ મહેનત કરતાં ગરીબ સ્ત્રીપુરૂષો કામ કરતાં કરતાં કોઇક વાર ગાળો ઉપર પણ ચડી જતાં—એટલી હદ સુધી કે જે દુ:ખપૂર્ણ ગલીચ ગાળો દઇને જાણે સારીયે દુનિઆનો ભાગ વહેચવો ન હોય! પણ રવજી તો આનાથી અલિપ્ત રહેતો. એ સ્થિર ચિત્તે કામ કર્યા કરતો. અને વિચાર્યા કરતો: 'આ જગત કેવું છે? મને તો કાંઇ સમજાતું જ નથી. જવા દે, જે બનવાનું હશે તે બન્યા કરશે. પરંતુ હું કેમ નિરાશ બન્યો છું? કાશીરામ કાકા તો મરણ પથારીએ પડ્યા છે. નજીકનું કે દૂરનું એમનું કોઇ સગું પણ નથી. એમની પાસે જે કાંઇ હશે એ બધું મને જ આપશે. સરસ. પછી હું પણ શ્રીમંત આદમી થઇ જવાનો. સિનેમા જોઇશ, હોટેલમાં જઇશ; રતનીને એક સુંદર સાડી લાવી દઇશ. રતની કેટલી બધી ખુશ થશે? અમારા ઘરમાં સુખ અને શાંતિનું સામ્રાજ્ય સ્થપાશે.'

(૨)

શિયાળાના એક દિવસે ગાડીવાને આવીને રવજીના ખભે ધબ્બો માર્યો. પાછા ફરીને રવજીએ જોયું.

'અરે, રવજી, હમણાં જ હું ગાડી લઈને રામપુરથી આવું છું. ત્યાં તારા કાકા છે ને? કાશીરામ! એ ખૂબ જ માંદા છે.'

રવજી સ્થિર બનીને ઊભો રહ્યો. મૂક અને વિસ્મિત.

રતની પોતાની ઝૂંપડીના દ્વાર પાસે અનાજ સાફ કરતી બેઠી હતી. આ સમાચાર સાંભળીને એને કાંઇ બહુ આશ્ચર્ય ન થયું. જાણે કે એને માટે તો બધું સરખું જ હતું. રતનીનાં કપડાં જુનાં અને ફાટેલાં હતાં; લોહી વિનાનું એનું ફીક્કું મોં, ખાડામાં પડી ગએલી ઊંડી આંખો, આ બધું એને ગરીબ તરીકે ઓળખાવવા માટે બસ હતું.

રવજીએ કહ્યું, 'જાણે છે, હું ક્યાં જઇ રહ્યો છું તે?'

"ના. ક્યાં જાવ છો?"

"અરે તેં શું સાંભળ્યું નહિ? કાશીરામ કાકા બિમાર છે. એમને ત્યાં. બીજે ક્યાં?"

"આટલા વખત સુધી તો બિચારાની સંભાળ પણ ન લીધી. હવે એ મરવાની અણી ઉપર છે ત્યારે શું પૈસા લેવા માટે જાવ છો ને? જરા તો વિચારો. દુનિયા શું કહેશે?"

"અરે ગાંડી, દુનિયાનો વિચાર કરવા બેસીએ તો એક ક્ષણ પણ જીવતા ન રહીએ. અને કાકાનું મારા સિવાય દૂરનું કે નજીકનું સગુંયે છે કોણ? હું તો બસ જવાનો જ."

રતની સમજી ગઇ કે અહીં શિખામણ કે ઉપદેશથી કાંઈ નહિ વળે. રવજી કાંઈ વિચારી રહ્યો હતો. રતનીએ એના મનના ભાવ સમજી જઇને અને એનાં ફાટેલાં તૂટેલાં પગરખાં તરફ જોઇને પૂછ્યું. "જવાના ખર્ચનો કાંઇ વિચાર કર્યો?"

તુરત જ રવજી બોલી ઊઠયો: "તું એની કાંઇ ચિંતા ન કરીશ. બધું બરાબર થઇ જશે. તું ફક્ત ભાતમાં બે રોટલા ટીપી નાખને. રજા લઈને હું હમણાં આવ્યો."

(૩)

રવજી ચાલી નીકળ્યો. એની પાસે ફક્ત આઠ જ આનાના પૈસા હતા. મુસાફરીને માટે ઉછીના પૈસા લેવા એ ઠીક લાગ્યું નહિ અને કાકાના સિવાય બીજા કોની પાસે આશા રાખી શકાય તેમ હતું? ચાલતાં ચાલતાં એ વિચારી રહ્યો હતો, 'એ હ! કાકાની ખબર લીધે મારે કેટલાં વર્ષો થયાં? સંભવ છે કે એ મને ઓળખી શકે પણ નહિ. અને હું હમણાં વગર બોલાવે એમની પાસે જઈ રહ્યો છું.'

રવજી ખૂબ જ ઝડપી ચાલનાર હતો. પરંતુ પૈસા કરતાં હમણાં એને પગરખાંની ચિંતા વધુ મૂંઝવી રહી હતી. એ ઇચ્છતો હતો કે, કોઇ પણ

રીતે આ ફાટેલા-તૂટેલાં જોડા એને કાકાના ઘર સુધી પહોંચાડી દે. પોષ-મહાના મહિનામાં ઉઘાડા પગે એરફોસ્ટના રસ્તા પર ચાલવાનો વિચાર આવતાં જ એ ધ્રુજી ઊઠતો હતો. એને લાગતું હતું કે એણે પહેરેલાં પગરખાં વધુમાં વધુ સાત આઠ માઇલ તો ખેંચી કાઢશે. વધુ સમય ચાલે નહિ. પછી શું થશે? એની એને જબરી ચિંતા હતી. સાંજ સુધી તો એ સારી રીતે ચાલી શક્યો. ખાંડા-ટેકરા વિનાનો રસ્તો હતો અને સૂર્ય પણ પોતાનાં ઉષ્ણ કિરણોથી ધરતીને તપાવી રહ્યો હતો. પરંતુ સંધ્યા પછી સૂર્ય નિર્દયતાપૂર્વક નીચે ઉતરી જઇને વાદળો પાછળ અદૃશ્ય બની ગયો. અને ફાટેલાં પગરખાંએ પણ પોતાની નિર્દયતા જાહેર કરવા માંડી.

રાતની ઠંડીમાં ઉઘાડા પગે ચાલવાનું મુશ્કેલ લાગવાથી રવજી પાસેની એક ધર્મશાળામાં ગયો. એના જોડા સાવ ફાટી ગયા હતા. ન તો એને એ સાંધાવી શકતો હતો કે ન બીજા કોઇ પાસે નવાની માંગણી કરી શકતો હતો. અને ત્યાં એને ઓળખતું પણ કોણ હતું? થોડા પૈસા આપીને રવજી ધર્મશાળામાં આવ્યો અને એક ગંદી ઓરડીમાં જુના ખાટલા પર ગંધાતી પથારીમાં સૂઇને રાત પસાર કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

એ ઓરડીમાં એના સિવાય બીજા બે વટેમાર્ગુઓ પણ સૂઈ રહ્યા હતા. રવજીને ઊંઘ આવી નહિ. એ એના મનમાં ને મનમાં દુનિયાની બધી સડકો પર, ઘરોમાં, બજારોમાં પગરખાંની હારની હાર જોઈ રહ્યો હતો. જ્યાં એ એક મનુષ્યને જોતો હતો ત્યાં એને એક નવાં પગરખાં પણ દેખાતાં હતાં. બહાર ઠંડો પવન ફૂંકાતો હતો. રવજી વિચારી રહ્યો હતો કે જો કાકાની મિલ્કત મળી જાય તો પોતે રતનીને એક ચંપલની નવી જોડ લાવી આપશે અને પોતા માટે તો લાવવાનો જ હતો. એ ઇચ્છતો હતો કે એ અહિંથી ઊડીને કાકાને ત્યાં પહોંચી જાય પરંતુ ચાલ્યા વિના એ માઇલો સુધી પથરાયેલો માર્ગ પૂરો થઈ શકતો ન હતો. એકાએક એના મનમાં એક વિચાર આવ્યો. એ ઊઠીને એકદમ ઉભો થયો અને પાસે જ સૂતેલા આદમીના જોડા તરફ ગયો. પણ એ પણ પોતાના જોડા જેવા જ ફાટેલા હતા. એ બીજા આદમીના જોડા જોવા લાગ્યો. પરંતુ એ એને ન જડ્યા. કોણ જાણે કઈ પ્રેરણાથી એ ધર્મશાળાના દરવાજા તરફ ગયો. એ એક ભયભીત બનેલા પશુની માફક ધ્રૂજી રહ્યો હતો અને પોતાના પતનનો વિસ્તાર સમજી રહ્યો હતો. ઘડીભર તો એના મનની અંદર સત્ અને અસત્ વચ્ચે રીતસરનું યુદ્ધ મચી રહ્યું. એ યુદ્ધમાં શેતાનનો વિજય થયો અને દરવાજા પાસે પડેલા એક નવાં પગરખાં ઉઠાવીને એણે બગલમાં સંતાડી દીધાં. એની જરૂરીઆત પૂરી થવાથી એ ચોર પગલે બહાર નીકળી ગયો.

(૪)

અરધો કલાક ચાલ્યા બાદ એણે વિચાર્યું કે, હવે પગરખાં પહેરવા જોઇએ. એક પત્થર પર બેસીને એણે જુના ઘસાઈ ગયેલા જોડા ઉતારીને નવા પહેરી લીધા. બુટ નરમ અને પગને આરામ આપે એવા હતા. એ આનંદી બની ગયો. પરંતુ પતનના દુઃખે એને એકાએક ઘેરી લીધો. એના માનસતંત્રમાં અનેક પ્રકારની લાગણીઓ ઉદ્ભવવા લાગી. કદાચ એ આશા પીછો પકડે તો અને મને પકડે તો? તો તો ખૂબ જ ખરાબ થાય. પકડીને મને પોલીસને હવાલે કરી દેશે. રતની શું કહેશે? એ કહેશે કે "તમારું જ્યારે આ પ્રકારનું પતન થઇ શકે છે તો તમે એક લાખ રૂપિયાની ચોરી પણ કરી શકો." પરંતુ બુટ પર હાથ જતાં જ એ વિચારવા લાગ્યો. 'આ છે તો બહુ જ નરમ અને એકદમ સરસ. કાકા પણ ધારશે કે રવજીની પાસે કેવા મઝાના બુટ છે? હવે શું થાય? આ લઇને તો હું આવ્યો છું. રસ્તો જલદીથી કપાશે.'

એણે ચાલવું શરૂ કર્યું, બગલમાં જુના જોડા દબાવી રાખ્યા હતા. કારણકે કદાચ કોઇ એને પકડવા આવે તો જુના જોડા પહેરી નવા ફેંકી શકે. રવજીએ જોયું કે એ જલદીથી ચાલી શકતો નથી. એના પગ ધ્રુજવા લાગ્યા. પાછળ કોઈ આવતું તો નથીને એ જોવા માટે એ વારંવાર પાછળ જોયા કરતો હતો.

ધીમે ધીમે રાત વધતી જતી હતી. રવજી વિચારી રહ્યો હતો. હવે અજવાળું થશે. લોકો

એને જોઇ શકશે. સડક પરથી એક ખેડૂત પસાર થઇ રહ્યો હતો. રવજીને લાગ્યું કે એ પોતાની તરફ પોતાના બૂટ તરફ જોઇને હસી રહ્યો હતો. ધીરે ધીરે અજવાળું થવા લાગ્યું. રવજીને લાગ્યું કે કેટલાક લોકો એની પાછળ પાછળ આવી રહ્યા છે. એને પકડી લીધો. ચારે બાજુ લોકો એકઠા થઇને અંદર અંદર ગુસપુસ ગુસપુસ વાતો કરતા એને જોઇ રહ્યા. કેટલાક એને 'જોડાનો ચોર' ધારીને હસવા લાગ્યા. પછી એની આસપાસની ધરતી એને ફરતી લાગી. રતની પોતાની ઉપર ફીટકાર વર્ષાવી રહી હોય એવો એને અનુભવ થવા લાગ્યો.

ઓહ ! રવજી આ સહન કરી શક્યો નહિ. એનું કેટલું બધું અપમાન થશે ? ભલે એ ગરીબ મજદુર રહ્યો. પણ એ મનુષ્ય તો હતો ને ? એની અંદર પણ સ્વાભિમાન હતું. એને લાગ્યું કે કુદરત પણ એની હાંસી ઊડાવી રહી હતી.

એકદમ એણે નવા બુટ ઉતારી નાખ્યા અને પોતાનાં ખાસડાં પહેરી લીધાં અને ચોરેલા બુટ સડકની કિનારી પર મૂકી દીધા. પણ એથી પણ એને શાંતિ ન મળી. એને લાગ્યું કે બુટનો માલિક એની પાછળ આવી રહ્યો છે. એણે સડક પરથી બુટ ઉઠાવી લીધા અને પેલી ધર્મશાળા તરફ દોટ મુકી.

દિવસ આથમ્યો ત્યાંસુધી એ આસપાસ ફર્યા કર્યો અને રાત્રિ પડતાં જ ધર્મશાળામાં જઇ પહેલા સુતો હતો તે ખાટલામાં જઇને પડી રહ્યો. મધરાત થઇ ત્યારે બુટ લઇને એણે ચોવીસ કલાક પહેલાં જે દરવાજા પાસેથી લીધા હતા, ત્યાં મૂકી દીધા અને સવાર પડતાં જ એ કાકાના ગામ તરફ ચાલી નીકળ્યો. હવે એ ફાટેલા પગરખાંથી પણ ઝડપથી ચાલતો હતો. પતનથી લાદેલો બોજો હવે એના મસ્તક પર ન હતો. એનું મન હળવું ફૂલ જેવું બની ગયું હતું.

(૫)

રામપુર પહોંચ્યો ત્યારે એને જોઇને કાશીરામના એક પડોશીએ કહ્યું: " કાશીકાકા તારી ખૂબ જ રાહ જોતા હતા. ત્રણ દિવસ પહેલાં જ એક ગાડીવાળા સાથે તારી ઉપર સંદેશો મોકલ્યો હતો. જ્યારે તું ન આવ્યો ત્યારે એમણે માની લીધું કે આટલાં વર્ષો સુધી જે ન આવ્યો તે અંતસમયે પણ નહિ આવે. તારા કાકાએ એમની બધી દોલતનું આ ગામના રામજીમંદિરમાં દાન કરી દીધું. કાલે તો એમણે પ્રાણ છોડયો.'

રવજી નિરાશ થઈને ઘર તરફ ચાલી નીકળ્યો.

*

પહેલાંની જેમ રતની તડકામાં નિર્વિકાર ભાવે બેઠી હતી. રવજી આવ્યો કે તુરત જ એણે પ્રશ્ન-ભરી આંખે એના તરફ જોયું.

રવજીએ કહ્યું: 'રતની, હું મોડો પડયો. કાકા બધું જ મંદિરને અર્પણ કરી ગયા.'

' કાકાનો દેહાંત કયારે થયો ? '

' કાલે.'

' તો પછી તમે મોડા કેવી રીતે પહોંચ્યા ? તમારે અહીંથી ગયે પણ ત્રણ જ દિવસ થયા હતા ને ?

રવજીએ કશો જ ઉત્તર ન આપ્યો. એના પગરખાંની તરફ એની નજર જઈ પહોંચી.

પરંતુ રતની તો કશું જ ન સમજી શકી*

* એક ઈટાલીઅન વાર્તાના આધારે.




* પીળા પ્રદેશની એક સત્ય ઘટના *

* અનુપમ સૌંદર્યપુષ્પની વીતકકથા *

# રૂ પ.રા શિ મૂ મ તા ઝ

: પ્રયોજક :

શ્રી. 'શશિન્' ઓઝા એમ. એ.

**આ** રાજ્યોથી તો તોબા! લોર્ડ રીડીંગના અમલ દરમ્યાન ઘણું ઘણું બની ગયું, પણ એની કોણ ખબર રાખે! પતિયાળા, ભરતપુર, ઇન્દોર ને અલ્વરની વિરુદ્ધ ચોંકાવનારી ફરિયાદો મળેલી, પણ કોણ એ બધી સાંભળે?

જાન્યુઆરી ૧૨, ૧૯૨૫ સુધી કોઇ જ મૂમતાઝને ઓળખતું ન હતું. તે અમૃતસરની 'નર્તિકા હતી. ઇન્દોર, મુંબઇ અને હૈદ્રાબાદ વગેરે સ્થળોમાં તેનું નામ મશહૂર હતું. એક એવા વર્ગમાં તેનો જન્મ થયો હતો કે જ્યાં રુપ અને સૌન્દર્યના નામનો વેપાર ચાલતો. તેને માટે કહેવાતું કે તેનું સૌન્દર્ય અનુપમ હતું. અને આથી જ આ પુષ્પ વિકસ્યું કે તરત તેની સુગંધ માણવા મહારાજાઓ દોડેલા ને એ પછી આવેલા તેની સૌન્દર્ય-સમાધિમાં લીન બન્યો ને તેની પછી કેટલાયે અલ્પખ્યાત પતંગિયાઓ ઉત્કટ બળથી આ જ્યોતિ તરફ ધસડાતા જ ગયા. અને આમ બને એમાં નવાઈ જેવું પણ ન હતું. એવી નિરુપમ તેને સૌન્દર્યની બક્ષીસ હતી. એવો લાવણ્યમય સૌન્દર્યપૂંજ એના ઉપર વિશ્વકર્માએ ઢોળ્યો હતો...!

*

૧૯૨૪ મી જુને, તે વખતની પ્રખ્યાત ગાયિકા અને મૂમતાઝની માતા વઝીર બેગમે ઇન્દોરનરેશ તુકોજીરાવ હોલ્કર વિરુદ્ધ મુંબઈના ચીફ પોલીસ કમીશ્નરને અરજી કરી. અરજીનો સ્વીકાર કરવામાં આવ્યો, પણ તેને 'ફાઇલ' કરી રાખવામાં આવી. પછીના પ્રસંગો જોતાં વઝીર બેગમની શંકા અને બીતિ અસ્થાને ન હતાં. તેણે જે અરજી કરેલ તે નીચે પ્રમાણે હતી:—

"હું ગાવા-બજાવવાનો ધંધો કરું છું. મારી પુત્રી પણ ગાયિકા છે. ૧૯૧૭ થી મહારાજાએ મને અને મારી પુત્રીને અમુક પગારથી ગાયિકો તરીકે નોકરીએ રાખેલા, અને જ્યારે મારી પુત્રી યૌવનારૂઢ બની ત્યારે તેને પોતાની પાસે રાખેલી ને અમને પણ અહીં લાવ્યા. અમને જુદા હસનભાઇને બંગલે ઉતારવામાં આવ્યાં. ને પોતે પોતાના માણસો સાથે, તાજમહાલ હોટેલમાં ઉતર્યા.

"૨૭, એપ્રીલ, ૧૯૧૯' મહારાજા શંકરરાવ બાપુરાવ નામના તેના મેનેજરની સહાયથી મારી પુત્રીને શીનેમા દેખાડવનું બહાનું આપી લઈ ગયા. અને સાંજે મૂકી જશું એવું વચન આપ્યું. પણ આમ કરવાને બદલે મહારાજાએ મને ખબર આપ્યા વિના તેમજ મારી અનુમતિ લીધા વિના તેને ઇન્દોર મોકલી દીધી તે વખતે મારી પુત્રી માત્ર તેર વર્ષની હતી.

"મેં એ વખતે મુંબઇના એ વખતના પોલીસ-કમીશ્નરને ફરિયાદ કરેલી. પરિણામે શંકરરાવ બાપુ-રાવને પકડવામાં આવેલ, પણ મારી પુત્રીની જન્મ-તારીખ સંબંધી કશી લેખિત બાતમી ન હોવાથી એ તપાસ પડતી મૂકાણી. ને મારી પુત્રી ઇન્દોર નરેશના હાથ નીચે જ રહી.

"૧૯૨૧ ના એપ્રીલ માસમાં મહારાજા ઇંગ્લેંડ ગયા. મને ખબર પડેલી કે મારી પુત્રીને છૂપી રીતે મુંબઇ લાવીને ચોપાટી પરના બંગલામાં રાખી છે, ને કમલાબાઇનું બોટ-નામ ધારણ કરાવી તેને ઇંગ્લેંડ લઇ જવાની આજ્ઞા શંકરરાવને અપાયેલી. ૩૦ મી એપ્રીલે મેં પોલીસ કમીશ્નરને ફરિયાદ કરી ને તેમાં શંકરરાવ ઉપર "Section 100 of Criminal Procedure Code" પ્રમાણે આરોપ મૂકયો. જ્યારે સ્ટીમર ઉપર તેની તપાસ થઇ ત્યારે એમ જણાવ્યું કે "એ બાઇ પોતાની સ્વેચ્છાથી જતી હતી." આ જવાબનું કશું મૂલ્ય ન હતું. કારણ મને મારી દીકરીને મળવા દેવામાં ન આવી, તેમજ મારી હાજરીમાં આ પ્રશ્ન પણ પૂછાયો ન હતો.

"એક વરસ પછી જ્યારે મારી પુત્રી પાછી આવી ત્યારે તે સગર્ભા અવસ્થામાં હતી. જ્યારે તેને સાતમો મહિનો ચાલતો હતો, ત્યારે અમને ફરી ઇન્દોર તેની સાથે રહેવા બોલાવવામાં આવ્યાં. એ દરમ્યાન એક પુત્રીનો જન્મ થયો. પણ નર્સોએ અમને મરેલું બાળક આવ્યું છે એવા ખબર આપ્યા. આ વસ્તુએ મારી પુત્રીના મગજ ઉપર ખૂબ અસર કરી ને તેણે રાજમહેલ છોડવાનો નિર્ણય કર્યો. પણ અમે ચોકીપહેરા નીચે હોવાથી આમાંનું કશું કરી શકયાં નહિ.

"૧૯૨૪ના ફેબ્રુઆરીમાં, કે કંઇક તેની આસપાસ અમને ભાણપુર (જ્યાં મહારાજા શિકારે ગયા હતા) જવાનો હુકમ થયો. અને અમે નોકર-ચાકરો, ચોકીદારો વ. સહિત ત્યાં ગયા. તેમાં મહારાજાનો એક અમલદાર મી. સુલે કરીને પણ અમારી સાથે હતો. માત્ર અમુક જરુરજોગી વસ્તુઓ અમે સાથે લીધી. બાકીની અમારી માલમીલકત, ઘરેણાં દાગીનાં બધું ત્યાં ઇન્દોરમાં જ મૂકયું. જ્યારે વચ્ચે મારી પુત્રી જરા ઉદાસ બની ગઇ હતી ત્યારે મહારાજાએ એકવાર ભાણપુરમાં તેમજ ઇન્દોરમાં તેને મરજીમાં આવે ત્યાં જવાની મોઢેથી રજા આપી હતી, પણ એ પ્રકારના હુકમો કાઢયા ન હતા.

"અમે ભાણપુરમાં થોડાક દિવસો રહ્યા. ને પછી અમને મસૂરી જવાની આજ્ઞા ફરમાવવામાં આવી ને મેં તે વખતે મદદ માટે મુંબઇ અને દિલ્હીના પોલીસ કમિશ્નરને અરજી કરી અને ૧૯૨૪ની ૨૨મી માર્ચે દિલ્હી પહોંચ્યા. ને વાઇસરોય સાહેબ તેમજ દિલ્હીના પોલીસ કમિશ્નરને તાર કર્યો. ત્યાંથી અમે મસૂરી જવાની ના પાડી, અને અમૃતસર (અમારે ગામ) જવાની ઇચ્છા બતાવી. પેલા મી. સુલે વ. એ અમને કરંડીમાં પૂરવાની ધમકી આપી. પણ રેલ્વે પોલીસે વચ્ચે માથું માર્યું. અને અમને અમૃતસર જવા દેવામાં આવ્યાં. ત્યાંથી અમે મહારાજાને તાર કરેલો ને એનો જવાબ પણ મળેલો. અમૃતસરના ડેપ્યુટી પોલીસ કમીશ્નરને પણ અમે અરજી કરેલ, પણ એ એને મળેલ નહિ.

"મહારાજાના માણસો અમારી પાછળ પાછળ અમૃતસર આવ્યા. ને અનેક પ્રકારની ધાક-ધમકીઓ આપી. એક શ્રી રામ બાબુ નામના માણસે અમે ઇન્દોર નહિ ફરીએ તો શું થશે તેનાં ભયંકર પરિણામો પણ સંભળાવ્યાં. પણ અમે ઇન્દોર જવાની ના જ પાડી.

"હવે અમૃતસરમાં મોટર ડ્રાઇવર દ્વારા એક બિહારીલાલ નામના માણસની મારા પતિ સાથે ઓળખાણ થઇ. અમને આ બિહારીલાલ કોણ છે, તેની કશી બાતમી ન હતી. પણ તેણે બોટેબોટું બતાવ્યું કે પોતે શાલનો વેપારી છે, અને દિલ્હીમાં T. R R. T. Das Manilal and Co. એ નામથી તેની પેઢી ચાલે છે. પોતાને મુંબઇમાં પણ દુકાન છે. પોતાનો એક ભાઇ બેરીસ્ટર છે ને બીજો બુલાખીદાસ નામનો ભાઈ B. B. & C. I. રેલ્વેમાં આસિ. કન્સલ્ટીંગ એન્જિનિયર છે વગેરે.

"આ કહેવાતા બિહારીલાલને અમે અમારાં દાગીનાં બતાવ્યાં. તેણે પોતાના ભાઈ (બેરિસ્ટર)ને આ બતાવશે, ને ઇન્દોરના મહારાજા સામે કેસ માંડવામાં મદદ કરશે એવું વચન આપ્યું. તેણે અમને મુંબઇ જઈ પોતાના ભાઇના બંગલામાં અંધેરી રહેવાની સલાહ આપી ને પોતાના રામલાલ નામના એક નોકરને સાથે મોકલ્યો. અમે પ્રથમ નાગપુર

ગયાં, અને પછી ૧૮મી જુને મુંબઇ પહોંચ્યાં. કહેવાતો ખુલાખીદાસ અમને વિક્ટોરિયા ટર્મિનસે મળ્યો, અને અંધેરીને બદલે અમને પોતાને બંગલે વસઇ લઇ ગયો.

"વસઇમાં અમને જણાયું કે અમારો ઉતારો તદ્દન એકાંત સ્થાનમાં હતો. અને અમને કંઇક માહિતી પણ મળી ચૂકી કે આ અમારા નવા મિત્રો બીજા કોઇ નહિ, પણ મહારાજના જ માણસો છે. અને અમને મારી નાખવાને કે હેરાન કરવાને મૂકવામાં આવ્યા છે. એટલે અમે ત્યાંથી મુંબઇ આવ્યાં. ને કહેવાતા હકીમ–બીલ્ડીંગ્સ–મદનપુરામાં રહેવા લાગ્યાં. ખુલાખીદાસે અમને ત્યાં ન જવા બહુ સમજાવ્યાં, અને પોતાના નોકર રામલાલને અમારી સાથે મોકલ્યો.

"અમે હકીમ–બીલ્ડીંગ્ઝમાં આવ્યા પછી રામલાલ એક દિવસ દેખાયો નહિ. પણ પછી ૧૯૨૪, ૨૫ મી જૂને રામલાલ બિહારીલાલને લઇને આવ્યો. તેમને માટે રાત પૂરતી સૂવાની અમે સગવડ કરી દીધી. ૨૬મી જૂનની વહેલી સવારે મારા પતિ પ્રાર્થના કરવા ગયા. તેણે પોતાના પૈસા વગેરે પથારી નીચે મૂકયા હતા. રામલાલ, બિહારીલાલ વગેરે હજી સૂતા હતા. જ્યારે મારા પતિ પ્રાર્થનામાંથી પાછા ફર્યા ત્યારે બિહારીલાલ તેને દાદર ઉપર મળ્યો. તેને આટલા બધા વહેલા ઉપડી જવાનું કારણ પૂછવામાં આવ્યું. તેણે કહ્યું, 'હું ચા પીવા જાઉં છું!' અને પછી એ પાછો જે આવ્યો નહિ.

"જ્યારે મારા પતિ ઉપર આવ્યા, ત્યારે રામલાલ પણ લુગડાં પહેરી ઉપડવાની તૈયારી કરતો હતો. મારા પતિને સંદેહ ગયો. તેણે પોતાના ૧૪૯૦ રૂા. માટે પથારી નીચે તપાસ કરી તે ત્યાં ન હતા. તેણે રામલાલને પૈસા ને ખતપત્રો વગેરે માટે પૂછ્યું. તેણે કહ્યું કે બિહારીલાલ એ લઇ ગયો છે. અમે રામલાલને પોલીસને સોંપી દીધો. રામલાલે અમને કહ્યું કે અમે બધા કહેવાતા શ્રી રામબાબુ તરફથી ઇન્દોર નરેશની આજ્ઞાથી કામ કરીએ છીએ. ને તેણે મારા પતિને આ સોનેરી ટોળીના સાગરીતોનાં નામ પણ આપ્યાં. તેની માહિતી મુજબ (૧) બિહારીલાલ જે શાલનો વેપારી ન હતો, પણ ઇન્દોર દરબારની નોકરીમાં એકાઉન્ટન્ટ હતો ને ઇન્દોરમાં ઇમલી બજારમાં રહે છે (૨) ખુલાખીદાસ, બિહારીલાલનો મિત્ર ને R. S. Das Manilal & Co. દિલ્હીનો ભાઇ છે. તેની પેઢી દ્વારા બધા કાગળો તારો પસાર થતા ને દિલ્હી પહોંચતા. બિહારીલાલને શ્રી રામબાબુએ ૨૦૦ રૂા.ના માસિક પગારે નોકર તરીકે રાખેલ, ને પોતાને બધી ખબર દિલ્હી પહોંચાડવાની (૪) નથુબાઇ–મારી બેન હમણાં જ ૩૦૦ના માસિક પગારે ઇન્દોર સ્ટેટની નોકરીમાં રહી છે. આ સિવાય બીજા ઘણાં છે, પણ અમે ઓળખતા નથી.

"રામલાલે જાહેર કર્યું તે મુજબ આ સોનેરી ટોળીનો હેતુ મારી પુત્રીને પરાણે ઇન્દોર લઇ જવાનો હતો, અથવા તો તેનું નાક કાપી લેવું, અને મને તેમજ મારા પતિને સારામાં સારા ઉપાય દ્વારા ઠેકાણે કરી નાખવા.

"આવી પરિસ્થિતિ જોતાં અમને આ ટોળીની ખૂબ ભીતિ રહે છે. તો અમે આપને વિજ્ઞપ્તિ કરીએ છીએ કે આપ આ બાબતમાં તપાસ કરો અને સામી ટોળીને યોગ્ય ચેતવણી અને નસ્યત આપો. તેથી તેઓ અમને કોઇ રીતે હેરાનગતિમાં ઉતારે નહિ. અમે આપને બીજી પણ વિનંતી કરીએ છીએ કે આ અરજી પરેલના સુપ્રીન્ટેન્ડન્ટ શ્રી ફુલ્લરને મોકલી આપવામાં આવે, કારણ અમે અમારું નવું નિવાસસ્થાન ત્યાં રાખ્યું છે. શ્રી ફુલ્લર અમારી પૂર્વ–સ્થિતિથી સારી રીતે જ્ઞાત છે."

પણ મુંબઇમાં તેમને જોઇએ તેવો સંતોષ મળ્યો નહિ. એટલે પોતાની અને પોતાની પુત્રીની સલામતી ખાતર તેઓ ઉત્તરમાં ગયાં. ડીસેમ્બર ૨૯ મીએ, ૭ મહિના પછી તેણે મુંબઇના પોલીસ કમીશ્નરને ખબર આપી. તે વખતના અમૃતસરના ડેપ્યુટી કમીશ્નર શ્રી. F. H. Puckle ને લખ્યું ને સાથે ૨૪મી જુનના પોતાના પત્રની નકલ પણ બીડી ને રક્ષણ માટે માગણી કરી:—

"જુન, ૩૦, ૧૯૨૪માં આ જ નમ્ર અરજદારે ઇન્દોર નરેશ શ્રી. તૂકોજીરાવ હોલકરે મારી પ્રત્યે, મારી પુત્રી અને કુટુંબ પ્રત્યે કેવા પ્રકારનું ખરાબ વર્તન ચલાવેલું તે સંબંધી વિગતવાર પત્ર આપશ્રીને લખેલો. હું કહેવાની રજા લઉં છું કે મહા-

રાજા અને તેના સાગરિતોના પડછાયા હજી મારી પાછળ ભમી મને હેરાન કર્યા કરે છે. નવેમ્બરમાં હું મારાં કુટુંબ સહિત અમૃતસરમાં આવી છું. ત્યારથી મને બીક છે કે હજી કંઈક તોફાન થશે. પોતાની સત્તા અને અધિકારની રુઈએ મને ગમે તેવી હેરાનગતિમાં મૂકી શકે એવા આ ઉચ્ચ દરજ્જાના માણસ સામે હું સરકારનું રક્ષણ માગું છું. હું એ પણ નમ્રતાપૂર્વક જણાવું છું કે સાથે બીડેલ પત્રમાંના શ્રી. રામબાબુ ઉપર મહારાજાએ કામ ચલાવેલું. તેણે કોર્ટમાં ચોક્ખું કહેલ કે મહારાજા સાહેબે તેને મારી દીકરીને ઉપાડી લાવવાના કામમાં રોકેલો, અને આ યોજના ફળીભૂત કરવા તેને ૩૦,૦૦૦ રૂ. જેટલી મોટી રકમ આપવામાં આવેલી. આવા સંયોગોમાં આપ સમજી શકશો કે મારાં દિવસ અને રાત કેમ પસાર થતાં હશે.'

આ સંરક્ષણ માટેની વિનંતિના જવાબમાં વઝીર બેગમને નીચેનો બુદ્ધિપૂર્વકનો અને સમભાવભર્યો ઉત્તર મળ્યો :

"Returned to applicant. On the facts stated there is no ground for taking any cognizance."

6-1-25 (Sd) F. H. Puckle,
D. C.

*

*એક અઠવાડિયાથી પણ ઓછી મુદતની અંદર તો વઝીર બેગમની ભીતિ સાચી ઠરવા માંડી.*

અબ્દુલ કાદર બાવલાની કાર હેન્ગીંગગાર્ડનની પાસે વાંક વળતી હતી, એ વખતે એક બીજી કાર તેની સાથે અથડાઈ. અબ્દુલકાદરના ડ્રાઈવરને લાગ્યું કે સામી કારના ડ્રાઈવરે ઠોકર્યો લાગે છે, તેથી તેણે કાર થંભાવી. ત્યાં તો એકાએક પાછળથી બીજી કારમાંથી ચાર–પાંચ માણસો કૂદી નીકળ્યા ને તેઓએ શોફર ઉપર હલ્લો કર્યો ને તેને અશક્ત બનાવી દેવામાં આવ્યો. બાવલાની પાસે મુમતાઝ બેઠી હતી ને પાછળની સીટમાં તેનો મેનેજર મેથ્યુઝ બેઠો હતો. બાવલાને પાસેમાં પાસેની બાજુથી ગોળીથી ઠાર કરવામાં આવ્યો અને કારની બહાર તેના શરીરને ફેંકી દેવામાં આવ્યું. હવે કાવતરાખોરોનું ધ્યાન મુમતાઝ ઉપર એકાગ્ર બન્યું. થોડીક ઈજા સહન કરીને મેથ્યુઝ મોટરની બીજી બાજુ કૂદી પડ્યો. આ પ્રમાણે અથડામણી શરૂ થઈ તે દરમ્યાન ચાર બ્રિટિશ અમલદારો વીલીંગ્ડન કલબમાંથી પાછા ફરતા હતા. તેમણે બંદુકોના અવાજો સાંભળ્યા ને બચાવ કરવા એકદમ દોડ્યા. મુમતાઝ ઉપર એક જણ છરીથી હુમલો કરવા જતો હતો, તેના ઉપર લેફટેનંટ સાર્જન્ટે ધસારો કર્યો. પેલા માણસે રીવોલ્વર કાઢી, સાર્જન્ટને ત્રણ વાર જખમી કર્યો, પણ સાર્જન્ટે બળજબરીપૂર્વક સામે ટક્કર ઝીલી; ને છેવટે પેલાને નીચે નાખી દીધો. આ સાર્જન્ટ ઉપરાંત બીજા બ્રિટિશ અમલદારોમાં લેફટેનન્ટ વીક્સ, બેટલી, સ્ટીવન્સ વગેરે હતા. લેફટેનન્ટ બેટલી પાસે માત્ર એક ગોલ્ફ રમત રમવા માટેની લાકડી હતી ને તેનો પૂરેપૂરો ઉપયોગ કરવામાં આવ્યો. મુમતાઝને મોટરમાં નસાડી લઈ જવાનો છેલ્લો પ્રયત્ન થયો, પણ તેને છોડાવી લેવામાં આવી. અલબત્ત તેને પણ મોઢા ઉપર અને શરીર પર થોડીક ઈજા થઈ હતી. આરોપી નંબર એક મી. શાફી અહમદ (જેને સાર્જન્ટે પકડ્યો હતો) સિવાય બીજા બધા હુમલાખોરો છુટ્ટા લઈને નાસી છૂટ્યા. પાછળ કોઈ પીછો ન પકડે એ માટે તેઓ પાછળ ગોળીઓ છોડતા જતા હતા.

અબ્દુલકાદર બાવલા અને આ હુમલાના ભોગ બનેલા બીજા માણસોને જે. જે. હોસ્પીટાલમાં ખસેડવામાં આવ્યા. બાવલાનું બીજે દિવસે સવારમાં મરણ થયું.

મુંબઈ, પુના, ઈન્દોર ને અમૃતસરમાં પૂરજોસમાં પોલીસ તપાસ ચાલી. કેટલાક જણની ધરપકડ કરવામાં આવી. જો શાફી મહમદ પકડાયો ન હોત તો પોલીસનું કામ વધુ મુશ્કેલ બન્યું હોત. જે પોલીસ જ લઈ શકે એવી યુક્તિ યોજના અને ઉપાયો દ્વારા આરોપીઓનો પતો મેળવવામાં આવ્યો.

મૂમતાઝે પણ ખુબ સહાય કરી ને તેમના (સામાપક્ષનાં) આગ્રાનાં કારખાનેથી માંડી મલબાર હીલ-પાસેની કરૂણ ઘટના સુધીની વીગતો પૂરી પાડી.

અબ્દુલકાદર બાવલાના ખૂન માટે નવ આરોપીઓને મુંબઈની હાઈકોર્ટમાં કામ ચલાવવા મોકલી દેવામાં આવ્યા.

એપ્રીલ ૨૭,૧૯૨૫, બાવલાના ખૂન માટેનું કામકાજ જસ્ટીસ ક્રૅમ્પ અને સ્પેશિયલ જ્યુરી આગળ શરુ થયું.

ઈન્દોર સ્ટેટના નવ માણસોને ખૂનના આરોપી તરીકે ખડા કરવામાં આવ્યા. તેમના ઉપર મૂમતાઝનું હરણ કરવાના કાવતરાનો પણ આરોપ મૂકવામાં આવ્યો. જ્યારે તેમના નામ બોલવામાં આવ્યા ત્યારે નીચેના માણસોએ "હાજર" તરીકેનો ઉત્તર વાળેલો.

(૧) શાફી અહમદ, ઈન્દોર પોલીસ સ્વારનો રીસાલદાર, (૨) પુષ્પશીલ પાંડે, ઈન્દોરનો આસીસ્ટન્ટ A. D. C., (૩) બહાદુર શા, મોટરડ્રાઈવર (૪) અકબરશા ઈન્દોર નિવાસી (૫) શામરાવ, ડીઘે, એરફોર્સીઝનો કૅપ્ટન; (૬) મૂમતાઝ મહંમદ, સબઈન્સ્પેક્ટર, ઈન્દોર (૭) અબ્દુલ લતીફ, મોટાડ્રાઈવર (૮) કરામતખાન, ઈમ્પીરિયલ લાન્સર્સનો પે-સાર્જન્ટ (૯) આનંદરાવ ફાંસે, ઍજ્યુટન્ટ જનરલ ઈન્દોર.

આ કેસ સાંભળવા પ્રચંડ માનવમેદની એકઠી થઈ હતી. ને બેસવાની પરવાનગી અને બેઠક માટે ખાસ વ્યવસ્થા કરવામાં આવી હતી.

જમશેદજી કાંગા, કૅનિથ કૅમ્પ, જે. એન. સેનગુપ્તા, મી. વેલીન્કર, મી. મહંમદઅલ્લી જીન્હા વગેરે સમર્થ વકીલો અને બૅરીસ્ટરો પણ ત્યાં કામગીરી ઉપર એકત્ર થયા હતા.

આરોપીએ પોતે દોષમુક્ત હોવાનું નિવેદન કર્યું. પછી જ્યુરી પૅનલમાં દાખલ થઈ.

એડવોકેટ-જનરલે કહ્યું કે ધરપકડ પહેલાં મોટા ભાગના આરોપીઓ ઇન્દોર સ્ટેટમાં નોકર હતા. ને ઈન્દોરના વતની હતા. તેઓ ૧૯૨૪, ઓક્ટોબર ૨૪, અને ૧૯૨૫ ૧૨ મી જાન્યુઆરી આ અરસાની વચ્ચે મુંબઈમાં ગેરકાયદેસર કાવતરામાં ભળ્યા હતા. ને મૂમતાઝ, (મહારાજાની એક વખતની પ્રિયતમા, ને જે કમલાબાઈના નામથી મહારાજા સાથે ઇન્ગ્લેંડ ગઈ હતી) નું અપહરણ કરવાના કાવતરામાં સંડોવાયા હતા. આ કાવતરાના અનુસંધાનમાં ૧૨ મી જાન્યુઆરી ૭ા વાગે સાંજે એક ખૂન કરવામાં આવ્યું હતું. મુખ્ય મુખ્ય ગુન્હાઓ વખતે આરોપી ફાન્સે હાજર ન હતો. તેથી તેના ઉપર 'મદદ કરવાનો' આરોપ મૂકવામાં આવ્યો. કેસની વીગત વર્ણવતાં એડવોકેટ જનરલે કહ્યું કે મૂમતાઝ અત્યારે લગભગ ૨૨ વર્ષની છે. ઇન્ગ્લેંડમાંથી તે પાછી ફરી ત્યાં સુધી તે મહારાજાની સાથે રહેતી. પછી મહારાજા સાથે જરા કમેળ થતાં તેનાથી છૂટા થવા નિર્ણય કરેલો. (ફેબ્રુ. ૧૯૨૪). એ પછી કમલાબાઇના નામથી તેણે મહારાજા વિરુદ્ધ મુંબઈ પોલીસ કમીશનરને અરજી કરેલી. એ પછી તે દિલ્હી, અમૃતસર, નાગપૂરથી મુંબઇ આવી, જ્યાં તેને બાવલા સાથે પરિચય થયો, અને તેની સાથે રહી. કેટલીક સફરો કરી મૂમતાઝ ને બાવલા મુંબઈ પાછા ફરતાં હતાં ત્યાં રસ્તામાં ૧૦ મી જાન્યુઆરીએ તેનું ખૂન થયું. ઇન્દોર સ્ટેટનાં ઘણાં મકાનો મુંબઇમાં છે. તેમાંના મુખ્ય Somerset House અને Aurora House માં મૂમતાઝના અપહરણનું કાવતરું વિચારાયેલું. આરોપી નં. ૨ ને ૯ એ તેમાં મુખ્ય ભાગ લીધેલો તેમ જણાયેલું. ઓક્ટો. ૧૪ મીએ તેઓએ ૧૬,૦૦૦ રૂા. ઉછીના લીધા, ને મુમતાઝને ઈન્દોર ઉપાડી જવા માટે મેક્સવેલ કાર ખરીદી. મૂમતાઝની રહેણીકરણી પર નજર રહે એ માટે તેમણે તેનાં સગાંઓની સહાય લીધી. ડીસેમ્બરની અધવચ્ચ મૂમતાઝ લોનાવલામાં હતી, તેથી આ ખૂનમંડળે પોતાની ઓફીસ લોનાવલાથી નજીક આવેલા સ્થળ પૂનામાં ખોલી.

આગળ વધતાં હુમલા પહેલાના બધા પ્રસંગો વર્ણવતાં કહેવામાં આવ્યું કે લગભગ ૬ા વાગે એ મેક્સવેલ કાર ક્રાફર્ડ માર્કેટ પાસે જોવામાં આવી હતી, પછી મલબારહીલ પર ફીરોઝશા મ્હેતા ગાર્ડન્સ પાસે આ કાર બાવલાની કારની પાછળ પાછળ શહેરમાં ઘૂમેલી. તેઓએ ગાર્ડન્સ પાસે બાવલાની કાર અટકાવી. તેમનો ઉદ્દેશ બાવલાને ઈજા કરી

મૂમતાઝને કારમાં ઉપાડી ઇન્દોર લઇ જવાનો હતો. એ પછી પરસ્પર અથડામણીનો પ્રસંગ વર્ણવવામાં આવ્યો. તેમાં બ્રીટીશ મીલીટરી ઓફીસરો બંદૂકના અવાજ સાંભળતા કેવા દોડી આવ્યા, અને હુમલાખોરો સાથે વીરત્વભર્યું યુદ્ધ કર્યું વગેરે કહેવામાં આવ્યું. એમની સહાય વિના આ જટિલ ગૂચ ભાગ્યે જ પોલીસથી ઉકેલાઈ હોત!

લંચ પછી ઍડવોકેટ જનરલે આ બધા મામલાની પ્રથમ સાક્ષી મૂમતાઝને જ બોલાવી. તે પ્રથમ જરા વિહ્વળ બની હતી; પણ પાછળથી પોતાની બધી વાત સંપૂર્ણ સ્વસ્થતાથી ને નાટ્યોચિત ઢબે કહી સંભળાવી. તેના કપાળ ઉપર જખ્મ થએલ છતાં તેના મુખ પર ગુલાબી સૌન્દર્ય છાયેલું હતું.

એ પછી પોતે સંક્ષિપ્તમાં શરુઆતથી માંડી પોતાને ઇન્દોરની પટ્ટરાણી તરીકે કમળાબાઈના નામ નીચે ઇંગ્લેંડ લઈ જવામાં આવી, ત્યાંથી પાછા ફર્યા પછી પોતાને મહારાજાથી બાળક થયું હતું, એ પછી પોતે લાહુપુર તેની સાથે ગઈ, ત્યાંથી તેણે મુંબઈના પોલીસ કમીશ્નરને અરજી કરેલ, તેમાં મહારાજાએ પોતાને ભેટ આપેલું લગભગ ૧॥ કરોડનું ઝવેરાત મહારાજા પાછું ઉચાપત કરી ગયા હતા વગેરે લખ્યું હતું.

બીજી બધી વચ્ચેની બાબતો કહ્યા પછી છેવટે તેણે કહ્યું કે અમે ૨૦ દિવસ (હું ને બાવલા) લોનાવલા રહેવા ગયા હતા. ત્યાંથી ૧૦મી જાન્યુ.એ પાછા ફરતા હતા. પાછા ફર્યાને બે દિવસ થયા પછી બાવલાનું ખૂન થયું હતું. તેમાં છરીથી પોતાને જખ્મ કરનાર શાફી અહમદ હતો વગેરે વાત કહી.

છેવટે આંખમાં આંસુ સાથે તેણે ખૂન વખતે પહેરેલ બાવલાનાં લોહીથી ખરડાયેલાં લુગડાંને ઓળખાવી આપ્યાં હતાં.

આ પછી શાફી અહમદ તરફથી આવેલ બૅરિસ્ટર મી. સેનગુપ્તાએ ઉમર બાબત મૂમતાઝની ઉલટ સુલટ તપાસ કરી. તપાસ ટૂંકાવવા માટે ઍડવોકેટ જનરલે કહ્યું કે પોતે સાક્ષીના જન્માક્ષર રજૂ કરશે.. નામદાર કોર્ટને લાગ્યું કે મૂમતાઝ ૨૨ વર્ષની હોય કે ૨૪ ની એ મહત્ત્વની વસ્તુ ન હતી.

મૂમતાઝની ઉલટ સુલટ તપાસ બે દિવસ ચાલી. ત્રણ પ્રખર ધારાશાસ્ત્રીઓની તપાસ સામે પણ તે અદ્ભુત રીતે ટકી રહી.

દિનપ્રતિદિન કામ ચલાવવાનું ચાલુ રહ્યું. ને અસંખ્ય સાક્ષીઓની તપાસ ચાલી.

આ સૌમાં મુંબઈના ટેક્ષી ડ્રાઈવરે (જે મૂમતાઝનો માનો પીતરાઇ થતો હતો) ખૂબ જ મહત્ત્વની જુબાની આપી તેણે કહ્યું કે પોતે મૂમતાઝને બાવલાનો પરિચય કરાવ્યો હતો. ઇન્દોરનરેશ પોતાને મળવા માગે છે એવું અબ્દુલ કરીમ નામના શખ્સ પાસેથી સાંભળ્યું, તેમજ બે દિવસ રહી ફરી એ જ માણસ પાસેથી જાણવા મળ્યું કે મહારાજાના મહારાજાના A. D. C. એ પણ તેને બોલાવ્યો છે. તેથી પોતે ત્યાં Aurora House માં ગયો ને ત્યાં શાફી અહમ્મદ, પાંડે, બહાદુરશાહ, અકબરશાહ, મૂમતાઝ વગેરે આરોપીઓને ત્યાં જોયાં. એ બધા પાસેથી તેને જાણવા મળ્યું કે મૂમતાઝને ઉપાડી જવાની તૈયારી કરવા મહારાજાએ તેમને મોકલ્યા છે.

આ વખતે મૂમતાઝ તો બાવલા સાથે દૂર હતી. તેથી આરોપી શાફી અહમદ અને અકબરશાહ તેમની પાછળ તેઓ જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં પાછળ ફર્યા. એ પછી બાવલાના ડ્રાઇવરને જરા સાવચેત રહેવા પોતે ચેતવણી આપી. એ પછી જ્યારે સાક્ષી ફરી અબ્દુલ કરીમ અને આકઉલ્લાહને મળ્યો ત્યારે જાણવા મળ્યું કે બાવલાના ચોકીદારને ૨૦૦૦ રૂ. ની લાંચ આપી ફોડવામાં આવેલો. ૧૦૦૦ રૂ તો અપાઈ પણ ગયેલ. તેણે માત્ર એક જ કામ કરવાનું કે બાવલા જાય પછી Tardeo House નું પાછલું બારણું ઉઘાડું રાખવું જેથી મૂમતાઝને સહેલાઈથી ઉપાડી જવાય! આ વાત પોતે બાવલાને કરી અને ચોકીદારને નોકરીમાંથી કાઢી મૂકવામાં આવ્યો. સાક્ષીએ એ પણ કહ્યું કે પોતે Maxwell car માં બેસીને

અબ્દુલ કરીમ, પાંડે, શારી અહમદ ને મેહારશાહ વગેરે સાથે Aurora House માં ગયો હતો.

જ્યારે લેફ્ટેનન્ટ સાર્જન્ટ પોતાનું બયાન આપવા ઊભો થયો ત્યારે સ્ત્રીઓ પુરુષો વગેરે સૌ વધારેમાં વધારે રસ ને લક્ષથી સાંભળવા લાગ્યા. દરરોજ કરતાં લોકોની ઠઠ પણ આજે વધારે પ્રમાણમાં હતી.

લેફ્. સાર્જન્ટે કહ્યું કે જાન્યુ. ૧૨મી સાંજે કોનોનલ વીકર્સ, લેફ્. બેટલી ને લેફ્. સ્ટીવન્સ સાથે પોતે Willingdon sports clubમાંથી કારમાં પાછા ફરતા હતા. ખોટે રસ્તે ભૂલમાં વળી જતાં અમે આ દૃશ્ય જોયું. રસ્તા ઉપર બે કાર જોઈ. એક કારમાંથી માણસોને નીકળી બીજી કારને ઘેરી લેતાં જોયા. એ ઉપરાંત પીસ્તોલના ઝબકારા ને ધડાકા ઉપરાંત ચીચીયારી પણ સાંભળી. આથી પોતે પોતાની કાર થંભાવી ને ત્યાં દોડયા. મારા સાથીઓ પણ મારી પાછળ આવ્યા. ત્રણ માણસો એક સ્ત્રીને છરીથી ધમકી આપતાં આપતાં ખેંચતાં હતાં. હું કૂદ્યો. એમાંથી એકે મોટરની આગળ બંદૂકથી ધડાકો કર્યો ને બીજાએ છરી મારી. સ્ત્રી સાથે બાથંબાથી કરતા હતા એ બે માણસોને મેં ધસડયા, ને બીજાનો સામનો કરી સ્ત્રીને તેની કારમાં બેસાડવાની કોશિષ કરી. ત્યાં એક માણસે મારી પર ગોળી છોડી હું બાઈ ને છોડી, ગોળી મારનાર ઉપર ધસ્યો. જ્યાં આનું પતાવ્યું ત્યાં બીજા માણસે ગોળી છોડી. જ્યારે હું આમ બંનેનો સામનો કરતો હતો એ વખતે મેં બીજી મોટરમાંથી ચીસો સાંભળી. મેં જોયું તો હજી બે માણસો બાઈ પજવાડે લાગ્યા હતા. આ બેમાંથી એક જણ પાસે ' કુકરી ' નામનું આયુધ હતું. એ મેં ખૂંચવી લીધું. એ વખતે મારી કારની 'હેડલાઈટ' સળગતી હતી. ને હું પત્થર ઉપર પડયો ત્યાં સુધી પેલા સાથે લડયો. મેં જોયું તો બાઈ કારમાં પાછલી સીટ ઉપર હતી, અને જેણે મારા પર બાર કર્યો હતો તે માણસ કારની પાસે હતો હું પાસે આવતો ગયો તેમ એ મારી સામે ધડાકા કરતો ગયો, ને પછી એ ભાગી ગયો. એ પછી આજુબાજુ જોયું તો હજી બે ત્રણ માણસો બીજી કારની પજવાડે હતા. એ બધાની પાસે છરી, ચાકા હતા. મેં એ બધાને નસાડી મૂકયાં ને એકને પકડયો. બાથંબાથી ચાલતી હતી ત્યાં નવી ચીસ સાંભળી. એ માણસ હજી બાઈ પર હલ્લો લઈ જતા હતા. આ વખતે મેં એક કારને વાંક લેતી ને કેટલાંક માણસને તેનાં ધુસી જતા જોયા. એ પછી હું મારી પોતાની કાર પાસે ગયો. પેલા માણસો તેમાં બેસી બાઇ ઉપર હલ્લો કરવા યત્ન કરતા હતા. મેં સૌથી પાસેના માણસને ગબડાવી મૂકયો ને બીજો નાસી છૂટયો. આમાં એક પાસે પીસ્તોલ હતી, તે તેણે ઝાલી રાખી.

ફરી બીજી લડત શરુ થઇ. મેં કુકરીથી એક હલ્લાખોરને માર્યું, ને પીસ્તોલવાળા માણસને પકડયો. એ પછી તો મારા સંગાથીઓ આવી પહોંચ્યા ને માણસ પકડાઈ ગયો. તેના જખ્મને બાંધી દેવામાં આવ્યો. પછી બીજા જખ્મી માણસ પાસે ગયો. પાછળથી જણાયું કે એ બાવલા પોતે હતો. પેલા માણસને પોલીસને સોંપી દીધો. એ પછી હું સેન્ટ જ્યોર્જ હોસ્પીટલમાં દસ દિવસ સારવાર માટે રહ્યો. પછી અહીં સાક્ષીએ પોતે જેને પકડયો હતો તે આ જ માણસ છે, એમ કહી શારી અહમદને ઓળખાવી આપ્યો. તેમજ પોતાની કારમાંથી જેને ઘસડી બહાર કાઢયો હતો તે બીજા આરોપી શામરાવ ડીઘેને પણ ઓળખી બતાવ્યો. બ્રિટિશ અમલદારો પાસે સામનો કરવાનું એક માત્ર શસ્ત્ર લેફ્. બેટલીનું Golf-club હતું.

લેફ્. બેટલી ને કોલોનલ વીકર્સે આ વાતનું સમર્થન કર્યું ને મૂમતાઝને બચાવવામાં પોતાનો ફાળો પણ વિગતથી કહી બતાવ્યો. જો કે આ બધાની પણ બચાવપક્ષના વકીલોએ સારી રીતે ઝડતી લીધી હતી.

આખા દેશમાં અને ખાસ કરીને મુંબઈમાં જ્યાં બાવલા એક અગ્રગણ્ય નાગરિક હતો, ને જ્યાં ઈન્દોરનરેશની પણ કેટલીક મોટી માલમીલકત હતી, ત્યાં આ કેસથી સનસનાટીભર્યો રસ વ્યાપી ગયો. છાપાંઓ પણ આ સમાચારો પાછળ મોટામાં મોટી જગ્યા રોકતા. એમાંય Times of India એ તો હદ જ કરેલી! આ કેસ અને સાક્ષીને આટલું બધું મહત્ત્વ અપાતું જોઇ આરોપી પક્ષનો ગુસ્સો ફાટી નીકળ્યો. તેમાં Times of India અતિશ-

ચોક્ત શૈલીમાં આ સમાચાર આપે છે, હજી કામ ચાલતું હોય ત્યાં જ તેના પત્રમાં ટીકાઓ આવે છે ને એ રીતે એ આપણા કામકાજમાં ડખલ કરે છે વગેરે આરોપો મી. જીન્હાએ Times of India ઉપર કોર્ટ સમક્ષ મૂક્યા. તેના ન્યાયમૂર્તિએ ઘણા રમૂજી અને સચોટ ઉત્તરો આપ્યા. એ ગૌણ વાતને આપણે આટલાથી જ અટકાવી આગળ વધીએ.

એ પછી બધા આરોપીઓનાં નિવેદનો લેવામાં આવ્યાં. પહેલા આરોપીએ કહ્યું કે પોતાના કાકાને મળવા મુંબઈ ગયો હતો. તેણે મને ૧૦૦૦ની બે નોટ લગ્ન ખર્ચ માટે આપી. એ પછી મેં મુંબઈમાં મારા કૂળના વેપારી મિત્ર લતીફની શોધ કરવા માંડી. એનો પત્તો ન મળતાં હેંગીંગ ગાર્ડન તરફ સુંદર સર્યાસ્તનું દૃશ્ય જોવા ગયો. ત્યાંથી પાછા ફરતા મે ચીસ સાંભળી. એક માણસને કોઇ બાઇને પકડતો જોયો. હું તેની સહાયે દોડયો, ને બાઈને તેના હાથમાંથી ખેંચી કાઢી. એ પછી એક યુરોપિયન આવ્યો. તેણે પેલા માણસને જમીનદોસ્ત કર્યો. ત્યાં બીજાએ હલ્લો કર્યો વગેરે વગેરે. એ પછી ઇન્સ્પેકટર જેફ્રીએ તેની સમક્ષ ઈન્દોરના ચાર પાંચ માણસોને રજૂ કર્યા અને કહ્યું કે આ બધા સોનેરી ટોળીના સાગરીતો છે, તેથી તારે બધી સત્ય વીગત કહી દેવી જોઈએ. આના જવાબમાં પોતે નિર્દોષ છે એમ કહેવામાં આવ્યું.

'શા માટે મૂમતાઝ નિર્દોષ રસ્તે જનારાને આ કેસમાં સંડોવે?' એ જજના પ્રશ્નના જવાબમાં આરોપી કશો ઉત્તર દઈ શક્યો નહિ.

આરોપી પાંડેએ પોતે કદી Aurora House માં ઉતર્યાનો ઈન્કાર કર્યો. તેણે કહ્યું: 'મારી પૂના કોલેજમાં જોડાવાની ઈચ્છા હતી, તેથી રજા મેળવી પૂના આવ્યો હતો. ત્યાં પોતાના ભાઈના લગ્ન વિષે ઈન્દોરથી ખબર આવ્યા. તેથી જાન્યુ. ૧૧મીએ મેં પૂના છોડયું ને ૧૨મીએ ઈન્દોર પહોંચ્યો. ખૂનને દિવસે હું મુંબઈમાં હતો જ નહિ. લેફ બેટલીએ પોતાને ઓળખાવ્યો, તેમાં તેની ભયંકર ભૂલ છે. હું મારો અભ્યાસ આગળ વધારવા ખૂબ ઉત્સુક છું. આખી જીંદગીમાં મેં પિસ્તોલ વાપરી નથી. કદી કોઈ કાવતરામાં ભાગ લીધો નથી. હું નિર્દોષ છું!

તેણે એમ પણ કહ્યું કે પોતે ઈન્દોરમાં નોકર નથી, તેમ તેની પાસે એકેય ખાતું પણ નથી. માત્ર Maxwell કાર ખરીદતી વખતે પોતે ફાંસે સાથે ગયો હતો. ફાંસેએ પોતાને માટે ખરીદવી છે એમ કહેલું. તે અને ફાંસે એકી સાથે મુંબઈમાં હતા એ એક અકસ્માત જ હતો.

ત્રીજો આરોપી– (Maxwell carના ડ્રાઇવર તરીકે વર્ણવાયેલ) બોલ્યો કે ઈન્દોર સ્ટેટમાંથી મોટર ડ્રાઈવર તરીકે રાજીનામું આપ્યા પછી પોતે કદી મુંબઇ ગયો જ નથી.

પાંચમા આરોપી કેપ્ટન ડીઘેએ કહ્યું કે પોતે મુંબઈમાં હતો જ નહિ, અને ખૂન વિષે કશું જાણતો નથી. મને આરોપી તરીકે ઓળખાવવામાં ભૂલ કરાઈ છે.

તેને થયેલા ઉઝરડા વે પૂછાતાં તેણે કહ્યું કે એ તો સાયકલ ઉપરથી પડી જવાથી થયા છે. પતંગ ઊડાડતા, મારી એક આંગળી પણ કપાઈ ગઈ છે વગેરે.

છઠ્ઠો આરોપી–મૂમતાઝ-મહંમદ–ઇન્દોરનો સબ ઈન્સ્પેક્ટર બોલ્યો કે પોતે ખૂનને દિવસે ઇન્દોરમાં જ હતો.

સાતમા આરોપીએ પણ પોતે ઈન્દોરમાં જ હોવાનું કહ્યું, ને પોતાને પગે ઈજા થઈ છે તે જોડાના ડંખનું પરિણામ છે. વગેરે.

આઠમા આરોપી કરામતખાને કહ્યું કે પોતે ખૂનને દિવસે મુંબઇમાં ન હતો. પોતાને પગે ગોળી વાગી છે તે મિત્રો સાથે બહાર 'શીકાર'માં જતાં વાગેલ છે; વગેરે વગેરે. (અનુસંધાન પૃષ્ઠ ૯૮૧)

# સ્ત્રી અને ભાષા

"ઈ."

કેટલાક દેશોમાં અમુક જાતિઓ એવી છે કે જેમાં પુરુષોથી સ્ત્રીઓની ભાષા કે બોલીઓ જુદી હોય છે. એન્ટિલસના કરીબ લોકોમાં સ્ત્રીઓની ભાષાઓ પુરુષો કરતાં છેક જુદી જ છે. એનું કારણ એમ આપવામાં આવે છે કે કરીબ લોકોએ આરવાક જાતિને એ પ્રદેશમાંથી નસાડી મૂકી અને ખલાસ કરી નાખી, પણ તેમની સ્ત્રીઓને તેઓ પરણ્યા. એ સ્ત્રીઓએ તેમની મૂળ ભાષા સાચવી રાખી. કરીબ સ્ત્રી-પુરુષો ભિન્ન ભિન્ન ભાષા બોલે છે અને એકબીજાની ભાષાને સમજી શકે છે. છોકરાઓ પિતાની ભાષા બોલે છે, છતાં માતાની ભાષાને સમજી શકે છે. છોકરીઓ માતાની ભાષા બોલે છે. કહેવામાં આવે છે તેટલી ભિન્ન વસ્તુતઃ આ ભાષાઓ છે નહીં. એ બંનેનો શબ્દકોષ ઘણો સમાન છે. વળી મહત્ત્વની વસ્તુ એ છે કે બંનેનું વ્યાકરણ સમાન છે. એટલે સાચા અર્થમાં આ ભાષાઓ ભિન્ન નથી. આ પ્રશ્ન પર તે પ્રદેશની સામાજિક સ્થિતિનું જ્ઞાન પ્રકાશ પાડી શકે. ત્યાંની સ્ત્રીઓ પુરુષોને જમાડ્યા પછી જમે છે, પતિઓને નામથી બોલાવતી નથી અને પુરુષોના ગુલામની પેઠે રહે છે.

## શાબ્દિક બાધ અને પર્યાયોક્ત

જગતમાં ઘણે ઠેકાણે પ્રચલિત એવા રિવાજ મુજબ પત્ની પતિનું નામ લઈ શકતી નથી. આ શાબ્દિક બાધ (Tabu) પાછળ એ વહેમી માનસ કારણભૂત છે જે શબ્દો ઉચ્ચારી ન શકાય તેને બદલે પર્યાયોક્તનો આશ્રય લઈ તે જાતનો અર્થ વ્યંજિત કરે તેવા શબ્દો યોજવાના રહે છે. આ પ્રકારનો શબ્દબાધ કરીબ જાતિમાં જોવામાં આવે છે. યુદ્ધ-ક્ષેત્રના અમુક શબ્દો એવા છે કે જે પુરુષો ને તે પણ અમુક વય સુધી પહોંચેલા પરીક્ષિત યુવાનોને પરિચિત હોય છે; સ્ત્રીઓને કે નાના અપરીક્ષિત છોકરાઓને તે કહી શકાતા નથી. સંભવિત છે કે શબ્દબાધ આ જાતિમાં વિસ્તૃત પ્રમાણમાં પ્રચલિત હોય અને તેને પરિણામે સ્ત્રી-પુરુષોની ભાષા ભિન્ન થઈ લાગતી હોય; એ ભિન્નતાને સમજાવવા માટે એક આખી યે જાતિના સર્વવિનાશની ઉપર્યુક્ત વાત કદાચ જોડી કાઢવામાં આવી હોય.

જગતના અમુક પ્રદેશોમાં સ્ત્રીઓની ભિન્ન ભાષા અને શબ્દબાધ વચ્ચેનો સંબંધ સંશયથી પર છે. દા. ત. આફ્રિકાના બાન્ટુ લોકો. ઝુલુઓમાં પત્ની સાસરામાંથી કોઈ પણ વ્યક્તિનું નામ લઈ શકતી નથી. એના જેવો ઉચ્ચાર આવી જાય તેવો બીજો કોઈ પણ શબ્દ સુદ્ધાં વાપરી શકતી નથી. દા. ત. એના સાસરા પક્ષની કોઈ પણ વ્યક્તિના નામમાં Z (ઝ) અક્ષર આવતો હોય તો 'પાણી' ના અર્થનો 'amanzi' (એમેન્ઝી) શબ્દ તેને બદલવો પડે છે; એમાંથી 'ઝ' કાઢી બીજું કાંઈક ઉમેરવું પડે છે. એટલે 'એમેન્ઝી'માંથી 'એમેન્ડબી' કરવું પડે છે. જો આ નિયમનું ઉલ્લંઘન કરવામાં આવે તો એ સ્ત્રીને ડાકણ ગણીને મૃત્યુની સજા ફરમાવવામાં આવે છે. આપણે ત્યાં સજા આવી આકરી નથી. બલ્કે થોડી શી નામોશી તેમ જ કેવળ પતિનું નામ જાહેરમાં ઉચ્ચારવાની મનાઈ છે; જો કે હવે એ નિયમ શિથિલ થતો જાય છે. છતાંયે 'સાંભળ્યું કે?' વપરાય છે, તેમજ બાબા-બેબીના નામે પણ પતિને બોલાવવામાં આવે છે. સામી બાજુએ આપણે ત્યાં પતિ પર પણ એવો પ્રતિબંધ છે—અથવા ખરું કહીએ તો, એ પ્રતિબંધ પણ હવે શિથિલ થતો જાય છે.

બોલીવીઆમાં ચિકિટો લોકોના સ્ત્રી-પુરુષોની ભાષામાં જરા વિચિત્ર એવો વ્યાકરણભેદ છે. ચિકિટોના ભાષાની જેમ કેલિફોર્નિઆની યાન ભાષામાં સ્ત્રીઓની ભાષાનાં શબ્દરૂપો ટૂંકાં હોય છે, અશિષ્ટ કે જાતીય જીવનને લગતી બાબતોનો ઉલ્લેખ સ્વાહિલીમાં જ સ્ત્રીઓ નથી કરતી એવું નથી; સ્ત્રીઓનો

આપો વર્ગ એવા શબ્દોને બદલે વધુ નિર્દોષ-સભ્ય પર્યાયો યોજે છે.

## સ્ત્રી-પુરૂષોની ભાષા વચ્ચે હરીફાઇ

જ્યાં જુદી જુદી ભાષાઓ સ્ત્રી-પુરુષો વાપરતાં હોય છે ત્યાં બંને વચ્ચે વધુ પ્રચારને માટે હરીફાઇ થતી હોય છે. અમેરિકા જનાર જર્મનોમાં પુરુષો બહારના સમાજ સાથે છૂટથી ભળે છે એટલે તેઓ અંગ્રેજી સારું જાણે છે, ત્યારે સ્ત્રીઓ ગૃહજીવનમાં મગ્ન હોઈ મૂળ જર્મન ભાષા સાચવી રાખે છે. બાસ્ક લોકોમાં પુરુષો બહારના સમાજ સાથે ફ્રેન્ચ બોલતા હોય છે; પણ પત્ની સાથે બાસ્ક ભાષામાં વાત કરે છે. ક્યારેક એવું બને છે કે પતિ ફ્રેન્ચ જ જાણે છે. અને છોકરાંને ફ્રેન્ચ શીખવે છે, ત્યારે પત્ની મૂળ બાસ્ક સાચવી રાખતી હોય છે.

## સંસ્કૃત નાટકોમાં સ્ત્રી-પુરૂષોની ભાષામાં ભેદ

આર્ય ભાષાઓમાં સ્ત્રી-પુરુષોની ભાષા જુદી હોય એવું બન્યું નથી. જો કે સંસ્કૃત નાટકોમાં પુરુષો સંસ્કૃતમાં બોલે અને સ્ત્રીઓ પ્રાકૃતમાં બોલે એવો ભેદ છે. અહીં વસ્તુતઃ આ તફાવત જાતિના કારણે નથી, દરજ્જાના કારણે છે. ઉચ્ચ વર્ગના પુરુષોની ને ધર્મપરાયણ સ્ત્રીઓ સંસ્કૃત બોલે, અને નીચલા વર્ગના પુરુષો ને બાકીની સ્ત્રીઓ પ્રાકૃત બોલે એવો નિયમ છે. વળી સંસ્કૃત-પ્રાકૃત એ છેક જુદી જુદી ભાષાઓ નથી, મહદંશે એક ભાષાની બે ભૂમિકાઓ છે. એક શિષ્ટ લોકોની છે, બીજી સામાન્ય માણસોની છે. સ્ત્રીઓ પ્રાકૃત બોલે એમ કહ્યું છે તેનું કારણ એટલું જ છે કે મોટા ભાગની સ્ત્રીઓની સામાજિક સ્થિતિ નીચી હોવાથી સમાજના નીચલા પુરુષવર્ગની સાથે તેમનું સ્થાન છે.

## સ્ત્રીઓની ભાષામાં રૂઢિચુસ્તતા

અહીં એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે ભાષાવિકારો તરફ સ્ત્રી-પુરુષોનું વલણ ભિન્ન પ્રકારનું છે કે નહીં. આનો સામાન્ય ઉત્તર એવો આપવામાં આવે છે કે સ્ત્રીઓ રૂઢિચુસ્ત સ્વભાવને અંગે જૂની ભાષાને સાચવી રાખે છે, અને ભાષામાં નાવીન્ય પુરુષો તર-

ફથી આવે છે. સીસરો કહેતોઃ "મારી સાસુને સંભારું છું ત્યારે જાણે પ્લોટસને સાંભળતો હોઉં તેમ લાગે છે." જાપાનમાં આથી ઉલટી પરિસ્થિતિ પ્રવર્તતી હોય તેમ લાગે છે. એડ્વર્ડ્ઝ કહે છે: "બીજા દેશોમાં સ્ત્રીઓ રૂઢિચુસ્ત હોય જૂનવાણી સ્વરૂપોનું જતન કરે છે; પરંતુ જાપાનમાં સ્ત્રીઓ ઉચ્ચાર કે શબ્દોની પસંદગીમાં ઓછી રૂઢિચુસ્ત છે અને ભાષામાં નવીનતાઓ તેમના તરફથી આવે છે."

## સ્ત્રીઓની ભાષામાં ઉચ્ચાર ને વ્યાકરણ

સ્ત્રીઓના ઉચ્ચારો શિષ્ટ ને લાલિત્યમય જણાય છે; ઈંગ્લાંડના જૂના વૈયાકરણો એમ માનતા. જોરથી ઉચ્ચાર કરવો પડે તેવા જિહ્વામૂલીય 'ર'નો 'ઝ' થયો તે સ્ત્રીઓને આભારી છે; દા. ત. 'Nirac' (નિરાક) 'Nizac' (નિઝાક)ને બદલે. અત્યારનું અંગ્રેજી સ્ત્રી-પુરુષો લગભગ સરખું જ બોલે છે. બહુ બહુ તો પુરુષો Waistcoat (વેઇસ્ટકોટ)નો ઉચ્ચાર વારંવાર કરવો પડે અને કોટ ઉતારવાની ટેવ વધારે, એટલે 'Weskot' (વેસ્કોટ) બોલે, *ત્યારે સ્ત્રીઓને એના ઉચ્ચારો ઓછા કરવાના અને* નવરાશ તેમજ જરા શુદ્ધ બોલવાની વૃત્તિ વધારે એટલે શુદ્ધ ને સંપૂર્ણ ઉચ્ચાર કરે છે. એકંદરે ઉચ્ચારની દૃષ્ટિએ સ્ત્રી-પુરુષોની ભાષામાં આજે બહુ મહત્ત્વનો ભેદ નથી. એક જ ભાષા સ્ત્રી-પુરુષો આજે બોલે છે.

## સ્ત્રીઓની શબ્દ-પસંદગી

ઉચ્ચારોની બાબત કરતાં શબ્દકોષ ને શૈલીમાં સ્ત્રી-પુરુષોની ભાષામાં વધારે તફાવત છે; જો કે આ વસ્તુ તરફ ભાષાશાસ્ત્રીઓનું જોઇએ તેટલું ધ્યાન ખેંચાયું નથી. 'ફાઇન'ને બદલે 'નાઇસ' શબ્દનો પ્રચાર ચોક્કસ સ્ત્રીઓએ જ શરૂ કર્યો હશે. 'Naked' (નગ્ન) શબ્દ ન બોલાય તે માટે તેમને એક આખું વાક્ય યોજવું પડે છે: "in their innocence & nothing else" વગેરે. વાણીમાં શિષ્ટતા ને સભ્યતા જળવાય એ માટે સત્તરમી સદીમાં ફ્રેન્ચ સ્ત્રીઓએ એક ચળવળ શરૂ કરેલી. એમના કેટલાક પ્રયત્નો હાસ્યાસ્પદ હતા. દા. ત. 'nose' (નાક) (માટે 'door of brain' (મગજનું બારણું) વગેરે, પરંતુ એમનું દૃષ્ટિબિન્દુ એકંદરે આવકારપાત્ર હતું: ઈંગ્લાંડમાં સ્ત્રીઓની સ્થિતિ ઉન્નત હોવાથી અંગ્રેજી ભાષામાં સ્થૂલતા ઘટી જઈ તેમાં શિષ્ટતા, સભ્યતા અને લાલિત્ય આવેલ છે. સ્ત્રીઓ જે ભાષાને માંદલી બનાવે છે તેને પુરુષો નવીનતા દ્વારા તાકાતવાન બનાવતા રહે છે.

પુરુષો કરતાં સ્ત્રીઓનો શબ્દકોષ અલ્પ હોય છે. સ્ત્રીઓ ભાષાના રાજમાર્ગ પર ચાલે છે, ત્યારે પુરુષો ભાષાની નવીન કેડી પર પ્રયાણ કરે છે. અત્યાર સુધી સ્ત્રીઓની સ્થિતિ દબાયેલી જેવી રહી છે તે પણ તેનું કારણ હોઇ શકે. હેવલોક એલિસ કહે છે કે સ્ત્રીઓ અલંકાર, વ્યક્તિ વિશેષ ને મૂર્ત વસ્તુઓને વધારે નિર્દેશે છે, ત્યારે પુરુષો વધારે ઉપયોગી, દૂરસ્થ ને અમૂર્ત વસ્તુઓને વધુ નિર્દેશે છે. લય કે સ્વાનુસારી તત્ત્વવાળા શબ્દોને સ્ત્રીઓ વધારે પસંદ કરે છે એ જેસ્ટ્રોનું કથન સાચું નથી. ક્વચિત્ સ્ત્રીઓ શ્લેષ સમજવામાં મંદ બુદ્ધિ દાખવે છે. અલબત્ત, જૂના સમયમાં લલિત કળા સ્ત્રીઓનો ઈજારો હતી ત્યારે ભાષા તેનો જ સ્વામિત્વનો પ્રદેશ હતો.

ભાષાકીય દૃષ્ટિએ સ્ત્રી પુરુષ કરતાં વધારે ચપળ છે; શીખવા, સંભળાવવા કે ઉત્તર આપવામાં તેની ચપળતા વધુ છે; પુરુષ વિચાર કરવા બેસે છે, વગેરે છે, કયો શબ્દ કે કઈ વાક્યરચના બરાબર છે તેનો વિચાર કરતાં તે પાછળ રહી જાય છે.

## સ્ત્રીઓની ભાષાની કેટલીક વિશિષ્ટતાઓ

'નાઇસ' કે 'પ્રેટી' જેવા નાજુક શબ્દો તે વધારે વાપરે છે. 'Vastly' એ અવ્યય તેમની વિશિષ્ટતા છે. 'So' નો ઉપયોગ પણ સ્ત્રીઓ સારા પ્રમાણમાં કરે છે. દા. ત. 'He is so charming!' 'So' નો ઉપયોગ કરીને, અધૂરું બોલીને અસર કરવાની તેમની રીતિ છે; દા. ત. 'So glad that I must kiss you' (એટલી

બધી ખુશ છું કે તમને ચુંબન કરવું જ પડશે) એમ કહેવું હોય તો પણ 'So glad that you have come' (તમે આવ્યા તેથી ઘણી ખુશ છું) એમ કહીને શરમથી કે પછી એ બહાને સ્હામી વ્યક્તિને છટાથી મોહિત કરવા ત્યાં જ અભિનયપૂર્વક તે અટકે છે. અધૂરું બોલીને અટકી જવાની સ્ત્રીઓની ખાસિયત છે.

વ્યાકરણ નહીં પણ ઊર્મિતંત્ર સ્ત્રીઓની વ્યાકરણરચનામાં ધ્યેયરૂપ બને છે. એ જ વસ્તુને વિદ્વત્તયુક્ત પરિભાષામાં કહીએ તો પુરુષોને hypotaxis પ્રિય છે, સ્ત્રીઓને paretaxis પ્રિય છે. પુરુષો બોલે તો ચાઈનીઝ પેટીમાં એકની અંદર બીજી પેટીની પરંપરા ગોઠવાઈ હોય તેમ વ્યવસ્થિત રીતે બોલે છે, ત્યારે સ્ત્રીઓની બોલીમાં "અને" ("છે તે")નાં મોતીની માળા રચાઈ હોય છે. એક સામાન્ય વાત કરવી હોય તો પણ સ્ત્રીઓ અઢી મિનિટમાં પંદર વાર 'અને પછી' 'અને પછી' કરે છે. સ્ત્રીઓની ગ્રહણશક્તિ ઘણી તીવ્ર હોય છે; કારણ કે તેમની વિચારશક્તિ ઘણી ઓછી હોય છે; એટલે જ એમને બોલવામાં કદી અટકવું પડ્યું નથી ને ? સ્ત્રીઓની વાચાળતા વિશે લગભગ દરેક ભાષામાં એક કરતાં વધુ કહેવતો છે.

હેવલોક એલિસ કહે છે કે સ્ત્રીઓની પ્રતિભામાં મધ્યમ કક્ષા વધારે છે. સ્ત્રીઓએ આથી માઠું લગાડવાની જરૂર નથી. વધારેમાં વધારે પ્રતિભા —પ્રભા પુરુષોએ પ્રદર્શિત કરી છે તો ઓછામાં ઓછી પ્રતિભાના દાખલા પણ પુરુષોએ પૂરા પાડ્યા છે. સ્ત્રીઓ ઉત્કૃષ્ટ પ્રકારની પ્રતિભા દર્શાવી શકતી નથી, તો તદ્દન મૂર્ખતાના નમૂનાઓ પણ સ્ત્રી જાતિએ પુરુષજાતિ કરતાં ઓછા આપ્યા છે. અત્યાર સુધીની સામાજિક સ્થિતિ પણ એને માટે જવાબદાર ગણી શકાય. અત્યાર સુધી તો પુરુષો 'અન્નંબ્રહ્મ'ની શોધમાં રહ્યા ત્યારે સ્ત્રીઓ ગૃહકાર્યમાં નવરાશ મેળવવી સરળ હોવાથી ભાષાવિકાસને વધુ અવકાશ આપી શકી *

* જેસ્પર્સનને આધારે.

# વિજ્ઞાનની વાતો - ૧

લેખક :
શ્રી. મૂળચંદ ઉત્તમચંદ પારેખ
બી. એસ સી.

## દાતણ કે ટૂથ બ્રશ ?

સુધરેલા જમાનામાં દંતમંજનનો ઉપયોગ વધ્યો અને તેની સાથે સાથે દાતણનો ઉપયોગ ઘટયો. ઘણે ઠેકાણે દાતણ બદલે ટુથ બ્રશ વાપરવામાં આવે છે. હિંદુસ્તાનની અંદર દાતણને બદલે ટુથ બ્રશ વાપરવામાં નરી મૂર્ખાઇ જ છે. જે દેશોની અંદર ઝાડ ઊગતાં ન હોય ત્યાં દાંત સાફ કરવા માટે ટુથ બ્રશનો ઉપયોગ સમજી શકાય તેવી વાત છે, પરંતુ હિંદુસ્તાન જેવા ખેતીવાડીના દેશમાં દાતણ ન વાપરવું તે તો મુર્ખાઇની ટોચે બેસવા જેવું છે. આપણાં દેશમાં બાવળ, વડ, લીંબડો, આવળ, કરેણ, ચીબલી વગેરે જુદા જુદા પ્રાંતમાં ઉગતા જુદા જુદા ઝાડનાં દાતણ કરી શકાય છે. આપણે ત્યાં પહેલે નંબરે બાવળ ગણાય છે. અને જેને દવાશનો વાંધો ન લાગતો હોય–ટેવ પડવાથી કડવો સ્વાદ સદી જાય છે–તેને માટે લીંબડાનું દતણ પણ ઉત્તમ છે દાતણમાં મુખ્ય ગુણ એ છે કે તેની અંદર ટેનીક એસીડ હોવાથી દંતમંજનની ગરજ રહેતી નથી. અને કુચો સરસ થતો હોવાથી દાંત બહુ જ સારી રીતે સાફ થાય છે. ટુથ બ્રશ વાપરવાવાળાને ઓળ ઉતારવા માટે બીજું સાધન રાખવું પડે છે. જ્યારે દાતણવાળા તે જ દાતણની ફાડ કરી ઓળ ઉતારી શકે છે. ટુથ બ્રશથી પેઢામાંથી લોહી નીકળે છે અને પેઢાં નરમ પડી જાય છે. પેઢાં નરમ પડવાથી અને દાંતની અંદર ટુથબ્રશના કડક વાળને લીધે પોલ પડવાથી દાંત વહેલા પડી જાય છે. જ્યારે દાતણથી દાંત મજબુત બને છે. દાતણ ન મળે ત્યારે પણ હાથની આંગળી વતી દંતમંજન કે દાડમની છાલની કોલસી વગેરે ઘસવાથી ટુથબ્રશ કરતાં વધારે ફાયદો થાય છે. સુધારાની ટોચે પહોંચેલાને અને દરેક બાબતમાં પશ્ચિમનાં દેશોનું અનુકરણ કરનારને અમારી વિનંતિ છે કે પોતાની તંદુરસ્તી ખાતર દાતણને બદલે ટુથબ્રશનો ઉપયોગ ન કરે. ત્રીસ વર્ષના યુવકોને બનાવટી દાંતની બત્રીસી પહેરવી પડતી હોય તેવા દાખલા મોજુદ છે. ટુથ બ્રશની અંદર પેદા થતા એન્થરેક્સ જંતુઓથી ઘણાના દાંત ગયાના દાખલા આ ભાઇઓનાં વાંચવામાં આવ્યા હશે. આવી જાતનાં હલકાં જંતુવાળાં ટુથબ્રશો સરકારને બાળી નાંખવાં પડે છે. આવું જોખમ વહોરવા કરતાં જ્યાં કુદરત કૃપાળુ છે અને પુષ્કળ દાતણ આપ્યાં છે ત્યાં શા માટે જાણીબુઝીને કુવામાં પડવું ?

## દંત-મંજન

નાનપણથી બરાબર કાળજી રાખી નિયમિત રીતે દાંતને દાતણથી ઉભા ઘસવામાં આવે તો દાંત એવા સફેદ રહે છે કે દંતમંજનની ગરજ રહેતી નથી. પરંતુ બેદરકારીથી દાંત ઉપર પીળી પોપડી બાઝી જાય છે ત્યારે તે અટકાવવાને માટે અને તે દૂર કરવાને માટે દંતમંજનની જરૂર પડે છે. લગભગ બધા દંતમંજનની અંદર ચાક મુખ્ય ભાગ ભજવે છે. આ ચાક દાંત સાથે ઘસવાથી દાંત ઉપરની પીળી પોપડી ધીમે ધીમે ઉખડી જાય છે. અને દાંતના એનેમલને ઈજા કર્યા સિવાય દાંત સાફ રાખે છે. ચાકનું કામ ઘણા જ બારીક કપડેથી ચાળેલ દાડમની છાલની કોલસી પણ બજાવે છે. કોલસીમાં એક એવો ગુણ છે કે મ્હોંની અંદરની દુર્ગંધ દૂર કરે છે દક્ષિણીઓની અંદર આવી રીતે કોલસી ઘસવામાં આવે છે તેથી તે લોકોનાં દાંત ગુજરાતીઓ કરતાં કાંઇક વધારે સાફ જોવામાં આવે છે.

હંમેશના ઉપયોગમાં લઇ શકાય એવું સસ્તું અને સારૂં દંતમંજન નીચેનું ગણાય :— Camphor કપુર ૧ ભાગ Precipitated Chalk બારીક ચાક ૯ ભાગ. બન્નેને બરાબર ઘસી ૧૪૦

તંબરના ચારણામાંથી અગર બારીક વસ્ત્રમાંથી ચાળી વાપરવું.

તે સિવાય નીચેની ફોરમ્યુલા પણ ઠીક છે: Pulb Sapon Alba સાબુનો ભુકો ૧ ભાગ. Precipitated Chalk બારીક ચાક ૮ ભાગ. Acid Carbolic ૧/૮ ભાગ. Oil Eucalyptus ઓઈલ યુકેલીપ્ટસ ૧/૧૬ ભાગ. બરાબર ઘસીને જ ઉપર મુજબ વાપરવું.

ગુલાબી દંતમંજન નીચે મુજબ કરી શકાયઃ– Cream of Tartar ક્રીમ ઓફ ટાર્ટર આઉંસ ૬, Milk Sugar મીલ્ક સ્યુગર (દુધની ખાંડ) આઉંસ ૬, Oil Mentha Pip પીપરમીંટનું તેલ ટીપાં ૧૫ (મીનીમમ) Carmine કારમીન (રંગ) ગ્રેઈન ૫–મીલ્ક સ્યુગરની સાથે રંગને બરાબર મેળવી પછી બાકીની ચીજો નાખવી. તેલ ટીપે ટીપે નાખતા જવું અને બરાબર ઘસી ચાળીને વાપરવું.

દુઃખતા દાંત માટેનું મંજન Pulb Sapon Alba સાબુનો ભૂકો ડ્રામ ૨, Pulb Iridis ઇરીડીસનો ભૂકો આઉંસ ૧/૨. Borax ટંકણખારનો ભૂકો ડ્રામ ૨, Precipitated Chalk સાફ ચાક આઉંસ ૨, Acid Carbolic એસીડ કારબોલીક ડ્રામ ૧/૨ Oil Eucaliptus યુકેલીપ્ટસ તેલ ડ્રામ ૧/૨ બરાબર ઘસી ચાળીને વાપરવું.

અમીર-ઉમરાવો માટેનું દંતમંજન : Precipitated chalk સાફ ચાક આઉંસ ૧૦, Carmine કારમીન (રંગ માટે) ડ્રામ ૨, Otto Rose ગુલાબનું અત્તર તીનમ ૫૦ (ટીપાં) Oil of Pimento પીમેન્ટોનું તેલ ટીપાં ૫૦, Oil of Cloves લવીંગનું તેલ ટીપાં ૫૦, Oil of Cinnamum તજનું તેલ (અરક) ટીપાં ૨૦, Oil of Lemon લીંબુનું તેલ ટીપાં ૨૦, Musk કસ્તુરી ગ્રેઇન ૧૦. પહેલાં કસ્તુરી અને કારમીન થોડા ચાક સાથે બરાબર ઘસવાં. પછી ધીમે ધીમે સુગંધી તેલ અત્તર નાખતા જવું. બરાબર ઘસી ચાળીને વાપરવા. આ દંતમંજન દેખાવમાં તેમ જ સુગન્ધમાં ઘણું જ ઉત્તમ થાય છે. દાંતે લગાવવાથી મ્હોની અંદર ખૂશ્બો ભભૂકયા કરે છે.

## મધ્યમવર્ગની ત્રિશંકુ દશા

આજની સમાજરચનામાં મધ્યમ વર્ગના માનવીની દશા ત્રિશંકુ સમી થઈ પડી છે. ત્રિશંકુ, આકાશ એટલે સ્વર્ગ અને પૃથ્વી (મૃત્યુલોક)ની વચ્ચે અંતરાળમાં લટકી રહ્યો છે. પૃથ્વીએ એને પોતાનાથી દૂર હડસેલ્યો નહોતો, સ્વર્ગે જ એને ધક્કો મારી ગબડાવી પાડયો હતો. છતાં એને તો એ ઊંચેનું સ્વર્ગ જોઈતું હતું! તૃષા છિપાવનાર પૃથ્વી પરના પાણીની એને જરૂર નહોતી; અમરતા મેળવી આપનારા અમૃતની આશાએ એ ઘેલો બન્યો હતો. કોઈ સામાન્ય સ્ત્રી સાથે પરણી જઈ મૃત્યુલોકમાં એ સુખી ગૃહસ્થજીવન ગાળી શકયો હોત! પરંતુ પ્રીતિના આવા સાદા સુખથી એને સંતોષ નહોતો. રંભા, ઉર્વશી, મેનકા અને તિલોત્તમા સમી લાવણ્યભરી સુંદરીઓ જેની દૃષ્ટિ સામે નાચી રહી હતી, એનું દિલ દુનિયાની સાદી જિંદગીથી શે રીઝે? દુર્લભ એવા સ્વર્ગસુખનું અનિવાર્ય આકર્ષણ, અને સુલભ એવા દુન્યવી સુખ પ્રત્યે મનનાં ઊંડે ઊંડે વસી રહેલો તિરસ્કાર, એ બંને વચ્ચે ત્રિશંકુ અંતરાલમાં લટકી રહ્યો!

અંગ્રેજી રાજના અમલ પછી, જે મધ્યમ વર્ગ આપણે ત્યાં પેદા થયો, એની દશા આબેહૂબ આવી જ હતી. એની દષ્ટિ સદાય ઊંચે ચોંટી રહેલી. દીકરીને કોઈ આઈ. સી. એસ. ને પરણાવવી, દીકરાને હાઈકોર્ટ જજ બનાવવો, ફક્કડ એક બંગલો બંધાવવો, ફેશનેબલ કપડાં-લત્તાંમાં સજ્જ થઈ મહાલવું. પત્નીને અક્ષરશઃ સોને મઢી હોય એવાં ઘરેણાંથી લાદવી, આવી મહત્ત્વાકાંક્ષાઓથી એ વર્ગનો મોટો ભાગ ત્યારે પ્રેરાયેલો-રંગાયેલો હતો. એનો આરાધ્યદેવ કુબેર હતો. કુબેરથી અનેક ગણા ગરીબ છતાં અનંતગણા વધારે શક્તિશાળી ભગવાન શંકર એ જ હિમાલય પર આસપાસમાં વસે છે એટલું પણ એમને યાદ ન રહ્યું.

—શ્રી. ખાંડેકર ('સુલભા')



## પશુ વિરુદ્ધ માનવ

"પોતે કશું પણ પેદા કર્યા વિના ખાઈ જનાર અને ઉપયોગ કરનાર કોઈ પણ હોય તો તે માણસ જ છે. એ દૂધ આપતો નથી. ઈંડાં મૂકતો નથી. હળ ખેંચવાની એની શક્તિ નથી. સસલાં પકડવા એ વેગથી દોડી શકે તેમ નથી. અને છતાં એ સર્વ પશુ પર આધિપત્ય ભોગવે છે. એમની પાસે એ કામ કરાવે છે અને સાવ ભૂખે ન મરી જાય એટલું એમને આપી, બાકીનું પોતે રાખી લે છે. આપણી મજૂરીથી જમીન ખેડાય છે. આપણા બળથી એ ફળદ્રુપ બને છે. અને છતાં ય આપણામાંથી એક પણ એવું પ્રાણી નથી જેની પાસે તન ઢાંકતાં ચામડા સિવાય બીજું કશું યે હોય! આ છેલ્લા વર્ષમાં જ આ મારી સામે દેખાય છે તે ગાયોએ કેટલા સેંકડો શેર દૂધ દોહ વાદીધું છે? અને તમારાં વછેરાંને

સંયુક્ત બનાવવામાં જે વપરાવું જોઈતું હતું તે દૂધનું શું થયું? એનું એક એક ટીપું આપણા દુશ્મનના (માણસના) ગળામાં રેડાયું છે! અને મરઘીઓ, ગઈ સાલ તમે કેટલાં ઈંડાં મૂક્યાં અને એ ઈંડાંમાંથી કેટલાં બચ્ચાં જન્મ્યાં? બાકીનાં બધાં તો જોન્સ અને એનાં માણસોનાં ખિસ્સાં ભરવાં સારુ બજારમાં વેચાઈ ગયાં. અને કલેવર! ક્યાં ગયાં તારાં ચાર વેતર? તારા બુઢાપામાં તારા હૈયાનો આરામ અને આંખોનો સંતોષ બની શકત તે તારાં ચાર વછેરાં ક્યાં ગયાં?'

—'પશુ રાજ્ય' (અનુ: શ્રી. જયંતી દલાલ)

## લગ્નસંસ્થામાં નવું નવું.......

અસત્ય તે જો પાપ હોય તો દંભ વળી મહા પાપ છે. હજી પણ ગોરજ સમયે કે પ્રભાતે સાવધાનની બ્રહ્મવાણી ઉચ્ચારાતાં છતાં, લગ્નની સંસ્થામાં નવું નવું થતું જોવાનું મળશે. મુદતબાદી યા કરારલગ્નો આવશે, આવશે જ. મુક્તવિહાર ચાલશે. છૂટક લગ્નો થશે, ઉદ્ધડ લગ્નો લેવાશે. અમુક હેતુ પૂરતાં જ લગ્નો યોજાશે. ધર્મ, કારજમાંથી કેવળ અલાયદો રહી જશે, વિમુખ પણ થશે રૂઢિ પણ નિર્બળ બનશે, વ્યવહાર કરાર પણ શિથિલત્વ ધારણ કરશે અને વિચિત્ર એવું કંઈક બનશે અને તે ચિત્રાત્મક અને ચિત્તાકર્ષક પણ લાગશે. એ બધું કોણ અટકાવી શકશે? થવા દો. પણ એ રગડામાંથી સહેજ હસી, જરા ગ્લાનિ અનુભવી, આપણે આજનાં લગ્નોમાંથી દેખાતી...શું કહું?... 'વલ્ગેરિટી'માંથી ઉગરીએ તો બસ!

—શ્રી. ચન્દ્રવદન મહેતા ('પાંજરાપોળ')



## સાભાર સ્વીકાર

[સમાલોચના હવે પછી]

**મારી જીવનકથા** : લેખક: પંડિત જવાહરલાલ નેહરુ. અનુવાદક: સ્વ. મહાદેવ દેસાઇ. પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. કિંમત રૂા. ૬ પૃષ્ઠ ૬૯૪+૫૧ આવૃત્તિ ત્રીજી.

**ગીતા માધુરી** : અનુગાયક: શ્રી. ડાહ્યાલાલ હ. જોની પ્રકાશક: સ્વ. મણિબહેન કે. પટેલ સ્મારક શ્રી. વસંતકન્યા વિદ્યાલય, વડોદરા કિંમત ૮ આના. આવૃત્તિ બીજી. પૃષ્ઠ ૮૨.

**મોચીની વહુ** : મૂળ લે. લોર્કા અનુવાદક: શ્રી. પરાગ જાની. પ્રકાશક: પીપલ્સ થીએટર, ભાસ્કર ભુવન, ખાડિયા, ચાર રસ્તા, અમદાવાદ. પૃષ્ઠ ૧૮

**સુવાસિની** : લેખક: પ્રો. પ્રબોધ મહેતા. પ્રકાશક: નવચેતન સાહિત્ય મંદિર, ૨૪૫૬, ભદ્ર, અમદાવાદ. કિંમત રૂા. ૩ પૃષ્ઠ ૧૮૪

**રેણુ અને બીજી વાતો**-લેખક: શ્રી. રમણિક કિશનલાલ મહેતા. પ્રકાશક અને કિંમત ઉપર મુજબ. પૃષ્ઠ ૧૮૨.

## નવાં સામયિકો

**ભવિષ્યવાણી**-વર્ષ ૧ અંક ૧ તંત્રી: પંડિત એમ. એસ. શર્મા પ્રકાશક: સિંધ એસ્ટ્રોલોજિકલ બ્યુરો, મણિનગર—અમદાવાદ. છૂટક નકલ ૧૦ આના. વાર્ષિક લવાજમ રૂા. ૬) જાણીતા જ્યોતષી શ્રી. એમ. એસ. શર્મા સંપાદિત આ માસિક તેમના: અંગ્રેજી માસિક 'પ્રોફેસી' ના રૂપાંતર લેખે જાન્યુઆરી માસથી શરુ થયું છે. જ્યોતિષના સર્વ અંગોપાંગોની આવી એકત્રિત સામગ્રી ગુજરાતમાં રજૂ કરીને આ માસિક તેનું વિશિષ્ટ ક્ષેત્ર સફળતાથી ખેડી શકે તેમ છે.

**અમરબાલ-પ્રકાશ** સંપાદક: શ્રી. હર્ષદ પટેલ. તંત્રી: શ્રી મનુ સીંગીવાલા. પ્રકાશક: અમર બાલ પ્રકાશમંદિર, ચિંગસપુરા, ભરુચ. છૂટક નકલ ૪॥ આના. વાર્ષિક લવાજમ રૂા. ૨॥. આ નવું બાલમાસિક જાન્યુઆરીથી શરુ થયું છે.

**વિકાસ** : તંત્રી શ્રી શિવલાલ જેસલપુરા એમ. એ. ૮૭૬/૧, કંસારા બજાર. માણેક ચોક, અમદાવાદ. છૂટક નકલ પાંચ આના. વાર્ષિક લવાજમ સાત રૂપિયા. વેપાર અને ઉદ્યોગનું આ પખવાડિક પોતાના ક્ષેત્રમાં સારું કામ કરશે એવી આશા બંધાય છે. નવેમ્બર '૪૭થી શરૂ થયું છે.

[ આગળના પૃ. ૮૭૨ થી ચાલુ ]

નવમાં આરોપી આનંદરાવ ફણસેએ કહ્યું કે શંકરરાવ મારો મિત્ર અને સંબંધી છે. લોકો માનવા લાગ્યા કે શંકરરાવને મૂમતાઝના ઇન્દોર છોડીને ચાલ્યા જવાથી કેદ મળી છે તેથી મૂમતાઝને પાછી લાવવા શંકરરાવે મને વિનંતિ કરી. તેથી હું October માં મુંબઈ આવ્યો. અબ્દુલ કરીમ દ્વારા મને જાણવા મળ્યું કે મૂમતાઝ સ્વેચ્છાથી આવવા માંગે છે ને તે માટે કાર ખરીદવાનું કહ્યું તેથી મેં કાર ખરીદી. એ પછી ખબર મળી કે મૂમતાઝ વહેલી આવી શકે એમ નથી, એટલે અમે કાર લઈ ઇન્દોર ચાલ્યા આવ્યા. કોઈ પણ ગેરકાયદેસર રીતે અમે મૂમતાઝને લઈ જવા માગતા જ ન હતા.

બચાવપક્ષે સાક્ષીઓની જુબાની લેવાની અનિચ્છા બતાવી.

સામસામી દલીલબાજીમાં બે દિવસ નીકળી ગયા.

આ પછી એડવોકેટ જનરલે ફરીથી સમગ્ર અહેવાલનું ક્રમશઃ આકલન કર્યું. ફરીથી એ બધાનું પુનરાવર્તન કરવું યોગ્ય નથી. એ પછી પ્રત્યેકે પ્રત્યેક આરોપી તરફથી આવેલ ધારાશાસ્ત્રીઓએ સણસણતી શૈલીમાં પોતાનો અસીલ આરોપી નથી એ માટેની વિવિધ કોટિની દલીલો પેશ કરી ને જ્યૂરીને યોગ્ય વલણ લેવાની વિનંતી કરવામાં આવી.

ખૂબ આલોચના અને પર્યેષણને અંતે જ્યૂરીએ મૂમતાઝ મહંમદ ને કરામતખાન સિવાયના આરોપીએ ને ગુન્હાહીત ઠરાવ્યા. ને પછી સજા જાહેર કરી :—

શફી અહંમદ, પાંડે ને ડીઘેને ફાંસીની સજા. મૂમતાઝ મહંમદ ને કરામતખાન નિર્દોષ છૂટ્યા બીજા બધા આરોપીઓને આજીવન દેશનિકાલની સજા કરવામાં આવી.

જ્યૂરીનો ચૂકાદો સાંભળવા ગ. ભર ટોળું ઉમટેલું હતું. માણસો સમાતાં ન હતાં.

એ પછીની વાતને કેસ સાથે લેવા દેવા નથી. સૌન્દર્યની રાણી મૂમતાઝ મુંબઈથી પાછી અમૃતસર ગઈ. અંગ પરના જખમો છતાં એનો સૌન્દર્યનો રાશિ એવો ને એવો જ અખંડ રહ્યો. ને તેથી જ બીજા એક ગર્ભશ્રીમંત યુવાનની ફરીથી પ્રણયપાત્ર બની. એ વાતને કાંઈ ઝાઝો સમય નથી થયો.

અને તુકોજીરાવ-ઈન્દોર નરેશને ૧૯૨૬ માર્ચની ૧લી તારીખે સિંહાસન ઉપરથી ઉતરી જવું પડ્યું.

# વિવાહિત આનંદ

* જિન્સી જીવનની સાચી મઝા માણવાનો માર્ગ પ્રબોધતી લેખમાળા *

લેખક : શ્રી. કપિલ કોટડીઆ એમ. એ; એલએલ. બી.

(ડીસેમ્બર અંકથી ચાલુ)

આજે તો એ પરિસ્થિતિ છે કે જેમનું કોઇ દવાખાનું નથી, જેમની પાસે કોઇ વૈદકીય કે આયુર્વેદનો ગ્રંથ પણ નથી, જેમણે કોઇ પણ રોગીનું મુખ પણ કદી જોયું નથી, જેમણે કોઇ સાચા કે ખોટા, પૂર્ણ કે અપૂર્ણ ગુરુનાં ચરણોની ધૂળનો જિંદગીમાં સ્પર્શ કર્યો નથી તેવા જાહેરખબર છપાવે છે કે તેના ઉપર એક ત્યાગી મહાત્માની કૃપાદૃષ્ટિ થઈ છે, જેમની સાથે પોતે તિબેટની દુર્ગમ ખીણોમાં જઇ ઠંડી ને કષ્ટો સહન કરી ૨૦૦૦૦ ફુટની ઉંચાઇએ બરફની શિલાઓ નીચેથી અદ્ભુત ચમત્કારી જડીબુટ્ટી શોધી લાવ્યા છે અને તે બુટ્ટી એક જ રાતમાં અકલ્પનીય ચમત્કાર કરી કાયાપલટ કરી દે છે. પણ આ જાહેરખબરોથી શું થાય છે તે ખબર છે? જે લોકો આવી ચમકીલી જાહેર ખબરના ફંદામાં ફસાઇ-ભોળવાઈ જઈ તેમની દવાઓ ખરીદી પોતાનાં જૂનાં રૂઢ અને પાકટ થયેલાં દર્દોને એક બે રૂપિયાના ખર્ચે ચપટી વારમાં દૂર કરવાની આશા સેવે છે તે પોતાની ભૂલનાં દુષ્પરિણામો ભોગવે છે. ઘણી વખત નિયમાનુસાર રોગની પરીક્ષા ન થવાથી કે નિયત ક્રમ પ્રમાણે ચિકિત્સા ન થવાથી તે રોગ વૃદ્ધિને જ પામે છે. તેમ તે લોકો આઠ આઠ કે દસ દસ રૂપિયવાળી જાહેરખબરી દવાઓ મંગાવે રાખે છે પણ તે સર્વ ફાંફાં છે-નિષ્ફળ પ્રયત્નો છે એમ અંતે સમજાતાં કોઈ સારા વૈદ્ય હકીમ પાસે જવું જ હિતકર છે એવી સમજ તેમને છેલ્લે છેલ્લે પણ આવે છે તે તેમનું શુભ નસીબ છે.

પણ એક વસ્તુ ખાસ યાદ રાખવાની છે કે ગમે તેવી અમૂલ્ય ને અકસીર દવા શરીરને રોગ થવા પહેલાંની તંદુરસ્તી અને સુડોળ શરીરને પાછું નથી લાવી શકતી તેથી ડહાપણ તો એટલે વિષય ભોગવાય તેટલો ભોગવી લેવા દો, પછી કોઈ હકીમ કે વૈદ્યનું શરણ શોધીશું એવો ખ્યાલ કે વિચાર ખતરનાક છે; તે એક ગફલત છે: પથ્યાપથ્ય પાળીને રહેવું એ ચિકિત્સકના બારણે જઇ ઇલાજ ખોળવા કરતાં ઉત્તમ છે. વીર્યની રક્ષા કરો તો તે તમારી રક્ષા કરશે, એ તમો તેનો નાશ કરશો તો તે તમારો નાશ કરશે. યુવાવસ્થામાં ક્ષય, જીર્ણતાવ, ખાંસી, દમ, સંગ્રહણી, રક્તદોષ, હૃદયની નિર્બળતા વગેરે કોઇ પણ રોગોથી કોઈ મરતા યુવકને જુઓ અને તરત જ યાદ લાવજો કે તેમાંના નેવું ટકા યુવાનો કાચી ઉંમરમાં કે અધિક પ્રમાણમાં વીર્ય નાશ કરવાને કારણે જ મૃત્યુને બારણે ઉભા છે. યુવાન મિત્રો! સાવધાન બનો! આજદિન સુધી એ દોષના ગુલામ ન બન્યા હો તો ઈશ્વરનો પાડ માનો અને જો સપડાયા હો તો તે દોષને વહેલામાં વહેલી તકે તજવા સર્વ પ્રકારના પ્રયત્નો આદરો–આચરો, નહિતર તમો પણ મૃત્યુના મુખમાં થોડા જ કાળમાં હોમાઈ જવાના. સાવધાન! નહિતર આ જન્મ તો બગડશે, પણ ભાવિના સર્વ જન્મો પણ બગડશે.

અહીં પ્રશ્ન થશે કે જેઓ આ દોષથી બચ્યા છે તે તો ફાવ્યા ને તગડા બનવાના, પણ જે ફસાઇ પડ્યા છે ને જે રોગગ્રસ્ત બની બેઠાં છે તેઓ માટે તરવાનો કોઈ આરો? હા! હા! છે. સર્વ નાશમાંથી બચવાના પણ ઉપાયો હોય છે તો આના કેમ નહિ! વીર્યનાશની ભયંકર બદીમાંથી બચવા દસ સોનેરી નિયમો છે તે નીચે આપું છું: જેનું અક્ષરશઃ

પાલન ખૂબ જરૂરતું છે. તેથી જ જીવને સંભાવના શક્ય છે.

(૧) જ્યાં સુધી રોગનું મૂળ જડ ઉખેડી નાખવામાં ન આવે ત્યાં સુધી તે હટશે નહિ વીર્યનાશમાં તો સૌ પ્રથમ પોતે પ્રતિજ્ઞા કરવી જોઈએ કે હવે પછી કોઈ દિવસ હું હાથથી, છોકરાથી કે છોકરીથી વીર્યનાશ નહિ કરું.

(૨) વિચારો શુદ્ધ બનાવવા ખૂબ પ્રયત્ન કરવા. કેટલાયે નવયુવકો કહે છે કે અમે મનને સંયમમાં ખૂબ રાખીએ છીએ પણ અવસર પ્રાપ્ત થતાં અમો લાચાર બની જઈ તેને શરણ થઈ જઈએ છીએ ને પાછા પ્રતિજ્ઞા કરીએ છીએ કે હવે તો જે થઈ ગયું તે થઈ ગયું, હવે તેમ નહિ થાય. પણ પાછો અવસર આવતાં પ્રતિજ્ઞા માત્ર શાબ્દિક ગણગણાટ જ રહે છે ! આના કારણમાં વસ્તુ એમ છે કે જેમ વીર્યનાશથી અંગોપાંગ નિર્બળ બને છે તેમ વિચાર–દ્રઢતા પણ કમજોર બની નષ્ટ થઈ જાય છે. તેથી જ યુવાનો પોતાની પ્રતિજ્ઞા ઉપર શાશ્વત સ્થિર રહી શકતા નથી. પણ દુર્ભાગ્યની વાત અહીં જ છે કે આ બદીથી પુરુષ સંપૂર્ણ સંભોગ પણ કરી શકતો નથી અને તેને નહિ સંભોગમાં કે નહિ હસ્ત–મૈથુનમાં આનંદ આવે છે. પરંતુ તેની કામવાસના એટલી હદથી પ્રદીપ્ત થઈ જાય છે કે તેને કાયમ ભોગેચ્છા રહ્યા કરે છે અને વારંવાર પ્રયત્નો કરવાં છતાં તેને જરાયે તૃપ્તિ થતી નથી. અને અંતમાં નપુંસકતા કે ક્ષય આવીને તેને આ વ્યસન છોડાવે છે: ખરેખર, 'નથી રહેતો વાંસ કે નથી બનતી વાંસળી !

છતાં યે હજારો આ રાક્ષસી બલાથી બચી જાય છે. જો આને જીવન–મરણનો પ્રશ્ન સમજીને છોડી દે તો તે બાજી જીતી જાય છે. પણ કસૂર અહીં છે કે કેટલાયે નવયુવકો કહે છે, "જરાક આ મનોહારી યુવતીનું ચિંતન કરી મોજ લૂંટું, જરાક પ્યારીના શરીર પર પ્યાર કરી તેને રીઝવું, જરાક આ નેત્રોકર્ષિત નમણી નિર્મળાનાં દર્શન કરી નેત્રોને તૃપ્ત કરું હું તેથી અધિક કંઈ નહિ કરું; મારે ક્યાં વીર્યનાશના કાર્ય સુધી જવું છે ?" બસ, આ જાતની

લોલુપતા જ સર્વ ખરાબીનું મૂળ છે. કારણ કે ઉપરની વાસનાભૂખી લાલચોને જરાક સંતોષવા જતાં તેની ટેવાયેલી કામવાસના એટલી પ્રદીપ્ત બની જાય છે કે બસ તે તેના રેસના ઘોડાને રોકી શકતો નથી! યુવાનો, એ "જરાક"થી બચો! એ "જરાકે", એ લલિતજીના 'લગીરે' લાખો નવયુવાનોની જીંદગી માટીમાં મિલાવી દીધી છે.

કેટલાક યુવકો ફરિયાદ કરે છે કે કેટલાક વખત સુધી તે વીર્યનાશ કરતા બંધ પડી જાય છે તો તેમના હૃદયમાં કે શિરમાં બેચેની જેવું લાગે છે. અને જ્યાં લગી તે હાથથી કે સ્ત્રી સાથે રહી વીર્યનાશ નહિ કરે ત્યાં લગી તે બેચેની રહેવાની. પણ વીર્યનાશ થયો કે તરત જ તે બેચેની નાબુદ થવાની. પણ મિત્રો, વસ્તુતઃ વાત આથી તદ્દન ઉલટી છેઃ માનવ પોતે જ કામવાસનાના વિચારોથી પોતાની મેળે જ એ જુઠી બેચેની ઊભી કરે છે. કામવાસના ખૂબ પ્રદીપ્ત થતાં તે બેચેનીની માત્રા વધે છે અને વીર્ય નીકળતાં જ તે જુઠી—ઉપજાવેલી બેચેની દૂર થાય છે. રક્તવિકારથી આવતી ખુજલીને ખણીને બગડેલું લોહી કાઢી નાખવાથી શાંતિ મળે છે તેમ કામવાસનાથી થયેલી બેચેની વીર્ય કાઢવાથી શાંત બને છે.

પણ લોહી કાઢી નાખવું અને તેવી જ રીતે વીર્ય કાઢી નાખવું એ કંઇ આરામ લેવા માટે કે સ્વાસ્થ્ય પ્રાપ્ત કરવા માટેનો યોગ્ય રસ્તો નથી. તેથી મિત્રો, તમારા માથામાં જેટલા વિષયવાસનાના વિચારો ભર્યા હોય તે દૂર કરી નાખો. એ નાશકારી બેચેનીની પરવા ન કરો તો જ તમો સ્વાસ્થ્ય દેવનાં દર્શન કરી શકશો.

(૩) બજારમાં, ગલીકુચીમાં—કોઇ પણ સ્થળે કોઈ રૂપવતીને જુઓ કે તરત જ આંખો નીચી ઢાળી દો—કેટલાક મિથ્યા તર્કવાદીઓ પ્રશ્ન કરે છે કે ભલા! ખૂબસુરતીને દેખવામાં શું દોષ! પરમેશ્વરે તો પછી એવી સુંદર સ્ત્રીઓને બનાવી જ શા માટે હશે? આપણે ક્યાં તેમને અડકવા ઇચ્છીએ છીએ? મિત્રો! આ જાતની વિચારસરણી મિથ્યા છે. જેમના મસ્તિષ્કમાં કામવાસનાનું ઝેર ભરેલું છે તેને એવો અધિકાર હોય જ નહિ દિવસે જોએલ દશ્યો રાત્રિમાં સ્વપ્નરૂપે સ્વપ્નદોષ અને એવા બીજા કેટલાયે દોષે. વીર્યનાશનાં કારણો બને છે. અધિક નહિ પણ સેંકડે એંસી ટકા નવયુવકો આ જોવાની લાલચથી જ નષ્ટ થઈ ગયા છે.

(૪) ખોરાક હલકો અને સુપાચ્ય હોવો ઘટે. બજારૂ મીઠાઇ, ખટાશ, તેલ, લાલ મરચાં, ડુંગળી, ચા, માંસ, માછલી, ઇંડાં, શરાબ અને તમાકુ વગેરે કામવાસનાની આગનાં ઇંધનો છે. તેનાથી બચવું જોઇએ. સાચી શક્તિ માટે યોગ્ય પ્રમાણમાં દૂધ, દહીં, માખણ, ઘઉંના જાડા આટાની રોટલી (મેંદાની નહિ—જે આજે સરકાર આપે છે તે મહા ભયંકર કુપથ્ય છે) ચોખા, ફળો, શાકભાજી, મગ, ચણા વગેરે ભોજનમાં લેવાં જોઇએ.

(૫) કેટલાક ખોયેલી શક્તિ પ્રાપ્ત કરવા અધિક પ્રમાણમાં શક્તિદાતા ચીજો ખાય છે પણ તે વસ્તુતઃ હાનિકારક છે. આમ કરવાથી પેટ ખરાબ થઇ સ્વ-

સ્નાયુદોષનો રોગ વળગે છે તેથી એવા ખોરાકો ખાવાની ઇચ્છા ન કરવી.

(૬) કબજીઆત થવા ન દેવી. જો થાય તો નરમ શાક, પાલકની ભાજી, તરબુચ, નાસપાતી વગેરે ખાવું. રોટલી ચાવીને ખાવી.

અડદની દાળ, બટાટા, બજારૂમીઠાઇ, માંસ, શકરીયાં વગેરે કબજીઆત કરવાવાળી ચીજો તદ્દન તજવી. સૂતાં ગુલકંદ બે તોલા, ત્રિફલાં ત્રણ માસા કે ઇસબગુલનાં ફોતરાં નવ માસા થોડાક ગરમ પાણી સાથે લેવાથી કબજીઆત નહિ રહે.

(૭) ચાલવાનો કે બીજા કોઈ પણ પ્રકારનો વ્યાયામ દરરોજ કરવો જોઇએ. ખુલ્લી હવામાં દીર્ઘ અને ઊંડા શ્વાસ લેવા ઝાકળભીની જમીન કે ઘાસ ઉપર ઉઘાડા પગે દોડવું. શીર્ષાસન કરવું—ઓછામાં ઓછું પાંચ મિનિટ માટે. ઘરમાં ચાંપડીઓ પહેરી રાખીને ચાલવું. શરીર ઉપર તેલની માલિસ કરવી. પ્રાતઃકાલે આછા તડકામાં બેસીને માલિસ કરવી લાભકારી છે.

(૮) સર્વ કાર્યો ખૂબ નિયમિત રીતે કરવાં. ખાવાપીવામાં, ઉઠવા-ઊંઘવામાં, શૌચક્રિયા વગેરેમાં નિયમિતતા જાળવવી.

(૯) ભૂલો ઉપર પસ્તાવો ન કરવો: શોક કે ચિંતા સ્વાસ્થ્યને સુધરવા નહિ દે.

(૧૦) સંકલ્પની દઢતા ખૂબ જરૂરી છે. પ્રાણ જાય તો ભલે જાય પણ વીર્યનાશ નહિ કરું એવો દઢ સંકલ્પ જ તમોને ફત્તેહ અપાવશે. કોઇ પણ સ્થળે વિષયવાસના સંબંધી કંઇ ચર્ચા થતી હોય તો ત્યાંથી ભાગજો. કારણ કે બુરા વિચારો જ બુરા આચારોને નોતરે છે ને સ્વપ્નદોષ, પ્રમેહ, શીઘ્રપતન, નપુંસકતા વગેરે રોગાવલી બક્ષીસ કરે છે ને હોય તો તેમાં વૃદ્ધિ કરે છે.

એક દુર્ભાગ્યની બીજી વાત છે કે ઘણા લોકો આવા ભયાનક રોગોમાં સપડાઇ પાછા તેને છૂપાવવા પ્રયત્નો કરે છે. ગુપ્તતાથી જાહેરખબરી દવાઓ મંગાવે છે અને સૂચીપત્રોમાં કોઇ દવાની ખૂબ લોભાવનારી આકર્ષક પ્રશંસા વાંચી તેને મંગાવે છે ને પરિણામે બહુ જ આસાનીથી તેમનો રોગ દિનપ્રતિદિન વધતો જાય છે ને તે છેવટે યૌવનથી હાથ ધોઇ નાખી બેસે છે.

દોસ્તો! યૌવનમાં એક વિશિષ્ટ પ્રકારનો મદ છે: અદ્ભુત ઉમંગ-તરંગ છે. પણ જેમણે તેનો અદ્ભુત સ્વાદ આવ્યા વિના જ યૌવનનો સંપૂર્ણ નાશ કર્યો હોય તો તેનો આનંદ શું જાણે?

અનેક વૈદ્ય-હકીમોના ઘેર યૌવનનાશ કરીને નિરાશાના સાગરમાં ડૂબતાં ડૂબતાં નૌકાની શોધ કરવા આવતા અનેક યુવાનોનું દશ્ય ખૂબ કરુણ છે! એ દશ્ય જોયું જાય તેવું નથી! શું માયકાંગલાં શરીર! શું તેમના વિલાપ ને આલાપ! શું ભૂલનો સ્વીકાર ને તેમ પુનઃ ન કરવાની પ્રતિજ્ઞા! યુવાન! સાવધાન બન! તું કદી યૌવનનો અનાદર ન કરતો, તેને બરબાદ ન કરતો નહિ તો તું જાતે જ પસ્તાઇશ.

જે ભાઈઓએ અણસમજથી, ભૂલથી, બદસંગથી કે ગમે તેવી લાલચથી યૌવનનો કે વીર્યનો નાશ કર્યો છે તેમને તે પાછું મળે તેવા સર્વ પ્રકારના પ્રયત્નો ને યુક્તિઓની વાત હવે પછી એક પછી એક લેખો દ્વારા આપણે કરીશું.

(ક્રમશઃ)

## વિધિની ક્રૂરતા (પૃ. ૮૨૨થી ચાલુ)

(પૃ. ૮૨૨થી ચાલુ)

(૪)

મારો આત્મા એનાં પક્વ ફળોથી લચી રહ્યો છે. એ ફળોનો આસ્વાદ કોણ કરશે, જેથી મારા આત્માને તૃપ્તિ થાય?

મારું હૃદય રસથી છલકાય છે. રસનો કોઇ પિપાસુ આવશે અને તેની તૃષાને છિપાવશે?

ફળ અને ફૂલ વિનાનું એક વૃક્ષ હું હોત તો કેવું સારું! સમૃદ્ધિની વેદના વંધ્યત્વ કરતાં યે કટુતર છે. જેની સમૃદ્ધિને કોઇ સ્પર્શતું નથી એવા શ્રીમંતની વેદના કરતાં જેને કોઇ એક પાઇ પણ આપતું નથી એવા ભિખારીની વેદના ક્યાંયે ઓછી છે.

હું એક સૂકો-પાણી વિનાનો-કૂવો હોત અને લોકો મારા પર પથ્થર ફેંકતા હોત! પરંતુ પાણી છલકતાં હોવા છતાં લોકો જેનું પાણી વર્જ્ય ગણે છે, તેવા કૂવા થવાનું સહન થતું નથી.

બહેતર છે કે લોકોના પગ નીચે કચડાતું એક રાડું હું હોત; પરંતુ રૂપેરી તારવાળી વીણા થઇને આંગળીઓ વિનાના પિતા અને બહેરાં છોકરાંઓવાળા ઘરમાં મૂકાવાનું મારાં નસીબમાં ન હો!

—ખલિલ જિબ્રાન

### વહી ગયેલી પળ...

'અરે! આજે છેલ્લી ઘડીએ—બહુ મોડું થયું ત્યારે—આ ખબર પડી. વ્યર્થ ગુમાવેલા જીવનની વહી ગયેલી એક એક-પળ, એક એક ખંજર જેવી બનીને હૃદયને ભોંકી રહી છે.

પહેલેથી એ ખબર પડી હોત! પહેલેથી જીવનની આવી પળોનો સાચો હિસાબ રાખી શકાયો હોત!

એ વખતે એમ લાગતું હતું કે આ પળ તો ગઈ તે ગઇ. એ તો અનંત કાળમાં વિલીન થઇ ગઇ. એ વિષે વધુ વિચાર થાય તે પહેલાં બીજી અનેક પળો આવી પહોંચી-ને તે પણ ચાલી ગઇ.

પણ આજે ખબર પડે છે કે ગુમાવેલી એ દરેક પળમાં અદૃશ્ય રીતે ખંજરના ઘા ભર્યા છે.

રે! વહી ગયેલી એક એક પળ-ને એવી અનંત પળો!—અને થોડીવાર પછી ઘેરા વિષાદને અંતે આશાનું એક કિરણ અંતરમાં ઊગે છે. તું અમસ્તો જ અફસોસ કરે છે, ભાઇ! મરી ગયેલી એક એક પળ એ જીવનવૃક્ષપરથી ખરેલું એક એક પાન છે. ખરી ગયેલા પાનનું ખાતર જેમ વૃક્ષને નવયૌવન આપવા માટે છે, તેમ વહી ગયેલી પળો જીવનને નવરસાયન આપવા માટે છે.

એ પળોમાંથી નવો ક્રમ રચવાનું—નવો માર્ગ શોધવાનું—નવો વિકાસ મેળવવાનું શક્ય છે.

પછી એ વહી ગયેલી પળો પણ ખરી રીતે તારી જ છે ને?

'જલબિંદુ'

—ધૂમકેતુ



[ગુજરાતના પચરંગી બઝારોનો વાચકોને ખ્યાલ આવે તેમ જ 'જીવન-પ્રકાશ' વિજ્ઞાપક મંડળનું દૃષ્ટિબિંદુ સ્પષ્ટ થાય તે હેતુથી અમારા **વિજ્ઞાપન-વિભાગના** સંચાલક તરફથી અહીં જે વિગતો રજૂ થાય છે તે જુદી જુદી વસ્તુઓના ગ્રાહકો, એજન્ટો, કેન્વાસરો અને નાના-મોટા વેપારીઓને ઉપયોગી થશે.]

મુંબઇમાં ખેતવાડી પર આવતાં જ પેલો પ્રખ્યાત ૬૪૬ નંબરનો સફેદો યાદ આવે છે. પેઇન્ટ-વારનીશના વેપારીઓનો અનુભવ છે કે ગ્રાહકો હંમેશાં ૬૪૬ નંબરના સફેદાની પહેલી માગણી કરે છે અને તેને પ્રથમ પસંગી આપે છે. આ વિખ્યાત સફેદા માટે તમારા શહેરના કોઇ પણ પેઇન્ટ-વારનીશના વેપારીને પૂછી શકો. ન મળે તો આ સરનામું નોંધણીમાં ટપકાવી લ્યો : **સિમ્પ્લેક્સ ઓઇલ્સ એન્ડ પેઇન્ટ કું.** ૧૦મી ખેતવાડી, મુંબઇ ૪-તમને એ સમય પર ઘણું ઉપયોગી થશે.

અને બાળકોના ટોનીક તરીકે જાણીતા થયેલ પેલા 'બાળુલીન' માટે તમારે પ્રિન્સેસ સ્ટ્રીટ પર પેલી બાજુ દેખાય તે બી. એ. એન્ડ બ્રધર્સની દુકાને જવું રહ્યું. છેલ્લાં પંદર વર્ષથી એ હોસ્પિટલોમાં વપ-

રોય છે અને ડૉક્ટરો એની ભલામણ કરે છે. તમારાં બાળકોને તંદુરસ્ત, તેજસ્વી અને રૂષ્ટપુષ્ટ બનાવવા માટે એ અજમાવી જોજો. એના જાણીતા સોલ એજન્ટસનું સરનામું નોંધી લ્યો: બી. એ. એન્ડ બ્રધર્સ, ૯૮, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ. ૨

**સિદ્ધપુર ફાર્માસિ, નટરાજ કાર્યાલય,**

**ડા. પંડ્યાની સ્પેશિયલ રજીસ્ટર દવાઓ વાપરો**

| | કિંમત |
|---|---|
| **૧ મેલેરિયા ક્યોરેતિહાલ :-** તમામ જાતના તાવ માટે અકસીર | ૧—૮—૦ |
| **૨ ગીરીજાટોન :-(ટોનિક)** ધાતુવિકાર, અશક્તિ, તાવ માટે અકસીર | ૨—૪—૦ |
| **૩ બાલાટોન :-** બાળકો માટે ટોનિક | ૧—૮—૦ |
| **૪ પ્રિયસુંદરી યાને પ્રદરરિપુ :-** પ્રદર, વંધ્યત્વ અને સ્ત્રીરોગો માટે | ૩—૦—૦ |
| **૫ અતિસાર રિપુ :-** સંગ્રહણી, અર્શ, ઝાડા, મરડો વિ. માટે | ૧—૮—૦ |
| **૬ પ્રમેહારી :-** પેશાબનાં તમામ દર્દો માટે અકસીર | ૨—૮—૦ |
| **૭ શ્વાસકાસામૃત :-** દમ, કફ, ક્ષય વિ. માટે | ૨—૦—૦ |
| **૮ ગેસોલીયા :-** કાર્વગેસ, અજીર્ણ, અપચો વિ માટે | ૨—૮—૦ |
| **૯ ન્યુરેટીકા :-** સંધિવા લયક, વિ. માટે | ૧-૧૨-૦ |
| **૧૦ નારાયણ વાતહરતેલ :-** માલીસ માટે | ૧—૮—૦ |
| **૧૧ નયનાંજન -** આંખના રોગો માટે | ૦-૧૦-૦ |
| **૧૨ ઇઅરડ્રોપ્સ :-** બધિરતા, કાનના રોગ માટે | ૦-૧૦-૦ |
| **૧૩ દંતમંજન :-** દાંતનાં દર્દો અને પાયોરીઆ માટે | ૦-૧૨-૦ |
| **૧૪ સ્કેવીના (મલમ):-** ખરજવું, દાદર, ખસ, ચામડીના રોગો માટે | ૦—૮—૦ |
| **૧૫ દંતામૃત :-** દાંતના રોગો, આંઠી, અવાળું માટે | ૦-૧૨-૦ |
| **૧૬ આંખનો મલમ :-** ખીલ, ફુલું, ખરવા માટે | ૦—૮—૦ |
| **૧૭ રક્તશુદ્ધિ સારસા :-** લોહીવિકાર, રક્તશુદ્ધિ માટે. | ૨—૦—૦ |

**—મળવાનું ઠેકાણું—**

૧ છ. એમ. વ્યાસ. કું. ચાણસ્મા
૨ ડા ગોવિંદલાલ નારાયણજી પંડ્યા, ચાણસ્મા
૩ સિદ્ધપુર ફાર્માસિ, મંડી બજાર, સિદ્ધપુર

**જગતનાં બજારોમાં માન કીર્તિ, પ્રગતિ અને પ્રસિદ્ધિને શિખરે પહોંચેલી આતબર કંપની**

**સન કેમીકલ એન્ડ પરફ્યુમરી વર્કસ**

ઈસરોલકો લીમીટેડ, કેમીકલ વર્કસ ફલોરા, સ્વીટ્ઝર્લેન્ડના એસેન્સો, જેસમીન, રોઝ, નારસીસ, રાતકી રાણી, વ્હાઈટરોઝ

ઈત્યાદિ પરફ્યુમ્સના ઉપર્યુક્ત કંપની ડાયરેક્ટ ઇમ્પોર્ટર્સ હોવાથી દરેક નાના-મોટા વેપારીઓ, હેરઓઇલ્સ બનાવનારાઓ, પાવડર, ક્રીમ, બ્રીલ્યન્ટાઈનનાં કારખાનાંવાળા સર્વે પરફ્યુમર્સને ઉપયોગી આ એસેન્સો ઘણાં જ કીફાયત ભાવથી મળે છે.

આ કંપનીની નીચેની વસ્તુઓ જગપ્રસિદ્ધ છે. તેમજ દરેક અગ્રેસર વેપારી પાસેથી મળી શકે છે:

**સાવિત્રી હેર ઓઇલ * સાવિત્રી બ્રીલ્યંનટાઈન * સનપેન બામ * સન રીંગો હીલર * સનસીંક સુગંધી કેસ્ટર ઑઇલ * એશિયા બ્રાહ્મી હેર ઓઇલ * ઉપરાંત ઉપર જણાવેલ એસેન્સો ઓરીજીનલ પેકીંગમાં મળશે.—ટીચર * નીલગીરી * ફુદીના એસેન્સ * રીફાઈન્ડ કેસ્ટર ઓઇલ * સન લોશન તથા દરેક જાતનાં સેન્ટ અને અત્તરો વ્યાપારી ભાવે મળે છે**

**દવામાં વાપરવા લાયક વિશ્વાસપાત્ર ચોકખું મધ (એકનતુ) મળી શકશે અનેક ડોક્ટરો અને વૈદ્યોની પ્રશંસા પામેલ છે.**

વધુ વિગત માટે પ્રાઇસલીસ્ટ મગાવવાથી તેમજ પત્રવ્યવહાર કરવાથી સંતોષકારક જવાબ મળશે.

સરનામું :

**સન કેમીકલ એન્ડ પરફ્યુમરી વર્કસ,**

૪૦, ધનજી સ્ટ્રીટ, વડગાદી, મુંબઇ, ૩

# આપણા મંડળના સમાચાર

**જોઈએ છે**

ચીફ એજન્સી અગર ઓરગેનાઈઝીંગ કચ્છ-કાઠિયાવાડ-ગુજરાત અને દરેક પ્રદેશ સારૂ. કારખાનાંવાળાઓને અને ડાયરેકટ એકસપોર્ટને માલના સેલની ખાતરી મળશે. લખો: બી. ડી. ઠક્કર, વિકટોરિયા પુલ પાસે, રતિલાલ જીવા હાઉસ, જામનગર.

**જોઈએ છે**

ભાગીદાર-સારી કમાણી અને વગર નુકસાનીવાળી યોજના સારૂ. લખો: બી. ડી. ઠક્કર, વિકટોરિયા પુલ પાસે, રતિલાલ જીવા હાઉસ, જામનગર

**સાહિત્ય અને સુવાસ**

અમદાવાદના જાણીતા દૈનિક 'સેવક'ના આ સાહિત્ય વિભાગમાં લેખકોને રીતસર પુરસ્કાર અપાય છે. કોલમ દીઠ આઠ આના. કાવ્યો, વાર્તા, અનુવાદ તથા અન્ય લેખો આવકારવામાં આવશે. લખો: રજનીકાન્ત દલાલ, સંપાદક, 'સાહિત્ય-સુવાસ,' C/o ઇન્દ્રવદન સી. નાણાવટી, શ્રી રામજીની પોળ, ખાડિયા, અમદાવાદ.

**• કોચીનમાં •**

ભરોસાપાત્ર સ્ટેશનરી, પરચુરણી તથા દૈનિકો, સાપ્તાહિકો, પખવાડીકો અને માસિકો (અંગ્રેજી, હિંદી તથા ગુજરાતી) ખરીદવાનું એક જ મથક:

**દ્વારકાદાસ એન્ડ બ્રધર્સ, ન્યુ રોડ, કોચીન**

**શું હજી આપ ગ્રાહક નથી બન્યા?**

—ફક્ત રૂા. ૪ ચાર વાર્ષિક લવાજમના મોકલો—

વ્યાપારી બાબતોની સચોટ ધારણા દર્શાવતું

**કુન્દન** સર્વ વર્ગને અનુકૂળ માસિક ઘેરબેઠાં પહોંચાડીશું.

લખો: કુન્દન કાર્યાલય, થરાદ, વાયા-ડીસા

*** ટિકીટ-સંગ્રહના શોખીનોને ***

ટપાલની વપરાએલી: સ્ટેમ્પસ, રોયલ વીઝીટસ કોમેમોરેટીવ્ઝ, વીકટરી સ્ટેમ્પસ-એકસચેંજ માટે લખો: એલ. એમ. જોશી, મધુસુદન એન્ડ બ્રધર્સ, ઉપલેટા (કાઠિ) બી. એમ. જોશી, પોસ્ટ વેરાવળ (કાઠિ.)

**કહાનીનું નવું માસિક**

મુંબઈ પ્રાંતની કોલેજોના વિદ્યાર્થીઓના ઉપયોગી પત્ર બનવાની મુરાદ સેવતું આ માસિક કેવળ કહાનીઓ માટે જ પ્રસિદ્ધ થનાર છે. શ્રેષ્ઠ કહાનીને માટે પારિતોષિકની યોજના છે. લવાજમ માત્ર બે રૂપિયા લખો: આર. કોઠારી, તંત્રી 'બિંદુ' લાઈન્સ, સુરત

**વિદ્યાર્થીઓને ઉપયોગી**

રાષ્ટ્રભાષાના પ્રારંભિક, પ્રવેશ અને પરિચય માટે ઉપયોગી થઈ પડે તેવા સીટવર્કના પુસ્તક 'કૈસે લિખે?' ના ત્રણ ભાગમાં પત્રલેખન, નિબંધ, વ્યાકરણ સુવાચ્ય રીતે આપ્યું છે. માધ્યમિક શાળાના પહેલા ત્રણ ધોરણ માટે તેમજ ગુજરાતી શાળાના ૫-૬-૭ ધોરણના વિદ્યાર્થીઓ માટે ઉપયોગી થાય તેવા છે. એના લેખક શ્રી. રમેશ આચાર્ય 'બિંદુ' એક સારા રાષ્ટ્રભાષા-પ્રચારક છે.

**• મેટોર રીફ્લેક્ષ કેમેરા •**

વેચવો છે મેટોર (જર્મની) રીફલેક્ષ (લેન્સ: ૫લેક્ષ રેપીડ) કવાર્ટર સાઇઝ પ્લેટ કેમેરા. ફીલમ પેક એડેપ્ટર. સ્પીડ $\frac{1}{2}$ થી $\frac{1}{1000}$. ઓફર મોકલો. બોકસ નં. ૫૭૮/B C/o જીવન-પ્રકાશ કાર્યાલય, રાણપુર (કાઠિ. બી. એસ. રેલ્વે)

*** જેચંદભાઇ રામજીભાઇ ગીલ્ડર ***

સોના-ચાંદીનો ગીલેટ કરનાર

તથા રોલ્ડ ગોલ્ડના દાગીના વેચનાર

ઠે:— ૭, ચોલ્લાઓળ, અમદાવાદ

*** અમૂલ્ય તક ***

**ગ્રહોથી મુંઝાયેલા માનવી માટે**

**નવગ્રહ શાંતિ યંત્ર કિંમત રૂા. ૫-૪-૦**

ઉપરાંત જીવનના અટપટા પાંચ પ્રશ્નોના જવાબ ફક્ત સવા રૂપિયામાં. પોસ્ટેજ અલગ લખો:

**મંત્રશાસ્ત્રી ડી. વિઠ્ઠલજી જોશી મુ. ટીબડી (જામ)**

વાયા ભાયાવદર (કાઠી.)

## હસ્તલિખિત અખબાર પરિષદ

હસ્તલિખિત અખબારોની પ્રવૃત્તિઓને ખીલવવા તથા ઊગતા સાહિત્યકારોને નવસર્જન, નવ વિચાર અને ઉત્કર્ષની કેડીએ આગળ વધારવાના ધ્યેય સાથે આ સંસ્થા કાર્ય કરી રહેલ છે. એના મુખપત્ર 'બિન્દુ' ત્રિમાસિક માટે લેખક ભાઈ-બ્હેનોને તેમની લેખન-સામગ્રી મોકલવા તેમજ કલાકારોને પોતાની કલાકૃતિઓ મોકલવા અમારું ભાવભર્યું નિમંત્રણ છે. લખો : સુરેન્દ્ર આર. પરીખ, તંત્રી, 'બિન્દુ' લક્ષ્મી નિવાસ, પ્લોટ, ધોરાજી (કાઠિયાવાડ)

## અભ્યાસાર્થે પરદેશ-ગમન

આપણા બંધુ મંડળના સભ્ય ભાઈ હર્ષદરાય દોશીના ભાઈ શ્રી. શાન્તિલાલ ચુનીલાલ દોશી વધુ અભ્યાસ માટે અમેરિકા ગયા છે, એમની સફરને સફળતા ઈચ્છીએ છીએ.

## જૈન શાળાનો ભવ્ય મેળાવડો

ચરાદ (વાયા ડીસા)ની જૈન શાળામાં અભ્યાસ કરતાં ત્રણસો બાલક-બાલિકાઓની પરીક્ષા મહેસાણા શ્રી જૈન શ્રેયસ્કર મંડળના પરીક્ષક શ્રી. ન્યચંદભાઈએ લેતાં જૈનાચાર્ય દેવ શ્રીમદ્ વિજય યતીન્દ્રસૂરીશ્વરજીના અધ્યક્ષપણા નીચે ભવ્ય ઇનામી મેળાવડો શ્રી. ભુદરભાઈ ઝવેરીના વંડામાં યોજાયેલ, ધાર્મિક કાવ્યો, સંવાદો ને રાસોના રંજક કાર્યક્રમ બાદ પ્રમુખશ્રી તથા પરીક્ષક વગેરે તરફથી યોગ્ય પ્રવચનો થયાં ને શ્રી. ચીમનલાલભાઈ દેસાઈ તરફથી રૂા. ૧૩૫ નાં વાસણો ઇનામમાં વહેંચાયાં.

## જ્યોતિષમાં રસ હોય તો—

આપણા બંધુ મંડળના સભ્ય અને મંત્રશાસ્ત્રી શ્રી. ડી. વિઠ્ઠલજી જોશી, (ઠીંબડી-જામ-વાયા ભાણવડ, કાઠિ.) 'જીવન-પ્રકાશ' બંધુ મંડળના કોઈ પણ સભ્ય ભાઈ-બ્હેનને જ્યોતિષ સંબંધી કાંઈ પૂછાવવું હશે તો ટપાલખર્ચ મોકલ્યેથી સંતોષકારક ખુલાસો કરશે. કાર્યાલયની લવાજમની પહોંચ સાથે એમને લખી શકાશે.

## સહાય જોઈએ છે

સેવાનાં વિવિધ ક્ષેત્રમાં કાર્ય કરતી સંસ્થાને સહકાર જોઈએ છે. આર્થિક સહાય ઉપરાંત પુસ્તકો તેમજ સામયિકોનો પણ સાભાર સ્વીકાર થશે. લખો: શ્રી હિન્દુ સાર્વજનિક લાયબ્રેરી, જામ-ભાણવડ



## અભિનંદન

ગુજરાતની પ્રથમ હરોળની સાહિત્ય-પ્રકાશન સંસ્થા આર. આર. શેઠની કાં. વાળા શેઠ શ્રી. અચરતલાલનાં પુત્રી ચિ. બહેન પદ્માવતીનાં શુભ લગ્ન, ભૂપતરાય જયંતીલાલ વાળા પારેખ જયંતીલાલ પ્રાગજીભાઈના સુપુત્ર શ્રી. દોલતરાય સાથે તા. ૩૦-૧-૪૮ના રોજ પ્રિન્સેસ સ્ટ્રીટ, દેવબાગમાં થયાં. પ્રતિષ્ઠિત સજ્જનોની હાજરી હતી. નવ-દંપતિને અભિનંદન. શેઠ શ્રી. અચરતલાલભાઈ, શ્રી. ભુરાભાઈ અને શ્રી. હરિલાલભાઈએ આ પ્રસંગે લાડવાનું તેમજ ચાંદલાની પ્રથા બંધ રાખીને આવકારદાયક પગલું ભર્યું.

## નમૂનેદાર અને ભવ્ય જ્ઞાન પરબ

### પૂજ્ય શ્રી દેવચંદજી સાર્વજનિક પુસ્તકાલય તથા વાચનાલય-લીંબડી-(કાઠિયાવાડ)

લીંબડીની મોટી બજારમાં આવેલ આ પુસ્તકાલયે માત્ર એકજ વર્ષમાં જનતાનું ખૂબ આકર્ષણ કરેલ છે. પ્રસિદ્ધ જૈન મુનિ શ્રી નાનચંદજી સ્વામીની પ્રેરણા અને પુરુષાર્થના પરિણામે સખાવતે શૂર શેઠ શ્રી અમુલખ અમીચંદે પોતાના સ્વ૦ પિતા શ્રી અમીચંદ ભીમજીના સ્મરણાર્થે આ ભવ્ય જ્ઞાનમંદિર બંધાવી, આમ જનતાને જે લાભ આપ્યો છે તેની આજે દરેક વાચક મુક્ત કંઠે પ્રશંસા કરે છે. પુસ્તકાલયમાં વિવિધ વિષયના તેમજ ભાષાનાં લગભગ ૮૦૦૦) સર્વોપયોગી પુસ્તકોનો સમૃદ્ધ સંગ્રહ છે. ઉપરાંત દૈનિક, સાપ્તાહિક, પાક્ષિક અને માસિક પ્રસિદ્ધ છાપાંઓના સતત વાચનથી આખો દિવસ પુસ્તકાલય રમણીય અને જીવન્ત લાગે છે

છોટાલાલ કપૂરચંદ શાહ
માનદ્ મંત્રી-પૂ દેવચંદજી સા. પુસ્તકાલય
લીંબડી- (કાઠિ.)




## શ્રી લીંબચીઆ વાળંદ યુવક પ્રગતિ મંડળ પાટણ [ઉ. ગુ.]

**આ** મંડળ છેલ્લાં સાત વર્ષથી પાટણમાં રહી તેની વિવિધ પ્રવૃત્તિઓ દ્વારા વાળંદ સમાજની સેવા બજાવી રહ્યું છે. એમાં કેળવણી ફંડ વિભાગ તરફથી બાલમંદિર–રાત્રિશાળા ચાલે છે જેમાં બાળકોને શિક્ષણ આપવામાં આવે છે. ફ્રી લાયબ્રેરી ચાલે છે જેના દ્વારા સમાજમાં જ્ઞાન અને સંસ્કારનો ફેલાવો થાય છે. આ જ્ઞાતિનાં બાળકોને ભણવાનાં પુસ્તકો અપાય છે. જ્ઞાતિજનોને વર્તમાનપત્રો વંચવા મળે એ માટે ફરતી લાયબ્રેરી ચલાવાય છે. અભ્યાસમાં ઉત્તીર્ણ થનાર બાળકોને ઈનામો આપવા માટે વાર્ષિક મેળાવડા યોજાય છે અને બાળકોને સંસ્કારી બનાવવા માટે આ મંડળે બાળ–સંસ્કાર યોજના પણ શરૂ કરી છે. બાળકોએ તૈયાર કરેલ હસ્ત–કલાના નમૂના ને કલાકૃતિઓનું પ્રદર્શન ભરવામાં આવે છે ને ઉત્તમ કૃતિઓ માટે પારિતોષિક અપાય છે.

જ્ઞાતિનાં માંદાં માણસો માટે માવજતનાં સાધનો આ મંડળ વિનામૂલ્યે આપે છે; વાળંદ યુવક કલબ દ્વારા શ્રમિત શરીર–મનને શાંતિ ને આરામ મળે તેવા પ્રયાસો થાય છે. આ ઉપરાંત વાર્ષિક ઉત્સવો, સંમેલનો, પ્રચાર–સભાઓ વગેરેનો પ્રબંધ કરીને જ્ઞાતિની ઉન્નતિ માટે પ્રયાસ કરવામાં આવે છે. વડોદરા રાજ્ય પ્રજા મંડળના પ્રમુખ શ્રી. ચુનિભાઈ શાહ, મુનિશ્રી સંતબાલજી અને અન્ય અનેક આગેવાન સજ્જનોએ આ સંસ્થાની મુલાકાત લઈને સંતોષ વ્યક્ત કરેલ છે. મંડળની આર્થિક સ્થિતિ સારી નહિ હોવા છતાં આટલું સુંદર કાર્ય એણે કરેલ છે. એની અનેકવિધ ઉપયોગી પ્રવૃત્તિઓ ચાલુ રાખવા માટે સમાજના સંસ્કારી ઉદાર સજ્જનોને આ મંડળના કાર્યવાહકોએ આર્થિક સહાય કરવા વિનંતિ કરી છે તેમાં પ્રમુખ શ્રી. અંબાલાલ ભગવાનદાસ શેઠ, ઉપપ્રમુખ શ્રી. વીરચંદ કેશવલાલ લીંબચિયા, મંત્રી શ્રી. હીરાલાલ ન. લીંબચિયા સહમંત્રી શ્રી. મણિલાલ બ. લીંબચિયા અને ખજાનચી શ્રી રસિકલાલ ભાઈચંદ લીંબચિયાની સહીઓ છે. આપણા દાનવીરો આ મંડળને આર્થિક મદદ પહોંચાડશે એવી આશા છે.

# હસ્તરેખાશાસ્ત્ર

લેખક
શ્રી. વૃંદાવન શાહ

## * પ્રકરણ : સાતમું : આંગળીઓ *

(ગતાંકથી ચાલુ)

શરદ પૂર્ણિમાની એ રાત હતી. ચાંદો મામો હસું હસું થઈ રહ્યો હતો. આજે એ પોતાના સંપૂર્ણ પ્રકાશમાં હાજર હતો, એટલે તોફાની તારલીઆઓ ક્યાંક સંતાઈ ગયા હતા. છતાં કોઈક ધૃષ્ટ તારાઓ તો મામાની આમન્યા પળ્યા વગર લહેરથી ફરતા હતા. સારૂંએ જગત એ આનંદમાં નાહી રહ્યું હતું.

પણ આજે સમુદ્રના આનંદની તો સીમા જ ન હતી. પંદર પંદર દિવસ સુધી વિયોગનાં ગાન ગાઈને નરમ પડેલો ઉદધિ આજે સંયોગની સૂરાવલી સંભળાવી રહ્યો હતો. એનાં અણુએ અણુમાં આનંદ વ્યાપી ગયો હતો. એનાં મોજાં તો દરેકને પોતાના આનંદમાં સદ્ભાગી થવાને આમંત્રી રહ્યાં હતાં. અને પોતાને લાગેલ ઉન્માદનો ચેપ પાસે ઉભેલાને પણ લગાડતાં હતાં. પોતાનું પ્રેમી પાત્ર આજે આવી પહોંચ્યું હતું. એટલે તેને ભેટવાને માટે પોતાના હાથ લંબાવે રાખતાં હતાં. અને એમ એ સમુદ્રની ઉપર ચાંદો હસી રહ્યો હતો.

એવે વખતે એક ગઠ્ઠાવાળી (Knots) આંગળીઓવાળો આદમી વિચારમાં ગરકાવ થઈ ગયો હતો. તેને પેલા સંયોગની સુમધુર સુરાવલીની પડી ન હતી, પણ દરિયામાં આવેલી ભરતી વિષેનાં વૈજ્ઞાનિક કારણોની પડી હતી. અને છેવટે ગુરુત્વાકર્ષણના નિયમને લાગુ પાડી એ સમાધાન મેળવતો હતો.

જ્યારે બીજો સીધી સોટા જેવી લાંબી આંગળીવાળો આદમી તો એ આનંદથી પુલકિત થઈ ઉઠ્યો હતો અને એના હૃદયમાં પણ આનંદનું પૂર ઉછળતું હતું. અને જાણે કવિશ્રી કાન્તની—

> "આજ, મહારાજ! જલ પર ઉદય જોઈને
> ચંદ્રનો હૃદયમાં હર્ષ જામે,
> ...... ... ... ... ......
> ...... ... ... ... ......
> તરલ તરણી સમી સરલ તરતી,
> પિતા! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી!"

પંક્તિઓ ગણગણતો હોય તેમ લાગતું હતું. એક વૈજ્ઞાનિક હતો. બીજો કવિ હતો.

આ બંને પરસ્પરવિરોધી સ્વભાવ માટે હસ્તરેખાશાસ્ત્રી જવાબ આપે છે.

આંગળીઓના પહેલા વેઢે જો ગઠ્ઠો હોય તો તે માણસ ખૂબ જ માનસિક શક્તિવાળો અને પૃથક્કરણશીલ સ્વભાવવાળો હોય છે તે કોઈપણ વસ્તુથી એકદમ દોરવાઈ જતો નથી પણ કાર્યકારણનો ભેદ જાણીને તેમાં રહેલ સત્યને જાણવાને પ્રયત્ન કરતો હોય છે. આથી જ વૈજ્ઞાનિક કે તત્વજ્ઞાની કુદરતના સૌન્દર્યથી નાચી ન ઉઠતાં તેની પાછળ રહેલ શક્તિને જાણવાને પ્રયત્ન કરતા હોય છે. આવા લોકો ખૂબ જ વિચારવંત અને વ્યવસ્થિત વિચારસરણીવાળા હોય છે જો આ ગઠ્ઠો ખૂબ જ વિકાસ પામ્યો હોય અને બીજા વેઢે ગઠ્ઠો ન હોય તો આવા માણસો માનસિક સ્વાસ્થ્ય ગૂમાવી બેસે છે અને મોટે ભાગે ગાંડા બની જતા હોય છે. કારણકે તેમની માનસિક શક્તિ એટલી બધી વધી ગઈ હોય છે કે જો તેમને ભૌતિક બાબતો વિષેની ચિંતા કે ફીકર ન હોય તો દુનિયા આખીને પોતાના કાબૂમાં લાવવાના 'પ્લાન્સ' ઘડતા હોય છે. એટલે તેની સમતોલતા જળવાઈ રહે તે માટે બીજા વેઢાઓ પર પણ ગઠ્ઠા વિકાસ પામ્યા હોય તે જરૂરી છે. કારણકે આથી આવા લોકો ભૌતિક બાબતો પર પણ ચીવટપૂર્વક વિચાર કરતા થાય છે. અને તેમની શક્તિનો એ દિશામાં ઉપયોગ કરી શકે છે (આકૃતિ છઠ્ઠી)

બીજા વેઢા પરના ગઠ્ઠા જો વિકાસ પામ્યા હોય તો આવા માણસો ઘરમાં તેમજ તેમની ઓફીસમાં કે તેમની દુકાનમાં સ્વચ્છતા, સુઘડતા, વ્યવસ્થા વગેરે હોય તેમ ઈચ્છા રાખે છે અને તે રહે માટે પ્રયત્ન કરતા હોય છે. તેમનાં કપડાં પણ સ્વચ્છ અને સુઘડ હોય છે જો કપડાં ફાટલાં હોય તો તેને બરાબર સાંધીસૂંધીને તેમજ ધોઈને સફાઈબંધ પહેરતા હોય છે. આ લોકો અવ્યવસ્થાથી કંટાળી જતા હોય છે. અને કોઈપણ પગલું ભરતાં પહેલાં પુષ્કળ વિચાર કરે છે. સો ગળણે ગાળીને પછી જ પાણી પીવાની એમને ટેવ હોય છે.

# છેલ્લાં ત્રણ પૂર્વજન્મોની જીવનકથા કહેતી બાર વર્ષની અદ્‌ભુત બાલિકા

છેલ્લા ત્રણ જન્મોની કથા કોઇ દૈવી પ્રેરણાથી જાણતી એક બાર વર્ષની બાળા અલ્હાબાદમાં હયાત છે. એનું નામ છે કુમુદ. અલ્હાબાદના ડૉ. અનંતપ્રસાદની એ લાડકી પુત્રી છે. એ કહે છે કે છ વર્ષ પછી એનું મૃત્યુ થવાનું છે. પૂર્વજન્મનાં કર્મોને લઇને અત્યારે તે આ ફળ ભોગવી રહી છે, એવી તેની માન્યતા છે. એ કહે છે, "એકાદ પૂર્વ જન્મમાં હું વૈષ્ણવ હતો (હતી ?) અને અમે માંસ ખાતા ન હતા. એકવાર ઘોડા પરથી પડી જવાથી વાગ્યું અને એ મંદવાડમાં ડૉકટરના કહેવાથી મેં માંસ અને દારૂનો ઉપયોગ કર્યો. એનાં ફળ હું ભોગવી રહી છું."

આ પહેલાના જન્મમાં ફત્તેહપુરમા એણે જન્મ લીધેલો એમ તે કહે છે. તેનું નામ એ વખતે ગોવિંદ હતું.

એ પહેલાના જન્મમાં કાનપુરમાં ગુજરાતી મહોલ્લામાં રામનારાયણ સકસેનાને ત્યાં એનો જન્મ થયો હતો. એનું નામ પ્રમાદનારાયણ હતું. એણે વકીલાતનો અભ્યાસ કર્યો હતો.

એ પહેલાના જન્મમાં એટલે કે આજથી ત્રીજા પૂર્વ જન્મમાં, બાબુ રઘુનંદનપ્રસાદ તરીકે એનો જન્મ બનારસમાં થયો હતો એમ તે કહે છે. એ જન્મની નાનામાં નાની વિગતો પણ એ ઘણી ચોક્કસાઈથી કહે છે. અને તે બધી સાચી ઠરી છે. તેના પુરાવા પણ મળ્યા છે. નાનપણમાં કાકાના પાળેલા સર્પ સાથે તેણે રમત કરી હતી; અને જે વસિયાતનામું તેણે કર્યું હતું તે પ્રમાણે અમલ થયો ન હતો. તેને માટે આ કુમુદે પોતે બનારસમાં ગઇ ત્યારે પૂર્વ જન્મના સંસ્કાર જાગૃત થતાં પોતાના પૂર્વજન્મના પુત્ર હરનંદનપ્રસાદને સખ્ત ઠપકો આપ્યો હતો.

*

## જાણો છો ?

દક્ષિણ હિંદના મદુરા જીલ્લામાં તુત્યાર નામની જાતિમાં ભાઈઓ, કાકાઓ, ભત્રીજાઓ અને બીજાં નજીકનાં સગાંઓ સહિયારી પત્નીઓ રાખી શકે છે.

*

દક્ષિણ હિંદનાં ગામડાંમાં એક વખત એવો રિવાજ પ્રવર્તતો હતો. એક જાગી એની પાઘડીમાં રાતાં ફૂલ ખોસીને નીકળે તો એની સામે દંડ વાંધો લેતા; કારણકે એ તો એમનો જ અધિકાર હતો.

*

કોણ જાણે કેમ કેટલાક વિદેશીઓનો એવો અભિપ્રાય બંધાયો છે કે હિંદમાં વૈરપ સ્ત્રીઓ તેમના સૌંદર્યને માટે નોંધપાત્ર નથી.

કોણ જાણે કેમ કેટલાક વિદેશીઓનો એવો અભિપ્રાય બંધાયો છે કે હિંદની સ્ત્રીઓ કરતાં સંતતિ-ઉત્પાદનમાં જગતની બીજી કોઇપણ સ્ત્રીઓ ચઢિયાતી નથી.

*

## ઉપદેશ દેનારા

ઉપદેશ દેનારા કહે છે કે તમારી ઇચ્છાઓને સંતોષવા માટે તમારી જરૂરિયાતો ઓછી કરો; પરંતુ એમ કેમ નથી કહેતા કે જોડા પહેરવાની ઇચ્છા કરતાં તમારો પગ જ વાઢી નાખો ?

*

## પાનસોપારી

### મારો પતિ વફાદાર નથી !

ન્યુયોર્કમાં એક વકીલની ઓફીસમાં એક સ્ત્રી એકાએક ધસી આવી. સીધેસીધા વકીલની પાસે જઇને એણે કહ્યું: "મારે છૂટાછેડા લેવા છે."

"શા કારણે ? કારણ તો દર્શાવ !" વકીલે કહ્યું.

સ્ત્રીએ જવાબ આપ્યો: "મને લાગે છે કે મારો પતિ વફાદાર નથી."

"એમ માનવા માટે તમારી પાસે કંઇ કારણ છે ?"

"હા," એ સ્ત્રીએ તરત જ જવાબ આપ્યો: "મને લાગે છે કે એ મારા બાળકનો પિતા નથી."

*

### મોટા શાહુકાર

"મને પચાસ રૂપિયા ઉછીના આપ."

"મારી પાસે ચાલીસ જ છે."

"ઠીક. તો ચાલીસ આપ. બાકીના દસ હું તારી પાસે માગું."

*

### ધીરે ધીરે થઇ રહેશે !

પત્ની: "તમે તો એવા ને એવા રહ્યા ! આપણો પેલો પડોશી જ્યારે જ્યારે ઘર બહાર જાય છે ત્યારે ત્યારે એની પત્નીને ચુંબન કરતો જાય છે, પણ તમે..."

પતિ: "પણ હજી હું એને ક્યાં બરાબર ઓળખું છું ? કાંઇક ઓળખાણ વધે પછી હું ય તે..."





'ના ના મને અમૃની સસ્તી અંજલિ
આપી રખે છેતરતો તું આત્મને !

હું તો ચહું જીવન-નીર એવા
લાખો, કરોડો, લૂંટી અમૃને જે
હૈયે ધરી ધૈર્ય ધરિત્રી કેરું
ને રોપ કેરી સજીને સહિષ્ણુતા
સિંચી સિંચી શોણિત શુદ્ધ ઉરના
મેં આદરેલા રણયજ્ઞ કેરી
પૂર્ણાહુતિ જીવનસાટ સાથે'

—કરસનદાસ માણેક

## • "જીવન-પ્રકાશ"ના ગ્રાહકોને •

*આ અંકથી જેમનું લવાજમ પૂરું થાય છે તેમના અંક ફરતા વીંટાળેલા રેપર ઉપરના એમના ગ્રાહક નંબર ફરતું કુંડાળું કરવામાં આવેલ હશે. કૃપા કરી આ વખતનું આપનું રેપર તપાસી લ્યો. જેમનું લવાજમ આ રીતે પૂરું થતું હોય અને નવા વર્ષે જેઓ ચાલુ રહેવા ઇચ્છતા હોય એવા ગ્રાહક-સભ્યોએ વાર્ષિક રૂ. ૧૦ને બદલે રૂ. ૯ મોકલવા અને સામાન્ય ગ્રાહકે રૂ. ૯ ને બદલે રૂ. ૮ આઠ મોકલવા. જુના ગ્રાહકોને આટલો લાભ આ વખતે મળશે. ગ્રાહક ન રહેવું હોય તે કૃપા કરી તરત જણાવે જેથી વી. પીના ખર્ચમાંથી બચી શકાય. પરદેશના ગ્રાહકો પણ લવાજમ તરત મોકલવા કૃપા કરે.*

# આટલું ખાસ મનન કરો

# કે

જ્યારે પણ તમે તમારા પહેલી જરૂરતના અગર ધંધારોજના વીમાનો વિચાર કરો ત્યારે કેનેડાની મહાન કંપની "ક્રાઉન લાઈફ"ની ઓછામાં ઓછા પ્રિમિયમે વધુમાં વધુ રક્ષણ આપતી અત્યંત સુંદર યોજનાઓનું અવલોકન કરવાથી જરૂર તમોને લાભ થશે.

**● ચાલુ વીમા ડૉલર ●**

**૫૦૦,૦૦૦,૦૦૦.૦૦**

**હિંદના વડા મેનેજર**
**ટી. ડબલ્યુ. બ્રુક**

THE
CROWN LIFE
INSURANCE CO.,
OF CANADA

**હિંદના ડે. વડા મેનેજર**
**સી. ટી. શાહ**

**હિંદની વડી ઑફિસ**
**ફ્લોરા ફાઉન્ટન, કોટ, મુંબઈ**
**ટે. નં. ૩૦૦૪૧ —— ૨૦૦૪૨**




('અતિથિ'ના સૌજન્યથી)

## આટલો સંદેશો મારા બાપુને કહેજો ।

•

હસે ને પમરે બાપુ ફુલડાં આપને
પુષ્પને ઉવેખીને વર્યાં અમે પાપને;
મૂરખા કેરી માફી દેજો,
સંદેશો મારા બાપુને કહેજો ।

કાયાનું પિંજર છોડી ઊડેલા હંસલાને,
પ્રભુના મંગલ પાયે વિલસન્તા આત્માને,
વિનવીને આટલું કોઈ કહેજો,
સંદેશો મારા બાપુને કહેજો ।

•

આટલો સંદેશો મારા બાપુને કહેજો,
હિંદના હૃદિયામાં રહેજો ।
સંદેશો મારા ગાંધીજીને કહેજો ।

વૈશંપાયન



# જીવનપ્રકાશ

વર્ષ પહેલું • અંક બારમો • માર્ચ ૧૯૪૮

**—આટલું કરો—**

આપના આ અંકના રેપર પરનો આપનો ગ્રાહક નંબર તપાસી જુઓ: જો એના ફરતું કુંડાળું કરવામાં આવેલ હોય તો આપનું લવાજમ આ અંકથી પૂરું થાય છે. બીજા વર્ષે પણ આપ ગ્રાહક-સભ્ય અગર સામાન્ય ગ્રાહક તરીકે ચાલુ રહેવા ઇચ્છતા હશો તો, નક્કી કરેલ લવાજમમાંથી એક રૂપિયો આપનો ઓછો લઇશું. કૃપા કરી આપનું નવા વર્ષનું લવાજમ તરત મોકલશો.

## સામગ્રી




**—તંત્ર-વાહકો—**

| : તંત્રી : | : કલા-નિયોજક : | : સંચાલક : |
|---|---|---|
| ઈશ્વરલાલ ર. દવે એમ. એ. | 'શનિ' | મોહનલાલ ધ. દવે |

[ વધુ માટે પાછળ જુઓ ]



ગુજરાતના સુપ્રસિદ્ધ સાક્ષરવર્યો અને સાહિત્યકારોના સંપાદકીય સલાહકાર મંડળના માર્ગદર્શનનો લાભ મેળવવાનું સદ્ભાગ્ય 'જીવન-પ્રકાશ'ને પ્રાપ્ત થયું છે.

આ અંકમાં વપરાયેલા પૂ. ગાંધીજીના કેટલાક બ્લોક્સ 'ફૂલછાબ'ના સૌજન્યથી પ્રાપ્ત થયા છે તેને માટે આભાર વ્યક્ત કરીએ છીએ.



આ માસિક સ્વાશ્રય મુદ્રણાલય, રાણપુરમાં શ્રી લક્ષ્મીદાસ પુરુષોત્તમ ગઢીએ છાપ્યું અને જીવન-પ્રકાશ કાર્યાલય માટે શ્રી મોહનલાલ ધનેશ્વર દવેએ ત્યાંથી પ્રગટ કર્યું.

મૂલ્ય બાર આના

માર્ચ ૧૯૪૮

# જીવન·પ્રકાશ

વર્ષ પહેલું અંક ૧૧ મો

——જીવન, સાહિત્ય અને સંસ્કારનું અદ્યતન માસિક——

# માનવજાતની આકરી કસોટી

## ફૂલની અભિલાષા

રે! કોઈ તો મને ચૂંટો, ઓ દિલ્હીનાં નર-નારીઓ! કોઇ તો મને ઉઠાવો, હું હજુ અણવિકસ્યું છું એ જ મારો દોષ છે? અરે, બાપુજીએ એવા ભેદ ક્યારે ગણકાર્યા છે? મારામાં સુગંધ નથી એમાં મારો શો વાંક? મારામાં સૌંદર્ય નથી એમાં હું શું કરું? ભલે પતંગિયાઓ મારા પર ન મોહાય, ભલે ભ્રમરો મને સંગીત ન સંભળાવે, ભલે તમારા બગીચાને લાયક હું ન હોઉં, ભલે તમારી ફૂલદાનીમાં મારે માટે જગ્યા ન હોય પણ બાપુ તો મને હૈયે ચાંપવાના જ.

લાખો ફૂલો ચુંટાયાં, કરોડો કળીઓ વિણાઇ, એક હું જ બાકી શા માટે? મારે પણ બાપુજીની અંતિમ યાત્રા નિહાળવી છે. મારે પણ એમની પગ રજ લેવી છે, મારે પણ એમની ચાદરમાં ગુંથાવું છે. અરે ઓ દિલ્હીનાં સંતાનો! મને તો કોઇક ચૂંટો!

નેતાઓના હારમાં મારે પરોવાવું નથી. વિદેશી મહાપુરુષોના ગજરામાં મારે ગુંથાવું નથી. વિમાનમાંથી મારે વરસવું નથી. અટારીઓમાંથી કોઈ નવોઢાના સુવ્રતિત હસ્તસંપુટમાંથી કલામય રીતે મારે ફેંકાવું નથી. અરે એકાદ સામાન્ય માનવીના-બાપુજીનો રથ ખેંચતા એકાદ માનવીના-પગ તળે ચગદાવાનું સૌભાગ્ય મને પ્રાપ્ત થશે તો પણ હું ધન્ય થઇ જઇશ. ઓ દિલ્હીનાં નાગરિકો! કોઇક તો મારા પર કૃપા કરો!

## બહેનોનો વાર્તાલાપ

"અરે, આ શું? તારાં મોહક શ્યામ જળ આવાં મલિન શાને? તારી ચિત્ત હરનારી પ્રસન્નતા ક્યાં? તારાં આહ્લાદ આપનારાં તોફાન-મસ્તિ ક્યાં? આ શું, યમુના, આ ગમગીની શાને?"

યમુનાનાં જળ જવાબ આપ્યા સિવાય આગળ જ વધ્યે ગયાં.

"કેમ જવાબ આપતી નથી, યમુના? તારું અપમાન થયું છે? કૃષ્ણની કાલિંદીને કોઈએ સતાવી છે? તારો કલરવ આજે બંધ કેમ છે? તારી ગતિમાં આવો મૌન વિલાપ શાને? તારા પ્રવાહમાં આવું કરુણ આક્રંદ કેમ, કહેતો ખરી બહેન?" કહેતાં જાહ્નવી રડી પડી.

"બહેન, રડો નહીં; મોટી બહેન! આંસુને ગોપવી રાખો. બાપુની પુત્રીથી રડાય કેમ? પણ મારાથીયે રહેવાતું નથી, બહેન, બાપુ ગયા!" યમુનાનાં દબાયેલાં ડૂસકાંએ માઝા મૂકી.

ગંગાએ જમનાને ગોદમાં લીધી. પણ કોણ કોને આશ્વાસન આપે?



## સૂરજ સમય ચૂક્યો

"આ શું સંધ્યા, આમ કેમ? આજે તારા પિતા આટલા વહેલા કેમ! ઊઠ, ઊઠ, સ્વાગતની તૈયારી કર, પણ તારા પિતા આમ હતોત્સાહ કેમ! અરે, આંખમાં આંસુ? રહેવા દે સંધ્યા, એ ગુલાબી ચુંદડી મૂકી દે. આજે કંઈક અવશ્ય બન્યું છે." નિશાએ દૂરથી જ સૂર્યને જોતાં કહ્યું.

"બહુ જ અશુભ બન્યું છે, નિશા" સૂર્યે ગમગીન ચહેરે કહ્યું; "રહેવા દે સંધ્યા, એ રંગોની છાબ ફેંકી દે. આછો શ્યામ રંગ આકાશમાં વેરી દે અથવા વાદળ પાછળ છુપાઈ જા. મેં પણ એમ જ કર્યું છે."

"પણ તમે આજે સમય કરતાં આટલા વહેલા કેમ આવ્યા? આવું તો કદી નથી થયું. દેવ શું કહેશે?"

"દેવ ભલે ઠપકો આપે. મને તેમની ગતિ સમજાતી નથી. સહસ્રો વર્ષ બાદ માનવજાતને એક સંત મળ્યો હતો. દેવે આજે એને પણ બોલાવી લીધો. માનવજાતનાં દુઃખો હવે કેટલાં વધી જશે? હું ખરેખર હવે કંટાળ્યો છું, નિશા, મને કંઈ સમજાતું નથી."

"કંટાળ્યે કેમ કામ આવે? દેવની ગતિને આપણે શી રીતે પામી શકિયે? આપણે તો મૂંગે મોઢે તેમની આજ્ઞાનું પાલન કરવું રહ્યું. મારે પણ જવાનો વખત થયો. આ સંધ્યા પણ ચાલી આવી. અરે, આટલી રડે છે કેમ?"

"દેવે માનવી પાસેથી ગાંધીને પણ ઝુંટવી લીધા! માતા દેવ પર એવી તો દાઝ ચડે છે!"

"એમ ન બોલીએ પુત્રી, દેવની ગતિ અકળ છે. તમે આને જરા સમજાવો મારે તો સમય થઈ ગયો છે.' કહીને ભારે પગલે નિશા પૃથ્વી તરફ ગઈ.

દવે ઉદર દિલે સુરજ–કુટુંબને ક્ષમા આપી. દેવના હૈયાની વેદના કોણ જાણતું હતું?

**મૃત્યુની મૂંઝવણ**

"મારા પગ ઉપડતા નથી, પ્રભુ! આવું ભયંકર કૃત્ય સ્વપ્નમાં પણ વિચાર્યું નથી." મૃત્યુની આંખમાં આંસુ હતાં.

"આપણે તો ચિઠ્ઠીના ચાકર, મૃત્યુ! દેવની આજ્ઞાપાલનમાં જ આપણું કલ્યાણ છે." યમદેવે મૃત્યુને આશ્વાસન આપ્યું.

"ખબર નથી આથી આપણું શું કલ્યાણ થશે અને આ આજ્ઞાનું પાલન નહીં કરું તો દેવ જે દંડ દેશે એ પણ આ કામ પાસે પારિતોષિક ગણાશે, પ્રભુ!"

"આવા વિચાર તને ન ઘટે, મૃત્યુ! દેવને પણ આ કાર્ય વિચારતાં ઓછો આઘાત નહીં થયો હોય. પરંતુ ફરી તેઓ એકવાર માનવજાતની કસોટી કરતા લાગે છે."

"આ કરતાં તો પ્રલયની આજ્ઞા આપી દે તો યે સારું. પણ ગાંધીને એકલાને લઈ લેવા એ તો ઘણું કપરું કાર્ય છે. દેવે આવો હતભાગી મને કયાં બનાવ્યો, પ્રભુ?" કહીને મૃત્યુએ એનું મહાભીષણ કાર્ય કરવા આગળ પગલાં માંડયાં.

**ઇંદ્રની દોડધામ**

'અરે, વાયુ કયાં ગયો? વાયુને બોલાવો પાર્ષદ! અગ્નિ, જો જે હો! ભૂલ ન થાય. ગાંધીને બરાબર ઉષ્મા આપજે હો. મેઘ, તારાં જળ તૈયાર છે ને? એના સ્નાનમાં જરા પણ કચાશ ન આવે હો. આવી ગયો, વાયુ? બહુ મોડો. ગાંધી પધારે છે, ખબર નથી? પણ કયાંથી ખબર હોય? મને પણ હમણાં જ સમાચાર મળ્યા. દેવ ગાંધીને આટલી વારમાં બોલાવી લેશે એવો તો કોને ખ્યાલ હોય! જો વાયુ, ગાંધીની તહેનાતમાં ખડે પગે હાજર રહેજે. જરા પણ કચાશ ન રહે હો. ચંદ્ર આવી ગયો કે ને? પાર્ષદ! ઉર્વશી મેનકાદિ સર્વેને યથાસમય હાજર રહેવાનું કહેજે. ચાલો તો દેવી, બ્રહ્મદેવ પાસેથી વધુ માર્ગદર્શન લઈ આવીએ ગાંધીનું અપમાન થશે તો દેવનો કોપ થશે."–અને ઇન્દ્ર અને શચિ બ્રહ્મદેવ પાસે ગયા.

"પ્રભુ!" ઈન્દ્રે હાથ જોડીને બ્રહ્માને કહ્યું, "ગાંધી સ્વર્ગમાં પધારે ત્યારે શી રીતે એનું સ્વાગત કરવું તે સમજાતું નથી. એના સ્વાગતમાં કચાશ રહી જાશે તો દેવ કોપાયમાન થશે. ગાંધીને પ્રસન્ન કરવા શા કાર્યક્રમો રાખવા એ પણ આપે જ બતાવવું જોઈએ, પ્રભુ મારું એ ગજું નથી."

"મૂરખ! શું તું એમ માને છે કે ગાંધીને સ્વર્ગમાં આવવાનું છે? ગાંધી તો દેવની પોતાની સાથે રહેનાર છે અને એને તારા સ્વર્ગના મોજશોખની શી પડી છે! ખબર નથી, એ તો મહાત્યાગી છે? એનું તપ તો નિષ્કામ છે. માટે તો દેવે એને વધુ તપસ્યા કરવા ન દીધી."

— નિષાદચંદ્ર

# —દેવોમાં એ દેવસ્વરૂપ

લેખક : કવિશ્રી અરદેશર ફરામજી ખબરદાર

[૧]

ગયો ગયો એ પ્રભુનો પ્યારો, ગયો ગયો એ ભારતભાણ,
ગયો ગયો અમ રાષ્ટ્રપિતા એ: ગયો ગયો એ સંતસુજાણ;
સત્ય અહિંસા સ્નેહતણો એ, ગયો ઉપાસક પરમ મહાન:
ગયો ગયો તુજ ભાગ્યવિધાતાઃ રે રે રડતું, હિંદુસ્તાન! ૧

ચાલીશ ક્રોડ તણો અમ બાપુ, સૌ નોધારાંનો આધાર,
રંક સમર્થતણો એ સ્વામી, દીનદલિતનો તારણહાર;
ભૂખ્યાંને ભોજન દેનારો, તરસ્યાંને નિજ અમૃતપાન:
ગયો ગયો તુજ ભાગ્યવિધાતાઃ રે રે રડતું, હિંદુસ્તાન: ૨

લાખો પુણ્ય હશે તુજ હાલ્યાં હો રે મારી ભારતભોમ!
તારે ત્યાં જન્મી એ સંતે અજવાળ્યું જગભર તુજ વ્યોમ;
સ્વર્ગથકી પણ ગરવી કરવા રાખ્યાં ઉર જેણે અરમાન:
ગયો ગયો તુજ ભાગ્યવિધાતાઃ રે રે રડતું, હિંદુસ્તાન! ૩

આજે પાપતણો ફણગો શો ફૂટ્યો તારે દિલથી એમ,
અંધારે તુજ આભ છવાયાં ને વીંધાયાં અંતર તેમ?
ક્રોડોના જીવનદાતાનું લીધું દુષ્ટ કરે બલિદાન:
ગયો ગયો તુજ ભાગ્યવિધાતાઃ રે રે રડતું, હિંદુસ્તાન! ૪

જીવનને મુઠીમાં રાખી ઘુમ્યો જે જીવનનો વીર,
ખલકતણી ખાંડણીમાં જેણે અણગણ ઘા ઝીલ્યા નિજ શીર;—
નિર્વસ્ત્રી છાતી તેની ગઈ વીંધાઈ હાથે હેવાન:
ગયો ગયો તુજ ભાગ્યવિધાતાઃ રે રે રડતું, હિંદુસ્તાન! ૫

[૨]

મૃત્યુતણાં ચોઘડિયાં વાગ્યાં, તોય ન જાગ્યાં અમ તકદીર;
દ્વાર હતો યમદૂત ખડો ત્યાં, તો પણ તે જાણ્યું ન લગીર;
અમ તકદીર રહ્યાં સૂતાં ને એ તો ઊડ્યો સ્વર્ગસ્થાન:
ગયો ગયો ક્રોડોનો બાપુઃ ઉર તલખે રે હિંદુસ્તાન! ૬

માનવઉરની ઊંડી ચીસો ચીરતી નભપટ દૂર સુદૂર,
આંસુતણી નદિયો જઈ ભરતી શોકસમુદ્ર જગતના પૂર;
ક્રોડો મુખથી વહી નિસાસા જાતા ઘુમે આસમાન:
ગયો ગયો ક્રોડોનો બાપુઃ ઉર તલખે રે હિંદુસ્તાન! ૭

જ્વાળામુખી જેવો જળતો જે દેશદુઃખે દાઝી દિનરાત,
અંધારાં અંતર ગાઢી જે મુખ રેલવતો હાસ્યપ્રભાત,

## ગાંધી-શિક્ષણ : ૧

### પ્રાર્થના-ઉપાસના

૧. ઉપાસના એટલે પરમેશ્વરની પાસે બેસવું. મોટેરાની પાસે બેસવું એટલે તેરૂપ થવું. પરમેશ્વર એટલે સત્ય. તેથી સત્યરૂપ થવું તે ઉપાસના. સત્યરૂપ થવાની તીવ્ર ઇચ્છા કરવી, ભગવાનને વિનંતિ કરવી તે પ્રાર્થના.

૨. સત્યરૂપ થવું એટલે નિર્વિકાર થવું. નિર્વિકારી થવા સારુ વિકારી વિચારો પણ ન થવા દેવા. મન ખાલી ન જ રહે: કાં તો વિકારી વિચારો કરે અથવા સત્ય પ્રતિ જાય. રામકૃષ્ણાદિ સત્યની મૂર્તિરૂપ છે. તેથી એનું જ સ્મરણ તે નામસ્મરણ. આ સ્મરણ હૃદયમાંથી થાય તો સ્મરણ કરનાર તદ્રુપ થાય જ.

૩. ઉપાસના બુદ્ધિનો વિષય નથી, પણ શ્રદ્ધાનો છે. ઉપાસના કરતાં કરતાં શુદ્ધ થવાય જ—એમ શ્રદ્ધા રાખી નિત્ય કરવી જ જોઈએ. જેમ શરીરને અનાદિ પોષે છે તેમ આત્માને ઉપાસના પોષે છે.

૪. સત્યરૂપ ઈશ્વર બધામાં વસે છે, તેથી જીવમાત્રની સાથે ઐક્ય ઘટે છે. તેથી ઉપાસના વ્યક્તિગત તેમજ સામુદાયિક હોય.

૫. જીવમાત્રની સાથે ઐક્ય સાધવું એટલે તેની સેવા કરવી. તેથી નિષ્કામ સેવા પણ ઉપાસના જ ગણાય.

## ગાંધી-શિક્ષણ : ૨

### વ્રત-પ્રતિજ્ઞા અને ઉપવાસ

૧. વ્રત એટલે પોતાને જે આચરણ સત્ય વિચારને અનુસરનારું લાગ્યું હોય, તેને અડગપણે વળગી રહેવાની અને તેથી વિરોધી આચરણ કદી ન કરવાની પ્રતિજ્ઞા.



પ્રાર્થના-પ્રવચનોરૂપી ગાંધી-ગંગા

૨. એ અડગપણામાં જેટલી ઢીલાશ આવે તેટલી સત્યની ઓળખાણમાં કચાશ રહેવાની.

૩. જે આગ્રહ, વિચાર, વાણી કે કર્મ સત્ય હોય તેને જ માટે વ્રત હોઈ શકે.

૪. ઉપવાસને સત્યાગ્રહના પ્રકાર તરીકે યોજવામાં ઘણી ઉતાવળ અને ભૂલો થાય છે.

૫. વ્યક્તિ સામેના સત્યાગ્રહમાં ઉપવાસ જેટલે અંશે યોજી શકાય, તેટલે અંશે સમાજ અથવા તંત્ર સામે ન યોજી શકાય.

૬. સામાન્ય રીતે એમ કહી શકાય કે ઉપવાસ રૂપે સત્યાગ્રહ કુટુંબી, અંગત મિત્રો, ગુરુ, શિષ્ય, ગુરુભાઇ વગેરે અંગત રીતે પરિચિત મંડળ સામે જ કરી શકાય. એ જ પ્રમાણે, જે સમાજ પોતાનો જ હોય, અને પૂર્વે એને હાથે થયેલી સેવાથી તેનો એ આદરપાત્ર બન્યો હોય, તો જ એ સમાજના અન્યાય સામે ઉપવાસરૂપે સત્યાગ્રહ કરી શકાય એમ સામાન્યપણે કહેવાય.

૭. તંત્ર સામેના સત્યાગ્રહમાં ઉપવાસ એ છેવટનું પગલું છે. જ્યારે સત્યાગ્રહી પરાધીન સ્થિતિમાં હોય અને સત્યાગ્રહના બીજા કોઇપણ ઉપાય લેવા એને શક્ય ન હોય, તથા તંત્ર દ્વારા થતો અધર્મ એને એટલો સાલે એવો હોય કે એ અધર્મ કે અન્યાયને સહન કરતાં જીવવું એ કેવળ સત્ત્વહીન દશાનું જીવતર અને ત્યારે જીવન છોડવાની તૈયારીથી જ એ અનશન શરુ કરે.

૮. પોતાના અથવા મિત્રના કે સાથીઓના દોષના પ્રાયશ્ચિત રૂપે, કે મિત્ર અથવા સાથીઓને એમની કોઈ શુદ્ધ પ્રતિજ્ઞા પર દૃઢ રાખવા માટે ઉપવાસ કરવા એ પ્રસ્તુત પ્રકરણના અર્થમાં સત્યાગ્રહ નથી, પણ તપશ્ચર્યા છે. વિવેકપૂર્વક કરેલી એવી તપશ્ચર્યાને જીવનમાં સ્થાન છે.



ઉપવાસોની અગ્નિ-પરીક્ષા

મ્હેલ મિનારા સર્વ તજી - જે ઝૂંપડીએ કરતો ગુલતાન:
ગયો ગયો ક્રોડોનો બાપુ: ઉર તલખે રે હિંદુસ્તાન! ૮

કૂડકપટ અપમાન દગાનાં ગળી ગયો જે કડવાં ઝેર,
હસતે મુખ અંતરથી નિશદિન રેલાવી અમૃતની સેર,
દ્વેષીઓને પણ જે ચાહી શકતો એવો સ્નેહનિધાન,
ગયો ગયો ક્રોડોનો બાપુ: ઉર તલખે રે હિંદુસ્તાન! ૯

ઓ રે માડી! આજે તારાં કેમ હરાયાં દૈવી તેજ?
સતિયાનાં સત અસ્ત હરે, શું એ જ હશે સંતોનો દેજ?
પુણ્યો શું જગતનાં પરવાર્યાં? ખડખડ શું હસતો સેતાન?
ગયો ગયો ક્રોડોનો બાપુ: ઉર તલખે રે હિંદુસ્તાન! ૧૦

[૩]

કોની પાસે જઇને હાવે દુઃખડાં રડશું આપણ આજ?
કોણ અમારા બાપુ જેવી ધરશે રોજ અમારી દાઝ!
રંકોમાં પણ રંક હતો જે મોટામાં મોટો ઇન્સાન:
ગયો ગયો અમ પ્રેમળ બાપુ, ગયો ગયો, રે હિંદુસ્તાન! ૧૧

કૈંક હજારો વર્ષે એવો પાકયો વિરલ મહાત્મા એક,
જેણે ક્રોડોનાં જીવનમાં પ્રભુના પાઠ ઊતાર્યા નેક,
ખ્રિસ્ત અને જરથુસ્ત્ર સમું તે પામ્યો નીચ કરે અવસાન:
ગયો ગયો અમ પ્રેમળ બાપુ, ગયો ગયો રે, હિંદુસ્તાન! ૧૨

દુઃખ જુલમ ને કેદ સહ્યાં કે પામે આઝાદી નિજ દેશ,
માનવતાનું હૃદય જગવવા ખેંચ્યો નિજ હૃદયે સહુ ક્લેશ:-
હણનારાના હાથ ચૂમ્યા ને વશ કીધા વેરી બળવાન,
ગયો ગયો અમ પ્રેમળ બાપુ: ગયો ગયો રે હિંદુસ્તાન! ૧૩

આથમતા સૂરજની સાથે શાંતિ તણો આથમિયો દૂત,
સ્નેહ દયા બંધુત્વતણી જગ જ્યોતિ જળાવી ગયો અવધૂત
નિજ રક્તે ધરણી નભ રંગી તે ચાલ્યો થઇને મેજાન:
ગયો ગયો અમ પ્રેમળ બાપુ: ગયો ગયો રે, હિંદુસ્તાન! ૧૪

ધિક્ક પડો તે દુષ્ટ અધમ પર જેણે જગને દીધો છેહ!
ધિક્ક પડો અમ પર, એનો નહિ જળવાયો અણમૂલો દેહ!
હૈયાફાટ રચા રડી જેના ચાલીસ ક્રોડ સ્વજન હેરાન!
ગયો ગયો અમ પ્રેમળ બાપુ: ગયો ગયો, રે હિંદુસ્તાન! ૧૫

[૪]

હિંસા દ્વેષ અસત્ય જગતમાં જ્યાં ત્યાં રેલવતા અંધાર,
પંથ ભુલાઈ ગયો પ્રભુનો ને-માનવતા પામી સંહાર;
લઈ દેશમાં અવતાર ફરી તે સ્થાપ્યું જેણે સત્ય વિધાન:
ગયો ગયો એ પ્રભુનો કાસદ ઉદ્ધરી તુજને, હિંદુસ્તાન ! ૧૬

માનવમાં માનવ એ સાચો, દેવોમાં એ દેવસ્વરૂપ:
ભક્તોમાં એ ભક્ત અનેરો, ભૂપોમાં પણ એ ભડભૂપ,
ગરીબનો બેલી એ બાપુ, જીવ્યો નિત્ય ફકીર સમાન,
ગયો ગયો એ પ્રભુનો કાસદ ઉદ્ધરી તુજને, હિંદુસ્તાન ! ૧૭

રામનામ ચરખો ને ગીતા—એ જ હતા જેના મુખમંત્ર,
સાચ વાચ ને કાછ વિશુદ્ધિ—સ્પષ્ટ કર્યાં વર્તનનાં તંત્ર,
હાસ્ય શૌર્ય ને શ્રદ્ધા જેનાં દોરે જીવનનાવ સુકાન,
ગયો ગયો એ પ્રભુનો કાસદ ઉદ્ધરી તુજને, હિંદુસ્તાન ! ૧૮

એ સૌરાષ્ટ્રતણો વૈષ્ણવ ને હું જરથોસ્તી વસ્યો મદ્રાસ,
પણ અમ ભારતની મટ્ટીમાં ભરતો એક જ સ્નેહલ શ્વાસ;
વ્રત, સાત્વિકતા, સંયમ, ભક્તિ—એ જ રહ્યાં જીવનનાં ગાન:
ગયો ગયો એ પ્રભુનો કાસદ—ને હું રડું, રે હિંદુસ્તાન ! ૧૯

એ ગાંધી, એ મોહન બાપુ, એ મોંઘો ભારતનો પ્રાણ,
માનવમાત્રતણો ઉદ્ધારક, એ ચ્હાતો સહુનું કલ્યાણ:
એ જ મહાત્મા, એ જ તપસ્વી, એ જગને પ્રભુનું વરદાન
ગયો ગયો એ, પ્રભુનો કાસદ ફરી ક્યાં જોશે, હિંદુસ્તાન ! ૨૦

[૫]

ઓ રે માડી ! બાપુજીનાં સ્વપ્ન કદી શું થાય અલોપ ?
ઓ રે માડી ! સૂકાશે શું બાપુકરે રોપાયા રોપ ?—
નહિ નહિ, માડી ! શબ્દો એનાં નથી પડ્યા રણ કે વેરાન:
કોડો તુજ નાડીમાં બાપુ અમર ધબકશે, હિંદુસ્તાન ! ૨૧

બાપુજીનાં સ્વપ્ન હવે તો ચિત્ર બની અમ ઉર નંગાય,
બાપુજીના રોપ્યા રોપો લચશે ફુલફળે જગમાંય;
બાપુજીના શબ્દ ગજવશે અમ ઉરમૌન વીંધી આસાન:
કોડો તુજ નાડીમાં બાપુ અમર ધબકશે; હિંદુસ્તાન ! ૨૨

ગાંધીજી તો માનવ મટીને થયા હવે દૈવી આદર્શ,
ને આદર્શ પછી એ બનશે સંકલ્પે રસપૂર્ણ વિમર્શ:
એ જ વિમર્શ થકી બંધાશે નવનવ કાર્યતણાં સોપાન:
કોડો તુજ નાડીમાં બાપુ અમર ધબકશે, હિંદુસ્તાન ! ૨૩

## ગાંધી-શિક્ષણ : ૩

## લોક-સેવા

૧. ગુજરાન મેળવવા માટે કોઈ પણ ધંધો કરવો જ જોઈએ એટલા માટે પ્રજાસેવાનું કામ સ્વીકાર્યું ન હોય, પણ પ્રજાની સેવા કરવી એ જ જેના મનની મુખ્ય અભિલાષા હોય તો તે લોક-સેવક કહેવાય.

૨. એ પોતાની આર્થિક સ્થિતિ સુધારવાની ઇચ્છાથી એ કાર્યમાં પડેલો ન હોવાથી એ પોતાના વેતનમાં વધારો થવાની અપેક્ષા ન રાખે, અને પોતા પર બીજાઓના નિર્વાહની જવાબદારી વધે નહિ એ વિશે શક્ય તેટલી કાળજી લે. વળી, એણે કાંઈ પ્રત્યક્ષ અથવા ભાવિ આશાઓનો ત્યાગ કર્યો હોય એમ અપેક્ષા રાખી શકાય. એ થોડું બચાવી રાખવાની ઇચ્છાથી વેતન ન ઠરાવે, પણ શ્રદ્ધા રાખે કે અડચણને સમયે ઇશ્વર એને આપી રહેશે જ.

૩. પોતે કાંઇક ત્યાગ કર્યો છે અથવા પ્રજાનો સેવક કે આજીવન સેવક બન્યો છે એ વાતનું જેને ભાન કે અભિમાન રહ્યા કરે છે તે લોકસેવક છતાં પામરતા દાખવે છે.

૪. લોકસેવક પોતાની કોઈ સ્વાર્થી—જેવી કે યશ, અધિકાર વગેરેની—મહેચ્છા પાર પાડવા પ્રજાસેવાના કાર્યમાં પડવું ન જોઈએ; પણ ધર્મની ભાષામાં કહીએ તો લોકસેવા દ્વારા ઇશ્વરોપાસના કરવાની શ્રદ્ધાથી, અને વ્યવહારની ભાષામાં કહીએ તો પોતાના દેશબંધુઓને કાંઇક વધારે સુખને માર્ગે ચડાવવામાં પોતે નિમિત્ત થાય એ ઈચ્છાથી જ કાર્યમાં પડવું જોઈએ.

૫. પ્રજાનો સેવક—ધાર્મિક વૃત્તિનો હોવો જોઈએ; એનું ચારિત્ર્ય એવું વિશુદ્ધ હોવું જોઈએ કે સ્ત્રીઓ એની પાસે નિર્ભય-પણે જઈ શકે અને પ્રજાને એને સ્ત્રીઓ પાસે જવા દેવામાં સંકોચ ન લાગે; એનો આર્થિક વ્યવહાર ચોખ્ખો હોવો જોઈએ.



સેવા

# ગાંધી-શિક્ષણ : ૪

## કોમી ઐક્ય

૧. જ્યાં સુધી દેશની જુદી જુદી કોમોમાં એકતા–સંપ–લાવી શકાય નહીં ત્યાં સુધી સ્વરાજ્ય મેળવવું અને ટકાવવું અશક્ય છે.

૨. એ એકતા સિદ્ધ કરવા માટે બધી કોમો વચ્ચે છૂટથી રોટીબેટી વ્યવહાર થવો જ જોઈએ. અથવા એમના જુદા જુદા ધર્મો અને સંસ્કૃતિઓ વચ્ચેના ભેદો નીકળી જવા જોઈએ, અને કોઇ એક ધર્મની અથવા કોઇ પણ ધર્મનો આધાર ન રાખનારી સંસ્કૃતિ નિર્માણ થવી જોઈએ એ આવશ્યક નથી. એ ઇષ્ટ પણ નથી. દરેક કોમે પોતપોતાની વિશિષ્ટતા જાળવીને એકતા આણવી જોઈએ.

૩. મોટી કોમોએ નાની કોમોને અભય આપવું ઘટે છે.

૪. જો મોટી કોમને નાની કોમનો ડર લાગે એવી સ્થિતિ હોય, તો તે બેમાંથી એક સ્થિતિને સૂચવે છે: (૧) કાં તો મોટી કોમના જીવનમાં સડો પેઠો હોય અને તે કાયર બની હોય, અને નાની કોમમાં પશુબળનો મદ હોય: [એ પશુબળ રાજસત્તાથી હોય કે સ્વતંત્રપણે હોય] અથવા [૨] મોટી કોમને હાથે ચાલુ અન્યાય થયા કરતો હોય, અને નાની કોમમાં નિરાશાથી ઉત્પન્ન થનારી મરણિયા વૃત્તિ આવી હોય. બંનેનો ઉપાય એક જ છે: મોટી કોમે સત્યાગ્રહના સિદ્ધાંતો જીવનમાં ઉતારવા.

૫. સાર્વજનિક જાહેર સંસ્થાઓમાં નોકરો, હોદ્દેદારો વગેરેની નિમણૂકમાં કોમી તત્ત્વ દાખલ કરવું એ તે તે ખાતાંઓની કુશળતાનો નાશ કરવાનો માર્ગ છે.



કોમી ઐક્ય

તુજ ધામે નવયુગના પાયા નાખ્યા એણે દૃઢ નિજ હાથ,
ઉધાસમા રંગો રેલવતી ગાઈ નવજીવનની ગાથ:
પુણ્યજીવનના પંથ બતાવ્યા, જનસેવાનાં સિદ્ધ નિશાન:
કોડો તુજ નાડીમાં બાપુ અમર ધબકશે, હિંદુસ્તાન ! ૨૪

એક હિમાલય ઊભો તારો ડોક ખડી, રાખી આકાશ,
એક ગીતા જગનું ધારણ ને એક અહિંસા જગની આશ;
એક મહાત્મા ગાંધીથી તું, હે માડી ! થઈ ધન્ય નિદાન !
કોડો તુજ નાડીમાં બાપુ અમર ધબકશે, હિંદુસ્તાન ! ૨૫

## એક અંજલિ

શ્રદ્ધાવંતો, સંયમી, સત્યભાષી,
સૌનો સાચો મિત્ર સદ્‌ભાવશાળી;
સૌને માટે સેવનારો શુભેચ્છા,
સૌને દેવા મુક્તિનો માગનારો:

ધ્યેયસ્થાને ઈશ્વરી સત્ય સત્તા,
સંતોના સન્માર્ગનો શ્રેષ્ઠ યાત્રી;
આત્માકેરી શુદ્ધિ અર્થે અખંડ
આરાધંતો આકરી કૈં તપસ્યા:

દીનોનો તો બંધુ ને દુઃખભાગી,
સેવાયોગે સર્વકેરો બનેલો;
ભેદો સામે એકતાના જ ઊંચા
લક્ષ્યો એણે પ્રાણભોગે પ્રમાણ્યા:

હિંસા સામે આગ્રહી મોરચાઓ
માંડી ઝૂઝયો સ્નેહનું શસ્ત્ર ધારી;
ઝેરીલાએ કાળની શક્તિ યોજી,
હીણે હાથે હેતવંતો હણાયો !

હીણે હાથે એક દેહે હણાયો
લાખેણો એ જીવવા લાખ દેહે !
આરોહ્યો એ મેદ માહાત્મ્યનો
આશીર્વાદો વર્ષવા વિશ્વ માથે !

૧૨-૨-૪૮ —પૂજાલાલ

## જશો બાપુ !

જશો બાપુ ! મટયું શું દૈન્ય પૃથ્વીનું ?
જશો બાપુ ! શમ્યું શું દુઃખ ધરતીનું ?
અમો શોષિત, અમો પીડિત, દલિત ને દીન સૌ બાપુ,
નિરાધારો તણા આધાર પળશો શી રીતે બાપુ !

પડેલાને ઉઠાડીને જીવન અર્પ્યું તમે બાપુ,
તમારી દિવ્ય છાયામાં જશે તે ખીલતું બાપુ.
ભલેને મૃત્યુ મલકાયે હરી તમ દેહને બાપુ,
તમે તો છો અમારા ને અમારા સર્વદા બાપુ !

—સ્નેહરશ્મિ

## કથામાં વાંચ્યુ'તું

કથામાં વાંચ્યું'તું દધીચિ ઋષિએ હાડ નિજનાં
દીધાં'તાં દેવોને, સત વિજયી થાયે અસત પે
ભરીને આકાંક્ષા હૃદયમહીં એ અર્પણ સમે !
વળી વાંચ્યું'તું કે સરજ્યું ઋષિનાં હાડ દૂખળાં
ઘડી ઇંદ્રે વજ્ર પ્રલયરૂપ જાણે જ સાચ્ચે !
અને એને વીંઝી સુરપતિ દમંતો અસુરને !

વીત્યાં વર્ષો કોટિ, યુગ યુગ જૂની એ સુરકથા
પરંતુ એથી યે અધિક બલિદાને ભભકતી
કથા ગાંધીજીની—મનુજની—અહો પૃથ્વી પરની !
વીંટાયું ઝાળોમાં જગત બધું, કાંપે ધરતી, ને
પીંખાયું માનવ્યે, શુભ સકલ હિંદ વ ભર્યું,
ત્યહીં અર્પી આયુ મલકત મુખે તર્પણ કર્યું !

શમો વૈરાગ્નિ, ને સત અસત યુદ્ધો જ અટકો,
કથા ચાઓ સાર્થી, મનુજ ઉર માંગલ્ય ઝલકો !
દધીચિ-ગાંધીજી કેરી—સ્વર્ગપૃથ્વી તણી કથા
સફલા સદ્ય થાઓ ને વિરમો વૈરની વ્યથા !

પ્રેમશંકર હ. ભટ્ટ

## ગાંધી-શિક્ષણ : ૫

### ખાદી

૧. ખાદીનાં ઉત્પાદન અને વેચાણના કાળમાં સેંકડો આકાંક્ષાવાન તરુણોને પોતાનાં બુદ્ધિ, વ્યવસ્થા શક્તિ, વેપારી કુનેહ અને શાસ્ત્રીય જ્ઞાન દેખાડવાને મોટું ક્ષેત્ર ઊઘડેલું છે એટલું એક જ કાર્ય બરાબર રીતે પાર પડવાથી પ્રજા પોતાની સ્વરાજ્ય ચલાવવાની શક્તિ સિદ્ધ કરી શકે.

૨. ખાદીરૂપી સૂર્યની આજુબાજુ, ગ્રામડાંના અનેક ઉદ્યોગો ગ્રહોની જેમ ખીલી શકે અને તે દ્વારા બળાત્કારે નિરુદ્યમી અને આળસુ બનેલી પ્રજાનાં ઘરો રોજી અને ધંધાથી ગૂંજી રહે.

૩. સહયોગી ઉદ્યોગ તરીકે રેંટિયામાં જે ગુણો છે તે બીજા એકે ઉદ્યોગમાં નથી.

૪ રેંટિયો એ કરોડોનો ગૃહઉદ્યોગ છે અને જીવનનો આધાર છે. એનો નાશ થાય એવી રીતે જો મિલનો ઉદ્યોગ ચાલે અને ચલાવવા દેવામાં આવે તો તે ચલાવનાર અને ચાલવા દેનાર પ્રજાહિતનો વિચાર નથી કરતા.

૫. વ્યક્તિગત નહિ પણ રાષ્ટ્રીય અર્થશાસ્ત્રની દૃષ્ટિએ વિચાર કરીએ તો કોઈ વસ્તુની પડતર કિંમત શોધવામાં એમાં વપરાયેલાં માલ, મૂડી અને મજૂરીના માત્ર બનાવનારને પડેલા ખર્ચનો વિચાર કરવો ન જોઈએ પણ, એ રીતે એ વસ્તુ બનાવવાથી જે બેકારોની સંખ્યા નિર્માણ થતી હોય, તે તે બેકારોને નભાવવાનો ખર્ચ પ્રજાને માથે પડતો હોવાથી તે ખર્ચ પણ એ વસ્તુ પર પડેલો સમજવો જોઈએ. આ દૃષ્ટિએ જોતાં ખાદી કરતાં મિલ દેશને મોંઘી પડે છે.

૬. યજ્ઞાર્થે કાંતણ એટલે પોતાને આર્થિક લાભ થાય એ દૃષ્ટિ રાખ્યા વિના અને ગરીબોના ઉપયોગને સારુ કાંતવું તે.



ગરીબાનું અને દેશનું જે કોઈ હિત સમજે તેણે આ રીતે દરરોજ યજ્ઞાર્થે કાંતવું જોઈએ.

## ગાંધી–શિક્ષણ : ૬

### ગ્રામોદ્ધાર

૧. હિન્દુસ્તાન ગામડાંઓમાં વસે છે એમ વારંવાર કહેવાયું છે, પણ હિન્દુસ્તાનની સંપત્તિ સંબંધી હાલની ઘણીખરી યોજનાઓ ગામડાંઓના હિતની દૃષ્ટિએ રચાઇ નથી, પણ શહેરો અને પરદેશોના હિતની દૃષ્ટિએ જ રચાઇ છે.

૨. શહેરો અને પરદેશમાં બનેલો સહેજસાજ સગવડ દેખાડનારો, પણ ઘણુંખરું દેખાવડાપણાને લીધે જ આવશ્યક અને સારો લાગનારો માલ વાપરવાની ફેશન વધવાથી ગામડાંના ઘણા ઉદ્યોગો અને મજૂરીના ધંધાઓ નાશ પામ્યા છે અને પામતા જાય છે.

૩. આજે સંપત્તિ ગામડાંઓ દ્વારા શહેરોમાં થઇ છેવટે પરદેશમા ચાલી જાય છે. એ વહેણને પલટાવી દેવાની જરૂર છે. જેથી, ગામડાની સંપત્ત ગામડામાં જ રહે અને ગામડાં સ્વાવલંબી બને એટલું જ નહિ, પણ શહેરીઓને આવશ્યક એવો ઘણો માલ ગામડાંઓ તેમને પૂરો પાડે.

૪. આજનો ગ્રામવાસી કંગાલિયત, પરાવલંબન ને એદીપણાની દશામાં આવી પડયો છે. એનામાં પચાસ વરસ પહેલાંના ગ્રામવાસીથી અડધા ભાગની પણ બુદ્ધિ કે આવડત રહી નથી.

૫. જે ક્ષણે ગ્રામવાસીઓ પોતાનો બધો ફુરસદનો વખત કંઇક ઉપયોગી કામ કરવામાં ગાળવાનો નિશ્ચય કરશે, અને શહેરવાસીઓ એ ગામડામાં બનેલી ચીજો વાપરવાનો સંકલ્પ કરશે તે ક્ષણે ગ્રામવાસી અને શહેરવાસી વચ્ચેનો જે સંબંધ તૂટી ગયો છે તે પાછો બંધાશે.



ગ્રામોદ્ધાર

## શાન્તિના પ્રાણ હે!

(ઝુલણા)

આ ગયાં ત્યાહરે હિબકતાં હૃદયથી
આપણે આ દિલાસા લીધા'તાઃ
'બાપુ જેવા ઊભા બાપુ અડિખમ્ અહિં,
છો કરે ધાર્યું એનું વિધાતા!' ૧

આજ એ આપણી અડગ 'શ્રદ્ધાતણાં
ઉપવને ઝાટકી વીજ ઝેરી;
પ્રલયવંટોળમાં, મેઘ ધમસાણમાં,
બૂઝવાઇ દીવી સ્વાસ્થ્ય કેરી! ૨

કાન સુણવા તણો, આંખ દર્શન તણો,
ચિત્ત ચિન્તનતણો ધર્મ ભૂલે:
ને વળી હૃદયના કુસુમ સમ-કોમળા
શરીર પર વજ્રના ભાર ઝૂલે! ૩

જીભ લોચો વળે, હોઠ ના ઊઘડે,
ફેફસાં હાંફથી ફાટફાટ:
શબ્દ સૂઝે નહિ, વાક્ય યોજાય ના,
ત્યાં વળી કાવ્યના શા ઉચાટ? ૪

આ ગયા, બાપુ યે એમના પંથની
કેડીએ આખરે હા! સિધાવ્યા:
અહિં નમાયાં, નબાપાં શિશુગણતણાં
ક્રન્દને આભપડદા ચીરાયા! ૫

ઓહ! આઝાદીનાં દૂધનાં પોષણે
માંડ ભાંખોડિયાં સૌ ભરે છે:
આજ પિતરો વિના, કોણ અમને હવે
ચાલતાં, પડી જતાં, હાથ દેશે? ૬

શાંતિના પ્રાણ હે! પ્રાણની શાંતિ હે!
શાંતિમંત્રે જીવ્યા જીન્દગાની:
ત્યાં, 'તમે પામજો શાંતિ'—એ વેણ શાં?
ચન્દ્રને ચાન્દની-ભેટ શાની?

—જયાનન્દ દવે

# પ્રભુને

પ્રભો ! તું છે કે ? જો હોય તો, તું યે અજબ છે !
તને તે શું કહું ? સમજાય ના તારી શી મતલબ છે !
પુષ્પ બાંધી સમા અદ્ભુત તું આ સૃષ્ટિમાં સરજે,
અને નિત્યે તું એનાં મૃત્યુ આવાં—
—છાતિ યે તારી ગજબ છે !

નાથાલાલ દવે

# નાવ એની કરુણા કિનારે

(ભજન)

[ જૂના ધરમ લ્યો જાણી મારા સન્તો—ઢાળ ]

તન સૂનાં ને સૂના તિમિર ભુવનના,
સૂના શબ્દ શનકારે રે;
આતમ ઓળંગ્યો, ગયો ગેબ ગોરમ્ભે,
ભર્યો હિંસાહુતાશ પારાવારે;
સન્ત પ્રેમજલ બ્રહ્માંડ બહારથી ઉતારે રે.

મેલ–મંગાળે માંડી દોઝખ દુહાઇ,
ધમરોળ ધરા ફિરાતો ધુંગારે રે,
દરદા–દીનાની નિત નારંગી નાખી,
સન્ત પ્રેમમન્દારને પુકારે,
સન્ત પ્રેમજલ બ્રહ્માંડ બહારથી ઉતારે રે.

કમલ કથા આ કેવી સર્જન સુહાગી !
એને લાગી લાયલાય રેખા–આરે રે;
નયનકરુણા, વાણી–અમૃતધારાએ,
સંત ધારાં સર્જનનાં સમારે;
સન્ત પ્રેમજલ બ્રહ્માંડ બહારથી ઉતારે રે;

પ્રેમમહીમાં એક વસ્તુ વસે રે ભાઈ !
આતમ પેખે ને આપ ખાળે રે;
આંખ ખરી ને જેને આતમ–તમા રે નથી,
સંત મેલે એને પ્રેમમાળે
સંત પ્રેમજલ બ્રહ્માંડ બહારથી ઉતારે રે.

# ગાંધી શિક્ષણ : ૭

## હરિજનોદ્ધાર

૧. અસ્પૃશ્યતા હિંદુ ધર્મનું અંગ નથી, પણ એમાં પેસી ગયેલો સડો છે, વહેમ છે, પાપ છે, ને તેનું નિવારણ કરવું એ પ્રત્યેક હિન્દુનો ધર્મ છે, તેનું પરમ કર્તવ્ય છે.

૨. અસ્પૃશ્ય ગણાતા લોકો આર વર્ણનું જ અંગ છે.

૩. સાર્વજનિક મેળા, બજાર, દુકાન, શાળા, ધર્મશાળા, મંદિર, કૂવા, આગગાડી વગેરે સ્થાનો જ્યાં બીજા હિન્દુઓને છૂટથી જવાનો અને તેનો લાભ ઉઠાવવાનો અધિકાર હોય, ત્યાં અસ્પૃશ્યોને યે અધિકાર છે જ. એ અધિકારથી એમને વંચિત રાખનાર અન્યાય કરે છે. એ અધિકાર સ્વીકારનાર એમના પર મહેરબાની કરતા નથી, પણ માત્ર પોતાની ભૂલ સુધારે .

૪. અસ્પૃશ્યો અને એવી બીજી દલિત કે પછાત કોમોની સેવા માટે પોતાનું જીવન અર્પણ કરવું, અને તે કાર્યમાં ઉદાર દિલે મદદ કરવી એ આ યુગના સંસ્કારી હિંદુઓ માટે અતિ પવિત્ર કાર્ય છે.

૫. વણકર વણાટ કરતા રહે, ચમાર ચામડું કેળવતો રહે, અને ભંગી પાયખાનું સાફ કરતો રહે, છતાં અસ્પૃશ્ય ન ગણાય, ત્યારે જ અસ્પૃશ્યતાનું નિવારણ કર્યું ગણાય.

૬. પોતાને સંસ્કારી ગણતા વર્ગો અસ્પૃશ્યોને પોતાનું એઠું કે કોહેલું, ઊતરેલું કે અશુદ્ધ થયેલું આપે, અને પશુ કરતાંયે એમની સાથે હલકો વ્યવહાર કરે, એ અસંસ્કારિતા તેમ જ પાપ છે.

* * *



હરિજનોદ્ધાર

"મારે ફરીને જનમ ધારવાની ઈચ્છા નથી; પણ જો ધરવો જ પડે તો ઈશ્વર પાસે માગું છું કે મને હરિજનનો અવતાર આપે; થી એમની મુશ્કેલીઓમાં હું ભાગ પડાવી શકું અને એમના ઉદ્ધાર કાજે મથી શકું."

## ગાંધી—શિક્ષણ : ૮

### પત્રકારિત્વ

૧. વર્તમાનપત્ર એ પ્રજાને કેળવવાનું એક જબરું સાધન છે. પણ તેનો અતિશય દુરુપયોગ કરવામાં આવે છે. લોકોને સાચી માહિતી અને સાચી સલાહ આપવાને બદલે, ઈરાદાપૂર્વક ખોટી, અર્ધી સાચી—અર્ધી ખોટી, અધૂરી અથવા સારી માહિતીને ખોટા દૃષ્ટિબિન્દુથી મૂકી લોકોને ખોટે માર્ગે દોરવાનું કામ વર્તમાનપત્રો દ્વારા પદ્ધતિપૂર્વક કરવામાં આવે છે.

૨. જાહેરખબરો દ્વારા પૈસા મેળવવાના લોભમાં એ અનેક પ્રકારનાં જૂઠાણાં અને અનીતિ ફેલાવનારું સાધન બન્યું છે.

૩. વર્તમાનપત્રો, માસિકો અને નવલકથાનાં પુસ્તકોથી અનેક તરુણો અને તરુણીઓ વિકારી અવસ્થામાં પડેલાં અને કુમાર્ગે દોરાઈ ગયેલાં જોવામાં આવે છે, આવાં પ્રકારાનો બાજુ મૂકવાને યોગ્ય જ છે.

૪. પોતાનો કે બીજા કોઈ તરફથી મળેલો પણ સાચો હિતકર અને ઉપયોગી કાંઈક સંદેશો પોતાને પહોંચાડવાનો છે એવું જેને લાગી ગયું હોય તેણે જ પત્રના કે લેખનના વ્યવસાયમાં પડવું જોઈએ, એણે સત્યને વળગી રહેવું જોઈએ, અને પોતાની વિરુદ્ધ જતી પણ સત્ય બાબતોને તથા ફરિયાદોને પ્રસિદ્ધ કરવી જોઈએ, તથા પોતાની ભૂલોને નિખાલસપણે કબૂલવી જોઈએ. જાહેર ખબરોથી પોતાનો ખર્ચ કાઢવાના લોભમાં એણે ન પડવું



પત્રકારિત્વ

તરણી કરુણા એના રોમ-ધર રેતી,
અંતર યોગાનો ચળકારે રે;
જનમન જીર ગણુ પાપ પ્રવાસો કરે,
શતાનીરે સંત 'સતકારે';
સંત પ્રેમજલ બ્રહ્માંડ બહારથી ઉતારે રે.

સંત નાનો ને એના શબ્દું મેરુથી મોટા,
આગ, અમ્બોધિ એક ક્યારે રે;
જીવ શિવ રતિ, એની જીવન ગતિ છે જીતી
નાવ એની કરુણા કિનારે;
સંત પ્રેમજલ બ્રહ્માંડ બહારથી ઉતારે રે.

સુધાંશુ

## स्मरणं तव विद्यते ।

ઉપવાસો થકી ઉગર્યા, બોમ્બ ના અડકી શક્યો,
સવા શત વર્ષનું આયુ સિદ્ધ તે સમયથી કર્યું. ૧
અમે સૌ એમ પ્રાર્થ્યું'તું, હૃદ ઉલ્લાસ ધારતા
પાપીના પાપથી ત્યાં તો અચિંત્યો આથમ્યો રવિ ! ૨

અંધાર થાતો ગુલ તે પછીથી
થાયે કદર આંખથી વિશે જ તેવી
બાપુ ! થતાં આપ અમોથી દૂર
આવે ગુણો યાદ અપાર આપના. ૩

નરશ્રેષ્ઠ બાપુ ન ભુલાય ક્યાંથી
ગુણ શ્રેષ્ઠ બાપુ ન ભુલાય ક્યારેય;
યુગશ્રેષ્ઠ આપે સિદ્ધાંત શ્રેષ્ઠથી
જગ શ્રેષ્ઠ સ્થાપ્યો આ રાષ્ટ્ર નક્કી. ૪

અનોખા આપ દિવ્યાત્મા, આંગણે અમ ઊતર્યા,
બેકદર વજ્ર હૈયાના અમે, ના આપને પ્રિછ્યા, ૫

જેનું ગયું છત્ર અનાથ તે છે
જેની ગઈ ઓથ કંગાલ તે છે;
જેનું ગયું હીર નિર્બલ ખરે તે
જેનું ગયું નૂર નિસ્તેજ તે છે. ૬

-જીવન-પ્રકાશ

અમે અનાથ, કંગાલો, નિર્બલ નિસ્તેજ થઈ ગયા
સહસ્ર વર્ષ પર્યન્ત, આપનો અંશ નહિ મળે ! ૭

કલેશ કંકાસ મતભેદે વિસંવાદે 'મુઆ પડયા'
મૃતાત્મા સૌ અમે આજે મહાત્માના જવા થકી. ૮

અમરતા મેળવી આપ શહાદતની લ્હાણ લઈ ગયા
સુરેશ્વર શું સિધાવ્યાથી અસુર.રાજ્ય ફાવશે ? ૯

બધે ધિક્કાર વ્યાપ્યો છે હત્યારાના કુકર્મથી
કલંકે ભૂમિ લાંછિત છે, સંતાનો ભૂમિનાં બધાં ૧૦

જે દુષ્ટનાં હાથથી કૃત્ય આ થયું
તે દુષ્ટનો હાથ ન કેમ કંપ્યો ?
ના ચક્ષુ તેનાં ક્યમ નીકળી પડયાં ?
ના ફાટયું હૈયું ક્યમ તેનુ તેવે ? ૧૧

એ એકના કૃત્યથી હા ! હમારી
મા ભારતીએ સર્વસ્વ ખોયું
ઉંડો પડયો જખ્મ માના દિલે તે
જોયો જતો ના: રૂઝશે નહીં તે. ૧૨

સ્વજનો, પૂજકો, જનતા, નિરક્ષર સાક્ષરો સહુ
ગાંધીની પ્યારી ભૂમિમાં કરે આક્રંદ આજ બહુ ૧૩

અખિલ અવનિ તણા વૃંદે સંખ્યતીત સમૂહમાં
અર્પી છે અંજલિ ભવ્ય, પૂજ્યતા, માન, ભક્તિથી ૧૪

બાપુનાં અસ્થિ ને ભસ્મ વંદ્યાં છે કોટિ કોટિએ
પ્રાર્થના ને વિધિથી તે પધરાવ્યાં ઠામ ઠામ છે ૧૫

અહિંસા સત્યનાં અંશુ તે હતાં અણુ અણુ થકી
પ્રકટો, વિશ્વભર પ્રસરો, હૃદયાંકિત સદ્ય હો ૧૬

અને જે આદર્યું અધુરૂં ગાંધીજીનું રહ્યું જગે
પૂરૂં કરવા પુનઃ પ્રકટો ગાંધી-અંશ જે તે થકી ૧૭

પુનઃ પૂજ્ય પ્રભુ શી હો વિશ્વ અંત થતાં સુધી
ઉદ્ઘોષો ઘેર ઘેર હો स्मरणं तव चित्ते ૧૮

મનશંકર હી. ત્રિપાઠી

લોઈએ; પણ પોતાની ઉપયોગિતા સિદ્ધ કરી લોકપ્રિયતાને લીધે જ તેનું ખર્ચ નીકળી રહે એવી સ્થિતિ આણવી જોઈએ. આથી એ મૂઠીભર લોકોની જરૂરીઆતોને નહિ પણ સમસ્ત પ્રજાની અથવા આમપ્રજાની જરૂરિયાતો અને બાબતોને ચર્ચનારૂં હોવું જોઈએ.

## ગાંધી—શિક્ષણ :

## કેળવણી

૧ 'सा विद्या या विमुक्तये' જે મુક્તિને માટે લાયક કરે તે વિદ્યા; બાકી બધી અવિદ્યા.

૨ 'આથી ચિત્તની શુદ્ધિ ન કરે, મન અને ઇંદ્રિયોને વશ રાખતાં ન શીખવે, નિર્ભયતા અને સ્વાશ્રયિત્વ પેદા ન કરે, નિર્વાહનું સાધન ન બતાવે અને ગુલામીમાંથી છૂટવાની અને છૂટેલા રહેવાની ધગશ અને શક્તિ ન ઉપજાવે—તે કેળવણીમાં ગમે તેટલો માહિતીનો ખજાનો, તાર્કિક કુશળતા અને ભાષા પાંડિત્ય રહ્યાં હોય છતાં એ કેળવણી નથી અથવા અધૂરી કેળવણી છે.

૩ કેળવણીથી નિર્વાહનો પ્રશ્ન ઉકેલાવો જોઈએ; આથી ઔદ્યોગિક કેળવણી એ કેળવણીનું પ્રધાન અંગ હોવું જોઈએ.

૪ અક્ષરજ્ઞાનનો વિરોધ ન કરતાં યે કહેવું જોઇએ કે કેળવણી એના વિના યે આપી શકાય અને આપવી જોઇએ.

૫ જ્ઞાનનો મૂળ ઝરો પુસ્તકોમાં નથી, પણ અવલોકન, અનુભવ અને વિચારશક્તિમાં છે એ ભૂલી જવાથી આપણે પુસ્તકના જ્ઞાન પર ભાર વધારે મૂકી દઇએ છીએ.

૬ પુરુષના જેવી કેળવણી મેળવવામાં સ્ત્રીને પ્રતિબંધ ન હોવો જોઇએ, છતાં સેંકડે ૯૯ ટકા સ્ત્રીઓને માતૃપદ ભોગવવાનું છે અને ઘરકામ કરવાનાં છે એ ખ્યાલમાં રાખીને સ્ત્રી કેળવણીની યોજના થવી જોઇએ.



કેળવણી

૭ ધાર્મિક કેળવણી વિનાની કેળવણી કેળવણીના નામને લાયક જ ગણી શકાય નહિ.

૮ ઉચ્ચમાં ઉચ્ચ કેળવણી સુધી સ્વભાષા એ જ કેળવણીનું વાહન હોવું જોઇએ.

૯ કેળવાયેલા માણસને રાષ્ટ્રભાષા (હિંદી–ઉર્દૂ મિશ્રિત હિંદુસ્તાની) શુદ્ધ રીતે બોલતાં, લખતાં ને વાંચતાં આવડવી જોઈએ.

## ગાંધી શિક્ષણ : ૧૦

## નિર્વ્યસનતા : દારુનિષેધ

૧. દારૂ, તાડી, અફીણ, ભાંગ, ગાંજો, તંબાકુ, દારૂગોળા, શસ્ત્રો વગેરે જેવા પ્રજાની નીતિ અને આરોગ્યનો નાશ કરવાવાળા ઉદ્યોગો રાજ્યે ખાનગી રીતે ન ચાલવા દેવા જોઈએ; અથવા ખાસ અંકુશ તળે જ ચાલવા દેવા જોઇએ.

૨. એ ચલાવવામાં રાજ્યની નીતિ તેમાંથી આવક કરવાની નહિ, પણ વૈદકનાં કે બીજાં કારણસર જેટલી એ પદાર્થોની આવશ્યક્તા હોય તેટલા જ પ્રમાણમાં તેની ઉત્પત્તિ કરવાની અને તેને પ્રજામાં પહોંચાડવાની દૃષ્ટિવાળી હોવી જોઇએ.

૩. ચા અને કોફી એ સાવ નવાં વ્યસનો છે. એ બંને નુક્સાનકારક પદાર્થો છે.

૪. કેટલાક અનુભવીઓનો મત છે કે ચા, કોફી, તમાકુ, ભાંગ, ગાંજો, અફીણ, વગેરેના વ્યસનીઓ સ્થિરવીર્ય છે એમ દાવો કરવામાં આવે તો તે માની શકાય નહિ.

૬. એક ઈન્દ્રિય પણ સ્વચ્છંદી બની જાય તો બીજી ઇંદ્રિયો પર મેળવેલા કાબુને ઢીલો કરી દે છે. તેમાંયે, બ્રહ્મચર્યની દૃષ્ટિએ, જીતવાને સૌથી કઠણ અને મહત્ત્વની ઇંદ્રિય સ્વાદની છે.



દારુનિષેધ

## આટલો સંદેશો મારા બાપુને કહેજો !

આટલો સંદેશો મારા બાપુને કહેજો !
હિંદના રૂદિયામાં રહેજો.
સંદેશો મારા ગાંધીજીને કહેજો !
ડગલે ને પગલે બાપુ, દૂભવ્યા આપને,
પુણ્યને ઉવેખીને વર્યાં અમે પાપને :
મૂઢતા કેરી માફી દેજો !
સંદેશો મારા બાપુને કહેજો !
જીવનભર આપ ઝૂઝયા સતના સમરાંગણમાં :
આળોટયા અમે અભાગી અસત્યના આંગણમાં !
એની વેદનાને વેઠી લેજો !
સંદેશો મારા બાપુને કહેજો !
હૈયાં તો હતાં અમારાં ભક્તિથી ભાવભીનાં :
પ્રેમ કેરી નહોતી બાપુ, અંતરે કમીના :
શક્તિની ઊણપો સહી લેજો !
સંદેશો મારા બાપુને કહેજો !
મનડું તો નિશદિન, બાપુ, તમને ચિંતવતું :
દુર્બળ આ તનડું, હાયે, દૂર દૂર રહેતું :
અમારી એ લાચારી લહેજો :
સંદેશો મારા બાપુને કહેજો !
શ્રીહરિએ કરુણા કરીને કલ્પતરુ આપ્યું :
અમે અલ્પબુદ્ધિ એને મૂળમાંથી કાપ્યું :
ક્ષમા અળવીતરાંની દેજો !
સંદેશો મારા બાપુને કહેજો !
પૂર્વજના પુણ્યે પામ્યા સુધા કેરી ઝારી ;
હોઠે આવેલી, એને વણપીધે વાળી :
કર્મનાયે કઠણાઇયુંને જોજો !
સંદેશો મારા બાપુને કહેજો !
તું જાતાં આજ અવનિ આખી લુંટાણી :
કોટિ કોટિ આંખો આજે આંસુએ ભીંજાણી :
ઉરની એંધાણી એટલી દેજો !
સંદેશો મારા બાપુને કહેજો !
વલવલતી વસુધા, બાપુ, હીબકે હૈયાં !
સાતા દેનાર જાતાં નોધારાં છૈયાં :
અળગા ના એમનાથી રહેજો !
સંદેશો મારા બાપુને કહેજો !
કાયાનું પિંજર છોડી ઊડેલા હંસલાને :
બ્રહ્મના મંગલ ધામે વિલસન્તા આત્માને
વિનવીને આટલું કોઈ કહેજો :
લળી લળી આટલું કહેજો !
સંદેશો મારા બાપુને કહેજો !
આટલો સંદેશો મારા બાપુને કહેજો !
હિંદના રૂદિયામાં રહેજો !
સંદેશો મારા ગાંધીજીને કહેજો !

'જન્મભૂમિ' —વૈશંપાયન

# ભારતનું પરમ હતભાગ્ય

**આ**પણા પ્યારા બાપુજી ગયા ! આપણુ હતભાગી રાષ્ટ્રનો આણુ ઊડી ગયો ! સકલ વિશ્વને સત્ય–અહિંસા પ્રબોધતો પયગંબર સ્વર્ગે સંચર્યો !

સ્વતંત્ર હિંદનો સર્જક જતાં આજે દેશભરમાં ઘોર અંધકાર છવાઈ ગયો છે. જે અપાર્થિવ તેજસ્વી પ્રકાશ ભારતની ભૂમિ પર પ્રસરતો હતો તે એકાએક લુપ્ત થતાં ઘોર અંધકારના ઓળા પૃથ્વી પર ઊતરી પડ્યા છે. દેશનું પુણ્ય પરવાર્યું છે. જનતાએ તેમની દષ્ટિ ને ચેતનાનું પ્રેરક બળ ગુમાવ્યું છે. આ ગોઝારી ભૂમિ પર અનેક આફતો તોળાઈ રહી છે અને ઈશ્વરની કૃપા હશે તો જ એમાંથી ઊગરી શકાશે. ગાંધીજીનો સ્વર્ગવાસ, આ કટોકટીની વેળાએ થતાં, નિરાશા સિવાય બીજું કશું દેખાતું નથી. એ એક જ વિશ્વવિભૂતિનો પુણ્યસંચય આપણી ભૂમિનાં અનેક પાપકર્મોના પલ્લાંને નમવા દેતો નહોતો. ભારતનો જ નહિ, બલ્કે વિશ્વભરનો છેલ્લો સંત જતાં હવે વિશ્વ સમસ્તમાં કોઈ ઉલ્કાપાતો થવાનો સંકેત હશે.

## સંસ્કૃતિનો વિનાશ



ભાનભૂલ્યા હિન્દુઓ અને મુસ્લિમોએ સંસ્કૃતિનો વિનાશ સર્જ્યો : ભારતીય સંસ્કૃતિનો આત્મા ઊડી ગયો !
(ચિત્ર : મહર્ષિ રોરિક)

# ગુજરાતનો તપસ્વી

જીવનાદેશ શોધવામાં 'બ્રહ્મર્ષિ',
રણખેલનામાં સુભટ ક્ષત્રિય વીર,
નીતિમંત્રણામાં સુજ્ઞ વૈશ્યવર,
લોકસેવાભાવમાં પરમ શુદ્ર :
ત્હેનામાં સૌ વર્ણ સમાયેલા છે.

વેળુકણીના તે મણિ રચે છે,
પથ્થરના તે દેવ પ્રગટે છે,
શલ્યાની તે અહલ્યાઓ કરે છે.

અસાધુના તે સાધુ ઘડે છે,
અહંકારીના તે સમર્પણી બનાવે છે,
દુઃખિયાંનો ભલી ને વિસામો,
દાઝયાંના અંતરનો આરામ,
ઘાયલના આત્માનો અમૃતૌષધિ:
અનારોગ્યોનો ધનવન્તરી છે તે.

વાદળાંની એમુત્ત છાંયા ફૂદડીર
એક એ ધ્રુવ તત્વ:
ઈતિહાસમાં ઉચ્ચારાતો
સનાતન સત્યનો એ શબ્દ,
પ્રાચીનતાનો પરમ મંત્ર;
નવામાં નવો તે,
ને જૂનામાં જૂનો છે.

સત્ય ત્હેનો મુદ્રામંત્ર છે,
તપ ત્હેનું કવચ છે,
બ્રહ્મચર્ય ત્હેનો ધ્વજ છે,
અખૂટ ક્ષમાજલ ત્હેને કમંડલે
સહનશીલતાની ત્હેની ત્વચા છે

સનાતન યોગીપુત્રનો યોગવારસ
રાગદ્વેષનાં ઝંઝાનિલથી પર,
ભારતનો વર્તમાન મહાગુરુ,
એ તો ગુજરાતનો તપસ્વી
મહાત્મા મોહનદાસ ગાંધી.

—રા. નિ. ન્હાનાલાલ



### ઈશુની જેમ ચડાવી દેશે !

પોરબંદરમાં સ્વ. કાળીદાસભાઇ ગાંધી જીવતા ત્યારે તેમને ઘેર વારંવાર જવાનું બનતું. કોઇ વાર જઇએ ત્યારે તેઓ ઊભા સાવરણાથી ફળિયું વાળતા હોય, કાં પાયખાનું સાફ કરતા હોય, અગર એટલી ઉંમરે બેડું લઇ દાદરે ચડતા હોય. ગાંધીજીની વાત નીકળતાં તેમની આંખ ચમકી ઊઠે અને પછી પ્રવાહ ચાલે : 'અમે તો વેપાર કરવા આફ્રિકા ગયેલા. ભાઇએ બધાને બાવા બનાવ્યા !' સત્યાગ્રહની વાત નીકળતાં કહે : 'અમે ફળની ટોકરીઓ ફેરવીને જેલમાં ગયેલા' પછી જેલનાં દુઃખ ને તે કેવી ગમ્મતભરી રીતે ભોગવ્યાં એની વાતો ચાલે, પણ કોઇ વાર નિસાસો નાખીને બોલી ઊઠે: 'ભાઇ ભોળિયો બાદશા' છે ! દુનિયા બહુ લુચ્ચી છે. ઈશુની જેમ ભાઇને ચડાવી દેશે !'

—રામનારાયણ ના. પાઠક

*

### કોઈ સાચું નહિ માને !

આ વિશ્વવિભૂતિનું જીવન એટલું અદ્ભુત છે કે ભવિષ્યની પેઢીઓ એમ માનતાયે અચકાશે કે ખરેખર આ પૃથ્વી પર આવો પયગંબર માનવદેહે એકવાર અવતર્યો હતો. એમને જેમણે જોયા છે, સાંભળ્યા છે, એમની હાજરીથી જેમણે પ્રેરણા પ્રાપ્ત કરી છે, તે આપણે બધા એ હકીકતના સાક્ષી છીએ કે જેમણે હિંદની સેવા અને તે દ્વારા માનવજાતિની સેવા કરી છે તે બધાયે મહાપુરુષોમાં ગાંધીજી સૌથી મહાન છે.

—આલ્બર્ટ આઇન્સ્ટાઇન.

*

ગાંધીજીનું ખૂન કરવાની તાકાત ચર્ચિલોની કે બ્રિટિશ સરકારની નહોતી; પરંતુ એ કાર્ય એક દેશદ્રોહીએ જ કર્યું છે. પણ એને માટે એ એક વ્યક્તિ જ જવાબદાર નથી. અહિંસા અને સત્યનો માર્ગ જેમને રુચતો નહોતો તે સૌ–હિંદ આખું એને માટે જવાબદાર છે. જે હિંદમાં આવા મહાન સંતનું ખૂન થાય તે હિંદ સંત–ભૂમિ તરીકે યુગોથી ને કલ્પોથી વિખ્યાત છે. સોક્રેટીસ અને ક્રાઇસ્ટનાં ખૂનો યુરોપમાં થયાં છે, પરંતુ હિન્દમાં આજ સુધી એવા સંતનું ખૂન કરવાનો પ્રયાસ થયો નથી. આજે પહેલી જ વાર હિંદમાં આવું ઘોર પાપ થયું છે. એને માટે એક વ્યક્તિ જ જવાબદાર નથી, પરંતુ સમગ્ર દેશ જવાબદાર છે. જગન્નિયંતા ભારતભૂમિ પાસેથી જવાબ માગશે કે અહિંસાના એ પૂજારીને તમે કેમ જાળવી ન શક્યા ? આજે આપણે બધા રડી રહ્યા છીએ. આપણાં પાપકર્મો, આપણી અશ્રદ્ધા, આપણી પાશવતા આટલી ઉગ્ર ન હોત તો ગાંધીજીનું ખૂન કરવાનો વિચાર સરખો એક હિંદીના કે કોઈ માનવના મનમાં ન પ્રકટત. એવા અભદ્ર સંસ્કાર ક્યાંથી પ્રકટ્યા ? સમગ્ર વાતાવરણમાંથી. એને માટે જવાબદારી પ્રત્યેક હિંદીની છે.

પાકિસ્તાનને એક બાજુએ મૂકી દો; જગતના અન્ય દેશોને એક બાજુએ મૂકી દો; હિંદને પણ એક બાજુએ મૂકી દો. માનવતાના પરમ ઉજ્જવલ દૃષ્ટિકોણથી વિચાર કરો. માનવતાના અડગ ઉપાસકો આ જગતપટ પર દસ–બાર જેટલા જ થયા છે ને તેમાં છેલ્લાં હજાર વર્ષમાં તો એકલા મહાત્માજીને જ તેમાં ગણી શકાય. હજાર વર્ષે જગત પર પ્રકટતા કોઈ વિરલ વિશ્વપયગંબરને હિંદ સાચવી શક્યું નથી. જગતમાંથી સત્ પરવાર્યું છે અને અસત્ પ્રસરેલું છે. મહાત્માજીએ પ્રબોધેલો સત્ય–અહિંસાનો માર્ગ અપનાવવાની પ્રતિજ્ઞાઓ કરતાં હિંદીઓ, આજે તમે પરમ ઉપહાસનું કારણ બન્યા છો. તમે સત્ય–અહિંસાનું વિડંબન કર્યું છે. વિશ્વના જન્મથી અત્યાર સુધી એ સિદ્ધાંતો કોઇ આચારમાં યથાર્થ ઉતારી શક્યું નથી ને તમારો તો પ્રયત્ન પણ ક્ષુલ્લક અને અપ્રામાણિક હતો. તમે મહાત્માજીનું સાચું તર્પણ કરવાના છો ? તમે ક્ષુદ્ર માનવકીટકો !

રડો, પેટ ભરીને રડો. તમારી ક્ષુદ્રતાનું પ્રાયશ્ચિત્ત કરો. ગાંધીજીએ કહ્યું તે તમે ન માન્યું–એકે એક જીવન–ક્ષેત્રમાં, તેનું પ્રાયશ્ચિત્ત કરો. પ્રભુએ તમને વિશ્વનો પયગંબર આપ્યો અને તમે તે ગુમાવ્યો–તમારો માનવ તરીકેનો ઉદ્ધાર કર્યા વિના–તે તમારું હતભાગ્ય કરુણ કલ્પાંત જ જન્માવી શકે. તમે હવે ગાંધીજી માટે કોઈ ગૌરવ લઈ શકો તેમ નથી. પાપનું પૂરું પ્રાયશ્ચિત્ત કરો અને તેમાંથી જ તમને સ્વર્ગસ્થ વિશ્વવિભૂતિ ને પયગંબરનું દૈવી માર્ગસૂચન મળી રહેશે.

ઈ.

# સંસ્મરણોરૂપે અંજલિ

લેખક : દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી
એમ. એ. એલએલ. બી.

**મ**હાત્માજી દક્ષિણ આફ્રિકા ગયા તે પહેલાં પણ હું એમને ઓળખતો. મુંબઈની હાઈકોર્ટમાંથી બંગાળી પાઘડી (મોરેશીઓ) ટૂંકો કોટ, ગળે ટાઈ, ને પાટલુન પહેરી, ઘેર જતાં મેં એમને જોયેલા. એ મોરેશીઓ, એટલે સુધારાવાળા બંગાળીઓ, જેવા કે ટાગોર કુટુંબ, ઘોશ કુટુંબ વગેરેના કુટુંબીઓ પહેરતા તે: અને તેમનું અનુકરણ કરી, આ ઠેકાણે સ્વ. ભોળાનાથ સારાભાઈના કુટુંબીઓ, સ્વ. મહીપતરામભાઈના કુટુંબીઓ અને બીજા થોડા કેળવાયેલા પુરુષો પહેરતા તે. હવે એ જાતની પાઘડી બીજી પાઘડીઓની માફક અદૃશ્ય થઈ ગયેલી છે.

પોતે દક્ષિણ આફ્રિકા છોડી પાછા આવ્યા ત્યારે એમને કાઠિયાવાડની મોઢ જ્ઞાતિએ માનપત્ર આપેલાં અને સભાઓ ભરેલી. એ સભાઓમાં પોતે હાજર થતા: કાઠિયાવાડી ભેખાસમાં ફેંટો: અંગરખું, ધોતિયું, વગેરે, એ સભાઓમાં (એક કોટમાં અને એક ગુલાબવાડીમાં) હું હાજર રહેલો. અને જેમ મુંબઈવાળાઓ સર ફિરોજશાહ મહેતાને મુંબઈના સિંહ એ ઉપનામથી સંબોધતા તેમ હમે ગાંધીજીને “દક્ષિણ આફ્રિકાના સિંહ” એ ઉપનામે સંબોધેલા. પછી તો પોતે અનેક ક્ષેત્રમાં પ્રવૃત્તિઓ આદરી, અને સાબરમતી આશ્રમ સ્થાપતાં પહેલાં સ્વ. જીવણલાલ બૅરિસ્ટરના બંગલામાં, એલીસબ્રીજના વિસ્તારમાં રહેલા. સાબરમતી આશ્રમમાં બેઠે બેઠે મિલમજૂરોનું શ્રેય કરવા માટે પોતે અમદાવાદના મિલમજૂરોનું સંગઠન રચી, મજૂરસંઘ ઊભો કર્યો. એ મજૂરોના શ્રેયનું કામ શ્રી. ખંડુભાઈ દેસાઈ અને શ્રી. ગુલઝારીલાલ નંદાને સોંપવામાં આવ્યું. શ્રી. ગુલઝારીલાલ તો પોતાનો અભ્યાસ વધારવા વિલાયત જતા હતા તે ગાંધીજીના ઉપદેશથી અમદાવાદ જ થોભી ગયા. એ મજૂરોના વેતન સંબંધી મિલમાલિકો ને મજૂરો વચ્ચે મતભેદ પડયો અને તે મતભેદનો નિકાલ કરવાનું કામ સ્વ. મંગળદાસ ગિરધર અને ગાંધીજીને સોંપવામાં આવ્યું. બન્ને સંમત થઈ શકયા નહિ. એટલે તેમની વચ્ચેના મતભેદનો નિવેડો લાવવા લવાદ તરીકે ગાંધીજીએ મને પસંદ કર્યો. (સને ૧૯૨૯). હું તરતમાં જ મુંબઈની સ્મોલકૉઝ કોર્ટના ચીફ જજની જગા પરથી રિટાયર થયો હતો. લવાદ તરીકે મારે બન્ને પક્ષને સાંભળવાની જરૂર હતી એટલે હું અમદાવાદ આવ્યો અને સાબરમતી આશ્રમમાં એમના પોતાના ઓરડામાં જ્યાં

## હિંદુ ધર્મ

હું મને પોતાને સનાતની હિંદુ કહેવડાવું છું. કારણ કે:

(૧) હું વેદોને, ઉપનિષદોને, પુરાણોને અને જે બધા ગ્રંથો હિંદુધર્મશાસ્ત્રોને નામે ઓળખાય છે તેમને માનું છું અને તેથી અવતારોને અને પુનર્જન્મને પણ માનું છું.

(૨) હું વર્ણાશ્રમ ધર્મને, જે ને લાગે છે કે એના મૂળ વૈદિક અર્થમાં, માનું છું; એના આજના લૌકિક અને અણઘડ અર્થમાં નહિ.

(૩) હું ગોરક્ષાને તેના આજના લૌકિક અર્થ કરતાં ઘણા વધારે વિશાળ અર્થમાં માનું છું.

(૪) મૂર્તિપૂજાને વિષે મારી અનાસ્થા નથી.

વાચક જોશે કે વેદો તેમજ બીજા શાસ્ત્રોનો ઉલ્લેખ કરતાં તેમને મેં અપૌરુષેય અમર ઈશ્વરપ્રણીત કહ્યા નથી, કારણ કે કેવળ વેદ જ અપૌરુષેય કે ઈશ્વરપ્રણીત હોય એમ હું માની શકતો નથી. હું તો બાઇબલ, કુરાન અને ઝંદ અવસ્થાને પણ વેદનો જેટલાં જ ઈશ્વરપ્રણીત સમજું છું. આ ધર્મગ્રંથોનું મને કશું પ્રત્યક્ષ જ્ઞાન છે એવો મારો દાવો નથી. છતાં જે મુદ્દાનાં સત્યો ધર્મશાસ્ત્રો ઉપદેશે છે તે હું અંતરથી ઓળખું છું અને લાગણીથી સમજું છું, એવો અલબત્ત, મારો દાવો છે. શાસ્ત્રના, મારી બુદ્ધિ, તેને નૈતિક દૃષ્ટિએ અળખામણા લાગે એવા કોઈ પણ અર્થથી—પછી તો તે ચાહે તેટલા વિદ્વત્તાપૂર્ણ કાં ન હોય—બંધાવાની હું ના પાડું છું. અત્યારના શંકરાચાર્યો અગર શાસ્ત્રીઓ પોતે હિંદુ ધર્મશાસ્ત્રોનો જે અર્થ કરી બતાવે છે તે જ એક સાચો છે એવો દાવો હોય તો હું તેનો વધારેમાં વધારે આગ્રહપૂર્વક નિષેધ કરું છું. ઊલટું હું એમ માનું છું કે આ ધર્મગ્રંથોનું આપણું અત્યારનું જ્ઞાન છેક અસ્તવ્યસ્ત છે. જેણે અહિંસા, સત્ય અને બ્રહ્મચર્યમાં પૂર્ણતા પ્રાપ્ત નથી કરી અને જેણે સર્વ પ્રકારની માલિકી અને ધનવૈભવનો ત્યાગ નથી કર્યો, તેવો કોઈ પણ મનુષ્ય શાસ્ત્રોને ખરેખરાં સમજી ન જ શકે એ ધર્મસૂત્રમાં મારી સંપૂર્ણ શ્રદ્ધા છે.

—ગાંધીજી

## દંપતી ધર્મ

પતિ-પત્નીનો ધર્મ વિકટ છે. હિંદુ પતિ તેમ સમાજનો જણાય છે કે પત્ની એ સોદાની વસ્તુ છે. 'આ મારો માલ છે' એમ પોતાની અર્ધાંગનાને વિષે બોલતા રાક્ષસ રૂપ પતિઓને મેં સાંભળ્યા છે. પતિ જેટલા ફેરફાર પોતાના જીવનમાં કરે તેટલા પત્ની તુરત સમજી લે ને અમલમાં મૂકે એમ કહેનારને શું કહીએ?

પત્નીને કંઈ વ્યક્તિત્વ હશે કે?

દમયંતીને હતું, મીરાબાઈએ બજાવી બતાવ્યું. દંપતીધર્મ દોયલો છે. કચડાયેલી સ્ત્રીઓ પણ કચડાયલી જ હશે. જેમ ખાદીના ભક્તને બીજાનો પરદેશી પહેરવેશ સહન કરવો પડે છે તેમજ તે પત્નીનો સહન કરે ઘા? કે અમે દંપતી માંસાહારી હોઈએ. મને શુદ્ધિ આવી. મેં માંસાહાર છોડ્યો. એટલે મારી પત્નીએ પણ છોડવો જ? કે તેને સમજાવી, વીનવીને છોડાવવો? ધારો કે મેં બળાત્કારે પત્નીની પાસે માંસાહાર છોડાવ્યો. મારી જીભે તો માંસાહાર માગ્યો; એટલે સ્ત્રીએ પણ શરૂ કરવો રહ્યો? આવા સૌભાગ્ય કરતાં વૈધવ્ય શું ખોટું? રાવણની સ્ત્રી મંદોદરીને પણ સ્વતંત્રતા હતી. દ્રૌપદી પાંડવોને ધમકાવતી. ભીમ જેવો પતિ દ્રૌપદીની પાસે રાંક જેવો થઈ બેસતો. સીતાપતિની તો વાત જ શી કરવી? સીતા હોઈને રામ પૂજાયા. ધર્મમાં બળાત્કાર ન જ હોય. ધર્મ તો ખાંડાની ધાર છે. ત્યાં કૃષ્ણે 'કિં કર્મ' કહ્યું છે ત્યાં કિં ધર્મ સમજવું. કવિઓ એટલે જ્ઞાનીઓને પણ તેની શોધ કરતાં મોહ ચડ્યો છે. ખાદીનો પરમ ભક્ત હું એમ માનું છું કે મારી પત્નીને બળાત્કારે ખાદી પહેરાવવાનો મને અધિકાર નથી. પતિ-પત્નીનો પ્રેમ એ સ્થૂળ વસ્તુ નથી તેની વાટે આત્મા—પરમાત્માના પ્રેમની ઝાંખી થઈ શકે છે. એ પ્રેમ વિષયપ્રેમ કદી ન હોય. વિષય તો પશુ પણ કરે છે. તેને આપણે પશુચર્યાને નામે ઓળખીએ છીએ. જ્યાં શુદ્ધ પ્રેમ વર્તે છે ત્યાં બળાત્કારને અવકાશ જ નથી. જ્યાં શુદ્ધ પ્રેમ હોય ત્યાં બંને એકબીજાની આમન્યા રાખી વર્તે છે ને બંને ધર્મ માર્ગમાં આગળ વધે છે

—ગાંધીજી

પોતે સવારે ચરખો કાંતતા હતા ત્યાં મળવાનું ઠેરવ્યું. હું પણ ત્યાં ગયો અને શેઠ મંગળદાસ પણ ત્યાં આવ્યા. ગાંધીજીનું મોઢું હમેશ હસતું હોય અને ટોળ કરવાની પ્રથા તો એમને સહજ થઈ ગઈ હતી. એ ઓરડામાં એક એમનો યુરોપિયન અનુયાયી બેઠો બેઠો કાંતતો હતો. ગાંધીજી તળપદું કાઠિયાવાડી બોલતા હતા. એટલે તે તળપદી ભાષામાં મને કહે કે "કાં? ઈ માળો ગુજરાતી સમજતો નથી એટલે એને રહેવા દઈશું કે બહાર મોકલીશું?" મેં કહ્યું કે "ભલે બેઠો, મને વાંધો નથી." પછી સ્વ. મંગળદાસ શેઠે પોતાનો કેસ કહી સંભળાવ્યો. ગાંધીજીએ પોતાના પક્ષની હકીકત કહી સંભળાવી. વચ્ચે વચ્ચે શેઠ મંગળદાસ હસી હસીને ટોળ કરતા જાય કે "તમે અમદાવાદવાળાઓ એક જંઈ પણ છોડો એવા નથી." એ સુનાવણી પૂરી થઈ. મેં લેખી ચુકાદો આપ્યો. તેથી બન્ને પક્ષને થોડો સંતોષ ને થોડો અસંતોષ થયો. અને લવાદોથી આવા પ્રશ્નોનો શાંતિભરેલી રીતે નિવેડો લાવવાની પ્રથાની આ રીતે શરૂઆત થઈ.

ત્યાર પછી પણ વખતોવખત મળવાનું થતું ને પત્રવ્યવહાર પણ ચાલતો. ગોવધ સંબંધી પોતે હરિજનમાં લખતા. તેમાં "ગોવધ" માટે ઉર્દૂ શબ્દ વાપરતા. "ગાવકસી." એ શબ્દ અશુદ્ધ હતો. "કુશીદન" એટલે "મારી નાખવું" એ ફારસી શબ્દનું ક્રિયાપદ છે. તે ઉપરથી ક્રિયાવાચક શબ્દ "કશી" થાય છે, "કસી" નહિ. "કશી" એટલે ખેંચવું. મેં એમને જણાવ્યું કે આ ભૂલ થાય છે. પોતે જવાબ લખ્યો કે જે શબ્દ લોકોના સાધારણ વપરાશમાં હોય તે જ વાપરવો હું પસંદ કરું છું: ચોખલીઓ થતો નથી.

આપણા સાહિત્ય પરત્વે એમનો જે આગ્રહ હતો, તે આગ્રહનો કુંચી આ જવાબમાં જડે છે. ખેડુતો સમજી શકે, સાધારણ શીખેલા, સામાન્ય કેળવણીવાળા સમજી શકે તેવું ગદ્ય-પદ્ય લખવા માટે એમનો આગ્રહ હતો. સ્વ. નરસિંહરાવ યા કવિ નાનાલાલને એઓ એ જ બાધ કરતા. અને પોતે તો પોતાનો અભિપ્રાય અમલમાં મૂકતા જ. સાહિત્યમાં જે જે સુધારા પોતે સૂચવ્યા તે એટલા જરૂરી હતા કે એમના સમયને "ગાંધી યુગ" નામ અપાયું છે. જેમ નરસિંહ ને પ્રેમાનંદનાં કાવ્યો સાદી ભાષામાં લખાયાં છતાં જનતાના હૃદયમાં સોંસરાં પેસી જતાં, તેવી જ ધાટીએ ગાંધીજીએ ગદ્ય લખ્યું છે. એમના એ માર્ગદર્શનનું [illegible] અનુકરણ થઈ ગયું છે. [illegible] એમનો [illegible] હવે ભાગ્યે જ ભુંસાઈ જાય એવા સંજોગ [illegible] રહ્યા છે

# ગાંધીજી — એક શ્રાદ્ધાંજલિ

[ શ્રી. ઉછરંગરાય કે. ઓઝા બી. એ. ]

મારાથી રોવાતું નથી અને રહેવાતું નથી. મહાત્માજી મારા ગુરુ હતા અને છતાં તેમણે કદી મારી પાસેથી ગુરુપરિચર્યા, ગુરુદક્ષિણા કે ગુરુપ્રણાલિકા અપેક્ષ્યાં નથી. મારી નજરમાં તેઓ જેને હું શુદ્ધ સનાતનધર્મિતા સમજું છું તેના અર્કસાર હતા. તેમની ધર્મપ્રજ્ઞા એટલી જાજ્વલ્યમાન હતી કે આપણે અનધિકારીઓ સહુ તેમનાથી અંજાઈ જતા અને આપણા આત્માનાં નયનો જળતાં અનુભવી આપણામાંના ઘણા ક્રોધ અનુભવતા.

જે બન્યું છે તે માનવઇતિહાસનું અધમમાં અધમ કરુણ કલંક છે. એ હિન્દુત્વમાં રોમેરોમ વ્યાપી ગયેલી તમોમયતાંને અંગે બન્યું છે. પ્રકાશબિન્દુ તમોમય મહાસાગરના ઊછળતા લોઢમાં આજે દબાઈ ગયું છે; પણ તેની આભા અને તેનો અંબાર, તેની શ્રુતિ અને તેની સ્મૃતિ જીવંત જ્વલંત છે. પ્રકાશ તો મૂળ પ્રકૃતિ છે. તમસ માનવનજરે કલ્પાયુષ છે છતાં સ્વભાવે ક્ષણભંગુર છે. મહાત્માજીનું કલેવર પંચમહાભૂતમાં મળી ગયું છે, પરંતુ તેના પ્રાણજીવનનો પ્રકાશ દિક્કાલાતીત છે. એ પ્રકાશને વંદન હો!

---

પોતે જૂહુ (સ્વ. નરોત્તમ મોરારજીના બંગલામાં) તબિયત સુધારવા આવેલા ત્યારે પણ બહુ પ્રેમથી મુલાકાત થઈ હતી. તે વખતે એમની પાસે કેટલાએક ઈટાલિયનો એમના દર્શન માટે આવી બેઠેલા હતા. રેવરન્ડ ઍંડ્રુઝ તે વખતે ત્યાં એમની જોડે રહેતા હતા અને આપણો પોશાક પહેરતા હતા. બીજા કેટલાક મહેમાનો આવ્યા હતા. તેમની આગતાસ્વાગતામાં કોઈ જાતની ખામી આવે નહિ, માટે સ્વ. કસ્તુરબાને બોલાવીને એમના તળપદા કાઠિયાવાડીમાં કહે કે, "કાં, આ લોકોના પાથરણ-બાગરણની તજવીજ કીધી છે કે કેમ?" પોતાના મહેમાનની સગવડની આ કાઠિયાવાડી કાળજી, પોતે ગમે તેટલા કામમાં હોય તોપણ ભૂલતા ન હતા.

પછી મળ્યા અમદાવાદની સાહિત્ય પરિષદની બેઠકમાં અને પછી પાછા બનારસ યુનિવર્સિટીના જ્યુબિલી પ્રસંગે. એમનું સદાનું સ્મિત સૌને વધાવી લેતું, તેમ મને પણ પોતે વધાવી લીધો.

આ મુજબ એમના સ્નેહમાં ઓતપ્રોત થઈ ગયેલ વ્યક્તિ એમને કેમ ભૂલી શકે? એમના આચારવિચારને અનુસરી આપણે એમને અંજલિ આપીએ, એ જ આપણું કર્તવ્ય.

## ત્યાગમૂર્તિ

હિંદુ વિધવાને ઘડીને વિધાતાએ હાથ ધોઇ નાખ્યા છે. જ્યારે જ્યારે પુરુષ વર્ગને પોતાનાં દુઃખની કથા કરતો હું સાંભળું છું ત્યારે ત્યારે વિધવા બહેનોની પ્રતિમા મારી પાસે ખડી થાય છે. પોતાનું દુઃખ રોનાર પુરુષને જોઇ હું હસું છું.

હિન્દુધર્મ સંયમને ઊંચામાં ઊંચી કોટિએ લઇ ગયો છે. અને વૈધવ્ય તેની પરિસીમા છે. પુરુષ તો પોતાના દુઃખનું નિવારણ કરે. તેનું દુઃખ તેની મૂર્ખાઈને લીધે હોય છે. ઘણું દુઃખ તો કેવળ આર્થિક લોભને ખાતર ભોગવે છે. પણ વિધવાનું શું? તેનો બિચારીનો પોતાના દુઃખમાં હાથ જ નથી. તેના દુઃખનું નિવારણ તેની પાસે નથી જ. રૂઢિધર્મે તે દ્વાર તદ્દન બંધ કર્યું છે. અનેક વિધવા દુઃખને દુઃખ માનતી નથી. ત્યાગ એ તેને સારુ સ્વાભાવિક વસ્તુ થઈ પડી છે. ત્યાગનો ત્યાગ તેને દુઃખરૂપ થાય. વિધવાનું દુઃખ જ તેનું સુખ મનાયું છે.

આ સ્થિતિ ખરાબ નથી, સરસ છે. તેમાં હિન્દુધર્મની શ્રેષ્ઠતા રહી છે. વૈધવ્યને હું હિન્દુ ધર્મનું ભૂષણ માનું છું. વિધવા બહેનોને જોઉં છું ત્યારે મારું માથું અનાયાસે નમે છે. વિધવાનું દર્શન મારે સારુ અપશુકનની નિશાની નથી. પ્રાતઃકાળમાં તેનું દર્શન કરી હું કૃતાર્થ થાઉં. તેનો આશીર્વાદ મને મોટી બક્ષિસ માનું. તેને જોઈ સર્વ દુઃખો ભૂલી જાઉં. વિધવાની પાસે પુરુષ પામર પ્રાણી છે. વિધવાના ધૈર્યનું અનુકરણ અસંભવિત છે. પ્રાચીન કાળનો વારસો જે વિધવાને મળ્યો છે તેની આગળ પુરુષના ક્ષણિક ત્યાગની પૂંજીની શી કિંમત હોઈ શકે?

—ગાંધીજી.

*

રોમમાં પોપના મહેલના પ્રવેશદ્વાર પર ઊભેલા ઇટાલિયન ચોકીદાર સાથે મારે જે વાત થઇ તે મારાથી ભુલાતી નથી. મેં મારાં નામઠામ લખી આપ્યાં એટલે એણે મને પૂછ્યું: "હિન્દુસ્તાન?" મેં કહ્યું: "હા." "ગાંધી?" એણે સહેજ સ્મિત કરીને આ સવાલ પૂછ્યો, એટલે મારે હા કહેવી પડી. હિંદ એટલે ગાંધીજીનો દેશ એમ એનો કહેવાનો આશય હતો. નવ વરસ પર ઇટલીમાં મને આ અનુભવ ફરી ફરીને થયો હતો.

—રેવરંડ અઝારિયા.

# વંદે !

[ પ્રિન્સિપાલ અ. ક. ત્રિવેદી ]
એમ. એ. એલએલ. બી.

વંદે ! સત્ય, શાંતિ, અહિંસા, વિશ્વભ્રાતૃત્વના પયગંબરના પરમ પુરુષને–મહાત્મા ગાંધીજીને પૂર્ણ નમનતાપૂર્વક વંદે !

આ સાધુ પુરુષ પ્રતિ આપણાં વંદનોનું વર્ણન શબ્દોને માટે પર્યાપ્ત નથી. સર્વથા સમર્થ પરદેશી હકુમતની સામે હિંમતથી કેમ સામનો કરવો તે તેણે હિંદને શીખવ્યું. એ, આ આત્મબળથી બળવો હતો. મહાત્માજી ધાર્મિક યોદ્ધા હતા. બધાના હૃદયમાં પ્રેરેલો એમનો જીવનમંત્ર હતો–અહિંસા. જુનવાણીમાં મસ્ત મગજોને તેમણે અસ્પૃશ્યતાને વર્જી દેવાનું શીખવ્યું. ચાહે ભંગીમાં કે ચાહે બ્રાહ્મણમાં જે આત્મા વસે છે તે એક જ છે, અને પરમાત્મા તેના તમામ ભક્તોને સરખી જ રીતે આવિર્ભૂત થાય છે. તેના પવિત્ર મંદિરમાં કંઈ પણ ભેદભાવ ન હોય, અને આ શાશ્વત સત્યની મહાત્માજીએ હિંદભરને સ્મૃતિ કરાવી.

સમસ્ત દેશને તેમણે સાદાઈની દિવ્યતા શીખવી. તેમનો પહેરવેશ શ્વેત ઉપવસ્ત્ર, તેમનો આવાસ ખાસ કરીને શોભાનાં સાધનો વિનાની નાની ઝૂંપડી, તેમનો ખોરાક સાદો ફળાહાર, નારંગીના રસનું પીણું અથવા બકરીના દૂધનો કટોરો. તેમની મુસાફરી હમેશ ત્રીજા વર્ગના ડબ્બામાં–આ તમામ તેમની સાદી, આમ જનતાને અનુકૂલ, નમ્ર જીવનરીતિઓનાં પ્રતીક છે. મનુષ્યમાત્રને તેમણે પ્રેમનો મહામંત્ર અર્પ્યો. એમનું ખૂન કરવા જેણે પ્રયત્ન કર્યો તેમના સંબંધમાં પણ તેઓ દયા વદ્યા.

નરસિંહ મહેતાનું જે ભજન તેમના હૃદયને અતિપ્રિય હતું –"વૈષ્ણવ જન તો તેને રે કહીએ" તેના ભાવ મુજબ તેઓ વૈષ્ણવ જ હતા. બુદ્ધ, ઈસુ ખ્રિસ્ત, ઝરથોસ્ત, મહંમદ, શંકર, રામકૃષ્ણ પરમહંસ–એ તમામમાં જે જે શ્રેષ્ઠ હતું તે તે તેમનામાં આવિર્ભાવ પામ્યું; કહો કે દુનિયાના મોટામાં મોટા સંતો, પયગમ્બરો, ફિલસુફોમાં જે જે શ્રેષ્ટ હતું તે એમનામાં જણાયું. શ્રી ભગવદ્ગીતા કહે છેઃ–સંભવામિ યુગે યુગે–તદનુસાર જ ગીતનું સત્ય આપણે તેમનામાં જોયું. તે શ્રી કૃષ્ણના અવતાર હતા.

હિંદ તેમને વંદે છે. હાલની આખી દુનિયા તેમને વંદે છે. ઇતિહાસનો ન્યાયી અવાજ કહેશે કે મનુષ્યના ભાવી તમામ યુગો તેમને વંદશે. તેમના આદર્શો તેમના વિચારો, તેમની ભાવનાઓને આપણે અડગ રીતે વળગી રહીએ. પ્રભુ આપણને એમ પ્રેરે ! તેમને ને તેમની ભાવનાઓને, હજારો વંદન હો !

# અહિંસા ધર્મ

અહિંસા વિના સત્યની શોધ અસંભવિત છે. અહિંસા અને સત્ય એવાં ઓતપ્રોત છે, જેમ સિક્કાની બે બાજુ અથવા લીસી ચકરડીની બે બાજુ. તેમાં ઊલટી કઈ ને સૂલટી કઈ ? છતાં અહિંસાને સાધન ગણીએ, સત્યને સાધ્ય ગણીએ. સાધન આપણા હાથની વાત છે, તેથી અહિંસા પરમ ધર્મ થઈ. સત્ય પરમેશ્વર થયું. સાધનની ફિકર કર્યા કરીશું તો સાધ્યનાં દર્શન કોઈક દિવસ તો કરીશું જ. આટલો નિશ્ચય કર્યો એટલે જગ જીત્યા. આપણા માર્ગમાં ગમે તે સંકટ આવે, બાહ્ય દૃષ્ટિએ જોતાં આપણી ગમે તેટલી હાર થતી જોવામાં આવે, છતાં આપણે વિશ્વાસ ન છોડતાં એક જ મંત્ર જપીએ: સત્ય છે તે જ છે. તે જ એક પરમેશ્વર. તેનો સાક્ષાત્કાર કરવાનો એક જ માર્ગ, એક જ સાધન તે; અહિંસા; તેને કદી નહિ છોડું. જે સત્યરૂપ પરમેશ્વરને નામે આ પ્રતિજ્ઞા કરી છે તેનું પાલન કરવાનું તે બળ આપો.

— ગાંધીજી

# સ્વાદિયો ભાઇ ત્યાગી થઇને બેઠો !

રાજકોટમાં પૂ. ગોકી બહેનને મળવા ગયો. ભાઈ જગતભરમાં અવતારી પુરુષ તરીકે પૂજાય છે એમ જાણનારી બહેનનું હૈયું કેવું હોય એ જોઈને પાવન થયો. તેમણે કહ્યું: "વિલાયત જવું'તું ત્યારે ભાઇ ફક્ત અઢાર વરસના હતા. બાની રજા મળતી નહોતી. બાના ખોળામાં સૂઇ જઇને મનાવે– "બા, તું જોજે તો ખરી, હું વિલાયત જઈને કેવો હોશિયાર થઇ આવું છું ! છેવટે પ્રતિજ્ઞા લીધી ત્યારે બાએ રજા આપી."

મુંબઈમાં રહેતા તે વખતની વાત કરતા કહે: 'ભાઇને ખાવાનો બહુ શોખ. અથાણાંના બાટલા દળેલું મીઠું-બધું અહીંથી મંગાવે. પૂરણપોળી એમને બહુ ભાવે. જે'દી પૂરણપોળી થાય તે દિવસે રસોડામાં આવીને કહેશે– નહિ ટંક થાય એટલી કરી છે ને ? હું તો વિચારમાં પડી જાઉં છું કે આવો સ્વાદિયો ભાઈ આ ત્યાગી થઈને બેઠો !'

—રા. ના. પાઠક

## મહાકાવ્યસદૃશ ભવ્યતાપૂર્ણ

# રાષ્ટ્રપિતાની જીવન-તવારીખ

**ઓ**ગણીસમી સદીના ઉત્તરાર્ધમાં હિન્દના ઇતિહાસમાં એક નવું જ પ્રકરણ ઉમેરાયું. પરદેશી અમલ નીચે છેલ્લી એક સદીથી પ્રજાનો આત્મા ગુંગળાતો હતો. એ વખતે હિન્દમાંથી વિદેશી શાસનને ફગાવી દેવાનો નિર્ણય કરવામાં આવ્યો. એ મહાન દેશવ્યાપી ક્રાંતિનો આત્મા એટલે ગાંધીજી. રાષ્ટ્રનો વિકાસ એમના વિકાસનું એક અંગ બની ગયો.

મોહનદાસ કરમચંદ ગાંધીનો જન્મ ૧૮૬૯ના ઓક્ટોબરની બીજી તારીખે કાઠિયાવાડમાં પોરબંદરમાં થયો હતો. એમના પિતા શ્રી. કરમચંદ ગાંધી પોરબંદરના દીવાન હતા. માતા પુતળીબાઇ ઘણાં ધાર્મિક હતાં. છેલ્લી બે પેઢીથી એમના વડવા કાઠિયાવાડમાં દીવાનપદું કરતા.

પ્રાથમિક કેળવણી ગાંધીજીએ પોરબંદર અને રાજકોટ ખાતે લીધી. તેર વર્ષની વયે–૧૮૮૨માં એ કસ્તુરબાને પરણ્યા ૧૮૮૭માં એ મેટ્રિક થયા. એમની સોળ વર્ષની વયે પિતા અવસાન પામ્યા. ૧૮૮૭–૮માં ભાવનગરમાં સામળદાસ કોલેજમાં અભ્યાસ કરવા ગયા પરંતુ ત્યાં ફાવ્યું નહિ. એક મિત્રના સૂચનથી કાયદાનો અભ્યાસ કરવા વિલાયત જવાનું નક્કી કર્યું અને દારૂ, સ્ત્રીઓ અને માંસથી દૂર રહેવાનું વચન મળતાં માતાએ જવાની રજા આપી.

વિલાયતમાં ઘણી જ કરકસર કરીને રહ્યા. એમનું દરરોજનું ખર્ચ એક શિલીંગ અને ત્રણ પેન્સનું હતું. થીઓસોફીસ્ટના સંસર્ગમાં આવ્યા અને ત્યાંથી જ ગીતાનો નાદ લાગ્યો. ૧૮૯૧માં બેરીસ્ટર થયા અને મુંબઇ પાછા આવ્યા. મુંબઇમાં વકીલાત શરૂ કરી પણ ફાવ્યું નહિ. રાજકોટ આવ્યા અને ત્યાં વકીલાત શરૂ કરી. પોરબંદરની એક મુસ્લિમ પેઢીએ માગણી કરતાં ૧૮૯૩માં દક્ષિણ આફ્રિકા ગયા.



રાજકોટમાં ભણતો નિશાળિયો મોહન

ડરબનની કોર્ટમાં મેજીસ્ટ્રેટે પાઘડી ઉતારવાનું કહ્યું. પણ તેમણે ન માન્યું એક યુરોપીઅને અપમાન કરતાં રંગદ્વેષ ઉખેડી નાખવાનો નિશ્ચય કર્યો. હિંદીઓની પરિસ્થિતિનો અભ્યાસ કર્યો. રાજકીય હીલચાલમાં ઝંપલાવ્યું. ૧૯૦૧માં તેઓ



શામળદાસ કોલેજમાં ફેંટાવાળો મોહન

બ્રહ્મચર્ય અને નિર્ધનતાનું વ્રત લેવું તો અતિશય વસમી વસ્તુ છે એમ આપણે કહીએ છીએ, તેમાં અસાધારણતા આરોપીએ છીએ, મહાત્માઓ અને યોગીઓ જ તે સાધી શકે એમ કહીએ છીએ, અને એ લોકો તો વિરલ જ છે એમ કહીને સંતોષ માનીએ છીએ. પણ આપણને ભાન નથી હોતું કે સાચું મહાત્માપણું અને યોગ જો સમાજનું તળિયું આવી ગયેલું છે તે સમાજમાં હોઈ શકે જ નહિ. પેલા સસલા અને કાચબાની શરતની જેમ દુરાચાર અને સદાચારની શરત ચાલી રહી છે.દુરાચાર સસલાની જેમ લાંબી ફલાંગ મારે છે. સદાચાર કાચબાની જેમ ધીમે પણ અચૂક પગલે ચાલે છે. એ ન્યાયે પશ્ચિમનો વ્યભિચાર આપણી પાસે વિજળી વેગે આવી પહોંચે છે, એની ચિત્રવિચિત્ર મોહિનીથી તે આપણને આંજે છે, અને સત્યનું ભાન ભૂલાવે છે. ઘડી ઘડીએ તારો મારફત અને અને દરરોજ પરદેશી માલ લઈને આવતી આગબોટો મારફત આપણા પર પશ્ચિમનો, ઝગમગાટ ચાલ્યો જ આવે છે, અને તેમાં અંજાઈને આપણને બ્રહ્મચર્યનું વ્રત લેતાં જાણે શરમ આવે છે, અને નિર્ધનતાના વ્રતને પાપ માની એર.બાની અણીએ પહોંચીએ છીએ.

—ગાંધીજી.

## બલિદાન માટે તત્પર

એક વાર એક સાધુ સાપ લઈને આવ્યો. બરાબર તે જ દિવસે મહાસભાના કાર્યવાહક મંડળની બેઠક હતી એટલે જવાહર, સરદાર ને કૃપાલાની વગેરે આગેવાનો આવેલા. આવીને જુએ તો ગાંધીજીની સામે પેલો સાધુ બેઠો છે અને સાપ હાથમાં રમાડતો વાતો કરી રહ્યો છે: " જુઓ મહાત્માજી આ સાપ ઝેરી છે પણ નાગ જેટલો ઝેરી નથી. તમે કહો તો તમારે ગળે વીંટાળું તો પણ કરડે નહિ.' ગાંધીજી કહે 'વીંટાળો' પેલાએ તો વીંટાળી દીધો. શિવજીની માફક ગાંધીજી તો ગળે સાપ વીંટાળીને બેસી રહ્યા. સૌના જીવ ઉંચા થયા પણ ગાંધીજી તો હસતા બેઠા હતા. પછી સાપ ઉતારીને સાધુએ કહ્યું: " કોઈ તૈયાર હોય તો તેને કરડાવું અને પાછું ઝેર ઉતારી લઉં." ગાંધીજીએ હાથ લાંબો કર્યો. હજારો ગામડિયા સાપના કરડથી મરી જતા હતા તેનો ઉપાય શોધવા જમે તેવું જોખમ ખેડવા તેઓ તૈયાર હતા. સાધુ સાપ કરડાવવા જતો હતો ત્યાં સરદાર વચ્ચે પડયા અને સાધુને કહ્યું: " મહારાજ! તમે હવે જાઓ. બીજા કોઈની ઉપર તમારો પ્રયોગ અજમાવો. આમને એમનું કામ કરવા દો."

❁

## હેં મા, બંદૂક જ ન શોધાઈ હોત તો?

અમેરિકાનાં પ્રખ્યાત લેખિકા શ્રીમતી પર્લ બક ગાંધીજીના અવસાનના સમાચાર સાંભળ્યા ને ગંભીર બની ગયાં.

તેના દસ વરસના પુત્રે તરત માતાનો દુઃખી ચહેરો જોઈને પૂછ્યું: " મા, શું થયું?'

'ગાંધીજીની ઉપર કોઈએ ગોળી છોડીને તેમને મારી નાખ્યા.'

પુત્રની આંખમાંથી આંસુની ધારા વહેવા માંડી. તે ગદ્‌ગદ્‌ અવાજે બોલી ઉઠયો: 'હેં મા, આ દુનિયામાં માણસે બંદૂકની શોધ કરી જ ન હોત તો કેવું સારું થાત?'

❁

મારા જેવા હજારો ભલે નાશ પામો પરંતુ સત્યનો જય થાઓ. મારા જેવા ભૂલ કરનારા મર્ત્ય માનુસને માટે પણ સત્યને લેશ પણ નીચું ઉતારવાનો પ્રયાસ ન થાય.

—ગાંધીજી

હિન્દ આવ્યા ને હિન્દના નેતાઓ સાથે સંપર્ક સાધ્યો. હિન્દનો વ્યાપક પ્રવાસ ખેડયો. ૧૯૦૨માં ફરી દક્ષિણ આફ્રિકામાં ગયા. નાતાલ બ્રીટીશ ઇન્ડીઆ એસોસીએશન સ્થાપ્યું. "ઇન્ડિયન ઓપીનિયન"ના તંત્રી થયા. ૧૯૦૭થી ૧૯૧૪ સુધી દક્ષિણ આફ્રિકાના હિન્દીઓ માટે લડત ચલાવી. ૧૯૧૪માં 'કાળો કાયદો' રદ થતાં એ લડતનો વિજયી અંત આવ્યો.



વિલાયતવાસી મોહનદાસ ગાંધી

૧૯૧૫ના જાન્યુઆરીની નવમી તારીખે પીસ્તાલીશ વર્ષની ઉંમરે, ગાંધીજી હિન્દ આવ્યા અને સમગ્ર જીવન દેશની સેવામાં અર્પણ કર્યું. ૧૯૧૫ના મેની પચીસમી તારીખે સત્યાગ્રહ આશ્રમની સ્થાપના કરી. ૧૯૧૮માં ખેડા સત્યાગ્રહની સફળતાપૂર્વક દોરવણી આપી. ૧૯૧૯માં જલીયાનવાલા બાગનો હત્યાકાંડ થયો અને આખો દેશ એ કતલથી સમસમી ઉઠયો. ૧૯૧૯ના નવેમ્બરની ચોવીસમીએ ખીલાફત પરિષદ મળી અને તેમાં એમણે બહિષ્કારનું સૂચન કર્યું. કૈસરે હિન્દ મેડલ વગેરે સરકારી માન-ચાંદો તેમણે ૧૯૨૦માં વાઇસરોયને પાછા આપી દીધાં. નવેમ્બરમાં ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી.

૧૯૨૦ના સપ્ટેમ્બરમાં કલકત્તા કોંગ્રેસના અધિવેશનમાં સ્વરાજ્યની માગણી કરતો અને બહિષ્કારને મંજુરી આપતો એમ્. બે ઠરાવો પસાર થયા. ૧૯૨૧ના ઓગસ્ટમાં પરદેશી કાપડની હોળી મુંબઈમાં થઈ અને ગાંધીજીએ રેંટીયા અને ખાદીની સ્વરાજ્ય-પ્રાપ્તિના શસ્ત્ર તરીકે દેશને ભલામણ કરી. પ્રિન્સ ઓફ વેલ્સ હિન્દમાં આવ્યા ત્યારે હિંસક બનાવો બન્યા. વિરોધ તરીકે ગાંધીજીએ પાંચ દિવસના ઉપવાસ કર્યા. ૧૯૨૨માં રાજદ્રોહના આરોપસર એમને ગિરફતાર કરવામાં આવ્યા. જેલમાં તેમણે આત્મકથા ("સત્યના પ્રયોગો") લખવા માંડી. ૧૯૨૪ના ફેબ્રુઆરીમાં તેઓ છૂટયા. એકતા માટે એકવીસ દિવસના ઉપવાસ કર્યા. બેલગામ કોંગ્રેસના પ્રમુખ તેઓ થયા. ચરખા સંઘની સ્થાપના કરી. ૧૯૨૫માં સમસ્ત હિન્દનો પ્રવાસ કર્યો. ૧૯૨૮માં બારડોલીનો સત્યાગ્રહ તેમના આશીર્વાદ સાથે સરદારે ઉપાડયો.



મંથનમગ્ન બેરિસ્ટર ગાંધી

૧૯૨૯માં લાહોરમાં મળેલી કોંગ્રેસમાં સંપૂર્ણ સ્વાતંત્ર્યની ઘોષણા કરવામાં આવી. ૧૯૩૦ના એપ્રીલની છઠ્ઠી તારીખે તેમણે મીઠાનો સત્યાગ્રહ આદર્યો. ગાંધીજી પકડાયા. દેશભરમાં લાખ માણસો જેલમાં ગયા. ૧૯૩૧માં લોર્ડ ઇરવીને ગાંધીજીને મુક્ત કર્યા. વાઇસરોય અને ગાંધીજી વચ્ચે વાટાઘાટો થઈ. ગાંધી-ઇરવીન કરાર થયા. સત્યાગ્રહ મોકુફ રાખ્યો. કોંગ્રેસના પ્રતિનિધિ તરીકે ગોળમેજીમાં હાજરી આપવા લંડન ગયા. પાછા ફર્યા ત્યારે વાતાવરણ વણસેલું જણાયું. ૧૯૩૨માં અસહકારની ચળવળ શરૂ કરી. ગાંધીજી પકડાયા. યરવડા જેલમાં કોમી ચુકાદા સામે ગાંધીજીએ આમરણાંત ઉપવાસ શરૂ કર્યા. છેવટે એમની માગણીઓ કબુલ રાખવામાં આવી ત્યારે એમણે ઉપવાસ છોડ્યા. ૧૯૩૩માં હરિજન સેવક સંઘનું સંચાલન હાથમાં લીધું. મેની આઠમી તારીખથી આત્મ-વિશુદ્ધિ માટે એકવીસ દિવસના ઉપવાસ કર્યા. ૧૯૩૪માં એમની મોટર ઉપર બોમ્બ ફેંકાયો. પરંતુ ગાંધીજી બચી ગયા. ૧૯૩૫માં વર્ધામાં (સેવાગ્રામ) નિવાસ રાખ્યો. ૧૯૩૯માં રાજકોટના ઠાકોર વચન આપીને ફરી જવાથી હૃદયપલટા માટે તેમણે આમરણાંત ઉપવાસ આદર્યા. વાઇસરોયે દરમિયાનગીરી કરીને ઉપવાસ છોડાવ્યા. હિટલરને ખુલ્લો પત્ર લખ્યો.

૧૯૪૨ના માર્ચમાં સર સ્ટેફર્ડ ક્રીપ્સ દરખાસ્તો લઈને હિન્દમાં આવ્યા. ગાંધીજીએ દરખાસ્તો ન સ્વીકારી. 'હિન્દ છોડો' ('ક્વીટ ઈન્ડીઆ') ઐતિહાસિક ઠરાવ રજુ કર્યો. ઓગસ્ટની આઠમી તારીખે તેમણે એનું રહસ્ય સમજાવ્યું. નવમી તારીખે ગાંધીજી સમેત હિન્દના સર્વ નેતાઓની સરકારે ધરપકડ કરી. ગાંધીજીને પુના ખાતે આગાખાન મહેલમાં રાખવામાં આવ્યા. ઓગસ્ટની પંદરમીએ મહાદેવભાઈ મૃત્યુ પામ્યા. જેલમાં ૨૧ દિવસના ઉપવાસ કર્યા. ૧૯૪૪માં જેલમાં જ પૂજ્ય કસ્તુરબાનું

[ જુઓ પૃષ્ઠ ૯૩૩ પર ]

## 'ભલા થઈને બેસો!'

વર્ધાથી મોટરમાં એક વાર નીકળ્યા. સાઠેક માઈલ દૂર જવાનું હતું. એમાં રસ્તામાં મોટર બોટકાણી. છેવટે બાજુના ગામમાંથી ગાડું મંગાવ્યું. ગાંધીજી તો થાક્યા-પાક્યા ગાડામાં લાંબા થઈને સુતા. બળદ ધીમાધીમે જતા હતા. ગાંધીજીના મનમાં થયું કે આ બાજુના બળદ બહુ સારા લાગે છે, કુંઅરાળ મુલક રહ્યો ને! આમ વિચાર કરતા એ તો ઊંઘી ગયા. પણ સવારમાં ઊઠીને જ્યાં જુએ તો હાંકનારના હાથમાં તીખી આરવાળો પરોણો! વારે ઘડીએ એ બળદને આર ઘોંચ્યા કરતો હતો ને બળદ દોડ્યા જતા હતા. જોતા વેંત ગાંધીજીને કાળજે ઘા પડ્યો. એકદમ ગાડું ઊભું રખાવ્યું. ગાડીવાળાના હાથમાંથી પરોણી લઈ લીધી ને પોતે નીચે ઊતરી ગયા.

બિચારો ગાડાવાળો તો ગભરાઈ ગયો. એણે પાઘડી ઉતારી 'બાપ સા'બ, માફ કરો. હવે બળદને કોઈ દી' આર નહિ મારું. તમે ભલા થઈને બેસો.' —'ગાંધી બાપુ.'



આફ્રિકામાં આદ્ય સત્યાગ્રહી કર્મવીર ગાંધી

[ અનુસંધાન પૃષ્ઠ ૯૩૧થી ચાલુ ]

અવસાન થયું. ૧૯૪૪ ના મેની છઠ્ઠી તારીખે ગાંધીજીને મુક્ત કર્યા. જુલાઈમાં ગાંધી–ઝીણા વચ્ચે વાટાઘાટો થઇ. પરિણામ શૂન્ય. સીમલા પરિષદ મળી અને એ નિષ્ફળ ગઈ.

મંત્રી મીશન આવ્યું. કોંગ્રેસે એનો ચુકાદો સ્વીકાર્યો. બ્રિટને હિન્દ છોડી જવાની જાહેરાત કરી. ૧૯૪૭ના ઓગસ્ટની પંદરમીએ સત્તાની ફેરબદલી થઈ. હિન્દ ને પાકિસ્તાન એ બે દેશોમાં ભારતનો વિચ્છેદ થયો. નિરાશ્રિતોની જંગી હેરફેર થઇ. બંગાળા, બીહાર, દિલ્હીમાં શાંતિ જાળવવા માટે તેમણે ખુબ પ્રવાસો કર્યા. નોઆખલીમાં શાંતિકૂચ કરી હતી તેમ બીહારમાં પણ કરી અને કલકત્તા ને દિલ્હીમાં કોમી ઝેર અટકાવવા આમરણાંત ઉપવાસ આદર્યા ૧૯૪૮ના જાન્યુઆરીની ૧૩ મી

પ્રધાનત્રિપુટિના વડા સાથે ગાંધીજી

તારીખે એમનો છેલ્લો ઉપવાસ શરૂ થયો હતો અને પાંચ દિવસ બાદ તેનો સફળ અંત આવ્યો હતો. જાન્યુઆરીની વીસમી તારીખે એમની પ્રાર્થના સભામાં એમનાથી પંદર વાર દૂર બોંબ ફેંકાયો પણ તેઓ બચી ગયા. બોંબ ફેંકનારની દયા ખાવા કહ્યું. જાન્યુઆરીની ત્રીસમી તારીખે એક ઝનૂની મહારાષ્ટ્રી હિન્દુએ પ્રાર્થનાસભામાં તેમનું ખૂન કર્યું. વીસ વર્ષ પહેલાં ગાંધીજીએ

## લંગોટીભર રહીશ

અસહકારનું જોર દિવસે દિવસે વધતું જતું હતું. પરદેશી કાપડની હોળીઓ ઠેર ઠેર થતી હતી. મદ્રાસમાં ગાંધીજી ફરતા હતા ને પરદેશી કપડાં સળગાવી દેવાનું કહેતા હતા. સભામાં એક જણ ઊભો થયો. એણે ગાંધીજીને સવાલ પૂછયો: "મહાત્માજી, આપ કહો છો એ વાત ખરી, પણ અમારી પાસે એક જોડ હોય તે બાળી દઇએ, પછી પહેરીએ શું ?"

એ વાક્ય ગાંધીજીને હૈયા સોંસરૂં ઊતરી ગયું, તેમણે નિશ્ચય કર્યો: "આજથી હું લંગોટીભર રહીશ. મારાં પહેરણ ને ધોતિયાં બંગાળના દુકાળ–ફાળામાં મોકલી આપો."

## નિર્વ્યાજ હાસ્ય

એક બ્હેને ગાંધીજીને ઘરેણાં આપ્યાં. ગાંધીજીએ એ બ્હેનના પતિને પૂછ્યું: "તમે આમાં રાજી છો ને ?" પતિએ કહ્યું: "એમાં મારી રજા લેવાની જરૂર નથી એ એની મરજીની વાત છે. ઘરેણાં એનાં પોતાનાં છે. એને ના પાડવાનો મને અધિકાર નથી."

ગાંધીજીએ પૂછ્યું: "બધા પતિ તમારી જેવા સમજુ નથી હોતા. તમને કેટલાં વરસ થયાં ?"

"ત્રીસ."

"ત્યારે તમારી ઉંમરે મારામાં આટલું શાણપણ નહોતું. મને પાછળથી સમજણ આવી !" ગાંધીજીએ કહ્યું. સાંભળનાર સૌ ખડખડ હસીને પછી એકદમ શાંત થઇ ગયા.

તા ૧૭–૨–૪૮ને રોજ મીરજ ખાતે આગ લાગી. તેમાં કુમાર ઉ. રા. કુલકર્ણીનાં સર્વ પુસ્તકો સાફ થઇ ગયાં. પણ ઇતિહાસના પુસ્તકમાંના પાના ૪૬૪–૪૬૫ માંના મહાત્મા ગાંધીજીના ફોટા માત્ર બળ્યા નહીં. આ બળેલું પુસ્તક મીરજ ખાતે આર. એમ. અંગ્રેજી શાળામાં મૂકવામાં આવ્યુ છે.

## ભારતનો પ્રાણ

સુકલકડી દેહના આ નાના શા માનવીમાં કશુંક એવું પોલાદી, એવું અડીખમ રહેલું છે, જે ચાહે તેવા મહાન ભૌતિક સામર્થ્યને પણ વશ નથી થતું. અને કશી છાપ ન પાડે એવો દેખાવ તથા ખુલ્લું શરીર અને લંગોટી છતાં એનામાં એવી ઉદાત્તતા તથા સર્વશાસકતા રહેલી છે, જે બીજાઓની આપોઆપ વંદના માગી લે છે. સભાનપણે અને વિચારપૂર્વક નમ્ર અને સૌમ્ય હોવા છતાં એ સત્તા અને અધિકારથી અચિત હતા અને એ પોતે તેથી વાકેફ હોઈને કવચિત્ કડક બની એવાં ફરમાનો મહાર પાડતા જે પાળ્યે જ છૂટકો. એની શાંત ઊંડી આંખો કોઈને પણ મંત્રમુગ્ધ બનાવી રાખી ધીમે રહીને તેનું અંતર ફંફોસી વળે; એનો ચોખ્ખો અને સ્પષ્ટ અવાજ હૃદયપર્યંત પોતાનો માર્ગ આસાન બનાવીને લાગણીભર્યો પ્રત્યુત્તર જગાવે. એમનો શ્રોતાગણ એક જણનો બનેલો હોય કે એક હજારનો, પરંતુ એ પુરુષની મોહકતા તથા આકર્ષકતા તેના પર્યંત પહોંચ્યા વિના ન રહેતી અને પ્રત્યેકને વક્તા સાથે આત્મીયતાની લાગણી થતી. જો કે મગજ પરની અસરની પણ તદ્દન અવગણના કરવામાં નહોતી આવતી, છતાં આ લાગણીને મગજ સાથે બહુ લાગતુંવળગતું નથી. મગજ અનેબુદ્ધિનું સ્થાન અવશ્ય ગૌણ રહેતું.

—પંડિત નહેરુ.

*

## એક જીવનપથ

આંધી એટલે વર્તમાન દુઃખી જગતમાં એક અનોખા પ્રકારનો જીવનપથ. જગતમાં ચોમેર નિરંકુશ અને ક્રૂર પશુબળનું પ્રાબલ્ય જામ્યું એવે વખતે તેમણે એ જીવનપથનો પુનઃ પ્રચાર કર્યો. પોતે સ્વેચ્છાએ સ્વીકારેલા આ માર્ગ પર તેઓ અટગપણે વળગી રહ્યા. તેને લીધે, જગતમાં વધતા જતા જુલમની સામે મોટામાં મોટા શસ્ત્રથી એટલે કે અજેય, નિશ્ચયથી પ્રતિકાર કરવાની હિંમત કરોડો માણસોની પેઠે મારામાં પણ આવી.

—શ્રીમતી પર્લ બક.

કહ્યું હતું : "મારો જાત ભાઈ જ મને મારશે" અને હિંદ પર એ કલંક છે કે એ શબ્દ સાચા પડ્યા. છેલ્લા છ એક મહિનાથી તેઓ ખૂબ જ નિરાશ થયા હતા. સ્વરાજ્ય મળ્યું, પણ તેમને તેનો ઉલ્લાસ નહોતો. સ્વરાજ્ય મળ્યું તેમ તે માનતા જ નહોતા. "અંધકાર અને નિરાશા" એમને ચોતરફ દેખાતાં: ૧૨૫ વર્ષ જીવવાની આશા એમણે છોડી હતી.

---

## અખંડ તપશ્ચર્યા

(૧)—૧૯૧૩માં ફીનીક્ષમાં બે આશ્રમવાસીઓના નૈતિક પતન સામે ૮ દિવસના ઉપવાસ.

(૨)—૧૨-૩-૧૯૧૮ના રોજ અમદાવાદના હડતાલ પર ગયેલ કામદારોને સંગઠીત કરવા આમરણાંત ઉપવાસનો ત્રીજા દિવસે સમાધાન થતાં અંત આવ્યો.

(૩)—૧૩-૪-૧૯૧૯ નડિયાદમાં પાટા ઉખેડવાની પ્રવૃત્તિ થતાં ત્રણ દિવસના ઉપવાસ સાબરમતીમાં કર્યા.

(૪)—૯-૧૧-૧૯૨૧ મુંબઈમાં પ્રીન્સ ઓફ વેલ્સની મુલાકાત પ્રસંગે હુલ્લડ અને રક્તપાત સામે ૫ દિવસના ઉપવાસ.

(૫)—૧૮-૯-૧૯૨૪ હિંદુ-મુસ્લિમ રમખાણ સામે ૨૧ દિવસના ઉપવાસ—દીલ્હી.

(૬)—૨૪-૧૧-૧૯૨૫ આશ્રમવાસીની ભૂલ સામે ૭ દિવસના ઉપવાસ.

(૭)—૧૦-૯-૧૯૩૨ યરવડા જેલમાં રામસે મેકડોનાલ્ડના કોમી ચુકાદા સામે ૬ દિવસના ઉપવાસ

(૮) —૨૨-૧૨-૧૯૩૨ યરવડા જેલમાં આપ્પા સાહેબની ભંગીનું કામ કરવાની માગણીનો ઇન્કાર કરતાં બે દિવસના ઉપવાસ.

(૯) —૮-૫-૧૯૩૩ યરવડા જેલમાં ૨૧ દિવસના હરિજનકાર્ય માટે અને આત્મશુદ્ધિ માટે ઉપવાસ.

(૧૦) —૧૬-૮-૧૯૩૩ યરવડા જેલમાં હરિજનકાર્ય કરવાની ના પાડતાં ૮ દિવસના ઉપવાસ

(૧૧)-૧૯૩૪ હરિજન ચળવળના વિરોધ સામે સુધારક ભાઈએ લાઠી પ્રહાર કર્યા તે સામે ૭ દિવસના ઉપવાસ.

(૧૨)—૩-૩-૧૯૩૯ રાજકોટ ઠાકોર સાહેબે કરેલા કરારભંગ સામે ૫ દિવસના ઉપવાસ

(૧૩) —૧૦-૨-૧૯૪૩ આગાખાન મહેલમાં સરકાર પાસે ન્યાય મેળવવા ૨૧ દિવસના ઉપવાસ કર્યા.

જીવન-પ્રકાશ

(૧૪) —૧-૯-૧૯૪૭ કલકત્તામાં થયેલા કોમી રમખાણ સામે આમરણાંત ઉપવાસનો શાંતિ સ્થપાતાં ચોથે દિવસે અંત

(૧૫) —૧૩-૧-૧૯૪૮ દિલ્હીમાં કોમી એકતા સ્થાપવા આમરણાંત ઉપવાસનો છઠ્ઠે દિવસે અંત આવ્યો.

---

## ગાંધીજીની જેલયાત્રા

### (૧) દક્ષિણ આફ્રિકામાં

| સમય | સ્થળ | વિગત |
|---|---|---|
| ૧૦-૧-૧૯૦૮ | જોહાનીસબર્ગ | બે માસની સાદી કેદ: ૩૦-૧-૧૯૦૮ને રોજ મુક્તિ |
| ૧૫-૧૦-૧૯૦૮ | વોલ્કસ્રસ્ટ અને પ્રીટોરીઆ | જુદી જુદી જેલોમાં બે માસ |
| ૬-૧૧-૧૯૧૩ | પામફર્ડ | ગિરફતાર: જામીન પર છૂટયા |
| ૮-૧૧-૧૯૧૩ | સ્ટેન્ડરટાઉન | ,, |
| ૯-૧૧-૧૯૧૩ | ટીકવર્થ | ગિરફતાર : કામ ચલાવવા માટે ડંડી લઈ ગયા |
| ૧૧-૧૧-૧૯૧૩ | ડંડી | નવ માસ : સખ્ત કેદ |
| ૧૭-૧૧-૧૯૧૩ | વોલ્કસ્રસ્ટ | ત્રણ માસ: સખ્ત કેદ |
| ડીસેં. ૧૯૧૩ | બ્લોયફોન્ટીન | ૧૮-૧૨-૧૯૧૩ને રોજ મુક્તિ |

### (૨) હિન્દમાં

| સમય | સ્થળ | વિગત |
|---|---|---|
| ૧૭-૪-૧૯૧૭ | મોતીહારી | ચાલ્યા જવાની નોટીસ મળી |
| ૧૦-૪-૧૯૧૯ | કોસી | ગિરફતાર : મુંબઇ પાછા મોકલ્યા |
| ૧૦-૩-૧૯૨૨ | સાબરમતી | રાજદ્રોહ માટે ગિરફતાર |
| ૧૮-૩-૧૯૨૨ | યરવડા | ૭ વર્ષની સજા. ૧૯૨૪ના ફેબ્રુ.માં મુક્તિ |
| ૫-૫-૧૯૩૦ | ,, | કરાડી ખાતે ગિરફતાર. ૨૬-૧-૧૯૩૧ ને રોજ મુક્તિ |
| ૪-૧-૧૯૩૨ | ,, | મુંબઇમાં ગિરફતાર. ૮-૫-૧૯૩૩ને રોજ મુક્તિ |
| ૩૧-૭-૧૯૩૩ | ,, | અટકાયતમાં |
| ૯-૮-૧૯૩૩ | પૂના | એક વર્ષની સજા. ૨૩-૮-'૩૩ ને રોજ મુક્તિ |

૯-૮-૧૯૪૨ આગાખાન મહેલ મુંબઇમાં ગિરફતાર ૬-૫-'૪૪ને રોજ મુક્તિ.

## કેવું સાહિત્ય રચશો ?

આપણે સાહિત્ય કોને માટે રચીશું ? કસ્તુરભાઇ ઍન્ડ કંપની માટે કે અંબાલાલભાઇ કે સર ચિનુભાઇ માટે ? એમની પાસે તો પૈસા છે, એટલે ગમે તેટલાં પુસ્તકાલયો વસાવી શકે છે. પણ પેલા કોશિયાનું શું ? મને તો ગામડામાં રહેનાર માટે અનેક જાતનાં પુસ્તકો જોઇએ છે. મારી એ ભૂખ તમે સાહિત્યકારો પૂરી પાડો.

નવલકથાનું સાહિત્ય ગુજરાતીમાં ન હોય તો ગુજરાતી રાંડીરાંડ નહિ રહે. દાળદર ગુજરાતી ભાષાનું નથી પણ એ બોલાનારનું દળદર ગુજરાતીમાં દેખાય છે. આજે કોઈને પૂછીએ કે ગુજરાતી ભાષામાં છે શું ? તો કહેશે કે નવલકથાઓ જ છે. આપણું એ દાળદર નવલકથાઓથી નથી ધોવાવાનું.

બહેનો પૂછે છે કે અમને આવાં સુંદર વર્ણનો આપીને સાહિત્યકારો છેતરે છે શા માટે ? અમે છીએ એવી શા સારુ નથી ચીતરતા ? અમે નથી રંભાઓ કે અપ્સરાઓ કે નથી અમે ગુલામડી દાસીઓ. અમે પણ તમારા જેવા સ્વતંત્ર મનુષ્યો છીએ. શા માટે તમે અમને ઢીંગલી તરીકે વર્ણવો છો ?

સાહિત્યની કલમ ઉપાડો તો એ જ વિચારથી ઉપાડજો કે સ્ત્રી એ મારી જનની છે. એ વિચાર કરીને તમે લખશો તો તમારી કલમમાંથી જે ઝરશે તે આ સુંદર આકાશમાંથી વર્ષા ઝરે તેમ ઝરશે અને પૃથ્વીરૂપ સ્ત્રીને ફળદ્રુપ બનાવશે. પણ આજે તો એ બાપડી સ્ત્રીને શાંતિ આપવાને બદલે, એનું મન ઉત્તેજવાને બદલે એને ધગાવી મુકો છો. એનામાં કદી ન હોય તેવા વિકારો ઉત્પન્ન કરવા તમે કેમ પ્રયત્ન કરો છો ? સાહિત્યના વર્ણન પ્રમાણે તેનું નાક, તેના કાન છે કે નહિ તે જોવા માટે તેને અરીસામાં જોવાને માટે તમે પ્રેરો છો. તેના હૃદયમાં આજ વિચાર ઘૂમી રહ્યો હોય, તેથી એ ખિસામાં અરીસો રાખતી થાય છે. એને શા સારુ એમ મનમાં થાય કે મને વર્ણવી છે તેવી હું છું કે નહીં ? આવાં વર્ણનો એ એ સાહિત્યનો અનિવાર્ય ભાગ છે શું ? તમે ચીતરો તો તેને વિકારી ન ચીતરો. ઉપનિષદો, બાઈબલ, કુરાનમાં શું આવું વાંચવામાં આવે છે ? શું તુલસીકૃત 'રામાયણ'માં આવું છે ? શું એ મહાગ્રંથો સાહિત્ય નથી ?

—ગાંધીજી

# પૂજ્ય ગાંધીજીને આપણે કઈ અંજલિ આપીએ ?

લેખક : શ્રી. ગુલાબદાસ બ્રોકર

પંડિત જવાહરલાલ નહેરુએ કહ્યું તેમ આપણે "બધાં—આજના હિંદુસ્તાનનાં નરનારી આ—પૂજ્ય મહાત્માજીના ભાવનાનાં બાળકો છીએ. આપણા જીવનમાં જે કંઈ ઉત્તમ હોય, જે કંઈ સ્પૃહણીય હોય, એ બધાનું મૂળ શોધવા જઈએ તો ગમે ત્યાંથી પણ ફરીફરીને એમની નજીક આવીને જ અટકવું પડે. આપણા એ પરમ પવિત્ર પૂજ્ય પિતાને આપી આપીને યે આપણે અંજલિ તે શી આપી શકીએ ? આપણી પાસે એને માટે યોગ્ય ભાષા ક્યાં છે ? નાખી નજર ન પહોંચે એવા એ વિરાટ—મેઘાણીભાઈ "મારી માઝમ રાતના સોણલા"માં જેનું માથું આકાશે અડે અને પગ પાતાળ સુધી પહોંચે એવા વિરાટ પુરુષનું જે વર્ણન કરે છે એવા—પુરુષ આગળ વામન જેવા આપણે ધરી ધરીને યે કેવી અંજલિ ધરી શકવાનાં હતાં ?

છતાં, ફરી પાછું પંડિતજીના જ શબ્દોમાં કહીએ તો, આપણે ગમે તેટલા વામન તો યે એ વિરાટના જ અંશ છીએ, એટલે શ્રદ્ધાપૂર્વક, ભક્તિપૂર્વક એમનું આપણે સ્મરણ તો જરૂર કરીએ અને એ સ્મરણની અંજલિ આપણામાં હોય તેટલી શ્રદ્ધા અને ભક્તિપૂર્વક એમનાં પવિત્ર ચરણોમાં ધરી દઈએ.

સ્મરણ ? એમના પરિચયમાં આવવાનું માન મને મળ્યું નથી, પણ એમની મુલાકાત લેવાનું સદ્ભાગ્ય આકસ્મિક સંજોગોથી મને મળી ગયું હતું. ૧૯૩૨—૩૩માં હજારેક માણસોની સાથે હું યે યરોડાની કેંપ જેલમાં હતો. દર પખવાડિયે એક કે બે માણસ અમારી જેલ તરફથી પૂજ્ય બાપુની મુલાકાત લેવા અંદર યરોડા સેંન્ટ્રલ જેલમાં જાય એવી વ્યવસ્થા હતી. મોતવાર માણસોને વારાફરતી ત્યાં મોકલાતા. આતુરતાથી બધાયે એ તક પોતાને મળે એની રાહ જોતા. એમાં એકવાર મારો વારો યે આવી ગયો. એ પળનો આનંદ તો હજી યે આટલાં વર્ષે યે, હું એ પળની તીવ્રતાથી જ અનુભવી શકું છું.

અંદર જેલના સુપરિન્ટેન્ડન્ટની વિશાળ ઓફિસમાં જાજમ ઉપર પૂજ્ય મહાત્માજી બેઠા હતા. એમનું એ નિર્મળ વાત્સલ્યભર્યું હાસ્ય, લાખો કરોડોનાં હૃદયોને સ્નેહથી સ્પર્શી લેતું એ હાસ્ય, એમના મુખ ઉપર પથરાયેલું હતું. આંખોમાં ચપળતા, અવાજમાં સ્નેહ, આખા યે ચહેરા ઉપર આનંદથી ભરપૂર શાંતિ.

## જ્યારથી જીવન પલટાયું

મારા જીવન પર જેની ગાઢ અસર થઇ હોય એવા પ્રસંગો ઘણા છે પરંતુ જેનાથી મારા જીવનનો પ્રવાહ બદલાયો એવો એક અનુભવ મને ખાસ યાદ આવે છે. હું દક્ષિણ આફ્રિકા પહોંચ્યો, તે પછી સાત દિવસે મને એ અનુભવ થયેલો હું તો કેવળ કમાણી કરવાના સ્વાર્થી વિચારથી જ ત્યાં ગયેલો. હું તે વેળા તાજો વિલાયતથી આવેલો. ચોવીસ વરસનો જુવાન હતો, ને મારે એ પૈસા કમાવા હતા જે આશીલે મને ત્યાં બોલાવ્યો હતો તેમણે એકાએક મને ડરબનથી પ્રિટોરિયા જવાનું કહ્યું. એ મુસાફરી સહેલી નહોતી. ચાર્લ્સટાઉન સુધી રેલ્વેમાં, ને ત્યાંથી જોહાનીસબર્ગ સુધી ટપ્પામાં જવાનું હતું. રેલગાડીમાં મારી પાસે પહેલા વર્ગની ટિકીટ હતી, પણ રાતે ગાડીમાં સુવા માટે જે ખાસ ટિકીટ જોઈએ તે નહોતી. મેરિટ્ઝબર્ગમાં પથારીઓ આપવામાં આવી ત્યારે ગોરે મારી પાસે આવી મને ગાડીમાંથી હડસેલી કાઢ્યો, ને માલના ડબામાં જવાનું કહ્યું. હું તે ડબામાં ન ગયો, ને ગાડી મને સ્ટેશન પર ટાઢે કકડતો મૂકીને ચાલી ગઇ. તે પછી જે અનુભવ મને થયો તેણે મારું જીવન પલટી નાખ્યું. મને બીક પેસી ગઇ કે રખે મને મારી નાખશે તો ! હું અંધારા વેઇટિંગ રૂમમાં પેઠો. રૂમમાં એક ગોરો હતો. મને તેની બીક લાગી. મેં મારા મનને પૂછ્યું : 'મારું કર્તવ્ય શું ? મારે હિન્દુસ્તાન પાછા જવું કે ઇશ્વરને મારો સહાયક ગણીને આગળ વધવું ને જે દુઃખ વેઠવાં નિર્માયેલાં હોય તે વેઠી લેવાં ?' મેં ત્યાં જ રહીને દુઃખો વેઠવાનો નિશ્ચય કર્યો. મારી સક્રિય અહિંસા તે દિવસથી શરૂ થઈ.

—ગાંધીજી

*

## ગાંધીજીનો જીવન-આદર્શ

अयं निजः परोवेत्ति
गणना लघुचेतसाम् ।
उदारचरितानां तु
वसुधैव कुटुम्बकम् ॥

(આ પોતીકો ને આ પારકો એવો વિચાર સાંકડા મનના માણસોમાં જ હોય છે. ઉદાર મનના માણસો તો આખા જગતને પોતાનું કુટુંબ માને છે.)

## અહિંસાનો શિક્ષાગુરૂ

હું અહિંસાનો પાઠ મારી પત્ની પાસેથી શીખ્યો. હું એને હમેશાં મારી ઈચ્છા આગળ નમાવવા મથતો. એ એક તરફથી મારી ઈચ્છાનો નિશ્ચયપૂર્વક દૃઢપણે સામનો કરતી, અને બીજી બાજુએથી હું મારી જડતાનો માર્યો એના ઉપર જે જે કંઈ વિતાડું તે બધું શાન્તિપૂર્વક બરદાસ કરતી. એના આ શાન્તિમય વિરોધે અંતે મારી આંખ ઉઘાડી, મને મારી શરમનું ભાન કરાવ્યું; અને હું એના પર ધણીપણું ચલાવવાને સારૂ જન્મ્યો છું એ મૂર્ખાઈભર્યા મનોરોગમાંથી સાજો થઇ ઊગરી ગયો. આમ અન્તે એ મારી અહિંસા શીખવનાર ગુરૂ બની. મેં દક્ષિણ આફ્રિકામા જે કંઈ કરી બતાવ્યું તે કસ્તુરબાઇએ નામરજીપૂર્વક પણ પોતાની અંગત વર્તણુકમાં જે કંઈ કરી બતાવ્યું હતું તેનો વિસ્તાર માત્ર હતો.

—ગાંધીજી

*

## ગાંધી-ભક્તિનું રહસ્ય

'ગાંધીજી હિંદી પ્રજાના નાયક, સૂત્રધાર અને પૂજાપાત્ર બન્યા એનું ખરૂં કારણ શું ?' એવો પ્રશ્ન મને પૂછાય, તો હું મુત્સદ્દી તરીકેની એમની કુનેહ અને કાર્યશક્તિને–એ બંને એમનામા મોટા પ્રમાણમાં હોવા છતા–ઝાઝું મહત્ત્વ ન આપું; અથવા તો હિંદની સમસ્યાઓનો ઉકેલ લાવવામા તેમણે યોજેલી રીતો ને જે સફળતા મળી તેનો પણ પહેલો નંબર ન આપું. હિંદી પ્રજા શીલ, ચારિત્ર અને સંતને પૂજનારી છે. તે નેતાની બુદ્ધિ કરતાં તેના સદાચારને વધારે નમે છે. ગાંધીજીનાં મન અને હૃદયમાં જે સ્ફટિક સમી, પારદર્શક નિર્મળતા હતી, તેમના આચાર વિચારમાં જે વિશુદ્ધિ હતી, તેને લીધે તેમણે પોતાના રાજકીય અનુયાયીઓમાં જ નહિ, પણ મહાસભા બહારના ઘણા લોકોના પણ પ્રેમ અને વિશ્વાસ સંપાદન કર્યા. એ બહારના લોકો તેમના ઘણા વિચાર પસંદ કરતા નહોતા કે તેમના રાજકીય સિદ્ધાંતોને રીત-રસમોને કબૂલ રાખતાં નહોતાં, છતાં તેમનાં શીલ, ચારિત્ર ને સત્યનિષ્ઠા આગળ શિર ઝુકાવતા.

—સર મિરઝા ઇસ્માઇલ

આખું એ ચિત્ર જાણે હજી ગઇ કાલે જ ન જોયું હોય એવું તાજું થઈ જાય છે!

અર્ધા કલાકની એ મુલાકાત જીવનનો એક અમૂલ્ય લ્હાવો હતો. એ અર્ધા કલાક દરમિયાન અનેક વિષયો વિશે અનેક પ્રશ્નો એમને મેં પૂછ્યા અને તેમણે તેમના મધુર સ્મિત સહિત એ બધાના ઉત્તર પણ આપ્યા પણ તેમાંના એક પ્રશ્નનો તેમણે આપેલો ઉત્તર, એ જ રીતે તેમણે બીજી જગ્યાએ એ જ વાત ઘણી વાર લખી હોવા છતાં, આજે એમને સ્મરણાંજલિ આપતી વેળા યાદ કરી જવો અને એના સત્યને ફરીફરીને હૃદયમાં ઉતારવા પ્રયત્ન કરવો યોગ્ય ગણાશે એ શ્રદ્ધાથી અહીં એ વખતની મારી નોંધ-પોથીમાં ઉતારેલો છે એ જ શબ્દોમાં ઉતારું છું.

મેં પૂછ્યું: "તમે Democracy (લોકશાસનવાદ)માં માનો છો ?'

મહાત્માજીએ કહ્યું: "જરૂર. હું તો જન્મ્યો ત્યારથી જ Democrat છું. મેં કોઇને મારાથી કદાપિ નીચો જાણ્યો નથી અને કોઇને મારાથી ઊંચો પણ નથી માન્યો."

આ એક જ વાક્યમાં મુક્તિનો આખો મહામંત્ર નથી આવી જતો ? જે માણસ પોતાથી કોઇને ઊંચો નથી માનતો કે પોતાથી કોઈને નીચો નથી માનતો તે નથી બનતો કોઇનો ગુલામ કે નથી બનતો માલિક. અને જે ગુલામ નથી કે માલિક નથી, તે જ સ્વયંસ્ફુરણાથી, મુક્ત મતિથી મુક્ત બની ફરી શકે છે. પોતાથી ઊંચા કોઇને ન માનનાર મુક્ત તે તો સહેજે સમજી શકાય એવી વાત છે પણ ખરી ખૂબી તો પોતાથી કોઇને નીચો ન માનવામાં સમાયેલી છે. ઉદ્ધત માણસ, દાદાગીરી ધરાવતો માણસ એવો ફાંકો લઇને ખુશીથી ફરી શકે છે કે 'મારાથી હું કોઇને ઊંચો માનતો નથી, પણ એવો માણસ પોતાથી નીચા માણસ ઉપર સત્તા ચલાવવાનો, દમદાટી કરવાનો પોતાનો જન્મસિદ્ધ હક્ક માનીને ફરતો રહેતો હોય છે. અને જ્યાં એ જાતની સત્તા ચલાવવાની આવી ત્યાં મુક્તિ ક્યાં રહી?

અને છતાંયે કોઈ કોઇનાથી ઊંચું ન જોઇએ કે નીચું ન જોઇએ એમ કહી જવું સહેલું છે પણ જીવનભર આચરણમાં મૂકવું કેટલું મુશ્કેલ છે? અને એ પણ માણસનું બધું ધૈર્ય, બધું હૈવત, બધો ઉત્સાહ ઓગળી નાખે એવા ભયંકર સંજોગોની વચ્ચે પણ? પણ પૂજ્ય મહાત્માજી તો અત્યંત આસાનીથી હસતાં ને હસતાં તદ્દન સ્વાભાવિક રીતે જ એવું આચરણ કરી શકતા હતા. તેમની હાજરીમાં પળવાર ઊભો રહેનાર માણસ પણ એ પહેલી જ ક્ષણે જોઇ શકતો.

બ્રિટિશ સત્તાધીશો વારંવાર એમને જેલમાં પુરતા, એમનો અવાજ બંધ કરવા પ્રયત્ન કરતા, એમનું દર્શન અટકાવી દેતા, પણ એ તો જેલમાં પડ્યા હોય કે દિલ્હીના રાજમહેલોનાં પગથિયાં ચડતા હોય ત્યારે એ એક સરખા જ મુક્ત રહેતા, કારણ કે કદીયે કોઈને ન પોતાથી ઊંચો માનતા કે ન નીચો.

એમના વિરાટ સ્વરૂપનું આપણે, એમની સાથે સાથે જ જીવવાનું માન ધરાવનારા સામાન્ય માણસો ઝાંખું એવું દર્શન કરી શકીએ છીએ. પણ જેમ વર્ષો જતાં જશે, સદીઓ એક પછી એક કાળની ગર્તામાં સદાને માટે લુપ્ત થતી જશે તેમ તેમ એમનું એ વિરાટ સ્વરૂપ વધારે ને વધારે સ્પષ્ટ થતું જશે. અને ત્યારે એ જમાનામાં રહેતા લોકો મહાત્માજીનાં પગલાંથી આ પુરાણ પવિત્ર ભૂમિ જ્યારે પાવન થતી હશે ત્યારે એમની સાથે જીવી ગયેલા આપણા બધાના ભાગ્યની ઈર્ષા કરતા હશે.

આ વાક્યો લખાય છે અને એક પ્રસંગ યાદ આવે છે. થોડાં વર્ષો પહેલાં હું, ભાઈ ઉમાશંકર જોષી અને બીજા આપણા બુઝર્ગ વિદ્વાન એક જગ્યામાં મળ્યા હતા. વાતવાતમાં એ બુઝર્ગ મુરબ્બીએ કહ્યું કે 'આપણે કમનસીબ છીએ કે આપણે મહાભારત કાળના કે અજંતાના કાળના હિંદુસ્તાનમાં નથી. હિંદનો એ કાળ ભવ્ય હતો.' 'ત્યારે તરત જ મને કોણ જાણે કેમ સૂઝી આવ્યું અને મેં કહ્યું કે આજથી પાંચસો હજાર વર્ષો પછી જીવનાર માણસો આ રીતે જ અફસોસ કરતા હશે કે 'આપણે કમભાગી છીએ કે આપણે ગાંધીના કાળના હિંદમાં ન જન્મ્યા. કેવો ભવ્ય એ કાળ હતો!'

[ જુઓ પૃષ્ઠ ૯૪૧ ]

મીરાં સાથે ગાંધીજી

## એક જપાનીની દૃષ્ટિએ

હું ગયો એટલે એમના મુખ પર સંત પુરુષને ઉચિત એવું સ્મિત ફરક્યું, ને મોંમાં દાંત પડી ગયેલા તે દેખાઈ આવ્યું. તેમના ઉઘાડા પગ તેમણે લંબાવેલા હતા. પગ અતિશય પાતળા ને છતાં અક્કડ હતા. જે ભીષણ ઉપવાસોએ એકવાર ઇંગ્લાંડના વિરાટ આત્માને ભયથી થથરાવી મૂક્યો હતો તે ઉપવાસો આ દેખીતા સાદા ને આડંબર વિનાના પુરુષે કર્યા હશે એમ માનવું મને અઘરું થઇ પડ્યું. તેમણે માથા પર કકડો વીંટાળીને કશુંક મૂકેલું હતું, એટલે મેં પૂછ્યું કે 'એ શું છે?' તેમણે કહ્યું, "એ માટી ભીંજવીને મૂકેલી છે મારા જેવા લોહીના ભારે દબાણવાળા દર્દીને માટે ડૉક્ટરો એને સારી ગણે છે." પછી તેમણે કહ્યું:" હું હિંદની માટીમાંથી જન્મ્યો છું. એટલે હિંદની માટી મારે માથે મુગટની પેઠે બિરાજે છે." આ શબ્દો કહેતાં તેમણે જે સ્મિત કર્યું તેમાં વિનોદ અને ગાંભીર્ય બંનેનું મિશ્રણ હતું.

—યોને નોગુચી

*

## ગૂઢ શક્તિ

રોમમાં ગાંધીજી શહેર બહાર પરામાં આવેલા એક બંગલામાં રહેતા. એ સ્થાન નિર્જન અને એકાન્તવાળું હતું. એક દિવસ સવારે એક યુવતી ચાલતી ત્યાં આવી પહોંચી. ગાંધીજી એકલા હોય ત્યારે તેને તેમની સાથે વાત કરવી હતી. એ ઈટાલીના રાજાની સહુથી નાની દીકરી મેરિયા હતી...આ આત્માના આકર્ષણનો આપણે વિચાર કરવો ઘટે છે. એ શક્તિ માનવજાતિને ઉગારી લે એવી છે. મને લાગેલું કે ગાંધીજીના દેહમાંથી કોઈ ગૂઢ શક્તિ નીકળીને ફેલાય છે.

—ડૉ. મેરિયા મોન્ટીસોરી

-[ પૃષ્ઠ ૯૩૯ થી ચાલુ ]

આજે પૂજ્ય ગાંધીજીના મૃત્યુથી સમગ્ર જગતના હૃદયને જે ઘાત લાગ્યો છે એ આ વાત કેટલી સાચી છે એ બતાવે છે. આવા મહાપુરુષના સમકાલીન હવું કે હોવું એ ઓછા ભાગ્યની વાત નથી. પણ ગાંધીજી કહેતા તેમ "every right springs from duty well performed." (દરેક હક્ક યોગ્ય રીતે પાલન કરેલી ફરજમાંથી જ જન્મે છે) એમ આપણને આકસ્મિક રીતે મળી ગયેલા આ હક્કની જાળવણી આપણે આપણી એ પૂજ્ય પ્રત્યે તરફની ફરજનું યોગ્ય પાલન કરીને જ કરી શકીએ.

આપણે વામન છીએ, એ વિરાટ. એટલે બીજું તો આપણે શું કરીએ? એમ છતાં આપણામાંનો નાનામાં નાનો માણસ પણ સહેલાઈથી એક વાત તો કરી જ શકે. અને તે એ કે એમણે જે ઉદ્દેશ ખાતર પોતાનો પ્રાણ આપ્યો જે વાત એમને અત્યંત પ્રિય હતી તેને આપણે સમગ્ર આત્માથી વફાદાર રહીએ અને વિકલ્પે યે આપણા હૃદયમાં કોમી ઝેરવેરના કીડાને સ્થાન ન આપીએ.

આપણા જેવા સામાન્ય માણસો માટે એ જ એનું શ્રાદ્ધ બની શકે અને એ અંજલિ જ એમને માટે યોગ્ય બની જાય.

આપણે બધાં હિંદુસ્તાનનાં નરનારી અને બાળકો એ અંજલિ ખરા અંતઃકરણપૂર્વક એમને જરૂર આપીએ અને કોઈને "આપણાથી ઊંચો ન જાણવાની કે નીચો ન માનવાની" એમની લોકશાસનવાદની વ્યાખ્યાને જીવનમાં બને તેટલી ઉતારી ખરેખરા મુક્ત બનવા પ્રયત્ન કરીએ.

*

## બાપુ

હતી દેશમાં કાળી અંધારી રાત કારમી,
... બોજ તણા ભારે ચાલતી કેડથી નમી.
તમે આવ્યા, અને બાપુ! તમારા સત્યના બળે
પેટાવ્યો દેશ આખામાં ક્રાન્તિ કેરો હુતાશન.
તમારા સાદથી બાપુ! અમારી નીંદ ઓસરી,
થઇ ટટ્ટાર આ છાતી હતી જે એવડી વળી.
ચાલમાં સ્વસ્થતા આવી, હૈયે શક્તિ વસી નવી,
અને નિસ્તેજ આંખોમાં અંજાણી જ્યોત આશની.
તમે તો એકલે હાથે મથ્યો આખોય સાગર,
આપ્યું અમૃત સૃષ્ટિને, ઝીલ્યાં કૈં હલાહલ.
સત્ય ને ઋતના માર્ગે દોરતા દેશને સદા,
... ... ... વંદું હે રાષ્ટ્રના પિતા!
તમારે પગલે જાગી અહીં સ્વાતંત્ર્યની ઉષા.

—નાથાલાલ દવે

## ગાંધીજીની અંતઃપ્રેરણા

ગાંધીજીના નિશ્ચયો એટલે સ્વયંસ્ફૂર્તિથી થયેલા નિશ્ચયો. મન સાથે લાંબી દલીલો કરીને નિશ્ચય પર આવવાની તેમની પદ્ધતિ જ નહીં. સદાચારી માણસને સત્ય ઝળકારાની પેઠે દેખાય; એ સદાચારનો પ્રતાપ છે. તેમણે ૧૯૨૨માં બારડોલીમાં કરેલી સત્યાગ્રહ તહકૂબી, ૧૯૩૦નો મીઠાનો સત્યાગ્રહ, ૧૯૩૪ની સત્યાગ્રહતહકૂબી, ૧૯૩૯માં સ્વીકારેલી દેશી રાજ્યો વિશેની નીતિ, એ બધા વિષેના નિશ્ચયો તેમણે આવી જ રીતે કરેલા. તેમને પ્રકાશ એકાએક દેખાય છે. ઘણીવાર તેઓ કહે છે કે 'મને પ્રકાશ દેખાતો નથી. ને હું તે મળવવા પ્રાર્થના કરું છું.' તેઓ જ્યારે પ્રકાશ જુએ છે ત્યારે તેમના દેશભાઇઓને તે વિચિત્ર લાગે છે, કેમકે તેમના ઉપાયો અપૂર્વ હોય છે ને માણસો તેનો વિચાર કરતાં ડરી જાય છે. એકવાર મહાસમિતિની બેઠકમાં એક ગાંડો માણસ આવી ચડયો ને ધાંધલ કરવા લાગ્યો. સ્વયંસેવકો તેને ઉચકીને બહાર લઈ જવા માંગતા હતા, તેમને ગાંધીજીએ રોક્યા; અને ત્રણસો માણસની સભાને કામકાજ રોકી વિખેરાઇ જવાનું કહ્યું. પેલો ગાંડો સ્તબ્ધ થઈ ગયો. ચીરૂાળા-પેરાળા (આંધ્ર)માં સરકારે પ્રજાની મરજી વિરુદ્ધ પોતાની મરજી મુજબની મ્યુનિસિપાલિટી બતાવી, ત્યારે ગાંધીજીએ સલાહ આપી કે લોકોએ ગામ છોડી ને ચાલ્યા જવું; અને લોકો ચાલ્યા ગયા પણ ખરા. બારડોલી ને ચરાસદા (સરહદ-પ્રાન્ત)ની નાકરની લડતમાં તેમણે લોકોને હિજરત કરી પાસેના દેશી રાજ્યમાં ચાલ્યા જવાની સલાહ આપી. સરકારની ફોજનું એ લોકોની સામે કંઇ ચાલ્યું નહીં. ઉત્કલના નીલગિરિ રાજ્યમાં રાજાએ પ્રજા પર દમન ચલાવ્યું, ત્યારે ગાંધીજીએ રાજાની સાન ઠેકાણે લાવવા સારુ લોકોને રાજ્ય છોડી હિજરત કરવાની સલાહ આપી ને લોકોએ તે માની.

—ડૉ. પટ્ટાભી સીતારામૈયા

*

ભલે મારા જેવા અનેકોનો ક્ષય થાઓ, પણ સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો.

—ગાંધીજી

## ધર્મ-નિષ્ઠા

ધર્મ માટે અત્યંત નજીકની—જો કે અત્યંત અધૂરી—સરખામણી જે મને જડે છે તે વિવાહની છે. વિવાહ એ કોઈ કાળેય ન છૂટે એવું બંધન છે અથવા આજ સુધી એમ જ મનાતું હતું. ધર્મનો સંબંધ એથીયે અવિભાજ્ય છે. પતિ પત્નીને અને પત્ની પતિને વફાદાર રહે છે એનું કારણ એ નથી કે પોતાની પત્ની અથવા પોતાનો પતિ તમામ સ્ત્રીઓમાં અથવા તમામ પુરૂષોમાં વિશેષપણે શ્રેષ્ઠ છે એવું એને ભાન છે. એ વફાદારીના મૂળમાં કોઈ અકળ અતૂટ આંતરિક આકર્ષણ હોય છે. એ જ રીતે માણસને પોતાના ધર્મ પ્રત્યે કોઇ રીતે ન તોડાય એવી વફાદારી હોય છે અને એવી નિષ્ઠામાં જ એને સંપૂર્ણ સમાધાન મળે છે. અને જે પ્રમાણે કોઈ પણ પતિને પોતાની સ્ત્રી પ્રત્યેની વફાદારી ટકાવવા માટે બીજી બધી સ્ત્રીઓ ઉતરતી છે, હીન છે, એમ માનવાની જરૂર નથી, તે જ પ્રમાણે પોતાના જ ધર્મને વળગી રહેનાર માણસે બીજા બધા ધર્મો પોતાના ધર્મ કરતાં ઉતરતા છે એમ માનવાની જરૂર નથી. એ જ ઉપમા જરા આગળ લંબાવીએ તો એમ કહી શકાય, કે પોતાની પત્ની પ્રત્યે નિષ્ઠા જાળવવા માટે એની અંદર રહેલી ઊણપો વિષે આંધળા રહેવાની જરૂર નથી, તે જ પ્રમાણે પોતાના ધર્મ પ્રત્યેની નિષ્ઠા જાળવવા માટે પોતાના ધર્મમાં રહેલી એબો પ્રત્યે આંધળા થવાની જરૂર નથી. એટલું જ નહિ, પણ જો આંધળપણે પોતાના ધર્મને વળગી ન રહેવું હોય, પણ ખરેખરી નિષ્ઠા કેળવવી હોય, તો પોતાના ધર્મમાં રહેલી ઊણપોનું તીવ્ર ભાન હોવું જ જોઇએ, અને એ ઊણપો દૂર કરવાના સાચા ઉપાયો વિષેની ઉત્કટતા પણ તેટલી જ હોવી જોઇએ.

—ગાંધીજી

# મહાત્મા ગાંધીજી

## સત્ય-અહિંસાની સાક્ષાત્ મૂર્તિ

લેખક : શ્રી. ચંદુલાલ પટેલ, બી. એ; વિદ્યાવારિધિ

હિરણ્મયી પાત્રેથી આવર્યું સત્યનું મુખ,
તે પરમાત્મ! ઉઘાડ દર્શને સત્યનિષ્ઠના.—ઈશ
સુવર્ણ કેરા ચળકિત પાત્રે,
ઢાંકી દીધું છે મુખ સત્યનું એ;
ઉઘાડ તે તું મુજ દ્રષ્ટિ અર્થે,
પરમ કૃપાળુ પરમેશ સત્ય!
માયા રૂપે છે ચળકિત સોનું,
ભમાવતું તે મન લાલચોમાં;
છે ઇશ રૂપે પરમેશ સત્ય,
સદા વિરાજે પરિપૂર્ણ સત્ય!
ભક્તિ વળી જ્ઞાનની નિત્ય ધાત્રી,
જેના વિના કોઇ ન કર્મ શુદ્ધ;
તેથી જ આ તે વિલસે જ/ભક્તિ,
પરિણમે ઇશની આ સ્તુતિ જ્યાં!
વિનમ્ર ભાવે ઋષિરાજ પ્રાર્થે,
ઉઘાડને બારણું સત્યનું આ;
વિશુદ્ધ હો હે પરિપૂર્ણ સત્ય,
હિરણ્ય રૂપી મુજ દોષદષ્ટિ!

સત્ય અહિંસાની સાક્ષાત મૂર્તિ સમા વિશ્વવંદ્ય યુગપુરુષ રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજી સત્ય અહિંસાની મીમાંસા કરતાં જગતભરના પ્રજાજનોને સદ્બોધે છે કે: સત્યની આરાધનાને ખાતર જ આપણી હસ્તી. તેને જ કારણે આપણી પ્રત્યેક પ્રવૃત્તિ, તેને જ કારણે આપણે પ્રત્યેક શ્વાસોચ્છ્વાસ લઈએ. આમ કરતાં શીખીએ તો આપણને બીજા બધા નિયમો સહેજે હાથ આવે, ને તેમનું પાલન પણ સહેલું થઈ પડે. સત્ય વિના કોઇ પણ નિયમનું પૂરું પાલન અશક્ય છે.

સામાન્ય રીતે સત્ય એટલે સત્ય બોલવું એટલું જ આપણે સમજીએ છીએ પણ મહાત્મા ગાંધીજીએ ઉપનિષદ વચનાનુસાર વિશાળ અર્થમાં સત્ય શબ્દ યોજ્યો છે. તેઓશ્રી તો એટલે સુધી કહે છે કે: વિચારમાં, વાણીમાં ને આચારમાં સત્ય એ જ સત્ય. આ સત્ય સંપૂર્ણપણે સમજનારને જગતમાં બીજું કંઈ જાણવા પણું નથી રહેતું. કેમકે જ્ઞાનમાત્ર તેમાં સમાયેલું છે. તેમાં જે ન સમાય તે સત્ય નથી, જ્ઞાન નથી.

સત્ય જે પારસમણિરૂપ છે, જે કામધેનુરૂપ છે તે કેમ જડે બતાવતાં મહાત્માજી લખે છે કે: તેનો જવાબ ભગવાને આપેલો છે: અભ્યાસ અને વૈરાગ્યથી. સત્યની જ તાલાવેલી તે અભ્યાસ: તે વિના બીજી બધી વસ્તુ વિષે આત્યંતિક ઉદાસીનતા તે વૈરાગ્ય. સત્યનાં સંપૂર્ણ દર્શન તો આ દેહે અસંભવિત છે. તેની કલ્પનાજ માત્ર કરી શકાય.

આ રીતે ક્ષણિક દેહ માટે સત્યનાં સંપૂર્ણ દર્શનરૂપ શાશ્વત ધર્મનો સાક્ષાત્કાર સંભવતો નથી. તેથી છેવટે શ્રદ્ધાનો ઉપયોગ કરવાનો તો રહે જ છે. આથી મહાત્માજી કહે છે કે: તેથી જ અહિંસા જિજ્ઞાસુને જડી. મારા માર્ગમાં જે મુસીબતો આવે તેને હું સહન કરું, કે તેને અંગે જે નાશ કરવા પડે તે કરતો જાઉં ને મારો માર્ગ કાપું? આ પ્રશ્ન જિજ્ઞાસુ પાસે ખડો થયો. જો નાશ કરતો ચાલે તો તે માર્ગ કાપતો નથી પણ હતો ત્યાં જ રહે છે, એમ તેણે જોયું. જો સંકટો સહન કરે છે તો તે આગળ વધે છે.

સત્યનાં સંપૂર્ણ દર્શન માટે નાશ નહિ કરતાં સંકટો સહન કરવાં તેને જ મહાત્મા ગાંધીજી અહિંસાનો માર્ગ કહે છે. એમાં ઉત્તરોત્તર દુઃખ વહોરવાની જ વાત આવે છે. અખૂટ ધીરજ શીખવાની વાત આવે છે. મહાત્માજી કહે છે કે: અહિંસાના આ માર્ગથી આપણને સત્યનું વધારે સ્પષ્ટ દર્શન થાય છે. એમ કરતાં આપણે જગતને મિત્ર બનાવતાં શીખીએ છીએ; ઈશ્વરનો, સત્યનો મહિમા વધારે જણાય છે; સંકટ વેઠતાં છતાં શાંતિસુખ વધે છે; આપણામાં સાહસ, હિંમત વધે છે; આપણે શાશ્વત-અશાશ્વતનો ભેદ વધારે સમજીએ છીએ; કર્તવ્ય–અકર્તવ્યનો વિવેક આવડે છે; અભિમાન ગળે છે; નમ્રતા વધે છે; પરિગ્રહ સહેજે ઓછો થાય છે; ને દેહની અંદર ભરેલો મેલ નિત્ય ઓછો થતો જાય છે.

મહાત્માજી આ અહિંસાની વ્યાખ્યા આપતાં સ્પષ્ટ કરે છે કે: આ અહિંસા આજે આપણે જે જાડી વસ્તુ જોઈએ છીએ, તે જ નથી. કોઈને ન જ મારવું એ તો છે જ. કુવિચારમાત્ર હિંસા છે. ઉતાવળ હિંસા છે, મિથ્યા ભાષણ હિંસા છે. દ્વેષ હિંસા છે. કોઈનું બૂરું ઇચ્છવું હિંસા છે. જે જગતને જોઈએ તેનો કબજો રાખવો એ પણ હિંસા છે. પણ આપણે ખાઈએ છીએ તે જગતને જોઈએ છે. જ્યાં ઊભા છીએ ત્યાં સેંકડો સૂક્ષ્મ જીવો પડ્યા છે તે કચરાય છે; એ જગ્યા તેમની છે. ત્યારે શું આત્મહત્યા કરીએ? તો યે આરો નથી. વિચારમાં દેહનું વળગણ માત્ર છોડીએ તો છેવટે દેહ આપણને છોડશે. આ અમૂર્છિત સ્વરૂપ તે સત્યનારાયણ.

## પ્રભુનો પયગંબર

આપણે આપણા પોતાના જમાનામાં હવાઈ વિમાનોના વિજયો જોયા છે. પણ મહાત્મા ગાંધીની શોધ માનવજાતિને માટે વિમાનના કરતાં અધિક મહત્વની છે; અને જગતના ભાવિ પર સેંકડો વરસ લગી તેની અસર ઘણી વધારે મહત્વની નીવડશે, કેમકે તેમનો સત્યાગ્રહ એ આધ્યાત્મિક ક્ષેત્રમાં વિમાનો ચલાવવાનું શાસ્ત્ર જ છે બીજું કંઈ નથી. તે જ્યારે યથાર્થ રૂપમાં સમજાશે ને યોગ્ય રીતે આચરણમાં ઉતારાશે ત્યારે તે કેવળ વ્યક્તિઓને જ નહિ પણ પ્રજાઓને પણ માનવહૃદયમાં રહેલા વાઘ ને વાનરના પાસામાંથી છૂટી ઇશ્વર પ્રપે જવાનું સામર્થ્ય આવશે. તેમના [અહિંસાના કે આત્મબળના સિદ્ધાંતની કેટલાક લોકો આજે ભલે હાંસી કરે; અને ભલે પૂછે કે 'એ અહિંસાની સામે મશીનગન કે આગ લગાડનારો બોંબ આવી પડશે ત્યારે તે શું કરશે?' આવું કહેનાર લોકો ખ્રિસ્તી ધર્મનો ઇતિહાસ સમજ્યા નથી એમ જ કહેવું જોઈએ. આજથી સો વરસ પછી—અથવા કદાચ હજાર વરસ પછી, કેમકે માણસ હજુ આત્માના રાજ્યમાં બાળક સમાન છે—જ્યારે યુરોપના આજના લશ્કરી સરમુખત્યારો અને તેમના જેવા વિચાર ધરાવનારાઓ તેમની કબરોમાં માટીમાં મળી ગયા હશે, અને તેઓ જે શસ્ત્રાસ્ત્રોના ઢગલા વાળી રહ્યા છે તેની પણ એ જ દશા થઈ હશે, ત્યારે આ નાનકડી કાયાવાળા હિંદુએ ઘડેલા આ આધ્યાત્મિક શસ્ત્રને આખા જગતે અપનાવ્યું હશે; ને જગતની પ્રજાઓ તેમનો આભાર માનશે-તેમણે આજના કરતાં ઊંચો ને સારો રસ્તો બતાવ્યો. તે માટે એ રસ્તો એકલો જ મનુષ્યો ને ખરેખરો છાજે એવો છે. ત્યારે તેમને સહુ ઇશ્વરના સાચા સન્દેશવાહક તરીકે સ્વીકારશે, અને જોશે કે બુદ્ધ, ઇસુ અને મહંમદની પેઠે તેમનો સંદેશો પણ કોઈ એક જ દેશ કે પ્રજાને માટે નથી.

ડી. એસ. શર્મા

## ગોરક્ષા

ગોરક્ષા એ મનુષ્યના આખા વિકાસ-ક્રમમાં મને સૌથી અલૌકિક વસ્તુરૂપે ભાસી છે. ગાયનો અર્થ હું માણસની નીચેની આખી મૂંગી દુનિયા એવો કરું છું. ગાયને બહાને એ તત્ત્વ દ્વારા માણસને આખી ચેતનસૃષ્ટિ જોડે આત્મીયતાનો અનુભવ કરાવવાનો એમાં પ્રયત્ન છે. આવો દેવભાવ ગાયને જ કેમ અપાયો હશે એ પણ મને તો સ્પષ્ટ છે. ગાય જ હિંદુસ્તાનમાં માણસનો સૌથી સાચો સાથી-મોટામાં મોટો આધાર-હતી. એ જ એક હિંદુસ્તાનની કામધેનુ હતી. તે માત્ર દૂધ જ આપનારી નહોતી. આખી ખેતીનો એ આધારસ્તંભ હતી.

ગાય એ દયાધર્મની મૂર્તિમન્ત કવિતા છે. આ ગરીબ અસરાક્ પ્રાણીમાં આપણે કેવળ દયા જ ઊભરાતી જોઈએ છીએ. લાખો કરોડો હિંદીઓને ઉછેરનારી એ માતા છે. એ ગાયની રક્ષા તે ઈશ્વરની આખી મૂક સૃષ્ટિની રક્ષા છે.

જે અજ્ઞાત ઋષિ કે દ્રષ્ટાએ આ ગોપૂજા ચલાવી તેણે ગાયથી શરૂઆત કરેલી. એથી નિરાળું બીજું કશું એનું ધ્યેય હોઈ જ ન શકે. આ પશુસૃષ્ટિની અરજ મૂંગી છે. તેથી વળી વધારે જ અસરકારક છે. ગોરક્ષા એ હિંદુધર્મે દુનિયાને આપેલી બક્ષિસ છે. અને હિંદુધર્મ પણ ત્યાં સુધી ગાયની રક્ષા કરનારા હિંદુઓ છે ત્યાં સુધી જ રહેશે.

—ગાંધીજી

### ગાંધી–સૂત્ર

न हि वेरेन वेरानि
सम्मन्तीध कुदाचन ।
अवेरेन च सम्मन्ति
एस धम्मो सनंतनो ॥
—ધમ્મપદ

"અહીંઆ કદી પણ વેરથી વેર શમતું નથી, અવેરથી—પ્રેમથી શમે છે; એ સનાતન ધર્મ છે."

મહાત્માજી આપણને ચેતવણી આપે છે કેઃ સત્યનારાયણનું એ દર્શન અધીરાઈથી ન જ થાય. દેહ આપણો નથી, ને આપણને મળેલું સંપેતરૂં છે, એમ સમજી તેનો ઉપયોગ કરી આપણો માર્ગ કાપીએ.

સત્ય અને અહિંસાનો સાધન સાધ્યનો સંબંધ સમજાવતાં સત્યાગ્રહી બાપુ સ્પષ્ટ લખે છે કે; અહિંસા વિના સત્યની શોધ અસંભવિત છે. અહિંસા અને સત્ય એવાં ઓતપ્રોત છે, જેમ સિક્કાની બે બાજુ અથવા લીસી ચકરડીની બે બાજુ. તેમાં ઊલટી કઈ ને સુલટી કઈ? છતાં અહિંસાને સાધન ગણીએ, સત્યને સાધ્ય ગણીએ. સાધન આપણા હાથની વાત છે તેથી અહિંસા પરમ ધર્મ થઈ. સત્ય પરમેશ્વર થયું. સાધનની ફિકર કર્યા કરીશું તો સાધ્યનાં દર્શન કોઈક દિવસ તો કરીશું જ. આટલો નિશ્ચય કર્યો એટલે જગ જીત્યા. આપણા માર્ગમાં ગમે તે સંકટ આવે, બાહ્ય દૃષ્ટિએ જોતાં આપણી ગમે તેટલી હાર થતી જોવામાં આવે, છતાં આપણે વિશ્વાસ ન છોડતાં એક જ મંત્ર જપીએઃ સત્ય છે. તે જ છે. તે જ એક પરમેશ્વર. તેનો સાક્ષાત્કાર કરવાનો એક જ માર્ગ, એક જ સાધન અહિંસા; તેને કદી નહિ છોડું.

પોતાનું દૃષ્ટાંત આપતાં અહિંસાની મૂર્તિ સમા મહાત્માજી અનુભવ રજુ કરે છે કેઃ અહિંસા સાધ્ય નથી. સાધન છે. પણ માનવી વહેવારમાં તે સંબંધોમાં સત્યનું દર્શન આપણે કેવળ અહિંસાના પાલન દ્વારા જ કરી શકીએ. હિંસા દ્વારા નહિ, પણ અહિંસાનું ચીવટ રાખી પાલન કરવાથી જ આપણે સત્યને પહોંચીએ છીએ. આ જ કારણે હું અહિંસાને વળગ્યો છું. સત્ય તો મારા સ્વભાવમાં જ હતું. પરંતુ અહિંસા મેં મહા મહેનતે ને કારણ સાધનાથી મેળવી છે. અહિંસા સાધન છે, તેથી જ રોજ-બ-રોજના જીવન વહેવારમાં તેની સાથે જ આપણને કામ પડે છે. એટલે જનતાને આપણે અહિંસાની કેળવણી આપવાની છે. સત્યની કેળવણી તેનાથી આપ મેળે થાય છે, કેમકે એ અહિંસાની કેળવણીનું સ્વભાવિક પરિણામ છે. મારે મન સત્ય એ સ્વંસ્વ છે; અહિંસા પરમ ધર્મ છે, તે શૂરાનો છે, કાયરનો કદી નહિ. બીજા મારે ને આપણે મારીએ, ને તેને ધર્મ પાલન માનીએ, એ કેવળ આત્મવંચના નહિ તો બીજું શું? મારી પોતાની દૃઢ પ્રતીતિ છે કે, આપણી પ્રજાનો આખો સમુદાય હિંમત અને નીડરપણાની જે કક્ષાએ પહોંચ્યો છે તે ઊંચાઈએ સંપૂર્ણ અહિંસાના પ્રયોગ વિના ન પહોંચી શકત. સત્ય અને અહિંસા કરતાં મોટી શક્તિ જગતમાં નથી. એની આગળ અણુબોમ્બ કશી વિસાતમાં નથી. મારે કોઈ સંદેશ આપવો હોય તો તે પ્રેમ અથવા અહિંસાનો અને સત્યનો સંદેશ છે.

# શુક્રવારે સાયંકાળે

લેખક : શ્રી. ધનસુખલાલ મહેતા

ઇતિહાસની અદ્વિતીય મનાતી ઘટનાનું પુનરાવર્તન થાય છેઃ

જીસસની જનકલ્યાણમય ભાવનાથી પાવન થતું ઈ. સ. ૩૨નું વર્ષ અનન્તતા પ્રતિ ગતિ કરી રહ્યું છે.

કમારકસ નગસ્કાર સમીપનું કેલ્વરીનું સ્થાન ઘોર પરંતુ ચિરસ્મરણીય પ્રસંગનો ભાર સહન કરવાને મૂક વેદનાથી તત્પર થઈ રહ્યું છે.

શુક્રવારની સંધ્યા, મધ્યાહ્નના પ્રકાશને આવરી લેતી, ક્રમે ક્રમે અંધકારના ઓળા પ્રસારી રહી છે.

અપાર માનવપ્રેમની દીપ્તિથી અજ્ઞાનના અને દ્વેષના તિમિરને સંહારતો, પ્રભુ જીસસનો જીવનસૂર્ય પુરુષાયુષના મધ્યાકાશમાં પ્રકાશી રહ્યો છે.

પામર, મૂઢ, પ્રમત્ત માનવી માનવતા વિસરીને પશુ બને છે. અધમોદ્ધારક, ત્યાગમૂર્તિ, કરુણાસાગર, પ્રેમરાશિ પ્રભુ જીસસ વધસ્તંભને એક ક્ષણના પણ સંકોચ વિના આવકારે છે અને ક્ષર દેહનો ત્યાગ કરીને પરમ પવિત્ર પરમાત્મામાં પોતાનો આત્મા મેળવી દે છે.

પ્રભુના એ પનોતા પુત્રનો દેહત્યાગ વ્યર્થ નીવડયો છે ?

× × ×

મહાત્મા ગાંધીની વિશ્વબંધુત્વની, અહિંસાના આદર્શની ઉન્નતોન્નત કક્ષાએ આરોહતું ઈ. સ. ૧૯૪૮નું વર્ષ શાશ્વત કાલસિન્ધુ પ્રતિ મંદક્રમે વહી રહ્યું છે.

મહાત્માની પ્રાર્થનાઓથી પરિપૂત થયેલી બિરલાભવનની પ્રાંગણ ભૂમિ, ભીષણ છતાં સત્ય ભવિતવ્યતાની વ્યથાથી મૌન વેઠી રહી છે.

શુક્રવારનો સાયંકાળ, પૂર્વના પ્રખર મધ્યાહ્ન પ્રકાશને સંહરી લેતો મન્દ પદે સંચરતી તમિસ્રાની પ્રતીક્ષા કરી રહ્યો છે.

વૈરવૃત્તિથી બળ્યાઝળ્યા માનવહૃદય પર બન્ધુત્વની અમી વર્ષા વરસાવતો મહાત્માનો જીવન દિવાકર સત્ય-અહિંસાના તેજે પ્રકાશી રહ્યો છે.

અધમ, અજ્ઞાન, ભ્રાન્તચિત્ત માનવી માણસાઈ ભૂલીને હિંસક શ્વાપદ બની જાય છે.

પતિતપાવન, સર્વસંન્યાસની પ્રતિમા શા, દયસિંધુ, સ્નેહમૂર્તિ મહાત્મા ગાંધીજી બંદૂકની ગોળીને પ્રભુની આજ્ઞા સમી ગણીને છાતીમાં ઝીલી લે છે અને આ નશ્વર દેહને છોડીને એ પરમ જ્યોતિઓના જ્યોતિમાં પોતાની આત્મજ્યોતને સમાવી દે છે.

વિશ્વંકર ભગવાનના એ અજાતશત્રુ પુત્રનો જીવનવિલય નિષ્ફળ નીવડશે ?

## સંતોને માટે જગત ક્યારે સલામત બનશે?

મહાત્મા ગાંધીજી પરના પ્રાણઘાતક હુમલાથી મને શબ્દોમાં વર્ણવી ન શકાય એવો આઘાત લાગ્યો છે. નાલેશીભર્યું, વિચારી ન શકાય તેવું બની ગયું છે. આપણા યુગનો આ સૌથી પવિત્ર, ઉત્કૃષ્ટ અને પ્રેરણાદાયક પુરુષ પાગલ માણસના ક્રોધનો ભોગ થઇ પડે તે જ બતાવે છે કે સોક્રેટીસ કે જેને ઝેર પીવું પડયું હતું, કે ઈસુખ્રિસ્ત કે જેને ખીલાથી જડાવું પડયું હતું, તેમના વખતથી આપણે હજુ સુધર્યા નથી. મહાત્માગાંધીજી, અદૃશ્ય થતા ભૂતકાળના એક માત્ર પ્રતિક, હવે હયાત નથી. આપણે તેના શરીરનો નાશ કર્યો. પરંતુ તેમની અંદરની સત્ય અને પ્રેમ જ્યોતની રોશની બુઝાવી નહિ શકાય. દુનિયા શાખે કે જો આપણે હિંસા, ક્રૂરતા અને અંધાધુંધીમાં ખૂંપી જવું ન હોય તો મહાત્મા ગાંધીજી જેના માટે જીવ્યા અને મર્યા તે સિવાય બીજો કોઈ માર્ગ નથી. રાધાકૃષ્ણન્

## તારી સત્તા અમારા હૃદય પર કાયમ રહો!

ઓ પ્રભુ અધમોધ્ધારક, કૃપાનિધાન! સર્જન અને સંરક્ષણ કરવાની તેં જે પ્રતિજ્ઞા કરેલી તે વેદો, ઉપનિષદો અને ગીતા મારફતે અમે જાણેલી પણ તેની પ્રતીતિ ન હતી તે તેં પ્રત્યક્ષ કરાવી.

તારી પ્રતિજ્ઞા તો એ છે કે જ્યારે અધર્મ વધી જાય અને ધર્મ ડૂબતો દેખાય ત્યારે હું અવતાર લઇશ અને સાધુતાનું રક્ષણ કરી દુષ્ટતાનો નાશ કરીશ. એ પ્રતિજ્ઞા પૂર્ણ કરવાને ગાંધીજીના નામે પ્રગટ થઇ માયાવી સામ્રાજ્યશાહીના આવરણમાંથી અમને મુક્ત કર્યા અને સત્ય અને અહિંસાને રસ્તે ઉંચનીચના ભેદભાવ ભુલાવી ને અને જનસમાજને પોષક એવો શારીરિક શ્રમ કરી જીવન જીવવા મંત્ર આપ્યો.

પ્રભુ! તારું કામ પુરું થયું એટલે તેં તારી માયા સંકેલી લીધી...અમે સૌ પ્રાર્થીએ છીએ કે તારી સત્તા અમારા હૃદય ઉપર કાયમ રહો.

(શ્રી. રવિશંકર મહારાજે અસ્થિ પધરાવતાં)

## વૈષ્ણવ જન

(ગાંધીજીનું પ્રિય ભજન)

વૈષ્ણવ જન તો તેને કહીએ
જે પીડ પરાઈ જાણે રે,
પરદુઃખે ઉપકાર કરે તો યે
મન અભિમાન ન આણે રે.

સકળ લોકમાં સહુને વંદે
નિંદા ન કરે કેની રે,
વાચકાછ મન નિશ્ચળ રાખે
ધન ધન જનની તેની રે.
સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી
પર સ્ત્રી જેને માત રે,
જિહ્વા થકી અસત્ય ન બોલે
પરધન નવ ઝાલે હાથ રે.

મોહમાયા વ્યાપે નહિ જેને
દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે
રામનામ શું તાળી લાગી
સકળ તીરથ તેના મનમાં રે.

વણલોભી ને કપટ રહિત છે
કામ—ક્રોધ નિવાર્યા રે,
ભણે નરસૈંયો તેનું દરશન કરતાં
કુળ એકોતેર તાર્યાં રે.

—નરસિંહ મહેતા

*

### બાપુનાં-જીવન વ્રતો

સત્ય, અહિંસા, ચોરી ન કરવી,
વણ જોતું નવ સંઘરવું;
બ્રહ્મચર્ય ને જાતે મહેનત,
કોઈ અડયે ના અભડાવું.

*

અભય, સ્વદેશી, સ્વાદ ત્યાગ ને,
સર્વ ધર્મ સરખા ગણવા;
એ અગિયાર મહાવ્રત સમજી,
નમ્રપણે દૃઢ આચરવાં

*

Give me that man who is not passions' slave, and I will wear him in my heart's core.

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतराग भयक्रोधः स्थितप्रज्ञः स उच्यते ॥
अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥

# સાચો વૈષ્ણવજન

લેખિકા : શ્રી. વિદ્યાબહેન ર. નીલકંઠ

નરસિંહ મહેતાનાં ઘણાં પદો છે અને ગુજરાતી વાંચનાર માણસોમાં જાણીતાં પણ છે. એનાં પ્રભાતીઆં અને બીજાં ભજનો જનતાના જિહ્વાગ્રે છે. પરંતુ 'વૈષ્ણવ જન તો તેને કહીએ' એ પદ મહાત્મા ગાંધીજીએ અપનાવી ખૂબ જ સુપ્રસિદ્ધ કર્યું છે. એમની દરેક પ્રાર્થનામાં બીજા બધા પ્રસંગોએ એ ગાવાનો રિવાજ થઈ ગયો હતો, એટલે એમને લગતી સભાઓ—એમના ઉપવાસ પ્રસંગો, સત્યાગ્રહની ચળવળમાં દરેક પ્રસંગે આ પદ ગવાય. એટલે એ ગુજરાતી બોલનારાઓ નાનાં મોટાં સહુને અતિ-પરિચિત થયું છે. એને ભજન કહેવામાં આવે છે; તે પ્રભુનું ભજન કહેવાય કે નહીં? પરંતુ એ બાબતની તકરાર અત્રે કરવાની નથી. ગાંધીજીએ આ પદના ઉદ્દેશને જીવનક્રમના આદર્શ તરીકે ગણી સર્વ તેમ ગણે એ હેતુ રાખેલો એ સુસ્પષ્ટ છે.

આમાં શા આદર્શો છે તે પ્રત્યેક લીટી અગર ટુંક લઈ જોઈએ. વૈષ્ણવ જન એટલે કે વિષ્ણુ પરમાત્માનો ભક્ત કોણ કહેવાય? કવિ કહે છે કે જે (૧) પારકાનું દુઃખ સમજે (૨) બીજાં પર ઉપકાર કરે પરંતુ તે માટે ગર્વ લાવે નહીં (૩) વિનમ્ર હોય; (૪) પરનિંદામાં રસ ન લે (૫) મન વાણી તેમજ ઇન્દ્રિયોનું દમન કરે. (૬) સર્વ મનુષ્યો પ્રત્યે સમભાવ રાખે, (૭) તૃષ્ણા રહિત (૮) પરસ્ત્રી પ્રત્યે માતા જેવો પૂજ્યભાવ રાખે. (૯) હમેશ સત્ય બોલે (૧૦) પારકા ધનને અડે નહીં. (૧૧) જેને જગતના મોહ અને દુનીઆની માયા સ્પર્શ કરે નહીં (૧૨) અનાસક્ત (૧૩) પ્રભુ સ્મરણમાં રત (૧૪) જેનો દેહ તીર્થ સમાન પવિત્ર હોય, (૧૫) કોઇ પ્રકારનો લોભ તેના મનમાં ના હોય (૧૬) વર્તનમાં છલ કપટ ના રાખે (૧૭) અને ક્રોધથી પર હોય—આવા મનુષ્યની જન્મદાતા માતાને ધન્ય છે અને તેનાં દર્શન કરનાર કૃતાર્થ થાય એમ કવિએ ગાયું છે.

ખરેખર આ Code of Life જો માણસ પાળે તો દુનીઆમાં કલેશ, કંકાસ, યુદ્ધો ને વિગ્રહો રહે નહીં. પરંતુ નિર્બળ મનુષ્ય આ બધાં તો શું પણ તેમાંનાં થોડાં પણ વર્તન રાખી શકતો નથી. મહાત્મા ગાંધીજી એ એક જ મહા સંયમી પુરૂષ હતા કે જેમણે આ સમસ્ત આદર્શ પ્રમાણે જીવન જીવી જાણ્યું. જગતમાં રહીને તેનાથી અલિપ્ત રહી જલબિન્દુ વાળા કમલદલ પેઠે અસ્પૃષ્ટ રહ્યા. પરમ યોગી વૈરાગ્ય લઈને કે ઘરથી દૂર જંગલમાં વસી આત્મ ઉન્નતિની સાધના કરનાર આ સંત નહોતા. પોતાની સાથે સારા જગતને આધ્યાત્મિકતાની શ્રેણી પર આગળ વધારનાર અદ્ભુત વ્યક્તિત્વ ધરાવનાર આ સાચા વૈષ્ણવજને પોતાનું જીવ્યું સાર્થક કર્યું, એને કોટિ કોટિ ધન્યવાદ છે.

# કેટલાક પુણ્ય પ્રસંગો

લેખક : ડૉ. હરિપ્રસાદ દેસાઇ

## ભારતમાતાને માથે રાજ્યમુગટ પહેરાવી શક્તિ અર્પી

'નવજીવન' મહાત્માજીએ કાઢયું એ દરમિયાન એકમે અંક નીકળ્યા અને એમણે ભારતમાતાની એક છબીની માગણી કરી. મારા મિત્ર ચિત્રકાર શ્રી રવિશંકર રાવળને એક છબી ચીતરી આપવાનું કહેવાયું. રવિભાઇ જે દિવસે એ છબી તૈયાર કરીને આવ્યા તે વખતે હું આશ્રમમાં હતો. મહાત્માજી છબી જોઇ રહ્યા કે તરત જ હાલમાં જે જગાએ મહાત્માજીના અસ્થિને દર્શન માટે રાખવામાં આવ્યા છે ત્યાં મેં રવિભાઇને બોલાવ્યા અને એ છબીને જોઈ. જોતાંની સાથે જ હું ઉશ્કેરાઈ ગયો અને રવિભાઈ સાથે લડવા લાગ્યો.

મેં કહ્યું કે, 'તમારી ચિત્રવિદ્યા આવી ? આ તમે શું દોર્યું છે ? ભારત માતાને વાઘરણ જેવી કેમ બનાવી છે ? એનાં લુગડાં ફાટ્યાંતૂટ્યાં છે, માથાના વાળ લુખ્ખા છે. તમે એને ધૂપેલ પણ ઘાલ્યું નથી, અને સાવ રાંકડી અને ગરીબડી કેમ બનાવી છે? એનો રાજમુગટ ક્યાં છે ? એ આપણી ઇષ્ટદેવતા છે એવું તો કંઈ સમજાવો ?"

રવિભાઈ કંઈ બોલ્યા નહિ. એ તો મારા સામું ટગર ટગર જોયા જ કરે અને મારો ક્રોધ કેમે કર્યો શમે નહિ.

છેવટે એ છબી મેં એમની પાસેથી ખૂંચવી લીધી અને જોડેના જ ખંડમાં મહાત્માજી બેઠા હતા ત્યાં ધસી ગયો.

મેં એમને જરા ગુસ્સાથી કહ્યું, "આપે આ છબી જોઇ? અને આપને એ ગમી ?"

મહાત્માજી કહે, "હા, મેં એ પાસ કરી."

હું ડગ્યો નહિ. હું મહાત્માજી જોડે પણ લડવા લાગ્યો.

મેં કહ્યું, "સગી માતા હોય અને કર્કશા હોય તો એના તરફ સગા પુત્રને પણ ભક્તિભાવ થતો નથી, તો આવી કંગાળ ભારતમાતા કેમ પાસ કરો છો ? કંઇક તો એના તરફ પૂજ્યભાવ થાય અને આપણી ઇષ્ટદેવતા બની શકે એવું સ્વરૂપ સર્જવા રવિભાઇને કહો !"

રવિભાઈ વચમાં બોલી ઊઠયા. "'કાને ગોમા તોરે રુક્ષકેશ' એ કાવ્ય તમે વાંચો એટલે તમારી ખાત્રી થશે કે મેં એ ભાવ કેમ આણ્યો છે."

મહાત્માજીએ પણ દૃઢ અને મક્કમ અવાજે મને કહ્યું : "જુઓ દાક્તર, હું આખા હિંદુસ્થાનમાં ફર્યો છું. ઘણાં શહેરો જોયાં અને ઘણાં ગામડાં પણ જોયાં ! ક્યારે મેં રવિભાઇએ

### સત્યાગ્રહનો ગૃહપ્રયોગ

શસ્ત્રક્રિયા પછી જો કે કસ્તુરબાઈને રક્તસ્રાવ થોડા સમયને સારુ બંધ રહ્યો હતો પણ પાછો તેણે ઉથલો માર્યો. તે કેમેય મટે નહિ. તેથી જ્યારે મારા બીજા ઉપચારોમાં સફળતા ન મળી ત્યારે મેં તેને મીઠું અને કઠોળ છોડવા વીનવી. છતાં માને નહિ. ઊલટે તેણે કહ્યું: 'કઠોળ ને મીઠું છોડવાનું તો તમને કોઇ કહે તો તમે પણ ન છોડો.' મને દુઃખ થયું ને હર્ષ પણ થયો. મારો પ્રેમ ઠલવવાનો મને પ્રસંગ મળ્યો. 'તારી માન્યતા ભૂલભરેલી છે. મને દરદ હોય અને વૈદ આ વસ્તુ કે બીજી કોઇ વસ્તુ છોડવાનું કહે તો જરૂર છોડી દઉં. પણ જા, મેં તો એક વર્ષને સારુ કઠોળ અને મીઠું બંને છોડયાં. તું છોડે કે ન છોડે એ નોખી વાત છે.'

પત્નીને ભારે પશ્ચાત્તાપ થયો. તે બોલી ઊઠી: 'મને માફ કરો. તમારો સ્વભાવ જાણતાં છતાં કહેતાં કહેવાઇ ગયું. હવે હું તો કઠોળ ને મીઠું નહિ ખાઉં. પણ તમે તો તમારું વેણ પાછું ખેંચી લો. આ તો મને બહુ સજા કહેવાય !'

મેં કહ્યું 'તું કઠોળ મીઠું છોડશે તો તો બહુ જ સારું, મારી ખાતરી છે કે તેથી તને ફાયદો જ થશે. પણ લેવાયેલી પ્રતિજ્ઞા મારાથી ફેરવાય નહિ. મને તો લાભ જ થવાનો. ગમે તે નિમિત્તે માણસ સંયમ પાળે તો યે તેમાં લાભ જ છે. એટલે તું મને આગ્રહ ન કરજે. વળી મને પણ મારી પરીક્ષા થઈ રહેશે, ને તે એ વસ્તુઓ છોડવાનો જે નિશ્ચય તેં કર્યો છે તેમાં કાયમ રહેવામાં તને મદદ મળશે.' આ પછી મને મનાવવા-પણું તો રહ્યું જ નહિ. 'તમે તો બહુ હઠીલા છો. કોઈનું કહ્યું માનવું જ નહિ,' કહી ખોબા આંસુ ઢાળી શાંત થઈ.—ગાંધીજી

## વિનોદ

ગાંધીજી ગોળમેજી પરિષદને માટે વિલાયત આવ્યા ત્યારે તેઓ ગિલ્ડ હાઉસમાં અમારી આગળ ઐચ્છિક ગરીબાઈ વિષે ભાષણ આપવા આવ્યા હતા. સભાગૃહ ચિકાર ભરાઈ ગયું હતું, ને સેંકડો માણસો બહાર ઊભાં હતાં. ગાંધીજીને માટે આ કેવળ ભાષણનો વિષય ન હતો; એમના અનુભવની એ વાત હતી. તેઓ શું કહે છે એ સાંભળવાને અમે કાન માંડીને તૈયાર થઈ ગયાં હતાં. ભાષણને અંતે ઘણા સવાલો પુછાયા. કેટલીક વાર મહાત્માજી જવાબ આપતા પહેલાં થોભી જતા. પાછળથી હું સમજી કે મનુષ્યની ભાષામાં આપી શકાય એટલા ચોક્કસ ને સાચા જવાબો આપી શકાય એટલા માટે જ જવાબ ગોઠવવા તેઓ થોભી જતા હતા. મને યાદ છે તેમ તેમણે કહેલું કે 'અકિંચન બનવું એ પહેલ વહેલા તો, શરીર પરથી કપડાં ઉતારવા જેવું નહિ, પણ હાડકાં પરથી માંસ ઉતારવા જેવું લાગે છે. પણ જો તમે મને પૂછો કે મિ. ગાંધી, તમે તો સુતરાઉ કપડાંનો કચ્છ પહેરેલો છે. તમે અકિંચન છો એમ તમે કેમ કહી શકો?' તો હું જવાબ આપું કે જ્યાં લગી હું શરીર ધારણ કરું છું ત્યા લગી મારે એને કશાકથી પણ ઢાંકવું તો જોઈએ જ. પણ" તેમણે અતિશય મોહક એવું સ્મિત કરીને કહ્યું: "એ કકડો કાપડ પણ અહીં કોઈને મારી પાસેથી લઈ લેવું હોય તો તે લઇ લે. હું પોલીસને નહિ બોલાવું!"

બ્રિટિશ સરકાર મારાફે મહાત્માજીની સાથે પોલીસોની એક ટુકડી મોકલવાની વ્યવસ્થા કરી હતી. એ પોલીસો બધા એ વખતે ગિલ્ડ હાઉસમાં ઉભા ઉભા ભાષણ સાંભળતા હતા. તેઓ છેવટનું વાક્ય સાંભળીને ખડખડાટ હસી પડયા; બીજું પણ કોઈ હસવું રોકી શક્યું નહિ.

—કુ. ડો. મોડ રોઇડન

મીતરી છે એના કરતાં વધારે સારી ભારતમાતા જોઈ નથી: એને પહેરવા વસ્ત્ર નથી, માથું ઓળવા ધુપેલનો પૈસો નથી, રહેવા ઘર નથી, ખાવા ધાન નથી, રવિભાઇએ ચીતરી છે તે જ યથાર્થ છે."

રવિભાઈના જીવમાં જીવ આવ્યો અને હું હતાશ થઈ ગયો. સ્વ. ગોવર્ધનરામભાઇએ સરસ્વતીચંદ્રમાં પાંચાળીનું રુદન એ વિષે એક આખું પ્રકરણ લખેલું છે. એ દેવી પાંચાળી (ભારતમાતા)નું રુદન હું પણ ઘણી વખત એકાંતમાં વાંચતો હતો અને રોતો હતો. બીજા પણ મારી માફક રોતા હશે.

પરંતુ એ જ નિસ્તેજ, ચાલીસ કોટી સંતાનોની નિર્બળ, અસહાય, એવી ભારતમાતાને બાપુએ વસ્ત્ર પહેરાવ્યાં, માથે ધુપેલ નંખાવ્યા, સુંદરતા અર્પી, શક્તિશાળી બનાવી, ત્રીસત્રીસ વર્ષના સતત પ્રયાસ દ્વારા એને રાજમુગટ પહેરાવ્યો, મહાત્માજી વગર આ ભગીરથ કાર્ય કોણ કરત?

## [ ૨ ]
## જીવન-કવિનાં વચનામૃતો

ગાંધીજી સાથે સાહિત્યની પણ મારે ઘણી વાર વાતો થતી. સ્વ. મણિલાલ નભુભાઇએ બાળલગ્નની હિમાયત કરી હતી. તે વિષે મહાત્માજીએ બહુ વિરોધ વ્યક્ત કર્યો હતો. ત્રિભુવનદાસ વૈદ્યનું પુસ્તક તેમને બહુ ગમતું હતું અને સ્વ. રાજચંદ્રનું સાહિત્ય તેઓ બહુ વખાણતા. અમારી સાથે એમણે થોરો વાંચવા માંડયો હતો. રસ્કિનનું Unto this last એ પુસ્તક આખું વાંચી બતાવેલું અને તેની ચર્ચા પણ કરેલી. એમનું 'સર્વોદય'નું જે પુસ્તક છે તેમાં દર્શાવેલા સમગ્રના કલ્યાણના વિચારો અમને એમણે અતિ સ્પષ્ટતાપૂર્વક સમજાવ્યા હતા. અત્યારે સમાજવાદીઓ અને સામ્યવાદીઓ જ્યારે આપણા દેશની સ્થિતિનો ખ્યાલ કર્યા વગર પારકા દેશનું પચેલું-ન પચેલું એવું આપણને જીવનમાં ઉતારવા કહે છે, ત્યારે દિલગીરી થાય છે.

વર્તમાનપત્રો જે રીતે લેખો લખતાં હતાં અને અભિપ્રાયો આપતાં હતાં તે એમને પસંદ પડતું નહિ. કેવળ પ્રચાર માટે કાંઈ પણ લખાય તે એમને પસંદ નહોતું. વર્તમાનપત્રના લેખકોને સત્ય હકીકતો અને અભ્યાસપૂર્ણ લેખો લખવા એ આગ્રહ કરતા. અને ભાષા સાદી અને સરળ રાખવી એવો તેમનો ખાસ આગ્રહ હતો. ખરું પૂછાવો તો 'નવજીવન' એમણે વર્તમાન-પત્રકારોને દૃષ્ટાંત આપવા ખાતર જ કરેલું. એમાં એમણે જાહેરખબરો લીધી નહીં અને કોઈની છબીઓ વગેરે આપવાનું પણ ન રાખ્યું. શરુઆતમાં એમણે ગુજરાતના

તમામ સાક્ષરોને 'નવજીવન' માટે લેખો આપવા પણ કહેલું અને એમણે આપેલા પણ ખરા. એ મને કહેતા: "આ બધાઓએ પ્રેમ બહુ રાખ્યો છે. અને મને ગમે એવું પણ લખ્યું છે. પરંતુ લોકો મને કાગળો લખે છે કે અમારે તો તમે શું કહેવા માગો છો એ જાણવું છે. અને મારે કહેવાનું તો ઘણું છે." વાચકોને કહેવાની જરૂર નથી કે આ 'નવજીવન'ના જ લેખોમાંથી ગાંધી-સાહિત્ય ઉદ્‌ભવ્યું અને ગાંધીયુગ શરુ થયો. એક લીટીથી ચાલે ત્યાં સુધી બે લીટી મહાત્માજી લખતા નહિ અને કોઈને



ગાંધીજી અને સુશીલા નય્યર

## સૈકાઓ પહેલાં રચાયેલું ગાંધીજીનું જીવનચરિત્ર

'જીવન-પ્રકાશ'ના જાન્યુઆરી અંકમાં સૈકાઓ પહેલાં રચાયેલ ગ્રંથ 'સત્યસંહિતા'માંથી પૂજ્ય મહાત્માજીનું જીવનચરિત્ર આપવામાં આવ્યું હતું. એ કૃતિ મૂળ તો શ્રી. મુનશીજીએ શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રી પાસેથી મેળવેલી. એ વિશે વિશેષ માહિતી. સુપ્રસિદ્ધ યુવાન સાહિત્યકાર શ્રી. ઇન્દ્ર વસાવડા તરફથી મળી છે તે નીચે એમના પત્રમાંથી ઉદ્ધૃત કરીને મૂકી છે:

'સત્યસંહિતા' મદ્રાસી જ્યોતિષી પાસે હતી અને તે મુંબઈમાં રહી રૂા. ૫૦ થી ૧૦૦) ફીઝ લઈ, લોકોનું ભાવી તેમાંથી કહેતા.

શ્રી. મુનશીએ પૂ. બાપુ વિષે તેમની પાસેથી જ માહિતી મેળવી હતી.

વાંસદા નરેશનો સંપર્ક પણ તેમની સાથે થયેલો અને તે એક વાર વાંસદા પણ આવ્યા હતા. તેમાંથી અહીંના ભૂતપૂર્વ દીવાન શ્રી. હરખલાલ બુચને તેમના જીવન વિષેની બધી સત્ય માહિતી જન્મથી લઈ આજ સુધીની કહી હતી. શ્રીમંત મહારાજ સાહેબે પણ પોતા વિષે માહિતી મેળવી હતી.

તે પુસ્તક તાડપત્ર ઉપર છે; અને તેમાંનાં અમુક પૃષ્ઠો અહીં એક સદ્‌ગૃહસ્થ પાસે છે. તેમનું નામ શ્રી દાદુભાઈ.

મુંબઈમાં ગયા પછી શ્રી દાલમીયા તેમને મળ્યા હતા. અને તેમને સમજાવીને બનતાં સુધી બીકાનેર લઈ ગયા હતા.

કહેવામાં આવે છે કે ત્યાં શ્રી દાલમીઆએ તેમની પાસેથી આ પુસ્તક લઈ લેવાનો વિચાર કર્યો અને તેને પ્રકાશિત કરી જનતા સમક્ષ મૂકવાનો વિચાર કર્યો. પણ શ્રીનિવાસ શાસ્ત્રીએ ખાસ રસ લીધો નહિ. અને ગુપ્ત રીતે તે પુસ્તક ત્યાંથી લઈ લેવાયું અને ચોરી થઈ છે તેમ કહેવામાં આવ્યું. દશેક હજાર રૂપિયા તેને આપ્યા ને આજે એ પુસ્તક દાલમીયાં પાસે છે. તે વિષે શ્રી દાલમીઆએ પોતે હમણાં જ એકરાર કર્યો છે કે તે પુસ્તક પૂ. બાપુને તેમણે વંચાવવા ઇચ્છા વ્યક્ત કરી હતી.

## અમારી શ્રદ્ધાંજલિ

મહાશૂન્યમાંથી શબ્દ બની આપની પ્રિય વાણીનું સંગીત અમને સાંભળવાનું મળો. અહીં હતા અને જેમ આપના શબ્દો અને કાર્યો અને વિચારો અમને તાજા કરતા અને પ્રેરતા, તેની મધુર સ્મૃતિ હજી એમ જ અમને પ્રેરો. આપની પ્રેમછાય હમેશ અમારે માથે હો. આપના દિવ્ય આત્માનો પ્રકાશ હજી અમને રસ્તો બતાવતો રહે. અને આપ ન દેખાતાં છતાં 'સદાય અમારી સાથે રહો' અને સામે પડેલી વાટો પર હાથ ઝાલીને અમને દોરતા રહો. આ મારી પ્રાર્થના છે.

આવી સેવા કરવાની તાલીમ આપે અમને આપવાનો પ્રયત્ન કર્યો હતો. આપના જીવન માર્ગમાં માનનારાં અમે બધાં આપને શ્રદ્ધાંજલી આપવાની હિંમત કરીએ તોય તે એટલી જ કે ફરીથી એવી સેવાની દીક્ષા લઈએ.

—રાજકુમારી અમૃતકોર

*

## જ્યોતિષની દૃષ્ટિએ

છ મહિના પહેલાં મેં જે ભવિષ્ય ભાખ્યું હતું તે કમનશીબે સાચું પડયું છે. મેં કહેલું કે, 'ગાંધીજી અત્યારે સાડાસાતી પનોતીમાંથી પસાર થઇ રહ્યા છે. એમના જીવનમાં આ ત્રીજી પનોતી છે અને જ્યોતિષના અનુભવો કહે છે કે આવા સંયોગોમાં સામાન્ય રીતે જીવનનો અંત આવે છે અથવા કારકિર્દીનો અંત આવે છે અગર તો 'જીવનકાર્ય'ની પરાકાષ્ઠા આવે છે.' આજે જ્યોતિષનો એ વર્તારો સાચો પડયો છે.

પંડિતજી ૧૯૫૧ ના આરંભ સુધી સાડાસાતી પનોતીની અસર નીચે રહેશે. આવતા જુલાઇ સુધી એમનાં જન્મના ચંદ્ર પર શનિ ઘૂમે છે. તે ૧૯૪૮ ના મેની નવમીએ સૂર્યગ્રહણ છે. દિલ્હીના ગ્રહો પણ એવા છે કે પરિસ્થિતી વધુ બગડે. પંડિત નહેરુનું માન ઘટે એવો પણ ભય છે. એમની તંદુરસ્તી અને એમનાં શરીરની પૂરેપૂરી સંભાળ લેવી જોઈએ એમ એમના ગ્રહો જોતાં લાગે છે.

—બેહરામ પીઠાવાલા

લખવા દેતા નહીં. એ કહેતા હતા કે હૃદયની સચ્ચાઇ હશે તો શૈલી એની મેળે ઉત્પન્ન થશે.

એમણે કવિતા લખી નથી. પણ એ તો પોલ રેશોડે કહ્યું હતું તેમ Poet in action (જીવન-કવિ) હતા. ભગવાનને પણ કોઇએ કવિ જ કહ્યા છે. એ પોતે કહેતા કે મેં બહુ વાંચ્યું નથી. પણ વિદ્યાપીઠના એક સમારંભ વખતે આચાર્ય કૃપાલાનીએ એમણે વાંચેલી ચોપડીઓનું લિસ્ટ વાંચી બતાવ્યું હતું. એ બધાં પુસ્તકો મોટે ભાગે એમણે જેલમાં વાંચેલાં. એમાં Decline and Fall of the Roman Empire, રસ્કિન, થોરો, ટોલ્સ્ટોય, ગીતા, ઉપનિષદ્ ઇત્યાદિ મહાન ગ્રંથો ઘણા હતા. પોતે વિદ્વાન કરતાં કર્મયોગી વધારે હતા. તેથી પંડિતો જેવું કે સાક્ષરો જેવું પોતામાં જ્ઞાન નથી એમ તેઓ કહ્યા જ કરતા. એમની સાથે વાત કરવી તે ઉચ્ચ કેળવણી લેવા જેવું હતું. એમની અનુભવવાણી હંમેશાં પ્રેરણા આપ્યા કરતી. ઘણી વાર હું આશ્રમથી સાંજના ઘેર આવતો તે વખતે પશ્ચિમમાં સૂર્યાસ્તના રંગોની ભભક ખીલી ઊઠતી હતી એવી જ ભભક એમની સાથે એમના વાર્તાલાપથી અમારા મનરૂપી આકાશમાં થઇ રહેલી. અને એમનાં વચનામૃતોનાં પાનની મીઠાશની સાથે તે રંગોનું સૌંદર્ય સુભગ રીતે ભળી જતું. તે ગયા, પણ એમણે અમારા મનઃ-આકાશમાં ઉપજાવેલા રંગો અને વચનામૃતોની મીઠાશ એ તો જીવીશું ત્યાં સુધી ભૂલી શકીશું નહિ

*

## ખરી અહિંસા

અહિંસા ક્ષત્રિયનો ધર્મ છે. મહાવીર ક્ષત્રિય હતા. બુદ્ધ ક્ષત્રિય હતા. રામકૃષ્ણાદિ ક્ષત્રિય હતા. તે બધા ઓછા કે વત્તા પ્રમાણમાં અહિંસાના ઉપાસક હતા. આપણે તેઓને નામે અહિંસા પ્રવર્તાવવા ઇચ્છીએ છીએ. પણ અત્યારે તો અહિંસાનો ઇજારો બીકુ વૈશ્યવર્ગે લીધો છે, તેથી તે ધર્મ નિસ્તેજ થયો છે. અહિંસા એટલે ક્ષમાની પરિસીમા. પણ ક્ષમા તે વીરનું ભૂષણ છે. અભય વિના અહિંસા હોય નહિ. આપણને તો જીવદયા પણ નથી આવડતી.

ગાયને બચાવી નથી શકતા. કૂતરાંને પાટુ પડે છે, લાકડી પડે છે, તેની પાંસળીઓ દેખાય છે, એની આપણને શરમ નથી, પણ કૂતરું મરે તો આપણને ત્રાસ છૂટે છે. પાંચ હજાર કૂતરાં ભૂખ્યાં તરસ્યાં રખડે, એઠવાડ વિષ્ઠા ખાઇ મૂઆ વાંકે જીવે એ સારું કે તેમાંથી પચાસ મરી બાકીનાં સુરક્ષિત રહે તે સારું ? લાકડી મારી કૂતરાંને દરેક વેળા ટેલવામાં પાપ છે જ પણ આ દુઃખ ન જોઇ શકનાર જે મનુષ્ય એક કે વધારે કૂતરાંને મારી નાખે તે પુણ્ય કરે એ બનવા જોગ છે.

જીવ લેવો એ હંમેશાં હિંસા નથી. અથવા કહો કે કેટલીક વાર ' લેવામાં વધારે હિંસા છે.

—ગાંધીજી

# જીવનદૃષ્ટા ગાંધીજી

લેખક : શ્રી. હરભાઇ ત્રિવેદી

કવિવર ટાગોરે એક ઠેકાણે કહ્યું છે કે સામાન્ય માનવીનું જીવન પતંગિયાની ઈયળ જેવું હોય છે, એ ઈયળ જ્યાં બેસે ત્યાંથી તેનો રંગ લે છે. પરિણામે ઈયળમાંથી પતંગિયું બને છે ત્યારે એ વિવિધરંગી હોય છે, અને એને, જોનારની આંખને ગમે તેવું પણ હોય છે. સામાન્ય માનવીનું જીવન આ પ્રકારનું છે, અને તેવું જીવન એને પોતાને ગમે છે, તથા એની આસપાસ પથરાયેલા સંબંધીઓને પણ ગમતું હોય છે. સીધું સાદું અને કોઈ પણ પ્રકારના કૃત્રિમતાના રંગોથી નહિ રંગાયેલું એવું જીવન માનવીને આકર્ષક દેખાતું નથી. આપણે જોઇએ છીએ કે એવા અપ્તરંગી જીવન વિહોણી વ્યક્તિને સમાજમાં ઓલિયા તરીકે ગણીને સમાજથી દૂર રાખવામાં આવે છે. સામાન્ય માનવીને એમાં કોઈ રસ હોતો નથી. જે માનવી પતંગિયાના જેવા અને જેટલા રંગો પોતાના જીવન દ્વારા પ્રકાશિત કરી શકે છે, તે માનવી બુદ્ધિમાન અને અનુસરવા લાયક લેખાય છે. આવા માણસો જ સમાજની આગલી હરોળમાં પણ પોતાનું સ્થાન જમાવતા હોય છે.

મહાત્માજી આ કોટિના મનુષ્ય હતા નહિ. એમના જીવનમાં કોઈપણ સંયોગ પોતાનો રંગ પૂરી શકતો નહિ. ગાંધીજીનું જીવન સ્ફટિક જેટલું નિર્મળ હતું, અને આમ છતાં યે સામાન્ય માનવી એને અસમાન્ય ગણીને દૂર રાખી શકતો નહિ. થોડો વખત સામાન્ય માનવસમૂહ એનાથી દૂર રહેવાનો પ્રયત્ન કરતો, પરંતુ આખરે તો એને મહાત્માજીના જીવન તરફ આકર્ષાવું જ પડતું. ગાંધીજીની જીવનયાત્રામાં કેટલાયે એવા પ્રસંગો છે કે જ્યારે સામાન્ય માનવીએ એને અને એનાં કાર્યને હસી કાઢયાં છે. દક્ષિણ આફ્રિકાનો સત્યાગ્રહ એ એક એવો જ પ્રકાર હતો. ૧૯૨૦નો અહિંસાત્મક અસહકાર પણ એનો જ અપ્રતિમ નમૂનો છે. પ્રસિદ્ધ મીઠાની લડત એક ઘણો મોટો ગાંધીજીના જીવનદૃષ્ટિને પ્રગટ કરતો અસાધારણ પ્રસંગ ગણી શકાય સત્યાગ્રહની લડત શરૂ કરવાની હતી, અને એ લડતનાં મંડાણ સરકારી કોઈ પણ એક કાયદાના સવિનય ભંગથી કરવાનાં હતાં. સાબરમતી આશ્રમમાં ગંભીર મંત્રણાઓ થતી હતી. કયો કાયદો ભંગ કરવાને માટે પસંદ કરવો એની ગડમથલમાં સૌ પડયા હતા, ગાંધીજીની આર્ષદૃષ્ટિને એકાએક એક વાત સૂઝી આશ્રમવાસીઓને અને અન્ય દેશનાયકોને હાનો મીઠાકાયદો તોડવાનું એમણે સૂચન કર્યું. સૌને આ

### મોહન યુગ

ગાંધીજીએ ભારતવર્ષને (તેથી ગુજરાતને પણ) જે જીવનદૃષ્ટિ સંપડાવી છે તે 'આર્ય' સંસ્કારિતાની વિજય સિદ્ધિ' તરીકે વર્ણવઇ છે. એ વર્ણનમાંનું વિશેષણ 'આર્ય' શબ્દના વિશાળતમ અર્થમાં ખરું છે; કેમકે શુદ્ધ સ્વરૂપ ગાંધી-દર્શન એટલે આત્મૌપમ્ય —માત્ર બોલવા ચર્ચવાનું નહિ, જીવવાનું આત્મૌપમ્ય; ગાંધીદર્શન એટલે નિ:સીમ ઉદાત્તતા-માનવની માનવતાને કસીકસીને કુન્દન બનાવનારી; અને ગાંધી-દર્શન એટલે ભાવનાનો મૂર્ત વ્યવહાર ઘડનારી તપોમયતા એ જીવન-દર્શને, એ શીલસૂરીએ, આ ગુણો જેમ ગીતાનાં અને વૈષ્ણવ કે જૈન ધર્મોનાં ઉત્તમ તત્ત્વો રૂપે લીધા છે તેમ પ્રજાકીય શાસનની પાશ્ચાત્ય ભાવનામાંથી-એની સિદ્ધિમાંથી શક્તિ રૂપે અને મર્યાદાથી ચેતવણીરૂપે-લીધા છે, એના વાદપ્રવાદોમાં ગૂંચવાઇ પડયા વિના લીધા છે, અને ટૉલ્સ્ટૉય રસ્કિન કે થોરો જેવા ત્યાંના અર્વાચીન આર્ય ચિંતકવરોની વિચારણામાંથી પણ આત્મસાત કરીને લીધા છે. પરિણામે, ગાંધી દર્શન એ બંને ગોલાર્ધની સંસ્કૃતિનાં શ્રેષ્ઠ તત્ત્વોનો એક અપ્રતિમ કર્મવીરે સાધેલો સમન્વય છે.

...એ અસરો સંચલનો આંદોલનો ૧૯૧૫-૨૦ના અરસામાં તેમ '૩૦ '૪૦ની આસપાસના સમયમાં જે જે કિશોર તરુણ કે પ્રૌઢ, વંદનશીલ ને વિચારવંત ગુજરાતીએ ઝીલ્યાં અને માણ્યાં તેમાંથી આધુનિક યુગનો લેખક વર્ગ બંધાયો. એ વર્ગે રચેલું વાઙ્મય આ યુગનાં નરનારીઓનાં માનસનું અમુક અંશે વિધાત્મક છે પણ અધિક અંશે તો એનું પ્રતિબિંબ પાડનાર છે. એ પુસ્તકો તથા બીજાં લખાણોમાં સ્થાયીપણાનો ગુણ થોરો છે કે એમાંનાં થોડાંમાં જ એ છે એમ આવતી પેઢીઓને જે આખરી ગણતરીમાં લાગશે તો પણ એ આગામી વિવેચકો આ યુગને ન્યાય કરી શકે તેવા હશે તો એટલું પણ સ્વીકારશે કે ગુજરાતી સાહિત્યના આ મોહનયુગે જે ભાગ રાષ્ટ્રોત્થાનમાં અર્પ્યો અને જે કેટલાંક અભિનવ પ્રસ્થાન કર્યાં તે તો ખરે જ ચિરંતન યશનાં અધિકારી છે.

વિ. ૨. વૈદ્ય

## અમારી શ્રદ્ધાંજલિ

મહાશૂન્યમાંથી શબ્દ બની આપની પ્રેમ વાણીનું સંગીત અમને સાંભળવાનું મળો. અહીં હતા અને જેમ આપના શબ્દો અને કાર્યો અને વિચારો અમને તાજા કરતા અને પ્રેરતા, તેની મધુર સ્મૃતિ હજી એમ જ અમને પ્રેરો. આપની પ્રેમછાય હમેશ અમારે માથે હો. આપના દિવ્ય આત્માનો પ્રકાશ હજી અમને રસ્તો બતાવતો રહે. અને આપ ન દેખાતાં છતાં 'સદાય અમારી સાથે રહો' અને સામે પડેલી વાટો પર હાથ ઝાલીને અમને દોરતા રહો. આ મારી પ્રાર્થના છે.

આવી સેવા કરવાની તાલીમ આપે અમને આપવાનો પ્રયત્ન કર્યો હતો. આપના જીવન માર્ગમાં માનનારાં અમે બધાં આપને શ્રદ્ધાંજલી આપવાની હિંમત કરીએ તોય તે એટલી જ કે ફરીથી એવી સેવાની દીક્ષા લઈએ.

—રાજકુમારી અમૃતકોર

*

## જ્યોતિષની દષ્ટિએ

૭ મહિના પહેલાં મેં જે ભવિષ્ય ભાખ્યું હતું તે કમનશીબે સાચું પડયું છે. મેં કહેલું કે, 'ગાંધીજી અત્યારે સાડાસાતી પનોતીમાંથી પસાર થઇ રહ્યા છે. એમના જીવનમાં આ ત્રીજી પનોતી છે અને જ્યોતિષના અનુભવો કહે છે કે આવા સંયોગોમાં સામાન્ય રીતે જીવનનો અંત આવે છે અથવા કારકિર્દીનો અંત આવે છે અગર તો 'જીવનકાર્ય'ની પરાકાષ્ઠા આવે છે.' આજે જ્યોતિષનો એ વર્તારો સાચો પડયો છે.

પંડિતજી ૧૯૫૧ ના આરંભ સુધી સાડાસાતી પનોતીની અસર નીચે રહેશે. આવતા જુલાઇ સુધી એમનાં જન્મના ચંદ્ર પર શનિ ઘૂમે છે. તે ૧૯૪૮ ના મેની નવમીએ સૂર્યગ્રહણ છે. હિંદના ગ્રહો પણ એવા છે કે પરિસ્થિતી વધુ બગડે. પંડિત નહેરુનું માન ઘટે એવો પણ ભય છે. એમની તંદુરસ્તી અને એમનાં શરીરની પૂરેપૂરી સંભાળ લેવી જોઈએ એમ એમના ગ્રહો જોતાં લાગે છે.

—બેહરામ પીઠાવાલા

લખવા દેતા નહીં. એ કહેતા હતા કે હૃદયની સચ્ચાઇ હશે તો શૈલી એની મેળે ઉત્પન્ન થશે.

એમણે કવિતા લખી નથી. પણ એ તો પૉલ રેશાડે કહ્યું હતું તેમ Poet in action (જીવન-કવિ) હતા. ભગવાનને પણ કોઇએ કવિ જ કહ્યા છે. એ પોતે કહેતા કે મેં બહુ વાંચ્યું નથી. પણ વિદ્યાપીઠના એક સમારંભ વખતે આચાર્ય કૃપાલાનીએ એમણે વાંચેલી ચોપડીઓનું લિસ્ટ વાંચી બતાવ્યું હતું. એ બધાં પુસ્તકો મોટે ભાગે એમણે જેલમાં વાંચેલાં. એમાં Decline and Fall of the Roman Empire, રસ્કિન, થોરો, ટોલ્સ્ટોય, ગીતા, ઉપનિષદ્ ઈત્યાદિ મહાન ગ્રંથો ઘણા હતા. પોતે વિદ્વાન કરતાં કર્મયોગી વધારે હતા. તેથી પંડિતો જેવું કે સાક્ષરો જેવું પોતાનામાં જ્ઞાન નથી એમ તેઓ કહ્યા જ કરતા. એમની સાથે વાત કરવી તે ઉચ્ચ કેળવણી લેવા જેવું હતું. એમની અનુભવવાણી હંમેશાં પ્રેરણા આપ્યા કરતી. ઘણી વાર હું આશ્રમથી સાંજના ઘેર આવતો તે વખતે પશ્ચિમમાં સૂર્યાસ્તના રંગોની ભભક ખીલી ઊઠતી હતી એવી જ ભભક એમની સાથે એમના વાર્તાલાપથી અમારા મનરૂપી આકાશમાં થઇ રહેલી. અને એમનાં વચનામૃતોનાં પાનની મીઠાશની સાથે તે રંગોનું સૌંદર્ય સુભગ રીતે ભળી જતું. તે ગયા, પણ એમણે અમારા મનઃ-આકાશમાં ઉપજાવેલા રંગો અને વચનામૃતોની મીઠાશ એ તો જીવીશું ત્યાં સુધી ભૂલી શકીશું નહિ

*

## ખરી અહિંસા

અહિંસા ક્ષત્રિયનો ધર્મ છે. મહાવીર ક્ષત્રિય હતા. બુદ્ધ ક્ષત્રિય હતા. રામકૃષ્ણાદિ ક્ષત્રિય હતા. તે બધા ઓછા કે વત્તા પ્રમાણમાં અહિંસાના ઉપાસક હતા. આપણે તેઓને નામે અહિંસા પ્રવર્તાવવા ઇચ્છીએ છીએ. પણ અત્યારે તો અહિંસાનો ઇજારો બીકુ વૈશ્યવર્ગે લીધો છે, તેથી તે ધર્મ નિસ્તેજ થયો છે. અહિંસા એટલે ક્ષમાની પરિસીમા. પણ ક્ષમા તે વીરનું ભૂષણ છે. અભય વિના અહિંસા હોય નહિ. આપણને તો જીવદયા પણ નથી આવડતી.

ગાયને બચાવી નથી શકતા. કૂતરાંને ચાઠું પડે છે, લાકડી પડે છે, તેની પાંસળીઓ દેખાય છે, એની આપણને શરમ નથી, પણ કૂતરું મરે તો આપણને ત્રાસ છૂટે છે. પાંચ હજાર કૂતરાં ભૂખ્યાં તરસ્યાં રઝળે, એઠવાડ વિષ્ટા ખાઇ મૂઆ વાંકે જીવે એ સારું કે તેમાંથી પચાસ મરી બાકીનાં સુરક્ષિત રહે તે સારું ? લાકડી મારી કૂતરાંને દરેક વેળા હાંકવામાં પાપ છે જ પણ આ દુઃખ ન જોઇ શકનાર જે મનુષ્ય એક કે વધારે કૂતરાને મારી નાખે તે પુણ્ય કરે એ બનવા જોગ છે.

જીવ લેવો એ હંમેશાં હિંસા નથી. અથવા કહો કે કેટલીક વાર ન લેવામાં વધારે હિંસા છે.

—ગાંધીજી

# જીવનદષ્ટા ગાંધીજી

લેખક : શ્રી. હરભાઇ ત્રિવેદી

કવિવર ટાગોરે એક ઠેકાણે કહ્યું છે કે સામાન્ય માનવીનું જીવન પતંગિયાની ઇયળ જેવું હોય છે, એ ઇયળ જ્યાં બેસે ત્યાંથી તેનો રંગ લે છે. પરિણામે ઈયળમાંથી પતંગિયું બને છે ત્યારે એ વિવિધરંગી હોય છે, અને એને, જોનારની આંખને ગમે તેવું પણ હોય છે. સામાન્ય માનવીનું જીવન આ પ્રકારનું છે, અને તેવું જીવન એને પોતાને ગમે છે, તથા એની આસપાસ પથરાયેલા સંબંધીઓને પણ ગમતું હોય છે. સીધું સાદું અને કોઈ પણ પ્રકારના કૃત્રિમતાના રંગોથી નહિ રંગાયેલું એવું જીવન માનવીને આકર્ષક દેખાતું નથી. આપણે જોઇએ છીએ કે એવા અપ્તરંગી જીવન વિહોણી વ્યક્તિને સમાજમાં ઓલિયા તરીકે ગણીને સમાજથી દૂર રાખવામાં આવે છે. સામાન્ય માનવીને એમાં કોઈ રસ હોતો નથી. જે માનવી પતંગિયાના જેવા અને જેટલા રંગો પોતાના જીવન દ્વારા પ્રકાશિત કરી શકે છે, તે માનવી બુદ્ધિમાન અને અનુસરવા લાયક લેખાય છે. આવા માણસો જ સમાજની આગલી હરોળમાં પણ પોતાનું સ્થાન જમાવતા હોય છે.

મહાત્માજી આ કોટિના મનુષ્ય હતા નહિ. એમના જીવનમાં કોઈપણ સંયોગ પોતાનો રંગ પૂરી શકતો નહિ. ગાંધીજીનું જીવન સ્ફટિક જેટલું નિર્મળ હતું, અને આમ છતાં યે સામાન્ય માનવી એને અસમાન્ય ગણીને દૂર રાખી શકતો નહિ. થોડો વખત સામાન્ય માનવસમૂહ એનાથી દૂર રહેવાનો પ્રયત્ન કરતો, પરંતુ આખરે તો એને મહાત્માજીના જીવન તરફ આકર્ષાવું જ પડતું. ગાંધીજીની જીવનયાત્રામાં કેટલાયે એવા પ્રસંગો છે કે જ્યારે સામાન્ય માનવીએ એને અને એનાં કાર્યને હસી કાઢયાં છે. દક્ષિણ આફ્રિકાનો સત્યાગ્રહ એ એક એવો જ પ્રકાર હતો. ૧૯૨૦નો અહિંસાત્મક અસહકાર પણ એનો જ અપ્રતિમ નમૂનો છે. પ્રસિદ્ધ મીઠાની લડત એક ઘણો મોટો ગાંધીજીના જીવનદષ્ટિને પ્રગટ કરતો અસાધારણ પ્રસંગ ગણી શકાય. સત્યાગ્રહની લડત શરૂ કરવાની હતી, અને એ લડતનાં મંડાણ સરકારી કોઈ પણ એક કાયદાના સવિનય ભંગથી કરવાનાં હતાં. સાબરમતી આશ્રમમાં ગંભીર મંત્રણાઓ થતી હતી. કયો કાયદો ભંગ કરવાને માટે પસંદ કરવો એની ગડમથલમાં સૌ પડયા હતા, ગાંધીજીની આર્ષદષ્ટિને એકાએક એક વાત સૂઝી આશ્રમવાસીઓને અને અન્ય દેશનાયકોને હાંતો મીઠાકાયદો તોડવાનું એમણે સૂચન કર્યું. સૌને આ

## મોહન યુગ

ગાંધીજીએ ભારતવર્ષને (તેથી ગુજરાતને પણ) જે જીવનદષ્ટિ સંપડાવી છે તે 'આર્ય' સંસ્કારિતાની વિજય સિદ્ધિ' તરીકે વર્ણવઈ છે. એ વર્ણનમાંનું વિશેષણ 'આર્ય' શબ્દના વિશાળતમ અર્થમાં ખરું છે; કેમકે શુદ્ધ સ્વરૂપ ગાંધી–દર્શન એટલે આત્મૌપમ્ય –માત્ર બોલવા ચર્ચવાનું નહિ, જીવવાનું આત્મૌપમ્ય; ગાંધીદર્શન એટલે નિઃસીમ ઉદાત્તતા–માનવની માનવતાને કસીકસીને કુન્દન બનાવનારી; અને ગાંધી–દર્શન એટલે ભાવનાનો મૂર્ત વ્યવહાર ઘડનારી તપોમયતા એ જીવન–દર્શને, એ શીલસૂરીએ, આ ગુણો જેમ ગીતાનાં અને વૈષ્ણવ કે જૈન ધર્મોનાં ઉત્તમ તત્ત્વો રૂપે લીધા છે તેમ પ્રજાકીય શાસનની પાશ્ચાત્ય ભાવનામાંથી–એની સિદ્ધિમાંથી શક્તિ રૂપે અને મર્યાદાથી ચેતવણીરૂપે–લીધા છે, એના વાદપ્રવાદોમાં ગૂંચવાઇ પડયા વિના લીધા છે, અને ટોલ્સ્ટોય રસ્કિન કે થેરો જેવા ત્યાંના અર્વાચીન આર્ય ચિંતકવરોની વિચારણામાંથી પણ આત્મસાત કરીને લીધા છે. પરિણામે, ગાંધી દર્શન એ બંને ગોલાર્ધની સંસ્કૃતિનાં શ્રેષ્ઠ તત્ત્વોનો એક અપ્રતિમ કર્મવીરે સાધેલો સમન્વય છે.

...એ અસરો સંચલનો આંદોલનો ૧૯૧૫–૨૦ના અરસામાં તેમ '૩૦ '૪૦ની આસપાસના સમયમાં જે જે કિશોર તરુણ કે પ્રૌઢ, વંદનશીલ ને વિચારવંત ગુજરાતીએ ઝીલ્યાં અને માણ્યાં તેમાંથી આધુનિક યુગનો લેખક વર્ગ બંધાયો. એ વર્ગે રચેલું વાઙ્મય આ યુગનાં નરનારીઓનાં માનસનું અમુક અંશે વિધાયક છે પણ અધિક અંશે તો એનું પ્રતિબિંબ પાડનાર છે. એ પુસ્તકો તથા બીજાં લખાણોમાં સ્થાયીપણાનો ગુણ થોડો છે કે એમાંનાં થોડાંમાં જ એ છે એમ આવતી પેઢીઓને ભલે આખરી જણવણીમાં લાગશે તો પણ એ આગામી વિવેચકો આ યુગને ન્યાય કરી શકે તેવા હશે તો એટલું પણ સ્વીકારશે કે ગુજરાતી સાહિત્યના આ મોહનયુગે જે ભાગ રાષ્ટ્રોત્થાનમાં ભર્યો અને જે કેટલાંક અભિનવ પ્રસ્થાન કર્યાં તે તો ખરે જ ચિરંતન યશનાં અધિકારી છે.

વિ. ક. વૈદ્ય

## ગાંધીજીની સાહિત્ય-સેવા

'નવજીવન'ના લેખો; 'હરિજન બંધુ'ના લેખો; 'મંગળ પ્રભાત'; 'ધર્મમંથન'; 'વિચાર દોહન'; 'આત્મકથા'; રાજકીય, સામાજિક ને ધાર્મિક ચર્ચાઓ.

ગાંધીજીએ નવા યુગના અનેક કવિઓ ને લેખકોને પ્રેરણા આપી.

હૃદયની નિખાલસતા અને સહૃદયતા હોય તો ખરું સાહિત્ય નૈસર્ગિક રીતે નીપજે છે તે ગાંધીજીએ દર્શાવી આપ્યું. કૃત્રિમ સાધનો કેળવવાથી ઉત્તમ સાહિત્ય જન્મતું નથી.

વાક્યો ને શબ્દોના આડંબર તેમની ભાષામાં નથી. ચર્ચવાની વસ્તુ તેઓ સરલતાથી ઝડપી લે છે. કલ્પના ને લાગણીને નિરંકુશ વિહાર કરવા દેતા નથી. હકીકતોને સત્યનિષ્ઠાથી એકઠી કરી અનુમાનો તારવે છે. ટૂંકામાં સાહિત્યકલાની સાથે તપશ્ચર્યાના સંયમ-ગુણો ગાંધીજીએ ભેળવ્યા.

આત્મવિલોપન, સેવાભાવ, નીડર સ્વાર્પણ, પ્રભુશ્રદ્ધા, સંયમ, અથાગ ઉદ્યમ, માનવ સ્વભાવ. સાદું જીવન, રાષ્ટ્રભક્તિ અને વ્યક્તિ વિરોધનો ત્યાગ—આ બધી જીવન ઉત્કૃષ્ટ કરનારી બાબતો ગાંધીજીએ સાહિત્ય દ્વારા ગુજરાતને સમર્પી.

આખાયે જગતમાં આત્મ પૃથક્કરણ માટે અનોખી ભાત પાડે એવી 'આત્મકથા' આપી.

પાંડિત્ય કે અલંકાર વિહોણી છતાં હૈયાં સોંસરવી ઉતરી જાય એવી, સામાન્ય જનતાને પણ સ્પર્શે અને ઘરગથ્થુ શબ્દોમાં રાચે, આત્મપ્રતીતિના બળથી સચોટ લાગે એવી ગદ્યશૈલી ગાંધીજીએ ગુજરાતને આપી.

નવા સર્જકોના ગદ્યમાં કે પદ્યમાં ગાંધીજીની અસર ભાષાની બાબતમાં તેમજ વિચારની બાબતમાં પગલે પગલે નિરખી શકાય છે. નૂતન સાહિત્યને ઘડનાર મહાન પ્રેરક બળ તરીકે ગાંધીજીને ગણી શકાય.

ગુજરાતના અનેક સાહિત્યકારો પર તેમની ભાવના ને શૈલીની અસર થઇ છે. તેમાં વિશેષે કરીને સ્વ. મહાદેવ દેસાઇ, કાકા કાલેલકર, શ્રી. રા. વિ. પાઠક, શ્રી. નરહરિ પરીખ, શ્રી. કિ. ઘ. મશરૂવાળા, સ્વ. મેઘાણી, શ્રી. રા. ના. પાઠક વગેરેના સાહિત્યમાં તેની છાપ દૃષ્ટિગોચર થાય છે. બાકી તો એ નવજીવનના પ્રકાશથી કયો સાહિત્યકાર છેક અલિપ્ત રહી શક્યો છે!

—૧

વસ્તુ પ્રથમ તો હસી કાઢવા જેવી લાગી. પરંતુ મીઠાના કાયદા સંબંધે તપાસ કરવામાં આવી ત્યારે માલૂમ પડ્યું કે ગરીબમાં ગરીબ માનવીનું સબરસ એને માટે અપ્રાપ્ય હતું, મોંઘું હતું. વિશાળ સમુદ્રના પાણીમાંથી ખોરાકને રોચક કરવાનું મીઠું આ દેશનો માનવી પોતાની જાતે પકાવી શકતો ન હતો. વળી, જીવનની સામાન્ય જરૂરિયાતો ઉપર જે કરભાર હતો તેના કરતાં તો કેટલાયે ગણો વધારે ભાર મીઠા ઉપર હતો. તપાસના પરિણામે સૌની આંખ ઊઘડી, અને એમાંથી જ આપણા જગમશહુર મીઠાના સત્યાગ્રહનો જન્મ થયો. મહાત્માજીની જીવનદૃષ્ટિની આ એક મહાન સિદ્ધિ હતી.

રેંટિયાની વાતને પણ એ જ જીવનદૃષ્ટિએ હિંદુસ્તાનના સમાજમાં મહત્ત્વનું સ્થાન અપાવ્યું. એમની શરૂઆતની કાંતવાની વાતને એમના સારા ગણાતા અનુયાયીઓ પણ ડોશીમાની વાત કહીને હસી કાઢતા હતા. અનુભવે અને પ્રયોગોએ સિદ્ધ કરી બતાવ્યું કે રેંટિયા દ્વારા જ આપણા દેશની આર્થિક સ્વાધીનતા સિદ્ધ કરી શકાવાની છે. મહાત્માજીની જીવનદૃષ્ટિ તો અહિંસાત્મક હતી. અને તેથી આર્થિક સંકડામણનો ઉકેલ અહિંસાત્મક રીતે જ લાવવાનો તેમનો મક્કમ નિર્ધાર હતો. રેંટિયા અને ખાદીના સાધનદ્વારા એ પ્રકારનો અહિંસાત્મક આર્થિક વિપ્લવ સિદ્ધ કરી શકાયો. સ્વતંત્ર માનવીને પોતાની સ્વાધીનતાની રક્ષા માટે પણ ખાદી અને રેંટિયો અનિવાર્ય દેખાયાં.

મહાત્માજીની અનોખી જીવનદૃષ્ટિ એના રોજ-બ-રોજના જીવવાના સાક્ષાત્ પ્રયોગોમાંથી પેદા થઇ હતી. એમણે લખેલી પોતાની 'આત્મકથા'માંથી આ હકીકત સહેલાઈથી સમજી શકાય તેમ છે. તેઓ તે જ બાબત બોલતા કે ઉપદેશતા કે જેનો અમલ પોતે સો એ સો ટકા પોતાના રોજના જીવનમાં કરી શકે. આવા એકનિષ્ઠ જીવનથી મહાત્માજીએ સત્યની ઉપાસના કરી, એ ઉપાસનામાં અહિંસાને પોતે સાધન તરીકે વાપરી, અને તે દ્વારા સિદ્ધ કરેલી જીવનદૃષ્ટિએ મહાત્માને જીવનમુક્તની દશાએ પહોંચાડી શકી.



## આર્યસંસ્કૃતિના ઉદ્ધારક

# મહાત્માજીનું મંત્રદર્શન

લેખક : શ્રી. વિશ્વેશ

મહાત્મા ગાંધીજી એક એવી વિરાટ વિભૂતિ તરીકે જીવી ગયા કે જેને આપણે પૂજ્યા વિના ન રહી શકીએ. ભારતના ઇતિહાસમાં એક એવા સમયમાં એમનું આગમન થયું કે જ્યારે સમયપુરુષ તરીકે–નવભારતના સર્જક તરીકે એમનું કર્તવ્ય સફળ થયું. આધ્યાત્મિક વિશુદ્ધિને જરાયે આંચ આવવા દીધા સિવાય જો કોઇએ જીવનભર રાષ્ટ્રભાવના જીવી બતાવી હોય તો તે ગાંધીજીએ.

ગાંધીજી કહે તેમ કરવાનો આપણે પ્રયત્ન કરતા. પણ ડગલે પગલે એવા પ્રસંગો આવ્યા કે જ્યારે આપણે ઘડીભર અશ્રદ્ધાથી ગાંધીજીના નવા, વિચિત્ર લાગતા, આદેશ તરફ જોયું હોય અને વળી તરત જ એ આદેશમાં પૂરેપૂરી શ્રદ્ધા બધાઈ ન હોવા છતાં એ વ્યક્તિ પરની આંતરિક શ્રદ્ધાને લઇને આપણે એમની નેતાગીરી નીચે કૂચ કરી હોય.

ગાંધીજી એટલે એક વિરાટ વિભૂતિ. વિરાટ વિભૂતિના વિચારો સંપૂર્ણ રીતે સમજવાનું ખૂબ મુશ્કેલ હોય છે. આવા દ્રષ્ટાઓ પોતાનું દર્શન જનતા સમક્ષ મૂકે છે. જનતા ભલે પૂરું ન સમજે, પણ આંતરિક શ્રદ્ધાથી અનુસરવાનો પ્રયત્ન કરે છે.

જીવનનું રહસ્ય આ મંત્રદ્રષ્ટાઓને નવી મૌલિક દૃષ્ટિએ પ્રાપ્ત થયું હોય છે. જીવનના પ્રત્યેક કર્તવ્યમાં માર્ગદર્શક બને એવો મંત્ર એમને પ્રાપ્ત થયો હોય છે એ મંત્રના પ્રકાશમાં જીવનનો માર્ગ નિહાળાતો હોય છે એટલે બને છે એવું કે આ દ્રષ્ટાઓ સાચું માર્ગદર્શન આપી શકે છે. પણ એમની પાસે પૂરાં કારણો હોતાં નથી. જનતાને એ બુદ્ધિની દલીલોથી સમજાવી શકતા નથી. મંત્રદ્રષ્ટા ઋષિના શ્રદ્ધાબળે જનતા એમની પાછળ ખેંચાતી હોય છે. આ ઋષિઓને જે જીવનરહસ્યો પ્રાપ્ત થયાં હોય છે તે બુદ્ધિ કે તર્કના બળે પ્રાપ્ત થતાં નથી. આધ્યાત્મિક વિશુદ્ધિએ જીવન રહસ્ય રૂપે એમને નવા મંત્રનું દર્શન કરાવ્યું હોય છે.

આવી વિરાટ વિભૂતિના વિચારોમાં ને આદેશોમાં આપણને વિરોધાભાસો લાગ્યા કરે એમાં આશ્ચર્ય નથી. ઘણી વાર એવું બને છે કે ગાંધીજીનાં જુદા જુદાં ક્ષેત્રોમાંના વિચારોનો મેળ બેસાડી શકાતો નથી. સંભવ છે કે ચિંતક તરીકે ગાંધીજી

## ગાંધી-યુગના સાહિત્યનાં પ્રધાન લક્ષણો

આ યુગમાં સાહિત્યને કલ્પનામય રંગિત વસ્તુ ગણવાને બદલે સત્ય, સહૃદયતા અને સરલતા સાહિત્યના પ્રધાન ગુણ લેખાયા. ઊર્મિપ્રવાહો સંયમિત બન્યા. દલીલબાજીના વિતંડાવાદ ઓસરી ગયા.

પહેલાંના યુગમાં પ્રકૃતિ, પ્રેમ, ગૃહ-જીવન એ વિષયો જ સાહિત્યમાં પ્રધાનપણે ચર્ચાતા. આ યુગમાં તે ગૌણ બન્યા.

મુનશી-યુગમાં self-assertion (અસ્મિતાવાદ) પ્રધાનપદે રહ્યું. આ યુગમાં આત્મવિલોપનની ભાવના જાગૃત થઇ. માનવપ્રેમ, પ્રભુપ્રેમ, રાષ્ટ્રપ્રેમ, સ્વાર્પણ, અન્યાયનો નિર્વૈર વિરોધ, અડગતા, આત્મ-પૃથક્કરણ વગેરે ભાવનાઓ પ્રસરી. વ્યક્તિ સામે વિરોધ કરવાને બદલે ભાવનાનો વિરોધ કરવાનું ઉદ્દામ સૂત્ર આ યુગમાં ગુંજી રહે છે.

આ યુગમાં સમાજવાદ અને સામ્ય-વાદના વિચાર પ્રવાહો ગુજરાતમાં વધારે રેલાયા. પરિણામે શ્રમજીવીઓ પ્રત્યે સહા-નુભૂતિ વધી. પરસંસ્કૃતિને બદલે આપણી વળપદી સંસ્કૃતિનાં તત્ત્વો ઝીલવાની અને તેને જીવનમાં વણવાની વૃત્તિ જાગ્રત થઈ. આના પરિણામ રૂપે લોકસાહિત્યનો પુનરુદ્ધાર થયો. જૂનાં વિસરાયેલા લોક-શબ્દો ને લોક-વાક્યો સાહિત્યમાં વપરાવા લાગ્યાં. ભાષામાં આ રીતે નવા પ્રાણ પૂરાયા.

ગાંધી-યુગનું પ્રધાન લક્ષણ છે simplification. આ યુગમાં ભાષા સ્પષ્ટ, સરલ, લક્ષ્યવેધી, આડંબર રહિત બની. ખોટી ઊર્મિલતા, તરંગી ભાવનાઓ કે મિથ્યા અલંકારો આ યુગની ભાષામાંથી નષ્ટ થઇ ગયા.

આત્મપ્રતીતિની ઉષ્માથી તેજોમય બનેલું સંયમી સાહિત્ય આ યુગમાં લખાવા માંડ્યું. દા. ત. કાલેલકર, મશરૂવાળા વગેરે. બંગાળી લેખકોના છાયા અનુવાદો વિસ્તૃત પ્રમાણમાં ગુજરાતીમાં થવા લાગ્યા. ટોલ્સ્ટોય ને રશિયાના બીજા લેખકોનાં પુસ્તકોની ભાવના ને શૈલી ગુજરાતનાં સર્જનોમાં ઝીલાવા લાગ્યાં.

## ગાંધીજન

[વૈષ્ણવજન તો તેને કહીએ–એ રાગ.]

*ગાંધીજન તો તેને કહીએ,*
*જે દીન–દલિતનો સંગી રે,*
સત્ય અહિંસા સાધન સાથે,
ઐક્ય[1] તણો ઉમંગી રે–ગાંધી

ઉચ્ચ નિચ્ચના ભેદ ભૂલાવે,
આભડછેટને ટાળે રે[2]
દારૂબંધીનો[3] પૂરણ પ્રેમી,
ચરખા સૂતર[4] કાંતે રે–ગાંધી

*ગૃહ ઉદ્યોગો[5] ગામડી જાણે,*
ગ્રામ સફાઈ[6] કરતો રે,
કેળવણી પાયાની[7] પ્રેમે,
મોટાને પણ પરખે[8] રે–ગાંધી

સ્વતંત્રતા સ્ત્રીઓની[9] સાધે,
જાતે નરવો[10] રહેતો રે,
રાષ્ટ્રવાણીનો[11] પ્રચાર કરતો,
માતૃભાષા[12] ભણતો રે–ગાંધી

ધન સંપતને સરખી કરતો;
સમાનતામાં[13] રમતો રે,
હરિજન હેતે; તેર સૂત્રની;
માળા ગુંથી તરતો રે–ગાંધી

—લાલચંદ વોરા

1 એકતા 2 અસ્પૃશ્યતા નિવારણ 3 દારૂબંધી 4 ખાદી 5 ગૃહ ઉદ્યોગો 6 ગ્રામ સફાઈ 7 પાયાની કેળવણી 8 પ્રૌઢ શિક્ષણ 9 સ્ત્રી સ્વાતંત્ર્ય 10 આરોગ્ય 11 રાષ્ટ્રભાષા 12 માતૃભાષા પ્રચાર..............................

સર્વ ક્ષેત્રોમાં અંતિમ પ્રમાણરૂપ ન ગણાય; સંભવ છે કે એમના વિચારો પલટાયા કર્યા છે, એટલે કે એમાં વિકાસ થતો ગયો છે તેથી તેમાં મેળ ન દેખાતો હોય. અથવા સંભવ છે કે એની પાછળની દૃષ્ટિ પકડવામાં આપણે સફળ ન થતા હોઈએ.

ગાંધીજીની જીવન ફિલસૂફીનો સ્થિર ચિત્તે વિચાર કરવામાં આવે તો જે વિરોધાભાસો દેખાય છે તે શમી જશે. ભારતના સ્વાતંત્ર્ય માટે લડતા ગાંધીજી; અહિંસા, અસ્પૃશ્યતા–નિવારણ સત્યનો આગ્રહ રાખતા ગાંધીજી; મહાત્માને બદલે 'કિસાન' તરીકે પોતાને ઓળખાવતા ગાંધીજી; સ્વાતંત્ર્ય ઉપરાંત સાચું તો 'રામરાજ્ય' કે 'સ્વરાજ્ય' એ જ ધ્યેય છે એમ કહેતા ગાંધીજી; દેહની પરવા કર્યા વિના ઉપવાસ કરવા તૈયાર થનાર ગાંધીજી; ૧૨૫ વર્ષની જિજીવિષા રાખવા છતાં ગમે તે ક્ષણે સત્ય–અહિંસા ખાતર પ્રાણને હોમવા તત્પર ગાંધીજી; અને લગ્નની લગ્ન–દૈહિક સંપર્ક વિનાના લગ્ન–ઉપદેશનાર ગાંધીજી–આવી આવી વિરોધાભાસી વિચિત્રતાઓ ગાંધીજીના જીવનચિંતનમાં વેરાયેલી પડી છે. આ બધામાંથી થોડુંક આપણને સમજાય છે ને થોડુંક નથી પણ સમજાતું.

ગાંધીજીના વિચારોમાં અપૂર્ણતાઓ હોઈ શકે, પણ એ બધાનો બચાવ કરવાની જરૂર નથી. એ પહેલાં એક વસ્તુ એ પણ ખ્યાલમાં રાખવી જરૂરી છે કે કોઈ મહાન વ્યક્તિની વિચાર-સંકલના સમજવી એ સહેલું કાર્ય નથી. આપણે બુદ્ધ, રામ, કૃષ્ણ ને ક્રાઈસ્ટને ભાવપૂર્વક નમીએ છીએ; છતાંએ એમનું જીવન ને ચિંતન હૃદયથી કે મનથી પૂરેપૂરું સમજ્યા છીએ એમ ન કહી શકાય. મહાન વિભૂતિનું જીવનચિંતન સમજતાં અનેક સમસ્યાઓ ઊભી થાય છે. એ સમસ્યાઓ ઉકેલવાનો આપણે પ્રયાસ કરી શકીએ, પણ ઉકેલવામાં ગોથાં ખાઈએ તો, નિરાશ થવાનું કારણ નથી.

મહાકાવ્યના નાયક જેવી એમની જીવનલીલા હતી. મર્યાદા-પુરુષોત્તમ રામચંદ્ર, ભગવાન બુદ્ધ કે ઈસુ ખ્રિસ્ત જેવી એમની જીવનલીલા હતી. ગાંધીજીએ ઋષિજીવનને મહાકાવ્યોચિત નાટ્યપટુ અને ક્રાંતિકારી બનાવ્યું. મંત્રદ્રષ્ટા ઋષિઓની ને જેમને આપણે દૈવી અંશના અવતારો કહેવાનું સગવડભર્યું લેખીએ છીએ તેવા કર્મવીરોની સંયુક્ત પરંપરામાં વિશ્વના ઇતિહાસમાં ગાંધીજીનું નામ ઉમેરાઈ ચૂક્યું છે. ઋષિ અને કર્મયોગીનું જીવન ઈશ્વરે એક વ્યક્તિને ભાગ્યે જ આપ્યું હતું. મોટે ભાગે ઋષિઓ અને કર્મવીરો ભિન્ન રહે છે. દ્રષ્ટા મંત્રદર્શન આપે–કર્મયોગી એને અનુસરે. એક વ્યક્તિમાં એ બંનેનું સંગમસ્થાન



બાપુ
ને
મહાદેવ
●
પુત્ર ગયો
હવે
પિતા પણ...

ક્વચિત્ થઈ જાય છે અને તેવું ગાંધીજી માટે બન્યું. એમના વિચારો વિરોધાભાસી લાગતા હોય તો તેનું એક કારણ આ છે.

સત્ય અને અહિંસા એ ગાંધીજીનો જીવન-સંદેશ છે. જે વિશાળ, આધ્યાત્મિક જીવનનો આર્ષ મંત્ર એમણે આત્મબળે પ્રગટાવ્યો તેનો માત્ર એક અંશ રાજકારણી જીવનમાં વ્યક્ત થયો હતો. કર્મયોગી તરીકે ગાંધીજીવનનો એ એક સાહસિક આવિષ્કાર હતો. અહિંસા ને સત્યનાં એમણે આત્મબળે શોધી કાઢેલાં ને જીવી બતાવેલાં રહસ્યો શતકોથી ચાલી આવતી આપણી ઋષિ-પરંપરાની વિચારધારામાં નવો જ પ્રકાશ પાથરે છે.

સત્ય અને અહિંસા એમની જીવન-ફિલસૂફીમાં કેન્દ્રસ્થાને છે. સત્ય અને અહિંસા એ બે શબ્દોમાં ગાંધીજી ઘણું-ઘણું સમાવી દેતા. એ શબ્દોનો વાચ્યાર્થ આપી શકે તેથી વધારે અર્થ ગાંધીજીએ એ શબ્દોમાં ભરી દીધો છે. કોઈ પણ કર્તવ્ય વિચારતાં સત્ય અને અહિંસાના પ્રકાશમાં તેઓ બધું જોતા. સત્ય અને અહિંસા એ ભાવનાપ્રતીક શબ્દો એમની વિચારધારા સમજવાની ચાવી રૂપ છે.

ગાંધીજીને ઇશ્વરમાં અખૂટ શ્રદ્ધા હતી. એમના ઇશ્વરના ખ્યાલમાં સત્ય અને અહિંસા અગ્રસ્થાને હતાં. પ્રાર્થના ને આંતરિક વિશુદ્ધિ ઇશ્વરને ખુશ કરવાનાં સાધનો. આંતરિક શ્રદ્ધા ને નિર્મળ હૃદયથી ઇશ્વરનો સાક્ષાત્કાર થઈ શકે. સમૂહ-પ્રાર્થનાઓના કાર્યક્રમો કેટલાકને પ્રચ્છન્ન-રાજકારણ લાગતા, પરંતુ વસ્તુતઃ તો ગાંધીજીની અસીમ ઇશ્વરભક્તિનું એ સ્વરૂપ હતું. આપણી જૂની ઢબની ધાર્મિકતા નષ્ટ થઈ જાય તે પહેલાં નવી ઢબની ધાર્મિકતા તેમણે સ્થાપી દીધી. આવી પરમોજ્જ્વલ ધાર્મિક વૃત્તિનો પુરુષ હિંદમાં લોકપ્રિય ને પૂજ્ય બન્યા વિના રહી શકે નહીં. ભારતનો ધર્મ ને ભારતની સંસ્કૃતિ તેમના હાથે નવો પ્રાણ પામ્યાં. પાશ્ચાત્ય અસરથી આપણા વિચારોએ એવો પલટો લીધો હતો, અનીતિની પણ તરફેણ કરવા તૈયાર થઈએ એવો જે જુવાળ આપણામાં આવી ગયો હતો તે ગાંધીજીના ઉપદેશે

## અમર મૃત્યુ

પોષ વદ પાંચમની ઓ ક્રૂર કર્મનસીબ સંધ્યા! રાષ્ટ્ર વિધાયકને તારામાં સમાવી દેતાં તને કાંઈ જ થયું નહિ? આંસુભરી રાત્રિમાં પોઢવાનું તારે લલાટે લખાયું હોય તો બીજું ક્યાંથી તને સૂઝે?

જેણે કેસરીની ત્રાડમાં બંસરીનો મીઠો નાદ સુણ્યો હતો, ફણીધરની ફેણની સુંવાળપમાં ઇશ્વરની દર્શનકલા ભાળી હતી જેની સમીપમાં ક્રુરતાથી ભરેલા પ્રાણીઓ પણ શાંત રહેતા, ઓ હિંસા! શું ઉત્તમ રીતે પરિણમી?

ઓ મૃત્યુ! પવિત્ર થવાની તારી ઝંખના એટલી બધી વધી કે તું બાપુને શરણે ગયું? અરે ઓ સ્વાર્થી! ચાલીસ કરોડનો હૃદય સમ્રાટ, સમસ્ત જગતની માનવતાનો પિતા દરિદ્રોનો દરિદ્રનારાયણ, પીડિતોનો ઉદ્ધારક, પતિતપાવન, પૂજ્ય બાપુને તારા સ્વાર્થ ખાતર અમ પાસેથી ખૂંચવી લીધા?

અરે ઓ ભાવિ! આંસુ સાગરનો ઘૂઘવાટ તને સંભળાયો નહિ? દુઃખિયાની ચીસો તને હલાવી શકી નહિં? કે મિથ્યા ન થતું એ હઠીલાઈ અણનમ રહી? પ્રારબ્ધ! પ્રભુતા તારી લઘુતા પામી! જ્યારથી તારી પામર દૃષ્ટિ પૂ. બાપુજીને અમ પાસેથી છીનવી લેવા પડી.

સૂર્ય! તારી ઉષ્ણતા જેના સત્ય અને ચારિત્ર્ય તેજ આગળ લજવાતી, ચંદ્ર! તારી શીતળતા જેની અહિંસા પાસે નિરર્થક નીવડતી, સાગર! તારો ગંભીર ઘેરો ઘુઘવાટ જેની ક્ષમા અને દયા પાસે શાંત પડતો, એવો એ શાન્તિનો ફરિસ્તો પ્રભુતાનો પયગમ્બર પ્રેમનો પુજારી ચાલ્યો ગયો, જગતને વિલાપ કરાવતો.........

જગત! સનાતન સૂત્રો જીવી એ જે શીખવતો ગયો, તે બધાંમાંથી એક પણ આચરણમાં મૂકી તેના સદા જીવંત આત્માને શ્રદ્ધાંજલી તું આપીશ? આપીશ તો તેનું જીવ્યું કૃતાર્થ થશે, આટલું નહિ કરે?

—રજનીકાન્ત બી. દીક્ષિત.

# પવિત્ર જીવનનું પાનું

લેખક: શ્રી. બળવંત ગો. સંઘવી

પુણ્યાત્માના અવતારથી સંસાર પવિત્ર બને છે. તેનાં જીવન કાર્યો સમસ્ત માનવ જાતની પ્રેરણાના ઉગમ તરીકે એને માર્ગદર્શન કરનારાં હોય છે. એવા પુણ્યશ્લોકનાં જીવન કવન પણ પાવક હોય છે.

આવો થઈ ગયો એક સાબરમતીનો સન્ત—અરે, મહા ગુજરાતનો મરજીવો—બલ્કે આખા વિશ્વને વંદન કરવા યોગ્ય વિભૂતિ. તે જીવન જીવી ગયો, અને રાષ્ટ્રને મુક્તિ અપાવી, પોતે 'મુક્તા મા' રૂપે સાયુજ્ય મોક્ષ પામી ગયો. તેનો ભૌતિક-પાર્થિવ દેહ નજર બહાર ગયો, પણ એની યાદી મૂર્તિ જવા છતાં—છબી રૂપે અજર અમર રહેલ છે જ. આપણને એમણે શું આપ્યું, એના વિચારે જ કૃતજ્ઞભાવે સાષ્ટાંગ દંડવત્ કરવા પ્રેરે એ સ્વાભાવિક છે જ.

એમનો પહેલો ગુરૂમંત્ર તે "આત્મ જીવ" બનવાનો છે. આત્મભાને આત્મવાન બની, આત્મ જ્ઞાનથી આત્મ નિષ્ઠ થવા તેમણે સ્વજીવન પ્રમાણથી સતત્ સમજાવેલ છે. "આત્મજીવ" બનવાની ચાવી તેમણે—"પિંડે તેવું બ્રહ્માન્ડે" જેવી અહિંસા—આત્મવત્ ભૂતેષુ—જોઇ, "મહા બ્રાહ્મણ" બુદ્ધ માફક "સર્વ જોડે સમન્વય એ જ ચિત્તશાંતિ"—વિષના કટોરા હલાહલ માફક કંઠે ઉતારી સાબિત કરેલ છે.

બીજો તેમનો ઉપદેશ "વસુધા એજ કુટુંબ"નો છે. આ માટે તેમણે સુદામાપુરી, ભાવનગર, અમદાવાદ, સેવાગ્રામ કે દિલ્હી એ કશાને વતન ન ગણતાં, સમસ્ત આર્યાવર્તને જ "સબહી ભૂમિ ગોપાલકી" ગણેલ છે. સ્વ-સૌ-કસ્તુરબા, આત્મિય મહાદેવ ભાઇ કે બીજાં પોતાની હયાતીમાં ગુમાવેલ આત્મજન માટે દર્દનું આંસુ કે હૈયાની વરાળ કાઢી છે? તે સાચા જ સ્થિતપ્રજ્ઞ હતા.

ત્રીજો તેમનો આદેશ "સ્વતન્ત્રતા" હતી. તે માટે તેમણે જીવનનાં મહામૂલાં ત્રણ દશકા દુઃખમાં, અને પુરેપુરા—બે દશકા આગવડ અને ચિંતનમાં કુરબાન કર્યા. રાષ્ટ્ર વિધાયક અને દેશપિતા તરીકે તેમના ભગિરથ પ્રયાસો કાંપી વિસરાય તેમ છે? દેશના મુક્તિ ખંડિત વિભાગી મોક્ષ—તે સાધી શકયા અને બે ત્રણ

[જુઓ સામેનું પાનું]

ને આચરણથી શમી ગયો. ગાંધીજી ન આવ્યા હોત તો દેશનું શું થાત એવી કલ્પના કરી લે', એટલે ગાંધીજીની આપણા જીવન પર થયેલી પારાવાર અસર સમજાઈ જશે. રાષ્ટ્રભાવના ને ધર્મવૃત્તિ ગાંધીજી ન આવ્યા હોત તો સૂકાઇ જ ગયાં હોત તેમ નહીં, પણ આવી આમૂલ ક્રાન્તિ થાત કે કેમ એ પ્રશ્ન છે. નીતિ પરત્વે તો કહેવું જોઇએ કે સાહિત્યમાં તેમ જીવનમાં ગાંધીજી ન આવ્યા હોત તો ઇન્દ્રિયરમણનાં મોહક ને મુક્ત નશામાં આપણે આર્યસંસ્કૃતિ ગુમાવી રહ્યા હોત. આર્યસંસ્કૃતિનો પુનરુદ્ધાર ગાંધીજીએ જ કર્યો. મુનશીનાં કેટલાંક પાત્રોમાં જે વિલાસ ખાતર વિલાસનો 'ફેન્ચ' શોખ દેખાય છે તે પ્રકારના વાતાવરણે આપણા માનસ પર સામ્રાજ્ય ભોગવ્યું હોત—જો ગાંધીજી ન આવ્યા હોત તો.

વિલાસનો સદંતર ત્યાગ અને સંયમનો આત્યંતિક પુરસ્કાર તત્ત્વજ્ઞાનમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે. આત્મવિશુદ્ધિ માટે તપસ્વીને શોભે એવો સંયમ એમની જીવન-ઉપાસનાને કેન્દ્રસ્થાને હતો. સંયમમાં ઉપવાસનો બુદ્ધ-સદૃશ પ્રકાર એમને યોગ્ય સાધન રૂપ જણાયો હતો. એમની અહિંસા એ નાસ્તિવાચક ગુણ નથી એમને માટે અહિંસા સાત્ત્વિક પ્રવૃત્તિનો સમાનાર્થ શબ્દ છે. હિંસા હિંદને માટે અશક્ય કે પ્રતિકૂળ હતી, માટે તેમણે અહિંસાનો કામચલાઉ ઉપદેશ આપ્યો, એમ પહેલાં કવચિત્ કવચિત્ કહેવાતું, પણ હવે તો ભાગ્યે જ કોઇને આવો ભ્રમ રહ્યો હશે. ગાંધીજી પોતે અહિંસાને જ વિશ્વશાંતિનો, માનવતા વિકસાવવાનો, સત્યની ઉપાસનાનો એક માત્ર માર્ગ ગણતા તે હકીકત સંશયથી પર છે.

રેંટિયો ગાંધીજીની ઋષિભાવનાનું પ્રતીક છે. પણ એ બધાને કર્મકાંડ ગણીએ તો ચાલે. ગાંધીજી માટે તો એ કર્મકાંડ ને જીવનભાવના વચ્ચે અભેદ હતો, પરંતુ એમના સર્વ અનુયાયીઓ પાસે એવી આશા રાખી શકાય નહીં.

સંયમની મહત્તા એમણે સર્વત્ર સ્વીકારી છે. દાંપત્યજીવનમાં સ્થૂળ-દૈહિક અંશને ગૌણ બનાવવાનો એમનો ઉપદેશ જાણીતો છે. દિલમાંના દોષોને જીતી તપસ્વી જેવી વિશુદ્ધતા સંરક્ષનાર એ સંત માટે આ વિચારણા સ્વાભાવિક છે.

ગાંધીજીની જીવન કિતાબ કોઇ પણ અભ્યાસી માટે ઘણો ગહન વિષય છે. આર્ય સંસ્કૃતિના આ ઉદ્ધારક ને મંત્રદ્રષ્ટા ઋષિની કિતાબી જીવનના પ્રત્યેક અંગને મૌલિક દૃષ્ટિએ નિહાળે છે, અને તેનો અભ્યાસ કરવો એ જીવનનું પુનિત તેમ આહ્લાદક કાર્ય છે. એ નવયુગના પયગંબરની કિતાબનો અભ્યાસ જીવન જોવાની ને જીવવાની કોઇ નવી જ દૃષ્ટિ આપે છે.

# સ્વધર્મે નિધનં શ્રેય

લેખિકા : શ્રી. સાવિત્રી ચંદુલાલ પટેલ
બી. એ.

હિંદના બાપુજી તો ગયા! પરિણામે હિંદ પર નહિ પણ સારી યે આલમ પર એકાએક દુઃખનું વાદળ તૂટી પડયું. કરોડો હૈયાંને કારી ઘા લાગ્યો. અણધારી આફતથી બધા ડઘાઈ ગયા. અરે આ શું? કોઈને યે માનવમાં આવતું નહિ એ સંતે કોનું બગાડયું હતું? અરે, તેણે તો સ્વપ્ને પણ કોઈનું બૂરૂં ઇચ્છેલ નહિ. દુનિયાભરમાં તેનો કોઇ દુશ્મન નથી. વેરનો બદલો તે ક્ષમાથી જ આપતો. નથી તેને કોઈતરફ પક્ષપાત સમગ્ર માનવજાતને તે સમદૃષ્ટિએ જ જોતો. તે ન હતો કોઈ જાતનો, કોમનો કે સંસ્થાનો કે કોઈ દેશનો! તે તો વિશ્વબંધુ હતો. તે પ્રભુનો પયગમ્બર આપણી વચ્ચેથી આમ ઓચિંતો જતો રહ્યો. ઈશ્વરે તેને શાંતિ, અહિંસા, સત્યનો સંદેશો પાઠવવા આ જગત પર જાણે મોકલ્યો હોય. છેક છેલ્લી ઘડીયે પણ તેના મુખ પર દયા, ક્ષમા અને શાંતિના ભાવો નીખરતો હતો. તે જાણે શાંતિનો બોધપાઠ કે શઠ પ્રત્યે પણ સાધુતા જગતને શિખવતો આજ ચિરનિદ્રામાં પોઢી ગયો.

અહિંસાનો અડગ પુજારી હિંસાનું એક કરુણ નિશાન બન્યું! આઝાદીના અમર ધ્વજના લહેરાવનારને અઝાદીના ઝંડાથી જ અગ્નિ દેવામાં આવ્યો! ખરેખર, આ વિચિત્ર જમાનાની આ અતિ કરુણ કથની છે. લોર્ડ ક્રાઇસ્ટનું બલિદાન પણ શુક્રવારે અને આપણા મહાત્માનું સામી છાતીએ પ્રભુના મંદિરમાં ઘા ઝીલીને અમરત્વ પામવું પણ તે જ દિવસે. જાણે કે મહાત્માને સંતોની જીંદગીના આવાં જ પૂર્ણ વિરામો! સર રાધ કૃષ્ણ એક પ્રશ્ન પુછે છે– 'આ દુનિયામાં એવો કોઈ પણ વખત આવશે ખરો કે જ્યારે મહાત્મા અને સંતો કોઈ પણ પ્રકારના ભય વિના રહી શકે?' પ્રત્યુત્તર કદાચ નકાર જ હશે, કેમ? બર્નાડ શોએ જે હમણા કહેલ છે તે પણ સત્ય ભાસે છે.કે–"It is dangerous to be too good!"

હવે આ હતભાગી હિંદનું કોણ રહ્યું? આજ તે અનાથ થઈ ગયું. હવે આ 'અણુયુગ'માં બાપુ જેવો અહિંસાનો અવતાર દુનિયાના પટ પર કોઇ નથી. તે આપણો અહિંસાનો, સત્યનો આદેશ દેવા જ આવેલો અને તે ઇશ્વરી આદેશ પાઠવતાં પાઠવતાં જ સ્વર્ગે સિધાવ્યો. He died in harness–સેવા બજાવતાં બજાવતાં જ જીંદગીનો અંત આવ્યો. અંતિમ ઘડીએ

[જુઓ પાન–૬૫૬ પર]

[ પાના ૬૫૫થી ચાલુ ]

દશકા વધુ જીવ્યા હોત, તો અખંડ હિંદની ચાદી મળી શકત એમાં શક નથી જ.

કલમધર તરીકે તેમણે આપણી ભાષાને સાદી, સરળ, અને ગ્રહણ કરી શકાય તેવી ગરવી બનાવવામાં ઓછો ફાળો આપ્યો નથી. આત્મકથા, સત્યના પ્રયોગો, નવજીવન, હરિજન વગેરે તેમની લાક્ષણિક શૈલીનાં મૂર્તિમંત માર્ગદર્શક રતનો છે. વળી તેમણે વાસ્તવિક કવિતાને વસ્તુ આપી, કવિવૃન્દને માર્ગદર્શન કરેલ છે જ. સાહિત્ય એ પ્રજા મતની પારાશીશી–જીવતું અંગ–જીવન પ્રકાશ છે એ એમણે જ દર્શાવેલ છે.

દલિતને ઉદ્ધારી અપનાવી લેવાની એમની તાલીમ—કેળવણી અને શિક્ષણ–નું મહાત્મ્ય પ્રજાએ સ્વીકાર્યા વગર છૂટકો જ નથી. એમાં મતભેદને અવકાશ હતો—હોય—પરંતુ તેમની તેમ ન સમજાય તેવા માટે તે સ્વાધીન ભલે રહે, પણ "સજ્જન શુભ માટે સહમત રહે, અને મતભેદ માટે સહિષ્ણુ હોય."

વિચાર, વાણી અને વર્તને સર્વપ્રિય બનવા–રહેવા અને 'શ્રેયસને પ્રેયસ'થી કહેવા, તેમની અજોડ ઢબ આમપ્રિય બની હતી. નિખાલસપણું એ એમનો આત્મનિચોડ હતો; અને સેવાભાવ એ જીવન સંદર્શ હતો. એમની ઋજુતા, સત્યપ્રિયતા, સમાનતાભાવ, અને અહિંસાવૃત્તિ એ માટે જેટલું કહીએ એટલું ઓછું જ ગણાય.

બાપુજી ગયા. મહાત્મા એક હુતાત્મા બની પુણ્યાત્મા રુપે અમરાત્મા બન્યા. એમણે પોતાના જીવન પ્રકારે, આપણને અજર અમર સંદેશ દીધેલ છે, જે આપણે એક યુગપુરુષ અમર મહાજનના આત્મસંસ્કારી બોલ તરીકે અપનાવી લેવો જોઇએ. તેમણે સાચા રાહબર–પયગમ્બર—દિવ્યાંશી અવતારી પુરુષોત્તમ તરીકે-જીવી બતાવી સમસ્ત માનવજાતને એક ભવ્ય સંદેશો વારસામાં આપેલ છે. તે સંદેશો યથાશક્ય જીવનમાં ઓતપ્રોત કરી લેવો એ જ એમનું સનાતન સાચું સ્મારક ગણાય. એ સંદેશના મન, વચન અને કર્મથી સક્રિય પૂજન કરવાં, એ દરેક માનવીની ફરજ છે. એ કલ્પલતા, રામબાણ, જડીબુટ્ટી, કલ્પવૃક્ષ અને સંજીવની જેવો સંદેશ એ છે કેઃ–'સાચું જીવન જીવો.' એ જ હો એ મુક્તાત્મા મહાત્માનું અમર હંસગાન. સનાતન ચિરંજીવી. અસ્તુ

પરિત્રાણાય સાધુનામ્ વિનાશાય ચ દુષ્કૃતામ્
ધર્મસંસ્થાપનાર્થાય સંભવામિ યુગે યુગે !



અમારી આસપાસ
કત્લેઆમ, લૂંટ
અનાચાર અને
અવિશ્વાસનો ઘોર
અંધકાર જામ્યો હતો
ત્યારે ઓ ! બાપુ !
અમારા હતભાગી દેશનો
તું માર્ગદર્શક જ્ઞાનદીપ
હતો.

આ જ્યોતને પણ—
શેતાનોએ બુઝાવી
અને
એની ભસ્મ જ્યારે
સાબરતાં રોતાં નીરમાં
વિદાય લે છે ત્યારે....

## હે રામ !

તું ફરી પાછો હવે ક્યારે અવતરીશ ?

# પીયૂષ હોઝિયરી વર્ક્સ,

મેન્યુફેકચરર્સ ઓફ ટેકસ્ટાઈલ એન્ડ હોઝિયરી આર્ટિકલ્સ,

રાજા મહેતા સ્ટ્રીટ, અમદાવાદ • ૮૦, નાગદેવી, ક્રોસલેન, મુંબઇ

---

**ફોટા છાપ** મેડીકેટેડ સ્નફ જ
અસલ છે. બીજી બધી નામધારી જ છે

---

## નવજીવન મીલ

દર વર્ષે આશરે એક કરોડ અને
છત્રીશ લાખ વાર કાપડ બનાવે છે.

---



આખરી વિદાય લેતાં બે હાથ જોડી વિશ્વભરને મૌનથી શિક્ષણ દેતો જાય છે કેઃ અહિંસા પરમો ધર્મ ! આવી વિશ્વવંદ્ય મહાન વિભૂતિ માનવજાતને સદ્બોધે છે કેઃ स्वधर्मे निधनं श्रेयः અર્થાત્ સ્વધર્મે નિધને શ્રેય !

અત્યારે આપણને અહિંસાનું મહત્ત્વ નથી સમજાયું. આખી દુનિયા હિંસાનો જ માર્ગ અખત્યાર કરે છે. રાષ્ટ્રપિતાનું સત્ય આપણને કડવું લાગે છે; પણ એક દિવસ એવો આવશે કે જ્યારે દુનિયા બધે રખડી ભટકીને, પાયમાલ થઈને, શરમીંદી બની છેવટનો આશરો શોધતાં શોધતાં 'સત્ય,' 'અહિંસા,' 'સદાચાર,' નામના જીવંત ગાંધીરાહ પર આવશે. ત્યારે જગતને જરૂર ભાન થશે કે સત્ય, અહિંસા, સદાચાર અને શાંતિ વિના દુનિયાનો ઉદ્ધાર નથી, પ્રગતિ નથી.

ગીતા, ઉપનિષદ, વેદ કહે છે કે આત્મા અમર છે. જો આપણે વિશ્વવંદ્ય રાષ્ટ્રપિતાના અમર આત્માને પરમ શાંતિ ઇચ્છતા હોઇએ તો આપણો સૌનો એક જ ધર્મ છે કે એ પરમ પૂજ્ય બાપુજીના આદર્શો અનુસાર વર્તન દાખવીએ. બાપુજીના પ્રભુપ્રેરિત સિદ્ધાંતો અનુસાર જો આપણે વર્તશું તો એમની સુવાસ અમર રહેશે એટલું જ નહિ પણ એમનું જીવન હિંદનો તો શું પણ વિશ્વભરનો અમર વારસો બની રહેશે ! તથાસ્તુ.



ગામેગામ આવાં શોક-સરઘસો નીકળ્યાં

## વૈષ્ણવજન એ ગાંધીબાપુ !

(નરસૈંયાનું 'વૈષ્ણવજન' ગીત બાપુને બહુ પ્રિય હતું. ગીતમાંના ભાવ અનુસાર બાપુ એક સાચા વૈષ્ણવ હતા, એટલે નરસૈંયાની ક્ષમાયાચના સાથે તેના ગીતમાં નીચે મુજબ ફેરફાર કર્યો છે. તે જ ગીત બાપુના અવસાન પછીથી ગવાય એ વધુ યુક્ત છે એવી મારી નમ્ર માન્યતા છે. એટલે ગુજરાતની જનતા હવેથી આ ગીત ગાઇને બાપુના આત્માને અંજલી અર્પે એવી નમ્ર વિનંતિ છે.
—લેખક )

વૈષ્ણવજન એ ગાંધી બાપુ !
તમે દુઃખ પરાયું જાણ્યું રે,
પરદુઃખે ઉપકાર કર્યો તોયે
મન અભિમાન ન આણ્યું રે,
સકળ લોકમાં સહુને વંદી,
નિંદા ન કરી કેની રે,
વાચ, કાછ, મન નિશ્ચલ રાખ્યાં,
ધન જનની તમ રે!
સમદૃષ્ટિ એ, તૃષ્ણા ત્યાગી,
પર-સ્ત્રી માની માત રે,
જિહ્વા થકી અસત્ય ન બોલ્યા,
પરધન નવ ઝાલ્યું હાથ રે.
મોહમાયા વ્યાપ્યાં નહિ સ્હેજે,
દૃઢ વૈરાગ્ય ધર્યું મનમાં રે,
રામ નામશું તાળી લાગી.
સકળ તીરથ લહ્યાં તનમાં રે.
વણલોભી એ, કપટરહિત એ,
કામ ક્રોધ નિવાર્યાં રે,
એવા એ રે, બાપુ ગયા ક્યાં ?
ઘોર અંધાર છવાયાં રે.
ઓ રે, ઓ રે, જગદુદ્ધારક,
સૂની ધરતી આખી રે,
'બાપુ ! બાપુ !' કહી કહી વિલાપે
ઘર ઘર નર, ને નારી રે.
ભારત તણી ઓ લાઠી બાપુ !
દુખિયાંના વિસામા રે !
મધ દરિયે છોડી નૌકાને,
નાવિક ઓ કયમ ચાલ્યા રે ?
આવો, આવો, ઓ રે બાપુ !
હાથ અમારો ઝાલો રે !
મૃત્યુમાં જીવન પ્રગટાવી
જ્યોત બની તમ ટાળો રે.
—ભોળુભાઈ મૂ. પટેલ

# બાપુ

લેખક : શ્રી. ઇન્દુ વસાવડા

**બા**પુ આફ્રિકાથી આવ્યા ત્યારપછીની આ વાત છે. આફ્રિકાના વિજયનાં વિર્ગુંનોથી તે વખતે દેશનાં છાપાં ભરાયેલાં રહેતાં.

કાઠિયાવાડ મેઇલના થર્ડક્લાસના એક નાના શા ડબ્બામાં એક ખાખી વેશધારી સજ્જન બેઠા હતા. બારી ઉપર બિછાવેલા બિસ્તરા ઉપર પડ્યા પડ્યા તે છાપું વાંચતા હતા. સામેની બારી ઉપર તેમનો નોકર બેઠો હતો.

સજ્જન બોલ્યા—

"હીરા !"

"જી."

"મેં અગર સો જાઉં તો જગાના મત ઔર સ્ટેશન આય તો દરવાજે પર ખડા રહના. કિસીકો અંદર ઘૂસને મત દેના."

"જૈસા હુકમ હુઝૂર."

સજ્જનનું સંગઠિત શરીર, ભરાવદાર ચહેરો અને મોટી મોટી મૂછો કોઇને પણ ડરાવે તેવાં હતાં. તેમનો નોકર પણ ખાખી ડ્રેસમાં સજ્જ હતો એટલે તેમના ડબ્બામાં આવવાની હિમ્મત કોઈ કરતું નહીં: વળી, વડોદરાથી સજ્જનનાં ધર્મપત્ની અને પુત્રો પણ આવવાનાં હતાં તેથી ડબ્બામાં કોઈ ઘૂસે નહીં તેની કાળજી સજ્જન રાખી રહ્યા હતા.

છાપામાં તે ગાંધીજી વિષે વાંચી રહ્યા હતા અને વિચારી રહ્યા હતા. કોણ હશે આ ગાંધી કે થોડા જ વખતમાં જેની હાંક હિંદ આખામાં વાગી રહી છે? વાંચતાં વાંચતાં ઝોકું આવી ગયું.

'સ્ટેશન' આવ્યું. ગાડી રોકાણી. લોકોનાં ટોળાં અવાજ કરવા લાગ્યાં. એકાએક સજ્જનની આંખ ઉઘડી. લોકોનું ટોળું તેમના ડબ્બા તરફ આવી રહ્યું હતું.

"ખોલો" કોઈએ કહ્યું.

"નહીં ખુલેગા" હિરાએ કહ્યું.

"કેમ?"

"સાહેબ સૂતા છે."

'ગાંધીજી કી જય' સજ્જનના કાને શબ્દ પડ્યા.

'હીરા' તે બોલ્યા.

'જી.'

'ખોલ દે દરવાજા.'

'જૈસા હુકમ.'

## સત્યનો પ્રથમ પ્રકાશ

બેનારસ હિંદુ યુનિવર્સિટીમાં એ દબદબાભર્યો સમારંભ યોજાયો હતો. વાઈસરોય આવ્યા હતા. રાજાઓ આવ્યા હતા. આફ્રિકાના સત્યાગ્રહી ગાંધીજી આવ્યા હતા. એની બીસન્ટ વ્યાસપીઠ પર ચમકતા હતા. કોઇએ તેમને પૂછ્યું: "પેલો માણસ કોણ છે? સામેના ખૂણામાં?" "મીસ્ટર ગાંધી." ટૂંકો જવાબ મળ્યો 'રાજકારણમાં હજુ એ બાળક છે.'

કોઇએ ગાંધીજીને બોલવાનું કહ્યું. સુવર્ણથી ચમકતા વાતાવરણમાં સાદા પોશાકવાળો આ માનવી બોલવા ઊભો થયો. એ બોલ્યા "વાઈસરોયને પોલીસ પહેરા નીચે આવવું પડે એ ખરેખર શરમની વાત છે. આના કરતાં તો હું ગોળી ખાઈને મરી જવાનું પસંદ કરું છું. આ સાબિત કરે છે કે અંગ્રેજ આ દેશમાં પ્રજાપ્રિય વ્યક્તિ નથી."

જાણે ગોળીબાર થયો હોય તેવી અસર થઈ. ગાંધીજી આગળ વધ્યા: "અને...અને અહીં વ્યાસપીઠ પર બેઠેલા આ મહારાજાઓ જાણે ઘરેણાંની હરીફાઇમાં ભાગ લેવા આવ્યા હોય એમ લાગે છે. એમનાં રાજ્યની પ્રજા જ્યારે અતિકંગાલ છે, ત્યારે એમને આવા હીરામાણેક પહેરવાં કેમ ગમે છે એ જ મને સમજાતું નથી. રાજાઓ જો આવી જ જિંદગી ગાળવા માંગતા હોય તો પછી દેશને આવા રાજાઓની શી જરૂર છે એ કોઇ કહેશો?"

ખળભળાટ મચી રહ્યો. પ્રમુખસ્થાને બેઠેલા દરભંગાના મહારાજા ઊઠીને ચાલતા થયા. વ્યાસપીઠ ખાલી થઇ ગઇ. શ્રોતાઓએ હર્ષના પોકારો કર્યા ને વક્તાને વધાવી લીધા.

એની બીસેન્ટે કહ્યું: "ગાંધી, જરા સભ્ય ભાષા ઉચ્ચારો."

ગાંધીજીએ કહ્યું: "માફ કરજો, હું સભ્ય ભાષા વાપરી રહ્યો છું, પણ હું જે કહું છું તે સત્ય છે, એટલે જરા કડવું લાગે છે."

એમનું એ પ્રથમ ભાષણ: જે ભાષણે આકાશમાંથી વીજળી ચમકાવી.

## સેવાગ્રામનો વિલક્ષણ 'શંભુ-મેળો'

આ વિલક્ષણ સમૂહને મોખરે રહ્યા છે બીજા બધાથી બધી રીતે જુદા પડતા શ્રી. ભણશાળી. એક સમયના ગુજરાત વિદ્યાપીઠના અધ્યાપક તથા તે પછીના કારાવાસના એ પંખી અંતે વૈરાગી બની ગયા. અઠવાડિયાંઓના ઉપવાસો આદરવા માંડ્યા અને આખરે વનવાસ સ્વીકારીને વર્ષો પર્યંત અંગે એક કપડા વિના ભટકતા રહ્યા. વર્ષો પર્યંત મૌનની પ્રતિજ્ઞા લઈને તાંબાની વાળાથી પોતાના હોઠ એમણે સીવી નાખેલા અને થઉનો કાચો લોટ તથા લીંબડાનાં પાંદડાં પર જ રહેતા.

ભટકતા ભટકતા એક વખત ગાંધીજીને એ ભટકાઈ પડ્યા. અને તેમની પાસે રહ્યા. ગાંધીજીએ તેમની નમ્ર સુશ્રૂષા કરીને સામાન્ય જીવનક્રમમાં તેમને પાછા આણ્યા. અને જે વ્યક્તિ કાર્યની આવશ્યકતા સામે પ્રશ્ન કરીને તેને બંધનના એક પ્રકાર તરીકે તિરસ્કારતી રહેલી એ જ આજે રોજના ૧૭ કલાક જેટલો સમય કાર્યમાં રચ્યાપચ્યા રહે છે.

એ પોતાનું રૂ પીંજે છે, આઠથી દસ કલાક કાંતે છે અને સાત કલાક અધ્યાપન કરાવે છે. હવે એ માત્ર બોલતા જ નથી, પરંતુ આશ્રમ તથા તેના પડોશને ખડખડાટ હાસ્યથી ભરી દે છે. એક કટિવસ્ત્ર વીંટવા જેટલી હદે એ હવે સુધર્યા છે, પરંતુ સામાન્ય માનવી જેનો ગુલામ છે એવું કશું પણ ધરાવવાની નિર્બળતા એમનામાં નથી.

વીંછીઓ અને ઝેરી સર્પોથી ભરેલાં સ્થાનમાં પણ એ દીવા કે જોડા વિના જ હરેફરે છે, તે એવું માનીને કે, આપણે જેમની સાથે રહીએ છીએ એ માનવપ્રાણીઓ જેટલા જ ઈશ્વરના એ જીવો આપણા ભાઈ છે. ક્વચિત એમની ઉગ્ર તપશ્ચર્યાનો અવાજ એમને પુનઃ સંભળાય છે અને ગાંધીજી પાસે આવીને ઊંધે માથે કૂવામાં લટકવાની અનુજ્ઞા માગે છે! પરંતુ ઈશ્વરનો એટલો આભાર કે ગાંધીજીની શિસ્ત એ માન્ય રાખે છે.

દર્દીઓમાં એક કોઢિયો પણ છે. એ યરોડામાં અમારી સાથેનો એક રાજદ્વારી કેદી હતો અને ત્યાં જ તેને કોઢ નીકળ્યો અથવા તો તેનું નિદાન કરવામાં આવ્યું એ મને સ્મરણમાં નથી. એ સંસ્કૃતનો પ્રકાંડ

[ જુઓ સામેનું પાનું ]

બારણું ખૂલ્યું અને પૂ. ગાંધીજી, પૂ. કસ્તુરબા અને બીજાં એક બહેન એમ ત્રણ જણ ડબ્બામાં દાખલ થયાં.

સજ્જનનું મોઢું પડી ગયું. ગાડી ચાલી. સજ્જને શેતરંજી કાઢી, સામેની બારી ઉપર બીછાવી.

'ચાલશે ભાઈ, તેની શી આવશ્યકતા છે?'

'મારે પ્રાયશ્ચિત્ત કરવું જોઈએને? મને શરમ આવે છે. મારા નોકરે આપનું અપમાન કર્યું છે.'

'કંઈ નહિ. પણ આમ તો ન જ થવું જોઈએ' બાપુ બોલ્યા.

સજ્જનનું મુખ લજ્જાથી નીચું નમ્યું.

વડોદરા સ્ટેશન આવ્યું અને અમે બે ભાઈઓ તથા બેન અને મા એ જ ડબ્બામાં દાખલ થયાં.

ગાડી ઉપડી.

પિતાજી બોલ્યા, 'જો બેટા! ઓળખો છો એમને?'

અમે ચુપ.

એ છે પૂ. ગાંધીજી અને આ પૂ. કસ્તૂરબા. મોટેરાં પ્રત્યે શી ફરજ છે તમારી?'

અમે આ પ્રશ્નથી ગભરાઈ ગયાં; એકબીજા સામું જોવા લાગ્યાં.

'બોલો'

થોડી વાર પછી અમારામાંથી કોઈ બોલ્યું 'સેવા કરવી.'

'શાબાશ.'

પછી બોલ્યા 'તો તો તમે પૂ. ગાંધીજી તથા પૂ બાની સેવા કરશો? પગ દાબશો?'

'હાજી' અમે બોલ્યાં.

'ના ના. એની જરૂર નથી' બાપુ બોલ્યા.

'નહિ. મને પ્રાયશ્ચિત્ત નહિ કરવા દો?' પિતા બોલ્યા.

મને યાદ છે કે છ સાત વર્ષનો હું, ૧૨ વર્ષની મારી મોટી બેન અને મારાથી બે વર્ષ નાનો ભાઈ અરવિંદ—અમે ત્રણે બાપુ તથા બાના પગ દબાવવા લાગ્યાં. પણ બે કે ત્રણ મિનિટ. બાપુ બોલ્યા, 'બસ હવે રાજી થયાને?"

અને પછી સાબરમતી સ્ટેશન આવતાં બાપુ ને બા ઉતરી ગયાં.

આ મારાં બાપુનાં સૌથી પ્રથમ દર્શન. ત્યારે તો હું સાવ નાનો હતો; છતાં એ દૃશ્ય આંખો સામે તરવરે છે.

× × ×

માને બાપુ માટે અત્યંત સ્નેહ અને શ્રદ્ધા. ગાંધીજી જેલમાં ગયા કે ઉપવાસે ઉતર્યા એ વાત સાંભળે કે માની આંખોમાં પાણી હોય. ૧૯૨૧ ના દિવસોમાં તો પિતાજી, મા ને અમે સૌ રેંટિયો કાંતતાં ને પિતાજી ગામગ્રામમાં જ સૂતરના થાન વણાવતા. એક

પ્રસંગ યાદ આવે છે તે વખતનો. કોટામાં તે વખતે સી. એમ. ઓ. એક અંગ્રેજ હતો. પરગણાની હરિપતાલોનું ઈન્સ્પેકશન કરવા તે આવતો. તેનો કેંપ ગામ બહાર પડતો. અમલદારને રાજી રાખવા ફળફૂલની ડાલીઓ મોકલવી પડતી. ઈસ્પીતાલનું ઈન્સ્પેકશન કરી અમલદાર ઘરમાં આવ્યો કારણ ઘર સરકારી હતું અને તેમાં સુધારા કરવાના હતા. પિતાજીના ઓરડાના એક ખૂણામાં રેંટિયો પડયો હતો.

"યે કયા હૈ ?" અમલદારે પિતાજીને પૂછયું.

"ચરખા. સ્પીનીંગ વ્હીલ."

"યૂ સ્પીન ?"

"યસ."

"યૂ બિલીવ ઈન ગેધી ?"

"યસ આઈ ડૂ."

"ગુડ-ગુડ. વેરી ગુડ" કહીને તે ચાલતો થયો.

× × ×

ત્યારપછી ગાંધીજીનાં દર્શન અનેકવાર થયાં. ૧૯૩૦ ના દિવસો હતા. ઇન્ટરની પરીક્ષા દેવા હું મુંબઈ ગયો હતો. બાપુએ દાંડી કૂચ આરંભી દીધી હતી. આશ્રમમાં થોડાક આશ્રમવાસીઓ તથા મી. રેજીનોલ્ડ રેયનોલ્ડસ હતા. અમે આશ્રમે ગયા અમદાવાદથી ચાલતા ચાલતા આશ્રમે પહોંચ્યા ત્યાં તો સંધ્યાનો સમય થઈ ગયો. પ્રાર્થનાની તૈયારી હતી રેતીમાં બધા બેઠા હતા. ચડ્ડી પહેરીને ખુલ્લે શરીરે રેજીનોલ્ડ રેનોલ્ડસ આવ્યા ને તેમની સાથે આશ્રમનાં નાનાં નાનાં બાળકો આવતાં હતાં. કોઈએ તેમની આંગળી પકડી હતી તો કોઈ તેમના ઘૂંટણને ચોંટવા મથતું હતું અને જેવા તે રેતીમાં બેઠા કે એક બાળક તેમના ખભા ઉપર ચઢી ગયું તો કોઈ તેમની બાંય પકડી ઝૂલવા લાગ્યું મને થયું આ અંગ્રેજ યુવકનું હૃદય કેટલું ભોળું ને પ્રેમાળ છે ?

ને પછી પ્રાર્થના શરૂ થઈ. ગીતાપાઠ પછી 'અબકી ટેક હમારો' કેટલું ભાવભીનું એ ગીત હતું ? અને આશ્રમવાસીઓને મન દાંડી કૂચ એક મહાન પ્રસંગ હતો. બાપૂ દાંડી પહોંચે ને કાનૂન ભંગ કરે તેમ તેઓ ઇચ્છતા હતા અને પ્રાર્થના કરતા હતા કે કૂચ સફળ નીવડે.

પછી બાપુનો પત્ર વાંચવામાં આવ્યો. બાપુ ગમે તેટલા કામમાં હોય પણ બાળકોને ભૂલતા નહિ: એ કૂચમાં પણ આશ્રમનાં બાળકોના ખબર અંતર પૂછાવવાનું ભૂલતા નહિ; અને એ પત્રમાં નાની નાની વિગતો પણ પૂછાવી હતી ને તમામ બાળકોને યાદ કર્યાં હતાં. બાપુની કાર્ય કરવાની શક્તિ અલૌકિક હતી. હજી બાપુ દાંડી પહોંચ્યા ન હતા. કોટાના એક નાને ગામડેથી મેં

## સેવાગ્રામનો વિલક્ષણ 'શંભુમેળો'

[ સામેના પાનાથી ચાલુ ]

વિદ્વાન છે અને સંસ્કૃતમાં જ તમારી જોડે વાત કરતાં તમને એમ લાગ્યા વિના ન રહે, કે માતૃભાષા જેટલું જ એ સહેલું છે.

તરછોડાયેલા તરીકે વર્ષોપર્યંત રખડ્યા પછી, અને અત્યારે તો અત્યંત આગળ વધી ગયેલી કક્ષાએ પહોંચેલા ભયંકર રોગથી કંટાળીને અચોક્કસ ઉપવાસ સુદ્ધાં પર ઊતર્યા પછી, એક સવારે એ એવું કહેતો અહીં આવી ચઢયો કે તેને અહીં જ પોતાનાં હાડ ગાળવાં હતાં. અહીં પોતાને આશ્રય મળશે એવું તે જાણતો હતો અને કાઢી મૂકવામાં આવશે તો પણ પોતે અહીંથી નહિ ખસે.

'હું તમને ના કેમ પાડી શકું ?' ગાંધીજીએ કહ્યું: 'હું મારા ક્ષયપીડિત જમાઈને આશ્રય આપું તો પછી તમને શા માટે ન આપું ? એની કાળજી તો બા રાખે છે. વાલજી દેસાઈ સૌને પ્રિય હોઈને મને ખાતરી છે કે એમની કાળજી પણ લેવાતી રહેશે. પરંતુ જો હું નહિ રાખું તો તમારી કાળજી કોણ રાખશે ? હું મારી કુટીર નજીક જ તમને કુટીર કરી આપીશ અને ત્યાં તમારે નિવાસ રાખવો. અહીં બીજું કોઈ નહિ હોય તો પણ તમે તો હશો જ.'

—મહાદેવ દેસાઈ

## ફાસિઝમનો હિંદી અવતાર !

[ઓગસ્ટ ૧૯૪૩માં પ્રખ્યાત મરાઠી માસિક કિર્લોસ્કરમાં પ્રગટ થએલ એક ચર્ચાપત્રને આધારે]

આપણા સમાજની ઉન્નતિ માટે શિસ્ત એ અત્યંત આવશ્યક છે એ નિર્વિવાદ છે. શિસ્તની વિકૃત કલ્પનાનું એક પરિણામ એક ચાલકાનુવર્તિત્વ છે ! સૈનિકને શીખવવામાં આવતી શિસ્ત તેના શરીરની હિલચાલનું નિયંત્રણ કરે છે. સંઘમાં શીખવવામાં આવતી શિસ્ત સ્વયંસેવકોની માનસિક હિલચાલનું નિયંત્રણ તો કરે જ છે; પણ ઘણે અંશે એ દાબી પણ દે છે ! દરેક અઠવાડિયે ભરાતા સંઘના બૌદ્ધિક વર્ગમાં હિંદુત્વ, ઐક્ય, હિંદુધર્મ, રાષ્ટ્રીયત્વ ઇત્યાદિ પર જે નિશ્ચિત વ્યાખ્યાનો આપવામાં આવે છે એ જ સ્વયંસેવકોના વિચારનું ખાદ્ય ! તમે અમુક વાંચો

[ જુઓ પાછળ ]

## સેવાશ્રામનો વિલક્ષણ 'શંભુ-મેળો'

આ વિલક્ષણ સમૂહને મોખરે રહ્યા છે બીજા બધાથી બધી રીતે જુદા પડતા શ્રી. ભણશાળી. એક સમયના ગુજરાત વિદ્યાપીઠના અધ્યાપક તથા તે પછીના કારાવાસના એ ઝંખી અંતે વેરાગી બની ગયા. અઠવાડિયાંઓના ઉપવાસો આદરવા માંડયા અને આખરે વનવાસ સ્વીકારીને વર્ષો પર્યંત અંગે એકે કપડા વિના ભટકતા રહ્યા. વર્ષો પર્યંત મૌનની પ્રતિજ્ઞા લઈને તાંબાની વાળીથી પોતાના હોઠ એમણે સીવી નાખેલા અને ઘઉંનો કાચો લોટ તથા લીંબડાનાં પાંદડાં પર જ રહેલા.

ભટકતા ભટકતા એક વખત ગાંધીજીને એ ભટકાઇ પડયા. અને તેમની પાસે રહ્યા. ગાંધીજીએ તેમની નમ્ર સુશ્રૂષા કરીને સામાન્ય જીવનક્રમમાં તેમને પાછા આણ્યા. અને જે વ્યક્તિ કાર્યની આવશ્યકતા સામે પ્રશ્ન કરીને તેને બંધનના એક પ્રકાર તરીકે તિરસ્કારતી રહેલી એ જ આજે રોજના ૧૭ કલાક જેટલો સમય કાર્યમાં રચીપચી રહે છે.

એ પોતાનું રૂ પીંજે છે, આડપી દશ કલાક કાંતે છે અને સાત કલાક અધ્યાપન કરાવે છે. હવે એ માત્ર બોલતા જ નથી, પરંતુ આશ્રમ તથા તેના પરોશને ખડખડાટ હાસ્યથી ભરી દે છે. એક કટિવસ્ત્ર વીંટવા જેટલી હદે એ હવે સુધર્યા છે, પરંતુ સામાન્ય માનવી જેનો ગુલામ છે એવું કશું પણ ધરાવવાની નિર્બળતા એમનામાં નથી.

વીંછીઓ અને ઝેરી સર્પોથી ભરેલાં સ્થાનમાં પણ એ દીવા કે જોડા વિના જ હરેફરે છે, તે એવું માનીને કે, આપણે જેમની સાથે રહીએ છીએ એ માનવપ્રાણીઓ જેટલા જ ઇશ્વરના એ જીવો આપણા ભાઇ છે. ક્વચિત એમની ઉગ્ર તપશ્ચર્યાનો અવાજ એમને પુનઃ સંભળાય છે અને ગાંધીજી પાસે આવીને ઊંધે માથે કૂવામાં લટકવાની અનુજ્ઞા માગે છે! પરંતુ ઇશ્વરનો એટલો આભાર કે ગાંધીજીની શિસ્ત એ માન્ય રાખે છે.

દર્દીઓમાં એક કોઢિયો પણ છે. એ યરોડામાં અમારી સાથેનો એક રાજદ્વારી કેદી હતો અને ત્યાં જ તેને કોઢ નીકળ્યો અથવા તો તેનું નિદાન કરવામાં આવ્યું એ મને સ્મરણમાં નથી. એ સંસ્કૃતનો પ્રકાંડ

[ જુઓ સામેનું પાનું ]

બારણું ખૂલ્યું અને પૂ. ગાંધીજી, પૂ. કસ્તુરબા અને બીજાં એક બહેન એમ ત્રણ જણ ડબ્બામાં દાખલ થયાં.

સજ્જનનું મોઢું પડી ગયું. ગાડી ચાલી. સજ્જને શેતરંજી કાઢી, સામેની બારી ઉપર બીછાવી.

'ચાલશે ભાઇ, તેની શી આવશ્યકતા છે?'

'મારે પ્રાયશ્ચિત્ત કરવું જોઈએને ! મને શરમ આવે છે. મારા નોકરે આપનું અપમાન કર્યું છે.'

'કંઈ નહિ. પણ આમ તો ન જ થવું જોઈએ' બાપુ બોલ્યા.

સજ્જનનું મુખ લજ્જાથી નીચું નમ્યું.

વડોદરા સ્ટેશન આવ્યું અને અમે બે ભાઇઓ તથા બેન અને મા એ જ ડબ્બામાં દાખલ થયાં.

ગાડી ઉપડી.

પિતાજી બોલ્યા, 'જો બેટા ! ઓળખો છો એમને ?'

અમે ચુપ.

એ છે પૂ. ગાંધીજી અને આ પૂ. કસ્તૂરબા. મોટેરાં પ્રત્યે શી ફરજ છે તમારી ?'

અમે આ પ્રશ્નથી ગભરાઈ ગયાં; એકબીજા સામું જોવા લાગ્યાં.

'બોલો '

થોડી વાર પછી અમારામાંથી કોઈ બોલ્યું 'સેવા કરવી.'

'શાબાશ.'

પછી બોલ્યા 'તો તો તમે પૂ. ગાંધીજી તથા પૂ બાની સેવા કરશો ? પગ દાબશો ?'

'હાજી' અમે બોલ્યાં.

'ના ના. એની જરૂર નથી' બાપુ બોલ્યા.

'નહિ. મને પ્રાયશ્ચિત નહિ કરવા દો ?' પિતા બોલ્યા.

મને યાદ છે કે છ સાત વર્ષનો હું, ૧૨ વર્ષની મારી મોટી બેન અને મારાથી બે વર્ષ નાનો ભાઈ અરવિંદ-અમે ત્રણે બાપુ તથા બાના પગ દબાવવા લાગ્યાં. પણ બે કે ત્રણ મિનિટ. બાપુ બોલ્યા, 'બસ હવે રાજી થયાને ?"

અને પછી સાબરમતી સ્ટેશન આવતાં બાપુ ને બા ઉતરી ગયાં.

આ મારાં બાપુનાં સૌથી પ્રથમ દર્શન. ત્યારે તો હું સાવ નાનો હતો; છતાં એ દૃશ્ય આંખો સામે તરવરે છે.

× × ×

માને બાપુ માટે અત્યંત સ્નેહ અને શ્રદ્ધા. ગાંધીજી જેલમાં ગયા કે ઉપવાસે ઉતર્યા એ વાત સાંભળે કે માની આંખોમાં પાણી હોય. ૧૯૨૧ ના દિનોમાં તો પિતાજી, મા ને અમે સૌ રેંટિયો કંતતાં ને પિતાજી ગામપ્રમાં જ સૂતરના થાન વણાવતા. એક

પ્રસંગ યાદ આવે છે તે વખતનો. કોટામાં તે વખતે સી. એમ. ઓ. એક અંગ્રેજ હતો. પરગણાની હરિપતાલોનું ઇન્સ્પેક્શન કરવા તે આવતો. તેનો કેંપ ગામ બહાર પડતો. અમલદારને રાજી રાખવા ફળફૂલની ડાલીઓ મોકલવી પડતી. ઇસ્પીતાલનું ઇન્સ્પેક્શન કરી અમલદાર ઘરમાં આવ્યો કારણ ઘર સરકારી હતું અને તેમાં સુધારા કરવાના હતા. પિતાજીના ઓરડાના એક ખૂણામાં રેંટિયો પડયો હતો.

"યે કયા હૈ ?" અમલદારે પિતાજીને પૂછયું.

"ચરખા. સ્પીનીંગ વ્હીલ."

"યૂ સ્પીન ?"

"યસ."

"યૂ બિલીવ ઈન ગેંધી ? "

"યસ આઈ ડૂ."

"ગુડ–ગુડ. વેરી ગુડ" કહીને તે ચાલતો થયો.

× × ×

ત્યારપછી ગાંધીજીનાં દર્શન અનેકવાર થયાં. ૧૯૩૦ ના દિવસો હતા. ઇન્ટરની પરીક્ષા દેવા હું મુંબઈ ગયો હતો. બાપુએ દાંડી કૂચ આરંભી દીધી હતી. આશ્રમમાં થોડાક આશ્રમવાસીઓ તથા મી. રેજીનોલ્ડ રેયનોલ્ડ્સ હતા. અમે આશ્રમે ગયા અમદાવાદથી ચાલતા ચાલતા આશ્રમે પહોંચ્યા ત્યાં તો સંધ્યાનો સમય થઈ ગયો. પ્રાર્થનાની તૈયારી હતી. રેતીમાં બધા બેઠા હતા. ચડ્ડી પહેરીને ખુલ્લે શરીરે રેજીનોલ્ડ રેનોલ્ડ્સ આવ્યા ને તેમની સાથે આશ્રમનાં નાનાં નાનાં બાળકો આવતાં હતાં. કોઈએ તેમની આંગળી પકડી હતી તો કોઇ તેમના ઘૂંટણને ચોંટવા મથતું હતું અને જેવા તે રેતીમાં બેઠા કે એક બાળક તેમના ખભા ઉપર ચઢી ગયું તો કોઈ તેમની બાંધ પકડી ઝૂલવા લાગ્યું મને થયું આ અંગ્રેજ યુવકનું હૃદય કેટલું ભોળું ને પ્રેમાળ છે ?

ને પછી પ્રાર્થના શરૂ થઈ. ગીતાપાઠ પછી 'પ્રભુકી ટેક હમારી' કેટલું ભાવભીનું એ ગીત હતું ? અને આશ્રમવાસીઓને મન દાંડી કૂચ એક મહાન પ્રસંગ હતો. બાપૂ દાંડી પહોંચે ને કાનૂન ભંગ કરે તેમ તેઓ ઇચ્છતા હતા અને પ્રાર્થના કરતા હતા કે કૂચ સફળ નીવડે.

પછી બાપુનો પત્ર વાંચવામાં આવ્યો. બાપુ ગમે તેટલા કામમાં હોય પણ બાળકોને ભૂલતા નહિ: એ કૂચમાં પણ આશ્રમનાં બાળકોના ખબર અંતર પૂછાવવાનું ભૂલતા નહિ; અને એ પત્રમાં નાની નાની વિગતો પણ પૂછાવી હતી ને તમામ બાળકોને યાદ કર્યાં હતાં. બાપુની કાર્ય કરવાની શક્તિ અલૌકિક હતી. હજી બાપુ દાંડી પહોંચ્યા ન હતા. કોટાના એક નાને ગામડેથી મેં

## સેવાગ્રામનો વિલક્ષણ 'શંભુમેળો'

[ સામેના પાનાથી ચાલુ ]

વિદ્વાન છે અને સંસ્કૃતમાં જ તમારી જોડે વાત કરતાં તમને એમ લાગ્યા વિના ન રહે, કે માતૃભાષા જેટલું જ એ સહેલું છે.

તરછોડાયેલા તરીકે વર્ષોપર્યંત રખડ્યા પછી, અને અત્યારે તો અત્યંત આગળ વધી ગયેલી કક્ષાએ પહોંચેલા ભયંકર રોગથી કંટાળીને અચોક્કસ ઉપવાસ સુદ્ધાં પર ઊતર્યા પછી, એક સવારે એ એવું કહેતો અહીં આવી ચડયો કે તેને અહીં જ પોતાનાં હાડ ગાળવાં હતાં. અહીં પોતાને આશ્રય મળશે એવું તે જાણતો હતો અને કાઢી મૂકવામાં આવશે તો પણ પોતે અહીંથી નહિ ખસે.

'હું તમને ના કેમ પાડી શકું ?' ગાંધીજીએ કહ્યું: 'હું મારા ક્ષયપીડિત જમાઈને આશ્રય આપું તો પછી તમને શા માટે ન આપું ? એની કાળજી તો બા રાખે છે. વાલજી દેસાઈ સૌને પ્રિય હોઈને મને ખાતરી છે કે એમની કાળજી પણ લેવાતી રહેશે. પરંતુ જો હું નહિ રાખું તો તમારી કાળજી કોણ રાખશે ? હું મારી કુટીર નજીક જ તમને કુટીર કરી આપીશ અને ત્યાં તમારે નિવાસ રાખવો. અહીં બીજું કોઇ નહિ હોય તો પણ તમે તો હશો જ.'

—મહાદેવ દેસાઈ

## ફાસિઝમનો હિંદી અવતાર !

[ઑગસ્ટ ૧૯૪૭માં પ્રખ્યાત મરાઠી માસિક કિર્લોસ્કરમાં પ્રગટ થએલ એક ચર્ચાપત્રને આધારે]

આપણા સમાજની ઉન્નતિ માટે શિસ્ત એ અત્યંત આવશ્યક છે એ નિર્વિવાદ છે. શિસ્તની વિકૃત કલ્પનાનું એક પરિણામ એક ચાલકાનુવર્તિત્વ છે ! સૈનિકને શીખવવામાં આવતી શિસ્ત તેના શરીરની હિલચાલનું નિયંત્રણ કરે છે. સંઘમાં શીખવવામાં આવતી શિસ્ત સ્વયંસેવકોની માનસિક હિલચાલનું નિયંત્રણ તો કરે જ છે; પણ ઘણે અંશે એ દાબી પણ દે છે ! દરેક અઠવાડિયે ભરાતા સંઘના બૌદ્ધિક વર્ગમાં હિંદુત્વ, ઐક્ય, હિંદુધર્મ, રાષ્ટ્રીયત્વ ઇત્યાદિ પર જે નિશ્ચિત વ્યાખ્યાનો આપવામાં આવે છે એ જ સ્વયંસેવકોના વિચારનું ખાદ્ય ! તમે અમુક વાંચો

[ જુઓ પાછળ ]

[ પાછળથી ચાલુ ]

એમ તેમને કદી પણ કહેવામાં આવતું નથી, અને કદાચ વાંચનનો પ્રસંગ આવે તો સાવરકર ચરિત્ર મુમુક્ષુ અથવા તો હિંદુધર્મના જૂના ગ્રંથો વાંચવામાં તેમને પ્રવૃત્ત કરવામાં આવે છે. વચન, વિચાર સ્વાતંત્ર્ય અને વ્યક્તિસ્વાતંત્ર્યને શિસ્તના નામથી સંઘમાં અવગણવામાં આવે છે! એકંદર રીતે જોતાં સંઘના સ્વયંસેવકોને આચારમાં જ નહિ પણ વિચારમાં પણ યાંત્રિક સૈનિક બનાવવામાં શિસ્તનો ઉપયોગ કરવામાં આવે છે.

સંઘમાં હું મશાલી છે એમ હું કહું છું તે તેટલા માટે નહિ, કે તેમાં સખતાઇ છે. પણ સંઘમાં શિસ્તને શુદ્ધ ફાસિસ્ટ સ્વરૂપ આપવામાં આવે છે તે માટે છે! અને સખતાઇનો પ્રશ્ન ઉપસ્થિત થતા કહેવું પડે છે કે મારા ઘણા ઓળખીતા સંઘના કાર્યકરો એમ કહે છે કે "અમારી પાસે શસ્ત્રાસ્ત્રો નથી, નહિ તો અમે વિરોધીઓને બરાબર બતાવી આપીએ!"

સંઘના બૌદ્ધિક વર્ગોમાં સમાજવાદ અને લોકશાહીની વ્યવસ્થિત અવગણના થતી મેં સાંભળી છે. સમાજવાદ માટે તો તેમને એટલો બધો તિરસ્કાર છે કે ઘણાખરા સ્વયંસેવકો 'ભાઈ' શબ્દને ગાળ માને છે. વળી સમાજવાદ ઉપર થતી ટીકા તાત્વિક હોય તો ખરેખર આવકારદાયક ગણાય. પણ સમાજવાદના વિરોધીઓએ છેલ્લાં સો વર્ષમાં જે આક્ષેપો કર્યા છે, અને નાઝી તત્ત્વજ્ઞાનીઓએ તેમને વિષે જે કુતર્કો કર્યા છે એ તરફ જ સ્વયંસેવકોનું લક્ષ દોરવામાં આવે છે.

લોકશાહી અને સમાજવાદના વિરોધને પરિણામે સંઘવાદીઓને ફાસિઝમ, હિટલર, મુસોલીની વગેરે તરફ સંપૂર્ણ પક્ષપાત છે. જેમ કોઇ માર્કસવાદી પોતાની ચર્ચામાં રશિયા, લેનિન વગેરેનો વારંવાર ઉલ્લેખ કરે છે તેમ સંઘના સ્વયંસેવકો અને ખાસ કરીને પ્રૌઢ વિચારવંત સ્વયંસેવકો જર્મની, નાઝી અને હિટલરનો ગૌરવપૂર્ણ ઉલ્લેખ કરતા જોવામાં આવે છે. સંઘના કાર્યકરો આ વખતે એક મહત્ત્વની બાબત ભૂલી જાય છે કે આવાં ઉદાહરણો તરફ જેમ જેમ આપણું સન્માન વધતું જાય છે તેમ તેમ આપણે આપણું પોતાનું તત્ત્વજ્ઞાન વિસરતા જઇએ છીએ!

—કે૦ કા૦ જાની

એક લાંબો પત્ર બાપુને લખ્યો હતો. મેં લખ્યું હતું કે આપને સમય નહિ હોય એટલે કોઇ દ્વારા ઉત્તર દેવરાવશો કે જેથી મારી ફરજ આ ઘડીએ શી છે તે હું જાણી શકું. પણ આશ્ચર્યની એ વાત છે કે થોડા જ દિવસમાં બાપુનું લખેલું પોસ્ટકાર્ડ મને મળ્યું. જેમાં મારું કર્તવ્ય તે ઘડીએ શું હતું તે તેમણે સ્પષ્ટ લખી જણાવ્યું હતું.

* * *

બાપુનાં અત્યંત પાસેથી છેલ્લાં દર્શન થયાં રામગંજ મંડી સ્ટેશને. જ્યારે બાપુ લેડી વેવલના આમંત્રણને માન દઇને વાટાઘાટો માટે સિમલા જઈ રહ્યા હતા. ઇન્ટેરિમ કેબીનેટ બનાવવા માટે વાટાઘાટો કરવા કોંગ્રેસ અને મુસ્લિમ લીગને આમંત્રણ આપવામાં આવ્યું હતું. તેથી બાપુ સિમલા જઈ રહ્યા હતા.

ફ્રન્ટીઅર મેઇલ રામગંજ મંડી થોભતો નહિ; પણ સવારમાં જ ખબર પડી કે મેઇલ ઉભો રહેશે. રામગંજના ગૂજરાતી તથા મારવાડી વેપારીઓએ નક્કી કર્યું કે હરિજન ફાળા માટે બાપુને એક થેલી ભેટ આપવી. શ્રી. ચુનીભાઈ તથા હીરાભાઇના પ્રયાસે અર્ધા કલાકમાં જ ૧૦૦૧ની થેલી તૈયાર થઈ. મેં ઘેર જઈ માને કહ્યુંઃ

'મા! બાપુ મેઈલથી સીમલા જાય છે. ગાડી સ્ટેશને ઉભી રહેશે.'

'મને લઇ જઇશ? દર્શન કરાવીશ?' મા બોલી.

'જરૂર, પણ દર્શન ભીડમાં થઇ શકશે કે નહિ તે કેમ કહેવાય? વળી બાપુની તબિયત...'

'કંઈ નહીં, મને લઇ તો જા.'

'વારુ'

મેઇલ ૧૦ વાગે આવવાનો હતો. ૯–૩૦ વાગે માને લઇ અમે સ્ટેશને આવ્યા. મેં કહ્યું કે લોકોએ શિસ્તથી ઉભા રહેવું. એક કોર્ડન પણ બનાવવામાં આવી.

ગાડી આવીને ઉભી રહી અમે ઉભા હતા ત્યાંથી સ્હેજ દૂર ડબ્બો અટકયો લોકો ગાંડા બન્યા ને કોર્ડન તોડીને દોડયા. દરમ્યાનમાં શ્રી. બી. જી. ખેર લોકોને હાથ જોડી કહી રહ્યા હતા; "શાંતિ જાળવો. ધક્કામુક્કી ન કરો."

ચુનીભાઈ તથા હીરાભાઇએ શ્રી. ખેરને બાપુના હરિજન ફાળા માટે થેલી સમર્પી હતી.

'મને દર્શન નહીં કરાવે?' મા બોલી.

'શું કરું મા? આ ભીડમાંથી કેમ હવે આગળ લઇ જાઉં!'

માની આંખમાં પાણી હતાં મેં કહ્યુંઃ 'ઈશ્વરની ઇચ્છા હશે તેમ થશે.'

ત્યાં હીરાભાઇ દેખાણા. તેમનો હાથ પકડી મા બોલી,

'મને દર્શન નહીં કરાવો ?'

એકાએક હીરાભાઈ માને ઉંચકી લોકોની મેદિની ચીરતા ડબ્બા પાસે આવી બેસ્યા, 'દર્શન કરવાં છે।'

શ્રી. ખેરે એ અવાજ ઓળખ્યો, મેં કહ્યું, 'માને દર્શન કરવાં છે, શક્ય હોય તો.'

તરત જ શ્રી. ખેરે બારણું ખોલ્યું ને મા ડબ્બામાં હતી.

ધ્રૂજતી ધ્રૂજતી મા ઉભી હતી. આંખે બરોબર દેખાય નહીં એટલે ખેર માને ઠેઠ બાપુ પાસે લઇ ગયા. હું પાસે જ, પ્લેટફાર્મ ઉપર ઉભો હતો. આજેય યાદ આવે છે બાપુના મુખ ઉપરનું તે સ્મિત અને હાથ જોડવાની ક્રિયા. શરીર કુંદનની જેમ ચમકતું હતું: અત્યંત દેદીપ્યમાન ચહેરો હતો.

માએ હાથ જોડયા ને આંખમાં હતાં પાણી. 'પ્રયાણ' જે મેં પૂ. કસ્તૂરબાને સમર્પિત કર્યું હતું માના હાથમાં હતું; અને તે તેણે બાપુને આપ્યું. બાપુએ પૂ. કસ્તુરબાનો ફોટો જોયો અને પછી પુસ્તક એક સાથીને આપ્યું.

અમે સૌએ હાથ જોડયા, માં પાછી ફરી, માને નીચે ઉતારી ને ટ્રેને સીસોટી વગાડી અને ગાડી ચાલવા લાગી.

ટોળું વિખરાયું. પણ એક નાની બાળા ડૂસકે ડૂસકે રડતી ઉભી હતી.

"કેમ રડે છે ઉષા ?" મેં પુછ્યું.

તેનાં ડૂસકાં માતાં નહોતાં, તે રડતી રડતી ડૂસકાં ખાતી ખાતી બોલી:

"મેં-મેં-મે દર્શન ન કર્યાં...હું હું દર્શન ન કરી શકી."

તે ડૂસકાંએ જાણે મને પણ રડાવ્યો.

મને થયું દરેકના દિલમાં બાપુ માટે કેટલો સ્નેહ છે?

અને આજે હૈયું સૂનું છે. જગત આખાને બાપુના નિધનનો કેટલો જબરદસ્ત ધક્કો લાગ્યો છે?

કલ્પનામાંએ નથી આવતું કે એક હિન્દી, એક હિન્દુ આવું અઘોર કૃત્ય આચરી શકે. આ વિચિત્ર કૃત્ય કરતાં ગોડસેનો જીવ કેમ ચાલ્યો હશે? અને કૃત્ય કર્યા પછી તેને શું શું થયું હશે? પશ્ચાત્તાપના અગ્નિથી તે સળગી ઉઠ્યો નહીં હોય? જે લોકોના હાથ આ કાવતરા પાછળ છે, શું તેમના હૃદયોમાં રામ સુઇ ગયો હશે? શું તેમના ઉપર એવું જબરદસ્ત આવરણ આવી ગયું હશે? તેમને તેમના કૃત્યના પ્રત્યાઘાતોનું યે ભાન નહીં રહ્યું હોય? મને તો લાગે છે કે ગીતાએ કહ્યું છે તેમ:—

> लोभात्प्रभवति क्रोधः लोभात्कामः प्रजायते ।
> लोभान्मोहश्च पापश्च लोभः पापस्य कारणम् ॥

પ્રભુ બાપુના આત્માને શાન્તિ અર્પે અને તે આપણને સત્પથ ઉપર દોરે અને જે માનવીઓએ આ અઘોર કૃત્ય કર્યું છે તેમના આત્મા ઉપર છવાયેલાં વાદળો દૂર થાય !

## પયગંબર બાપુ પૂર્વાર્ધ કેરો



ઘવાયાં દિલ દીનોનાં ધારાઓ રક્તની વહી,
ડૂબાડ્યાં રક્ત સાગરમાં વિશ્વનાં માનવો મહી.

જગાડ્યાં માનવોને તો ઘોર શબ્દ કરાલથી,
કંપાવ્યાં કાલ રાત્રિમાં હિંસાની શસ્ત્ર પાંખથી.

નિશા છવાઈ જાય કાલિમાએ,
ચિત્કાર શબ્દો વધી ગર્જનાઓ,
પૂકાર થાયે જગ માનવોના
ધાએ નહિં બેલી કો' તેમના ના.

ને ક્રૂર હિંસા જગ રાચવાને,
સામ્રાજ્ય તેનું જગમાં સ્થપાવા.
આ હિંદ માતા વળી ક્રૂર પારો,
ઘેરી વળાએલ જતાં કિનારો.

હતા જ્યારે નિંદરુંમાં હિંદના સર્વ માનવો,
સુકાની તું બન્યો સાચો માતની મુક્તિ વાચતો.

ધર્યો છે ભેખ તેં યોગી દીનોની દુર્દશા લહી,
ત્યજી હો રાગ ને દ્વેષ કષ્ટોમાં કાયને ગળી.

કહું યોગી તપસ્વી કે યોગેન્દ્ર કાલ યુગનો
નીકળીયો પાદ દંડાએ જેવા માનવ ભોમનો.

ધરી શ્રદ્ધા અડગ પ્રેમે ઝરણું એ વિશ્વ પ્રેમનું,
તમન્ના તેજની દીપે વિશ્વ કલ્યાણ કેન્દ્રનું.

ખરે યોગી અરે બાપુ આવ્યો તું જગકારણે,
ઈશુ ને બૌદ્ધનો તું તો ફિરસ્તો કાલ ઉબરે.

આવ્યો બની હિંદનો સુત મોઝી,
મોંઘા મૂલા પુત્રનો પ્રાણ એલી.
તું દેશ દુઃખી જનનો વિસામો,
પયગંબર બાપુ પૂર્વાર્ધ કેરો.

—સોમચંદ્ર વિનીત

## હત્યારાનું કાવતરું

સ્વ૦ પૂ૦ મહાત્મા ગાંધીજીનું ખૂન કરનાર મહારાષ્ટ્રી યુવાન પત્રકાર નાથુરામ ગોડસે અને તેના સાગરીતો સંબંધી જુદી જુદી વિચિત્ર વાતો હવામાં તર્યા કરે છે. એક પૂર્વયોજિત વ્યવસ્થિત કાવતરું આ હત્યાના દુષ્ટ કાર્ય પાછળ હતું એ તો હવે સ્પષ્ટ થતું આવે છે.

એમ કહેવાય છે કે ગોડસે અને એના મળતિયા પંદરેક હિંદુઓએ આજથી છએક મહિના પહેલાં સુન્નત કરાવેલી અને ગોડસેએ તો પોતાના હાથ ઉપર 'અબ્દુલ્લા' એવું નામ ત્રોફાવેલું. આમ કરવાનું કારણ સ્વાભાવિક



જેણે પાપી કૃત્ય 'કર્યું'

રીતે જ એમ કલ્પી શકાય કે ગાંધીજીનું ખૂન મુસ્લિમે કર્યું છે એવું આથી નક્કી થાય એટલે મુસ્લિમોને સાફ કરવાની મુરાદ બર આવે.

મહાત્માજીનું ખૂન થયા પછી ગોડસેને જ્યાં પૂરવામાં આવ્યો હતો તે જેલની મુલાકાતે (ખૂન થયા પછી તરત) જવાહર અને સરદાર પટેલ ગયેલા એવા ખબર મળ્યા છે. તેમને ગોડસે વિષે કશી ખબર ન હતી. આ પાપી કૃત્ય કરનાર કોણ હશે? હિંદુ કે મુસ્લીમ? તેમની કલ્પના જ થંભી ગઇ હશે. બરાબર તે જ વખતે એમ જણાય છે કે મધ્યસ્થ સરકારના

[ જુઓ સામેનું પાનું ]

# અવતારી પુરુષ

લેખક : ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડયા, આગ્રા

સાંજે છ વાગ્યે રેડિઓ ઉપર જે સમાચાર આવે છે તે સાંભળવા હું ઘણુંખરું રોજ પ્રયત્ન કરું છું ૩૦મી જાન્યુઆરી શુક્રવારની સાંજે તે જ વેળાએ એક જુવાન સ્નેહી ઘણે વર્ષે આગ્રા આવી મળવા આવ્યા હતા તેમને મળવા ગયો ને સમાચાર ચૂક્યો. થોડી જ વારમાં પંડિત ગોપીનાથ મિશ્ર (મારા ઘરના માલેક ને વિદ્યાર્થીવયમાં મારી પાસે ભણેલ તે) એકાએક આવીને કહેવા લગ્યા 'ડાકટર સાહબ, ગાંધીજીકો ગોલી લગી–મર ગયે.' ન મનાય એવી વાતનો હું સ્વીકાર કરતો નથી તે જોઇને એમણે ઉમેર્યું કે રેડિઓ ઉપર ખબર આવ્યા છે તે સાંભળી હું ધડકતી છાતીએ રેડિઓ પાસે દોડ્યો. રેડિઓ ચાલુ કર્યો પણ કાંઇ સમાચાર જ નીકળ્યા નહિ. સમાચાર પૂરા થયા હોય તો પછીનો ક્રમ તો હોય ને? તે પણ ન મળ્યા. થોડી વાટ જોતાં એકદમ એ જ સમાચારનાં બે ત્રણ વાક્યો નીકળ્યાં: પાછો રેડિઓ ચૂપ થયો. વળી બે મિનીટે પાછા એ જ સમાચાર. એમ થોડી વાર ચાલ્યા પછી, પંડિત જવાહીરલાલ કાંઇક કહેવાના છે એમ ખબર આવ્યા, ને પછી પંડિતજીએ થોડાં મર્મભેદી વાક્યોમાં ખબર કહી. આ દારુણ સમાચાર, સર રાધાકૃષ્ણનના શબ્દોમાં "કદિ માની શકાય નહિ, કદિ કલ્પી શકાય નહિ એવા." દર્દભર્યા સમાચાર વારંવાર નીકળ્યા. અને તે પછીથી આજ લગી રેડિઓ જાણે ગાંધીભક્ત બની ગયો હોય એમ એણે ગાંધીજીના ખબરો છોડવા માંડ્યા. ગાંધીજીને અપાતી અંજલિઓ એમાંથી નીકળવા લાગી. ગાંધીજીને પ્રિય એવાં સુંદર ભજનો એમાં સંભળાવા લાગ્યાં, અને અમે પણ રેડિઓના ભક્ત બન્યા હોઇએ તેમ, રેડિઓના શ્રવણનું પારાયણ માંડ્યું.

તા. ૩૧ મીને શનિવારે એ અવિસ્મરણીય દિવસે–મહાત્માજીના અગ્નિસંસ્કારને દિવસે લાખ્ખો માણસોની પેઠે અમે ઉપવાસ ને રેડિઓની આખો દિવસ ઉપાસના કરી. દિલ્હીમાં તે દિવસે કેવા અપૂર્વ બનાવ બન્યા! શી મહાભારત મેદની હશે! લાખ્ખો માણસોની અશ્રુપૂર્ણ હાજરીમાં ગાંધીજીના દેહના બિરલા હાઉસથી જમનાતીર લગીના પ્રયાણના ભવ્ય દૃશ્યને અમારી આંખોથી જોઇ શકવા અશક્ત એવાં અમે રેડિઓથી આવતા "આંખો દેખા હાલ" સંભળતે સાંભળતે જાણે મનથી મેદનીની સાથે ચાલી દિલ્હીની જમુનાતીરની સ્મશાનભૂમિની ઉપર પણ પહોંચ્યા અને એ અદ્‌ભુત પણ હવે નિશ્ચેતન એવા દેહના અગ્નિસંસ્કારનો પણ સાક્ષાત્કાર કર્યો.

[ સામેના પાનાથી ચાલુ

એક પ્રધાન શ્રી. ગાડગીલ જે પૂના તરફ હતા તે દિલ્હી આવી પહોંચેલા અને ગાંધીજીની હત્યાના ખબર મળતાં સીધા બીરલા હાઉસ તરફ ગયેલા અને ત્યાંથી સીધા આ ખૂનીને જોવા જેલ તરફ આવેલા. એ વખતે સરદાર ને જવાહર ગોડસેને પૂછપરછ કરી રહ્યા હતા. આવતાં વેંત ગાડગીલ આભા બની ગયા અને ખૂબ ઉશ્કેરાઇ ગયા......"ગોડસે ! તું ! ...ગોડસે...!!!" સાદ ફાટી જાય એટલા જોરથી એ બોલી ઉઠયા.

ત્યારે જ ખાત્રી થઇ કે આ હત્યારો મુસ્લિમ નથી. પછી તો પોલીસે મનાવવાના ખૂબ પ્રયાસ કર્યાં અને માન્યો પણ ખરો. આખા કાવતરા પર ધીમે ધીમે પ્રકાશ પડતો જાય છે. અદાલત સમક્ષ એને ઊભો કરવામાં આવતાં ઘણી ચોંકાવનારી વાતો બહાર આવશે એમાં શંકા નથી.

## પૂ૦ બાપુને

વિશ્વ સકળનો ખર્યો સિતારો. આ ભારત ભૂમિનો,
અમ ઉર ઉરની આઝાદીનો હૈયાંના હૈયાનો,
પ્યારો સ્વતંત્રતાનો એ,
સૂનાં હિંદુસ્તાનો એ.

પ્રેમ અમીરસની સરિતાએ સીંચ્યાં અમ ઉધાનો,
ને અહિંસાનાં પુષ્પ ખીલાવી ભારતને ગુંજાવ્યો,
સીંચન આજ સૂકાયાં એ,
અધૂરાં ગૂંજન ગૂંજે એ.

હૈયાં રડતાં રડી શકે નહિં નયને ખડી દીવાલ,
પાછળ આગળ સપળે ભીતિ વ્યાપે ભય ચિત્કારો
સાચી હિંમત એ બાપુ,
મળશે ક્યાંથી એ બાપુ ?

હિંમતના મરદાનો સૌએ લાડિલા લડવૈયા,
ભારતની આઝાદી કેરા સુકાન સા આશાના,
રડતાં એક રડે બાપુ,
ધીરજ ખૂટી છે બાપુ!

ઘોર છવાયું છે અંધારું દીપક દિવ્ય બુઝાયો,
પગલે પગલે ભય કંપારી થથરે અમ કાયાઓ,
આશા અધવચમાં ખૂટી,
મુક્તિ નાવ ગઈ ડૂબી–

પળપળ વીતે યુગયુગ જેવી નહિં આશા નહિ સાથી,
ભડકે બળતો એ દાવાનળ કપરી એક કસોટી,
તારી ખોટ પડી બાપુ,
સૂના ભારતને બાપુ!

ગરીબનો સાચો તું સાથી-દુઃખીઆનો વિસામો,
પરાધીન ભારત માતાનો પુત્ર અનુપમ પ્યારો,
આજે ધરતીમાં પોઢયો
રડતાં હૈયાંને રૂવો !

—સોમચંદ્ર વિનીત

પછી તો રેડિઓ પોતાનો નિત્યક્રમ છોડીને સરકારની પેઠે, હિંદી જનતાની પેઠે, તેર દિવસના શોકમાં ડૂબ્યો. પણ મૌનને બદલે, એણે ગાંધીકથા માંડી, એના ઇતિહાસમાં અપૂર્વ કહીએ એવી ભક્તિથી એણે વિધવિધ શ્રદ્ધાંજલિઓ પ્રકટ કરી. તેમાં જવાહીરલાલની, કનૈયાલાલ મુનશીની, ગગનભાઈ મહેતાની બહુ જ સરસ લાગી. શ્રીમતી સરોજિની નાયડુની અંજલિ એમને જ સુલભ એવા ભવ્ય વક્તૃત્વથી તેમજ એ જ આપી શકે તેવા પ્રભાવશાલી સંદેશથી અંકિત હતી. વલ્લભભાઈની ગંભીર દર્દભરી વ્યાવહારિક હતી અને રાજકુમારી અમૃતકોરની તથા સુશીલા નાયરની અનન્ય કોમળ કરુણા નીતરતી એવી હૃદયભેદક હતી કે સાંભળનાર પોતાનાં આંસુઓ રોકી શકે જ નહિ.

આજ બપોરથી છેલ્લા સંસ્કારની ચિત્રકથા જાણે શરૂ થઇ. પુરાણપ્રસિદ્ધ પ્રયાગના ત્રિવેણી સંગમમાં બાપુનાં ફૂલનું વિસર્જન થયું–ત્રીસ ચાળીસ લાખ આદમીઓ ભેગા થયા હશે–કોઈ નૌકાઓમાં, ઘણાં છાતી લગી–ગળાલગીના જળમાં, સૌથી વધુ લાખ્ખો ગંગાજમનાના કિનારાઓ ઉપર, ને અમારા જેવાં હજારો–લાખ્ખો માણસો રેડિઓ પાસે બેઠેલ હશે: તે સર્વની સમક્ષ ગાંધીજીના પુત્રોએ પિતાનાં અસ્થિનું વિસર્જન કર્યું. કેવળ પ્રયાગમાં જ નહિ, પણ હિન્દના પ્રાન્તે પ્રાન્તના પવિત્ર સ્થળોએ પણ આ છેલ્લી વિધિ થઈ.

"બાપુજીની અન્તિમ યાત્રા પૂર્ણ થઈ. હિમાલય ને બ્રહ્મપુત્રાથી છેક કન્યા–કુમારી લગી બાપુએ ભ્રમણ કર્યું. એ જેટલું હિન્દમાં ભમ્યા છે તેટલું બીજું કોઇ ભમ્યું નથી. અને તે શોખને ખાતર કે દેશદર્શનને ખાતર ન હતું: બાપુ તો હિન્દની જનતાને જોવા તથા ઓળખવા, એનાં દુઃખ સાંભળવા તથા સમજવા અને એનાં આંસુ લ્હોવા ગયેલ." આમ કરીને પંડિત નેહરૂએ, બાપુના વારસ જવાહરલાલે, એક ન્હાનું પ્રવચન શરૂ કર્યું.

હિન્દની બહારથી, લંકાથી, ઇંગ્લન્ડ–અમેરિકા–આફ્રિકાની હિન્દી જનતા તરફથી પણ બાપુજીનાં "ફુલ" માટે માગણીઓ આવી છે.

આમ મહાત્માજીના દેહવિસર્જનના છેલ્લા સંસ્કારો પૂરા થયા. એ આખી વિધિઓ લાખ્ખો માણસોએ આંસુભરી આંખોએ નિહાળી. હિન્દમાં કેટલાય મોટા માણસો થઈ ગયા: ચક્રવર્તી રાજાઓ, ભક્તો–સન્તો, કવિઓ, ઋષિમુનિઓ થઈ ગયા, પણ આવી મ્હોટી અંજલિ અપાતી ઇતિહાસથી કે ક્યાંથી ય આપણે જાણી નથી.

હિન્દની બહારથી પણ, ન્હાનાં મ્હોટાં રાજ્યોના રાજાઓ–પ્રમુખો–અમાત્યો તથા અન્ય અધિકારીઓની તરફથી તો જાણે

અંજલિઓની અખૂટ વર્ષા વરસી રહી છે, પણ એક તરફથી બહુ જ ભાવભીનો ને પ્રેરણા આપનાર સંદેશ છે; એમની સમાન બીજાઓ, જગતના પ્રથમ કોટિના વિચારકો તથા લેખકોની પ્રસાદી હજી તો બાકી છે.

ગાંધીજીની સમાન એવો બીજો માનવી, આજે હિન્દમાં તો શું પણ જગતભરમાં નજરે પડતો નથી, જેને લગભગ આખા જગતે આવી ને આટલી અંજલિઓ સમર્પી હોય. એ વિદેશોની સર્વ અંજલિઓમાં પ્રધાન સૂર શોકનો ને હિન્દની ખોટ માટે સમભાવનો હતો, તેની સાથે જ બીજો સૂર એ સ્વીકારનો હતો કે ગાંધીજી તો વિશ્વપુરુષ છે, એમનું કાર્ય ને એમના વિચારો હિન્દની બહાર નીકળી આખી માનવતાને સ્પર્શે છે: એમના જેવો સંદેશ બીજાએ હજી આપેલ નથી. ત્રીજો સૂર એ હતો કે ઘણા મહાપુરુષો (સોક્રેટીસ, ક્રાઇસ્ટ, પ્રેસિડેન્ટ લિન્કન જેવા) જીવનમાં મ્હોટા હતા જ પણ મૃત્યુ પછી વધુ મ્હોટા થયા છે, ને પાછળની દુનિયાએ એમને અમરતા આપી છે: તેમ ગાંધીજીનું પણ થશે. એમનો પ્રભાવ ને એમની અસર, અને એમનો યશ આ અવસાનની પછી ખૂબ વધ્યાં કરશે. પણ તે બધું-આ ચોથો ને આપણે માટે સૌથી મહત્ત્વની પ્રેરણા આપનાર સૂર હતો-તે બધું હિન્દીઓના હાથમાં છે. મહાત્માજીએ હિન્દને નિઃશસ્ત્ર યુદ્ધથી આઝાદી અપાવી. તે પછીનું બધું કામ પૂરું કરવાનું હવેની પ્રજાના હાથમાં ને બાકી રહેલ નેતાઓના હાથમાં છે.

ધીમે ધીમે, વર્ષો પછી-દાયકાઓ પછી-સૈકાઓની અંદર ઇતિહાસ આનો મર્મ શોધશે અને ઉલ્લેખશે. દરમ્યાન હાલ તરતમાં એટલું જ કહીએ કે ગાંધીજી એ ખરા મહાત્મા હતા: લાખ્ખો માણસોના જીવનને બદલાવનાર તથા માનવજીવનના ખૂણેખૂણાને અજવાળનાર એ અપૂર્વ વ્યક્તિ હતા. વિશ્વશાન્તિ ને આઝાદીના એક પયગમ્બર હતા. નરસિંહ મહેતાએ આલેખેલ "વૈષ્ણવજન"નું ચિત્ર-ભજન એમનું પ્રિય ભજન હતું, તો આપણે એમ પણ કહીએ કે એવા વૈષ્ણવજનની સાક્ષાત્ મૂર્તિ તે પોતે જ હતા. તે યુગ પુરુષ હતા, યુગદૃષ્ટા હતા ને યુગસૃષ્ટા પણ હતા. ભગવાન સર્વત્ર છે-સર્વ જનોની અંદર છે, "हृद्देशेऽर्जुनतिष्ठति" તેમ હોય તો તેઓ ભગવાનના વીસમી સદીના એક પરમ અવતાર હતા. પ્રસિદ્ધ વિજ્ઞાની આઇન્સ્ટાઇને લખ્યું છે કે "Generations to come, it may be, will scarce believe that such a one as this ever in flesh and blood walked up on this earth." "આવો માનવી પૃથ્વીની ઉપર થઇ ગયો તે આવતી પ્રજાઓ ભાગ્યે જ માને એમ પણ બને."



બાપુ ને બાદશાહખાન
અહિંસાના ઉપાસકો

## બાપુ નહીં ભુલાશે

●

દિન ખૂનનો કદી ના બાપુ તણો ભુલાશે,
જલ્લાદના જુલમની કથની નહીં ભુલાશે.

આલમ તણા બગીચે ગુલ મ્હેકતું હતું એ,
તોડી દીધું અકાલે, એ પાપ ના ભુલાશે.

ઘનઘોર અંધકારે દીપક ઝગી રહ્યો'તો,
ના એ બુઝાવનારી શયતાનિયત ભુલાશે.

બાંધવ પશુ થકીયે હીણો બનેલ પ્રાણી-
આકાશનાં, ધરાનાં અશ્રુ નહીં ભુલાશે.

સાગર, પહાડ, સરિતા, તરુ-ડાળ-ડાળ કેરાં,
વન-વનનાં પંખી કેરાં ક્રંદન નહીં ભુલાશે.

ઝરણાં દીધાં સુકાવી જે વિશ્વપ્રેમ કેરાં,
ને રહી ગઇ અધૂરી અરમાન ના ભુલાશે.

હૈયે ધરી અહિંસા, લઇ શસ્ત્ર સત્ય કેરું,
સંહારવી'તી એને પાશવલીલા સદાયે.

ભારતની સંસ્કૃતિનાં દુનિયામાં તેજ વેરી,
નિર્મૂળ બનાવવી'તી હિંસાની કાલિમાને.

પત્થરમાં પ્રાણ પૂરી બંધુત્વ પ્રેરવું'તું,
હાચ-નીચ-ભેદ-હીણું રચવું'તું રામ રાજ્યે.

ઊણી જવી પડી ત્યાં મઝધાર દેશનૌકા,
કેવું હશે હૃદયમાં કલ્પાંત ઘોર ત્યારે!

એ સુસ્મહાસ્ય ક્યાં છે! એ પ્રેમવાણી ક્યાં છે!
બાપુ વિના અરે રે, સૂમસામ વિશ્વ ભાસે.

રો, રો, જગત ભલેને! દિનરાત રો રડે ને!
યુગ યુગ વીતેય બાપુ, બાપુ નહીં જ લાધે.

હિંસાનલે બલિ થઈ; કીધી અમર અહિંસા,
મરતાં સુધી વિસાર્યું માનવ્ય ના જરાયે.

મોંઘા સપૂત ખોતાં વલવલતી ભારતી રે,
અવતાર ઇશ્વરી એ બાપુ નહીં ભુલાશે.

—છોટુભાઈ મૂ૦ પટેલ

# ગાંધીજી અને ગુજરાતી કવિતા

શ્રી. હસિત બૂચ એમ. એ.

માનવજાતિના ઇતિહાસને ઉજ્જવલ કરનારો એક દીપક આપણામાંના એકની ઝાપટે બુઝાઈ ગયાને દિવસો જતા જાય છે, છતાં વેદના વાણીમાં ઊતારી શકાતી નથી. ઘડીભર તો મન પૂછે છે, "હવે બાકી રહ્યું છે શું?" જીવનભર સાત્વિક પરાક્રમ દ્વારા માનવતાને સમૃદ્ધ કરી રહેનાર ગાંધી આપણા વાતાવરણનો અમર આત્મા છે, આપણા ભાવિનો અચલ તારક છે એ તો એમના મારનારે જ દેખાડ્યું. મહાત્માનું મૃત્યુ માનવજાતિને સંસ્કૃતિના એક વધુ ઊંચા સોપાને દોરી જશે એ શ્રદ્ધા જગતને હૈયે આજે તો છે જ. એ શ્રદ્ધાનું એક બીજ આ લેખમાં મૂકવાનો પ્રયાસ છે.

*

ઉત્તમ કલાનું નિર્માણ કરનારાં બળો બે: ક્ષોભ અને પ્રસન્નતા. જીવનમાં જ્યારે આ બન્ને બળો પરાકાષ્ટાએ પહોંચે છે ત્યારે કલાનો અવતાર પણ ભવ્ય જ નીવડે છે. મહાજીવન મહાન કલાનું પુરોગામી હોય એ કથનની જ આ એક સ્પષ્ટતા છે. આ બન્ને બળોની વ્યાપકતા વ્યક્તિ પૂરતી જ હોય અથવા વ્યક્તિ કે સમૂહદ્વારા સકલસ્પર્શી પણ હોય; સ્વાભાવિક છે કે પ્રથમ સ્વરૂપની કલા કરતાં બીજા સ્વરૂપની કલા વધુ ચિરંજીવી રહેવાની. પરન્તુ આવું ભવ્ય આવું ઉન્નત આવું સમૃદ્ધ મહાજીવન જીવવાનું કે જોવાનું પણ કેટલું બધું દુષ્પ્રાપ્ય-વિરલ છે?

ભારતીય ઈતિહાસનું તે સાથે ગુજરાતની કથાનું પણ આવું વિરલ સૌભાગ્ય ગાંધીજી દ્વારા જગતે નિરખ્યું. જીવન અને મૃત્યુ દ્વારા પણ જગતની પ્રગતિમાં મહાન નિમિત્ત થનાર વીરને જન્મ આપનારી ભૂમિનાં સંતાનોને એવા ગૌરવનો અધિકાર છે. એ ગૌરવ ટકે ત્યાં લગી જ્યાં લગી એ વિશાલ અને ઉદાર રહે. જગતે જોયું છે અને તવારીખનાં પાનાં થાક્યા વિના ઉચ્ચારવાનાં છે કે 'ભારતના એક ભાગ ગુજરાતની વાડીમાં સાગરતટે અવતરેલો સંત-મોહનદાસ કરમચંદ ગાંધી રૂપે જન્મી મહાત્મા ગાંધી રૂપે જીવી, જીવનના અંતિમ શ્વાસ સુધી પ્રભુના દૂત તરીકે માનવતાને મ્હોરાવવા મથ્યો, ભારતને મુક્ત કરતાં કરતાં એણે જગત આખાને કલ્યાણની કેડી દાખવી, હસતે મુખે એણે પાશવતાને દૂર કરવા કહ્યું. પ્રસન્ન રહી એણે વિષ-કંટક સહ્યાં, ક્ષમાભરી વીરતા વડે એણે બધાને ઊંચે માર્ગે દોર્યા, નિર્મલ સેવાભાવથી એણે જગતના ઘાને રુઝવ્યા, એને ન સમજનારની

## અવધૂત ચાલ્યો !

અવધૂત ચાલ્યો !
અહિંસા તણો પાવક દૂત ચાલ્યો !
અવધૂત ચાલ્યો !

અસત્ય, હિંસા, ભય, અંધકારે
વીંટાયલી ભોમ હતી, દલિત ને
પીડિતના આર્ત્ત કરુણ ક્રંદને
ભરી હતી દિશ દિશાંત જ્યારે—

હસ્તે ઝાલી સત્યની દિવ્ય જ્યોતિ,
હિંસા વિદારી, ભયને નિવારી,
ચાંપી હૈયાં સાથ હૈયાં, ચખોનાં
લોહ્યાં આંસું હૂંફ આપી દુઃખીને !

પ્રતાપનો અમૃત કૂપ ચાલ્યો !
અવધૂત ચાલ્યો !

બંધૂક ને તોપ અસંખ્ય કે શસ્ત્રો તણી ઘાતક શક્તિ કેરો
કરી પ્રતિકાર-નિઃશસ્ત્ર, આત્મની
સામે ધરી વજ્જર ઢાલ, પાપીને

આપી ક્ષમા, પાપ સમૂળ છેદી
ઝંઝા પ્રવાતે અચ્યુત ચાલ્યો !
અવધૂત ચાલ્યો !

ત્યાં શબ્દ કેવો ? હતી બદ્ધ જિહ્વા,
વીંટાઈને અંગ પડેલ શૃંખલા;
કલ્લોલવા મુક્ત હવા હતી નહિ,
સુભારતી ક્ષીણ તનુ થતી રહી.

મૈયા ! તને દઈ નભ ઊડવાને,
કલ્લોલથી મંજુલ ગૂંજવાને,
સુઐક્ય, સત્પ્રેમ, સુબંધુતાભર્યું
તરું નભોમંડળ રાખવાને—

થઈને બલિ માત ! સુપુત ચાલ્યો !
વિશ્વપ્રેમી ! અવધૂત ચાલ્યો !

'શશિન્' ઓઝા.

# મહાત્માજી અને સ્ત્રીઓ

લેખિકા : શ્રી. સરોજિની મહેતા એમ. એ.

મહાત્માજી પોતાના અનેકવિધ જીવનકાર્યોનો ઋણભાર આપણા દેશ ઉપર મૂકી ગયા છે. એમાં સ્ત્રીઓના ઉદ્ધારનું કાર્ય નાનું સૂનું નથી. ગઈ સદીના સમાજ–સુધારકોના અથાગ પ્રયત્ન છતાં સ્ત્રીઓની પ્રગતિ ધીમી હતી. મહાત્માજીએ તેમને ઘરની દીવાલોમાંથી બહાર આણી. રાષ્ટ્ર–સેવા સ્ત્રીઓના ફાળા વિના અધૂરી જ રહે એ સત્ય એમણે સૌના હૃદયમાં ઠસાવ્યું. વિરોધી વ્યક્તિને પ્રેમથી સમજાવવાની સ્ત્રીઓની શક્તિને એમણે પૂરેપૂરી પીછાણી હતી. અને તેથી જ એમણે સ્ત્રીઓને દુકાનો ઉપર પિકેટીંગનું કામ સોંપ્યું હતું. દારૂની દુકાનો ઉપર પિકેટીંગ કરનાર સ્ત્રીઓની આબરૂ જોખમાશે એમ ઘણાએ ઉહાપોહ મચાવેલો. પણ મહાત્માજીને સ્ત્રીઓના આત્મબળમાં શ્રદ્ધા હતી અને તે સાચી પડી. આમ સ્ત્રીઓએ આત્મવિશ્વાસ કેળવ્યો.

એ આત્મવિશ્વાસને બળે સ્ત્રીઓ આગળ વધી. સરઘસોમાં રહી લાઠીમાર ખાવામાં કે જેલમાં જવામાં મહાત્માજીએ સ્ત્રીપુરુષના ભેદ પાડયા નહોતા. સ્ત્રીઓની મૃદુતાની રક્ષા કરવાને બહાને એમણે એની નિર્બળતાને ઉત્તેજન આપ્યું નહિ. સ્ત્રી અબળા નહિ પણ પ્રચંડ શક્તિ છે એનું ભાન એમણે હિંદને કરાવ્યું.

મહાત્માજીના આશ્રમમાં, વિદ્યાપીઠમાં અને સત્યાગ્રહની છાવણીઓમાં સ્ત્રી–પુરુષોએ સાથે જ કામ કરવાનું હતું. કૃત્રિમ મર્યાદાની ભાવના સ્થાપી સ્ત્રીપુરુષ બન્નેના મનમાં અનુચિત કુતૂહલ વૃત્તિ જગવવાનું એમને યોગ્ય નહોતું લાગ્યું. પરિણામે આજે અનેક સંસ્થાઓમાં સ્ત્રીપુરુષો સહકારથી કામ કરે છે.

મહાત્માજીને આધુનિક યુનિવર્સિટીના શિક્ષણ સામે ઘણો એક વિરોધ હતો. પણ સ્ત્રીપુરુષ બન્નેને માટે તે તેમણે અયોગ્ય માન્યું હતું. માત્ર સ્ત્રીઓ જ અભણ રહી જાય એવી એમની ઈચ્છા નહોતી. વળી નવું શિક્ષણ લીધેલી સ્ત્રીઓ માટે એમને જરાએ તિરસ્કાર નહોતો ઉલટું એમનામાં રહેલી શક્તિઓને પોતે વિવિધ સેવાકાર્યો માટે પૂરેપૂરી ઉપયોગમાં લીધી હતી.

દેશના ભાગલાને પરિણામે ઉત્પન્ન થયેલી કફોડી સ્થિતિથી હજારો સ્ત્રીઓને જે પારાવાર દુઃખ પડયાં છે તેથી મહાત્માજીનું હૃદય ઘવાઈ ગયું હતું. પોતાની બહેનો દીકરીઓને જ એ દુઃખ પડયાં એમ એમને અંતરથી લાગતું. અને એ સ્ત્રીઓને બચાવી લેવા દેશના સત્તાધારીઓએ શકય એટલું બધું જ કરવાની પ્રથમ ફરજ તેમને લાગતી હતી. એ સ્ત્રીઓ પતિતા ગણાય તે સામે એમણે જેહાદ જગાવી હતી. અને તેમને સમાજમાં પ્રેમથી અપનાવી લેવા માટે તેમણે સતત આગ્રહ રાખ્યો હતો. એમના અવસાનથી અપહરણ થયેલી સ્ત્રીઓએ સાચો પિતા ગુમાવ્યો છે.

સંસારના તાપથી પીડાયલી અનેક સ્ત્રીઓ મહાત્માજીને પોતાના અંગત સ્નેહી ગણી દુઃખમાં સહાયતા માગતી. તેમના સમયની પળેપળ કિંમતી હોવા છતાં એ દરેક દુઃખી સ્ત્રીને સાંત્વન આપતા અને માર્ગદર્શન કરતા. આવા 'બાપુ' હવે સ્ત્રીઓને કયાં મળશે ?

મહાત્માજીનો એક મોટો સદ્‌ગુણ એ હતો કે તેઓ પોતાની અંગત તેમજ આપણી પ્રજાની ત્રુટિઓ સ્પષ્ટ રીતે જોઈ શકતા. તેમનો સ્વદેશપ્રેમ સર્વ કાર્યક્રમોનો પ્રેરક હોવા છતાં આપણી પોતાની ભૂલો કબૂલ કરવા એ હંમેશાં તત્પર રહેતા: આમાં લઘુતાની ભાવના નહોતી પણ પ્રગતિ કરવાની આકાંક્ષા હતી. એમના આ ગુણનું જો આપણે અનુકરણ કરીશું તો જ સત્વર આગે પ્રયાણ કરીશું. આપણો દેશ. આપણી સંસ્કૃતિ સમાન કોઈ નથી એમ માની બેસી રહે અધોગતિને પંથે પળીશું.

## આપણા મંડળના સમાચાર

### વાચનપ્રિય ભાઈ બહેનોને

આપની વંચાઈ ગયેલ માસિકો ને પુસ્તકો મોકલી તેના બદલામાં હિન્દી માસિકો મેળવવાં હોય તો નીચેના સરનામે લખવું—શ્રી. શાન્તિલાલ ઘેલાણી, નૂતન પુસ્તક વિનિમયગૃહ, જયમલ બ્લૉક, બિલાસપુર (આર. એસ.) વળતર માસિક માટે ટપાલખર્ચ આપવાનું રહેશે. ગાંધીજી વિષેનાં પુસ્તકો ને માસિકોનું ટપાલખર્ચ માફ રાખેલ છે.

### 'માનવતાનું મીઠું જગત'

પ્રસિદ્ધ જૈન મુનિશ્રી નાનચંદ્રજી સ્વામીનો અપૂર્વ વ્યાખ્યાન સંગ્રહ પ્રકટ થયો છે જેમાં માનવતાનો દિવ્ય સંદેશ છે. સોળ ફરમા, પાકું પૂઠું કિં. બે રૂપિયા. મળવાનું ઠેકાણું: માનદ્ મંત્રી પૂ. શ્રી દેવચંદ્રજી સાર્વજનિક પુસ્તકાલય અને વાચનાલય, લીંબડી (કાઠિયાવાડ)

### 'કૈસે લિખે?'

'જીવન-પ્રકાશ'ના ગયા અંકમાં આ પુસ્તકનો ઉલ્લેખ થયો છે તેની વિગતો માટે નીચેના સરનામે લખી શકાશે: લેખકો, 'કૈસે લિખે?' C/o શ્રી. રમેશચંદ્ર અચાર્ય, કેસુરમામા ચોક, ભરૂચ.

### અભિનંદન

શ્રી. ધનજી મેતીલાલ અજમેરા, ભાડવાવાળા મુંબઈથી લખે છે: ભંડારિયાનિવાસી દેશી ગોકળદાસ દેવજીની પુત્રી બહેન લલિતાનાં લગ્ન મહા વદ ૫ નાં, ભાઈ રમણિકલાલનાં લગ્ન મહા વદ ૯ના તેમજ ચોટીલા નિવાસી શ્રી. હાકરસી તળસીની પુત્રી બેન કમળાનાં લગ્ન મહા વદ ૧૩નાં નક્કી થયેલ છે. એમનાં લગ્ન-જીવન સુખી નીવડે એ જ અભિલાષા.

### સહાય જોઈએ છે

સેવાનાં વિવિધ ક્ષેત્રમાં કાર્ય કરતી સંસ્થાને સાથ ને સહકાર જોઈએ છે. આર્થિક મદદ ઉપરાંત પુસ્તકો તેમજ સામયિકોનો પણ સાભાર સ્વીકાર થશે. લખો: શ્રી હિન્દુ સાર્વજનિક લાયબ્રેરી; જામ—ભાણવડ (કાઠિ)

## પૂ. ગાંધીજીના અવસાન અંગે શોક

પૂ. મહાત્માજીના અવસાનના દુઃખજનક ખબર મળતાં જ ખત્તલવાડાના દશરજ મંડળે એ અંગે શોકદર્શક ઠરાવ પસાર કરીને સ્વ. રાષ્ટ્રપિતાના આત્માની શાન્તિ માટે પ્રાર્થના કરી હતી.

## 'જીવન-પ્રકાશ' માટે પ્રશંસ્ય કાર્ય

આપણા બંધુ મંડળના સભ્ય અને 'જીવન પ્રકાશ'ના પ્રશંસક ને ગ્રાહક શ્રી. ભવાનીશંકર મહેતા અને શ્રી. રમણિક અ. માણેક (લુગાઝી) પૂર્વ આફ્રિકામાં આ માસિકના પ્રચાર માટે સુંદર કાર્ય કરી રહ્યા છે. આવા સંસ્કારી, ઉચ્ચ વિચારના ને સેવાભાવી ભાઈઓનો પ્રેમપૂર્ણ સહકાર આ પ્રવૃત્તિને વિકસાવવામાં ભારે ઉપયોગી છે. એમનો આભાર માનીએ છીએ.



## જ્ઞાન-પરબની ટહેલ

પૂ. દરબાર સાહેબના આદર્શ ગામ ઢસામાં એક સાર્વજનિક પુસ્તકાલય ચાલે છે. તેમાં ઉપયોગી સામયિક પત્રો તેમજ નવલિકાઓ, નવલકથાઓ, લોક-કથાઓ, બાલ-સાહિત્ય વગેરેનાં સારાં પુસ્તકોની જરૂર છે. સાહિત્યપ્રેમી ઉદાર સજ્જનો આ સંસ્થા તરફ હાથ લંબાવે એવી વિનંતિ છે. સરનામું: હિંમતલાલ જે. ત્રિવેદી, ગ્રંથપાલ, શ્રી. ચંચળબા સાર્વજનિક પુસ્તકાલય, મુ. ઢસા, પોસ્ટ ચલાળા (કાઠ)

### ભાવનાશાળી શિક્ષકની જરૂર છે

કોલકી ગામની અંગ્રેજી નિશાળ માટે એક ઇન્ટરમીડિયેટ અથવા ગ્રેજ્યુએટ શિક્ષક જોઈએ છે. એ ભાઈ રાષ્ટ્રવાદી વિચારના હોવા જોઈએ. એમને પૂરતા પ્રમાણમાં પગાર મળશે. નીચેના સરનામે મળો અગર લખો: શ્રી. આઝાદ હિંદ વાચનાલય, મુ. કોલકી, વાયા ખાખીજાળીઆ (સોરાષ્ટ્ર)

### હાથ લંબાવશો?

ગુજરાતના દૂરના ખૂણામાં આવેલ ગામડાની સાર્વજનિક લાયબ્રેરીને દૈનિક, અઠવાડિક, માસિક વગેરે સારાં પત્રોની તેમજ ફરનીચરની જરૂર છે. જે કોઈ સંસ્કારપ્રેમી ઉદાર ભાઈ અગર બહેન તરફથી જે કાંઈ મળશે તે તેમના નામે મૂકાશે. સંસ્થાને સારી એવી રકમનું દાન આપનારનું નામ સંસ્થા સાથે જોડી શકાશે. આપણાં ગામડાંઓનો ઉદ્ધાર ચાહનાર, સખાવતી ઉદાર ગૃહસ્થોને પ્રસંગોપાત આવી ગરીબ જ્ઞાન-પરબો તરફ ઉદાર હાથ લંબાવવા વિનંતિ છે. સરનામું: શ્રી. ચંદુલાલ મગનલાલ ભટ્ટ, મંત્રી, સાર્વજનિક લાયબ્રેરી, અજમાતકોટ, પોસ્ટ–આંતરસુંબા, વાયા–દહેગામ.

### આફ્રિકાવાસી ગુજરાતીઓને

પૂર્વ આફ્રિકામાં વસતાં કોઈ પણ ભાઈ કે બહેનને કોઈપણ ગુજરાતી માસિક, અઠવાડિક અગર દૈનિક પેપર કે પુસ્તકો મગાવવાની ઈચ્છા હોય તો નીચેના સરનામે લખવાથી તેઓ બધી વ્યવસ્થા કાળજીપૂર્વક કરી આપશે:
Dayalji Anandji, P. o Box No; 79, SOROTI [Uganda] B. E. Africa.

### સાર્વ. આરોગ્ય મંડળ, શાહપુર

નાત-જાત, ધર્મ કે કોમના ભેદભાવ વિના કેવળ માનવતાની દૃષ્ટિથી ગરીબ દરદીઓની સેવા ને સારવાર યથાશક્તિ કરવાના હેતુથી, લીંબડીવાળા સ્વ. ડૉ. પોપટલાલ સંઘવીની પ્રેરણાથી આ મંડળ ૧૯૩૧માં સ્થપાયેલ. એનો દસ વાર્ષિક અહેવાલ રજૂ કરવા અને મંડળના આદ્ય પ્રણેતા સ્વ. ડૉ. સંઘવીને અંજલિ આપવા તા. ૨૮-૧-૪૮ના રોજ જન્મભૂમિ દૈનિકના સભ્ય શ્રી. દુર્લભજી ઉ. પરીખના પ્રમુખસ્થાને સભા મળેલી. શ્રી.નાથાલાલ શાહ, ડૉ. કાપડીઆ, ડૉ. વોરા વગેરેએ પ્રસંગોચિત પ્રવચન કરેલ. અહીંનાં બંને મુદ્રણાલયોના કામદારોને તેમાં ખાસ કરીને શ્રી. બાવામીયા અને શ્રી. હુસેનમીયાના ઉત્સાહ અને ખંત તેમજ મહેનતથી આ મંડળ સુંદર કામ કરી રહેલ છે. ડૉ. પોપટલાલ વોરાએ આ મંડળને શક્ય તેટલી બધી સેવા આપવાનું કબૂલ્યું છે અને ડૉ. કાપડીઆની પણ સહાનુભૂતિ છે. મંડળ રોકડ મદદ લેતું નથી. દવા અને સારવારનાં સાધનોની સહાય સૌ ઉદાર સજ્જનો આપીને આ સેવા કાર્યને સાથ આપે એમ ઇચ્છીએ.

## નવાં ચણતર

### શ્રી સોલાપુર ગુજરાતી સમાજ

પ્રગતિ માટે નિઃસ્વાર્થ સેવા, બંધુભાવ અને સંગઠનની જરૂર છે એ સત્ય સમજતાં વતનથી દૂર વસતા ગુજરાતીઓએ સંવત ૧૯૯૫ માં સોલાપુરમાં આ સમાજની સ્થાપના કરેલી. અત્યારે ગુજરાતીઓનાં ૨૫૦-૩૦૦ કુટુંબો અહીં વસે છે. આ સમા-

જના મેમ્બરોની સંખ્યા ૭૫ ની છે. વાર્ષિક આવક પોણા ચારસો આશરેની છે જ્યારે ખર્ચ લગભગ ૫૦૦ નું છે એટલે આ ઉપયોગી સંસ્થાને આર્થિક મદદની જરૂર છે. સ્થાયી ફંડમાંથી પુસ્તકાલય તથા વાચનાલય ચાલુ છે. વાર્ષિક સ્નેહ-સમ્મેલનો ગોઠવી અનુસાર ને સંગઠન વધારવાના પ્રયાસ થાય છે. અત્યારે પ્રમુખ તરીકે શ્રી હીરાલાલ કપુરચંદ શાહ અને સેક્રેટરી તરીકે શ્રી. રસિકલાલ મગનલાલ શાહ છે. રાષ્ટ્રપિતા ગાંધીજીના દુઃખદ અવસાન માટે ઊંડે શોક પ્રદર્શિત કરતો ઠરાવ સમાજની બેઠકમાં પસાર થયો હતો. માદરે વતનથી દૂર વસતા ગુજરાતીઓ માટે આવી સંસ્થાઓ ઉપયોગી બને છે. સંસ્કારી ગુજરાતીઓએ ઘટતો સહકાર આપવો જોઈએ.



## રામ—રહીમ

(એક તેરા સહારા-રામા)

એક રામ-રહીમ, એક રામ-રહીમ;<br>
સમજમે ફરક હૈ એહી કૃષ્ણ-કરીમ...એક રામ-રહીમ<br>
ભાઈઓ, ભાઈઓ, ભાઈ હોકર ભાઈકા ગળા ન કાટો;<br>
અગર ભૂખે હોં તો, શાને બનકર, રામ શરણ જા.<br>
મિલતા નહિ યહ ઘોંકેસે, શાન્તિ જ હીમ...એક રામ-રહીમ<br>
મેરા બાપુજી, તુમ્હારા બાપુજી,

બાપૂ જૈસા અપૂર્વ આત્મા નગુરે

અગર શ્રદ્ધા હો તો, સિદ્ધાંત લેકર, બાપુ રસ્તે જા.<br>
હોગા નહિ યહ હિંસાસે, સુખ શાન્તિ આરામ, એક...<br>
એક રામ-રહીમ, એક રામ-રહીમ<br>
સમજમે ફરક હૈ એહી કૃષ્ણ-કરીમ...એક રામ-રહીમ

વિમલાકુમારી પાટીદાર.

## ૫. ગાંધીજીની વિચારશ્રેણી સ્પષ્ટ કરતું જીવનચક્ર

સમાજ શાસ્ત્ર
પ્રેમ
સત્ય
અહિંસા
શાંતિ
અન્ન
અર્થ શાસ્ત્ર
ગ્રામ સંગઠન
ગ્રામ આરોગ્ય
નિર્વ્યસનતા
માતૃભાષા પ્રેમ
નયી તાલીમ [પ્રૌઢ શિક્ષણ સહિત]

### સત્ય

સત્ય એટલે પરમેશ્વર—એ સત્યનો પર અથવા ઊંચો અર્થ થયો. એના અપર અથવા સાધારણ અર્થમાં સત્ય એટલે સત્ય આગ્રહ, સત્ય વિચાર, સત્ય વાણી અને સત્ય કર્મ.

### અહિંસા

અહિંસા એ માત્ર આચરણનો સ્થૂળ નિયમ નથી, પણ એ મનની વૃત્તિ છે. જે વૃત્તિમાં ક્યાંય પણ દ્વેષની ગંધ સરખી રહે નહિ તે અહિંસા. પ્રેમનું શુદ્ધ વ્યાપક સ્વરૂપ તે અહિંસા.

### બ્રહ્મચર્ય

જેમ અહિંસા વિના સત્યની સિદ્ધિ સંભવતી નથી, તેમ બ્રહ્મચર્ય વિના સત્ય તેમજ અહિંસા બંનેની સિદ્ધિ અશક્ય છે. બ્રહ્મચર્ય એટલે બ્રહ્મ અથવા પરમેશ્વરને માર્ગે ચાલવું તે; એટલે મન તથા ઇંદ્રિયોને પરમેશ્વરને માર્ગે રાખવાં તે.

### સત્યાગ્રહ

સત્યાગ્રહની નાની વ્યાખ્યા એવી થઈ કે સત્યાદિ ધર્મોનું જાતે પાલન કરવાનો આગ્રહ, અને અધર્મનો સત્યાદિ સાધનો દ્વારા જ વિરોધ.

### કેળવણી

જે મુક્તિને માટે લાયક કરે તે વિદ્યા; બાકી બધી અવિદ્યા. सा विद्या या विमुक्तये। આથી જે ચિત્તની શુદ્ધિ ન કરે, મન અને ઇંદ્રિયોને વશ રાખતાં ન શીખવે, નિર્ભયતા અને સ્વાશ્રયિત્વ પેદા ન કરે, નિર્વાહનું સાધન ન બતાવે અને ગુલામીમાંથી છૂટવાની ને છૂટેલા રહેવાની ધગશ અને શક્તિ ન ઉપજાવે તે કેળવણીમાં ગમે તેટલો માહિતિનો ખજાનો, તાર્કિક કુશળતા અને ભાષા-પાંડિત્ય રહ્યાં હોય. છતાં એ કેળવણી નથી અથવા અધૂરી કેળવણી છે.

ગાંધીજી

મુંબઈમાં ખેતવાડી પરે આવતાં જ પેલો પ્રખ્યાત ૬૪૬ નંબરનો સફેદો યાદ આવે છે. પેઈન્ટ વારનીશના વેપારીઓનો અનુભવ છે કે ગ્રાહકો હંમેશાં ૬૪૬ નંબરના સફેદાની પહેલી માગણી કરે છે અને તેને જ પ્રથમ પસંગી આપે છે. આ વિખ્યાત સફેદા માટે તમારા શહેરના કોઈ પણ પેઈન્ટ-વારનીશના વેપારીને પૂછી શકો. ન મળે તો આ સરનામું નોંધબુકમાં ટપકાવી લ્યો: **સિમ્પ્લેક્સ ઓઇલ એન્ડ પેઇન્ટ કું.** ૧૦ મી ખેતવાડી, મુંબઇ ૪-તમને એ સમય પર ઘણું ઉપયોગી થશે.

અને બાળકોના ટોનીક તરીકે જાણીતા થયેલ પેલા 'બાબુલીન' માટે તમારે પ્રિન્સેસ સ્ટ્રીટ પર પેલી બાજુ દેખાય તે બી. એ. એન્ડ બ્રધર્સની દુકાને જવું રહ્યું. છેલ્લાં પંદર વર્ષથી એ હોસ્પિટલોમાં વપરાય છે અને ડોક્ટરો એની ભલામણ કરે છે. તમારાં બાળકોને તંદુરસ્ત, તેજસ્વી અને રૂષ્ટપુષ્ટ બનાવવા માટે એ અજમાવી જોજો. એના જાણીતા સોલ એજન્ટસનું સરનામું નોંધી લ્યો: **બી. એ. એન્ડ બ્રધર્સ**, ૯૦, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઇ ૨

## આપણું હિન્દુએ...

લેખક : શ્રી. પુષ્કર ચંદરવાકર

અમદાવાદની પશ્ચિમે ગુલબાઈની ટેકરી છે. ત્યાં આજે-મારવાડી વાઘરીના પાંચસો ઝૂપડાં છે. તેને એ લોકો ડેરો કહે છે.

એ ડેરામાં એક રાતે હું ગયો. એ લોકો ખૂબ પ્રેમાળ અને શંકાશીલ હોય છે. એક વાર તેમનો પ્રેમ સંપાદન કરી લીધો એટલે બસ, વાતો જ વાતો કર્યા કરે...

હું હમણાં છેલ્લો એમના ડેરે ગયો ત્યારે એમણે વાત કાઢી, 'માતમાજીને ધડુંસ ધડુંસ દેતી ક્યાર ગોળીઓ...'

હું જાણે આ વાત નથી જાણતો તેમ ઊભો રહ્યો.

'તમને ખબર નથી ? વંધારામાં આવ્યું છે !' હાથનો અભિનય કરી વધારાની લંબાઈ પહોળાઈ બતાવી, 'છાપામાં આવ્યું છે, 'સંદેશ'માં આવ્યું છે. ઈમના ફોટા છપઈ ગ્યાં છે ! આપડ હિન્દુએ જ માતમાં પુરૂષને...આપડ હિન્દુએ...'

એ ફરીવાર બોલ્યો 'આપડ હિન્દુએ...'

મારા મનમાં શરમ જન્મી:

'માતમાજીને મારનાર આપડ હિન્દુ હતો. ઈને ગોરી સરકાર નો મારી હકી, પણ મારવા ઘણુંય કર્યું. સાબરમતીમાં પૂર્યા. લોઢાની ભઠીયું જેની કોટડી ફરતી ગોરી સરકારના અમલદારૂ સળગાવે, પણ કોટડીમાં તો પાણીની જ્યાં 'રેલમછેલ બોલવા માંડે ને અંગારા ટાઢા કરાં જેવા. એવા સાચવાળો ગાંધી આતમા...ઈને આપડ હિન્દુએ...'

એને એ હિન્દુ જાત માટે શું શું કહેવું હશે ? એની પાસે રોષ અને તિરસ્કારની વાણી નહિ હોય એટલે જ આ શબ્દો ફરી ફરીથી બોલતો હશે ?

'પછી ઈ ખબર આ ડેરામાં આવ્યા, એટલે અમ લોકુંયે અપવાસ આદર્યા. કોઈએ આઠ દનના, કોઈએ ચાર દનના; નાનાં છોકરાંએ બબ્બે દનના...'

અને બારમાના દન અમે સૌએ બારમું ઉજવ્યું. ગાંધી માતમાનું. અમે ઘરેઘરે લાડવા કર્યા, ચૂરમાના અને બીજા લોકને સાકરી ખવરાવી મેલ્યા. જુઓને, આ કૂતરાં, બજાણીઆ, ઈ લોકને, અમે ધરવ્યાં. શું કરીં, ઈ વન્યાં એમ ? આપણ હિન્દુએ કે એવું કર્યું તારે આપણ લોકે આવું કંઈક કરવું ને !'.

હું વાત સાંભળી રહ્યો. એમને જ પૂછતાં ખબર પડી કે રાતદિવસ તેઓ બકરાં-ઘેટાં ચારવાનો ધંધો કરે છે, તેમાં માંસધારી છે અને મુંબઈ વાંદરામાં કસાઈને એ લોકો ઘેટાં-બકરાં વેચી મારે છે. તેમના હૃદયની આ વિશાળતા.

પાછળથી એ પણ જાણું મળી કે બારેય દિવસ એમના ઘણા લોકોએ ડેરાના અંદરના રામદેપીરના મંદિરમાં ભજનો જ ગાયા કર્યાં હતાં !

હિન્દુ જાતિનું સાચું પ્રાયશ્ચિત તેમણે કર્યું ન કહેવાય ?





# જીવન પ્રકાશ

[ મહાગુજરાતનું માનીતું માસિક ]

## આપ હજી એના ગ્રાહક નથી થયા ?

- ગુજરાતનાં સર્વ માસિકોથી એનો રાહ જુદો ફંટાય છે. પોતાના ગ્રાહકોમાંથી એ એક મંડળ ઊભું કરે છે અને એ મંડળના સભ્યોમાં બંધુભાવ અને સંગઠનની ભાવના પ્રેરે છે
- એના ગ્રાહક-મંડળમાં જોડાયેલ વ્યક્તિ કે સંસ્થાનું હિત એ હંમેશ વિચારતું રહે છે એમની સાથે એ જીવંત સંપર્ક સાધે છે એમના જીવનની ઝંખનાઓને આકાર આપવાના પ્રયાસમાં આ માસિક તેમને સહાયભૂત અને સાધનરૂપ બને છે. એમની જીવન-સાધનાના માર્ગનું એક પગથિયું બનવા ઈચ્છે છે.
- લોકશાહીના ધોરણે એ પોતાની પ્રણાલિ રચવાના મનોરથ સેવે છે. ગ્રાહક સભ્યોનો અવાજ એમાં ઝીલાય છે.
- અગત્યની વાત તો એ છે કે કોઈ પણ વ્યક્તિ કે સંસ્થાએ ભરેલ લવાજમનો બદલો એ બીજા સ્વરૂપમાં તરત વાળી આપે છે અને માસિક તો ફ્રી પડે છે. વાર્ષિક લવાજમ અને સભ્યફીના મળીને દસ રૂપિયા ( પરદેશ માટે ૨૨॥ શિલીંગ ) ભરનારને એટલીજ કિંમતની જગ્યા પોતાના અંગત ઉપયોગ માટે અગર જાહેરાત માટે માસિકમાં ફ્રી મળે છે અને એ રીતે લવાજમનો બદલો તો તરત વળી જાય છે. બાર માસ સુધી માસિક મળતું રહે છે તે નફામાં.
- બધાં સામયિકો આપ મગાવી શકતા ન હો અગર વાંચવાનો સમય ન મેળવી શકતા હો તો આ એક જ માસિક આપને માટે બસ થઈ પડશે. દરરોજની પાંચ પાઈમાં આપને એ ઘણું આપશે.
- ચાલીસ જેટલા વિભાગોદ્વારા એ રોચક સામગ્રી પીરસે છે. વર્તમાન જીવન અને રાજકારણમાંથી ઉપસાવેલાં કટાક્ષ-ચિત્રો આપે છે
- આપ એ નિયમિત વાંચો છો તો પછી વાર્ષિક ગ્રાહક-સભ્ય બનીને બીજા લાભ શા માટે નથી ઉઠાવતા ?
- આ અંકમાં અન્યત્ર આપેલ કૂપન કાપીને લવાજમ સાથે આજે જ મોકલી આપો.

## જાહેરાત આપનારાઓને—

આપની જાહેરાત માટે ' જીવન-પ્રકાશ '
સરસ સાધન અને ઉત્તમ વાહન છે;
કારણ કે...

- ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ, હિંદના બીજા પ્રાંતો અને દરિયાપારના પ્રદેશોમાં જ્યાં જ્યાં ગુજરાતી બોલનાર પ્રજા વસે છે ત્યાં ત્યાં આ માસિક જાય છે.
- કચ્છ-કાઠિયાવાડ-ગુજરાતના રાજા-મહારાજાઓ, તાલુકદારો, સરકારી-દરબારી અમલદારો, મીલ-માલિકો, ઉદ્યોગપતિઓ, વ્યાપારીઓ, જમીનદારો અને અન્ય ધનિકો તેમ જ સારી ખરીદશક્તિ ધરાવનારા વર્ગમાં એ રસપૂર્વક વંચાતું હોવાથી આપની જાહેરાતનું એ સુંદર પરિણામ લાવે છે.
- ગુજરાતી ભાષાનાં સામયિકોમાં એ નવો ચીલો પાડતું હોવાથી સમસ્ત ગુજરાતનું એણે ધ્યાન ખેંચ્યું છે. ઘર ઘરનું એ પ્રિય માસિક બની ગયું છે. એના એજન્ટો ને પ્રચારકો ગામેગામ ફરી વળે છે.
- હજારો વાચકોના હાથમાં એ એક માસ સુધી ફરતું રહે છે ને પછી ફાઈલમાં બંધાય છે એટલે જાહેરાતની અસર કાયમી બને છે.
- ખાસ જાહેરાતો માટે એણે નવી અને આકર્ષક પદ્ધતિ ઉપજાવી છે. આ માસિકમાં આવેલી જાહેરાતનો જવાબ તરત મળે છે.
- આપનો સંદેશો એ દૂર દૂરનાં ગામડાં સુધી લઈ જાય છે અને જનતામાં એ એકસરખુ પ્રિય હોવાથી સર્વ કક્ષાના વાચકો સમક્ષ એ આપની જાહેરાત ધરે છે.

એની જાહેરાતની યોજના, ભાવ, અન્ય વિગતો વગેરે માટે આજે જ લખો :

**જીવન-પ્રકાશ કાર્યાલય રાણપુર**
[ કા. B. S. Ry ]

આ માસિક સ્વાશ્રય મુદ્રણાલય, રાણપુરમાં શ્રી લક્ષ્મીદાસ પુરુષોત્તમ ગાંધીએ છાપ્યું અને જીવન-પ્રકાશ કાર્યાલય માટે શ્રી મોહનલાલ ધનેશ્વર દવેએ ત્યાંથી પ્રગટ કર્યું.



# જીવન-પ્રકાશ

વર્ષ બીજું • અંક પહેલો • એપ્રિલ ૧૯૪૮

**—તંત્રીનું સરનામું—**

લેખો, અવલોકન માટેનાં પુસ્તકો, બદલામાંનાં પત્રો, સંપાદકીય સૂચનાઓ ઈત્યાદિ મોકલવા માટે તંત્રીનું સરનામું નોંધી લેવા કૃપા કરવી:

**તંત્રી : 'જીવન-પ્રકાશ', રાણપુર (કાઠિ.) B. S. Ry.**

## સા મ ગ્રી



### 'જીવન-પ્રકાશ'ના ગ્રાહકોને

આપણા માસિકનો બીજા વર્ષનો પહેલો અંક આપના હાથમાં મૂકતાં આનંદ થાય છે. આપ સૌના સહકાર બળે જ એણે આજસુધીનો પોતાનો માર્ગ અનેકવિધ મુશ્કેલીઓ તેમ જ વિષમતાઓ વચ્ચે કાપ્યો છે અને આપના સ્નેહપૂર્ણ સહકાર વડે જ એ પોતાને ભાવિ જીવન-પન્થ કાપી શકશે. અમને શ્રદ્ધા છે કે આપનો સાથ એને મળતો જ રહેશે. આપના અંક ફરતા વીંટાળેલા સરનામાવાળા રેપર ઉપરનો આપનો ગ્રાહક નંબર તપાસી જુઓ જો એના ફરતું કુંડાળું કરવામાં આવેલ હોય તો એ સૂચવે છે કે માર્ચ અંકથી આપનું લવાજમ પૂરું થયું છે અને નવા વર્ષનું લવાજમ હજી આપના તરફથી મળેલ નથી. આપ કદાચ વી. પી.ની રાહ જોતા હશો, પરંતુ આ પહેલો અંક વી. પી.થી મોકલીને આપને નકામું વધારાનું ખર્ચ કરાવવું એ અમને યોગ્ય લાગ્યું નથી એટલે આ એપ્રિલ અંક આપને શ્રદ્ધાપૂર્વક મોકલી આપેલ છે. કૃપા કરી આપનું લવાજમ મનીઑર્ડરથી મોકલી આપશો જેથી વ્યવસ્થાકાર્ય સરળ બને.

...એ ઉપરાંત અત્રતત્ર વેરાયેલ પ્રકીર્ણ ચિંતન-કણિકાઓ, દૃષ્ટાંતો, રસિક અને ઉપયોગી હકીકતો...



ગુજરાતના સુપ્રસિદ્ધ સાક્ષરવર્યો અને સાહિત્યકારોનાં સંપાદકીય સલાહકાર મંડળના માર્ગદર્શનનો લાભ મેળવવાનું સદ્ભાગ્ય 'જીવન-પ્રકાશ'ને પ્રાપ્ત થયું છે.

## લેખકોને

* 'જીવન-પ્રકાશ'નાં પરિચય-સાહિત્યમાં દર્શાવેલા વિભાગોમાંથી કોઈ પણ વિભાગ માટે કૃતિઓ મોકલવી.
* આગામી અંક માટેનું લખાણ **દર મહિનાની ૭મી તારીખ** પહેલાં મોકલવું; એ કે લેખ કયા અંકમાં છપાશે તેનો આધાર પ્રત્યેક અંકમાં કેટલા ને કયા વિભાગો આપવાના છે તેમજ એ વિભાગોમાં કેટલા ને કયા લેખો આપવાના છે તેની વિચારણા પર પણ રહે છે.
* **'જીવન-પ્રકાશ'નાં 'લેખક-મંડળ'ના સભ્યોને** ધોરણ મુજબ અંક સાથે લેખની ઓફ-પ્રિન્ટ્સ મોકલી આપવામાં આવશે.
* મૌલિક કે અનુવાદિત લેખોની સર્વ પ્રકારની જવાબદારી લેખકની પોતાની રહેશે; લેખને પ્રગટ કરવાના હક લેખકના પોતાના રહેશે.
* લેખનો સ્વીકાર-અસ્વીકાર જાણવા તેમજ લેખ પરત કરવા માટે આવશ્યક ટપાલ-ટિકિટો બીડવી.
* પત્રવ્યવહારમાં ક્વચિત્ વિલંબ થાય તો તે ક્ષમ્ય લેખશો.

—તંત્રી : 'જીવન-પ્રકાશ.'

## ગ્રાહકોને

'જીવન-પ્રકાશ'નું લવાજમ

| | દેશમાં | પરદેશમાં |
|---|---|---|
| સામાન્ય ગ્રાહક માટે વાર્ષિક | રૂ. ૯ | રૂ. ૧૪ |
| 'જીવન-પ્રકાશ બંધુ મંડળ'ના સભ્ય માટે વાર્ષિક | રૂ. ૧૦ | રૂ. ૧૫ |

'જીવન-પ્રકાશ બંધુ મંડળ'ના સભ્યે કુલ રૂ. ૧૦ [ પરદેશ માટે રૂ. ૧૫ ] ભરવાથી એમને રૂ. ૧૦ા ના ટી પાસ અપાય છે જેનો ઉપયોગ કરીને તેઓ માસિકમાં જગ્યા રોકી શકે છે. આ ઉપરાંત આ માસિકના ઘડતર, વિકાસ અને પુનર્વિધાન માટે મત આપવાનો તેમને અધિકાર મળે છે અને બીજી પણ અનેકવિધ સગવડો પ્રાપ્ત થાય છે.

આ માસિક દર માસની પહેલી તારીખે નિયમિત રીતે પ્રગટ થાય છે. ટપાલમાં ગૂમ થતી નકલ માટે કાર્યાલય જવાબદાર નથી.

આ નવી ઢબના માસિકમાં સહકારી ધોરણે ઓછા ખર્ચે જાહેરખબર કરવા માટે યોજના મગાવો:

જીવન-પ્રકાશ કાર્યાલય રાણપુર ( કાઠિ. B. S. Ry.)

એપ્રિલ ૧૯૪૮.

# જીવન-પ્રકાશ

વર્ષ બીજું
અંક પહેલો

—જીવન, સાહિત્ય અને સંસ્કારનું અદ્યતન માસિક—

## તમને વામન કોણે બનાવ્યા ?

[ લેખક : શ્રી. જયભિખ્ખુ ]

[ કેટલાક જીવન-આદેશ સનાતન, સચોટ અને રહસ્યપૂર્ણ હોય છે. શ્રી. જયભિખ્ખુએ એમની નવી નવલકથા 'ભગવાન ઋષભદેવ'માં જે ઉપદેશ-વચનો ઋષભદેવના પાત્ર દ્વારા વ્યક્ત કર્યાં છે તે આ પ્રકારનાં છે. આજની ગૂંચવાયેલી જગત-પરિસ્થિતિ પર પણ એ વેધક પ્રકાશ ફેંકે છે. ]

તમારા અજ્ઞાને જ આ અંતરતાપ જન્માવ્યો છે. તમારી વહેમી પ્રકૃતિ ને ભયભીત મને જ આ કકળાટ રચ્યો છે. તમે માર્ગ ભૂલ્યા છો. તમે આજસુધી ભયની પૂજા કરી છે, ને ભય મેળવ્યો છે. વિશ્વના અચળ નિયમને તમે હેતુપૂર્વક ઉલ્લંઘવાનો પ્રયત્ન કર્યો છે. માતા પ્રકૃતિના ભરણપોષણનો ભાર તમે લીધો. પેટપૂર જોઇએ એ તમારો પહેલો હક ! પેટ પર પોટલો બાંધવાની વૃત્તિ એ તમારું પહેલું પાપ ! તમારા હૈયામાંથી આશા ગઇ. તમે શ્રદ્ધા ખોઇ. સંયમ ખોયો, સ્વાસ્થ્ય ખોયું. ચોરી તમારી જીવનવૃત્તિની મુખ્ય પ્રવૃત્તિ બની. ઉદારવૃત્તિ એ તમારું પરમ ધ્યેય બન્યું. પુરુષાર્થને બદલે આલસ્યને તમારો આગેવાન બનાવ્યો. હિંમતને બદલે ભીરુતા, સ્વતંત્રતાને બદલે દાસતા તમે અપનાવી. એ પાપે આ કલ્પવૃક્ષોએ તમારાથી ચોરી આદરી. કસ્તૂરીમૃગ હવે અહીં નહીં ચરે ! કામધેનુ હવે અહીં નહીં દૂઝે !...

ભીરુની સર્વ આરાધના જૂઠી. તમે મૃત્યુથી ડરો છો. જીવનથી કંટાળો છો. ભીરુતા તમારી રગેરગમાં વ્યાપી ગઇ છે ! ભીરુનો કોઇ ધર્મ નહિ. ભીરુનું કોઇ સત્ત્વ નહિ. ભીરુની કોઇ આરાધના નહિ : તમારી ભીરુ આરાધનાએ તમને વામન બનાવ્યા. પહાડ સમાં તમારાં મસ્તકોને તણખલાં જેમ તુચ્છ બનાવ્યાં. તમારી આંખોમાંથી વાઘ-દીપડાના હુંકાર ઓલવાયા. વૃક્ષોના વૃક્ષોને મચડી નાખવાનું તમારું બાવડાબળ ક્યાં અલોપ થયું ?...

દેવ તમારા બાહુમાં વસે છે, તમારા પાદમાં વસે છે, તમારા મસ્તકમાં વસે છે; તમને છોડી અન્યત્ર ક્યાંય વસતો નથી. ધરતીના સંદેશ તમે સાંભળી શકો, વૃક્ષોનાં દિલ તમે વાંચી શકો, પહાડોનાં અંતર તમે કળી શકો ને તમે દીન-હીન રહો ? સર્વથા અસંભવ ! ભગવાન ઋષભદેવ






## એકાદશી

ઘાસની ગાડી રસ્તાની એક બાજુ ઉભાડીને
ઘાસવાળો ઊંચે સાદે બૂમ પાડી રહ્યો હતો:
"આજ એકાદશી, નાખો ઘાસ ગાવડીમાયને,
બાંધી લ્યો પુણ્યનું ભાતું," ને એમ કહીને પૂળો
બતાવે એવડો વાળી, "ન્યાળો એની કુમાશને !"...૫

કિન્તુ પ્રવૃત્તિમાં ડૂબ્યાં જનોને પરવા જરી
નહોતી, પુણ્યભાતાની, ધંધે ધ્યાન પરોવીને
પોતપોતાનણે પંથે સીધાં ચા યાં જતાં હતાં.
એને પુણ્ય તણી કાંઈ ચિંતા ના હોય તો ભલે,
કિન્તુ એ ઘાસવાળાને ચિંતા સૌની વસી હતી !
છોડી સ્વસ્થાન એ આડો પડીને માર્ગ રોકતો,
હાથને પકડી ધર્મકાર્યમાં પ્રેરવા કરે
યત્નો, ને કોઈ કોઈની ધર્મબુદ્ધિ જગાડીને
ગાયને ઘાસ નંખાવા મહીં એ ફાવતોય તે !...૧૪

એમ એમની વેળાએ ગાડીનાં પૈં ટકાવીને
પ્હાણુંથી, ઘૂમતો'તો એ ઘરાકો તણી શોધમાં;
તહીં પાછળથી એક એની કો 'ગાયમાવડી'
મથી રૂંદે ઊંચકી લેવા ગાડીથી ઘાસનો પૂળો,
ને વીંટયા દોરડામાંથી પૂળો નીકળતો ન'તો,
છતાંયે ઓંટ મારીને ઝાવાં એ નાખતી હતી;
ને એણે ત્રણ કે ચાર ચાવ્યાં જ્યાં તરણાં હશે,
ત્યાં મોઢે ડચકારનો ને હાથે ધરી ડાંગને
ઘાસવાળો હડી મેલી આવિયો લાગલો તહીં;
અને જોયા વિના કાંઈ-નુકસાનીનું પ્રમાણયે-
મંડી ગ્યો આંખ મીંચીને 'માવડી'ને લગાવવા,
ને એને શેરીને નાકે ડાંગના માર મારતો
મૂકી આવ્યો, તહીં લોકો જુએ તો ગાયને ડિલે
ગણી લેવાય એવા કૈં ઊઠયા'તા સોળ કારમા !...૨૮

ગાયનો પક્ષ લેનારા લોકોને ગાળ ભાંડતો
અને ગૌવંશ આખાને પેઢીની ચોપડાવતો
મુખે વિજયનું હાસ્ય ધરી, ગાડી કને ઊભી
પાછો પ્રથમના જેવી મંડયો એ બૂમ પાડવા:
"આજ એકાદશી, નાખો ઘાસ ગાવડી માયને,
બાંધી લ્યો પુણ્યનું ભાતું," ને એમ કહીને પૂળો
બતાવે એવડો વાળી, "ન્યાળો એની કુમાશને !..." ૩૫

—દેવજી રા. મોઢા

## પૂછું

તમે આવો નજીક જરી આવો તો વીજળી વાત પૂછું.
કહો અંધારા આભમાં આઘું કયાં આપનું ધામ ઊંચું ?
તમે ચટકંતી ચાલથી ચાલો ત્યાં તેજ છવરાઈ રહે,
કહો આવાં પ્રકાશનાં પૂર વીજલડી ! કયાંથી વહે !
તમે ઊજળાં ને સહિયર કાળી ઘટા નભ ઘેરી ઘૂમે !
એ નિતનવાં રૂપરંગ ધરતી વાદળીઓ શેણે ભમે ?
સદા પાણીના પૂરમાં ઝીલંતાં મેઘની રાણી તમો,
તોય જલતી અગનની જ્વાળા શાં કેમ આ વ્યોમે ભમો ?

*

તમે આઘા અનંતના આરાના આ શું ઈશારા કરો ?
કે નાશવંત ટૂંકા જીવનના ચંચળ ચમકારા કરો ?
વળી કાળાગોરા ભેદ ભૂંસી શું ઐક્ય-રાગ દેવા ચહો ?
રહે અ તમની જ્યોત અણબૂઝી એ વાત શું કે'વા ચહો ?

—ત્રિભુવન વ્યાસ

## આરઝૂ

ઝૂરે છું આરઝૂ મારે, પૂરી શું એ નહિ થાશે,
હજારો સંકટો સહેતાં, અધૂરી શું રહી જાશે ?
બનાવુ બંગલા ઊંચા, મૂકીને આશના પાયા,
નિરાશાની ઊની આગે, બળીને ખાક થઇ જાતા.
ભરી ઉમ્મીદનો પ્યાલો, લગાવું જ્યાં હસી હોઠે,
ચપાટે એક કિસ્મતની, ભૂમિએ જઇ ઢળી પડતો.
ઠોકર ખાઉં પગપગલે, ઉઠું જ્યાં ત્યાં પડું પાછો,
નસીબ જ્યાં હોય ફૂટેલું, કરું ફરિયાદ જઈ કોને ?
રહ્યું ક્યાં જોર બાહુમાં, રહી શક્તિ ન એ હ્રદયે,
પરંતુ આરઝૂ મારી, જીવનદીપ જલાવે છે

—'નવીન'

## અભિષેક

એક દિવસ મેં તને કહ્યું કે 'ઠંડીથી ધ્રૂજે છે કાં ?'
હળવેથી લાપોટ લગાવી મને વચન તેં સુણાવ્યાં:
'જોતો નથી મુજ અંગ તણા આચ્છાદન અર્થે વસન નથી ?
ઠંડીથી ધ્રૂજતાં બચવાનું સાધન મારી પાસ નથી.'
સમજી જઇને મારા તનથી વસ્ત્ર એક મેં કાઢીને.
તારા ઉપર ઓઢાડ્યું, મમ દિલમાં મમતા આણીને
તે જ ક્ષણે તું લીન થયો ને હું સમજ્યો ક્યાં તું ગયો.
મેં મારા ઘરમાં જોયું તો વસ્ત્રોનો અભિષેક થયો.

—મોહિનીચંદ્ર

---

ચિંતન

# માનવીનું જીવન—ગીત

લેખક :
ખલિલ જિબ્રાન

*હું અનાદિકાળથી છું*
*આજે પણ છું*
*અને અનંતકાળ પર્યંત રહીશ*
*મારે સમયમર્યાદા નથી.*

*હું સ્થળરહિત વાતાવરણમાં હિલોળ્યો છું, કલ્પના-જગતમાં વિચર્યો છું, અને અત્યુચ્ચ તેજરાશિ પાસે પણ પહોંચી ગયો છું. છતાં હજુ હું જડ દ્રવ્યોના બંધનમાં છું.*

*કોન્ફ્યુશિયસનાં સૂત્રો મેં વાંચ્યાં*
*બ્રહ્માનું જ્ઞાન પણ સાંભળ્યું*
*બુદ્ધ ભગવાન સમીપ જ્ઞાનવૃક્ષ નીચે બેઠો.*

*પણ હજુ સુધી અજ્ઞાન અને જડત્વ ઉપર વિજય મેળવવાની મારી તજવીજ ચાલુ જ છે.*

*મોઝીઝને જ્યારે જ્યોતિર્દર્શન પ્રાપ્ત થયું ત્યારે હું ત્યાં પર્વત પર હતો. અને ઇસુના ચમત્કાર મેં અખન પર્વતની ખીણમાંથી નિહાળ્યા.*

*મદીનામાં મેં મહમ્મદ પયગમ્બરનાં પ્રવચનો સાંભળ્યાં.*

*પણ હજુયે હું આશ્ચર્યના ચક્રવ્યૂહમાં ગૂંચવાયા કરું છું.*

*મેં બેબીલોનના સામર્થ્યનું નિરીક્ષણ કર્યું. ઇજીપ્તનું ઐશ્વર્ય નિહાળ્યું, ગ્રીસની મહત્તાનું અવલોકન કર્યું.*

*પરંતુ એ સર્વમાં મને દૌર્બલ્ય, અપમાન અને અપ્રતિષ્ઠા જ દેખાયાં.*

*'દૂર' નામના ગરાને કાંઠે જાદુગર પાસે હું બેઠો. આનિપે ને ઈલાઇલિના દેવદૂતોની સાથે રહ્યો. અને પેલેસ્ટાઇનના પયગમ્બરોના સત્સંગનો લાભ પણ મેં લીધો.*

*પરંતુ સત્યનું ગીત મને સાંભળવા મળ્યું નહિ.*

*જ્ઞાનની જે વાતો ફક્ત હિંદુસ્તાનમાં જ જન્મ પામી હતી તે મેં પુનઃ પુનઃ સાંભળી. અરબસ્તાનવાસીઓનાં અંતઃકરણમાં સ્ફૂરેલાં કાવ્યો મેં હૃદયાગ્રે કર્યાં, અને પાશ્ચાત્યોનું મૂર્તિમંત સંગીત સાંભળ્યું.*

*પરંતુ હું સદાય અંધ જ રહ્યો. કંઇ પણ જોઇ શક્યો નહિ.*

*હું બધિર જ રહ્યો. કંઈ પણ સાંભળી શક્યો નહિ.*

*વિજેતાઓની નિષ્ઠુરતા મેં મૂંગે મોઢે સહન કરી. જુલ્મી અધિકારીઓની દમનનીતિનો મેં સ્વાદ ચાખ્યો.*

*બળવાન બંડખોરોની શૃંખલામાં પણ હું જકડાયો.*

*પણ જેમ તેમ દિવસો નિર્ગમન કરવા જેટલી જ મારામાં શકિત હતી.*

*નાનો હતો ત્યારે મેં બધુંય જોયું, બધુંય સાંભળ્યું. યુવાવસ્થાની સાથે સંબંધ રાખનારી બાબતો હું થોડા વખતમાં જોઇશ-સાંભળીશ; અને પછી ઉંમરલાયક બનીને પૂર્ણાવસ્થા પ્રાપ્ત કરીશ. છેવટે પરમેશ્વરના દરબારમાં પહોંચી જઇશ.*

*એનો એ જ હું—*
*હું અનાદિકાળથી હતો,*
*આજે પણ છું*
*અને અનંતકાળ પર્યંત રહીશ*
*મારે સમયમર્યાદા નથી.*

—કેશવલાલ કા. જાની બી. એ.

# નવી જાહેરખબરો

•••• રતિ

## પત્રમિત્રો જોઈએ છે

હું નવલિકાકાર છું. હું નવલકથાકાર છું. હું લોકસાહિત્યકાર છું. હું કાઠિયાવાડી શબ્દકોષ છું. હું નાટ્યકાર છું. હું નિબંધકાર છું. હું ભવાઈકાર છું. હું પત્રકાર છું. હું બી. કોમ. છું. હું વિવેચક છું. હું બણુચક નથી.

**મારી શોખની વસ્તુ-**

લાકડાના ટાઇપ

**મારો ખાસ વિષય-**

મારા બે કે ત્રણ મિત્રોને ચમકાવવા સારુ જ હું કોઈ પણ વિષય પર વિવેચન કરી શકું છું. એ ચમકમાં હું એટલો બધો અંજાઈ શકું છું કે, મારા મિત્રો સિવાય બીજા કોઈ સાહિત્યકાર જ નથી, અને છે તો ઉલ્લેખનીય નથી, ઉલ્લેખનીય છે તો 'જગ્યા નથી,' અને જગ્યા છે તો મારા મિત્ર ક્યાં નથી ? એવું માનું-મનાવું છું.

**મારી ખાસિયત-**

'હું કેઈની શેહમાં દબાઉં એમ નથી !' એવું હું બોલી જાણું છું; તેમજ દિનમાન 'ફળી જઈને દરેકોઈના પગમાં પડી જવાની કલા મેં સાધી છે.

**મારી તમન્ના**

દેશેદેશના લોકો મને જોવા ઊમટ્યા હોય... અને હું ? હું, મારા ગામને પાદર ખાદળામાં પડેલી, રખડીથી તરબતર થયેલી, હાથણી જેટલું ગજું ઠરી ગયેલી ને હિરણ્યની પાટ સમી કાળી ભમ્મર ભેંસ પર બેઠો બેઠો મારી અફલાતૂન નવલિકા સાથે સંવનન કરી રહ્યો હોઉં...ને સામે, ઠાલું ભરાય તેવડો ફસફસતો ચોદળો નિજ ખૂરણુ વેરતો પડયો હોય...!

[આટલી નોંધ કરી લેવી. મારું નામઠામ અવકાશે જણાવીશ.]

'ઓઢું હું કાળો કામળો
દુજો ડાઘ ન લાગે કોઇ !'
(મીરાંબાઇ)

●

વાદળી કાળાશ પકડે—
મેઘ-સંચય થાય ત્યારે.
અલકલટ કાળાશ જાળવે—
તેલ-સંચય થાય ત્યારે.
રાત્રિ કાળાશ પાથરે—
અંધકાર-સંચય થાય ત્યારે.
દિલ કાળાશ પકડે—
ધન-સંચય થાય ત્યારે!

એવા કુમળા દિલની કાળાશ નાબૂદ થાય તે પહેલ એક તસ્વીર, પેઇન્ટિંગ કે એન્લાર્જમેન્ટ માટે-

## મઝગાંવ સ્ટુડીઓ

મુંબઈ

[કાળા બજારના માનનીય નેતા મોહનલાલ ગોકુળદ ખાસ આમંત્રણને માન આપી અમારા સ્ટુડીઓમા પોઝ આપ્યા છે, તેની મનગમતી સાઇઝની ઓછામાં ઓછી એક કૉપી, પ્રાતઃવંદના કરવા આપના ઘરમાં હોવી જોઈએ.]

## નર્સીંગ

ખાસ કોમના બીમાર માણસોને 'પાંચમી કતાર'નું ઇન્જેક્શન આપી શકે તેવી ક્વોલિફાઇડ નર્સો તેમ જ ડૉક્ટરો મળશે.

હિન્દ નર્સીઝ બ્યુરો
ઠે. બરખાસ્ત થએલી મુસ્લિમ લીગની કચેરીઓ
હિન્દ

# ગાંધીજી : માનવીઓમાં શ્રેષ્ઠ

: લેખક :
શ્રી. બાપચંદ મા. વડેરા બી. એ; એલએલ. બી.

કોઈ વિદેશી વિદ્વાને એક સ્થળે એવું કહ્યાનું યાદ છે કે ભારતવર્ષનો પ્રત્યેક માનવી નાનકડો ગાંધી છે અને એ કારણે ગાંધીજીની અસર તેના પર દૃઢતાપૂર્વક પડી રહી છે. આવા પ્રકારનું વાક્ય આ વિદ્વાને શા હેતુથી, કેવા સંદર્ભમાં કહેલું છે તે ખ્યાલમાં નથી. એ બાબત ચર્ચા કરવાની આવશ્યકતા કે પ્રસંગ નથી. મને તો એ વાક્યને સહેજ લંબાવવાની ઇચ્છા થાય છે; હું તો એમ અનુભવી રહ્યો છું કે જગતભરનો પ્રત્યેક માનવી નાનકડો ગાંધી છે અને તેથી ગાંધીજીની અસર આખા વિશ્વનાં તમામ માનવીના જીવન પર ધીમે ધીમે પણ સુદૃઢ રીતે પડતી જાય છે. આજે એના દેહવિલયનાં ટાંકણે ગાંધીજી વિશ્વવંદ્ય વિભૂતિનું સ્થાન લઈ ચૂક્યા હતા. અને માનવીના જીવનની સુસંસ્કૃત જિજિવિષામાં જે સુંદરમાં સુંદર સુલક્ષણો વ્યક્ત થવાની શક્યતા રહી છે તે તમામ પોતાના જીવનમાં સર્વત્ર, સર્વ કાળે દર્શાવી રહ્યા હતા. ગાંધીજી એક સામાન્ય માનવી હતા અને માનવચારિત્ર્યની સર્વોચ્ચ સપાટી પર એમના જીવન-વ્યવહારને એમણે સ્થિર બનાવ્યો હતો.

આમ કહેવામાં ગાંધીજીના લોકોત્તરપણાને જરા પણ હાનિ થઈ રહી છે તેમ લાગતું નહિ જોઈએ. આપણો અને ખાસ કરીને હિન્દુજાતિનો સ્વભાવ તો એવો રહ્યો છે કે પરમાત્મ સ્વરૂપ સાથેની અદ્વૈત ભાવનાને બુદ્ધિમાં અને વાણીમાં સ્વીકારતા જતાં છતાં ડગલે અને પગલે દ્વૈતભાવ કેળવવો. ચેતનનું જે સ્વરૂપ કોઈ પણ અદના પ્રાણીમાં રહેલું છે, તે જ સ્વરૂપ વિશ્વવ્યાપી છે. તે જ સ્વરૂપ વિકાસ પામી એકાગ્ર થવા મથી સબળ બનતે જતે વિશ્વવ્યાપક રૂપ એ જ રીતે પ્રાપ્ત કરતું રહે છે એમ સમજવાનો પ્રયાસ કરતાં છતાં વિભૂતિ નરોને સામાન્ય માનવીથી પર માની લેવાનો અધર્મ કરી બેસવું એ તો આપણો ઐતિહાસિક દોષ છે. ગાંધીજીને માટે પણ એમ જ બનતું જતું હતું. પણ એમ કરીને તો આપણે આપણી નિર્બળતા પર ઢાંકપીછોડો કરવા માગીએ છીએ. આપણે એવું આલંબન લઈ જાતને સ્થિર કરવા માગીએ છીએ કે એ પરમાત્મસ્વરૂપ અવતારી પુરુષ આપણા કરતાં ક્યાંઈ ઉચ્ચ કોટી પર વિહરી રહેલ છે એની સાથે આપણી સરખામણી હોઈ શકે નહિ, સ્પર્ધા તો ક્યાંથી હોય જ ? આપણો અધિકાર તો કેવળ એના નામસ્મરણનો જ

# યુગ-ગીતા

: લેખક :
શ્રી. નવલભાઈ શાહ
સંપાદક : 'વિશ્વવાત્સલ્ય

**વત્સ :**

મહાયજ્ઞ હશે કેવો
  કહો બાપુ ! કૃપા કરી
હવિ છે દેહ જે. યજ્ઞે
  આત્મા યોજક એહનો.

**બાપુ :**

આત્મશુદ્ધિ કરી લક્ષ્ય
  વિશ્વનાં હિત કાજ જે
શુદ્ધ ભાવે કરે કર્મ
  યોગી તે જન જાણવો.
સાધન માત્ર છે કર્મ
  સાધ્ય તો આત્મચેતન
ભાવીને દિલમાં ભાવ
  રહે પ્રવૃત્ત કર્મમાં.

કર્મશુદ્ધિ થતાં નિશ્ચે
  ચિત્ત શુદ્ધ થશે ભલા
ચિત્તશુદ્ધિ થતાં શાંતિ
  અનોખી ઉર પામશે.

પાંગળાં જાણજે કર્મ
  વાપરો શુદ્ધિ કાજ ના
સ્થૂળ છે સ્થૂળ દૃષ્ટિથી
  રાચો જે બાહ્યકર્મમાં.

બધાંનું જે બધું હિત
  અંતરે નિત્ય ધારીને
કરે કર્મો સદા યોગી
  સમદર્શી સનાતન.

સ્વેદબિંદુ સમર્પીને
  પ્રસાદી નિત્ય જે ગ્રહે
અમૃતતત્ત્વનો ભોગી
  પ્રસન્ન ચિત્ત સર્વદા.

પોઢીને પોચી શૈયાએ
  લૂંટે સંપત્તિ વિશ્વની
ઉમેરે ના કુડી કોડી
  કરામે લક્ષ્મી વાસ છે.

લૂંટે ના જે લૂંટાતો ના
  લૂંટને પોષતો નહીં
એવો એ સમત્વનો પંથ
  જાણવો વિશ્વશાંતિનો

દોષના લૂંટનારાનો
અંતરે જેહના વસે
શુભચિત્તે હદે વાંચ્છે
સર્વત્ર હિત સર્વનું

દુર્વૃત્તિનો કરો નાશ
દુર્જનોનો કદી નહિ
દુષ્ટોના નાશથી કોદી
નાશ ના દુષ્ટતા તણો.

બહિર્દષ્ટિ કરી બંધ
હરની આંખ ખોલીને
ફેરવે મુખ જે પાછું
સંયમી એહ જાણવો.

એવી એ કર્મની દૃષ્ટિ
શુદ્ધ દૃષ્ટિ તું જાણજે
દિલમાં ઊગવાં, એ તો
કર્મ ચક્ષુ બની જશે.

સ:
દષ્ટિને ફેરવું તોયે
માર્ગ ના સુજને સૂઝે
કયો યજ્ઞ કર્યાં કર્મ
વિસ્તારી બાપુજી કહો.

બાપુ:
શુદ્ધભાવે કરો કર્મ
શુભનો શુભ અંત છે.
ફલાસક્તિ ત્યજી કર્મ
કરો જે વિશ્વ હિતમાં

રાક્ષસી યંત્રની શક્તિ
માયાવી દૈત્યના સમી
સહસ્ર હસ્તનું જોર
એકમાં છે ભર્યું પડ્યું.

લાખ મારી જીવાડે છે
એકને, યંત્ર પાશવી
એકના હિતને અર્થે
લાખનો નાશ કયાં કરો ?

દરીદ્રોની મહાસેના
બેકાર બાપડાં દુ:ખી
ભૂખ્યાં નાગાં મરેલાંઓ
લીલા છે યંત્રદૂતની.

હજારો હાથ યાચે છે
કામ આપો પ્રભુ મને
યંત્રોની ધૂનમાં પેલી
ફેંસાતો હાથ માનવી.

હોઈ શકે અને એનું વર્ચસ્વ એટલું ભારે હશે કે નામનાં સ્મરણ માત્રથી આપણને એ ઊંચે લઇ લેશે.

આ માન્યતા—આવી દૃઢ માનસિક અવસ્થા જ—ગાંધીજીને સામાન્ય માનવી કહેતા કે કહેવાતા સાંભળતાં રોષ અનુભવે છે, સંકોચાય છે. ઘડીભર આ વાત બાજુ પર મૂકીએ તો, અને સહજ સૂક્ષ્મ દૃષ્ટિથી વિચારીએ તો, જણાશે કે પૃથ્વી પર માનવદેહ ધરીને અવતરેલા કોઇ પણ પુરુષ યા સ્ત્રીને માટે માનવ દેહથી મર્યાદીત થતો આત્મા જેટલી સંપૂર્ણતાએ પહોંચી શકે છે, તેટલી સંપૂર્ણતાએ એ પહોંચેલ છે એમ કહેવું એ એ પુરુષ કે સ્ત્રીને વધારેમાં વધારે ભાવથી આપી શકાય તેવી માનાંજલિ છે. આપણે ગાંધીજીને એ આપીને તો કૃતાર્થ થવું જોઇએ અને માનવું જોઇએ કે એને માનવોત્તર કહેવા કરતાં માનવીઓમાં શ્રેષ્ટ કહેવા તે વધારે સાચું છે. માનવ જીવનની આ પરમોચ્ચ સિદ્ધિ એણે પ્રાપ્ત કરી હતી. એને માનવ વિશેષ આપણે નહીં કહી શકીએ. માનવબુદ્ધિ કે બળનાં કે માનવીનાં જીવન લક્ષણનાં કોઇ પણ એક પાસાના અતિશય વિકાસે કરીને એમના જીવને ચમત્કારીક વ્યક્તિત્વ પ્રાપ્ત નહોતું કર્યું. આવી અતિશયતા જેમ એકાદ લક્ષણનો અતીવ વિકાસ કરે છે તેમ બાકીનાં સર્વ લક્ષણો ધીમે ધીમે એનાથી લુપ્ત થતાં જાય છે. છેવટે એ માણસ પેલા ઠઠ્ઠાચિત્રકારો દોરી રહે છે તેવી વિકૃતિ બની જાય છે. કોઇ અમર્યાદ શારીરિક બળ કેળવી, અજાણુી ચમત્કારો કરી, લોકો પર અદ્ભુતતાની છાપ પાડી શકે છે; તો કોઇ ઇન્દ્રિયજન્ય બીજી કોઇપણ કસરતના પ્રયોગોએ કરીને આપણને આશ્ચર્યમુગ્ધ બનાવે છે; આપણે જોઈ રહીએ છીએ, સ્તબ્ધ થઇએ છીએ અને ઘડીભર અંજાઈ પણ જઇએ છીએ : પણ બીજી પળે જ્યારે આપણને એ વિરાટકાય દીસતા માનવીની બીજી નિર્બળતાઓ કે એની અણવિકસેલી રેખાઓ દેખાય છે ત્યારે એક બાજુ આટલું મહાન કાર્ય કરી શકનાર બીજી બાજુ આટલો લઘુતમ કાં ? એવો નિરાશાભર્યો પ્રશ્ન આપણને થાય છે. આપણે આવી સિદ્ધિ (fit) માટે અણગમો પામીએ છીએ.

ગાંધીજી સર્વતોભદ્ર પુરુષ હતા. એમના જીવનમાં સપ્રમાણતા હતી. કયાંય વધુ પડતી ઉંચાઇ કે કયાંઈ વધુ પડતું નીચાપણું નહિ હતું. સંપૂર્ણ સમતોલને એમના જીવનને હળવું ફૂલ જેવું અને સર્વસ્પર્શ બનાવેલું હતું. આથી જ ગાંધીજીએ કોઇ નવો પંથ સ્થાપ્યો નથી. જ્ઞાનમાં કે વિજ્ઞાનમાં કોઇ નવા સિદ્ધાંતો કે પ્રમેયો તારવી કે સિદ્ધ કરી આપ્યા નથી. એમનું વાંચન સાધારણ પ્રકારનું હતું એમ એ પોતે જ કબૂલ કરતા. જગતભરમાં પ્રત્યેક વિષય પર થોકબંધ લખાણો લખાયાં

છે, નવનવી શોધો થાય છે, સિધ્ધાંતો રચાય કે ભાંગી નંખાય છે. ગાંધીજી સીધી રીતે એ બધા સાથે ભાગ્યે જ સંસર્ગ રાખતા. સાધારણ રીતે એમના મિત્રો, પ્રશંસકો અને અંતેવાસીઓ આમાંથી કોઇ પણ એકાદ વિષયને પોતાનો બનાવી તેનો અભ્યાસ કરતા. અને જાણવા જેવું લાગતું તે ગાંધીજી પાસે મૂકતા.

જેમ ગાંધીજી સાહિત્યકાર કે અભ્યાસી ન હતા, તેમ તે તત્ત્વચિંતક પણ—આ શબ્દના પારિભાષિક અર્થમાં—ન હતા. એ જ રીતે ગાંધીજી સંપૂર્ણ પ્રમાણમાં રાજકારણી પુરૂષ પણ ન હતા. રાજકારણમાં રહેલી નૈતિક જડતાથી તો ઉલટા તેઓ દૂર ભાગતા એ કેવળ ભક્તિમાર્ગી સંત ન હતા. ઇશ્વરની પ્રાર્થના ઉપાસના તેમને પ્રિય હતાં એમ આપણને જણાઇ આવે છે; છતાં આજે હિંદુસ્તાને સંસ્કૃતિના આટલા બધા હ્રાસ પછી ઇશ્વરનો જે રૂઢ અર્થ પકડી રાખેલો છે તે અર્થમાં ઇશ્વર કે ઇશ્વરની ઉપાસના તેમને કદી માન્ય ન હતાં. ઇશ્વર એ તો એમને મન એક સચરાચર સંસારની સંસ્કૃતિમાંથી ડગલે અને પગલે ફલિત થતો જતો નિયમ માત્ર હતો. એ નિયમથી ભિન્ન કોઈ નિયામકને કલ્પવાની જરૂર એમણે જોઇ ન હતી અને આવા અર્થમાં જડ ચેતન સર્વ સૃષ્ટિમાંથી ક્ષણે ક્ષણે નિયમનું પ્રાકટ્ય થઈ રહ્યું છે એવું સ્વીકારવા તો નાસ્તિક પણ ક્યાં તૈયાર નથી હોતો? આ દૃષ્ટિએ જોઈએ તો ગાંધીજીની ઇશ્વરભક્તિ કે ઇશ્વર પરની તેમની શ્રદ્ધા પણ બુદ્ધિજીવી વર્ગને માટે એક પ્રશ્નરૂપ થઇ પડે છે.

આમ ગાંધીજીનાં જીવનનું મૂલ્યાંકન કરવા જતાં તેમને જગતમાન્ય એવા કોઇ પણ એક ચોકઠામાં આપણે બેસાડી શકતા નથી માનવજાતિએ નિર્મેલા મહત્તા માપવાના કોઈપણ સાધનથી એ માપી શકાતા નથી. જેમ શાસ્ત્રો પરમાત્માને માટે તે 'અમુક' નથી 'અમુક' નથી—કહી કહી છેવટ 'નેતિ' કહીને ઉભા રહી જાય છે, તેવી જ દશા ગાંધીજીના જીવનનું મૂલ્યાંકન કરનારની થઇ જાય છે, પણ ગાંધીજીની સાચી મહત્તા તેઓ ક્યાંઇ સમાતા નથી તેમાં જ રહેલી છે. ગાંધીજીના જીવન અને શિક્ષણની જે વ્યાપક અસર પડી રહી છે, તે આપણા જ સર્વનાં અંતરમાં એકેક ગાંધી રહેલ છે તેને અંગે પડી છે એમ કહેવાનો હેતુ પણ એ જ છે. ગાંધીજીનું જીવન પ્રત્યેક માનવીને પોતાના જીવનમાં રહેલી શક્યતામાંથી વિકસી શકે તેવું સહજ સિદ્ધ દેખાય છે અને પોતે જે આચરવા વિચારવા અને ઉચ્ચારવા નિરંતર અંતર્ગત માનવતાથી પ્રેરાઈ રહેલ છે છતાં જેમ કરવામાં નિષ્ફળ નીવડતાં હંમેશ કષ્ટ અનુભવી રહેલ છે તે જ ગાંધીજીના જીવનમાંથી વિચાર વાણી અને વર્તનમાં નિરંતર

યંત્ર શો યંત્રની સાથે
તણાતો વેગમાં અતિ
હાંફેડુ આજ હંફાતો
યંત્રોની ક્રૂર દોડમાં.

ક્યાંથી આનંદ ઉલ્લાસ
યંત્રકર્મો કર્યે જતાં
યંત્રની ચૂડમાં વિશ્વ
દિનેદિન થતું ક્ષીણ.

લ્હેંચાઈ જિંદગી આજે
'બોજ'ને 'મોજ' સાગમાં
કર્મને બોજ સૌ માણે
ઉડાવે મોજ અંતમાં.

જિંદગીના નથી ભાગો
ચેતનાનો પ્રવાહ એ
કર્મો છે સર્જનો એનાં
સાધના કુસુમો સમાં.

હાથને હાલવા દેજો
પગને ભોમ કાપવા
મનને મથવા દેજો
ગામડે સર્જવા બધું.

એમાં છે રાષ્ટ્રની મુક્તિ
વિશ્વશાંતિ તણો પથ
જીવતાં ગામડું શીખે
વિશ્વ સારું જીવી જશે.

હિંદનું હાર્દ છે ગ્રામ
ગામડું રાષ્ટ્ર પ્રાણ છે
જ્વલંત જ્યોતિ શો દીપ
રાષ્ટ્ર એનો પ્રકાશ છે.

આંખને આંજતાં શે'રો
ફાલે છે વેગથી મહા
સંપત્તિ ગ્રામની સારી
વહે છે શે'રના પ્રતિ.

બુદ્ધિ ઐશ્વર્ય ને શક્તિ
ખેંચાતી શે'રના પ્રતિ
ફરી કેંદ્રિત ગામોમાં
પ્રાણનું દાન ત્યાં કરો.

મરેલાંને સજીવાને
ગ્રામને પ્રાણ અર્પવા
રાષ્ટ્રપ્રેમી સમર્પી દે
સર્વસ્વ શુદ્ધભાવથી.

યજ્ઞોમાં શ્રેષ્ઠ જે યજ્ઞ
ગ્રામયજ્ઞ તેને કહ્યો
ઉજળી દિલની ગુહા
ગ્રામમાં લીન તું બન.

શે'રોની કારમી ચૂસ
ચૂસે છે ગ્રામદેહને
સંસ્કૃતિનું મહાયુદ્ધ
ખેલાતું આર્ય ભોમમાં.

એકને સ્વાર્થની પાંખ
બીજીને ત્યાગ પ્રેમની
એકને મોહમાયાની
બીજીને શાંતિ ભાવની.

કુટિરો જ્ઞાનનાં ધામ
સંસ્કૃતિનાં પ્રતિક શી
મને છે પ્રાણથી પ્યારી
વસે તેમાં પ્રિય મને.

સ્થૂળ છે ભવ્ય મે'લાતો
જડ આત્મા વસે તહીં
જીવતી તૃણ છાએલી
ઝૂંપડી વાંસની ભલી.

સત્ય ના મ્હેલમાં ફાવ્યું
સત્વ ના શે'રમાં વસ્યું
વસ્યું છે અંતરે ભોળા
સંતુષ્ટ ગ્રામવાસીના.

કુટિરોની કરે પૂજા
ખાદીને અંગ પે ધરે
લૂંટે જે લૂંટ લાખોની
દૂર હુંથીય છે ઘણા.

ચાહે જે જાણવા હુંને
લીન હુંમાં થતું રહ્યું
પ્રાણ છે ગામડાં મારાં
ગ્રામવાસી થઉં રહ્યું.

વત્સ :

ગામડું પ્રિય છે જેને
ગામડે જે સદા વસે
ગ્રામવાસી હશે કેવો
ભક્ત બાપુજી આપનો !

બાપુ :

અંતરે જેહના સ્ફુરે
ગ્રામપ્રીતિ અતુલ શી
ગામડું આત્મવત્ ચાહે
જાણવો ગ્રામસેવક.

નિઃપવાદ પ્રતીત થતું જોઈ પ્રત્યેક માનવી જાણે એ પોતાનો વિજય હોય તેમ માની રાચે છે માટે જ ગાંધીજી દરેકનાં હૃદયને સ્પર્શી શકે છે, દરેકનાં હૃદયમાં સુપ્ત રહેલા ગાંધીને જગાડી શકે છે. માનવીમાં શ્રેષ્ઠ ગાંધીજી મૂળભૂત રીતે અને છેવટનાં સ્વરૂપમાં પણ માનવ જ છે. તેમણે ગ્રહણ કરેલા સિદ્ધાંતો પણ તદ્દન સાદા, કોઈ પણ માનવીને ગમે તે વખતે સૂઝે તેવા છેઃ સત્ય, અહિંસા, અસ્તેય, અપરિગ્રહ અને 'વૈષ્ણવજન તો તેને કહીએ' વાળા લોક પ્રસિદ્ધ ભજનમાં ગણાવેલાં સાચા વૈષ્ણવનાં ચારિત્ર્ય લક્ષણોની સામે કોણ વાંધો લઈ શકે તેમ છે ? અને એમાં નવું પણ શું છે ? મનુષ્યે આજદિન સુધીમાં ઘડી કાઢેલું નીતિશાસ્ત્ર આ તમામ લક્ષણો પર ઘણા વખતથી ભાર મૂકતું જ આવેલ છે; છતાં ગાંધીજીના મુખમાંથી અને એની લેખિનીમાંથી આ જ શબ્દો અને આ જ ભજનમાં વર્ણવેલાં જન-લક્ષણો બહાર પડે છે, ત્યારે એની પાછળ કોઈ પ્રબળ શક્તિ દોડી આવતી હોય તેમ લાગે છે. ગાંધીજીને સાવ શૂન્યવત્ બનવું પ્રિય લાગે છે, કારણકે મનુષ્યની અહંતાનો પ્રારંભ શૂન્યથી જરા આગળ વધવાની શરૂઆત થાય ત્યારથી જ થાય છે. સામાન્ય માનવીને છાજે તેવી છટાથી એ બોલે છે, લખે છે, ફરે છે અને વાદ-વિવાદ કરે છેઃ નાનાશી પર્ણકુટિમાં ઓછામાં ઓછાં ઉપકરણો રાખી-જરૂરીઆતોને છેલ્લી હદ સુધી ઘટાડી-એમને જીવવું ગમે છે. ગમે તેવા લોકોત્તર માનવીનો ઇતિહાસ તપાસો, અગર આપણે જેને લોકોત્તર કહીએ છીએ તેના સંબંધેની આપણી કલ્પના તપાસો. ત્યાં તો બધું જ અસામાન્ય જણાશે. એક માણસથી શક્ય ન હોય તેવું જ બધું લાગશે; જ્યારે ગાંધીજી જે કરી રહ્યા હતા તે એક સાદામાં સાદો માનવી પણ કરી શકે તેવું છે. જ્યારે જ્યારે ગાંધીજીને અમુક સંબંધમાં અમુક સવાલ પૂછવામાં આવેલો તેવું જાણવા મળતું, ત્યારે ત્યારે ગાંધીજીનો જવાબ અમુક હશે તેવી કલ્પના ઘણી વાર થતી. અને મોટે ભાગે એ કલ્પના સાચી પડતી. આથી તો ઘણી વાર એમ થતું કે આવી ખુલ્લી જીવન કિતાબ રાખી ફરનારા આ મહાપુરૂષનાં ચારિત્ર્યનો અભ્યાસ જ પૂરતો નથી કે લોકો તેને વ્યક્તિગત પ્રશ્નો પૂછી હેરાન કરી રહેલ છે ?

ગાંધીજી રાજકારણમાં શા માટે પડેલા હશે, તેવો પ્રશ્ન ઘણીવાર ઉપજતો. આધુનિક રાજકારણી પદ્ધતિના જે ખાસ ગુણો અગર કહીએ તો દુર્ગુણો પૈકી એક પણ તેમનામાં દેખાતા ન હતા; છતાં રાજકારણમાં શા માટે ? પણ ફરીથી બીજો સવાલ એવો જ ઉપસ્થિત થાય છે કે એ તો હતા આપણા જેવા માનવી. માત્ર આપણે જ્યાં હજી પહેલી સીડીના પહેલે પગથીએ

માનવતાના અભિવ્યક્તિ માટે કર્મ કરવાનું જ રહ્યું. ગીતાએ પ્રબોધેલા નિષ્કામ કર્મ ક.ન.ના એ સાચા અધિકારી,—કર્મ અને અકર્મના એ સદાય જાગ્રત સંશોધક : જો એમને કર્મ જ કરવાનાં હોય તો પછી ગમે તે ક્ષેત્રમાં કરવાં પડે એ એમને માટે અકસ્માત જ કહેવાય. ગમે તે ક્ષેત્રમાં એ પડે તો પણ એમ જ કહેવાય કે એવા નાના ક્ષેત્રમાં એ કેમ પડયા ? પ્રત્યેક ક્ષેત્ર એમના જીવનવિકાસની વિશાળ મર્યાદા જોતાં સાંકડું જ ગણાય તેમ હતું, તેમ રાજકારણ પણ ગણાય : છતાં રાજકારણમાં રહ્યા રહ્યા પણ એમણે કાર્ય તો સાધુનાં જ કરેલાં છે. A saint among politicians and a politician among saints એ ટૂંકા સૂત્રાત્મક વાક્યમાં એમના ચરિત્રનો અને જીવન-ક્ષેત્રનો સહેજ જ ખ્યાલ આવે છે.

રાજકારણનાં મલિન જળમાં એમના જીવનનું સ્વચ્છ કમળ પ્રફુલ્લી શકયું એ જ એમની મહત્તા—એ જ એમનું મૂલ્યાંકનઃ એમનું છેવટનું લક્ષ્ય તો હતી એ માનવ-ચારિત્ર્યની, આત્માની, જિજિવિષાની—પરિપૂર્ણ પ્રફુલ્લતા : મલિન જળની પશ્ચાદભૂમિકામાં એ વધુ શોભી નીકળી અને એણે ઘણાંને આકર્ષ્યા. છતાં એ તો કેવળ એક અકસ્માત જ હતો. સંપૂર્ણ માનવી તરીકે જીવવા પ્રયાસ કરતાં કરતાં હિંદની સ્વતંત્રતા માટે એમને મંથન કરવું પડયું પણ એ સ્વતંત્રતા માત્ર જ એમનું લક્ષ્ય નહોતું, એમ હોત તો મેલી મુત્સદ્દીગીરીમાં લપસી પડતાં જરા પણ વાર ન લાગત. લક્ષ્ય તો હતું સાચા માનવી તરીકે જીવવાનું. સાચા માનવી તરીકે જીવવાના કર્તવ્ય વર્તુલમાં આવે તે રીતે હિંદની દુઃખી જનતાનો આર્ત્તનાદ તેમણે સાંભળ્યો. સાચા માનવીને આ પીડાતી જનતાની મુક્તિ વગર પોતાની માનવતાની અભિવ્યક્તિ અધૂરી લાગી અને એ રાજકારણમાં ખેંચાયા.

એમણે રાજકારણનું તો કોઈ ક્રાન્તિકારી, આમૂલ વિશુદ્ધિકરણ કરી નાખ્યું. એવી રીતે પ્રશ્નને હાથ ધર્યો, કે જેને ભૌતિક વિરોધ હતો તેમને પણ—ગાંધીજીના વ્યક્તિત્વને સન્માનવું પડયું. સામી છાવણીના મહારથીઓને પણ યુદ્ધનાં બાણો છોડતાં પહેલાં વંદન કરવું પડે તેવી રીતે એ યુદ્ધ લડયા અને તેવી રીતે જીત્યા. જીત એ તો અકસ્માત છે; હાર થઈ હોત, યુદ્ધ ચાલ્યું હોત અને એમનો દેહવિલય થયો હોત, તો પણ એ તો જીતેલા જ હતા; હાર તો હોત હિંદી પ્રજાની.

ફરી ફરીને સવાલ એ આવે છે એ મહાપુરુષની મહત્તા શેમાં રહી છે ? મને તો લાગે છે કે આચરણની દૃઢતા એ જ એનો જવાબ

પૂજારી એહનો સાચો
ભક્ત એ ગ્રામસેવક.

નષ્ટપ્રાય થતાં ગ્રામ
રાષ્ટ્રીયે ધૂળમાં મળે
લિખાતાં રાષ્ટ્રનો માળો
રુંધાતો પ્રાણ વિશ્વનો.

આ છે નાશનો માર્ગ
જે પંથે રાષ્ટ્ર કૈં અખ્યાં,
ધૂળમાં ધૂળ સામ્રાજ્યો
ચક્રવર્તીય છે થયાં.

બીજો છે અર્વનો પંથ
જે પંથે વિશ્વ છે ચઢયું
સીમાઓ સાંકડી બાંધી
કૂવાનાં દેડકાં બન્યાં.

દેહ છે ગ્રામને માટે
રાષ્ટ્રાર્થે ગામડાં બધાં,
રાષ્ટ્ર છે વિશ્વને કાજે
આત્માર્થે વિશ્વ છે રચ્યું.

ભૂલીને પંથ આ ધોરી
બન્યા છે અંધ રાષ્ટ્રમાં
નાના શા રાષ્ટ્રને કાજે
વિશ્વનો નાશ નોતરે.

સીમાના બંધને બાંધી
જાતિગર્વે ફુલાઈને
હણે છે જાતિ જાતિને
રાષ્ટ્રભક્તિ શું આ હશે ?

ભૂલો કયાં સર્વ ભૂતોમાં
એક આત્મા સદા રહ્યો
એક જ્યોતિ જગે વિશ્વે
ચિનગારી પ્રાણી માત્ર છે.

પૃથક એને ભલે જાણો
તોય છે માનવી બધાં
મનુના સર્વ છે પુત્રો
એકના સૌ અનેક છો.

જાતિઓ ના નથી ભિન્ન
બધા છો માનવી જગે
વ્હેંચાયા એક સ્થાનેથી
વિરાટ વિશ્વને વિષે.

નથી ઇસાઇ, કે હિંદુ
ન છો મુસ્લિમ પારસી

બધા છે માર્ગ શાંતિના
તમે છો માત્ર માનવી.
ભૂલીને રાહ શાંતિનો
પંથના બંધને ફસી
હણો ક્યાં સાથી સાથીને
પ્રવાસી શાંતિપંથના?
ન અંગ્રેજ કે જર્મન
ચીન. જાપાનવાસી ના
એ તો છે બાગના ક્યારા
ફૂલડાં માનવી બધાં.
આત્માને કો નથી સ્થાન
બંધનો કાળનાં વળી
દિગંત આત્મનું ધામ
કોણ ક્યાંનો રહીશ ક્યાં
સમજો શાંત બુદ્ધિથી
વિશ્વ શાંતિનિકેતન
વિરાટ વિશ્વનો વાસી
હું છું આત્મા સનાતન.
યજ્ઞથી આ મહાવિશ્વ
યજ્ઞથી પ્રાણીમાત્ર છે
અન્યાર્થે અર્પવું નિજ
એ જ યજ્ઞ સનાતન.
ઊલટી.આજ છે દૃષ્ટિ
રાહ ઊંધે ધપી રહ્યો
માને છે આનવી 'મારું'
સચરાચર આ બધું.
દેહ છે વિશ્વનું કેંદ્ર
સંપત્તિ દેહ કાજ છે.
પ્રકૃતિનાં બધાં અંગો
માનવીનાં ગુલામ છે."
પ્રફુલ્લ પ્રગતિ ગોદ
પડી છે પાંગળી બની
મહોત્પાતો મચાવે છે
સ્વાર્થાંધ અર્થદાસ એ.
સંસ્કૃતિની કૂણી વેલ
મોદ ક્યારે ઊગી દીસે
મમત્વ-વિષથી સિંચી
ફેરી છે પૃથ્વી પાટલે
દોડમાં સભ્યતા કેરી
સંસ્કૃતિ અટવાય છે
વેર ને દ્વેષની જ્વાળે
વિશ્વપ્રાણ પિખાય છે.

છે. નૈતિકતાના પાયા પર વિચાર, વાણી અને આચરણમાં અણીશુદ્ધ એક વાક્યતા. એ જ એમનું જીવન રહસ્ય છે. પ્રસંગે ગંભીર બનતાં; પ્રસંગે ઉપહાસ કરતા; પ્રસંગે દૃઢતથી સામનો કરતા કે પ્રસંગે રડી ઉઠતા; પ્રસંગે ધીમેથી શાંત બેસી રહેતા; અને પ્રસંગે રૂદ્ર માફક યુયુત્સુ બની જતા એવા વજ્ર કરતાં પણ કઠ્ઠણ અને પુષ્પથી પણ સુકોમળ એવી વ્યાખ્યાના સાચા અધિકારી, આ મહાપુરૂષ માનવીનાં જીવન લક્ષણનાં ચાર પાંચ મૂળભૂત સિદ્ધાંતોને ગ્રહણ કરે છે, ઉચ્ચારે છે અને આચરે છે. બસ, આટલું જ કરવામાં એને પરમાત્મ સ્વરૂપ પ્રાપ્ત થાય છે. કેટલું સરળ, છતાં કેટલું કઠીન? ખાંડાની ધાર પર દોડવાની ક્રિયા જેવું કપરું આ કાર્ય અનેક ગાંધીવાદીઓને સમાજમાં ઉપહાસને પાત્ર બનાવી રહ્યું હતું, તે ગમે ત્યાં એક યા બીજાં પ્રકારની ક્ષતિ રહી જવાના કારણે જ. જે એને પરમ સુંદર રીતે શોભતું તે બીજાને ઘડીના છઠ્ઠા ભાગમાં બેડોળ બનાવી દેતું આપણે જોઈ શકેલા. રાજકારણની નક્કર ભૂમિકા પર ઉભા રહી ઉપવાસના નામે, બુદ્ધિથી અગમ્ય આધ્યાત્મિક ગણાતું શસ્ત્ર અજમાવતા 'બાપુજી'નું અનુકરણ કોઈ બીજો કરવા જતો ત્યારે જગત કાં તો હસી પડતું, કાં તો ક્રોધ કરતું; જ્યારે 'બાપુજી'ના ઉપવસો હંમેશાં સફળ થતા; એને રાજકારણી મહત્વ પ્રાપ્ત થતું; દુનિયાભરનાં વર્તમાનપત્રોના મુખપૃષ્ઠને શોભાવે તેવો એ બનાવ બની જતો. કારણ? કારણ એ કે 'બાપુજી'ના પ્રત્યેક વર્તનમાં બધું સપ્રમાણ હતું— 'બાપુજી' માનવી હતા, માનવી બનતા અને દીપી નીકળતા. બીજા બનતા ઠઠ્ઠાચિત્રો અને વરવા લાગતા.

ગાંધીજી સત્યાગ્રહી હતા; સત્યને સદાય ગ્રહણ કરતા અને સત્ય સિવાય બીજી તમામ વસ્તુને ફેંકી દેતા. એમની બુદ્ધિએ એ સહજ વૃત્તિનું (Natural instinct) રૂપ લઈ લીધું હતું. સદોદિત સત્યોપાસનાએ એમની વાણી અને આચરણને પણ એટલાં જ સ્વાભાવિક બનાવ્યાં હતાં; જેના પરીણામે, એઓ જે ઉચ્ચારે કે જેમ આચરે તે જ સત્ય એવી પારસ્પરિક સિદ્ધિ પણ તેમને પ્રાપ્ત થઇ હતી. આદ્ય ઋષિઓની વાણી પાછળ અર્થ ગતિ કરી રહ્યો હોવાનું શાસ્ત્રવચન એમના માટે અક્ષરશઃ સત્ય થઇ પડ્યું હતું. હરેક પ્રસંગે, હરેક સ્થળે, એમને લાંબા પૂર્વપરિશીલનના કારણે ક્ષણભરમાં સત્ય સઝતું, તે જ ક્ષણે એ ઉચ્ચારતા, બીજી જ ક્ષણે એ આચરતા. સામાન્ય માનવી ઘણીવાર આ ત્રણે ક્રમમાંથી ઉત્તીર્ણ થવામાં કદાચ આખી જીંદગી ખર્ચી નાખતો હશે.

આ સત્યનો પરિચય સાધવામાં સત્યની સમીપ જવામાં અને સત્યરૂપ ઈશ્વરને પામવામાં ગાંધીજીએ હિંદુ સંસ્કૃતિનો ભારે આશ્રય લીધો હતો. એ સત્યની પ્રાપ્તિ એમણે હિંદુ ધર્મમાં જોયેલી.

આપણી સંસ્કૃતિએ 'પરાર્થે' જીવન નિર્વાહ'ની એક માત્ર સમજણ પર મોટાં મોટાં શાસ્ત્રો રચ્યાં છે. ગાંધીજીએ પણ એ જ પકડી લીધું અને જિજિવિષા ખુબ સ્વાભાવિક માર્ગે વિકસાવી સમસ્ત જગતમાં વ્યાપ્ત કરી દીધી. એ વ્યક્તિ મટી ગયા અને વિશ્વરૂપ બની ગયા. કુરુક્ષેત્રમાં ભગવાન કૃષ્ણે અર્જુનને વિરાટ વિશ્વ પોતાનાથી ભિન્ન નથી એવી સ્થૂળ પ્રતીતિ પ્રત્યક્ષ દર્શનથી કરાવેલી, એ વાત તો ખાલી રૂપક જ છે; પણ ખરી હકીકત તો એ છે, કે પરમાત્મ સ્વરૂપ એ વ્યક્તિ વિશેષ નથી એની જિજિવિષા વિસ્તરી ગઇ છે; વિરાટની અને એની સીમાઓ એકાકાર થઈ ગઈ છે. એ વિરાટમાં લુપ્ત થઇ સ્વરૂપને વીખેરી ગયેલ છે. ગાંધીજીની પણ એ જ સિદ્ધિ હતી. એઓ વારેવાંરે કહેતા કે, સત્યાગ્રહીએ તો હળવા ફૂલ જેવા થઇ રહેવું જોઈએ પણ સાચે તો એ એથી યે આગળ વધતા હતા. ફૂલને પણ વજન છે, વ્યક્તિત્વ છે, સાથેસાથ તો સત્યાગ્રહીએ શૂન્ય થઇ જવું જોઈએ, અહંભાવનો સર્વથા અભાવ કરી દેવો જોઇએ. ગાંધીજી શૂન્ય થઈ જઈને અનંત થયા હતા. ગણિતશાસ્ત્રમાં પણ શૂન્ય અને અનંતતાની પરિસીમાઓ સાથોસાથ લાગી રહી છે. તત્ત્વજ્ઞાન પણ એ જ સૂચવે છે; તત્ત્વજ્ઞાનનાં લાંબાં પુસ્તકો વાંચ્યા વગર ગાધીજીએ પણ એ જ સિદ્ધ કરેલું. એમણે બતાવ્યું કે ગંભીર ચિંતન વગર પણ કોઈપણ સંતપુરુષે કહેલી બે સાદી વાતો પણ દ્રઢતાથી ગ્રહણ કરી જીવનને તેના પર મુક્ત રીતે પણ નિશ્ચયપૂર્વક વિચરણ કરવા દો તો, બધું બસ છે.

ગાંધીજીની મહત્તા પણ એમાં છે, સિદ્ધિ પણ એમાં જ છે.—અગાધ જ્ઞાન, પુષ્કળ માહિતી, વિચક્ષણ બુદ્ધિ, શક્તિનો ભારે વિકાસ, એ બધું તો મહત્તા અપાવે કે ન અપાવે ચિરંજીવ તો ન જ બનાવે. સર્વવ્યાપી તો શી રીતે બનાય? માત્ર દ્રઢ સદાચરણથી જ એ બધું શક્ય બને.

આજ હિંદ ગાંધીજીને ગુમાવી આંસુ સારી રહ્યું છે. એમના મૃત્યુએ કંઇક ઉંડકાપાતો જગાવ્યા છે. લોકોએ 'બાપુજી'ના વિયોગના શોકરસને પણ બાપુજી પ્રત્યેની ભક્તિને અનુરૂપ જ ગાળેલો છે. ગાંધીજીનો કોઇને હાથે વધ થાય અને તે પણ એક હિંદીને હાથે અને તેમાંય હિંદુને હાથે, એ બિના ન કલ્પવા જેવી, ન બનવા જેવી છે. પણ આ જગતમાં બનવા જેવું બધું ક્યાં બને છે? અને ન બનવા જેવું ક્યાં નથી બનતું? હિંદુસ્તાન પર એમના આત્માની શીતળ છાયા જે સહુને વિસામારૂપ હતી, તે આજે ઊડી ગઇ લાગે છે. પંડિત જવાહરલાલજી કહે છે તેમ સર્વ જનને દોરતો

[ અનુસંધાન માટે જુઓ પાછળ ]

સ્વાર્થનું સાંકડું ભાવિ
અલ્પ આયુષ્ય મોહનું
નથી એ સંસ્કૃતિ સાચી
અર્થ-પ્રાધાન્ય રાંકડી.

દેહ કાજે નથી વિશ્વ
દેહ છે વિશ્વદાસ શો
માનીને કૃતજ્ઞભાવે દે
સમર્પ દેહ યજ્ઞમાં.

પ્રભુની આશમાં ડૂબી
સભાવે નિત્ય ગ્રામને
શબરી શો ભલો ભોળો
પ્રિય હુને સદાય એ.

અંગ જે ધૂળથી ઢાંકયાં
રોગોનાં ધામ શાં નર્યાં
ઉપાડી હોંશથી લૈને
પ્રખાળે પ્રેમવારિથી.

ઉછેરે થી ઉપાડીને
ખેલતાં ગ્રામબાળને
રમાડે ને હસાવે તે
પ્રેમથી આત્મ પુત્રવત્.

શિશુરૂપે પ્રભુ પેખી:
સદા આરાધતો મને
સમર્પે સર્વ સુખોને
જાણવો ગ્રામવાસી એ.

વસ્ત્રપૂર્ણા લઇ દોડે
સ્નેહથી સર્વ પાસ જે
નવસ્ત્રાંને સજાવી દે
આરાધી સૂત્રયજ્ઞ તે.

યજ્ઞોમાં શ્રેષ્ટ એ યજ્ઞ
પ્રાણ છે ગ્રામવાસીનો
આરાધ્યા વિણ એ યજ્ઞ
ચેન એને પડે નહિ.

વિરોધી કોઇ ના જેને
બધાં છે પ્રેમમુગ્ધ શાં
એવો ભક્ત મને પ્રિય
સાચો એ ગ્રામસેવક.

ભકતોમાં શ્રેષ્ઠ એ ભક્ત
યોગીમાં શ્રેષ્ઠ યોગી એ.
પ્રાણ મારો સદા જાણી
ગામડું ચિત્તમાં ધર

અગણ્ય માર્ગ સેવાના
અશક્ય વર્ણવા બધા

શુદ્ધ પ્રેમ સુકર્મે હૈયે
- સેવા જાણો ક્રિયા બધી.

વત્સ :
સેવાનો એ મહાયજ્ઞ
આત્માનો જે સ્વભાવ છે
સેવામાં એક શી સેવા?
કહો બાપુ! કૃપા કરી.

સનાતન માર્ગ સેવાનો
યુગ ધર્મ વળી કહો
હવે ચિત્ત થયું સ્થિર
આર્ય છે પ્રાણ આપનો.

મોહ ચક્ષુ ખુલ્યાં મારાં
આપની દિવ્ય દૃષ્ટિથી
જ્ઞાન-વિજ્ઞાનથી પૂર્ણ
વિસ્તારી યજ્ઞ સૌ કહો.

બાપુ :
ગ્રહોમાં સૂર્ય શો આભે
યજ્ઞોમાં સૂત્ર યજ્ઞ છે,
અહિંસાની પ્રતિમૂર્તિ
રેંટિયો વિશ્વપ્રાણ છે.

શાંતિનું એ મહાસૂત્ર
દરીદ્રોનો દીનેશ છે.
વિશ્વની એ મહાશક્તિ
યશોદાયક જાણજે.

તંબૂરાનો મીઠો તાર
યજ્ઞનો સૂત વાંતણો
ભક્તના હસ્તને સ્પર્શે
રામ તો ગુંજને રમે

સ્થૂળ તો સ્થૂળદૃષ્ટિથી
પેખશે ચક્ર કાષ્ઠનાં
વધારીને અતિ ચક્રો
અતિમાં ઘુમશે સદા.

ધ્યાન ભક્તિ અને જ્ઞાન
યોગ જે સર્વ છે કહ્યા,
યોગીઓ પેખતા એમાં
ચક્રના નિત્ય ગુંજને.

યજ્ઞોમાં એક આ યજ્ઞ
આત્માયે આચરે સદા
એવા એ યોગીને માટે
વસુધૈવ કુટુમ્બકમ્

જાતિ કે રંગના ભેદ!
બુદ્ધિ કે ધનના નહીં

# ગીતાજીવન્ત પુણ્યશ્લોક ગાંધીજી

લેખક : કવિશ્રી કુસુમાકર

A silent great soul; he was one of those who cannot put be in earnest; whom Nature herself has appointed to be sincere. While others walk in Formulas and heresays, contended enough to dwell there, this man could not screen himself in formulas; he was alone with his own soul and the realities of things. The great mystery of existence, as I said glared in upon him; with its errors, with its splendours, no heresays could hide that unspeakable fact. "Here am I" such sincerity as we named it has in very truth something of divine. The word of such a man is a voice direct from Nature's own heart. Men do and must listen to that as to nothing else,—all else is wind in Comparison.

—Thomas Carlyle.

ગાંધીજી એટલે અભિનવ ક્રાઈસ્ટ. મ્હારા જેવા સામાન્ય એમ માને છે એમ નહીં, બેરિસ્ટર જયકર જેવા અસામાન્યો પણ એમ જ માને છે. ગાંધીજી એટલે ગીતાજીવન-applied

[ પૃષ્ઠ ૧૫ થી ચાલુ ]

પ્રકાશ બુઝાઈ ગયો જણાય છે અને ફરીથી એમના જ શબ્દોમાં એ બુઝાઇ ગયો નથી એવી પ્રતીતિ પણ ઊંડે ઊંડેથી થયા જ કરે છે. ગાંધીજી આ જગત પર નથી એવું હજુ માની જ શકાતું નથી. જેણે એક દીવાથી હજારો દીવા સજાગ કર્યા, જેણે એક ગાંધી બન્યા પછી સહુના દિલમાં રહેલા સુપ્ત ગાંધીને જગાડ્યો, તે આજે નથી એમ કેમેય માની શકાતું નથી. એ સાચે જ ગયા નથી. જાણે હિંદની-વિશ્વની વિરાટ જનતા રૂપે જીવે છે. આપણી સહુની વચ્ચે રહીને, સહુનાં અંતરમાં રહીને, સહુને પ્રેમથી નવરાવતા, છાવરતા, હાંકતા અને પ્રેરતા, હજુય આપણી સાથે ને સાથે જ છે. એમણે વ્યક્તિ તરીકે તો જીવવાનું ઘણાં વર્ષથી છોડી દીધું હતું અને સમષ્ટિ રૂપ, સિદ્ધાંત રૂપ, ધર્મ રૂપ, પરમાત્મારૂપ થઈ ગયા હતા. એમનું મૃત્યુ શાય જ નથી.

નરનો નારાયણ થવાની પ્રયોગ રીતિ પણ આવી જ હશેને?

geeta; ગાંધીજી એટલે હિન્દુ ધર્મ મૂર્તિમન્ત. ગાંધીજીવન એટલે રામાયણનું રામજીવન; ગાંધીજીવન એટલે મહાભારત—ગીતાનું કૃષ્ણજીવન; પાંચજન્ય ફૂંકનાર એક સામાન્ય પારધિથી વિંધાઇ પ્રભાસને પીપળે પોઢ્યા. કુરુક્ષેત્રની સમીપમાં એક પગલથી વિંધાઇ ગાંધીજી પોઢયા. ક્રાઇસ્ટને દગો દેનાર- વધસ્થંભે ચડાવનાર તેના જાતભાઇ યાહુદી હતા. ગાંધીજીનો ખૂની એનો જ જાતભાઇ કહેવાતો-હિન્દુ છે. બુદ્ધ, ક્રાઇસ્ટ કે કૃષ્ણ સાથે ગાંધીજીની સરખામણી ઘણી રીતે થઈ શકે પણ ઉપર્યુક્ત કાર્લાઇલનો ફકરો વર્ણવે છે તેવા પયગમ્બર પુરુષ જેવા એ Earnest soul—સાચા વીરપુરુષ હતા.

ગાંધીજી પયગમ્બરી પુરુષ હતા. એ પયગમ્બરી પુરુષની માફક જીવ્યા અને એમનું મૃત્યુ પણ ક્રાઇસ્ટ ઇસા પયગમ્બરની માફક થયું છે. ગાંધી જીવન એટલે નૂતન યુગનું Epic મહાકાવ્ય. કવિની લેખિનીને એના કરતાં વધારે પુણ્ય પવિત્ર વિષય જડશે

૧૯૧૫ ના અરસામાં ગાંધીજી આફ્રિકાના જ્વલન્ત સત્યાગ્રહ પછી દેશમાં પાછા આવ્યા. નડિયાદમાં સદ્દગત ન્હાના સાહેબને ત્યાં એમનું સ્વાગત થતાં "તમે હનુમાન જતિની માફક મને સીંદુરિયો ટેકો કરી આધા ખસી જાઓ એવી પૂજા મ્હારે નથી જોઇતી" આવું કાંઇક ગાંધીજી બોલ્યા. આ સત્રાત્મક વાણીનું મ્હારે ભાષ્ય જોઇતું હતું. એ સભામાં મ્હેં તરુણવયમાં સક્રિય ભાગ લીધો. એના છાંટા ઊડ્યા પણ ખરા.

ગાંધીજીના ખપ્પરમાં તપી-ખપી જવું એ મ્હારે મન એક સુરધનુ સ્વપ્નું Rainbow dream હતું. છતાં શ્રી કૃષ્ણના સુદર્શન કરતાં પણ મ્હને વધારે ભયંકર લાગતું, ગાંધીજીનું પેલું મોહક દિવ્ય સ્મિત:-એ સ્મિતને જુઓ તો જિન્દગી ભરભર ભુકો થતો લાગે એ દિવ્ય પ્રેમાળી સ્મિતને ખાતર કંઇ કુરબાની મોંઘી લાગે?

સરસ્વતીના સેવક તરીકે જીવનભર હું ગાંધી કવિના ગાથા કરું એ મ્હારે માટે તો ગમે તેટલી નિષ્કૃતિ છતાં કૃતિ જ છે. એ અરસામાં શંકરલાલ નામના એક મિત્રે મ્હને Golden Jubilee Number of Indian opinion ભેટ આપ્યો હતો. તેમાંની Ascetic in repose એ છબિ હજી પણ મ્હારી આંખમાં તરવરી રહે છે! ગીતાને અનાસક્તિ યોગ માનનાર ગાંધીજીના નશીબમાં Repose-આરામ ચાહ કદી ખરી-જીવનમાં, મૃત્યુમાં કે મૃત્યુ પછી પણ?—ગાંધીજીનું જીવન કાર્ય અધૂરું છે, એટલે પુનર્જન્મમાં માનનાર હું તો માનું છું કે

બધા જ્યાં સૌન્ય સેવાનાં
શુદ્ધિ યજ્ઞ હવે કહું.
સ્વચ્છતા ગ્રામનું મૂલ્ય
સભ્યતાનું પ્રતીક એ

સ્વચ્છ ના પાયખાનાં જ્યાં
જિંદગી મૂળ જાણવી.
સ્વર્ગ શાં ગામડાં આજે
નર્કની ખાણ શાં દીસે

ગંદકીના મહાકુંડે
માનવી કીટ શાં સડે.

રવિરશ્મિ જેમ તિમિર ટાળી
દેતી નિશાને દૂધ શી ઉજળી
કરે અહીં આજ પ્રભાત ટાણે
દેવાં હસાવી નિજ ગામડાંને.

દુર્ગંધ દાટી ધૂલિ ઓઢણામાં
સર્જવવાં રત્ન ત્યહીં ખાણોમાં
એ ખાતરે સૌરભ જે છુપેલી
ક્યારે ઊગે ફૂલ પ્રફુલ્લ વેલી.

ક્લિષ્ટને અર્પવાં રૂપ
વિષને બક્ષવાં અમિ
દુર્ગંધે ફોરવી ગંધ
ગ્રામઉદ્યાનના નવી!

સ્થૂળ છે દેહનું શૌચ
આત્માનું ધન્ય માનજે
છતાં ના ભૂલતો ક્યાંહી
વ્યક્તિ છે અંગ વિશ્વનું.

લોકને લક્ષમાં રાખી
સાધજે શૌચ-સાધના
ઉજળી આત્મને આમ
રાચજે વિશ્વહિતમાં

સડે અજ્ઞાન અંધારે
અછૂતો ગ્રામ ગોંદરે
ઉપાડી એમને પાજે
અમી શા ઘૂંટ પ્રેમના.

સત્કારમાં ના કદી શબ્દ સૂણ્યા
ધુત્કાર લાતો મનુબાળ પામ્યાં
પડ્યા ઊંડા એ જખમો સદાના
ધોવા રહ્યા પ્રેમ જલે ઉરોના.

મનુષ્યને માનવી શું અડે ના
મનુષ્યને માનવી શું ચહે ના
હૈયે લગાવી હરિબાળ ભોળાં
દેજે ભૂંસી રાષ્ટ્ર કલંક કાળાં.

નથી કો ઊંચ કે નીચ
  બધા છે યજ્ઞ યોજકો
ફૂલની પાંખડી ચાર
  આશ્રમી ધર્મ છે કહ્યો.
પલટો મૂલ્ય વર્ણોનાં
  વિધિયો યજ્ઞની ...
યુગને યુગના યજ્ઞો
  જાણે તે જાણતો ખરું.
શૂદ્રજ્ઞાની તથા વૈશ્ય
  ક્ષત્રિયે નિજ કર્મથી
સર્વમાં એક 'હું' જાણી
  જીવજો જિંદગી રૂડી.
જન્મથી વૈશ્ય હું બન્યો
  સેવાભાવે છું શૂદ્ર હું
બ્રાહ્મણ જ્ઞાનથી મારા
  યુદ્ધમાં વીર ક્ષત્રિય.
નદીનાં નિર વર્ણો છે
  અબ્ધિ શો હું વિશાળ છું,
પ્રવેશી નિર મારામાં
  -પૂર્ણ હું માં બની જવાં.
સ્વાશ્રયી સર્જવા ગ્રામ
  સાધજો યોગસાધના
નાની મોટી બધી વસ્તુ
  લેજો તું ગામડે ઘડી.
સ્વયંપૂર્ણ મનુષ્યો જ્યાં
  ગામડાં પૂર્ણ ત્યાં હશે,
ગામડાં પૂર્ણ જ્યાં પેખો
  રાષ્ટ્ર પૂર્ણ બની જશે.
રાષ્ટ્રની સાડમારીનો
  અને વંટોળ વાદોનો
વિશ્વશાંતિ તણો રાહ
  એક છે પૂર્ણ ગામડું.

વત્સ ;
  સમન્વય વિશ્વશાંતિની
    દૃષ્ટિ વિશ્વવિકાસની
  નિષ્ઠા સ્થિર થઈ મારી
    યજ્ઞમાં વિશ્વશાંતિના.
  ગ્રામ છે આપનો પ્રાણ
    સેવા છે આત્મસાધના
  સ્વ અને ગ્રામપૂર્ણાર્થે
    જીવવી જિંદગી બધી.

ગાંધીજી થોડા સમયમાં જ ખોળિયું બદલી આપણી વચ્ચે અવતરી ચૂકશે.

૧૯૨૧ના અરસામાં મ્હારી કવિતાની હસ્તપ્રત મ્હેં આપણા વયોવૃદ્ધ સાક્ષર શ્રી બળવન્તરાય ઠાકોરને વાંચવા આપેલી. નોટ ઉપર નીચે મુજબ શેરો થઈ આવ્યો :

"Gandhi can appeal to crude and crude minds like yours who are absolutely incapable of thinking."

મ્હારી બુદ્ધિ માટે દયા ખાનાર એ વિદ્વાન પ્રોફેસરે એમની "ગોપિકા"નું અર્પણ એ જ ગાંધીજીને કર્યું છે! તે વખતે પણ મ્હારા સંગ્રહમાં ઠીકઠીક ગાંધી કાવ્યો હતાં. અત્યારે તો "અમર ગાંધીજી"એ આખો કાવ્ય સંગ્રહ તૈયાર થઈ ગયો છે.

જ્યારે જ્યારે કવિશ્રી ન્હાનાલાલની મુલાકાત થતી ત્યારે કવિનું ગાંધી પુરાણ ચાલતું. કવિ જેવો રસાત્મા તો ગુજરાતને બીજા સોએક વર્ષમાં મળી રહેશે. હજારો વર્ષ સુધી બીજો ગાંધી પાકશે ખરો ? કવિશ્રી ન્હાનાલાલ એમના છેલ્લા દિવસોમાં ક્ષત્રિય મટી બ્રાહ્મણ થયા. કહે છે કે એમણે ગાંધીજીને અંજલિ પણ આપી છે. એ મ્હારે મન જીવનની એક મ્હોટી રાહત છે.

શ્રી અરવિન્દનો પૂર્ણયોગ, ગાંધીજીનો અનાસક્તિ યોગ. બન્ને કેવું ભવ્ય તારતમ્ય ? શ્રી અરવિન્દની જ્ઞાનયોગની Fire baptism અગ્નિ સ્નાન ભાવના છે. ગાંધીજી નિષ્કામ કર્મયોગનું અગ્નિ સ્નાન માગે છે. ગુજરાત વિદ્યાપીઠના મહામાત્ર શ્રી મગનભાઈ દેસાઈ એમની વિદ્યાર્થી અવસ્થામાં જ મ્હારા સંપર્કમાં આવ્યા. પોતે ઉપનિષદ વગેરેના આરૂઢ અભ્યાસી છે. એમને, છતાં, Self realization ગાંધીજીના અનાસક્તિ યોગમાર્ગમાં જ લાગી છે. શ્રી કાકાસાહેબ, કિશોરલાલ જેવા જ્ઞાન નિષ્ઠાવાળા આજન્મ જ્ઞાન-ઉપાસકને ય ગાંધીજીના અનાસક્તિ યોગમાં શાન્તિ વળી છે.

ગાંધીજી ગયા: અમર જીવો ગાંધીજી !

શિક્ષણના દૃષ્ટિકોણમાં ગાંધીજી અજબ યુગ-પલટો લાવ્યા છે. જ્ઞાનના સમન્વયની મહાશિક્ષા એમણે આપી છે. પશ્ચિમનો ક્રાંતિકારી કેળવણીકાર રુસો કહેતો: "Down with the so called schools and the socalled school masters! ગાંધીજીએ सा विद्या या विमुक्तये ની આદિઘોષણા કરી છે. लोकाः समस्ताः सुखिनो भवन्तु । ગાંધીજીની એ ભવ્ય ભાવના મારા વિદ્યાર્થીના જીવનમાં ઉતરે એ માટે ખૂબ મથ્યો છું છતાં ક્યાં હું અને ક્યાં વિશ્વવન્દ્ય વિભૂતિ ગાંધીજી એમ થયા કર્યું છે.




# અમૃતસર: આઝાદી પહેલાં

લેખક : શ્રી કૃષ્ણચંદ્ર
અનુવાદક : શ્રી. શેખમોહંમદ 'જમીલ'

[ સુપ્રસિદ્ધ ઉર્દૂ વાર્તાકાર શ્રી. કૃષ્ણચંદ્રજી દૂ(કૃશનચંદર)ની એક વાર્તા 'પેશાવર એક્સપ્રેસ', જાન્યુઆરીના 'જીવન-પ્રકાશ'ના અંકમાં અમે મૂકેલી અને તે વાચકોને ખૂબ જ ગમેલી. એ જ વિખ્યાત વાર્તાલેખકની આ કૃતિ છે. ]

●●● ●●● ●●●

જલિયાનવાલા બાગમાં હજારોની મેદની લાગેલી હતી. એ મેદનીમાં હિંદુ હતા, શીખ હતા અને મુસલમાનો પણ હતા. હિંદુ મુસ્લિમોથી અને મુસ્લિમો શીખોથી સાફ અલગ ઓળખી શકાતા હતા. રૂપરંગ અલગ હતાં, સ્વભાવ અલગ હતો, સંસ્કારો અલગ હતા, ધર્મ અલગ હતો; પણ આજ જલિયાનવાલા બાગમાં તેઓ બધા એક જ હૃદય લઈને આવ્યા હતા. એ હૃદયોમાં એક જ ભાવ હતો અને એ ભાવની ઊની આંચે જુદા જુદા ધર્મ અને સમાજને એક કરી દીધા હતા. ક્રાંતિની એવી તેજપૂર્ણ ભાવના હતી, જેણે આજુબાજુના વાતાવરણને પણ પ્રકાશિત કરી દીધું હતું. એમ લાગતું હતું જાણે આજુબાજુનાં મકાનો, બજારો, ઈંટો, પથ્થરો અને અણુઅણુ, "આઝાદી, આઝાદી" પુકારી રહ્યાં છે.

જલિયાનવાલા બાગમાં હજારોની મેદની હતી અને બધા જ નિઃશસ્ત્ર હતા, બધા જ આઝાદીના પુજારી હતા. હાથમાં લાઠીઓ ન હતી કે ન હતી બંદૂકો, ન રિવોલ્વર કે મશીનગન કે ન તો વિલાયતી કે દેશી બનાવટના બોંબ. પાસે કંઈ ન હોવા છતાં તેમની આંખોની ગરમી, કોઈ મહા ધરતીકંપ થવાની કે જ્વાલામુખી ફાટવાની આગાહી આપતી હતી. સામ્રાજ્યની ફોજો પાસે લોઢાનાં હથિયાર હતાં. અહીં હૃદયો પોલાદનાં બની ગયાં હતાં અને આત્મામાં એવી સબળતા આવી ગઈ હતી, જે મહા મોટા બલિદાનો પછી જ આવી શકે છે. પંજાબની પાંચે નદીઓનાં પાણી અને તેનું રોમાંન, તેનો પ્રેમ અને તેની ઐતિહાસિક બહાદુરી આજે દરેક નાનાં મોટાંના તમતમતા ગાલોમાં હતી. એક એવો ઊજળો ઉજળો ઘમંડ જે એ સમયે દેખાય છે જ્યારે રાષ્ટ્ર યુવાન થઈ જાય છે અને સુષુપ્ત દેશ જાગી ઊઠે છે. જેમણે અમૃતસરનું આ સ્વરૂપ જોયું છે, તેઓ એ પવિત્ર ગુરુઓના શહેરને કદી ભૂલી શકવાના નથી.

જલિયાનવાલા બાગમાં હજારોની મેદની હતી. અને ગોળીબાર પણ હજારો ઉપર જ થયો. ત્રણ બાજુથી રસ્તો બંધ હતો અને ચોથી બાજુ એક નાનકડું બારણું હતું. આ બારણું જીવનથી મૃત્યુમાં જતું હતું, હજારો હસતે મુખે શહીદ થયા. આઝાદી માટે હિંદુ, મુસલમાન અને શીખોએ પોતાની છાતીનો ખજાનો લૂંટાવી દીધો અને પાંચ નદીઓવાળી ભૂમિમાં એક છઠ્ઠી નદીનો વધારો કર્યો. એ તેમના મિશ્ર લોહીની નદી હતી, એ તેમના લોહીની ભરપૂર-તોફાની નદી હતી, જે સામ્રાજ્યને પોતાની સાથે તરણાની જેમ વહાવીને લઈ ગઈ. પંજાબે આખા દેશ માટે પોતાના લોહીનું બલિદાન આપ્યું હતું. અને આ અનંત આકાશ તળે, કોઈએ, જુદા જુદા ધર્મો, જુદા જુદા સમાજો અને જુદી જુદી સંસ્કૃતિઓને એક જ આદર્શ માટે આમ લોહી આપતાં નહોતું જોયું-આદર્શ, શહીદોના લોહીથી અચળ થઈ ગયો. તેમાં રંગ આવી ગયો હતો, સૌંદર્ય સર્જન-શક્તિ વડે શોભી ઊઠ્યું...આઝાદી!... આઝાદી!...આઝાદી!

* * *

સિદ્દીક કડા ફતેખાંમાં રહેતો હતો. કડા ફતેખાંમાં ઓમપ્રકાશ પણ રહેતો હતો, જે અમૃતસરના એક

પ્રખ્યાત વેપારીનો પુત્ર હતો. સિદ્દીક તેને અને ઓમપ્રકાશ સિદ્દીકને નાનપણથી જાણતો હતો. તેઓ બંને મિત્રો ન હતા, કારણ કે સિદ્દીકનો પિતા કાચાં ચામડાં વેચનો હતો, ને અત્યંત ગરીબ હતો અને ઓમપ્રકાશનો પિતા બેંકર હતો, અમીર હતો. પણ બંને એકબીજાને જાણતા હતા. બંને પડોશીઓ હતા. અને આજે બંને એક જ જગ્યાએ બેસી પોતાના નેતાઓના ભાવો અને વિચારોને પોતાના હૃદયમાં સ્થાન આપી રહ્યા હતા. કદીક કદીક તેઓ એકબીજાની સામે જોઈ એવી રીતે સ્મિત કરતા જાણે તેઓ વર્ષોના ગાઢ મિત્રો છે, અથવા, જાણે અનંત મિત્રો રહેવા સર્જાયા છે. હૃદયની વાત આંખોમાં જણાતી હતી. આઝ દી—આઝ.દી—આઝાદી !

અને જ્યારે ગોળીઓ ચાલી ત્યારે પહેલાં ઓમપ્રકાશને ખભા ઉપર વાગી. તે જમીન ઉપર પડી ગયા. સિદ્દીક તેને જોવા જરા વાંકો વળ્યો તો ગોળી તેના પગને છેદી આરપાર નીકળી ગઈ. પછી બીજી ગોળી આવી. પછી જાણે ત્રીજી, પછી વરસાદ વરસેલો હોય એમ ગોળીઓ વરસવા લાગી. લોહી વહેવા લાગ્યું. શીખોનું લોહી મુસલમાનોમાં અને મુસલમાનોનું લોહી હિંદુઓમાં ભળવા લાગ્યું. એક જ ગોળી હતી. એક જ શક્તિ હતી, એક જ નજર હતી કે જે દરેક હૃદયને છેદતી ચાલી જતી હતી. સિદ્દીક ઓમપ્રકાશ ઉપર વધુ ઝૂકી ગયો. તેણે પોતાના શરીરને ઓમપ્રકાશ માટે ઢાલ બનાવી દીધું. અને પછી સિદ્દીક અને ઓમપ્રકાશ બંને દીવાલ પાસે આવ્યા, જે કુદાવવા માટે બહુ જ નાની હતી છતાં તેને કુદાવતાં કોઈ સિપાહીની ગોળીનું નિશાન બનવાનો ભય અવશ્ય હતો.

સિદ્દીક પોતે દીવાલની અડોઅડ થઈ ઘોડો બન્યો અને કહ્યું:

'ઓમપ્રકાશજી, ખુદાનું નામ લઈને દીવાલ કુદાવી જાવ.'

ગોળીઓ વરસી રહી હતી.

પ્રકાશે બહુ જ મુશ્કેલીથી સિદ્દીકની પીઠનો સહારો લીધો અને ઊંચા થઈ તેણે દીવાલ કુદાવવાનો પ્રયત્ન કર્યો.

એક ગોળી સણસણ કરતી આવી.

'જલદી કરો.' નીચેથી સિદ્દીકે કહ્યું

પણ એ પહેલાં તો પ્રકાશ બીજી બાજુ નીચે

જઈ ચૂક્યો હતો. સિદ્દીક એવી જ રીતે થોડો બનેલી હાલતે, આમતેમ જોયું અને પછી ઊભા થઈ એવી છલાંગ મારી કે દીવાલની બીજી તરફ પણ બીજી તરફ જતાંજતાંમાં એક ગોળી તના બીજા પગની આરપાર નીકળી ગઈ.

સિદ્દીક પ્રકાશ પર જઈ પડયો પછી જલદીથી ઊભો થઈ તેને ઊઠાડવા લાગ્યો.

'તને વધારે વાગ્યું તો નથી ને, પ્રકાશ ?'

પણ પ્રકાશ મરેલો પડયો હતો. તેના હાથમાં હીરાની અંગૂઠી હજી જીવંત હતી. તેના ગજવામાં નોટો—બે હજારની નોટો—જીવંત હતી. તેનું ઊનુ લોહી હજી ભૂમિને રંગી રહ્યું હતું. ગતિ હતી, જીવન હતું, તડપ હતી, પણ તે પોતે મરી ચૂક્યો હતો. સિદ્દીક તેને ઉઠાવ્યો અને ઘરભણી ચાલ્યો. તેના પોતાના પગોમાં અસહ્ય વેદના થતી હતી. લોહી વહી રહ્યું હતું. હીરાની અંગૂઠીએ બહુ કહ્યું. લોકોએ ઘણું સમજાવ્યું: 'ધર્મ જુદો છે, સંસ્કૃતિ જુદી છે, સમાજ જુદો છે. હીરાની અંગૂઠી—નોટો.' પણ સિદ્દીકે કોઈ વાત ન માની. તે પોતાના માર્ગે ચાલતો જ રહ્યો. આજે ફિરસ્તા તેની સાથે હતા, જો કે તેના ખભા પર એક "કાફર"ની લાશ હતી. આજે તેનો આત્મા એટલો અમીર થઈ ગયો હતો કે કબ્રસ્તાનમાં જઈ તેણે બધાંને કહ્યું: 'લો, આ હીરાની અંગૂઠી—આ બે હજારની નોટો—અને આ શહીદની લાશ.' એટલું કહી પોતે પણ ત્યાં જ ઢળી પડયો—અને શહેરીઓએ બંનેનો જનાજો એટલા ઠાઠમાઠથી ઉઠાવ્યો, જાણે તેઓ સગા ભાઈ હતા.

*

હજી કર્ફ્યુ શરૂ થયો ન હતો. રામદાસગલીની બે મુસલમાન સ્ત્રીઓ, એક શીખ સ્ત્રી અને એક હિંદુ સ્ત્રી બજારમાં શાકભાજી લેવા આવી હતી તેઓ પવિત્ર ગુરુદ્વારા પાસેથી પસાર થઈ. દરેકે શ્રદ્ધાપૂર્વક સલામ આપી અને પાછી શાકભાજી લેવા લાગી ગઈ. તેમને બહુ જલદી પાછા ફરવું હતું. કર્ફ્યુનો સમય થવા આવ્યો હતો. વાતાવરણમાં શહીદોનું લોહી પોકાર કરી રહ્યું હતું. તો પણ વાતો કરતાં અને શાકભાજી લેતાં તેમને વાર થઈ ગઈ. જ્યારે તે ઘેર જવા તૈયાર થઈ ત્યારે કર્ફ્યુમાં ફક્ત થોડી મિનિટો બાકી હતી

બેગમે કહ્યું: 'આવો, આ ગલીમાંથી નીકળી જઈએ. સમયસર ઘેર પહોંચી જઈશું.'

પારૂ બોલી: 'પણ ત્યાં તો ગોરાઓનો પહેરો છે.'

શામકોર: 'અને ગોરાઓનો ભરોસો નહિ.'

જેનબ: 'તેઓ સ્ત્રીઓને કશું નહિ કહે. આપણે ઘૂંઘટ કાઢીને નીકળી જઈશું. ચાલો જલદી.'

તેઓ પાંચે એ ગલીમાંથી પસાર થઈ. ફોજીઓએ કહ્યું: 'સલામ કરો આ ઝંડાને, આ યુનિયન જેક છે.' સ્ત્રીઓએ ગભરાઈ જઈ સલામ કરી.

'હવે અહીંથી ત્યાંસુધી,' ફોજીએ ગલીની લંબાઈ બતાવતાં કહ્યું 'ઘૂંટણિયે ચાલી એકદમ નીકળી જાવ.'

'ઘૂંટણિયે ચાલી? એ તો અમારાથી નહિ બની શકે.' જેનબે કહ્યું. 'નીચા નમીને જાવ—સરકારનું ફરમાન છે. ઘૂંટણિયે પડી ચાલી જાઓ—'

'અમે તો આમ જઈશું' શામકોરે અક્કડ થઈ કહ્યું, 'જોઈએ અમને કોણ રોકે છે.' આમ કહી તે ચાલી.

'થોભી જા, થોભી જા.' પારૂએ ગભરાઈને બૂમ પાડી.

શામકોર સીધી જઈ રહી હતી.

'ઠાંએ.'

શામકોર પડી ગઈ.

જેનબ અને બેગમે એકબીજા સામું જોયું અને પછી ઘૂંટણિયે પડી ગઈ. ગોરો ખુશ થઈ ગયો. તેણે ધાર્યું કે સરકારનો હુકમ તે માથે ચડાવી રહી છે.

જેનબ અને બેગમે ઘૂંટણિયે પડી પોતાના બને હાથે. આકાશ ભણી ઊંચા કર્યા અને થોડીવાર કંઈક ગણગણી તેઓ ઉભી થઈ ગઈ અને સીધી ચાલી ગલી પાર કરવા લાગી.

ગોરો આરક્ત બની ગયો. પછી ક્રોધથી તેના ગાલ તમતમી ઊઠ્યા, અને તેણે રાયફલ સીધી કરી.

'ઠાંએ. ઠાંએ.'

પારૂ રોવા લાગી: 'હવે મારે પણ મરવું પડશે. આ શી બલા વળગી? મારા પતિદેવ—મારાં બચ્ચાં, મારી માજી—મારા પિતાજી—મારા સંબંધીઓ મને ક્ષમા કરજો મારે પણ આજે મરવાનું છે, હું મરવા નથી માગતી, પણ હું મરી બહેનોનો સાથ નથી છોડી શકતી.' પારૂ રોતાં રોતાં આગળ વધી.

ગોરાએ તેને સમજાવ્યું: 'રોવાની કાંઈ જરૂર નથી. સરકારનો હુકમ માનો. આ ગલીમાંથી ઘૂંટણિયે પડી ચાલી જા–પછી તને કોઇ કંઇ નહિ કહે.' ગોરાએ પોતે ઘૂંટણિયે પડી દેખાડયું.

પારૂ રોતાં રોતાં ગોરા પાસે આવી. ગોરો હવે અક્કડ ઊભો હતો. પારૂએ જોરથી તેના મોં ઉપર થૂંકી દીધું અને ગલી પાર કરવા લાગી. તે ગલીની વચ્ચોવચ્ચ સીધી–અક્કડ જઇ રહી હતી. ગોરો આશ્ચર્યથી તેના સામું જોઈ રહ્યો હતો. થોડીવાર પછી તેણે પોતાની બંદૂક સીધી કરી–ઠાએ–અને પારૂ જે પોતાની બધી સાહેલીઓમાં વધારે કમજોર હતી તે સૌથી આગળ જઇ ઢળી પડી.

પારૂ–બેગમ–જેનબ–શામકોર.

ઘરની સ્ત્રીએ–પરદાનશીન સ્ત્રીઓ–પોતાનું શિયળ, પોતાની પવિત્રતા–પોતાનાં બચ્ચાંનું દૂધ–પતિનો પ્રેમ અને ન જાણે કેવી કેવી આશાઓ લઈ સિતમની અંધારી ગલીમાંથી પસાર થઈ ગઈ. તેમનાં શરીર ગોળીઓથી વીંધાઇ ગયાં, પણ તેમના કદમ ન ડગ્યા. તે વખતે તેમને કોઇના આલિંગન માટે પહોળા થતા હાથો દેખાયા હશે, કોઈનું સ્નેહપૂર્ણ સ્મિત દેખાયું હશે, પણ તેમના આત્માએ કહ્યું: 'ના,–આજે તમારે ઝૂકવાનું નથી. આજે વર્ષો બાદ તે ઘડી આવી છે, જ્યારે હિંદ જાગી ઊઠયું છે. અને અક્કડ થઇ આ ગલીમાંથી–સિતમની ગલીમાંથી–પસાર થઈ રહ્યું છે. માથું ઊંચકી આગળ વધી રહ્યું છે. પારૂ–બેગમ–જેનબ–શામકોર......કોણે કહ્યું કે આ દેશમાંથી સીતા મરી ગઈ? કોણે કહ્યું કે હવે આ દેશમાં સતી સાવિત્રી જન્મશે નહિ?....આજે આ ગલીનો અણુઅણુ કોઈના પવિત્ર લોહીથી પ્રકાશિત છે. શામકોર, જેનબ, પારૂ, બેગમ, આજે તું આ ગલીમાંથી માથું ઊંચકી નથી પસાર થઈ, આજે તારો દેશ આ ગલીમાંથી માથું ઊંચકી પસાર થઈ રહ્યો છે. આજ આઝાદીનો ઊંચો ઝંડો આ ગલીમાંથી પસાર થઈ રહ્યો છે. આજ તારો દેશ, તારો ધર્મ, અને તારી સંસ્કૃતિની-પૌરાણિક કથાઓ જીવંત બની ગઇ છે. આજે માનવતાનું શિર ગૌરવથી ઊંચું થઈ ગયું છે. તમારા આત્માને લાખલાખ વંદન!

# અમૃતસર : આઝાદી પછી :

અનુવાદક : શ્રી. શેખમોહંમદ 'જમીલ'

પંદરમી ઓગસ્ટ ૧૯૪૭ના દિવસે હિંદુસ્તાન આઝાદ થયું પાકિસ્તાન આઝાદ થયું. ૧૫ ઓગસ્ટ ૧૯૪૭ના દિવસે હિંદભરમાં આઝાદીનો ઉત્સવ ઊજવાઈ રહ્યો હતો અને આઝાદ પાકિસ્તાનમાં આનંદના પોકારો સંભળાતા હતા. ૧૫ ઓગસ્ટ ૧૯૪૭ના રોજ લાહોર બળી રહ્યું હતું અને અમૃતસરમાં હિંદુ–મુસ્લિમ–શીખ જનતા હુલ્લડમાં ફસાઈ હતી, કારણકે કોઈએ પંજાબની જનતાને નહોતું પુછ્યું કે તમો અલગ રહેવા માગો છો કે હળીમળીને, જેવી રીતે તમો વર્ષોથી રહેતા આવ્યા છો. વર્ષો પહેલાં ચક્રવર્તિ રાજ હતું અને કોઈએ જનતાને કાંઈ પણ પુછ્યું ન'હતું. તે પછી અંગ્રેજોએ પોતાના સામ્રાજ્યનો પાયો નાખ્યો અને તેમણે પંજાબમાંથી સિપાહીઓ તથા ઘોડા પોતાની ફોજમાં ભરતી કર્યા, અને બદલામાં પંજાબને નહેરો આપી–પણ તેમણે પ આ બધું પંજાબની જનતાને પૂછીને થોડું કર્યું હતું? તે પછી રાજકીય જાગ્રતિ આવી અને રાજકીય જાગ્રતિની સાથે સાથે આઝાદીની ભાવના અને આઝાદીની ભાવના સાથે આઝાદીની ભાવનાવાળા નેતાઓ આવ્યા; રાજકીય સંસ્થાઓ આવી, પણ નિર્ણય કરતાં પહેલાં તેમણે પણ પંજાબની જનતાની સલાહ નહોતી લીધી. એક નકશો સામે રાખી પંજાબની ભૂમિના કલમની અણીવડે બે ભાગ કરી નાખ્યા. નિર્ણય કરનાર રાજનીતિજ્ઞો બિન–હિંદી હતા બિન–પંજાબી હતા; તેથી પંજાબના નકશાને સામે રાખી તેના બે ભાગ કરી દેવા–હદબંધી કાયમ કરવી–તેમના માટે કોઈ અઘરું કામ નહોતું. નકશો એક નજીવી વસ્તુ છે. આઠ આના કે રૂપિયામાં પંજાબનો નકશો મળે છે. તેના પર લીટી ખેંચી દેવી આસાન છે. એક કાગળનો કકડો! એક શાહીની લીટી! તેઓ કેવી રીતે પંજાબનું દુઃખ જાણી શકે? એ લીટીને તેઓ કેવી રીતે સમજી શકે, જે પંજાબના નકશાને નહિ પણ પંજાબના હૃદયને ચીરતી જઈ રહી હતી? પંજાબના ત્રણ ધર્મો હતા, પણ હૃદય એક હતું, પહેરવેશ એક હતો, ભાષા એક હતી, ગીતો એક જ હતાં, ખેતરો એક જ હતાં, ખેતરોનું રોમાની વાતાવરણ એકસરખું હતું. ટૂંકમાં પંજાબમાં એ બધી વસ્તુઓ હતી, જેથી એક ધર્મ, એક દેશ અને એક રાષ્ટ્રની ભાવના સજીવન થાય. પછી શા માટે તેના ગળા ઉપર છરી ચલાવવામાં આવી? શા માટે તેની નસેનસમાં ઝેરનું બીજ વાવી દીધું? શા માટે તેનાં હૃદયને જુલ્મ અને ધાર્મિક ઝનૂનની આગમાં બળ્યાં. 'અમને ખબર નહોતી,' 'અમને ઘણો શોક થાય છે,' 'અમે એ જુલ્મને વખોડીએ છીએ.' જુલ્મ, ઘૃણા અને ધર્મિક ઝનૂન ફેલાવનારા આજે મગરનાં આંસુ સારી રહ્યા છે અને આજે પંજાબના પુત્રો દિલ્હીની ગલીઓ અને કરાંચીની સડકો પર ભીખ માગી રહ્યા છે. કહેવાય છે કે હિંદુસ્તાન અને પાકિસ્તાનની સરકારે, આજ સુધી વીસ કરોડ રૂપિયા પંજાબના નિરાશ્રિતો માટે ખર્ચ કર્યા છે. એટલે એક કરોડ નિરાશ્રિતો માટે વીસ કરોડ રૂપિયા! માથા દીઠ વીસ રૂપિયા! ઉપકાર કર્યો અમારા ઉપર! 'અરે, વીસ રૂપિયાની તો એક મહિનામાં અમે લસ્સી જ પીએ છીએ.' અને આજે તમે એ લોકોને ખેરાત આપવા નિકળ્યા છો! જેઓ કાલ સુધી હિંદભરના બધા ખેડુતોમાં વધારે સુખી હતા. આઝાદીના પૂજક, જરા પંજાબના ખેડૂતોને, વિદ્યાર્થીઓને, ખેતરોના મજૂરોને, દુકાનદારોને, પંજાબની માતાઓને, બહેનો અને બેટીઓને, પૂછ્યું તો હોત કે નકશા ઉપર જે આ કાળી લીટી લગાવવામાં આવી છે તેના વિષે તમારો શો અભિપ્રાય છે? પણ એવી ફિકર કોને હતી? તેમનો પોતાનો દેશ હોત, તેમની પોતાની ભાષા હોત, તેમનાં પોતાનાં ખેતરો હોત તો તેઓ સમજી શકત કે આ કેવી ભૂલ છે અને તેનો ભોગ કોને બનવું પડશે. આ દુઃખ તે જ સમજી શકે છે, જેણે હીરને રાંઝાથી જુદા થતાં જોઇ છે, જેણે સોહિનીને મહિવાલથી વિખૂટી પડતી જોઈ છે, જેણે ખેતરોમાં પોતાના હાથે વાવણી કરી હોય. રાજનીતિજ્ઞો આને સમજી નથી શકતા–આઝાદીના રાજનીતિજ્ઞો!

ગોરાએ તેને સમજાવ્યાં: 'રોવાની કોઈ જરૂર નથી. સરકારનો હુકમ માનો. આ ગલીમાંથી ઘૂંટણિયે પડી ચાલી જા—પછી તને કોઇ કંઇ નહિ કહે.' ગોરાએ પોતે ઘૂંટણિયે પડી દેખાડ્યું.

પારૂ રોતાં રોતાં ગોરા પાસે આવી. ગોરો હવે અક્કડ ઊભો હતો. પારૂએ જોરથી તેના મોં ઉપર થૂંકી દીધું અને ગલી પાર કરવા લાગી. તે ગલીની વચ્ચોવચ્ચ સીધી—અક્કડ જઇ રહી હતી. ગોરો આશ્ચર્યથી તેના સામું જોઈ રહ્યો હતો. થોડીવાર પછી તેણે પોતાની બંદૂક સીધી કરી—ઠાંએ—અને પારૂ જે પોતાની બધી સાહેલીઓમાં વધારે કમજોર હતી તે સૌથી આગળ જઇ ઢળી પડી.

પારૂ—બેગમ—જેનબ—શામકૌર.

ઘરની સ્ત્રીઓ—પરદાનશીન સ્ત્રીઓ—પોતાનું શિયળ, પોતાની પવિત્રતા—પોતાનાં બચ્ચાંનું દૂધ—પતિનો પ્રેમ અને ન જાણે કેવી કેવી આશાઓ લઈ સિતમની અંધારી ગલીમાંથી પસાર થઈ ગઈ. તેમનાં શરીર ગોળીઓથી વીંધાઇ ગયાં, પણ તેમના કદમ ન ડગ્યા. તે વખતે તેમને કોઈના આલિંગન માટે પહોળા થતા હાથો દેખાયા હશે, કોઈનું સ્નેહપૂર્ણ સ્મિત દેખાયું હશે, પણ તેમના આત્માએ કહ્યું: 'ના,—આજે તમારે ઝૂકવાનું નથી. આજે વર્ષો બાદ તે ઘડી આવી છે, જ્યારે હિંદ જાગી ઊઠ્યું છે. અને અક્કડ થઇ આ ગલીમાંથી—સિતમની ગલીમાંથી—પસાર થઈ રહ્યું છે. માથું ઊંચકી આગળ વધી રહ્યું છે. પારૂ—બેગમ—જેનબ—શામકૌર......કોણે કહ્યું કે આ દેશમાંથી સીતા મરી ગઈ? કોણે કહ્યું કે હવે આ દેશમાં સતી સાવિત્રી જન્મશે નહિ?....આજે આ ગલીનો અણુ-અણુ કોઈના પવિત્ર લોહીથી પ્રકાશિત છે. શામકૌર, જેનબ, પારૂ, બેગમ, આજે તું આ ગલીમાંથી માથું ઊંચકી નથી પસાર થઈ, આજે તારો દેશ આ ગલીમાંથી માથું ઊંચકી પસાર થઈ રહ્યો છે. આજ આઝાદીનો ઊંચો ઝંડો આ ગલીમાંથી પસાર થઈ રહ્યો છે. આજ તારા દેશ, તારા ધર્મ, અને તારી સંસ્કૃતિની—પૌરાણિક કથાઓ જીવંત બની ગઇ છે. આજે માનવતાનું શિર ગૌરવથી ઊંચું થઈ ગયું છે. તમારા આત્માને લાખલાખ વંદન!

# અમૃતસર : આઝાદી પછી :

લેખક : શ્રી. કૃષ્ણચંદ્ર
અનુવાદક : શ્રી. શેખમોહંમદ 'જમીલ'

પંદરમી ઑગસ્ટ ૧૯૪૭ના દિવસે હિંદુસ્તાન આઝાદ થયું પાકિસ્તાન આઝાદ થયું. ૧૫ ઑગસ્ટ ૧૯૪૭ના દિવસે હિંદભરમાં આઝાદીનો ઉત્સવ ઊજવાઈ રહ્યો હતો અને આઝાદ પાકિસ્તાનમાં આનંદના પોકારો સંભળાતા હતા. ૧૫ ઑગસ્ટ ૧૯૪૭નો રોજ લાહોર બળી રહ્યું હતું અને અમૃતસરમાં હિંદુ-મુસ્લિમ-શીખ જનતા હુલ્લડમાં ફસાઈ હતી, કારણકે કોઈએ પંજાબની જનતાને નહોતું પૂછ્યું કે તમો અલગ રહેવા માગો છો કે હળીમળીને, જેવી રીતે તમો વર્ષોથી રહેતા આવ્યા છો. વર્ષો પહેલાં ચક્રવર્તિ રાજ હતું અને કોઈએ જનતાને કાંઈ પણ પૂછ્યું ન હતું. તે પછી અંગ્રેજોએ પોતાના સામ્રાજ્યનો પાયો નાખ્યો અને તેમણે પંજાબમાંથી સિપાહીઓ તથા ઘોડા પોતાની ફોજમાં ભરતી કર્યા, અને બદલામાં પંજાબને નહેરો આપી-પણ તેમણે ય આ બધું પંજાબની જનતાને પૂછીને થોડું કર્યું હતું? તે પછી રાજકીય જાગ્રતિ આવી અને રાજકીય જાગ્રતિની સાથે સાથે આઝાદીની ભાવના અને આઝાદીની ભાવના સાથે આઝાદીની ભાવનાવાળા નેતાઓ આવ્યા; રાજકીય સંસ્થાઓ આવી, પણ નિર્ણય કરતાં પહેલાં તેમણે પણ પંજાબની જનતાની સલાહ નહોતી લીધી. એક નકશો સામે રાખી પંજાબની ભૂમિના કલમની અણીવડે બે ભાગ કરી નાખ્યા. નિર્ણય કરનાર રાજનીતિજ્ઞો બિન-હિંદી હતા, બિન-પંજાબી હતા; તેથી પંજાબના નકશાને સામે રાખી તેના બે ભાગ કરી દેવા-હંમેશની કાયમ કરવી-તેમના માટે કાંઈ અઘરું કામ નહોતું. નકશો એક નજીવી વસ્તુ છે. આઠ આના કે રૂપિયામાં પંજાબનો નકશો મળે છે. તેના પર લીટી ખેંચી દેવી આસાન છે. એક કાગળનો કકડો! એક શાહીની લીટી! તેઓ કેવી રીતે પંજાબનું દુઃખ જાણી શકે? એ લીટીને તેઓ કેવી રીતે સમજી શકે, જે પંજાબના નકશાને નહિ પણ પંજાબના હૃદયને ચીરતી જઈ રહી હતી! પંજાબના ત્રણ ધર્મો હતા, પણ હૃદય એક હતું, પહેરવેશ એક હતો, ભાષા એક હતી, ગીતો એક જ હતાં, ખેતરો એક જ હતાં, ખેતરોનું રોમાની વાતાવરણ એકસરખું હતું. ટૂંકમાં પંજાબમાં એ બધી વસ્તુઓ હતી, જેથી એક ધર્મ, એક દેશ અને એક રાષ્ટ્રની ભાવના સજીવન થાય. પછી શા માટે તેના ગળા ઉપર છરી ચલાવવામાં આવી? શા માટે તેની નસેનસમાં ખૂનનું બીજ વાવી દીધું? શા માટે તેના હૃદયને જુલ્મ અને ધાર્મિક ઝનૂનની આગમાં બળ્યાં. 'અમને ખબર નહોતી,' 'અમને ઘણો શોક થાય છે,' 'અમે એ જુલ્મને વખોડીએ છીએ.' જુલ્મ, ઘૃણા અને ધાર્મિક ઝનૂન ફેલાવનારા આજે મગરનાં આંસુ સારી રહ્યા છે અને આજે પંજાબના પુત્રો દિલ્હીની ગલીઓ અને કરાંચીની સડકો પર ભીખ માગી રહ્યા છે. કહેવાય છે કે હિંદુસ્તાન અને પાકિસ્તાનની સરકારે, આજ સુધી વીસ કરોડ રૂપિયા પંજાબના નિરાશ્રિતો માટે ખર્ચ કર્યા છે. એટલે એક કરોડ નિરાશ્રિતો માટે વીસ કરોડ રૂપિયા! માથા દીઠ વીસ રૂપિયા! ઉપકાર કર્યો અમારા ઉપર! 'અરે, વીસ રૂપિયાની તો એક મહિનામાં અમે લસ્સી જ પીએ છીએ.' અને આજે તમે એ લોકોને ખેરાત આપવા નિકળ્યા છો! જેઓ કાલ સુધી હિંદભરના બધા ખેડુતોમાં વધારે સુખી હતા. આઝાદીના પૂજક, જરા પંજાબના ખેડુતોને, વિદ્યાર્થીઓને, ખેતરોના મજૂરોને, દુકાનદારોને, પંજાબની માતાઓને, બહેનો અને બેટીઓને, પૂછ્યું તો હોત કે નકશા ઉપર જે આ કાળી લીટી લગાવવામાં આવી છે તેના વિષે તમારો શો અભિપ્રાય છે? પણ એવી ફિકર કોને હતી? તેમનો પોતાનો દેશ હોત, તેમની પોતાની ભાષા હોત, તેમનાં પોતાનાં ખેતરો હોત તો તેઓ સમજી શકત કે આ કેવી ભૂલ છે અને તેનો ભોગ કોને બનવું પડશે. આ દુઃખ તે જ સમજી શકે છે, જેણે હીરને રાંઝાથી જુદા થતાં જોઈ છે, જેણે સોહિનીને મહિવાલથી વિખૂટી પડતાં જોઈ છે, જેણે ખેતરોમાં પોતાના હાથે વાવણી કરી હોય. રાજનીતિજ્ઞો આને સમજી નથી શકતા-આઝાદીના રાજનીતિજ્ઞો!

ખેર, મરવું જીવવું થતું જ રહે છે. માણસને માણસ બનવાને હજી વાર છે. વળી એક મામૂલી લેખકને એની શી પંચાત. તેને જીવનની, રાજનીતિની, વિદ્યાની, વિજ્ઞાનની, ઇતિહાસની કે તત્ત્વજ્ઞાનની શા માટે પરવા રાખવી પડે? તેને શું પડી છે કે પંજાબ જીવે છે કે મરે છે? સ્ત્રીઓનું શિયળ સંચવાય છે કે લૂંટાય છે? બાળકોનાં ગળાં પર છરી ફેરવાય છે કે તેના હોઠો ઉપર વાત્સલ્યનું ચુંબન ચોડવામાં આવે છે. તેને આ બધી વાતોથી અલગ પોતાની નાનકડી વાર્તા જ સંભળાવવી જોઈએ–વાર્તા–જે લોકોના હૃદયને આનંદ આપી શકે. આ મોટાઈનો બોલ તેને શોભતા નથી,

ઠીક, તો અમૃતસરની વાત સાંભળો. એ શહેરની કે જ્યાં જલિયાંનવાલા બાગ આવેલો છે, જેમાં ઉત્તર હિંદની મોટામાં મોટી વેપારી પેઢી આવેલી છે. જ્યાં શીખોનું પવિત્રતમ ગુરુદ્વાર આવેલું છે. જ્યાંની મોટી મોટી ચળવળોમાં હિંદુઓ, મુસલમાનો અને શીખોએ એકબીજાથી આગળ પડતો ભાગ લીધો છે. એમ કહેવાતું હતું કે લાહોર જો સાંપ્રદાયિકતાનો ગઢ છે તો અમૃતસર ધાર્મિક એકતાનું કેંદ્ર છે. એક ધાર્મિક એકતાવાળા શહેરની આ વાર્તા છે.

૧૫મી ઑગષ્ટ ૧૯૪૭, અમૃતસર આઝાદ થયું. પડોશમાં લાહોર બળી રહ્યું હતું–પણ અમૃતસર આઝાદ હતું–અને તેનાં મકાનો અને દુકાનો પર ત્રિરંગી ઝંડા ફરકી રહ્યા હતા–તેઓએ આઝાદીની લડતમાં સૌથી આગળ પડતો ભાગ લીધો હતો. આ અમૃતસર ફક્ત અકાલી ચળવળનું જ અમૃતસર નહોતું. અહરારી ચળવળનું પણ અમૃતસર હતું. આ ડૉક્ટર સત્યપાલનું અમૃતસર નહોતું. આ કચલુ અને હિસામુદ્દીનનું અમૃતસર હતું–અને અમૃતસર આઝાદ હતું–અને તેના આઝાદ વાતાવરણમાં આનંદના અવાજો ગૂંજી રહ્યા હતા. અમૃતસરના હિંદુ, મુસલમાન, શીખ–બધા જ ખુશ હતા. જલિયાનવાલા બાગના શહીદો ફરી સજીવન થઈ ગયા હતા.

સાંજે દીવાબત્તી વખતે, આઝાદ હિંદુસ્તાન અને પાકિસ્તાનથી બે સ્પેશિયલ ગાડીઓ આવી. પાકિસ્તાનથી આવનાર ગાડીમાં હિંદુ અને શીખ હતાં–

# તરસ લાગી છે ને? લે, આ મુસલમાનોનું લોહી પી!

હિંદુસ્તાનથી જનાર ગાડીઓમાં મુસલમાનો હતાં. ત્રણ-ચાર હજાર માણસો આ ગાડીમાં અને તેટલાં જ તે ગાડીમાં. કુલ છ-સાત હજાર માણસોમાં ભાગ્યે જ બે હજાર બચ્યાં હશે, બાકી બધાં મરેલાં પડ્યાં હતાં. અને તેમની લાશો ઉઘાડી પડી હતી. તેમનાં માથાં બારીઓ પર સજાવવામાં આવ્યાં હતાં. પાકિસ્તાન-સ્પેશિયલ પર ઉર્દૂમાં મોટા મોટા અક્ષરે લખેલું હતું: 'કતલ કરવું પાકિસ્તાનથી શીખો.' હિંદુસ્તાન સ્પેશિયલ પર હિંદીમાં લખેલું હતું, 'બદલો લેવો હિંદુસ્તાનથી શીખો.' આથી હિંદુઓ અને શિખોને ઝનૂન ચઢી ગયું: હાય! આપણા ભાઈઓ પર કેટલો જુલમ કર્યો છે! તેમણે હિંદુ તથા શીખ નિરાશ્રિતોને નિરાશ્રિત-કેમ્પમાં ખસેડ્યાં અને પછી મુસલમાનોની ભરેલી ગાડી ઉપર હલ્લો કર્યો. નિઃશસ્ત્રો અને અર્ધ મરેલા જેવા મુસ્લિમ મુહાજરીન ઉપર હુમલો કરવો એને હલ્લો કહી શકાય તો ચોક્કસ એ હલ્લો હતો. અર્ધા ઉપર માણસોને મારી નાંખવામાં આવ્યા ત્યારે મિલિટરીએ 'સ્થિતિ' ઉપર કાબૂ મેળવ્યો.

ગાડીમાં એક ડોસી બેઠી હતી અને તેના ખોળામાં તેનો નાનો પૌત્ર બેઠો હતો. રસ્તામાં તેનો પુત્ર માર્યો ગયો હતો. તેની વહુને જાટ લોકો ઉઠાવી લઈ ગયા હતા. તેના હોઠ પર નિઃશ્વાસ નહોતો, તેની આંખોમાં આંસુ ન હતાં. તેના હૃદયમાં દુઆઓ ન હતી. તેના ઇમાનમાં શક્તિ ન હતી. તે મૂર્તિમંત બેઠી હતી. જાણે તે કંઈ સાંભળી નહોતી શકતી, કંઈ જોઈ નહોતી શકતી, કંઈ જાણી નહોતી શકતી.

બાળકે કહ્યું: "દાદીમા, પાણી." -

દાદીએ કહ્યું: 'બેટા, પાકિસ્તાન આવશે તો પાણી મળશે.'

બાળકે કહ્યું: 'દાદીમા શું હિંદુસ્તાનમાં પાણી નથી?'

દાદી: 'બેટા, હવે આપણા દેશમાં પાણી નથી.'

બાળકે કહ્યું: 'કેમ નથી? મને તરસ લાગી છે, હું તો પાણી પીશ, પાણી, પાણી, પાણી, દાદીમા પાણી, મારે પાણી પીવું છે.'

- 'પાણી પીવું છે?' પાસેથી પસાર થતા એક અકાલી સ્વયંસેવકે વેધક દૃષ્ટિથી બાળક ભણી જોતાં પૂછ્યું: 'પાણી પીશ ને?'

'હા' બાળકે માથું હલાવ્યું.

'નહિ, નહિ.' દાદીમાએ ભયગ્રસ્ત થતાં કહ્યું: 'એ કંઈ નથી માગતો, એ આપને કશું નથી કહેતો, સરદાર સાહેબ એને છોડી દો', હવે મારી પાસે કંઈ બાકી નથી રહ્યું.'

અકાલી સ્વયંસેવક હસ્યો. તેણે પાયદાનમાંથી ઝરતા લોહીને પોતાના ખોબામાં ભેગું કરી બાળક સામે ધરી કહ્યું: 'લે તરસ લાગી છે ને? આ પી, બહુ સારું લોહી છે. મુસલમાનોનું લોહી છે.'

દાદી ભયગ્રસ્ત બની પાછળ ખસી ગઈ. બાળક રોવા લાગ્યું. દાદીએ બાળકને પોતાના પીળા દુપટ્ટામાં સંતાડી દીધું! અને અકાલી સ્વયંસેવક હસતો હસતો જતો રહ્યો.

દાદીને થયું કે ક્યારે આ ગાડી ચાલશે? ક્યારે પાકિસ્તાન આવશે? એક હિન્દુ પાણીનો ગ્લાસ લઈને આવ્યો, લો એને પાણી પીવરાવો.' બાળકે પોતાના હાથ લંબાવ્યા-તેના હોઠ કંપી રહ્યા હતા. તેની આંખો બહાર નીકળી પડતી હતી. તેના શરીરનું રૂંવેરૂંવું પાણી માગી રહ્યું હતું.

હિન્દુએ ગ્લાસ જરા પાછળ હટાવી લીધો. ને બોલ્યો: 'આ પાણીની કિંમત પડે છે. મુસલમાનના બાળકને પાણી મફત નથી મળતું. આ ગ્લાસની કિંમત પચાસ રૂપિયા છે'

'પચાસ રૂપિયા.' દાદીએ આજીજીવતાથી કહ્યું: 'બેટા, મારી પાસે તો ચાંદીની અંગૂઠી પણ નથી- હું પચાસ રૂપિયા ક્યાંથી આપું?'

'પાણી, પાણી, મને આપો. પાણી,-દાદીમા, જુઓ, આ મને પાણી નથી આપતો' 'મને આપો, મને આપો' એક બીજા મુસાફરે કહ્યું: 'આ લો મારી પાસે પચાસ રૂપિયા છે.'

હિન્દુ હસવા લાગ્યો: "પચાસ રૂપિયા તો બાળક માટે-તમારા માટે તો સો રૂપિયા પડશે. સો રૂપિયા આપો ને આ ગ્લાસ પી લો.'

'સારું, ચલો સો રૂપિયા.'

બીજા મુસલમાન મુસાફરે સો રૂપિયા આપ્યા, ગ્લાસ લીધો અને ઘટઘટ પાણી પીવા લાગ્યો.

## કાલે જેને આપણે બહેન કહી હતી તે આજે એક વેશ્યાથી પણ ખરાબ હાલતમાં હતી !

બાળક તેને જોઈ વધુ રોવા લાગ્યું: 'પાણી, પાણી, દાદીમા પાણી–' 'એક ઘુંટ' આને પણ પાઓ ખુદા અને રસુલના વાસ્તે.'

મુસલમાન મુસાફરે ગ્લાસ ખાલી કરી આંખો બંધ કરી દીધી ગ્લાસ તેના હાથમાંથી છૂટી પડ્યો અને પાણીના થોડાંક ટીપાં ફર્શ પર વિખરાઈ ગયાં.

બાળક ખોળામાંથી ઊતરી ફર્શ પર ચાલ્યો ગયો. પહેલાં તો તેણે ખાલી ગ્લાસ ચાટ્યો, પછી નીચે પડેલાં ટીપાંને–અને પછી જોર જોરથી રોવા લાગ્યો: 'પાણી, પાણી, દાદીમા પાણી.'

પાણી હતું અને પાણી ન હતું. હિન્દુ નિરાશ્રિતો પાણી પી રહ્યા હતા–અને મુસલમાન તરસ્યા હતા–પાણી હતું–સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર પાણીનાં માટલાંની હાર ગોઠવાયેલી હતી. પાણીના નળ ખુલ્લા હતા–ભંગી હાથપાણી લેવા હિન્દુ નિરાશ્રિતોને પાણી આપી રહ્યા હતા. પાણી નહોતું તો ફક્ત મુસલમાન મુજાહરીન માટે–કારણકે પંજાબના નકશા ઉપર એક કાળી મૃત્યુની લીટી ખેંચાઇ હતી–અને કાલનો ભાઈ આજે દુશ્મન થઇ ગયો હતો. અને કાલે જેને આપણે બહેન કહી હતી તે આજે એક વેશ્યાથી પણ વધારે ખરાબ હતી–કાલે જે મા હતી તેને બેટાએ ડાકણ સમજી તેના ગળા પર છરી ફેરવી દીધી હતી. પાણી હિંદુસ્તાનમાં પણ હતું અને પાણી પાકીસ્તાનમાં પણ હતું–પણ પાણી ક્યાંય નહોતું–કારણકે બંનેની આંખોનું પાણી મરી ગયું હતું.

આ બંને પ્રદેશો રણ બની ગયા હતા. તેની તપતી રેત ઉપર ચાલતા લોકો લૂની ગરમગરમ ઝાળથી બળી રહ્યાં હતાં. જે દેશમાં લસ્સી અને દૂધ પાણીની જેમ વહેતાં હતાં ત્યાં આજે પાણી નહોતું–અને તેના પુત્રો પાણી વગર ટળવળીને મરી રહ્યાં હતાં, કારણકે પાણી હતું અને ન હતું–પંજાબની પાંચે નદીઓ વહી રહી હતી, પણ હિન્દુ–મુસલમાનના હૃદયની નદીઓ સુકાઇ ગઇ હતી–તેથી પાણી હતું અને ન હતું.

પછી આઝાદીની રાત આવી. દિવાળી પર આટલી રોશની નથી થતી. કારણકે દિવાળી પર તો ફક્ત દીવા બળે છે–અહીં ઘરનાં ઘર બળી રહ્યાં હતાં. દિવાળી પર ફટાકડા ફૂટે છે, દારૂખાનું છોડ-

# પહેલાં રૂપિયા ગયા, પછી ઘરેણાં અને પછી સ્ત્રીઓનાં શરીર!

વામાં આવે છે, અહીં બોમ્બ ફૂટી રહ્યા હતા. મશીનગનો ચાલી રહી હતી. અંગ્રેજોના રાજ્યમાં એક પિસ્તોલ પણ ક્યાંય નહોતી મળતી અને આઝાદીની આ પહેલી જ રાતે ન જાણે ક્યાંથી આટલાં બધા બોમ્બ, મશીનગનો, પિસ્તોલો અને બંદૂકો ફાટી નીકળી. આ બધાં હથિયારો અમેરિકન અને ઇંગ્લંડની બનાવટનાં હતાં. અને આજે આઝાદીની પહેલી રાતે હિંદીઓ અને પાકિસ્તાનીઓનાં હૈયાં છેદી રહ્યા હતાં. લડે જાઓ, બહાદુરો! મરે જાઓ, બહાદુરો! અમે શસ્ત્રો તૈયાર કરીશું; તમો લડતા રહેજો, શાબાશ બહાદુરો! જોજો ક્યાંક અમારા કારખાનાંનો નફો ઓછો ન થઈ જાય. ઘમસાણ યુદ્ધ જામે તો મજા આવે. ચીનવાળા લડે છે તો હિંદુસ્તાન અને પાકિસ્તાનવાળા કેમ ન લડે? એ પણ એશિયાઈ છે, તમે પણ એશિયાઈ છો! એશિયાની આબરૂ કાયમ રાખો! લડે જાઓ, બહાદુરો! તમે જો લડવું બંધ કરશો તો એશિયાનું મોં બીજી બાજુ ફેરવાઈ જશે, અને અમારાં કારખાનાંનો નફો અને અમારા શાહીવાદી આનંદો ભયમાં આવી પડશે, લડે જાઓ, બહાદુરો–! પહેલાં તમો અમારા દેશમાંથી કાપડ, કાચનો સામાન અને સેંટ મંગાવતા હતા; હવે અમે તમને શસ્ત્રો પૂરાં પાડશું, બોમ્બ, વિમાન, કારતૂસ–કારણકે હવે તો તમે આઝાદ થઈ ગયા છો.

શસ્ત્રધારી હિન્દુ અને શીખો મુસલમાનોના ઘરોને આગ લગાડી રહ્યા હતા ને 'જય હિંદ'ની ઘોષણા સંભળાતી હતી. મુસલમાનો પોતાના ઘરોની છૂપી જગ્યાએ બેસી મશીનગનો ચલાવી રહ્યા હતા અને હાથ બનાવટનાં બોમ્બ ફેંકી રહ્યા હતા.

આઝાદીની રાત અને તેની ત્રણ–ચાર રાતો સુધી આવી રીતે મુકાબલો થતો રહ્યો પછી હિન્દુઓ અને શીખોની મદદ માટે આજુબાજુનાં રજવાડાંમાંથી સ્વયંસેવકો આવી પહોંચ્યા. મુસલમાનોએ પોતાનાં ઘર ખાલી કરવા માંડ્યાં– ઘરો, મહોલ્લા, બજારો, બળી રહ્યાં હતાં. હિન્દુઓનાં ઘર–મુસલમાનોનાં ઘર અને શીખોનાં ઘર! હજારોની સંખ્યામાં મુસલમાનો શહેર છોડી નાસવા લાગ્યા. એ દિવસોમાં જે કંઈ થયું તેને ઇતિહાસમાં અમૃતસરની "કત્લેઆમ" કહેવામાં આવશે.

પણ મિલિટરીએ 'સ્થિતિ' ઉપર બહુ જલદી કાબૂ મેળવી લીધો. હિન્દુ અને મુસલમાન બે અલગ અલગ કેંપોમાં બંધ થઈને 'નિરાશ્રિતો' અને 'મુહાજરીન' કહેવાતા હતા. જો કે મુસીબતો બંને પર એક જ હતી, પણ નામ જુદાં જુદાં રાખ્યાં હતાં કે જેથી મુસીબતમાં પણ એ લોકો મળી ન શકે. બંને કેમ્પોમાં ન છત હતી, ન રોશનીનો બંદોબસ્ત હતો, ન સૂવા માટે બિસ્તર કે ન પાયખાનાં, પણ એક કેમ્પ હિન્દુ શરણાર્થીઓનો કેમ્પ હતો, જ્યારે બીજો મુસલમાનનો 'મુહાજરીનો'નો.

હિન્દુ શરણાર્થીઓના કેમ્પમાં આઝાદીની રાતે સખત તાવથી ધ્રૂજતી એક મા પોતાના બીમાર પુત્ર આગળ દમ તોડી રહી હતી. એ લોકો પશ્ચિમ પંજાબમાંથી આવ્યાં હતાં. પંદર માણસોનું કુટુંબ હતું પાકિસ્તાનથી હિંદુસ્તાન આવતાં આવતાં ફક્ત બે માણસો રહી ગયાં હતાં. અને અત્યારે તેમાંથી પણ એક બીમાર હતું જ્યારે બીજું મરી રહ્યું હતું. જ્યારે એ પંદર માણસોનું કુટુંબ ઘેરથી નીકળ્યું હતું ત્યારે તેમની પાસે બિસ્તરા હતા, ખાવાપીવાનો સામાન હતો, લૂગડાંથી ભરપૂર ટ્રંકો હતી. રૂપિયાની થેલીઓ હતી. અને સ્ત્રીઓનાં શરીર પર ઘરેણાં હતાં. અને છોકરા પાસે એક સાયકલ હતી. અને એ બધાં પંદર માણસો હતાં.

ગુજરાનવાલા સુધી પહોંચતાં પહોંચતાં દસ માણસો રહી ગયાં. પહેલા રૂપિયા ગયા, પછી ઘરેણાં, પછી સ્ત્રીઓનાં શરીર.

## મરેલી માતાના શબ પરથી ગોદડું ખેંચીને એણે ઓઢી લીધું અને નાઠો !

લાહોર આવતાં આવતાં ૭ માણસો રહ્યાં. ઝુંપડાંની ટ્રંકો ગઇ, બિસ્તરા પણ, અને છોકરાને પોતાની સાયકલ જવાનો બહુ ખેદ હતો.

અને જ્યારે મોગલપુરાથી આગળ વધ્યાં ત્યારે એ જ હતાં–મા અને બેટો, અને એક ગોદડું–જે દમ તોડતી સ્ત્રીએ ટાઢિયા તાવને લીધે તે વખતે ઓઢયું હતું. તે વખતે–આઝાદીની પહેલી રાતે–તે સ્ત્રી મરી રહી હતી. તેનો પુત્ર સીરાણે બેઠો બેઠો તાવથી ધ્રૂજી રહ્યો હતો. તેની દાઢો કડકડતી હતી અને આંસુ તો ઘણા સમયથી સુકાઈ ગયાં હતાં.

અને જ્યારે તેની મા મરી ગઈ ત્યારે તેણે હળવેથી ગોદડું તેના પરથી લઈ લીધું તેને ઓઢીને કેમ્પના બીજા છેડે જતો રહ્યો.

થોડીવાર પછી એક સ્વયંસેવક તેની પાસે આવ્યો અને તેને કહેવા લાગ્યો: 'પેલી–ત્યાં–મરી ગઈ તે કોણ હતી; એ તારી મા હતી ?'

'ના', ના મને કશી ખબર નથી. તે કોણ હતી ?' છોકરાએ ભયગ્રસ્ત સ્વરે કહ્યું અને ગોદડાને વધારે જોરપૂર્વક પોતાના શરીરે વિંટાળતાં તે બોલ્યો: 'તે મારી માં નહોતી, આ ગોદડું મારું છે હું એ નહિ આપું–નહિ આપું–નહિ–આ હું સાથે લાવ્યો છું, નહિ આપું.' એક ગોદડું, એક મા–એક મૃત મમતા–કોને ખબર હતી કે એક દિવસ આની નવી ઢબની વાર્તા પણ મારે તમને સંભળાવવી પડશે !

જ્યારે મુસલમાન નાઠા ત્યારે તેમનાં ઘરો લૂંટાવા લાગ્યાં. ભાગ્યે જ કોઈ શરીફ માણસ રહ્યો હોય, જેણે આ લૂંટમાં ભાગ ન લીધો હોય. આઝાદીના ત્રીજા દિવસની વાત છે. હું મારી ગાયને ગલી બહાર નળ ઉપર પાણી પાવા લઈ જઈ રહ્યો હતો. ડોલ મારા હાથમાં હતી. બીજા હાથમાં ગાયના ગળે બાંધેલી દોરી. ગલીના નાકે પહોંચી ગાયને વીજળીના થાંભલે બાંધી દીધી. ડોલ લઇ હું નળે પાણી ભરવા ગયો થોડીવાર પછી જ્યારે ડોલ ભરીને આવ્યો ત્યારે જોઉં છું તો ગાય ન મળે. એકાએક મારી નજર પાસેના ઘરના આંગણાંમાં પડી. જોઉં છું તો મારી ગાય આંગણાંમાં બાંધેલી ઊભી હતી.

હું ઘરમાં ગયો.

'શું છે ભાઈ, કોણ છો તમે?' એક સરદારજીએ કડક સ્વરે પૂછ્યું મેં કહ્યું: 'હું હમણાં જ મારી ગાય ત્યાં બાંધી પાણી ભરવા ગયો હતો. આ ગાય તો મારી છે સરદારજી—' સરદારજી હસ્યા: 'હેલા! હેલા! કંઈ વાંધો નહિ. મેં ધાર્યું કે કોઈ મુસલમાનની ગાય છે. આ તમારી ગાય છે તો લઈ જાઓ.'' એમ કહી તેમણે ગાયની દોરી છોડી મારા હાથમાં આપી.

'માફ કરજો.' હું ચાલવા લાગ્યો એટલે તેમણે વળી કહ્યું: 'આપાં સમઝ્યાં કીસી મુસલમાન દી ગાય હય.'

મેં આ બનાવ મારા મિત્ર સરદાર સુંદરસિંગ આગળ કહી સંભળાવ્યો તો તે હસ્યો: 'આમાં હસવાની શી વાત છે?' મેં તેને પૂછ્યું તો તે વધુ જોરજોરથી હસવા લાગ્યો. સુંદરસિંગ સામ્યવાદી હોવાથી સાંપ્રદાયિક ઝનૂનથી બહુ દૂર રહે છે. એ મારા ગણ્યાંગાંઠ્યા મિત્રોમાંના એક છે, જેમણે આ લૂંટમાં કોઈ જાતનો ભાગ નથી લીધો.

મેં કહ્યું: 'તું એને સારું સમજે છે?'

તે બોલ્યો: 'ના એ વાત નથી—હું તો એટલા માટે હસી રહ્યો હતો કે આજે એક એવો જ બનાવ મારી સાથે પણ બની ગયો. હું હોલ બજારમાંથી પસાર થઈ રહ્યો હતો ને મનમાં થયું કે લાવ સરદાર સવેરસિંગને જોતો જાઉં. જૂની બળવ પાર્ટીના નેતા છે ને? તેમણે પોતાના ગામમાં ચાર-પાંચસો મુસલમાનોને આશરો આપ્યો છે. મને થયું કે લાવ પૂછતો જાઉં કે તેમનું શું થયું? તેમને મુહાજરીનના કેમ્પમાં ખસેડવાની શી જોગવાઈ કરી? એમ વિચારી મેં મારી મોટર મેહમુદ રઝાક બુટવાળાની દુકાન આગળ થોભાવી, અને કોર્ટમાં પેસી ગયો. થોડી જ વારમાં પાછો ફર્યો, કેમકે સરદાર સવેરસિંગ ન મળ્યા—જોઉં છું તો મોટર ન મળે—પૂછ્યા છતાં કોઈએ ન બતાવી—ગઈ ક્યાં? એટલામાં મારી નજર હોલબજારના છેડે ખૂણે પડી ત્યાં મારી મોટર ઊભી હતી. ઘોડાગાડીમાં સરદારસિંગ પ્રખ્યાત કાર્યકર્તા બેઠા હતા.

મેં પૂછ્યું: 'ક્યાં જાઓ છો?'

'ગામ જઈ રહ્યો છું.'

'અને આ મોટર પણ શું તમારે ગામ જશે?'

'કઈ મોટર?—પેલી જે પાછળ બાંધેલી છે તે તમારી મોટર છે? માફ કરજો દોસ્ત—મેં ઓળખી નહિ—એ મહેમુદ રઝાકની દુકાન આગળ ઊભી હતી ને મેં ધાર્યું કે કોઈ મુસલમાનની હશે—મેં ગાડી પાછળ બાંધી લીધી; હા! હા! હા! હું તેને મારે ઘેર લઈ જઈ રહ્યો હતો—સારું થયું કે તમે વખતસર આવી પહોંચ્યા.'

'અને હવે ક્યાં જશો?' મેં મોટર ખોલી તેમાં બેસતાં પૂછ્યું.

'હવે-હવે ક્યાંક બીજે જઈશ.'

'સરદારસિંગ રાષ્ટ્રીય કાર્યકર્તા છે, જેલ જઈ ચૂક્યા છે. દંડ ભરી ચૂક્યા છે. રાજકીય સ્વતંત્રતા માટે બલિદાનો આપી ચૂક્યા છે.'

આ બનાવ સંભળાવી સુંદરસિંગે કહ્યું: 'કોમી આગ એટલી હદ સુધી ફેલાઈ છે કે આપણા સારા સારા રાષ્ટ્રીય કાર્યકર્તાઓ પણ એમાંથી બચી નથી શક્યા...આપણી રાષ્ટ્રીય ચળવળમાં ભાગ લેનારા ખુદ આ લૂંટમાર અને કતલમાં સંડોવાયેલા છે. આ અગ્નિ જો અત્યારે જ શાંત કરવામાં નહિ આવે તો બંને પાર્ટીઓ અસત્યવાદી બની જશે. બે ચાર વર્ષમાં જ.'

સુંદરસિંગ વિચારગ્રસ્ત દેખાતો હતો. હું ત્યાંથી ચાલી નીકળ્યો, માર્ગમાં ખાલસા કૉલેજ આગળ એક મુસલમાન અમીરનો બંગલો લૂંટાતો હતો. માલથી

ભરેલી લૉરીઓ, લોઢાની જુદી જુદી ટુકડીઓ લઈ જઈ રહી હતી. મારા જોતજોતામાં થોડી જ વારમાં બધું સાફ થઇ ગયું. સડક પર હિન્દુ અને શીખ શહેરીઓ પણ બંગલા ભણી દોડયા, પણ બંગલામાંથી પોલીસને આવતા જોઇ તેઓ સ્તબ્ધ થઇ ગયા. પોલીસોના હાથમાં કેટલાંક મોજાં અને રેશમી ટાઈઓ હતી. એક કેટ-ડેંગર પર મફલર ઝૂલી રહ્યું હતું. લોકોને હસતાં હસતાં કહ્યું. 'હવે તમે ક્યાં જાઓ છો. ત્યાં બધું પહેલાથી જ સાફ થઈ ગયું છે.'

એક મહાશય જે આર્યસમાજી જેવા લાગતા હતા અને મારી સામે જ બંગલા તરફ દોડયા હતા અને હવે પાછા ફર્યા હતા તે મને ઉદ્દેશીને બોલ્યાઃ 'જુઓ ભાઈ, દુનિયા કેવી પાગલ થઈ ગઈ છે ?'

મારી પાસેથી એક દૂધ વેચનાર ભૈયો જઈ રહ્યો હતો. બિચારાના ભાગે થોડીક ચોપડીઓ આવી હતી તે લઈને જઈ રહ્યો હતો.

મેં પૂછ્યું: 'આ ચોપડીઓને શું કરશો? વાંચી શકો છો ?'

'ના બાબુજી.'

'ત્યારે ?'

તેણે પુસ્તકો તરફ રોષથી જોયું: 'હમ કા કરે બાબુ-જ્યાં જાઉં છું ત્યાં લોકો પહેલાથી જ સારો સારો માલ લઈ ગયા હોય છે મારું તે ભાગ્ય જ ખરાબ છે.'

તેણે વળી પુસ્તકો તરફ રોષથી જોયું: તેનો ઇરાદો પુસ્તકોને ફેંકી દેવાનો હતો પછી તેનો ઇરાદો બદલાઇ ગયો તે સ્મિત કરી કહેવા લાગ્યોઃ 'કંઈ નહિ. આ મોટાં મોટાં પુસ્તકો બળશે સારાં. રાતનું જમણ રાંધવા લાકડાની જરૂર નહિ પડે.'

બહુ સારાં પુસ્તકો હતાં બધાં. ચૂલામાં ગયાં એરિસ્ટોટલ, સોક્રેટિસ, પ્લેટો, રૂસો, શેકસપિયર, બધા ચૂલામાં ગયા.

સાંજના સમયે બજાર સમસાન પડવા લાગ્યો-કર્ફ્યુ થવાનો હતો. હું જલદી જલદી કુચેરામદાસ (રામદાસગલી)માંથી પસાર થયો અને પવિત્ર ગુરુદ્વારાને સલામ કરતો મારા ઘર ભણી વળી ગયો. માર્ગમાં અંધારી ગલી પડતી હતી, જ્યાં જલિયાનવાલા બાગના દિવસે ઘૂંટણે ચાલવાની ફરજ

પાડવામાં આવી હતી. મેં વિચાર્યું કે આ ટૂંકા માર્ગથી નીકળી જાઉં—હું તે તરફ ચાલ્યો.

આ ગલી સાંકડી છે. અહિં દિવસે પણ અંધારા જેવું રહે છે. મુસલમાનોનાં આઠદસ ઘર હતાં જે. બધાં બાળી નાંખવામાં આવ્યાં હતાં—અથવા લૂંટી લેવામાં આવ્યાં હતાં. બારણાં ઉઘાડાં હતાં, બારીઓ તૂટેલી, ક્યાંક ક્યાંક છતો બળેલી, ગલીમાં નિર્જનતા હતી, ગલીની ફર્શ પર સ્ત્રીઓની લાશો પડી હતી.

હું પાછો ફરવા લાગ્યો. એટલામાં કોઈના ડૂસકારા ભરવાનો અવાજ આવ્યો. ગલીની વચ્ચે લાશોમાં એક ડોશી ઊઠવાનો પ્રયત્ન કરતી હતી. મેં તેને ટેકો આપ્યો.

'પાણી—બેટા.'

હું ખોબામાં પાણી લાવ્યો—પવિત્ર ગુરુદ્વારાની સામે પાણીનો નળ હતો.

મેં ખોબો તેના મોંએ અડાડ્યો.

'તારા પર ખુદાની રહેમત હો બેટા ! તું કોણ છે ? ખેર તું જે કોઈ હો. તારા પર ખુદાની રહેમત હો બેટા ! આ એક મરનારના શબ્દો છે તેને યાદ રાખજે.'

મેં તેને બેઠી કરવાનો પ્રયત્ન કરતાં કહ્યું: 'તમને ક્યાં વાગ્યું છે મા ?'

ડોશી બોલી: 'મને ન ઉઠાવો. હું અહીં જ મરીશ. મારી વહુ-બેટીઓ વચ્ચે. શું કહ્યું તેં ? ક્યાં વાગ્યું છે ? અરે બેટા, બહુ ઊંડો જખમ છે. આ જખમ હૃદયની અંદર છે—બહુ ઊંડો ! તમને ખુદા કેમ માફ કરશે ?'

'અમને ક્ષમા કરો મા.'

પણ ડોશીએ કંઈ ન સાંભળ્યું તે સ્વતઃ બબડી રહી હતી: 'પહેલાં તેઓએ અમારા મર્દોને માર્યા પછી અમારાં ઘર લૂંટ્યાં—પછી અમને ઘસડીને ગલીમાં લઈ આવ્યા. આ ફર્શ ઉપર, આ પવિત્ર ગુરુદ્વારા સામે, જેને હું દરરોજ સલામ કરતી હતી—તેમણે અમારું શિયળ લૂંટ્યું પછી ગોળીથી ઠાર કર્યાં હું તેમની દાદી જેવી ગણાઉં.'

એકાએક તેણે મારી બાંય પકડી: 'તું જાણે છે ? આ અમૃતસર છે. આ મારું શહેર છે. આ પવિત્ર ગુરુદ્વારને હું રોજ સલામ કરતી હતી—જેવી રીતે મારી મસ્જિદને સલામ કરું છું,—મારી ગલીમાં હિન્દુ, શીખો અને મુસલમાન પણ વસતા હતા. અને કેટલી પેઢીઓથી અમે અહીં વસી રહ્યાં છીએ. અને અમે દરરોજ સંપીને શાન્તિથી રહેતાં હતાં—કોઈ દિવસ કશું નથી થયું.'

'મારા સહધર્મીઓને માફ કરો મા.'

'તું જાણે છે હું કોણ છું ? હું જેનબની મા છું—તું જાણે છે જેનબ કોણ હતી ? જેનબ એ હતી જેણે જલિયાનવાલા બાગની કતલને દિવસે આજ ગલીમાં ગોરા આગળ શિર નથી ઝુકાવ્યું. જે પોતાના દેશ અને રાષ્ટ્રનું શિર ઊંચું કરી આ ગલીમાંથી પસાર થઈ ગઈ. આ તે જગા છે—આ તે ગલી છે—જ્યાં જેનબ શહીદ થઈ હતી હું તે જ જેનબની મા છું. હું આમ સહેલાઈથી તમારો પીછો છોડવાની નથી. મને ટેકો આપો, મને ઊભી કરો, હું મારી લૂંટાયલી આબરૂ અને મારી વહુ-બેટીઓનાં હણાયલાં શિયળો લઈ રાજનીતિજ્ઞો પાસે જઈશ. મને ટેકો આપો, હું તેમને કહીશ. હું જેનબની મા છું. હું અમૃતસરની મા છું હું પંજાબની મા છું. તમે મારો ખોળો ઉજ્જડ કર્યો છે. તમે ઘડપણમાં મારું મોં કાળું કર્યું છે. મારી જવાન વહુઓ અને બેટીઓના પવિત્ર આત્માઓને જહન્નમની આગમાં નાખ્યા છે. હું તેમને પૂછીશ—શું જેનબ આવી આઝાદી માટે શહીદ થઈ હતી ? હું—જેનબની મા' એકાએક તે

મારા ખોળામાં ઢળી પડી. તેના મોંમાંથી લોહી નીકળી પડયું. બીજી જ ક્ષણે તેના પ્રાણ નીકળી ગયા.

જેનબતી મા મારા ખોળામાં મૃત પડી છે. તેનું લોહી મારા ખમીસ પર છે. હું જીવનથી મૃત્યુનાં દ્વાર સુધી ઝાંખી કરી રહ્યો છું. અને કલ્પનામાં સિદ્દીક તથા ઓમપ્રકાશ તરી રહ્યા છે. જેનબનું શિર ગૌરવથી ઊંચું થયેલું દેખાય છે. એ શહીદ મને કહે છેઃ 'અમે ફરી આવશું–શામકોર–પારૂ–બેગમ–અમે ફરી આવીશું. અમારા શિયળની પવિત્રતા લઈ, અમારા આત્માનું તેજ લઈ, કારણકે અમે માણસ છીએ. અમે આ વિશ્વમાં રચનાના ઝંડાધારી છીએ. કોઈ રચનાને કચરી નથી શકતું. કારણકે અમે મંડન છીએ અને તમો ખંડન. તમો જંગલી છો તમો પશુ છો. તમે મરી જશો, પણ અમે નહિ મરીએ, કારણકે માણસ કદી નથી મરતો. તે પશુ નથી તે નેકીનો આત્મા છે, સૃષ્ટિનું ફળ છે, વિશ્વનું ગૌરવ છે. માનવહત્યારા ઓ કોમી રાક્ષસો! ઓ અધમ પિશાચી હિન્દુ–મુસ્લિમ–શીખો! તમે આઝાદીને કલંકિત કરનારા દેશદ્રોહીઓ...'

## આસ્તિક અને નાસ્તિક

આગળના વખતમાં એક પુરાણી નગરીમાં બે વિદ્વાન રહેતા હતા. બંને પરસ્પરની ઇર્ષ્યા અને ઘૃણા કરતા અને એકબીજાને ઉતારી પાડતા. એમાંનો એક નાસ્તિક હતો અને બીજો આસ્તિક હતો.

એક દિવસ બંને એક સ્થળે ભેગા થઈ ગયા પોતાના અનુયાયીઓ તેમની સાથે હતા અને બંને દેવતાઓની સત્તાના પ્રશ્ન પર ઝઘડવા લાગ્યા. કલાકો સુધી પોતપોતાના પક્ષનું સમર્થન કરી બંને પોતપોતાના રસ્તે પડયા.

એ જ રાતે નાસ્તિક મંદિરમાં ગયો અને વેદિની સામે પોતાનું મસ્તક નમાવી માર્ગ–ભ્રષ્ટતા બદલ દેવતાઓની તેણે ક્ષમા માગી.

બરાબર એ જ સમયે પેલો આસ્તિક પોતાનાં પવિત્ર ધર્મપુસ્તકો બાળી રહ્યો હતો, કારણકે હવે દેવતાઓ પર એને આસ્થા રહી ન હતી.*

—મધુરમ

*ખલિલ જિબ્રાન

# કલાપી, 'સુમન' અને મિત્રમંડળ

: મણકો ચોથો :
આશકની
:પ્રેમ-ઉપાસના

**કલાપી અને મિત્રમંડળ વિશેનાં દરબારશ્રી વાજસુરવાળાનાં સંસ્મરણો**

કથન :
દરબારશ્રી વાજસુરવાળા
આલેખન :
શ્રી. કપિલભાઈ ઠક્કર એમ. એ.

[ ફેબ્રુઆરી અંકથી ચાલુ ]

સને ૧૮૯૨થી ૧૯૦૦ સુધીના કલાપીના આઠ વરસના જીવનને ત્રણ મુખ્ય વિભાગમાં વહેંચી શકાય એમ મેં અગાઉ કહેલું છે. એ ત્રણ સ્થિતિ વચ્ચે લીટી દોરીને એક બીજાથી જુદી ન પાડી શકાય—એ ત્રણે અવસ્થાઓ ઓતપ્રોત ગણી શકાય એમ પણ મેં સૂચવેલું છે. એમાંથી એક અવસ્થા (stage) 'રાજયોગીનું રાજ-જીવન' આપણે તપાસી ગયા. હવે એમાંથી બીજી અને સૌથી વધારે ગવાયેલી સ્થિતિ પર આપણે નજર કરીએ સૌથી વધારે ગવાયેલી એટલા માટે કહું છું કે કલાપીના જીવન અને કવનની આસપાસ જે રોમાન્સ (Romance)નું પ્રભામંડળ દોરાયું છે અને જે અવસ્થાએ કલાપી માટે અનેક પ્રકારની માન્યતા, સમજણ, ગેરસમજણ ટીકા, ઊભી કરેલી છે એ આ સ્થિતિમાંથી ઉદ્ભવે છે.

૧૯મી સદીના બે મહાન અંગ્રેજ કવિઓ શેલી અને બાયરનના સ્નેહજીવન માટે અનેક કથાઓ અંગ્રેજી સાહિત્યના ઇતિહાસમાં નોંધાયેલી છે. શેલીએ પોતાના પ્રથમ પવિત્ર હેરિયેટનો ત્યાગ કર્યો હતો અને પોતાના હૃદયની પ્રિયતમા મેરી વોલસ્ટન ક્રાફ્ટ ગૉડવિન સાથે રોમાંચક લગ્ન કર્યાં હતાં. પ્રથમ પત્નિ સાથેના લગ્નમાં પ્રેમના અંશો ભરપૂર હતા, પણ વરસો જતાં તે વધારે બુદ્ધિશાળી, યોગીલી, ગૌરવવાન અને વિદૂષી માનેલી મેરીના સંબંધમાં એ આવ્યો અને પોતાના જીવનમાં જે ઊણપ છે એ આ કુમારિકા પૂરી કરવા શક્તિમાન છે એવું માનીને પ્રથમ સ્ત્રી સાથે તેણે છૂટાછેડા લીધા અને હેરિયેટ, કદાચ કમોતે મરી. આ પત્નીત્યાગ શેલીના જીવનમાં એક કલંક-કથા મનાઈ છે. જો કે અંગ્રેજી સાહિત્યમાં અજોડ. એવા અનેક કાવ્યોની પ્રેરણાદાતા એની બીજી પત્ની બની હશે. બાયરનના સમગ્ર જીવન સાથે અનેક કલંકિત પ્રેમ-કથાઓ સંકળાઈ છે; અને એની સામે લોકમતનો વંટોળ, એ એક ઉમરાવ હોવાને કારણે, એટલો ઉગ્ર બન્યો હતો કે "If what is muttered and murmured and whispered be true, I am unfit for England; if false, England is unfit for me." (મારી સામે જે બકવાટ, બબડાટ અને ઘુસપુસ વાતોનો પ્રચાર થાય છે એ સાચા હોય તો હું ઇંગ્લંડમાં રહેવા માટે લાયક નથી; જો ખોટા હોય તો ઇંગ્લંડ મારે રહેવા માટે યોગ્ય ભૂમિ નથી) એમ કહીને ૧૮-૧૯ વરસની ઉમ્મરે એણે ઇંગ્લંડના કિનારાને છેલ્લી સલામ કરી, અને જીવનના બાકીનાં ૧૭-૧૮ વરસો પરદેશોમાં વિતાવ્યાં. એ બન્ને મહાકવિઓના જીવન અને કવન વિખ્યાત છે.

કલાપીના જીવનનો પ્રેમકિસ્સો કલાપીના વાચકોએ, અભ્યાસીઓએ અને એમને એક અથવા બીજી રીતે પિછાનનારાઓએ જુદીજુદી રીતે પિછાણ્યો છે. મારી માહિતી મુજબ એ કથા મારે સળંગ ઉતારવી જોઇએ એવું મને, હમેશાં લાગ્યા કર્યું છે. કેટલાક સંયોગોને કારણે આ કાર્ય વહેલું બની શક્યું નથી. હવે એ મુલતવી રાખી ન શકાય એ મને વાજબી લાગે છે.

પણ એમાં ઊતરતાં પહેલાં કલાપીના સમગ્ર કાવ્યો વિષે એક હકીકત જાહેર કરવી જોઇએ. 'કેકારવ'માં સંઘરાયેલાં કાવ્યોને ત્રણ મુખ્ય વિભાગમાં

વહેંચી શકાય. પહેલો વિભાગ સ્વતંત્ર કાવ્યોનો, બીજો અનુવાદિત, સૂચિત કે રૂપાંતર થયેલાં કાવ્યોનો, અને ત્રીજો વિભાગ આત્મ-મંથનનાં કાવ્યોનો. પ્રથમ બે વિભાગને આપણે અહીંઆ નહિં સ્પર્શીએ. આશકની પ્રેમ-ઉપાસના જે કાવ્યોમાં વર્ણવાઈ છે એનો ઉપયોગ આપણે એમના જીવનનો આ તબક્કો તપાસવામાં કરશું.

આપણે અગાઉ જોઈ ગયા છીએ કે સ્વ. શ્રી. મણિશંકર રત્નજી ભટ્ટે-કાન્તે-કેકારવની પ્રથમ આવૃત્તિ પ્રકટ કરી એની પ્રસ્તાવનામાં કલાપીના એમના પરના એક-બે પત્રો ઉતાર્યા છે. કેકારવની સાથે જ ગુજરાતને આ પત્રો મળ્યા. એટલે આ પત્રોનાં અવતરણો કલાપીની પ્રેમ-ગાથા સમજવા માટે દિશાસૂચક હતાં એ એક હકીકત છે.

એ પત્રોમાં 'લગ્ન પછી બીજે જ દિવસે મારા મહેલ નીચે ચાલી જતી છ વરસની છોકરી'નો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, અને એ પછી, શોભના સાથે લગ્ન થયાને વળતે દિવસે 'ગઈ કાલે મેં શોભનાને મારી કરી છે.' એવું લખાયેલું છે.

આ સ્મરણોના શરૂઆતના ભાગમાં હું કહી ગયો છું કે રાજકુમાર કોલેજની વિદ્યાર્થી અવસ્થાના છેલ્લા દિવસોમાં લીંબડીના ઉતારામાં નિવાસ દરમ્યાન રમાબાની ચિઠ્ઠી ચપાટી લઈને ખવાસ કન્યા મોંઘી ઠાકોરસાહેબ પાસે આવતી એ સમયે ઠાકોરસાહેબને એના તરફ કશું આકર્ષણ હોય એવું જાણ્યું નથી.

સ્વ. મણિશંકર ભટ્ટ પરના પત્રમાં આ મુજબ શી રીતે લખાયું હશે એનો ખુલાસો હું ન આપી શકું. એ પત્ર મારા વાંચવામાં પણ કેકારવ પ્રકટ થયો ત્યારે જ પ્રથમ આવ્યો. શ્રી. મણિશંકર ભટ્ટના અંગત પારચયમાં હું નથી આવ્યો. તેઓ લાઠી આવતા-જતા. ઠાકોરસાહેબના આપ્તજનોમાં એમનું સ્થાન હતું. લાઠી આવતા-જતા ઠાકોરસાહેબના બધા મિત્રોના ઓછા-વધતા સંસર્ગમાં હું

આવ્યો છું. ફક્ત મણિશંકરભાઈ સાથે મારે પરિચય નહોતો થયો. એમ કેમ બન્યું એ કહી: શકતો નથી, પણ એ હકીકત છે.

એટલે એ પત્રનો માત્ર જરૂરી ઉલ્લેખ કરી હું મારા સ્મરણોની જ નોંધ કરીશ.

અગાઉ હું કહી ગયો છું એ મુજબ અને આ પ્રેમ-સંબંધ શરૂ થયાની ખબર પડી ૧૮૯૪-૯૫ના અરસામાં. અને એથી વહેલી એની શરૂઆત થઈ હોય એવી મારી કલ્પના નથી. ૧૮૯૫ થી ૧૮૯૮ સુધીના છૂટાંછવાયાં કાવ્યોમાંથી આની ગવાહી આપણને મળી શકે છે. 'બાકીની વાત 'હૃદય ત્રિપુટી' કહેશે' એમ એક લીટી શ્રી. મણિશંકર ભટ્ટ પરના પત્રમાં લખાયેલી છે. મણિલાલ નભુભાઈ પરના એક પત્રમાં આમ લખાયું છે: 'મારા હૃદયમાં ફેરફાર થતો ગયો. કંઇ અજબ લાગણી હતી એ સ્મરતાં મારું હૃદય કંપી જાય છે. પણ મ્હારી શોભના 'હૃદયત્રિપુટી'ની શોભના ન હતી. 'હૃદયત્રિપુટી'માં છેલ્લે અગાશી ઉપર યુવાન અને શોભના મળે છે ત્યાંસુધીની બધી હકીકત જે બનેલી છે તે જ વર્ણવેલી છે.

આ પત્રમાં તારીખ-વરસ નથી. પણ 'હૃદયત્રિપુટી' ૭-૪-૯૬ને દિવસે પૂરું કરવામાં આવ્યું છે એટલે એ પછી આ પત્ર લખાયો હોય એ તો સ્પષ્ટ છે. મણિભાઈ નભુભાઈ પાસે ઠાકોરસાહેબે પોતાની સર્વ વેદનાકથા મૂકી છે એટલે એમના પરના પત્રનો આધાર લઇએ તોપણ મને લાગે છે કે મારી માન્યતા સાચી છે.

'રાજયોગીનું રોજ જીવન' તપાસતાં રાજ્યની લગામ હાથમાં લેવા વિષે એમના અંતરમાં ઊભી થયેલી ગડમથલ આપણે જોઇ છે. છેવટે મણિભાઈની સલાહ એમણે સ્વીકારી અને ૧૮૯૫માં ગાદીનશીન થયા. ૧૮૯૪ના ઓગસ્ટમાં 'હમારા રાહ' વાળી ગઝલ લખાઇ. એમાં તો હતું:—

> તમારા રાજ્યદ્વારોના ખૂની ભપકા નથી ગમતા,
> મતલબની મુરવ્વત જ્યાં, ખુશામદના ખઝાના જ્યાં.
>
> અને—
>
> તમારા કૃષ્ણ ને મહમુદ, તમારા માઘ, કાળીદાસ,
> બિરાદર એ બધા મ્હારા, હમારા રાહ છે ન્યારા.
> હતાં મહેતો અને મીરાં, ખરાં ઇલ્મી, ખરાં શુરા,
> અમારા કાફલામાં એ મુસાફર બે હતાં પૂરાં.

વગેરે પંક્તિઓ એમણે પોતાને માટે પસંદ કરેલા 'ન્યારા રાહ' સૂચવે છે.

એ પછી ૧૮૯૫નાં અને એ પછીના કાવ્યો તપાસતાં પહેલાં એ આખી પ્રેમકથાનો ખ્યાલ આપણે કરી લેવો જોઈએ.

મુસાફરી દરમિયાન ઠાકોરસાહેબે શોભના પર પત્રો લખેલા. અને એને ચોક્કસ પ્રકારની કેળવણી મળે એ માટે ઠાકોરસાહેબને કાળજી હતી એવું તમારું કહેવું બરાબર છે. 'રમાની એ નાની દાસીને વાત્સલ્યભાવે શિક્ષણ આપવાની અને સારું ઠેકાણું શોધી એનાં લગ્ન કરી આપવાની એમની ઇચ્છા હતી, એ વાત પણ બરાબર છે. ફક્ત એ એની વચ્ચેના ભાવમાં ૧૮૯૫થી ફેરફાર થયો એમ મારે કહેવાનું રહે છે, અને એ કથા મારાં સ્મરણો મુજબ હું કહું છું. એ આખો ઇતિહાસ ૧૮૯૫થી ૧૮૯૮ના મધ્ય ભાગ સુધી, એટલે લગભગ સાડાત્રણ વરસની મુદતનો છે.

એકવીસ વરસના એ યુવાન રાજવીના હૈયામાં એ પ્રેમ પેદા થયો એ તો એક હકીકત છે. રમાબાથી એ વાત છાની નહોતી. ઠાકોરસાહેબ પોતાની દાસી મોંઘી સાથે લગ્ન કરે એ વિચાર જ એમનાથી સહી શકાય એમ નહોતો, અને એમની સંમતિ વગર લગ્ન તો શક્ય જ નહોતાં. દિવસે દિવસે ઠાકોરસાહેબના હૃદયનું દર્દ વધતું જતું હતું, એ રમાબાથી અજાણ્યું નહોતું. એમાંથી મનને પાછું વાળવા માટે ઠાકોરસાહેબને સમજાવવા રમાબાએ અનેક પ્રયત્નો કર્યા, પણ શોભના પોતાના હૃદયની લાગણીનો પડઘો ઝીલે છે એમ ઠાકોર સાહેબને સમજાયું હતું, અને કશો વિલંબ એમનાથી સહી શકાય એમ નહોતું. "અતિ મોડું" એ કાવ્યની થોડી પંક્તિઓ તપાસીએ:—

> "અતિ મોડું, મોડું, વદન તુજ "વ્હાલું" કહી શક્યું,
> અને મ્હારૂં હૈયું, સમજી નવ વહેલું કંઇ શક્યું.
> હતી તું તો શિષ્યા, રમતમય એ ચાગ તુજ સૌ,
> અહો! કોડ-હેતે, હૃદય મમ એ લાડ પૂરતું.
> મને-ના જાણ્યું કે-હૃદયરસ ભોક્તા કરીશ તું,
> -તને જે અર્પેલું પીયૂષ મુજને તે દઇશ તું."

અને એ પછી આખું કાવ્ય આ ભાવનાથી ભરેલું છે.

[ ક્રમશઃ ]




જિન્સી જીવનની સાચી મઝા માણવાનો માર્ગ પ્રબોધતી લેખમાળા

# વિવાહિત આનંદ

લેખક :
શ્રી. કપિલ કોઠડીઆ એમ. એ; એલએલ. બી.

## પ્રથમ રાત્રિ

[ ફેબ્રુઆરી'૪૮ અંકથી ચાલુ ]

**આ**ગાઉ વચન આપ્યા પ્રમાણે યૌવનરક્ષા અને સાચા આનંદ માટે શું કરવું તેની વિધિસર પહેલેથી ચર્ચા કરવાની જરૂર હવે ઊભી થઈ છે. તેથી પ્રથમ તો 'પ્રથમ રાત્રિ'એ થતી અનેક પ્રકારની ભૂલો અને તે સુધારવાની રીતો અહીં સમજાવવાનો પ્રયત્ન કરીશ.

બદચારિત્રશીલ દોસ્તો અને કુસંગના પ્રભાવથી, ગંદી નવલ-નવલિકાઓ વાંચવાથી, ખટાશ, અથાણાં, ઈંડાં ઇત્યાદિ કામોદ્દીપક વસ્તુઓના સેવનથી આજે મોટા ભાગના પુરુષો યુવાવસ્થામાં પગ માંડતાં જ સ્ત્રી-સહવાસની ઇચ્છા રાખનારા નજરે પડે છે અને લગ્ન પછી તરત જ-જ્યારે પ્રથમ રાત્રિએ પોતાની નવપરિણીતા સાથે એકાંતમાં રાત્રિ વિતાવવાનું મળે છે-તે પોતાની વાસના પૂર્ણ કરવા માટે ખૂબ તત્પર હોય છે. પણ આ એક ગંભીર ભૂલ છે. પતિ અને પત્નીના સંબંધની શરૂઆત પૂર્ણ સભ્યતા અને ખૂબ ચતુરાઈ સાથે થવી જોઈએ. કવિઓ કહે છે કે સર્વ મદોમાં યુવાવસ્થાનો મદ સૌથી વધુ ઉન્માદકારક છે; તેથી જ્યારે તે એકાંતમાં સ્ત્રીના સાંનિધ્યમાં છે ત્યારે કઈ રીતે તે પોતાની અક્કલ (વિવેક-બુદ્ધિ) ઠેકાણે રાખી શકે ? માની લો, કે એમ છે પણ એક વાત તો સર્વ માનશે કે સમય-અસમય જોઈને જ સર્વ વ્યવહાર શરૂ થવા જોઈએ. શરાબમાં સોડા કે પાણી મિલાવાય છે, દૂધમાં ખાંડ કે સાકર મિલાવાય છે, અને મધ મધપૂડામાંથી ઉતારીને તરત જ ખવાતું નથી, પણ ગાળવું પડે છે. આ શા માટે ? અધિક સ્વાદ મેળવવા માટે. તો પછી સ્ત્રી પાસે આવતાં જ શું સહચાર કરવો એ ઇષ્ટ છે ? સાચો આનંદ મેળવવા માટે તેનામાં પણ અમુક પ્રકારની તૈયારીઓ કરી લઈ તેને પણ તે કાર્ય માટે તૈયાર કરવી ખાસ જરૂરી છે. જે લોકો-યુવાનો વિના સમજ્યા-બૂઝ્યા પ્રથમ રાત્રિની ભેટમાં 'કામવાસના' જ આપે છે તેમને વિદિત છે કે તે ખૂબ ખરાબ રીત છે અને તેનાં માઠાં પરિણામો તરત જ કે થોડા સમય પછી પણ તે ભાઈને ભોગવવાં પડે છે, કારણ કે (૧) જુઓ, આપણે પ્રત્યક્ષમાં ગમે તેમ કહીએ પણ એક અનુભવસિદ્ધ સત્ય છે કે સોમાં નવ્વાણું છોકરીઓ પોતાના *લગ્ન પહેલાં સંભોગ અથવા સહચારથી* બિલકુલ અપરિચિત અને અજાણ હોય છે. આ ક્રિયાને આનંદ-આમોદ-ભલાઈ કે બુરાઈ ગમે તે માનો પણ તેનાથી તે બેખબર છે તે ચોક્કસ. કદાચ કોઈએ તેમના સંબંધમાં આવતી કે આવેલી કેટલીક પરિણીતા સાહેલીઓથી થોડુંક જાણ્યું હશે, છતાં ક્રિયાત્મક રીતથી તો તે બિલકુલ અજાણ હોય છે જ.

જ્યારે લગ્ન થયા પછી પહેલી રાતે જ તેની સાથે તેનો પતિ છેડછાડ કરવા લાગે છે ત્યારે કદાચ તેની કામવાસના ઉદ્દીપ્ત થઈ હોવા છતાં તેને આ ખૂબ ખરાબ લાગે છે, કારણકે શરૂશરૂમાં બેચાર વખત આ ક્રિયામાં તેને પીડા થાય છે. પ્રથમ સહચારમાં જોર થવાથી સ્ત્રીના ગુપ્ત અંગમાં રહેલો કુમારી-

થોડું લોહી પણ આવે છે; વળી ગુપ્ત અંગની સંકુચિતતાને કારણે પણ પીડા થાય તે સ્વભાવિક છે. તેથી શરૂમાં જ સહચાર અ.રંભી દેવાથી પોતાના પતિનો પ્રભાવ તેના દિલમાં સારો ને સાચો પડતો નથી. એનો પતિ તેને ચૂમશે કે પ્યાર કરશે પણ તે તો સમજશે કે આ મારો હિતચિંતક નથી, એનો પ્યાર સ્વાર્થપૂર્ણ છે, કારણકે તે તો મને પીડા આપીને પોતાની આનંદલીલા ભોગવે છે.

ઉપરની દલીલ સામે બે વિરોધો પણ થઈ શકે તેમ છે. એક તો એ કે કેટલાક કહેશે કે "પહેલી રાત નહિ તો પાંચમી, દસમી અરે, કોઈ પણ રાત્રિએ તો સહચાર શરૂ કરવો પડશે અને તે રાતે પહેલી રાત હોઇ કષ્ટ નહિ થાય? તો પછી આપનો ઉપરનો નીરસ ઉપદેશ વ્યર્થ નથી?" ભાઇ, મારી પાસે આનો સુંદર જવાબ છે: જે સ્ત્રી પોતાનાં માબાપ, ભાઇ-બહેન, સખી-સાહેલી અને તેમના સાન્નિધ્યનાં સુખો છોડીને તમારી શરણમાં આવે છે ત્યારે સૌ પહેલાં તેની તરફ તમારે એવો ભાવ બતાવવો જોઈએ-સિદ્ધ કરવો જોઇએ કે તમે તેને દુઃખ નહિ, પણ સુખ દેનાર જ છો; તમે તેના સુખદુઃખના સાથી છો અને તેની તરફ સાચો પ્રેમ રાખો છો ને રાખશો. તમે શરૂમાં તેની તરફ એવો વર્તાવ કરો કે તે તમારામાં મોહાંધ બની જાય. મા-બાપ વગેરેનો પ્રેમ તમારામાં તે કેન્દ્રિત કરે ને આ જ તેનું સાચું ઘર છે ને ઘરનો ધણી તે જ તેના હૃદયનો પણ સ્વામી છે તેવું સમજતી થાય. તમારો એક દિવસનો વિયોગ પણ તેને આકુળવ્યાકુળ બનાવી દે અને જ્યાંસુધી તમો તેને છાતીએ ના લગાવો ત્યાંસુધી તેને ચેન ન પડે. જ્યારે આવી પ્રેમમયી અવસ્થા તમો ઉપજાવી લો અને અરસપરસ પ્રેમપ્રવાહ વહ્યા જ કરે ત્યારે સંભોગ કે સહચારની શરૂઆત થવી જોઈએ. સહચારને સ્થાન છે ને જ્યારે સાચા આનંદની શક્યતા-સંભાવના છે. આ સમયે તેને કષ્ટ તો થશે પણ તે તમારા પ્રેમના ઉન્માદમાં ભૂલી જવાની. તે વખતે દર્દ દર્દરૂપે નહિ રહે. જેમ ફૂલ લેતાં કાંટો વાગવાનું દર્દ પુષ્પપ્રાપ્તિ થતાં ભૂલી જવાય છે તેમ પ્યારથી સહવાસ કરતી પ્યારી સમજશે કે સાચું સંસારી સુખ તો આમાં જ છે.

મિત્રો! આનંદ તો આમ લૂટાય! નહિ કે ઘરમાં નવી વહુ આવી, ન નમસ્તે, ન રામરામ, ન ગપસપ, ન પ્રેમ-પ્રલાપ, ન સુખસમાચાર, ન સુખદુઃખની વાતો ને વહેંચણી બસ ધૂન માત્ર એ કે ક્યારે વિષયભોગ કરી લઉં! તે બિચારી બૂમો પાડતી રહે, ચિલ્લાતી રહે! તમારે તો તમારો આનંદ જોઇએ છે! તેની બિચારીની ગણના જ નહિ? શું આ મર્દાઈ છે? આ શું આનંદ-પ્રસન્નતા છે? અરે! તેની ઈચ્છાવિરુદ્ધ આપ આપની ઇચ્છા શાંત કરવામાં સફલ થયા તોયે શું? આ કંઈ જીવનનો સુખપ્રદ આનંદ છે?

બીજી એક મુશ્કેલી છેઃ કેટલીક વખત સ્ત્રી જ ખૂબ યૌવનમદપૂર્ણ હોય છે ને સહચારની ઈચ્છા તેનામાં પુરુષથી પણ વધારે હોય છે અથવા કેટલીક વખત તેનો સ્વભાવ જ બહુ કામી હોય છે. આવા સમયે પણ ધીરજ ખૂબ કામની છે. ખૂબ પાકેલી કેરી કે દ્રાક્ષ ખાતાં પહેલાં ઠંડા પાણીથી ધોઈ નાખવી ઇષ્ટ છે. જેથી તેમાંથી ગરમી ઓછી થઈ જાય ને ખાવામાં વધુ સ્વાદ આવે. જે કોઈ ઉતાવળ કરીને તેને એમ ને એમ ખઈ જાય છે તેને પિત્ત ને તૃષાનો માઠો અનુભવ થાય છે તેવી જ રીતે ખૂબ ગરમ સ્ત્રી સાથે પણ જલદી સંભોગ કરવામાં લાભ નથી. આવા સમયે એક કે તેથી વધુ દિવસોનું ધૈર્ય આવશ્યક છે. શરૂમાં પુરુષે પોતાના વર્તન કે વાતચીતથી પોતાની સ્ત્રી પર પોતાની મહત્તા કે

મોટાઈની અસર જમાવવા પ્રયત્ન કરવો જોઈએ. પોતે કોઈ પણ કાર્ય કરવામાં–જીવનક્ષેત્રનું યુદ્ધ લડવામાં જરાયે પાછો પડે તેમ નથી તેવો ભાવ ઉપજાવવો જોઈએ, કારણકે આ વખતે સારા જીવનનું માપ મપાઈ જાય છે. તમે બાયલા, કાગલા, અસહાય છો કે બહાદુર, વીર્યપૂર્ણ ને શક્તિશાળી છો તે આ સમયે નક્કી થઈ જાય છે. આ સમય એવો છે કે જ્યારે સ્ત્રી તેને તમારે આધીન રહેવું પડશે કે તમોને આધીન પોતે રાખી શકશે તેનો તોલ બાંધવાની ! તમો દેવતા સમાન છો કે અત્યાચારી, વિષયના કીડા છો તે પણ આ સમયે નક્કી થવાનું ને તે પ્રમાણે તે તમારા ઉપર પ્યાર કરશે–માનપ્રતિષ્ઠા સાચવશે કે ઘૃણા કરવા લાગશે. તેથી આ સમયે દરેક પુરુષે ધીરજથી પોતાનું સ્વત્વ દર્શાવવા–જાળવવા સર્વ પ્રકારના પ્રયત્નો કરવા જરૂરી છે.

'રાજા ઈન્દ્રનો વિવાહ'ના લેખક પ્રથમ રાત્રિનું કર્તવ્ય નીચેના શબ્દોમાં અંકિત કર્યું છે તે જાણવા જેવું હોઈ અહીં ઉતારું છું :–

'પ્રથમ રાત્રે પતિએ એવો વર્તાવ કરવો જોઈએ કે પત્ની તેની સાથે જરા પણ સંકોચ ન રાખે: તે પોતાની પત્નીને સંબોધીને કહે કે, 'હું તમારી ઘણા દિવસથી પ્રશંસા સાંભળતો હતો ને મળવાની રાહ જોઈ રહ્યો હતો. હવે તો આપણે એકબીજાનાં જીવનસંગી બની ચૂક્યાં છીએ. હવે આ તારો ઘૂંઘટ શા માટે ? એમ કરી તેના મોંમાં મીઠાઈ કે મેવો નાખવો ને તે બહાને તેના હોઠ અને ગાલને અડકવું. રૂમાલથી તેના મોંનો પરસેવો લૂછવો, પ્રેમભરી વાતો કરવી અને અચાનક છાતી સાથે દબાવી તરત જ બાહુપાશ ઢીલા મૂકી દેવા. ત્યાં વળી ઘરની કંઈ વાત શરૂ કરવી તથા હાસ્યોત્પાદક વાતો કરી તેને ગલગલિયાં થાય તેવા પ્રયત્નો કરવા. વાતો વાતોમાં તેના હાથે બચીઓ લેવી. એની સુંદરતા અને શીલતાની પ્રશંસા કરતાં કરતાં ગાલો પણ ચૂમવા. અંતમાં અરસપરસ સહાનુભૂતિ અને પ્રેમને સુગંધમય ને તેજસ્વી પુષ્પોની જેમ સાચવવાનો કોલ આપીને જુદાજુદા ખાટલાઓમાં સૂઈ જવું.'

બીજી રાત્રે તે સ્ત્રી ઓછી લજ્જા કરશે. એના હૃદયમાં પ્રેમદોલા હિલોળા લેતો હશે. રાતની પ્રતીક્ષામાં તે કોણ જાણે દિવસ કેવી મુસીબતોથી કાપતી હશે. હવે તેને લાગી ગયું હશે કે માતૃગૃહ છોડતાં જે ગભરામણ થતી હતી, જે આફતોના ખ્યાલ આવતા હતા તે પ્રથમ રાત્રિના મિલનથી દૂર થઈ ગયા છે અને હવે તો એક સહૃદયી–સચ્ચા પ્રેમી મળી ગયા છે એવો ભાવ તેના હૃદયમાં થતો હશે. આના જેવો પ્રેમ તો મા–બાપે કે ભાઈબહેને કે કોઈ સહૃદયી સખીએ પણ નહોતો દર્શાવ્યો. આમ ધીરે ધીરે તે પતિમય બની જાય છે. બીજી રાતે પતિએ વધુ પ્યાર કરવો જોઈએ. અવારનવાર છાતીએ લગાવી ચુંબનવર્ષા કરવી જોઈએ. પછી ધીરેધીરે તેના સારા શરીર ઉપર હાથ ફેરવવો જોઈએ. પત્ની પણ માનવ તો છે ને! પતિના આવા પ્રેમપૂર્ણ ભાવથી–આવી પ્રણયમત્ત એકેક ચેષ્ટાથી તે સ્વયં પ્રેમથી અધીર બની જશે અને આ જ સમય છે સંભોગ–આરંભનો–બસ આ સમય છે સહચારની શરૂઆતનો. (ક્રમશઃ)



**વિજ્ઞાન અને શોધખોળ**

વૈજ્ઞાનિકોનાં સ્વપ્નો
જ્યારે
આકાર ધરે છે.

# મંગળના ગ્રહની અવનવી વાતો

લેખક : શ્રી. લલિત ભટ્ટ

જે વસ્તુને એકવાર વૈજ્ઞાનિકોનું સ્વપ્નું માનવામાં આવતી હતી તે આજે હકીકતરૂપે જગત સમક્ષ રજૂ થાય છે. બિલકુલ હવા વિનાના પ્રદેશમાં પણ ઉડ્ડયન કરવા માટેની હવે સંપૂર્ણ શકયતા માલુમ પડી છે. આવાં ઉડ્ડયનો માટેનાં વિમાનો તૈયાર થયા પછી વૈજ્ઞાનિકો કદાચ સૌ પહેલાં તો મંગળના ગ્રહ પર જ અહીંથી ચઢાઈ લઈને ઊપડશે. પણ એ વસ્તુ બને ત્યાંસુધી કંઈ વૈજ્ઞાનિકો બેસી રહે ખરા—અને સાચા વૈજ્ઞાનિકનું લક્ષણ પણ એ જ છે ને! વૈજ્ઞાનિકોએ તો પૃથ્વી પર રહ્યા રહ્યા પણ મંગળના ગ્રહ વિશેની અનેક હકીકતો પોતાના અવનવા પ્રયોગો વડે એકઠી કરી રાખી છે.

મંગળ જ્યારે પૃથ્વીથી અતિ–અતિ દૂર હોય છે ત્યારે તો આપણને એનો પ્રકાશ ખૂબ ઝાંખો લાગે છે. પણ જ્યારે એ પૃથ્વીની ખૂબ જ નજીક (લગભગ ૩૦ લાખ માઈલ) આવે છે ત્યારે તો એ ઝળહળી ઊઠે છે, અને એ વખતે જો ખૂબ ઊંચી શક્તિવાળાં દૂરદર્શક યંત્રોમાંથી મંગળ પર દૃષ્ટિપાત કરીએ તો ત્યાંની ઘણી વિગતો (Details) દૃષ્ટિગોચર થાય છે. મંગળને પૃથ્વીની ખૂબ જ નજીક આવવાનો પ્રસંગ દર પંદર-સત્તર વર્ષે એકાદવાર બને છે.

મંગળનો વ્યાસ (Diameter) લગભગ ૪,૨૧૫ માઈલ જેટલો છે–એટલે કે પૃથ્વીના વ્યાસ (Diameter) કરતાં લગભગ અરધો થયો. આ કારણને લીધે પૃથ્વી પર જેટલું ગુરૂત્વાકર્ષણનું બળ છે તેના ત્રીજા ભાગનું બળ ત્યાં હોય છે. મંગળનું આકાશ પણ આપણા આકાશ માફક વાદળોથી ઘેરાયેલું હોય છે. પૃથ્વીની આસપાસ જેમ વાતાવરણનું ઘણા માઈલો સુધી પથરાયેલું લાંબું પડ છે તે જ રીતે મંગળ આસપાસ પણ લગભગ ૧૦૦ થી ૧૨૫ માઈલ સુધી આવું વાતાવરણ જામેલું છે. અલબત્ત, આ વાતાવરણની હવા ખૂબ જ પાતળી હોય છે. ત્યાં ઝાકળ અને વરસાદ પણ અમુક પ્રમાણમાં પડતાં હોવાં જોઈએ એમ મનાય છે. પૃથ્વીની માફક મંગળ પર જે ધ્રુવપ્રદેશો છે ત્યાં પણ બરફ જ જામેલો રહે છે. પણ નોંધપાત્ર બીના તો એ છે કે શિયાળામાં આ હિમાચ્છાદિત પ્રદેશોનો ઘેરાવો વધતો ચાલે છે, જ્યારે ઉનાળામાં એ ઘટતો જાય છે. જ્યારે આવા પ્રદેશોમાંથી બરફ ઘટે ત્યારે ચોખ્ખા થયેલા પ્રદેશમાં વનસ્પતિ ઊગવાની શકયતાને લીધે એ બધો પ્રદેશ વનસ્પતિથી ફાલેફૂલે છે. આ સાથે એ પણ જાણવું જોઈએ કે હજુ સુધી ત્યાં પ્રાણીઓની હયાતી નોંધાઈ નથી; આ રીતે પૃથ્વી અને મંગળના ગ્રહો વચ્ચે ઘણી સામ્યયુક્ત વિગતો મળી આવી છે.

ઉપર આપણે મંગળના હિમાચ્છાદિત ધ્રુવો વિષે જે વિગતો જોઈ તેની સાથે ત્યાંના અન્ય પ્રદેશોનો પણ આપણે ઇતિહાસ ટૂંકમાં જોઈ લઈએ.

૧૮૭૭ માં મીલાનની વેધશાળાના સંચાલક શુઓવની નામના વેધશાસ્ત્રીએ, મંગળ પર કેટલીક રેખાઓ છે, જે ધ્રુવો પરથી વિષુવવૃત્ત તરફ જાય છે એમ જાહેર કર્યું. વળી મંગળ પર જે કેટલોક કાળો પ્રદેશ દૃષ્ટિગોચર થાય છે અને જે દરિયાનો પ્રદેશ હશે એમ મનાય છે ત્યાંથી પણ આવી કેટલીક રેખાઓ નીકળતી માલમ પડી.

અંગ્રેજીમાં એ રેખાઓને Canals એ નામે

ઓળખવામાં આવે છે. પણ નવ વર્ષ સુધી તો જીઓવનીની આ વાતને બિલકુલ હસી કાઢવામાં આવેલી, કારણકે બીજા કોઇ વેધશાસ્ત્રીઓએ એ વાતને ટેકો આપેલો નહિ. પણ ત્યારપછી ૧૯૦૩ તથા ૧૯૦૭માં તો આ પ્રદેશોને ફોટોગ્રાફમાં ઝડપી લેવામાં આવ્યા અને એ રીતે જીઓવનીના મતને સદ્ધર ટેકો મળ્યો.

આ Canals (નહેરો) તરીકે ઓળખાતો પ્રદેશ નૈસર્ગિક રીતે જ ઉદ્‌ભવેલો છે કે કોઇ બુદ્ધિમત્તાવાળા ભેજાંએ એની પછવાડે પોતાનું મગજ દોડાવ્યું છે એ પણ એક મુંઝવતો પ્રશ્ન છે. એરીઝોનાની વેધશાળાના પ્રોફેસર લોવેલ તો ચોક્કસપણે માને છે કે આવા પ્રદેશોની રચના ખરેખર કોઇ બુદ્ધિકૌશલ્યભર્યા ભેજાનું જ કાર્ય છે. આપણી પૃથ્વી પર ઇજીપ્તમાં નાઇલ આસપાસના કેટલાક પ્રદેશોનું આ Canals સાથે સામ્ય છે. આ Canalsનું ઉદ્‌ભવસ્થાન ધ્રુવો તથા દરિયાઇ પ્રદેશો પર છે એ વસ્તુ જ બતાવે છે કે તેઓ ધ્રુવ તથા દરિયામાંથી જળવહન કરી વનસ્પતિને પહોંચતું કરતા હોય. ધીમે ધીમે આ Canals માટે માન્યતા ખૂબ દૃઢ થતી જાય છે.

આ રીતે મંગળ પરના પ્રદેશોને ત્રણ ભાગમાં વહેંચી શકાય. (૧) હિમાચ્છાદિત ધ્રુવ પ્રદેશો, જ્યાં ઉનાળામાં વનસ્પતિ વગેરે ઉગે છે. (૨) કાળા તથા ભૂરા રંગના પ્રદેશો, જે સમુદ્રો હશે એમ મનાય છે. આ પ્રદેશો મંગળના પ્રદેશોનો લગભગ અરધોઅરધ ભાગ રોકે છે. (૩) કેસરી રંગવાળો પ્રદેશ જે રણો જ હશે એમ ચોક્કસ રીતે મનાય છે.

મંગળની બીજી નોંધપાત્ર વસ્તુ એ છે કે ત્યાં પાર્વતીય પ્રદેશો છે જ નહિ. મંગળ પર પર્વતો છે કે નહિ એ નક્કી કરવા લાગલાગટ ઘણા દિવસો સુધી પ્રયોગો ચાલુ રખાયા હતા અને છેવટે નક્કી થયું હતું કે મંગળ પર આવા ઉચ્ચ પ્રદેશો છે જ

નહિ આનું કારણ એમ મનાય છે કે જે કોઇ ઊંચા પ્રદેશો મંગળ પર હશે તે હવામાન તથા બીજાં અસંખ્ય કારણોને લીધે ધીમે ધીમે ઘસાઇ ગયા હશે—જેને અંગ્રેજીમાં Process of Esosion કહે છે એ રીતે-પૃથ્વી પર પણ જમીન તથા પર્વતોને ઘસારો આપતાં આવાં અનેક બળો કામ કરી રહ્યાં છે.

મંગળનો ગ્રહ આટલો દૂર હોવા છતાં તેના વિષે એટલો તો અભ્યાસ થઈ ગયો છે કે ત્યાંનાં રણ તથા દરિયાના પ્રદેશોને તો હવે ઓળખાણ માટે નામો પણ અપાઇ ગયાં છે!

મંગળના પ્રદેશો વિશે આટલું જોયા પછી હવે આપણે બીજી વિગતો જોઈએ.

૧૮૭૭માં નેવલ વેધશાળામાં કામ કરતા ડૉ. આસફ હોલે શોધી કાઢ્યું કે મંગળની આસપાસ બે નાનકડા ચંદ્રો ભ્રમણ કરે છે-જેમ પૃથ્વીની આસપાસ આપણો ચંદ્ર ભ્રમણ કરે છે તેમ ડૉ. આસફે આ બે ચંદ્રને Phobos અને Demos એવાં નામો પણ આપ્યાં છે. Phobos મંગળથી લગભગ ૩૨૦૦ માઇલ દૂર છે. અને એનો વ્યાસ ૧૦ માઇલનો છે. આશ્ચર્યજનક અને નોંધપાત્ર એવી એક બીજી બીના તો એ છે કે ડીનસ્વીફ્ટે પોતાની જગવિખ્યાત કથા Guliver's-Travels માં પણ આવા બે ચંદ્રોની હયાતી વિષે અગાઉથી કલ્પના કરી હતી. મંગળના મધ પર ઊભા રહીને જો આ બે ચંદ્રો પર દૃષ્ટિ નાખીએ તો બહુ વિચિત્ર વસ્તુ નજરે પડશે, કારણકે ત્યાંથી Phobos નો ચંદ્ર પશ્ચિમ દિશામાંથી ઊગી ચારેક કલાક પછી પૂર્વમાં આથમી જતો હોય એમ લાગે છે, જ્યારે Demos પૂર્વમાં જ ઊગે છે અને ત્રીસેક કલાક પછી પશ્ચિમમાં આથમે છે, પરંતુ તે દરમિયાન એ ચંદ્રકળા (Phases) માંથી બે વાર પસાર થઈ જાય.

હવે આપણે મંગળ પરના હવામાનની પરિસ્થિતિ જોઈએ. મંગળ પર દિવસની લંબાઇ ૨૪ કલાક, ૩૭ મીનીટ અને ૨૨.૬ સેકંડની હોય છે, ત્યાં ઉષ્ણતામાન પ્રમાણમાં નીચું છે અને દિવસ દરમિયાન તેમાં ખૂબ ફેરફાર થયા કરે છે. થર્મોકપલ નામના યંત્ર વડે માઉન્ટ વિલ્સનની વેધશાળામાં ડૉ. નિકોલ્સને લગભગ ૮૦ ફેરનહાઈટ જેટલું ઊંચું ઉષ્ણતામાન માપ્યું છે, પણ સરાસરી ઉષ્ણતામાન પ્રકાશિત ભાગોમાં લગભગ ૪૫ થી ૬૫ ફેરનહાઇટ જેટલું હોય છે. મંગળ પરનું હવામાન એકંદરે ખૂબ સુંદર હોય છે.

મંગળની આસપાસ વાતાવરણ (Atmosphere) છે એની સાબિતી બે સુંદર પ્રયોગો વડે થઈ હતી. મંગળના બે ફોટોગ્રાફ્સ લેવાયા હતા—એક અલ્ટ્રાવાયોલેટ કિરણો વડે અને બીજો ઇન્ફ્રા રેડ કિરણો વડે. આમાં અલ્ટ્રાવાયોલેટ કિરણો વડે લેવાયેલો ફોટો મોટો છતાં ઘણી ઓછી વિગતોવાળો આવ્યો હતો, જ્યારે ઇન્ફ્રા રેડ કિરણો વડે લેવાયેલા ફોટામાં ઘણી વિગતો હતી. આના પરથી જ નક્કી થયું હતું કે મંગળ આસપાસ એવું વાતાવરણ હતું જેમાંથી અલ્ટ્રાવાયોલેટ કિરણો પસાર ન થઈ શક્યાં જ્યારે ઇન્ફ્રારેડ કિરણો પસાર થઈ શક્યાં હતાં. આના પરથી મંગળ આસપાસ વાતાવરણ ક્યાં સુધી વિંટળાયેલું છે તેની લંબાઇનું પણ માપ મળ્યું હતું.

મંગળ પર સખત પવનો વાય છે તે આપણી પૃથ્વી પર વાતી હવાની મંદ લહરીઓ જેવા અને જેટલા માંડ હોય છે, જ્યારે પૃથ્વી પર પવનના જે સખત ઝઝાવાતો અને વાવંટોળ થાય છે તેવું તો મંગળ પર થતું જ નથી.

[ જુઓ પૃષ્ઠ ૪૫ ]

# હસ્ત રેખા શાસ્ત્ર

લેખક
શ્રી. વૃંદાવન શાહ

## * પ્રકરણ નવમું : અંગૂઠો

**મ**હાભારતના સમયની સૌમ્ય સંધ્યાના સોનેરી રંગો વડે આકાશ છવાઈ ગયું હતું. સારાએ આકાશમાં રંગની છોળો ઊડી રહી હતી. અને દરેક ક્ષણે એ સૌન્દર્ય અવનવી રમણીયતા ધારણ કરી રહ્યું હતું. સૂર્યદેવનો રથ ધીમો પડી ગયો હતો અને સંધ્યાની સ્નેહભરી આવકારદાયક દૃષ્ટિના અમી, જેટલો વખત વધારે પી શકાય તેટલાં વધુ પીવાને એમણે રથના ઘોડાને ચરવાને છૂટા કરી નાખ્યા હતા.

એવે વખતે હસ્તિનાપુરના રાજમાર્ગને છોડીને એક રાજરથ જંગલ તરફના રસ્તે પૂરવેગે દોડી રહ્યો હતો. રથની અંદર પાંચ રાજકુમારો અને એક પ્રૌઢ લાગતો માનવી–જે તેમના ગુરુ જેવો લાગતો હતો–બેઠા હતા. કોઈ કોઇની સાથે બોલતું ન હતું. બધા શૂન્યમનસ્ક શાંત બેઠા હતા પ્રૌઢની આંખો ઊંડી ઊતરી ગઇ હોય તેમ લાગતું હતું. તેના કપાળ પર કરચલી દેખાતી હતી. કોઇ અતલ ઊંડાણમાં એનું મન ખૂંચી ગયું હોય તેમ દેખાતું હતું. રથના પૈડાંનો ઘરઘરાટ સંભળાતો હતો. ઘોડા પૂરવેગે દોડી રહ્યા હતા, પણ પ્રૌઢના મુખ ઉપર આનંદ કે ઉત્સાહ દેખાતા ન હતા. પ્રૌઢની ચિંતા વધતી જતી હતી. તેને મન ઘોડાનો વેગ તેના જીવનને કંઈક ફટકો લગાવતો હોય અગર તેને પોતાને જ ક્યાંય દૂર દૂર લઈ જતો હોય તેમ લાગતું હતું.

અને છેવટે જંગલની અંદર પોતાની નિયત જગ્યાએ રથ આવીને ઉભો રહ્યો. રથનો અવાજ સાંભળીને ત્યાં રહેતા ભીલ લોકો એકઠા થઇને આવકાર આપવાને તૈયાર થઈ ગયા હતા. રથમાંથી ધીમે ધીમે બધા નીચે ઉતર્યા. પ્રૌઢના પગમાં જાણે કે હજારો મણનો ભાર વધી ગયો હોય તેમ લાગતું હતું. તે પોતાનું શરીર જ માંડ માંડ ઉંચકીને ચાલતા હતા. ત્યાં તો—

'કોણ ગુરુજી?' કોઇ હર્ષઘેલો અવાજ તેમના કાને અથડાયો.

'હા બેટા.' ઉત્સાહ વગરનો માંડ માંડ બોલાતું હોય તેવો અવાજ મળ્યો.

'આવો, પધારો. આજે તો મારી ગરીબની ઝૂંપડી કાંઈ પાવન કરી!' પેલો ભોળો યુવાન ઉત્સાહથી ઘેલો બની ગયો હતો.

'બેટા, તારું એક કામ પડયું છે.' યુવાનની વાતચીતને આગળ નહિ લંબાવતાં પ્રૌઢે પોતાની વાત શરૂ કરી.

'એવું તે શું કામ પડયું, ગુરુજી? આ શરીર તમારું જ છે ને? આપ બેસો તો ખરા. પછી આ સેવક તમારી એકએક આજ્ઞા ઉઠાવવા તૈયાર છે.' હજી શિષ્યનો આનંદ જેમનો તેમ હતો.

'બેસવાનો સમય નથી, પણ તારી પાસે ગુરુ દક્ષિણા લેવા હું આવ્યો છું.' ખૂબ જ શ્રમપૂર્વક ગુરુજીએ પોતાની વાત કહી. તેમનો અવાજ વધારે ને વધારે વિષાદયુક્ત બન્યે જતો હતો.

'ઓ હો! ધન્ય ઘડી! ધન્ય ભાગ્ય! બોલો શું આપું? માથું ઉતારી આપું?' ઉત્સાહમાં યુવાન કૂદી ઊઠયો.

'બેટા એકલવ્ય, માથું તો નહિ પણ...' અને ગુરુજી આગળ બોલતા અટકી ગયા. બધે શાંતિ છવાઇ ગઇ. ગુરુ દ્રોણનો આત્મા ભયંકર મથામણ ભોગવી રહ્યો હતો.

'શું...પણ બોલો ને ગુરુજી! શા માટે અચકાવ છો? તમારાથી શું વધારે છે?'

'પણ...બેટા કાંઈ...નહિ કાંઈ નહિ.'

'ના ના. એમ તે ચાલે? હવે તો ગુરુદક્ષિણા આપ્યા વગર તમને કઇ રીતે જવા દઇ શકું?'

'તો...તારા જમણા હાથનો અંગૂઠો આપી દે.' અને ત્યાં તો લોહી નીંગળતો અંગૂઠો ગુરુજીના હાથમાં જઇને પડયો.

એકલવ્યના શીરને બદલે અંગૂઠો લઇને ગુરુ દ્રોણે તેને જીવતો માર્યો હતો તેની તેમને ખબર હતી અને એટલે જ એમનો આત્મા કંપી રહ્યો હતો.

પા ફીટની કાયાવાળા માનવીના શરીરમાં ૨ાા થી ૪ ઇંચનો ટચૂકડો એવો અંગૂઠો તેનું સર્વસ્વ છે. લાંબી લાંબી આંગળીઓ સાથે શોભીતો એ નાનકડો અંગૂઠો રાજા છે. અંગૂઠા વગરનો હાથ એટલે રાજા વગરની ચાર રાણીઓ. તેના વગર કામ કઈ રીતે થઈ શકે ?

કલમ પકડવી હોય કે ધનુષ્યની પણછ ખેંચવી હોય, ખાવું હોય કે પીવું હોય, રાંધવું હોય કે સીધવું હોય, વાંચવું હોય કે વાદ્ય વગાડવું હોય, બોમ્બ ફોડવો હોય કે બોમ્બ બનાવવો હોય, કોઇ વસ્તુ બનાવવી હોય કે તેને આઘીપાછી કરવી હોય, ફોડવું હોય, તોડવું હોય, બનાવવું હોય, ભાંગફોડ કરવી હોય- જે કંઈ કરવું હેય ત્યાં રાજાના ગૌરવવાળો છતાં પ્રજાના સેવક સમ તે પહેલો ને પહેલો જ. તેના વગર હાથના કાર્યનો સર્વ કારભાર પાંગળો બની જવાનો.

અને આથી અંગૂઠા વગરનાં પ્રાણીઓ પાંગળાં છે. તેઓમાં સંઘવૃત્તિ નથી હોતી અને માનવી ના પ્રમાણમાં ખૂબ જ બળવાન હોવા છતાં તેની સામે એકઠાં મળીને ક્રાંતિ નથી કરતાં. દરેકે દરેક પ્રાણી પોત- પોતાનું સંભાળી લે છે. પોતાના બચાવ પોતે કરે છે અને પોતાને માટે ખોરાક લાવે છે કે રહેઠાણ શોધે છે. પોતાના જ જાતિ ભાઇને માર ખાતાં જોઇને એ દોડી જાય છે. તેમનામાં તર્કયુક્ત ઇચ્છાશક્તિ નથી હોતી જે અંગૂઠાનું લક્ષણ છે. અને આથી ખોરાકને કાપવાને માટે પણ તેમને પંજાથી પકડી રાખીને દાંત વડે તોડવો પડે છે.

હાથનું ખૂબ જ પ્રાથમિક પ્રતીક આપણને દુનિયામાં સૌથી પ્રથમ જીવન પામનાર એમીબા (Amoeba)માં તેમજ 'જેલી ફિશ'માં મળી આવે છે. હરેક ઘડીએ પોતાના આકાર બદલવાની શક્તિવાળા આ જીવો કોઈ પણ ખોરાકને પકડવાને પોતાના શરીરમાંથી એકાદ ભાગ લંબાવીને તેને પકડીને પાડે। એ ભાગ તેમ જ ખોરાક પોતાના શરીરમાં સમાવી દે છે. એ લંબાવેલો ભાગ તે પ્રાથમિક હાથ. ત્યારપછી તો ત્યાંથી વિકાસ પામતો એ જીવ લાખો અને કરોડો વર્ષ બાદ માનવીના પૂર્વજ વાંદરાનું રૂપ લે છે. જેના હાથમાં અંગૂઠો ખૂબ જ પ્રાથમિક દશામાં માલુમ પડે છે. ત્યારબાદ વર્ષોનાં વહાણાં વાયાં બાદ માનવી પોતાનો આકાર ધારણ કરે છે. અને છેવટે એ પ્રાથમિક માનવીમાંથી અર્વાચીન માનવી પ્રગટે છે. એ બધા તબક્કામાં અંગૂઠાનું રૂપ અને તે દ્વારા સૂચવાતાં માનવીનાં ચારિત્ર્ય અને સ્વભાવ બદલાતાં જાય છે. છતાં તેનું અગત્ય ઘટવાને બદલે વધતું આવ્યું છે.



( આકૃતિ સાતમી )

આથી ખ્રિસ્તી લોકો તેને પવિત્રતાનું પ્રતીક માને છે અને (બેપ્ટીઝમ) દીક્ષા આપતી વખતે આશીર્વાદ તેનાથી આપે છે તબીબી વિજ્ઞાનમાં મગજનું કેન્દ્ર તેને ગણવામાં આવે છે અને તે વડે પક્ષપાત થયો છે કે નહિ અગર થશે કે કેમ તે પણ કહી શકે છે. વળી ગુનહિત માણસોને પકડવાને માટે પણ તેનો ઉપયોગ સારા પ્રમાણમાં કરવામાં છે. અત્યારના આપણા નિરક્ષર ભાઇઓ પાસે તેમની સહીને બદલે અંગૂઠાની છાપ આ જ કારણથી લેવામાં આવે છે ને ?

આમ અંગૂઠાની અગત્યતા માનવીના જીવનમાં પુષ્કળ હોવાથી D' Arpentigny 'The thumb individuliges the man' તેમ કહે છે.

બાળક જ્યારે જન્મે છે ત્યારે તેનો અંગૂઠો

આંગળીઓની અંદર દબાયેલો હોય છે; પણ જ્યારે એ પોતાના વિષે જાણતું થાય છે અને કંઈક ઇચ્છાશક્તિ મેળવતું જાય છે ત્યારે એ અંગૂઠો બહાર નીકળે છે, કારણ કે તે ઇચ્છાશક્તિનો પણ પ્રતીક છે. આથી જ જૂની ડોસીઓ માનતી કે જો થોડા દિવસો પછી પણ અંગૂઠો બહાર ન નીકળે તો બાળકમાં કંઈક માનસિક ખોડ છે; અને મરતા માણસનો અંગૂઠો જો સીધો રહી શકે તો તેના જીવવાની આશા બાંધી શકતી. એ દ્વારા તેની ઇચ્છાશક્તિ યમ સાથે ઝઝૂમી રહી છે તેમ સૂચવાય છે. માંદા માણસનો અંગૂઠો કેમ રહે છે તે તપાસ કરવા જેવું છે. જો એ અંગૂઠો સીધો અને બહાર રહે તો તેની માંદગી જલદીથી પતી જવાની આશા રાખી શકાય કારણકે આવા માણસો પુષ્કળ ઇચ્છાશક્તિવાળા હોઈ જલદીથી માંદગીની નબળાઈને તાબે થઈ જાય તેવા નથી હોતા. પણ ઘણીવાર ખૂબ બુદ્ધિશાળી માણસોનો અંગૂઠો મૂઠી વાળતી વખતે આંગળાની અંદર દબાયેલો માલૂમ પડતો હોય છે અને તેનું કારણ એ હોય છે કે કોઈ વખત સખત માનસિક આઘાત લાગવાને લીધે તેમની ઇચ્છાશક્તિ નબળી પડી જતાં અંગૂઠો ત્યાર પછીથી તેમ રહેતો હોય છે.

ઇચ્છાશક્તિ બે પ્રકારની હોય છે. એક પ્રેરણા પ્રમાણે કામ કરતી (instinctive) અને બીજી વિચારશક્તિ ઉપર આધાર રાખતી. પ્રાણીઓમાં instinctive ઇચ્છાશક્તિ હોય છે એટલે જ ભયમાંથી પોતાનો બચાવ કરવાને તે દોડતાં હોય છે અગર તો પોતાનું રક્ષણ કરવા સામા પર હુમલો કરતાં હોય છે. જ્યારે માનવી દરેક કાર્ય વિચારપૂર્વક કરે છે અને તેથી તેની ઇચ્છાશક્તિ તે વિચારયુક્ત ઇચ્છાશક્તિ હોય છે. આ બધું પણ અંગૂઠાને જ આભારી છે.

આવા ખૂબ સેવાભાવી સજ્જન અંગૂઠા પાસેથી કળા માટે અને વૈજ્ઞાનિક કે સામાન્ય માણસોએ ખૂબ સેવા ઉઠાવી, પણ તેને બોલતો કર્યો હોય તો તે હસ્તરેખાશાસ્ત્રીઓએ. એ ટચૂકડા એવા વિનમ્ર અને મૂંગા સેવકના હૃદયની અનેક ગૂઢ વાતો હસ્તરેખાશાસ્ત્રીએ બહાર આણીને એને પ્રકાશમાં આણ્યો અને તેના સાચા મહત્ત્વનો ખ્યાલ આપ્યો.

જે માણસના હાથનો અંગૂઠો લાંબો હોય તે બુદ્ધિશાળી, ચારિત્ર્યશીલ, ઇતિહાસનો પ્રેમી, અને વ્યવહારદક્ષ હોય છે. જરૂરી અને ઉપયોગી વાતો પૂરતું જ તે માથું મારવાનો. જ્યારે ટૂંકા અંગૂઠાવાળો માણસ લાગણીપ્રધાન, ચારિત્ર્યમાં કંઈક શિથિલ, બીજાથી દોરવાઈ જતો, 'રોમાન્સ' પ્રેમી, માત્ર સુંદર વસ્તુ તરફ જ આકર્ષાનારો હોય છે.

સામાન્ય રીતે અંગૂઠો પહેલી આંગળીના (Finger of Jupitor) ત્રીજા વેઢાની મધ્ય સુધી પહોંચવો જોઈએ (આ. ૧લી) આથી લાંબો અંગૂઠો એ 'લાંબો' ગણાય અને ટૂંકો અંગૂઠો 'ટૂંકો' ગણાય. વળી અંગૂઠાનું પહેલું વેઢું બીજા વેઢાં કરતાં સામાન્ય રીતે નાનું હોવું જોઈએ.

આપણે સામાન્ય રીતે અંગૂઠાના બે જ વેઢા ગણતા હોઈએ છીએ પણ હસ્તરેખાશાસ્ત્રીઓ એક ડગલું આગળ જઈને તેના ત્રણ ભાગ ગણાવે છે અને ત્રીજા ભાગ તરીકે શુક્રના ગ્રહને (Mount of venus) ગણે છે.

પહેલો વેઢો જો સામાન્ય લંબાઈનો હોય તો તે માણસ ઇચ્છાશક્તિવાળો, સંકલ્પશક્તિવાળો તેમજ નિર્ણયાત્મક હોય છે. બીજાના ઉપર એ હુકમ ચલાવી શકે છે અને બીજાથી એકદમ દોરવાઈ જતો નથી, પણ જો આ વેઢો જોઈએ તે કરતાં વધારે લાંબો અને સાંધામાંથી સજ્જડ હોય તો આવા અંગૂઠાવાળા માણસો જક્કી, ઘાતકી, આપખુદ અને વગર વિચાર્યું કામ કરનારા નીવડે છે, પણ જો આ વેઢો સામાન્ય લંબાઈનો અને પાછળ વળી શકે તેવો નરમ ( Supple ) હોય તો આવા માણસો ઉડાઉ, તેજસ્વી, ચંચળ અગર અસ્થિર પ્રકૃતિના, બદલાતા વાતાવરણમાં પોતાની જાતને એકદમ અનુકૂળ કરી શકે તેવા, અને દરેક જગ્યાએ અતડા ન રહેતાં એકદમ ભળી જાય તેવા, લાગણીપ્રધાન, ઉદાર, અનુકંપાશીલ, ગરીબને મદદ કરવામાં દરેક ઘડીએ તત્પર અને લાગણીપ્રધાન હોવાથી ઉદાર હોય છે. તેમનામાં એક સાથે અનેક કામો કરવાની શક્તિ હોય છે.

આથી તે લોકો પૈસા કમાવા માટે વેતરૂં નથી કરતા પણ પોતાની તેજસ્વી શક્તિને લઇને ઓછી મહેનતે કમાતા હોય છે. પણ પુષ્કળ કમાતા હોવા છતાં તે બચત બહુ ઓછી કરે છે. તેમનો સ્વભાવ સુખી જીવન ગાળવાને અનુકૂળ હોય છે ખરો પણ તેમની ચંચળ પ્રકૃતિ, ઉદ્દામ વિચારો, હરણફાળ અને તેજસ્વિતા તેમના જીવનની ખાનાખરાબી પણ ઘણી વાર કરી નાખે છે. એટલે આવા માણસના અંગૂઠા તેમજ આંગળીનું ટેરવું જો યોગ્ય હોય, બુદ્ધિરેખા લાંબી હોય, અને શનિનો ગ્રહ (Mount of Saturn) વિકસિત હોય તો તેઓ ખૂબ સુખી થઈ શકે છે.

પણ અંગૂઠો નરમ ન હોતાં સજ્જડ અને ન વળે તેવો અક્કડ હોય તો આથી વિરુદ્ધ સ્વભાવનું એ સૂચન કરે છે. આવા માણસો વ્યવહારુ, સામાન્ય બુદ્ધિવાળા, કરકસરિયા, કંજૂસ, દરેક વસ્તુને જોખી જોખીને જોનારા ગણતરીબાજ, ખૂબ જ ઈચ્છા તેમજ સંકલ્પશક્તિવાળા, સાવચેત અને પૈસા કમાવા માટે તેમજ બચાવવા માટે ખૂબ મહેનત કરનારા અને નરમ અંગૂઠાવાળા તેમના ઉડાઉ ભાઇઓ પર તેમની એ વૃત્તિ વિષે આશ્ચર્યચકિત રીતે જોઇને હસનારા, સ્થિર પ્રકૃતિના, 'મોડરેટ,' આત્મસંયમી અને જીવનને શાંત રીતે ધમાલ કર્યા વગર માણનારા હોય છે. તેઓ એરીસ્ટોટલના 'સોનેરી માધ્યમ' (*Golden mean*)માં માનનારા હોય છે. આવા અક્કડ અંગૂઠાવાળા માણસનું જો પહેલું ટેરવું ખૂબ લાંબું, અને બીજું નાનું હોય તો તે તેને માટે ખતરનાક નીવડે છે. કારણકે એ કોઈ પણ નિર્ણય વગર વિચાર્યે બાંધતો હોય છે અને જે નિર્ણય કરે છે તેને પાર પાડ્યે જ જંપે છે એટલે ઘણીવાર આંધળુકિયા કરીને પોતાની જાનને જોખમમાં નાખવાનો પૂરેપૂરો ભય હોય છે.

[ક્રમશઃ]



[અનુસંધાન પૃષ્ઠ ૪૨થી ચાલુ]

ચંદ્રની માફક મંગળમાં પણ પૃથ્વીના કરતાં ગુરુત્વાકર્ષણનું બળ ઓછું હોય છે અને ત્યાં કૂદવામાં તથા દેડવામાં પૃથ્વીની સરખામણી કરતાં બળ ઘણું ઓછું પડે છે. મંગળ પરના ગુરુત્વાકર્ષણના બળ વિશે એક લેખકે કહ્યું છે: મંગળના ગ્રહ પર હાથી પણ બિલ્લીના નાના બચ્ચાની માફક હરીફરી તથા કૂદી શકે છે. આ દૃષ્ટિએ જોતાં વિમાનો વગેરેને પણ મંગળના ગ્રહ પરથી ઊડીને પૃથ્વી પર પહોંચવું હોય તો ઘણું ઓછું બળ પડે અને વિમાનના એંજિનને સગવડતા પડે.

મંગળ વિશે આટલી બધી હકીકતો જાણ્યા પછી સૌને સ્વાભાવિક રીતે જ પ્રશ્ન થાય કે ત્યાં માનવીઓ છે કે નહિ? આ પ્રશ્ન માટે એક-બે વસ્તુ વિચારવી જરૂરી છે. એક તો એ કે આપણી પૃથ્વી માફક ત્યાં ન તો પ્રાણવાયુ કે ન તો પાણીનો અન-ર્ગળ જથ્થો છે એટલે પૃથ્વી પર જે જાતનું જીવન છે એવું તો મંગળ પર ન જ સંભવી શકે તે સ્વાભાવિક છે, પણ એના પરથી એવું અનુમાન તો ન જ બાંધી શકાય કે ત્યાં જીવવું બિલકુલ અશક્ય છે. મંગળના ગ્રહની ઉમ્મર અગણિત વર્ષોની છે એ ન ભૂલવું જોઇએ-એટલે એમ પણ માની શકાય કે એકદા ત્યાં પૃથ્વી પર છે તેવું જીવન હોય પણ ખરું. અને ધીમે ધીમે તે ગ્રહ પરના સંજોગો બદલાતા ગયા હોય તેમ તેમ ત્યાંના માનવીઓના જીવનમાં તથા શારીરિક બંધારણમાં તેને યોગ્ય ફેરફારો થયા હોય.

War of worlds નામના પોતાના પુસ્તકમાં H. G. Wells એક સુંદર કલ્પના દોડાવે છે, કે મંગળ પર વસતાં માણસોનાં મસ્તકો ઘણાં મોટાં હતાં, પણ તેમના બાકીના શરીરમાં આપણી જેમ હાથપગ વગેરેને બદલે માત્ર ટેંટેકલ્સ (*Tentacles*) જેવા જ ભાગો હશે. પણ આ માનવીઓનાં ફેફસાં-પ્રાણવાયુના ઓછા પ્રમાણને પહોંચી વળવા-પ્રમાણમાં ઘણાં મોટાં હશે.

પણ હજુ મંગળ પર માનવીજીવન એ તો એક કોયડો જ છે.



# કટાક્ષ :

## શબ્દોમાં અને રેખાઓમાં



# કીમિયા હૈ લેકિન....

: લેખક :
શ્રી. 'નારદ'

આઝાદી આવ્યા પછી હિંદુસ્તાન દરેક ક્ષેત્રમાં પ્રગતિને પથે આગળ વધી રહ્યું છે. સ્વપ્નેય કલ્પના ન હોય તેવા અણધાર્યા ફેરફારો થતા આજે આપણને જોવા મળે છે. એકેય ક્ષેત્ર એવું નથી જેમાં ક્રાંતિ ન આવી હોય. આજે આપણું રાજકારણ એક પ્રયોગભૂમિ જેવું બની ગયું છે. ધર્મ, સમાજ, કલા, કેળવણી એમ વિધવિધ ક્ષેત્રોમાં પણ આજે નવીનતા અપનાવાઇ રહી છે, છતાં એવાયે કેટલાક વિષયો છે જેના પર આપણા નિષ્ણાતોની નજર નહિ પડી હોય. ઉકરડે ઢંકાયેલા રતન જેવી એવી થોડીક વાનગીઓ નીચે સાદર પેશ કરવામાં આવે છે.

રાષ્ટ્રિય સરકાર દરેક સ્વદેશી ઉદ્યોગોને વિકસાવે છે પણ હજી સુધી કેશકર્તનની કલા પર એની નજર પડી લાગતી નથી, આ એક જ વ્યવસાય માત્ર એવો છે જેમાં ખોટ જવાની યા મંદી આવવાની ક્યારેય શક્યતા નથી. આ ઉદ્યોગમાં મૂડીના રોકાણની ચિંતા નથી. માત્ર એક જ શસ્ત્રથી અનેકનાં મુંડન કરી શકાય છે. એક ઝાટકે એક એક હજારનો સંહાર કરવા જેટલી શક્તિ આ ઉદ્યોગમાં હોય છે આ ઉદ્યોગની વિશિષ્ટતા તો એ છે કે–પાણી પણ પાયા સિવાય દર અઠવાડિયે આપોઆપ વાળ પાછા ઊગી જ નીકળે છે. સરકારે આ ઉદ્યોગના વિકાસ માટે વિદેશોમાં કલાકારોને મોકલવા જોઇએ, અને આધુનિક યુગના શિષ્ટ પ્રકારના મુંડનના નિષ્ણાતો દ્વારા દેશમાં આ કલાનો વિકાસ કરાવવો જોઇએ.

જો કે આજે પણ દેશમાં સુધરેલી રીતે મુંડન કરવાની કલા વિકસી જ રહી છે. વિધવિધ ક્ષેત્રોમાં એકબીજાના હાથે લોકો અરસપરસ મુંડાતા જ રહ્યા છે, પણ ભય રહે છે કે જે ભયંકર મંદીનું મોજું આવવાની આગાહી થઈ રહી છે, તે જો સાચે જ આવે તો દેશમાં ભારે બેકારી જાગવાનો ભય છે. ત્યારે બેકાર બનેલાઓ બેઠા બેઠા આ વ્યવસાય ખીલવી શકે તેટલા ખાતર પણ સરકારે આ ઉદ્યોગને રચનાત્મક કાર્યક્રમમાં ઘુસાડી દેવો ઘટે છે.

આજે દેશમાં એક પતિવ્રતનો ધારો અમલમાં આવવાથી ઘરઘરની 'મેમ સાહેબો'નો મિજાજ સાતમે આસમાન ચઢી ગયો છે. વાતવાતમાં 'બીજી પરણી લેજો, હું તો આ મારે પિયર ચાલી'ની ધમકી પતિરાજોને આપવામાં આવે છે, પરિણામે પતિદેવો–બીચારાને સરકસમાંનું કહ્યાગરૂં પ્રાણી હોય તેમ શ્રીમતીની ઇચ્છાને આધીન થવું પડે છે. પહેલાં જ્યારે આ કાયદો અમલમાં નહોતો ત્યારે છૂટક તેમજ જથ્થાબંધ જોઇએ તેટલી પત્નિઓ છૂટથી મળી શકતી. આજે તો પત્નિઓનું પણ રેશનિંગ થયા જેવી સ્થિતિ છે. આ કાયદાને પરિણામે પુરૂષનું વ્યક્તિસ્વાતંત્ર્ય હણાયું છે. પુરૂષોને બહાર મૂછે લીંબુ લટકાવીને ફરવું પણ ભારે થઇ પડયું છે.

પુરૂષ જાતિ પર ગુજરેલા આ અત્યાચારના વિરોધમાં જ મોટા ભાગના જુવાનો આજે સુંવાળાં ઉતરાવે છે. સરકારે સ્ત્રીઓને જો આમ માથે ચઢાવવી જ હોય તો નોકરીધંધાની જવાબદારીઓ સ્ત્રીઓને માથે અને ઘરકામની જવાબદારી પુરૂષોને માથે જો કાનૂન દ્વારા નંખાય તો તે સ્વીકારવાને હવે પુરૂષો તૈયાર હશે. વળી આ કાયદો કરવાથી એક પ્રકારની નવીનતા પણ આવશે.

હરિજનોના મંદિર-પ્રવેશનો કાયદો કરવાથી હવે પંડયા–પુજારીઓના ભાવ ગગડવા લાગ્યા છે.

## મોટી ફાંદવાળો કાળા બજારિયાને હજારેક દંડ પીલાવવા જોઇએ!

ભગવાનના ભાવમાં તેજી આવશે કે મંદી તે તો પ્રભુ જાણે! પણ જો સરકારે સાચે જ અસ્પૃશ્યતા-નિવારણ કરવું હોય તો એક વધુ કાયદો પસાર કરીને દરેક દેવમંદિરોમાં હરિજન પુજારી જ રાખવો જોઈએ: લગ્નમાં, મરણમાં કે પરણમાં પ્રત્યેક ધર્મ-વિધિ હરિજનોના હાથે જ કરાવવી જોઇએ. બ્રાહ્મણ-ભોજનો અને ચોર્યાશીઓને બદલે પ્રીતિભોજનોના પ્રોગ્રામો ગોઠવવા જોઈએ. વેદ અને સંહિતાના મંત્રો ભલે હરિજનોને ન આવડે. તેના બદલે ધાર્મિક ક્રિયાઓમાં ચુનંદા ફિલ્મોનાં ગાયનોથી કામ ચલાવી લેવાની છૂટ અપાવી જોઇએ. કાં તો લગ્ન મરણ કે અન્ય કોઇ ધાર્મિક ક્રિયા માટે એક જ પ્રકારના મંત્રો મુકરર કરાવા જોઈએ. હવે હરિજનોએ 'પંડયા', 'વ્યાસ' અને 'દવે'ની ડિગ્રીઓ આપોઆપ જ અપનાવી હોઈને તેમની નકામી પડેલી અટકો બ્રાહ્મણો ઉપયોગમાં લે તેવો કાયદો પણ પસાર કરવો જોઇએ.

ગામેગામ બાવા-સાધુઓ માટે મફત ભાંગ-ગાંજા-અફીણની દુકાનો ખોલાવી જોઇએ. પહેલાં તો લોકો બાવા-સાધુઓની ઝોળીમાં પાઈ-પૈસો નાખતા, પણ આજે પાઈ-પૈસો તો કયાંયે દેખવાંયે દુર્લભ બન્યાં છે, તેમ જ કપરી મોંઘવારી અને ઊંચું જીવનધોરણ લક્ષમાં રાખીને કોઇ પણ ભિક્ષુકની ઝોળીમાં આના બે આનાથી ઓછી રકમ નાખનારને સરકારે સજાને પાત્ર લેખવો જોઈએ. આ બાવા-સાધુઓને વસ્ત્રોની તંગી રાખવા માટે વિદેશી વેષભુષા પહેરનારાઓની ટાઈઓ ખેંચી ખેંચીને તેની લંગોટીઓ બનાવવા બાવાઓને આપી દેવી જોઇએ. અને હેટોને ઝૂંટવી લઇને કમંડલ-ભિક્ષાપાત્ર તરીકે દાનમાં આપી દેવી જોઇએ. આમ કરવાથી પશ્ચિમનો સ્લોસલો ચેપ પણ દેશમાંથી આપોઆપ ઊડી જશે.

હિંદના રાજકારણમાં લીગનો પ્રાદુર્ભાવ, થયા પછી દેશમાં 'દંડા'નું મહાત્મ્ય તો હતું જ તેમાં હમણાં હમણાંમાં ચારેકોર 'દંડ'નું મહાત્મ્ય વધી પડ્યું છે. અગાઉના વખતમાં આપણી ધૂડી નિશાળોમાં એકાદ વિદ્યાર્થી કોઇ અપરાધ કરે તો તેને ગુનાના પ્રમાણમાં બસો-પાંચસો કે હજાર દંડ પીલવાની શિક્ષા કરાતી. આજે વાતવાતમાં ખાનગી શાળાઓમાં દંડ ભરવાની સજા કરવામાં આવે છે, સરકાર પણ દંડની સજાઓ ઠોકે છે, પણ આ બરાબર નથી. કાળાબજારમાં કરોડો કમાનારને બસો પાંચસો કે પાંચ હજારનો દંડ ભરવો એ બચ્ચાના ખેલ જેવી વાત છે. આવા દંડ કરવાથી ગુનાખોરી માનસ લેશે પલટાવાનો સંભવ નથી. તેના કરતાં મોટી ફાંદવાળો એકાદ મિલમાલિક કે વેપારી કાળાંબજાર કરતાં પકડાયો હોય અને તેને એકાદ હજાર દંડ પીલવાની સજા ઠોકી બેસાડવામાં આવે તો પાંચ-પચીસ દંડ પીલતાં જ મોંમાથી ફીણ નીકળી આવવાની શકયતા હોઇને ફરીને તે ગુનો નહિ કરવાની મનમાં જ ગાંઠ વાળશે. અગર એકાદ લત્તામાં ખંજરબાજીનો કોઇક કિસ્સો બને તો ત્યાં સામુદાયિક દંડ નાખવાને બદલે સામુદાયિક દંડ પિલાવવાની પ્રથા રખાય તો તેથી સમૂહ-કવાયતનું એક સુંદર દૃશ્ય ખડું કરી શકાશે. સાથોસાથ વ્યાયામની તાલીમ મળવાથી સ્નાયુઓ બળવાન બનશે અને એમ જાણ્યે-અજાણ્યે પણ પ્રજાનું શરીરબળ આખલા જેવું અલમસ્ત બનાવી શકાશે.

હમણાં કેટલાક અલ્પાત્માઓના દિલમાં શાળા-કોલેજોમાં લશ્કરી તાલીમ ફરજિયાત કરવાનું ભૂત ભરાઇ આવ્યું છે. જેમ બને તેમ વધુ નાજૂક દેખાવાનો પ્રયાસ કરતા આપણા શિક્ષિત જુવાનોને માથે આ બોજો નાખવાનું સારૂં પરિણામ આવવાની શકયતા સાવ જ ઓછી છે. કારણકે માત્ર સાડાત્રણ પાંસળીવાળા આપણા જુવાનો બે-ત્રણ મણનો બંદૂકનો કુંદો ઊંચકીને પા કલાક પણ પરેડ કરે તો બીજે જ દિવસે એકાદ હોસ્પિટલમાં નર્સના નાજૂક હાથોએ કોલનવૉટરનાં પોતાં મુકાવવાનો પ્રબંધ કરવો પડે તેમ હોઇને આ અખતરો પહેલેથી જ પડતો મૂકવો હિતાવહ છે. છતાં જો જુવાનોનું ભલું જ કરવું હોય તો તેમને યુદ્ધશાસ્ત્રની તાલીમ આપવા કરતાં કોલેજકાળ દરમિયાન પ્રેમશાસ્ત્રમાં પારંગત કરવાની વધુ જરૂર છે. સંખ્યાબંધ અબુધ યુવક-યુવતીઓ આ શાસ્ત્રના અનુભવજ્ઞાનના અભાવે ઘણીવાર ન કરવાનું કરી બેસે છે, કયારેક પ્રિયતમાની 'પગરખિણી'

# પાન-બીડીની દુકાન ચલાવવાની પણ આવડત નથી એવા રાજાઓનું શું કરવું?

પ્રિયતમના ગાલ સાથે ગલગલિયાં કરે છે, તો કયારેક બાપના મનીઓર્ડર પર બાદશાહ બનીને મહાલતો બેટા 'પિરિયડ' ભરવાની પીડા છોડીને પ્રેયસીને રીઝાવવાનાં સ્વપ્નોમાં જ રાચી રહે છે. યુવક-યુવતીઓની આ ઉપાધિ ટાળવા માટે શાળા-કોલેજોમાં પ્રેમની પ્રેકિટસ આપવા માટે એક ખાસ કલાસ ચલાવવામાં આવે તો શું ખોટું છે? આવા ખાસ વર્ગમાં પ્રેમપત્રો લખવાની કલા ખાસ શિખવાડવી જોઈ એ. રોમિયો જુલિયેટ અને શિરિંફરહાદના પાઠો તેમને ફરજિયાત કંઠે કરાવવા જોઇએ. આમ કરાય તો 'પ્રેકિટકલ નોલેજ' લેવા જતાં વળતા છબરડા આપોઆપ જ ઓછા થઇ જશે.

આઠે પહોરે 'ઓટલા-પરિષદો' યોજનારી આપણી નાથી ડોશીઓ અને જીવી ડોશીઓ હજી કુટણકલાના વિકાસના મહત્ત્વના પ્રશ્ન પ્રત્યે મૌન કેમ છે? હિંદની તદ્દન મૌલિક આ કલાના સર્વાંગી વિકાસ માટે દેશભરની ડોશીઓએ એકાદ અધિવેશન ભરીને પ્રચંડ જેહાદ જગાવવી જોઇએ છે. આ કલા આપણા નારીસમાજની કલ્પનાશક્તિ, અને કવિત્વશક્તિનો વિકાસ કરનારી છે. એકાદ જોડા સીવનારો કે વાસણને કલાઇ કરનારો ગુજરી જાય ત્યારે 'ભાઇનાં વિમાન ચઢયાં રે ચંપાવાડીએ'નો રાજીઓ ગાઇને, દુનિયા છોડી જતા એ દુર્ભાગી આત્માના શ્રાદ્ધદિન સુધી આથડનારા જીવને ઓઓ ગલગલિયાં પેદા કરાવી શકે છે. ભલેને મરનાર જીવનભરમાં આનો ખરચીને ભડાનાગે બસમાં ન બેઠો હોય, છતાંયે તેને મરતાં મરતાં વિમાનમાં મુસાફરી કરાવવામાં શું ઓછી કલ્પના છે? ઓઓ જ્યારે છાજિયાં લેતી હોય ત્યારે જ્યારે અંતકડી રમાતી હોય તેવો આભાસ થાય છે, છાજિયાં અને છેડા વખતે આ શીઘ્રકવયિત્રીઓ એટલી તો ખીલે છે કે તેની પાસે આપણા કવિઓ વામણા જ લાગે. આપણા દેશના આ રિવાજને કોઇ પરદેશી મુસાફરે તો કહે છે કે, સામૂહિક નૃત્ય તરીકે વર્ણવેલો.

સરકારે હિંદની આ કોથરાની સાલની કલાને આઝાદ હિંદમાં ખાસ વિકસાવવી જોઇએ. આંતરપ્રાંતિય સામુદાયિક કાણમોકાણની ખાસ રેલીઓ વારંવાર યોજાવી જોઇએ. કૂટવાની કલા શીખવનારી ખાસ કોલેજો કાઢીને, તેમાં નિષ્ણાત નાથી ડોશીઓને પ્રોફેસર પદે સ્થાપીને શાસ્ત્રીય રીતે વાદ્ય-તાલના સૂરો સાથે કૂટવાની તાલીમ અપાય તેવી વ્યવસ્થા કરવી જોઇએ. ગાંધી બાપુના ઉપવાસના શસ્ત્રની જેમ આ કલાના ઉપયોગનો પ્રવાહ રાજદ્વારી હેતુઓને માર્ગે પણ વાળવો જોઈ એ. થોડા જ સમય અગાઉ એક દેશી રાજ્યમાં રાજાએ પ્રજાને જવાબદાર રાજતંત્ર ન આપ્યું તેથી રાજ્યભરની સ્ત્રીઓએ નકકી કર્યું કે, અમુક નિશ્ચિત દિવસે ગામેગામની સ્ત્રીઓએ કાળાં કપડાંમાં સજ્જ થઇને રાજ્યધાનીમાં આવવું અને રાજમહેલની સામે જ કૂટવાનો કાર્યક્રમ રાખીને વિરોધ દાખવવો. આમ આ પ્રયોગ રાજદ્વારી હેતુઓસર પણ વાપરી શકાય તેમ છે.

કદાચ ભલે રાજાઓના મન પર આવા સામૂહિક કૂટણની કાંઈ જ અસર નયે થાય, કારણકે રાજાઓને તો પ્રજા સદીઓથી કૂટતી જ આવી છે. તેથી તો દરેક રાજ્યોમાં 'હાયે રાજવી હાયે હાયે'નું સંબોધન થાય છે! છતાંયે આવું સામૂહિક કૂટણ ધારી અસર ન નિપજાવે તોયે તે એક અહિંસક વિરોધ દાખવવાનું સાધન તો છે જ તેનો કોણ ઇન્કાર કરી શકે તેમ છે?

મોટાભાગના રાજાઓએ આજે સ્વેચ્છાએ ગાદીત્યાગ કરીને વેરભાવે પણ વૈકુંઠ મેળવ્યું છે. પણ આમાંના કેટલાકે તો કેવળ પ્રજાના પૈસા ઉપર જ તાગડધિન્ના કરી હોઇને, હવે નોકરી-ધંધો કરવામાં તેમનાં હાડકાં વળે તે જરાયે માનવા જેવી વાત નથી. વળી કેટલાકોમાં તો પાનબીડીની દુકાન ચલાવવા જેટલીયે આવડતનો અભાવ છે. જો કે પ્રજા-હિતસ્વી રાજવીઓ માટે તો સ્થાન છે જ. પણ આવા અકુંદ-દકુડિયા રાજવીઓનો પ્રશ્ન માત્ર એક જ રીતે ઉકલી શકે તેમ છે. આવા રાજાઓને માત્ર મ્યુઝિયમમાં જોવા-યોગ્ય પ્રાણીઓની પંક્તિમાં પિંજરામાં દાખલ કરી દેવા જોઇએ. મ્યુઝિયમમાં જોવા જનારા ઘણા પરોપકારી આત્માઓ જેમ વાંદરાં-માંકડાંને ચણા-

# લક્ષ્મીનંદનના નબીરા અમેરિકાની સહેલગાહે !


























## 'ફૂમતાંવાળીઓ'ની વેણી પર 'અહીં વીજળીનું દબાણ ૪૬૦ વોલ્ટ છે' એવું પાટિયું ટીંગાડી દેવું જોઇએ !

મમરા ખવડાવે છે તેમ આવા રાજવીઓ પણ પ્રેક્ષકો પાસેથી એવી અપેક્ષા રાખી શકશે. આમ એમના ઉદરનિર્વાહનો પ્રશ્ન પણ હળવો બનાવી શકાશે.

એકલા રાજાઓ જ શા માટે? જો સરકાર એકાદ નવું પ્રદર્શન ખડું કરવા ઇચ્છતી હોય તોયે પ્રજાના જુદાજુદા વર્ગમાંથી એમાં મૂકવા યોગ્ય નમૂનાઓ આપણે ત્યાં મળી શકે તેમ છે. ગણોતધારો અમલમાં આવવાથી જમીનદારો કાંસી-જોડા ફૂટતા થયા છે. શાહુકારધારો અમલમાં આવવાથી દેણદારોને હવે દેવાળાં કાઢવાની કડાકૂટમાં ઊતરવાનું મટી ગયું છે. આવા તો પ્રદર્શનમાં મૂકવા યોગ્ય અનેક બેકાર બનેલાઓ આપણે ત્યાંથી મળી આવશે. મૂંઝવતો પ્રશ્ન એક માત્ર કાળાંબજારિયાઓનો રહે છે. લોહી ચાખી ગયેલા વાઘની જેવા આ વર્ગને સુધારવા માટે સરકારે ખાસ સજાઓની જોગવાઇ કરવી જોઇશે. દંડથી તો એ દીકરાઓ ગશ્રરાવાના જ નથી. એમને સીધા કરવા માટે તો સરકારે અસંખ્ય માંકણોથી ભરેલા એકાદ ખાટલામાં લાગલગાટ સાત માસ સુવાડી રાખવાની કાં તો રેલ્વેના ત્રીજા વર્ગમાં જાજરૂ પાસેની બેઠકમાં એક માસની મુસાફરી કરાવવાની કે એવી કોઇક સજા યોજવી જોઈશે, જેથી એમની રગરગમાં વ્યાપી ગયેલો કાળાબજારનો મેદ આપોઆપ ઓસરી જાય. કાં તો તેમને સરકારે મોટી મોટી શિષ્યવૃત્તિઓ આપીને દેવાળાં કાઢવાની કળા શીખવીને વિદેશોમાં વેપલો કરવા વિદાય કરી દેવા જોઈએ! જેથી હાલ તુરતને માટે તો દેશને માથેથી એક બલા ટળશે !

સરકારે બધાને માટે બધું જ કર્યું છે, એક માત્ર બકાત રાખ્યા છે અનિચ્છાએ રહેલા બાલબ્રહ્મચારીઓને અને વિધુરોને. એકેય કાયદો એવો નથી ઘડાયો જેમાં તેમની દાદ ગણી થતી હોય. આશ્ચર્યની ઘટના તો એ છે કે વડા પ્રધાન પં. જવાહર અને ગૃહમંત્રી સરદાર પટેલ સમેત કેટલાયે દેશનાયકોમાંનો મોટો ભાગ વિધુરોનો હોવા છતાંયે આ વર્ગ પ્રત્યે સરકારની આ ઉદાસીનતા શા માટે? આજના તબક્કે ભલે પરદેશોમાંથી ઘઉં કે ચોખા મેળવવા મુશ્કેલ હોય, પણ કન્યારત્નોનો વિપુલ પુરવઠો ત્યાંથી સહેલાઇથી મેળવી શકાય તેમ છે. પત્ની મેળવવા માટે ડાકોરના રણછોડજી સમક્ષ નૃત્ય કરતા કે બજરંગબલિ સમક્ષ હનુમાન ચાલીસાનો પાઠ જપતા ભાવિકો માટે સત્તાવાળાઓના દિલમાં ભગવાન ઊતરે તો કેટલાનુંયે કામ નીકળી જાય તેમ છે.

પ્રજાસત્તાક હિંદમાં પ્રત્યેક ધંધાનો સંપૂર્ણ વિકાસ થવો જોઈએ. લોકશાહીના સિદ્ધાંતાનુસાર ચોર, જુગારી, ખિસ્સાકાતરૂ અને ગુંડાગીરીના વ્યવસાયોને પણ સરકારે પ્રોત્સાહન અને રક્ષણ આપવું જોઈએ! જુગારના અડ્ડા ચલાવવાની પદ્ધતિસરની પરમિટો અપાવી જોઇએ! (જો કે કેટલેક સ્થળે પોલીસખાતા તરફથી 'પોકેટ-પરમિટો' ફાટી ગયેલી જ હોય છે !)

ખિસ્સાં કાતરવાની કલાના નિષ્ણાતોને સુવર્ણચંદ્રકો અપાવવાનો પ્રબંધ થવો જોઇએ! એ કલાના વિકાસ માટેની હરીફાઇઓ યોજાવી જોઇએ! ગુંડાગીરીના વિકાસને અહીં હજીયે અવકાશ છે! એ માટે પસંદ કરાયેલા ઉમેદવારોને શિષ્યવૃત્તિઓ આપીને પાકિસ્તાનમાં તાલીમ લેવા મોકલવા જોઇએ !

નવું બજેટ જોતાં ઉધારપાસું નમતું રહેવાની શક્યતા છે. સરકારે આ ખોટ પૂરવા માટે ઉત્તરાયણના દિવસોમાં વાંસ પર ઝરડાં ભેરવીને પતંગો લૂંટવાનો કોન્ટ્રાક્ટ કે એવા અન્ય નવાનવા કોન્ટ્રાક્ટો ઉભા કરીને એ ખોટ પૂરી કરવી જોઇએ. આજે તો દેશમાં ચારેકોર વાદ અને વાદીઓનું જોર વધી રહ્યું છે. કોમીવાદ, ગુંડાવાદ, રેશનવાદ અને ફેશનવાદ જેવા વાદોથી જનતાને સાવચેત રાખવાની સરકારની પવિત્ર ફરજ છે. દરેક રેલ્વે સ્ટેશનો પર જેમ 'ચોરાં પાસૂન-સાવધ રહા'નું પાટીયું હોય છે તેમ સરકારે દરેક કમ્યુનિસ્ટની કોટે આવું એકએક પાટીયું ટીંગાડી દેવું જોઇએ. જ્યારે દરેક 'ફૂમતાંવાળીઓ'ની વેણી પર 'અહીં વીજળીનું દબાણ ૪૬૦ વોલ્ટ છે'નું બોર્ડ લગાવવું જોઈએ. આ જ પ્રમાણે દરેક 'વાદોવાળા' પર પાટીયાં લગાવવાથી જનતા છેતરાતી અટકી જશે.

આજે આપણા રાજકારણને જ્યારે કેટલાકો કેવળ પ્રયોગશાળા જ માનીને અવનવા અખતરાઓ લઇ મચ્યા છે ત્યારે આવાયે પ્રયોગો અજમાવાઇ જાય તો કોઇને શું વાંધો છે?

# એ પ્રાણઘાતક ગુપ્તતા શા માટે ?

[રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘની પ્રથા ઉપર વિદારક પ્રકાશ પાડનારો એક સંતપ્ત માતાએ ઑગસ્ટ ૧૯૪૭માં લખેલો પત્ર]

શ્રી. કેશવલાલ કા. જાની, બી. એ; એસ. ટી. સી.

રાષ્ટ્રીય સ્વયંસેવકસંઘ પ્રત્યે પૂર્ણ માન હોવા છતાં નીચેની હકીકત મારે લખવી પડે છે.

રાષ્ટ્રીય સ્વયંસેવકસંઘની કામગીરી માટે બહારગામ ગયેલો છોકરો બીમાર પડે ત્યારે તેની બીમારીના સમાચાર બની શકે ત્યાંસુધી તેને ઘેર પહોંચવા દેવા નહિ એ સંઘની પ્રથા હોય એમ લાગે છે. પણ એ પ્રથા કેવી પ્રાણઘાતક છે એ નીચેની ખેદજનક ઘટના ઉપરથી જણાઈ આવશે.

અમારા એકના એક પુત્ર ચિ. મનોહર (ઉંમર વર્ષ ૧૮) ને સરસંઘ સંચાલક શ્રી. ગોળવલકરે સંઘ કાર્ય માટે તા. ૪ જુલાઈ ૧૯૪૨ના રોજ દિલ્હી મોકલ્યો, અને ત્યાં સંઘની ઑફિસમાં જ તેને રહેવાની વ્યવસ્થા કરવામાં આવી. ત્યાં તેણે બી. એસસી.નો અભ્યાસ શરૂ કરવા માટે કૉલેજમાં નામ પણ દાખલ કર્યું. ચિ. મનોહરનું શરીરસ્વાસ્થ્ય જોઈએ તેવું સારું ન હોવાથી, અને તે અમારું એકનું એક ફરજંદ હોવાથી, તેને આટલે બધે દૂર ન મોકલવા અમે શ્રી. ગોળવલકરને પત્ર દ્વારા વિનતિ કરી હતી, પરંતુ તેના તરફ કંઈ ધ્યાન આપવામાં આવ્યું નહિ. દિલ્હીની આજુબાજુના એક-બે સ્થળોમાં સંઘની શાખાઓ કાઢવા માટે તેને મોકલવામાં આવ્યો હતો.

તા. ૨૭ ઑગસ્ટના રોજ સાંજે સાડાપાંચના સુમારે ભંડારા મુકામે એકાએક અમારા હાથમાં દિલ્હીથી તાર આવી પડ્યો કે "મનોહર ઘણો બીમાર છે, જલદી આવો." અમે ઉતાવળમાં તૈયારી કરી. પણ તરત જ પાછળ બીજો તાર આવ્યો, અને મનોહર અમને કાયમને માટે છોડી ગયાનું અમે જાણ્યું!

પાછળથી તપાસ કરતાં અમને ખબર પડી કે મનોહર તા. ૧લી ઑગસ્ટથી જ બીમાર હતો, ઑફિસની એક ઓરડીમાં તે રહેતો હતો. ત્યાં તેની સારી સારવાર પણ ક્યાંથી થાય? ટાઇફૉઇડની બીમારી હતી, તેથી તેને કોઈક હૉસ્પિટલમાં મૂકવાની જરૂર હતી. પણ એ બન્યું નહિ! આમ યોગ્ય સારવાર અને દવાદારૂને અભાવે ૨૭, દિવસ પડ્યો રહે, પછી તેને કાળ ભરખી જાય તેમાં શી નવાઈ?

અમને જે જબરદસ્ત આઘાત થયો છે અને અત્યંત સંતાપ થયો છે, તેનું ખાસ કારણ એ છે કે મનોહરની માંદગીની બધી હકીકત અમને ન જણાવવા માટેની વ્યવસ્થિત યોજના કરવામાં આવી હતી. પાછળથી અમને જાણવા મળ્યું કે મનોહર બીમાર છે, તેની માંદગી વધતી જાય છે એ સમાચાર ટેલિફોન દ્વારા અને પત્ર દ્વારા નાગપુરની ઑફિસમાં પહોંચાડવામાં આવ્યા હતા. પણ અમે નાગપુરમાં હોવા છતાંયે એ બાબત અમારાથી ગુપ્ત રાખવામાં આવી હતી. તેની બીમારી અસાધ્ય થયા પછી જ અમને તાર કરવામાં આવ્યો હતો. પણ પછી શું થાય?

મનોહરના માતામહ કર્નલ કૃષ્ણાજી વિષ્ણુ કુકડે, આઈ. એમ. એસ. નાગપુરના એક પ્રખ્યાત ડૉક્ટર છે. મનોહરની સારવાર અને દવાદારૂ માટે અમે ગમે તેટલો ખર્ચ કરત, પણ તેની માંદગીના સમાચાર જ અમને ન આપવામાં આવે એટલે અમે શું કરી શકીએ? માંદગી દરમિયાન મનોહર

પૂછતો કે 'ઘેર ખબરે આપ્યા ? તાર કર્યો ?' છેવટે તાવ ૧૦૪ સુધી પહોંચ્યો, અને લોહીના દસ્ત થવા લાગ્યા. તન કેટલી યાતના ભોગવવી પડી હશે અને તેણે છેવટની ઘડી સુધી અમારી કેટલી રાહ જોઈ હશે એ વિચારથી મારા અંતઃકરણમાં ભયંકર પરિતાપ થાય છે ! અમારે તો હવે આખો જન્મારો આમ ઝૂરી ઝૂરીને જ કાઢવાનો ને ? અમારા લાડકવાયા પુત્રના મૃત્યુ માટે કોણ જવાબદાર ? સંઘનું જે ધ્યેય હોય તે પ્રમાણે ભલે ખુશીથી કામ કરો, પણ જે છોકરાઓને સંઘના પ્રચારકાર્ય માટે તેમનાં માબાપથી વિખૂટા પાડીને દૂર પરગામ મોકલવામાં આવે, તેમની તબિયતની સંભાળ લેવાનું કામ સંઘના સંચાલકોનું નથી ? અરે, સંભાળ લેવાનું તો બાજુ પર રહ્યું, પણ ટાઈફોઈડ જેવી માંદગીમાં છોકરો ૨૭ દિવસ સુધી મરણપથારી પર પડ્યો હોય, છતાં તેનાં માબાપને તેની જરા પણ ખબર ન પડવા દેવી એ કેવી અમાનુષી પ્રથા !

આ વાતને આજે એક વર્ષ વીતી ગયું છે. દરમિયાનમાં મનોહરની માંદગી વિષેની ખરી હકીકત જણાવવા માટે સંઘચાલકોને ઘણીવાર પુછાવવામાં આવ્યું છે, પણ ઉડાઉ જવાબો આપવાનું ચાલુ છે.

આવી બાબતમાં ગુપ્તતા રાખવી એ કેટલું ભયંકર છે તે બતાવવા માટે જ ઉપરની શોકજનક ઘટના જનતા સમક્ષ મૂકવી પડે છે, સંઘના સંચાલકો આ બનાવ ઉપરથી ધડો લઈ ને હવે પોતાના ધોરણમાં સુધારો કરશે, તો અમારા ઉપર આવી પડેલા અસહ્ય દુઃખમાંથી બીજા લોકો ઉગરી જશે.

[ સૌ. સુમતિબાઈ દેવ.]



કવિ—મારી કવિતાઓ તદ્દન સાધારણ છે એમ આજ વીસ વર્ષે મને ખબર પડી.

મિત્ર—તો પછી હવે કવિતા રચવાનું માંડી વાળો ને.

કવિ—પણ હવે એ શી રીતે બને? હવે મને કવિ રત્નની પદવી મળી છે, અને સંપાદકો ખાસ અંકો માટે મારી કવિતાઓની આગ્રહપૂર્વક માગણી કર્યા કરે છે.

*

વર્તમાનપત્રોમાં છપાતા સમાચારોની અસર બાળકોના મન ઉપર પણ કેવી અજબ થાય છે!

નાની કુસુમે પોતાની નોટમાં લખ્યું 'મોટીબહેન જયંત સાથે પ્રેમ કરે છે.'

તે નીચે સુધાએ શેરો માર્યો:"આ સમાચારને અધિકારી વર્ગ તરફથી કંઈ આધાર મળતો નથી."

*

'પૃથ્વી સપાટ હોત તો શું પરિણામ આવત?'

'ગઇ પરીક્ષામાં પૃથ્વી સપાટ છે એમ લખવાથી હું ભૂગોળમાં નાપાસ થયો એ ન થાત'

—કે. કે. જાની

રમેશ (મિત્રના બાળકને) —કાન્તિ, બાપા ઘરમાં છે કે?

કાન્તિ—બાપા ઘરમાં ઓરડામાં સૂતા છે, પરંતુ એમણે કહ્યું છે કે કોઈ આવે તો કહેજે બહારમાં ગયા છે!

*

હેડમાસ્તર (શિક્ષકને)—રમણિકલાલ, તમે ઇતિહાસમાં શિવાજી-ઔરંગઝેબ પૂરા કર્યા?

રમણિકલાલ—હા સાહેબ, હવે ફક્ત ગવર્નર જનરલો પૂરા કરવાના રહ્યા છે. તે આ મહિનામાં પૂરા કરી દઈશ!

*

પતિ (પત્નીને) આવતા અઠવાડિએ તારા માબાપને ત્યાં જવું હોય તો જઈ આવ.

પત્ની (પતિને) કેમ બહુ ગેલમાં આવી ગયા?

પતિ—(પત્નીને) આવતે અઠવાડિયે મુંબઈથી હવાફેર માટે રહેવા મારી એક સ્ત્રીમિત્ર સરલા અત્રે આવનાર છે!

*

દરજી—(ઘરાકને) તમારું શરીર જોતાં આ કાપડમાંથી તમારો લોંગ કોટ ન થઈ શકે.

ઘરાક—(દરજીને) રેશનિંગ કાપડ જેટલું આપ્યું તેટલું મેં આપ્યું.

દરજી—તો શેઠ, તમે કહેતા હો તો હાફકોટ બનાવું. થોડું વધશે તે તમને પાછું આપીશ.

ઘરાક—અરે હવે ડ્રેસમાં પંચાત રહી નથી. તું તારે મારે માટે પોણિયો કોટ બનાવને!

*

ડાયરેક્ટર (નટીને)—પ્રેમી સાથે તકરારનો પ્રસંગ હવે આવે છે. તે તમને તમાચો મારશે. તમારે પડી જવાનું, મૂર્છાનો પાઠ કરવાનો.

નટી—પણ મારે તમાચો પાછો મારવાનો નથી?

ડાયરેક્ટર—ના.

નટી—તો મારે નોકરી કરવી નથી. એવો તમાચો ખાવા હું નોકરીએ રહી નથી.

*

પોલીસ—એઈ સાયકલવાળા ઘંટડી કેમ મારતો નથી?

સાયકલવાળો—સાયકલને ઘંટડી નથી.

પોલીસ—તો બ્રેક મારી ઊભી કેમ રાખતો નથી?

સાયકલવાળો—સાયકલને બ્રેક નથી.

પોલીસ—તો આવી સાઇકલ પર કેમ ફરે છે?

સાયકલવાળો—અકસ્માત કરવા. જેથી તું મને પકડે, જેલ મોકલે અને મને કંટ્રોલ કાળમાં મફત ખાવાનું મળે!

સસરા (જમાઈને)—રસિકલાલ, જવાની શું કામ ઉતાવળ કરો છો?

જમાઈ—માપબંધીનો વખત છે ને?

સસરા—તેમાં શું થઈ ગયું? સપ્લીમેન્ટરી કાર્ડ કઢાવવાની જ ફિકર ને?

જમાઈ—અરે, નાહક તેને માટે ઓફિસે જવાની તસ્દી લેવી?

સસરા—અરે એમાં શું? ચાલોને આપણે બેઉ અત્યારે એ પતાવી આવીએ. અત્યારે રેશનીંગ ઓફિસ પણ ખુલ્લી હશે!

*

ડૉક્ટર—(દરદીને) કેમ આજે તાવ, દુઃખાવો, પેટપીડા કેમ છે?

દરદી—તાવ વધારે, દુઃખાવો વધારે, હાજત વધારે.

ડૉક્ટર—આજે હું દવા બદલીશ.

દરદી—સાહેબ, આજે હું ડૉક્ટર બદલીશ તે કહેવા આવ્યો છું.

—મોહનલાલ કુંવરજી દેસાઈ
એમ. એ.

## પૂરી...પૂરી!

શિક્ષક: (લેખાં સમજાવી) ઉભો થા બાલુ, જો હું ગામમાંથી છ આનાનો ઘઉંનો લોટ લાવું, એક આનાનું દૂધ લાવું ને ત્રણ આનાનું તેલ લાવું તો એનું શું થાય?' 'પૂરી! પૂરી!' બાલુએ કહ્યું.

—વિનોદરાય દ. ભટ્ટ



## ફાંદ ચારત્ર

(રામબાણુ વાગ્યાં...)

એ ફાંદની કથની જાણે તે જાણે
ઓલ્યા પાતળા શું એને પિછાણે!
વેપારી ફાંદ અને ચોબાની ફાંદને
હાથ ફેરવ્યો હોય તે ટાણે—એ ફાંદની
કુમાશ એમાં મશરૂ-તકિયાની
લોક અનુભવે વખાણે!—એ ફાંદની
ગુરુની ફાંદશ્રી હોય જો મોટી
પરીક્ષાએ ચેલા યાદ આણે—એ ફાંદની
(પૃથ્વી ગોળ છે એ યાદ રાખવા)
ફાંદની કોઠીમાં કેટલા લાડુ
રહે તે બાજીગ જાણે—એ ફાંદની
ફાંદના છૂટતા વાયુના સ્વરને
ન હસવો કોઈએ તે હણે—એ ફાંદની
(આ સ્વરને 'ઓડકાર' એવું નીચું નામ ન આપવું)
(દુહો)
વધે ફાંદનો વ્યાસ આ કથાને જે સાંભળે
ન કાઢવો કોઈએ કયાસ, માટલા ઘાટ એ ફાંદનો

## અણમોલ ઊંઘ

(પ્રભાતિયું)

કાછડી ખેંચતા બજરને સૂંઘતા
નથ્થુભાઈ સ્થુલ શરીર એમ વદિયા
રાત રહે જ્યાહરે પાછલી ખટ ઘડી
ઊંઘવું ખૂબ શૈયા ન તજવી.
રાતના છેડલે ઊંઘ ઊંચી જાતની
જે તજે જનમનો લ્હાવ ખોશે,
(પણ જો) સ્વપ્નની સૃષ્ટિમાં વિહરશે લ્હેરથી
વેઢમી પાતરા ઘીને જમશે.
નાસિકા સૂર અને પેટ પર હાથથી
નિદ્રા સાથે જેને તાલી લાગી,
નર એવા પાસથી વિહરવું જો પડે
ઝિલ્લી પગલે જવું (જેથી) રહે ન જાગી.
નિંદને છેડનાર, ઊંઘને ભાગનાર
તે જ માનવ સડે ઘોર નર્કે,
ઊંઘવું જોરથી, સહસ્ર મિનિટ સુધી
દુખ ચિંતા જરીયે ન ફરકે

—હરીશ મં. સંઘાણિયા



# સુખ અને દુઃખ એ શી વસ્તુ છે?

: લેખક :
સ્વામી શ્રી. અદ્વૈતાનંદજી

**આ** સંસારમાં પ્રત્યેક મનુષ્ય સુખ કેવી રીતે મળે, તેમાં દિનપ્રતિદિન વૃદ્ધિ કેવી રીતે થાય, દુઃખની સદંતર નિવૃત્તિ કેવી રીતે થાય, તે માટે સદૈવ પરિશ્રમ કર્યા કરે છે. અનંત નામરૂપમાં વિહાર કરતા આ વિશ્વ તરફ દૃષ્ટિ કરતાં આપણને સ્પષ્ટ જણાય છે, કે હરેક પ્રાણી આ જ ઉદ્દેશથી જીવન-સંગ્રામમાં પ્રેરાય છે, અને સર્વ પ્રવૃત્તિની પીઠમાં આ જ ઇચ્છા ગુપ્ત અથવા વ્યક્ત રીતે રહેલી હોય છે. યથાર્થ સુખ શેમાં છે, કઈ વસ્તુ પ્રાપ્ત કરવાથી નિત્યાનંદ ભોગવી શકાય, તેનું વાસ્તવિક જ્ઞાન ન હોવાથી, આયુષ્યના દિવસો જેમ તેમ આશામાં ને આશામાં મનુષ્ય કાઢે છે. આ અનિર્વચનીય ભવચક્ર આ પ્રમાણે ચાલ્યા જ કરે છે અને ઘણા મનુષ્યો સૂક્ષ્મ વિચારના અભાવથી એવા નિર્ણય ઉપર આવે છે, કે સંસાર દુઃખમય જ છે.

જન્મતાવેંત જ પ્રત્યેક બાળક સુખાશાવાદી હોય છે. તેને કેવળ સુખનાં સ્વપ્નાં જ આવ્યા કરે છે. યુવાવસ્થામાં તે તેથી પણ અધિક આશાવાદી બને છે અને તે અવસ્થામાં તેને મૃત્યુ, પરાજય, અપમાન જેવું સંસારમાં છે તેનો ખ્યાલ સરખો પણ આવતો નથી. વૃદ્ધાવસ્થા આવતાં જ તેનો જીવનમહેલ જમીનદોસ્ત થયેલો જણાય છે અને છેવટે નિરાશાવાદી તરીકે દેહત્યાગ કરવાનો સમય આવે છે. કુદરતની લાતો ખાતાં ખાતાં આશાશૂન્ય બની જઈને મનુષ્ય આ સંસારમાં ભટક્યા કરે છે, અને પરિણામે નિત્ય માયાપ્રવાહમાં તૃણની માફક તણાયા કરે છે. વિરામ, શાંતિ, પરમસુખ શામાં છે તેનું ભાન સરખું પણ સામાન્યતઃ મનુષ્યને હોતું નથી.

આપણા ઉપર જે આપત્તિઓ આવી પડે છે તે આપણી પોતાની ઇચ્છાથી જ વહોરી લીધેલી હોય છે. વાસનાઓનું સેવન કરતાં કરતાં એવો સ્વભાવ પડી જાય છે કે વાસનામય જીવન એ જ જીવન છે, એવું આપણે માની લઈએ છીએ. દુઃખ, ઇચ્છા, રાગ, દ્વેષ અને તજ્જન્ય કલહાદિનો અભ્યાસ પડી જવાથી, તેમાંથી મુક્તિ મળી શકે કે કેમ તે શંકાસ્પદ જણાય છે. 'આ વસ્તુ પ્રાપ્ત થવાથી આનંદ થશે, આમ કીર્તિ મેળવતાં સુખી થઈશું, આ પદવી મેળવીને કૃતકૃત્ય થઈશું' આવી ક્ષુદ્ર વાસનાઓ આપણને પશુતુલ્ય બનાવી દે છે. આપણું સાધારણ જીવન તેલ પીલવાની ઘાણીમાં જોડેલા બળદના જેવું છે. હાર્યો જુગારી બમણું રમે એ પ્રમાણે ગાંડાની પેઠે આશાના પ્રવાહમાં ખેંચાયા જ જઈએ છીએ, અને વારંવાર નિરાશાનો અનુભવ કરવા છતાં પણ, આપણા શેખચલ્લીના મનસૂબાઓનો આપણે ત્યાગ કરી શકતા નથી આનું નામ જ "માયા".

સુખની કલ્પનાનો આધાર મનુષ્યના મનના વિકાસ ઉપર રહેલો છે. પશુવર્ગની સર્વ ઇચ્છાઓનું નિરીક્ષણ કરવામાં આવે તો તે માત્ર જડ દેહને પોષવાની લાલસાઓ સુધી જ હોય છે એમ જણાય છે. મનુષ્યવર્ગમાં પણ એક સાધારણ વર્ગ સ્થૂલ દેહપોષક અને રક્ષક વાસનાઓમાં જ રચ્યોપચ્યો રહે છે. આહાર, નિદ્રા, ભય, રતિભોગથી પર તેમની દૃષ્ટિ જતી નથી. જેમ જેમ બુદ્ધિનો વિકાસ થતો જાય છે ને જીવન વધારે ને વધારે સંસ્કારી થતું જાય છે તેમ તેમ સુખના આદર્શમાં પણ ફેરફાર થવા માંડે છે. બુદ્ધિશાળી અને શ્રેષ્ઠ મનુષ્યને સાહિત્યમાં, નૃત્ય-સંગીત કે ચિત્રકળાના તરંગોમાં મહાલવામાં આનંદ પડે છે. આ સૂક્ષ્મ ભોગવાસના પણ જ્યારે તૃપ્ત થાય છે ને વિચારમર્યાદા વધારે ગહન ને વિશાળ થાય છે, ત્યારે મનુષ્યને સંયમમાં, વાસના-

ના ક્ષદતર ત્યાગમાં, ઉપાસનામાં, ધ્યાનમાં, નિદિધ્યાસનમાં આનંદ પડે છે.

સામાન્ય રીતે સુખદુઃખના ત્રણ ભેદો પાડવામાં આવે છેઃ આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક–સ્થૂળ પદાર્થોના સંયોગ–વિયોગથી જે સુખ દુઃખ ઉત્પન્ન થાય છે તે આધિભૌતિક કહેવાય છે. દૈવની ઇચ્છાથી જે સુખદુઃખ આવી પડે તે આધિદૈવિક અને બાકીના સર્વને આધ્યાત્મિક એવી સંજ્ઞા આપી શકાય. બીજી રીતે સુખદુઃખના માનસિક અને શારીરિક એવા પણ વિભાગો પાડી શકીએ. આપણને સુખ તથા દુઃખનું જે સંવેદન થાય છે તે શરીર અથવા તો સીધી રીતે મનનાં કરણો દ્વારા થાય છે, તેથી ત્રિવિધ વર્ગીકરણ કરતાં આ દ્વિવિધ વર્ગીકરણ વધારે સરલ છે.

વાસ્તવિક દૃષ્ટિએ સુખદુઃખની ભાવના મનઃકલ્પિત જ છે, શારીરિક સુખદુઃખનું જ્ઞાન પણ આપણને મન દ્વારા જ થાય છે. નિદ્રાવસ્થામાં શરીરસ્થ સુખદુઃખના અનુભવો જણાતા નથી; તેમ જો મનોબળ બરોબર કેળવ્યું હોય તો અત્યંત વ્યાધિગ્રસ્ત સ્થિતિમાં પણ સમત્વ રાખી શકાય છે. એટલે દ્વિવિધ વિભાગ કરતા પણ સુખદુઃખ કેવળ માનસિક જ છે એમ કહેવું તે વધારે યુક્તિયુક્ત છે. એક જ પદાર્થ આપણને આજ સુખ આપે છે અને બીજે સમયે તે દુઃખદાયક નીવડે છે. શીતળ જળ ઉનાળામાં આનંદ આપે છે, અને શિયાળામાં ત્રાસ આપે છે. ક્ષુધાતુર મનુષ્યને અન્ન મળવાથી તૃપ્તિ થાય છે, પેટ ભરેલું હોય તો તે દુઃખ આપે છે. બચપણમાં જે પદાર્થો પ્રિય હોય છે તે પુખ્ત વયે નીરસ થઇ જાય છે. અમુક પદાર્થ કાયમ માટે સુખદુઃખ આપે એવો કાંઈ અચલ નિયમ નથી.

આ જગતમાં હરકોઈ સુખની પાછળ દુઃખ તેની છાયારૂપે રહેલું જ હોય છે. તેમને છૂટાં કરી શકાતાં જ નથી, કારણ કે તે એક સિક્કાની બે બાજુઓ સમાન છે. જીવનની સાથે જ મૃત્યુ પણ હોય છે. જ્ઞાનઅજ્ઞાન, સુખદુઃખ, હર્ષશોક, માનઅપમાન શુભઅશુભ, ઇત્યાદિ દ્વંદ્વો પરસ્પર સંગે જ રહે છે; કારણકે આપણા અસ્તિત્વનો મૂળ પાયો જ વિરુદ્ધભાવ છે; તેનું મંડાણ જ વિરોધાભાસ ઉપર રચાયેલું છે, અને તેની વચમાં રહીને જ આપણે સર્વત્ર વિચરવાનું છે. સંસારમાં વસ્તુસ્થિતિ દ્વંદ્વરહિત હોય તે કદાપિ શક્ય જ નથી. આનું કારણ એ જ છે કે તેઓ એકબીજાથી ભિન્ન નથી; પણ એક જ વસ્તુનાં જુદાંજુદાં સ્વરૂપો છે. આ દ્વંદ્વોની અંદર પ્રતીત થતી વિરુદ્ધતા પ્રકારગત નથી, પણ પ્રમાણગત છે.

અસત્ય લૌકિક વિષયોમાં પણ જે આપણને ક્ષણિક સુખ મળે છે તેનું કારણ ચિત્તની વિષયભોગમાં સ્થિરતા છે. અમુક વાસના ઉત્પન્ન થઇ કે તે ચીજ પ્રાપ્ત કરવાની વૃત્તિ હોય છે. મેળવ્યા પછી ભોગવતાં તેમાં ચિત્ત એકાગ્ર થય છે, અને તે સમયે ચિત્તમાં આત્માનું પ્રતિબિંબ પડવાથી સુખનો અનુભવ થાય છે, પણ મન અને વિષયો બન્ને પરિવર્તનશીલ હોવાથી આ અનુભવ ચિરસ્થાયી રહેતો નથી. આ ઉપરથી જ શ્રી મનુ ભગવાને કહ્યું છે કેઃ—"પદાર્થોના ઉપભોગોથી કામ શાંત થતો નથી; ઊલટો હોમેલાં દ્રવ્યોથી અગ્નિ જેમ વધે છે, તેમ ફરી ફરીને વધતો જ જાય છે." "ધનનો વરસાદ વરસે તો પણ કામની તૃપ્તિ થતી જ નથી, અને સ્વર્ગનાં સુખ મળે તો પણ કામી પુરુષોને કામવાસનાની તૃપ્તિ સિવાય અન્યત્ર શાંતિ થતી જ નથી." આ પ્રમાણે સુપ્રસિદ્ધ બૌદ્ધ ગ્રંથ "ધમ્મપદ"માં કહેલું છે. વિષયવાસનાની તૃપ્તિમાં નિત્યાનંદની પ્રાપ્તિ ન થવાથી જ પ્રત્યેક મનુષ્યને હંમેશ એવો ખ્યાલ રહે છે કે "હું દુઃખી છું."

આટલા વિવેચન ઉપરથી આપણે એ નિર્ણય ઉપર આવી જઇએ છીએ કે એકની એક જ વસ્તુ આપણને જુદે જુદે વખતે સુખકર અથવા દુઃખકર જણાય છે, અને સુખદુઃખના આદર્શો ભિન્ન ભિન્ન મનુષ્યોના ભિન્ન ભિન્ન હોય છે. આંતારક વિકાસથી આ આદર્શોમાં પરિવર્તન થયા કરે છે. સુખદુઃખની ભાવનાઓ મનઃકલ્પિત જ છે; તેથી સંસાર સુખમય છે કે દુઃખમય છે એમ કહેવું ઉચિત નથી. સુખદુઃખનો આધાર મનની સ્થિતિ ઉપર છે. સંસાર ઉપર નહિ. બીજું અનુમાન આપણે એ પણ કરી શકીએ છીએ કે આપણી સર્વ પ્રવૃત્તિ સુખપ્રાપ્તિના

ઉદ્દેશથી પ્રેરાય છે; પણ શ્રેય શું અને પ્રેય શું એની પરીક્ષા કરવામાં ભૂલચાપ થવાથી આપણે પ્રકૃતિના ગુલામ તરીકે દિવસો વ્યતીત કરીએ છીએ.

સુખદુઃખનો આધાર મનની સ્થિતિ ઉપર જ હોવાથી, આપણે હિંમતથી કહી શકીએ કે સુખી થવું કે દુઃખી થવું તે આપણા જ હાથમાં છે. દુઃખની વૃત્તિઓનું આપણે વિરોધી વૃત્તિઓથી સુખમાં પરિવર્તન કરી શકીએ. આમ કરવામાં અત્યંત સંકલ્પબળની આવશ્યકતા બેશક છે જ. આધિભૌતિક સુખદુઃખનો અનુભવ લેવામાં પણ કેવળ ઇન્દ્રિયો મનની સહાયતા વિના કાંઈ કરી શકતી નથી. ચક્ષુ રૂપ જુએ છે તે મન કરી જુએ છે, ચક્ષુ વડે નહિ. આપણું મન બીજે રોકાયેલું હોય તો આપણે ઉઘાડી આંખે પણ કાંઈ જોઈ શકતા નથી. આ અનુભવ તો ઘણાને થાય છે. આધ્યાત્મિક સુખદુઃખ તો કેવળ માનસિક જ છે. આમ હોવાથી મનોનિગ્રહ કરવાથી સુખદુઃખનો નિગ્રહ પણ સંભવે છે. શ્રી મહાભારતમાં જણાવેલું છે કે દુઃખનું સર્વોત્તમ ઔષધ એ છે કે તેનું અનુચિંતન ન કરવું. શ્રી પાતંજલ યોગદર્શનમાં પણ પ્રતિપક્ષ ભાવનાથી યોગવિરોધી વિચારોને નષ્ટ કરવા એમ કહેલું છે. સ્વસ્વરૂપનું ચિંતન કરવાથી, નામસ્મરણથી ધ્યાનથી, તિતિક્ષાથી અથવા ગમે તે રીતે ઊલટો વિચાર કરવાથી દુઃખની ભાવના નાબૂદ થઈ જાય છે. આ પ્રમાણે અભ્યાસથી ચિત્ત સમત્વ પ્રાપ્ત કરે છે અને શારીરિક અથવા માનસિક દુઃખોથી ચલાયમાન થતું નથી.

આ પ્રમાણે સાધના કરવાથી મર્યાદિત સમત્વ પ્રાપ્ત થઈ શકે છે ખરું, પણ સુખદુઃખની ભાવનાઓનું મૂળ કારણ શોધી તેને જડમૂળથી ઉખેડી નાખવામાં ન આવે ત્યાં સુધી પૂર્ણ અને અવિચ્છિન્ન સમતામાં સ્થિતિ શક્ય નથી.

આત્મા સચ્ચિદાનંદસ્વરૂપ છે. તેની અંદર સુખદુઃખના વિકારો કેવી રીતે અને શા માટે દેખાય છે તે અતિપ્રશ્ન છે. આપણી બુદ્ધિની પર છે. તાત્ત્વિક દૃષ્ટિએ આત્મામાં અવિદ્યા ક્યાંથી અને કેમ આવી તે અનિર્વચનીય છે. તેવી જ રીતે ભાવનાત્મક દૃષ્ટિએ આ સુખદુઃખના અનુભવોનો પ્રશ્ન પણ અવર્ણનીય છે. આ બન્ને પ્રશ્નો મૂળમાં એક જ છે. દૃષ્ટિભેદથી પૃથક્ પૃથક્ દેખાય છે. તાર્કિક દૃષ્ટિથી જોતાં આ પ્રશ્નો જ સ્વવિરોધી ને ભ્રાંતિપૂર્વક છે.

સર્વ દ્વંદ્વોનું આદિકારણ અવિદ્યા છે. અનિત્ય, અપવિત્ર, દુઃખ અને અનાત્મામાં નિત્ય, પવિત્ર, સુખ અને આત્મબુદ્ધિ તેનું નામ અવિદ્યા. અવિદ્યામાંથી અસ્મિતાની, દેહાત્મબુદ્ધિની, મર્યાદિત અહંતાની ઉત્પત્તિ થાય છે. પુરુષ દ્રષ્ટા અને જોવાનું સાધન બુદ્ધિ—એ બન્નેને એક માની લેવાં તેનું નામ અસ્મિતા.

આત્મા સ્વરૂપથી શુદ્ધ, નિત્ય, પવિત્ર, અનંત અને અમર છે. અંતઃકરણનો ઉપયોગ આત્મા જગતને જોવા તથા અનુભવવા કરે છે. આત્મા અને તેનાં સાધનો ભિન્ન છે, છતાં એક તરીકે માની લેવાથી દ્વંદ્વો દેખાય છે. જ્યાં સુધી અસ્મિતા રહેવાની ત્યાં સુધી પૂર્ણાનંદની પ્રાપ્તિ શક્ય નથી, એ તો નિર્વિવાદ વાત છે.

સાંત પદાર્થના વિચારની સાથે જ મનને અનંતનો વિચાર કરવાની ફરજ પડે છે. એક બાજુનો માનસિક અનુભવ સાચો હોય તો બીજી બાજુનો પણ સાચો માનવો જ જોઈએ. બંનેની કિંમત સરખી જ ગણવી જોઈએ. કાં તો બંનેને માન્ય રાખવા, કાં તો બંનેને છોડવા. જ્યાં સુધી પરિમિત અહંતાનું જ્ઞાન છે ત્યાં સુધી અપરિમિત અસ્તિત્વની ભાવના પણ રહેવાની જ, અને તેને જાણવાની જિજ્ઞાસા પણ રહેવાની જ. જિજ્ઞાસાની તૃપ્તિ ન થાય ત્યાં સુધી અશાંતિ પણ રહેવાની જ. એથી જ સર્વ ધર્મોપદેશકો સર્વ પ્રકારનાં દુઃખમાંથી છૂટવાનો એક જ ઉપાય બતાવે છે અને તે આત્મજ્ઞાન છે. આ ધ્યેયની પ્રાપ્તિ માટે વિવેકની, વૈરાગ્યની, અહંતા ને મમતાના ત્યાગની અનિવાર્ય આવશ્યકતા છે.

આત્મા અવિનાશી અને શુદ્ધ છે, અને સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ શરીરથી માંડીને વિશ્વના સર્વ વિષયો દૃષ્ટ યા અદૃષ્ટ, પરાધીન ને પરિવર્તનશીલ છે એવો અડગ નિશ્ચય તેનું નામ વિવેક.

વૈરાગ્યનો અર્થ બરોબર સમજવાની અત્યંત આવશ્યકતા છે. વૈરાગ્ય એટલે આત્મહત્યા કરવી

પોતાની જાતને સંકુચી નાખવી, બાહ્ય જીવનમાં પશુ તરીકે રહેવું, સ્વધર્માનુસાર પ્રાપ્ત થયેલાં કર્મનો ત્યાગ કરવો એમ નથી; પણ જગતમાં સર્વત્ર બ્રહ્મદર્શન કરવું, પ્રવૃત્તિમાં નિવૃત્તિમય થઈ ને રહેવું, જગતના પ્રાકૃત સ્વરૂપને ઓળખવું-વાસ્તવમાં આત્મા સિવાય કાંઈ જ નથી એવો સતત્ અનુભવ કરવો, પદાર્થ માત્રને પ્રભુથી આચ્છાદિત કરવા, આપણા મનઃકલ્પિત જગતને ત્યજવું, સ્ત્રી, પુત્ર, સગાંવહાલાં અને સર્વ પ્રાણીઓમાં એક જ પ્રભુ બિરાજમાન છે એ ભાવના દઢ કરવી; જીવનમાં, મૃત્યુમાં, સુખમાં, દુઃખમાં પ્રભુ એક સરખી રીતે અસ્ખલિત ભાવે વિલસી રહ્યો છે, આપણી કલ્પના અજ્ઞાનજન્ય છે, આવી રીતે સર્વત્ર આત્મદર્શન કરીને જીવન અને તેનાં દુઃખોનું નિવારણ કરવાની સર્વ ધર્મોની સલાહ છે.

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણની પરિભાષામાં સંસારમાં 'મહાકર્ત્તા, મહાત્યાગી, મહાભોક્તા' તરીકે રહેવાથી જ સમગ્ર દુઃખની આત્યંતિક નિવૃત્તિ ને પરમાનંદની પ્રાપ્તિ થાય છે.

મનનશીલ, યોગનિષ્ઠ, અહંકારરહિત, રાગદ્વેષ વગરના થઇ, સર્વ ઉદ્વેગનો ત્યાગ કરી, સર્વ કર્મ સ્વધર્માનુસાર કરવાં; સર્વમાં આસક્તિરહિત થઇને કર્તૃત્વભાવનાનો ત્યાગ કરીને, સાક્ષીની પેઠે રહેવું. શોક અને હર્ષને મનમાં પ્રવેશ કરવા દેવો નહિ; નિર્વિકાર સન્માત્ર આત્મદર્શનથી મનને શાંત રાખવું; બાહ્ય કર્મથી શુભ યા અશુભ ફળ થાય તોપણ સમતાનો ત્યાગ ન થવા દેવો, આ પ્રમાણે વર્તન કરનાર 'મહાકર્ત્તા' કહેવાય છે.

જે જે પદાર્થો પ્રારબ્ધથી પ્રાપ્ત થાય તેને સ્વધર્માનુસાર ભોગવવા. તેમાં દ્વેષ અથવા ઇચ્છા કરવી નહિ. ઇંદ્રિયો વડે વિષયોને ગ્રહણ કરવા છતાં, અસંગ, અદ્વૈત, આત્મામાં નિષ્ઠા રાખી કર્મ કરવું; સઘળા લોકવ્યવહારને અનિચ્છાથી સાક્ષીની પેઠે જોવો; સુખદુઃખ, માનઅપમાન, જયપરાજય વિષે પણ બુદ્ધિમાં વિક્ષેપ ઉત્પન્ન થવા દેવો નહિ. જન્મ, મૃત્યુ, સંપત્તિ, આપત્તિ, સમૃદ્ધિ, દારિદ્ર્ય-સર્વમાં બ્રહ્મદૃષ્ટિ રાખીને એકસરખો આનંદ અનુભવવો; સરસ, નીરસ, સુખકર ને દુઃખકર પદાર્થોમાં સમાનવૃત્તિ રાખવી. આ સ્થિતિવાળો મનુષ્ય 'મહાભોક્તા' કહેવાય છે.

આત્મા પરમાનંદ, પૂર્ણ તથા અદ્વિતીય છે એ ભાવના દઢ કરવી; તેનો અનુભવ કરવો; તેમાં સતત સ્થિતિ રાખવી; ધર્મ, અધર્મ, સુખ, દુઃખ, જન્મ, મરણ, અહંતા, મમતા, સઘળાંને મિથ્યાબુદ્ધિથી ત્યજવાં; સર્વ શંકાઓ, સંકલ્પોને ત્યજવાં; દેહ, મન, બુદ્ધિ, ઇન્દ્રિયોની સત્તાથી પર જઈ તેમાંથી ઉત્પન્ન થતાં દ્વંદ્વોનો ત્યાગ કરવો; સર્વ દૃશ્ય કલ્પનાનો બાહ્ય દૃષ્ટિથી ત્યાગ કરવો; જેને એ નિશ્ચય છે કે 'મને દેહ નથી, જન્મ નથી, હું તો સચ્ચિદાનંદસ્વરૂપ જ છું' તે 'મહાત્યાગી' છે.

આ પ્રમાણે સ્વસ્વરૂપમાં સ્થિત થઇ, નિરહંકારપણાને પ્રાપ્ત થઈ, મનથી, વાણીથી, શરીરથી સર્વ કર્મ કરવા છતાં પણ સુખદુઃખના દ્વંદ્વની પર થવાય છે.

જગત સુખમય નથી તેમ દુઃખમય પણ નથી. આપણી માનસિક અવસ્થા તેને સુખમય કે દુઃખમય બનાવે છે. અભેદવાદ જગતને દુઃખમય માનતો નથી. જગત તો આત્માનો વિવર્ત્ત છે, તેથી આનંદમય જ છે. વિવર્ત્તન પામતા નામરૂપાત્મક પદાર્થોમાં સત્યતાનો ખ્યાલ આવતાંવેંત જ વાસના અને આસક્તિ ઉદ્ભવે છે ને દુઃખ ઉત્પન્ન કરે છે. જ્ઞાન દ્વારા એકાકાર અભેદ અનુભવવામાં જ કૃતકૃત્યતા છે.

પાશ્ચાત્ય દુઃખવાદ તો નિવૃત્તિમાર્ગ છે; તેનું પર્યવસાન આત્મહત્યા કરી, સંસારમાંથી ક્યારે નીકળી જવાય તે સાધવા ઉપર છે; પણ અદ્વૈતમાર્ગ સર્વપ્રવૃત્તિમાં સ્વરૂપાનુસંધાન પામી, દ્રષ્ટારૂપે અભેદમયતામાં વિહરવા ઉપર ભાર મૂકે છે. એકને ઉદાસીનતા, નિરાશા જ ગ્રાહ્ય છે, બીજાને જ્ઞાનયોગજન્ય આનંદ ગ્રાહ્ય છે. અહંતાને પ્રાધાન્ય આપવામાં જ સર્વ દુઃખની ઉત્પત્તિ છે એવો અભેદવાદનો અચળ સિદ્ધાંત છે.

શ્રી મનુ ભગવાને પણ કહ્યું છે કેઃ—'જે પરવશ તે દુઃખ અને આત્મવશ તે સુખ, એ સંક્ષેપમાં દુઃખનું લક્ષણ જાણવું.'

(અહીં સચ્ચિદાનંદસ્વરૂપ આત્મા, મન, બુદ્ધિ, શરીર, અહંતા તથા બાહ્ય દૃષ્ટ અને અદૃષ્ટ વિષયોને અધીન થાય ત્યારે જ દુઃખનો અનુભવ થાય છે એ અર્થ લેવાનો છે. 'હું નામરૂપાત્મક પદાર્થોથી નિર્લેપ છું' એવું અભિધાન થતાંની સાથે જ સર્વ દુઃખોની આત્યંતિક નિવૃત્તિ થાય છે )

જીવન-પ્રકાશ




## લગ્નનો મુખ્ય હેતુ

લેખક : શ્રી. ગટુલાલ ગો. ધ્રુ

થોડા વખત ઉપર વિલાયતનાં છાપાંમાં એક અગત્યના સામાજિક મુદ્દા વિષે ભારે ચર્ચા ચાલી હતી. કોઇ સ્ત્રી અગર પુરુષ લગ્ન કરીને દંપતી તરીકે જીવન ગાળવા છતાં સંતતિની ઇચ્છા ન હોવાને કારણે કૃત્રિમ સાધનોની મદદથી સંતતિનિરોધ કરે તો, અને તે દંપતીમાંની જે વ્યક્તિ આ બાબતમાં સંમત ન હોય અને તેનો વિરોધ કર્યા છતાં તે સફળ ન થાય તો તેને લગ્નવિચ્છેદનો હક મળે કે નહિ અને એવા કારણસર લગ્નવિચ્છેદ થઈ શકે કે કેમ તે આ ચર્ચાનો વિષય હતો.

આ ચર્ચા માત્ર ચર્ચા ખાતર જ નહિ પણ એ મુજબની વાસ્તવિક રીતે ફરિયાદ થવાને કારણે ઉપસ્થિત થઈ હતી. આ બાબતમાં જુદા જુદા ન્યાયાધીશોના જુદા જુદા મત હતા. અમીરોની પાર્લામેન્ટનો જુદો મત હતો. લૉર્ડ ચૅન્સેલરનો જુદો મત હતો. જાહેર છાપાંના અગ્રલેખમાં આની તરફેણમાં તેમજ વિરુદ્ધમાં તીવ્ર મતભેદ જણાતો હતો. છાપાંમાંનાં ચર્ચાપત્રોમાં પણ બહુ સ્પષ્ટ રીતે વિરુદ્ધમાં અને તરફેણમાં પ્રજામત વહેંચાયેલો જણાતો હતો.

અમીરોની સભા (હાઉસ ઑફ લૉર્ડ્ઝ)નો એવો ચુકાદો હતો કે સંતતિ રોકવાનાં કૃત્રિમ સાધનોના ઉપયોગથી લગ્નવિચ્છેદનો હક મળતો નથી, કારણકે એવાં સાધનોનો ઉપયોગ કરનારે લગ્નના હક પૂરા ન કર્યા એમ ગણી શકાય નહિ. સને ૧૯૪૫ માં અપીલ કોર્ટે એવો ચુકાદો આપ્યો હતો કે કોઇ પતિ એ જાતનાં કૃત્રિમ સાધનોનો આગ્રહ રાખે તો તેની પત્ની લગ્નવિચ્છેદની હકદાર થાય છે, તે ચુકાદો અમીરોની સભાએ પ્રમાણ તરીકે સ્વીકાર્યો ન હતો. ખ્રિસ્તી ચર્ચ અને જાહેરજનતાનો મત લગભગ સરખો હતો કે એવાં સાધનોનો આગ્રહ રાખનાર દંપતીઓમાંની એક વ્યક્તિના એ કાર્યને કારણે બીજી વ્યક્તિને લગ્નવિચ્છેદ મળવો જોઈએ. પ્રજોત્પાદન એ લગ્નનો મુખ્ય હેતુ છે (Procreation of children is the principal aim of marriage) એવો મત પ્રજાના મોટા ભાગનો અને ચર્ચનો, ખાસ કરીને રોમન કૅથલીક ચર્ચનો હતો. રોમન કૅથલીક ચર્ચના મત મુજબ (પોપ અગિયારમા પાયસે જાહેર કર્યું હતું તે મુજબ) એ જાતનાં કૃત્રિમ સાધનોનો ઉપયોગ એ નીતિભ્રષ્ટતાનું અને શરમજનક કાર્ય ગણાય. ડૉ. મેરી સ્ટોપ્સે જ્યારે કૃત્રિમ સાધનોની ભલામણ કરી હતી ત્યારે ચર્ચનો પ્રબળ વિરોધ થતો હતો એ જાણીતી વાત છે.

સને ૧૯૩૭માં ઇંગ્લંડમાં એક એવો કાયદો પસાર થયો હતો કે પતિપત્નીમાંથી કોઇ શરીરસંબંધની ઇરાદાપૂર્વક ના પાડે તો તે લગ્નના હક પૂરા કરવાની ના પાડ્યા બરાબર ગણાય. (Willful refusal to permit the matrimonial act.) પરંતુ અમીરોએ પોતાનો ચુકાદો એવા મુદ્દા ઉપર આપ્યો હતો કે કૃત્રિમ સાધનો વાપરવાં તે શરીરસંબંધની ના પાડી એમ કહી શકાય નહિ. લૉર્ડ ચૅન્સેલરે એવો મત જણાવ્યો હતો કે પ્રજાના સામાન્ય મતને પોતે ટેકો આપતા નથી.

જે દેશોમાં વસતિ મોટા પ્રમાણમાં ઘટતી જતી જણાય છે, અને વસતિના વધારાની જરૂર જેમને બીજા દેશો સામે યુદ્ધમાં લશ્કરમાં માણસો મેળવવા ખાતર અગર તો કારખાનામાં બીજી મજૂરી માટે કામદારોની મોટી સંખ્યા મેળવવા માટે ખાસ જણાય છે, તે દેશોમાં આ ચર્ચા વધારે આગ્રહપૂર્વક ચલા-

વવામાં આવે છે. હિન્દ જેવા દેશમાં જ્યાં વસ્તી જોઈએ તે કરતાં ઘણી વધારે થતી જાય છે અને પરિણામે ગરીબાઈ પણ વધતી જાય છે, ત્યાં એ પ્રશ્નને પશ્ચિમના દેશોની દૃષ્ટિએ જોવાની જરૂર ઉપસ્થિત થતી નથી.

સંતતિનિયમન અગર સંતતિનિરોધના પ્રશ્નનો વિચાર કરતાં અગાઉ ઉપર જણાવેલા એક મતનો વિચાર કરવાની જરૂર છે. પ્રજોત્પત્તિ એ લગ્નજીવનનો મુખ્ય હેતુ છે? લગ્નસંબંધને પરિણામે પ્રજોત્પત્તિ થાય એ સ્વાભાવિક ક્રમ છે. પ્રજોત્પત્તિ લગ્નજીવનમાં જ થાય એ જાતની મર્યાદાનો નિયમ સમાજના કલ્યાણ અને સ્વાસ્થ્ય માટે અતિ આવશ્યક છે. સંતાન એ દંપતીજીવનમાં પતિપત્નીના ગાઢ પ્રેમનું ઘણી વખતે સૂચક અને પ્રેમનો પરિપાક છે.-('ઘણી વખત' એટલા માટે કે રોજ કલહ કરનારાં જેમના મનનો મેળ જરા પણ ન મળતો હોય એવાં, એકબીજા પ્રત્યે જરા પણ પ્રેમની કે કૂણી લાગણી લેશ માત્ર ન હોય તેવાં દંપતીને પણ કેવળ પશુતુલ્ય હવસને પરિણામે સંતતિ તો થાય છે.) પરિણીત જીવનમાં બાળક એ ઉન્નત આનંદ આપનાર અને ગૃહસંસારનો ભાર ઉપાડવામાં ઉત્સાહપ્રેરક બને છે. સૃષ્ટિક્રમ ચલાવવા માટે પ્રજોત્પત્તિ આવશ્યક છે. આ બધી વાસ્તવિક હકીકત સ્વીકારવા છતાં લગ્નજીવનનો એ મુખ્ય હેતુ છે એમ સાબિત થતું હોય એમ મને લાગતું નથી. લગ્નજીવનના અનેક શુભ હેતુઓમાંનો એક હેતુ પ્રજોત્પત્તિ છે એમ કહી શકાય. સંતાન ન હોવાને કારણે લગ્નજીવનના હેતુની નિષ્ફળતા સાબિત થતી નથી. પતિપત્ની પોતાના આત્માની એકતા સાધે, આત્માની ઉન્નતિ સાધી શકે, જીવનનાં સર્વ કાર્યોનો ભાર પ્રેમપૂર્વક અને આનંદથી વહેંચી લે, બૌદ્ધિક પ્રગતિ સાધવામાં એકબીજાનાં સહાયક થાય, સ્ત્રી અને પુરુષ બે વિભિન્ન જાતિઓ એકબીજાની ઉણપો પૂરી કરે, ગૃહ અને સમાજમાં આદર્શજીવન વ્યતીત કરવામાં એકબીજાને મદદગાર થાય, એકબીજાનાં નિત્ય વ્યવહારનાં સુખસગવડ સાચવે, ધર્મમાર્ગે જીવન અનુસરવામાં, આત્મામાં પરમ તત્ત્વનો સાક્ષાત્કાર કરવામાં એકબીજાને માર્ગદર્શક થાય. આ અને આવા અનેક ભવ્ય અને ઉચ્ચ હેતુઓ લગ્નજીવનને અંગે રહેલા છે. એટલે પ્રજોત્પત્તિને મુખ્ય હેતુ ગણી તે હેતુ સંતાન ન હોવાથી નષ્ટ થાય છે એમ માનવું એ ભૂલભરેલું છે. સંતતિ વિનાનું લગ્નજીવન એ નિષ્ફળ લગ્નજીવન છે એવું માનવું એ લગ્નજીવનના હેતુનું મહત્ત્વ ન સમજવા બરાબર છે.

સંતતિનિરોધ અને સંતતિનિયમન એ બે વચ્ચે મહત્ત્વનો તફાવત છે એ ધ્યાનમાં રાખવાની જરૂર છે. સંતાન થાય જ નહિ એવા ઉપાય લેવા તે સંતતિનિરોધ છે અને સંતાનની સંખ્યાનું અને બે સંતાનો વચ્ચેના સમયનું નિયમન કરવું તે સંતતિનિયમન છે. આર્થિક તથા શારીરિક સ્થિતિ અને સંતાનપાલન તથા ઉછેરની આવડત તથા જવાબદારીનો કાંઈ પણ વિચાર કર્યા વિના પ્રજોત્પત્તિ થયે જ જાય એ તો પશુ સમાન જીવન છે એ સર્વ કોઈ કબૂલ કરે છે. એટલે સંતતિની સંખ્યાનું અને પ્રત્યેક બાળકની વચ્ચેના સમયનું નિયમન એ આર્થિક દૃષ્ટિએ તેમ જ શારીરિક દૃષ્ટિએ અને બાળકના હિતની દૃષ્ટિએ પણ આવશ્યક બને છે. જેઓ સંતતિનું નિયમન સ્વીકારે છે તેઓ વચ્ચે મતભેદ એ નિયમનના માર્ગનો છે. સંયમ એ એક અમૂલ્ય અને ઉત્તમ માર્ગ છે એવો ઘણાનો મત છે. સંયમ એ હમેશાં ઉત્તમ સાધન જ હોય એમ ઘણા નિષ્ણાત ડૉક્ટરોનો-ખાસ કરીને પશ્ચિમના જે ડૉક્ટરોએ એ વિષયનો શરીરશાસ્ત્ર તેમજ માનવશાસ્ત્રની દૃષ્ટિએ ઊંડો અભ્યાસ કરેલો છે તેમનો-મત નથી. તેમ છતાં સંયમ એ ઉત્તમ સાધન છે એમ દલીલ ખાતર માનીએ તોપણ એ માત્ર આદર્શ રહે છે. વ્યવહારમાં અચૂક સાધન એ બની શકતું નથી. પતિપત્ની નિત્ય સાથે રહે, એકાન્તવાસમાં રહે, શારીરિક શક્તિ હોય, આરોગ્ય હોય, શારીરિક આકર્ષણો હોય, તેમ છતાં તેઓ સંયમ પાળી શકે એમ માનવામાં માનવસહજ મનોવૃત્તિઓના વ્યાપારનું વિસ્મરણ થાય છે. બુદ્ધિમાન, જ્ઞાનવાન, ઉચ્ચ ચારિત્ર્યના અને ધીર ગંભીર પ્રકૃતિના માણસો પણ જે જાતનો સંયમ પાળવાને અશક્ત જણાયા છે, ઇતિહાસ-પુરાણ અને નિત્યના અનુભવમાં એવાં અસંખ્ય દૃષ્ટાન્તો પડેલાં છે, તે જાતના સંયમની સામાન્ય માણસો-

જનતાના મોટા ભાગ, પામે આશા રાખવી વ્યર્થ છે. સંતતિનિયમનની જે કક્ષાની જનતા માટે સહુથી વધારે આવશ્યકતા છે–નિર્ધન, કંગાલમનુષ્યો, શરીરે દુર્બળ માણસો, બુદ્ધિ, શિક્ષણ અને સંસ્કારરહિત માણસો જે જનતાના મોટા ભાગના માણસો છે–તેમને માટે તો આ જાતનો સંયમ અશક્ય છે. આપણા સમાજમાં સંતતિનિયમન માટે કેટલાક સામાજિક રિવાજો એવા યોજવામાં આવ્યા છે કે જેથી બે બાળકોના જન્મ વચ્ચેનો સમય છેક ટૂંકો ન થઈ જાય. તેમ છતાં એ યોજના સર્વ રીતે સફળ થઈ નથી. અને અત્યારના જમાનામાં આર્થિક અને બીજા સંજોગો તથા પરિસ્થિતિને કારણે એ જાતના યોજેલા નિયમોનું પાલન સર્વથા શક્ય નથી રહ્યું.

એટલે જો સંતતિનિયમન આવશ્યક હોય અને તે આવશ્યક છે એ તો સહુ કબૂલ કરે છે તો કોઈ કૃત્રિમ ઉપાયોનું અવલંબન એ એક જ માર્ગ રહે છે. આ કૃત્રિમ ઉપાયો શાસ્ત્રીય હોય, નુકસાનકારક ન હોય, મોંઘા ન હોય, સરળ રીતે અને ડાકટરી મદદ વિના ઉપયોગ કરી શકાય એવા હોય અને લગભગ સર્વાંશે સફળ રીતે અસરકારક હોય એ અગત્યનું છે. આ બાબતમાં વૈજ્ઞાનિકો અને નિષ્ણાત ડોકટરો સાચી સલાહ આપી શકે અને માર્ગદર્શન કરી શકે.

આવાં સાધનોનો દુરુપયોગ થવાનો સંભવ છે એ સ્વીકારવું જોઇએ. દુરુપયોગ થાય છે એ પણ હકીકત છે. તેમ છતાં, કોઈ પણ સાધનનો દુરુપયોગ થાય–અગર થઈ શકે તેટલા જ કારણે એનો યોગ્ય રીતે અને આવશ્યક સંજોગોમાં પણ ઉપયોગ ન કરવો, અગર ઉપયોગ થતો અટકાવવો કે તેનો વિરોધ કરવો એ બરાબર નથી. એ જાતનાં સાધનોનો દુરુપયોગ થતો અટકાવવાના માર્ગ પણ યોજવામાં આવ્યા છે. પરંતુ એ વિગતોની બાબત છે એટલે એની ચર્ચા અહીં નહિ કરીએ.

સંતતિનિરોધ વિશે વિચાર કરતાં એમ જણાય છે કે શારીરિક ખોડ કે ગાંડપણ જેવા વંશપરંપરામાં ઉતરે એવી શક્યતાવાળાં રોગી સ્ત્રી-પુરુષો, પોતાની એ જાતની ઉણપ અગર અશક્તિ કે કુદરતી સ્થિતિને કારણે લગ્ન કરે જ નહિ અને જીવનભર કુંવારાં રહે, તે કરતાં લગ્નજીવનમાં જોડાય અને શસ્ત્રોપચારથી કે સાધનોથી સંતતિનિરોધ કરે તો વધારે ઇષ્ટ ગણાય કે નહિ એ પ્રશ્ન વિચારવાનો રહે છે. ઉપર જણાવ્યું તેવી સ્થિતિનાં સ્ત્રીપુરુષો હૃદયવિહીન, કુદરતી આકર્ષણો અને વૃત્તિઓવિહીન, દંપતીસુખની વાંછનાવિહીન નથી હોતાં. તેઓ દંપતી બની અન્યોન્ય સુખી અને ઉન્નત જીવન ગાળી શકે એવી લાયકાત ધરાવતાં હોય છે અને તેવું જીવન ગાળવાની તેમની તીવ્ર ઇચ્છા હોય છે, પરંતુ તેમને સંતતિ થાય તો સમાજને શારીરિક કે માનસિક કારણે તે બોજારૂપ થાય, એટલે સમાજની તેમજ એમના પોતાના સ્વાસ્થ્યની દૃષ્ટિએ તેમને સંતતિ ન થવી જોઇએ એ જરૂરનું છે. તેવાં દંપતી લગ્નજીવનમાં જોડાય છતાં સંતતિનિરોધના ઉપાય યોજે એમાં તેમને પોતાને કે સમાજને નુકસાન નથી, પરંતુ લાભ છે એમ લાગે છે. એવાં સ્ત્રી–પુરુષો લગ્નજીવનથી–દંપતીજીવનના સુખથી શા માટે વંચિત રહે?

સંતતિનિયમન અને સંતતિ નિરોધ એના વિરોધની પાછળ એક પ્રકારની પ્રચ્છન્ન એવી સમજ રહેલી લાગે છે કે પતિ–પત્નીનો શરીરસંબંધ એ તેમને પતન કરાવનારું કાર્ય છે. એ જ મનોવૃત્તિને પરિણામે અખંડ બ્રહ્મચર્ય, 'આત્મલગ્ન' (દેહલગ્ન નહિ) જેવી ભાવના પ્રત્યે અતિશય ઉચ્ચ માનવૃત્તિથી જોવામાં આવે છે જગતના અનાદિકાળથી પ્રાણીમાત્ર અને વનસ્પતિમાં જે સનાતન નિયમ પ્રવર્તે છે તે જ નિયમને આધારે અને કુદરતની ઇચ્છાનુસાર નર અને નારીનું શારીરિક આકર્ષણ અને તેમનો શરીરસંબંધ એ કાર્ય ચાલ્યા કરે છે. માનવ સમાજે સમાજના કલ્યાણ અને સ્વાસ્થ્ય માટે એ સંબંધ પરિણીત દંપતીને માટે જ મર્યાદિત કર્યો છે. એ પ્રમાણેની મર્યાદા ન બાંધવામાં આવે તો માનવી પશુતામાં ધસડાઈ જાય. એ સનાતન અને સ્વાભાવિક નિયમ અને કાર્યમાં સશક્ત, નીરોગી, સંસ્કારી, બુદ્ધિમાન અને સર્વ રીતે સુયોગ્ય દંપતી માટે પતન જેવું, ઘૃણાત્મક કે ત્યાજ્ય જેવું કાંઈ જ નથી. એ દૃષ્ટિએ આ આખા પ્રશ્નનો વિચાર થવાની જરૂર છે.

આજકાલ સર્વ સ્થળેથી આપણે સાંભળીએ છીએ કે 'પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં' 'આર્ય' લગ્નની ભાવના પવિત્ર છે. સતીત્વ અને પતિસેવા એ આર્યલગ્નની સફળતાનો મુખ્ય પાયો છે...' આ અને આવી વાતો આપણા શાસ્ત્રમાં ઉપદેશાતી આવેલી ગણાવાય છે, અને હજારો વર્ષથી સમાજે સ્વીકારી છે. પરિણામે 'આર્યલગ્ન' જાણે કોઈ એક અનેખું જ લગ્ન હોય, એમાં સુખ-દુઃખનાં અને એની સફળતાનાં કોઈ વિશિષ્ટ માપ-તોલ હોય એમ આપણા મનમાં ઠસી ગયું છે.' 'પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં' અને 'આર્યલગ્નની પવિત્ર ભાવના' એ તો જાણે આપણા સમાજ અને સાહિત્યમાં કોઈ તિલિસ્માતી શબ્દો બની રહ્યા છે. આર્યલગ્નમાં જાણે મનુષ્ય-સ્વભાવ જ બદલી નાખવાની કોઈ દૈવી સિદ્ધિ હોય એમ આપણને મનાવવામાં આવે છે.




હકીકત તો એ છે કે આ બધું જ એક જબરું જુઠાણું છે-લોકોની આંખે અવળા પાટા બાંધનારી એક કારમી ઈન્દ્રજાળ છે. 'આર્યલગ્ન' જેવું કોઈ લગ્ન જ નથી. 'પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં એ બરાબર નથી અને આર્યલગ્નની પવિત્ર ભાવના જેવી કોઈ ચીજ કદાપિ-કાળે પણ હસ્તી ધરાવતી ન હતી-હસ્તિ ધરાવી શકે પણ નહિ.

'આર્યલગ્ન' જે ભાવના માગે છે એ ભાવના કોઈ પણ લગ્નને સફળ બનાવવાને બદલે નિષ્ફળ બનાવવા માટે પૂરતી છે. 'આર્યલગ્ન' એ એવો તો અશક્ય આદર્શ છે, કે જ્યાં વિરલ અપવાદ સિવાય કોઈ પહોંચ્યું નથી, ને પહોંચી શકે પણ નહિ ...

લગ્ન પોતે પવિત્ર નથી, અપવિત્ર પણ નથી, ને લગ્નની સફળતા માટે વૈયક્તિક માનસિક સ્થિતિ સિવાય બીજી કોઈ ચાવી પણ નથી. બીજો કોઈ તિલિસમ નથી. એ કરાર નથી, બંધન પણ નથી-માત્ર સ્વાભાવિક જાતીય આકર્ષણમાંથી નીપજતી જ રૂચિ છે: એનાથી ઓછું નહિ-વધારે પણ નહિ, લગ્ન એ સહકાર છે. હરકોઈ સહકારમાં જેની આર્થિક દશા વધારે, બંધનકારક, ને વધારે પરવશ, એને વધારે નમતું આપવાનું જ છે. હિન્દુ લગ્નમાં સ્ત્રીને એ રીતે નમતું આપવું પડે છે. એ કોઈ ધાર્મિક ફરમાન નથી, પણ સામાજિક યોજના છે.

જેને તમે 'આર્યલગ્ન' કહો છો એને ઝીણવટથી તપાસશો તો તમને દેખાશે કે પંથ પંથવાર જુદાજુદા રિવાજો છે, જુદી જુદી વિધિ છે— જુદીજુદી તરેહના સહકાર છે. એમાં સર્વસમાન વાત એક જ છે કે સ્ત્રીએ સતીત્વ જાળવવું ને પતિને પરમેશ્વર સમજી સેવા કરવી!

એ પ્રકારની સેવા સ્ત્રી જો ખરેખર સાચા દિલથી કોઈ પણ પ્રકારના સામાજિક કે આર્થિક બળાબળના વિચાર વગર આપે તો શું થાય?

સ્ત્રી એ માતા બને! પતિ એ પુત્ર બને! બીજું કાંઈ ન બને! આર્યલગ્નને નામે આજ દિનતક ઓળખાયેલી લગ્ન-સંસ્થા સ્ત્રી પાસેથી જે માગે છે તે તો જાણે પતિને માટે પત્નીને બદલે માતા જ માગતી હોય એમ દેખાય છે. એમ શુદ્ધ સ્વભાવની સતી એના પતિના દિલમાં પોતાના સતીત્વથી જે છાપ જમાવી શકે એનો આપણે વિચાર કરવા જેવું છે. નિષ્પક્ષ રીતે વિચાર કરતાં બરાબર લાગે છે કે, લગ્નને નિષ્ફળ કરવાને માટે જો વધારેમાં વધારે કાર્યસાધક પદ્ધતિ યોજાઈ હોઈ, ઉપદેશાઈ હોય તો તે આર્યલગ્નની છે.

વિચારશો તો તમને સમજાશે કે જે આર્ય-લગ્ન કહેવાય છે, એ કર્મ-માતા ને કર્મ-પુત્રનાં શારીરિક લગ્ન યોજે છે! એ લગ્નના આદર્શમાં જ સ્પષ્ટ વિરોધાભાસ છે. ને એ વિરોધાભાસનો બોજો માત્ર સ્ત્રી ઉપર જ પડે છે! પરિણામ એ આવ્યું છે કે દક્ષિણના અમેરિકનો ગુલામીની સંસ્થાનો જે દલીલોથી બચાવ કરતા હતા, એ જ દલીલોથી આપણે સતીત્વનો બચાવ કરીએ છીએ. સતીત્વના

ધાર્મિક મનાયેલા સિદ્ધાન્ત ઉપર શંકા સરખી લાવનારને આપણે ધિક્કારીએ છીએ. અને 'આદર્શ આર્યા' જેવી સ્ત્રી જગતભરમાં બીજે થઈ નથી તે થવાની નથી એવું કેવળ મિથ્યા ગુમાન આપણે ધરીએ છીએ.

આ જૂઠો આદર્શ છે. મનુષ્યસ્વભાવથી અસંગત છે. એ આચારમાં તો મુકાઈ શકાતો જ નથી, કેમકે વ્યવહારમાં તો 'સતીત્વ' અને 'આર્ય લગ્નની પવિત્ર ભાવના' એ સ્ત્રીની સ્વેચ્છામાંથી ફલિત થાય છે. સતીત્વ એ સ્ત્રીની ભાવનાને બદલે પતિનો કાયદેસર હક્ક મનાયો છે.

ને દુનિયાની કોઈ પણ બીજી ધારાપોથીમાં નથી એવા ફોજદારી કાયદાની વાડ 'સતીત્વ' આડે આપણે ભીડી છે. કડક ફોજદારી કાયદાથી જે આદર્શ નિભાવવા પડે એ આદર્શ નથી–કાયદા ઘડનારાઓની માનસિક અંધાધૂંધીની કેવળ જોર-તલબી જ છે, તે કેવળ સ્ત્રીની આર્થિક પરવશતાને કાયમી નિભાવી રાખવાની ઇન્દ્રજાળ જ છે.

હકીકત તો એ છે કે આર્યલગ્ન'ની પવિત્રતા એના આદર્શથી જળવાતી નથી, પણ હિન્દી ફોજદારી કાયદાથી જ જળવાય છે, ને આજનો જુવાન ચોરીમાં જ્યારે મંગળફેરા ફરે છે, ત્યારે એ અગ્નિની પ્રદક્ષિણા નથી કરતો-હિન્દી ફોજદારી કાયદાની પ્રદક્ષિણા ફરે છે.

—ગુણવંતરાય આચાર્ય

## મોટી ઉંમરે લગ્ન

કેટલીક વાર અવિવાહિત પુરુષને સ્ત્રી કાર્યકર્તાની મદદની જરૂર લાગે છે; વિધવા કે કુંવારી સ્ત્રીને પુરુષના આલંબનની જરૂર લાગે છે. માણસ ગમે તેટલો સ્વતંત્ર રહેવા ઇચ્છે, છતાં જીવનના કેટલાક પ્રસંગોમાં તેને કોઈની મદદની જરૂર લાગે છે: સમાજની જે સેવા કરવા તે નીકળ્યો હોય, તેની સિદ્ધિ માટેયે તેની જરૂર લાગે છે. કેટલીક અંગત મદદ સ્ત્રી જ પુરુષને આપી શકે છે, અને કેટલીક બળ, ધીરજ અને હૂંફ પુરુષ જ સ્ત્રીને આપી શકે છે, એમ મોટા ભાગનાં સ્ત્રી-પુરુષોની માન્યતા જણાય છે. આ માન્યતા નબળાઈની હોય, કાલ્પનિક હોય કે વહેમ હોય; પણ તે છે એમ સ્ત્રીકાર્યા વિના ચાલતું નથી. સમાજસેવા કરવામાંયે આવી હૂંફ શોધનારા ઘણાંખરાં સ્ત્રી–પુરુષોને કોઈ ને કોઈ સામી જાતિના સાથી મળી જાય છે. તે બન્નેને સાથે કામ કરવું ફાવે છે. બન્નેને એકબીજાને મદદ કરવી ગમે છે. તેની પાછળ શરૂઆતમાં જાગ્રતપણે કામવાસનાનું આકર્ષણ નથી હોતું. ઊંડે ઊંડે હોય, તો તે અજ્ઞાતપણે હોય છે, અને લાંબા પરિચય દરમિયાન જ માલમ પડે છે.

પણ જાગ્રત કામવાસના ન હોય, તોયે બન્ને વચ્ચે વિશેષ અથવા ખાસ મૈત્રી બંધાય છે ખરી. એટલે કે બીજા પરિચિત સામી જાતિના કાર્યકર્તાઓ કરતાં આ બે વ્યક્તિઓને પરસ્પર વધારે ફાવે છે, એકબીજાને સર્વે પ્રકારની મદદ કરવામાં બન્નેને વધારે ઉમંગ આવે છે; પરસ્પર મદદ લેવામાંયે ઓછો સંકોચ લાગે છે. બે એક જ જાતિની વ્યક્તિઓ હોય તો તેને આપણે ભાઈસમા મિત્રો અથવા બહેનપણીઓ કહીએ, અને તેમના આ ઘનિષ્ઠ સંબંધથી કશો ખોટો વિચાર ન લાવીએ; ઉલટી તેની કદર કરીએ. પણ વિજાતીય વ્યક્તિઓ વચ્ચે આવી મિત્રતા હોવાથી, અને બન્ને અવિવાહિત કે વિધુર–વિધવા હોવાથી, બન્નેને સાથે રહેવામાં અને કામ કરવામાં અનેક મૂંઝવણો ઉભી થાય છે. ધીમે ધીમે વધતો જતો પરિચય સ્ત્રી–પુરુષ-મર્યાદાના નિયમોનું પાલન ઢીલું કરાવે છે; બન્ને એકબીજાને ભાઈ–બ્હેન અથવા 'ધર્મનાં' ભાઈ–બ્હેન કહે છે. પણ સગાં ભાઈ–બ્હેન વચ્ચે ન હોય તેવી નિકટતા અને નિઃસંકોચતા અનુભવે છે. ઉઠવા–બેસવા, વાતચીત કરવા વગેરેમાં શિષ્ટાચારનો સંબંધ રહેતો નથી. આ વ્યવહાર આસપાસના લોકોની આંખે ચડે છે. ખરો કે ખોટો તેમને એમાં વિકારનો વહેમ આવે છે. જનસ્વભાવને અનુસરી તેઓ મોઢામોઢ પોતાનો વહેમ જણાવતાં નથી કે તે વ્યવહાર વિષેનો પોતાનો ગમો–અણગમો શરૂઆતમાં જ જાહેર કરતાં નથી. પણ અંદર અંદર કૂથલીઓ કરે છે, અને વાતો ફેલાવે છે. છેવટે તે બે વ્યક્તિઓ વિકૃત રૂપમાં પોતાની નિંદા થતી અનુભવે છે. બંન્નેનાં મન નાજુક હોવાથી, બન્ને દુભાય છે, ચિડાય છે, મુંઝાય છે. એકબીજાનો ત્યાગ કરી શકતાં નથી, કરવો યોગ્ય પણ લાગતો નથી; એકબીજા જોડે નિઃસંકોચપણે વર્તવાની જે ટેવ પડી, તે છોડી પાછું સંકોચ અને મર્યાદાનું પાલન કરવું પણ લગભગ અશક્ય થાય છે;

એ વાત ગળે પણ ઉતરતી નથી; અને સાથે જ લોકાપવાદ પણ સહન થતો નથી. બન્ને વયે સાવ જુવાન નહિ અને સાવ ઘરડાં નહિ એવાં હોવાથી બન્ને વિકારથી પર છે એમ પણ કહી શકતાં નથી, વિકારી છે એવુંયે સ્પષ્ટપણે અનુભવી શકતાં નથી; એટલી ઉંમરના માણસોએ—ખાસ કરીને સ્ત્રીએ પરણવું તે આપણા સમાજમાં લોકદષ્ટિએ ઠેકડી થાય એવું લાગે છે, તેથી તે કલ્પનાયે સહન થતી નથી; તો હિંમત ક્યાંથી થાય ?

મારો મત છે કે આવાં સ્ત્રી-પુરૂષોએ પરસ્પર વિવાહ કરી લેવાની જ હિંમત કરવી જોઈએ. કેવળ લોકાપવાદ ટાળવા માટે પણ આમ કરવામાં હું દોષ જોતો નથી. પણ લોકાપવાદ ટાળવા કરતાં આ પગલું વધારે ગુણો ધરાવે છે જે અન્યોન્યાશ્રય તેઓ શોધે છે, તેને મેળવવાનો તેઓ યોગ્ય માર્ગ રજૂ કરશે; જે સમાજસેવા તેઓ કરવા ઇચ્છે છે, તેને વધારે સીધી રીતે કરી શકશે; અને જો વિકાર કેવળ દબાયેલો રહ્યો હશે અને કોઈક દિવસ ધર્મનાં બંધનો તોડીને ફૂટવાનો સંભવ હશે, તો તેને ધર્મને અવિરોધી રીતે જ નીકળવાનો માર્ગ ઉઘાડો થશે. જો વિકાર નહિ જ હોય, તો વિવાહથી તે ઉભરાશે જ એમ માનવાની જરૂર નથી, વિવાહને પરિણામે બીજાં સ્ત્રીપુરૂષોને તેમની જોડે ભળવામાં અને વ્યવહાર કરવામાં ઓછો સંકોચ લાગશે; કારણકે જ્યારે એ વ્યક્તિઓના સંબંધ વિષે લોકોમાં વાજબી કે ગેરવાજબી શંકાની દૃષ્ટિ ઉભી થાય છે, ત્યારે બીજાં સ્ત્રીપુરૂષો પણ તેમની જોડે વિશ્વાસપૂર્વક ભળી શકતાં નથી.

અલબત્ત, આ સલાહનો અર્થ એ નથી કે દરેક લોકવાયકા કે પોતાના સાથીઓનીયે કુશંકાને ટાળવાનો હમેશાં આજ માર્ગ છે. ક્યારેક કુશંકા-નિંદા વગેરેને સહન જ કરી લેવાં જોઈએ. કોઈ વિવાહિત સ્ત્રીપુરૂષ વિષે કૂથલી ચાલે અને તે જો પાયા વિનાની જ હોય, તો તે શું કરે ? પોતાના શુદ્ધ વર્તનથી કાળાન્તરે શંકા ઓસરી જશે એમ વિશ્વાસ રાખી વર્ત્યા વિના બીજો માર્ગ ન હોય. તેમ અવિવાહિત સ્ત્રીપુરૂષે પણ સમજવું રહ્યું, પણ વિવાહિત કે અવિવાહિત બન્નેએ એ વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે શુદ્ધ વર્તનની ખાતરી યોગ્ય મર્યાદાઓના પાલનથી જ કરાવી શકાય, સ્વૈર વર્તનથી નહિ. જે કોઇ મર્યાદાપાલનમાં નથી માનતા, તે લોકાપવાદને પોતે જ ઉત્તેજન આપે છે. તેમને લોકાપવાદ પર રોષ કરવાનો અધિકાર નથી.

—કિશોરલાલ ઘ. મશરૂવાળા

## સાભાર સ્વીકાર

**'જય હિંદ'**: તંત્રી શ્રી. બાબુભાઇ વૈદ્ય, પ્રકાશન સ્થાન : કિતાબઘર પ્રિન્ટરી, રાજકોટ. વાર્ષિક લવાજમ રૂા. ૩૩, છૂટક નકલ દોઢ આનો. સૌરાષ્ટ્રના આ પહેલા જ દૈનિકને ભાવભીનો આવકાર આપતાં અમને આનંદ થાય છે. એનો ૨૪ પાનાંનો પ્રથમ અંક ઘણી આશાઓ આપી જાય છે. એના તંત્રી શ્રી. બાબુભાઇ વૈદ્ય એક જાગ્રત પત્રકાર હોવા ઉપરાંત સૌરાષ્ટ્રના લોક-જીવનના અચ્છા અભ્યાસી છે એટલે એમના તંત્રીપણા નીચે શરૂ થયેલું આ દૈનિક પોતાના ક્ષેત્રમાં સારું કામ કરી જશે એવી આશા બંધાય છે.

**'આવતીકાલ'**: તંત્રી શ્રી. કાળીદાસ સોમાણી, હિન્દ પ્રિન્ટર્સ લિ. પો. બો. નં. ૯૫, રાજકોટ, વાર્ષિક લવાજમ પાંચ રૂપિયા, છૂટક નકલ બે આના. ત્રણેક માસથી શરૂ થયેલું આ સાપ્તાહિક બીજાં સામયિકોથી કાયા, વિચાર અને રજૂઆત તેમ જ શૈલીની દૃષ્ટિએ જુદું પડે છે. આ નવા ભાઇબંધને પણ આવકારીએ છીએ.

**'વિકાસ'**: તંત્રી શ્રી. શિવલાલ જેસલપુરા એમ. એ. ૮૩૬/૧, માણેકચોક, અમદાવાદ. વાર્ષિક લવાજમ દેશમાં સાત રૂપિયા, પરદેશમાં સોળ શિલિંગ. છૂટક નકલ આઠ આના. વેપાર અને ઉદ્યોગના આ પખવાડિકનો નવમો અંક (તા. ૨૦-૩-૪૮ નો) સ્વ. મહાત્મા ગાંધીજી સ્મૃતિ અંક તરીકે પ્રકટ થયો છે. પ્રયાસ સ્તુત્ય છે.

**'દર્શન'**: દર્શન પ્રકાશન મંદિર, સ્ટેશન રોડ, પેટલાદથી પ્રકટ થતા આ માસિકનો બીજો અંક મળ્યો છે. શિષ્ટ અને વિચારપ્રેરક કૃતિઓ આપવાનો એનો પ્રયાસ ધ્યાન ખેંચે છે. તંત્રી મંડળમાં શ્રી 'પ્રકાશમ્,' શ્રી. રવીન્દ્ર શાસ્ત્રી, શ્રી. ભાનુ જ. શુકલ અને શ્રી. વિજય બ્રહ્મક્ષત્રિય છે. વાર્ષિક લવાજમ છ રૂપિયા. છૂટક નકલ આઠ આના.

**'કિતાબ'**: તંત્રીઓ. રા. નિસાર અહમદ અને સીરતી, કિતાબ કાર્યાલય, ઇખ્લાસ હાઉસ, બેગમપુરા, સુરત. વા. લવાજમ પાંચ રૂપિયા. છૂટક નકલ આઠ આના. મહાગુજરાત ગઝલ મંડળનું આ મુખપત્ર (માસિક) જાન્યુઆરીથી શરૂ થયું છે. ગુજરાતી ગઝલ-સાહિત્યના વિકાસ પર ખાસ દૃષ્ટિ રાખીને વિવિધ દૃષ્ટિબિંદુ રજૂ કરતી કૃતિઓ પ્રકટ કરવાનો પ્રયાસ સ્તુત્ય છે.

**'બાળ બ્રહ્મચારી'**: તંત્રી શ્રી. કેશવલાલ ર. સાયલાકર, પ્રકાશક, શ્રી. હરિશંકર જે. મહેતા, વઢવાણ શહેર. વાર્ષિક લવાજમ હિંદમાં પાંચ રૂપિયા, પરદેશમાં સાડા સાત રૂપિયા શ્રી. ભારત હિન્દુ બ્રહ્મચર્ય અનાથાશ્રમના પ્રચાર મુખપત્ર તરીકે પ્રકટ થતા આ માસિકના સાત અંકો મળ્યા છે. નક્કી કરેલા ધ્યેય મુજબ એ પોતાનું કાર્ય ચાલુ રાખી રહ્યું છે.

**'આત્મ-ગુંજન'**: કર્તા શ્રી. 'કિસ્મત' કુરેશી, પ્રકાશક, શ્રી. શાન્તિલાલ પારેખ, સરસ્વતી પ્રકાશન મંદિર, ભાવનગર. ગઝલો અને ગીતોના આ નાનકડા સંગ્રહમાં કેટલીક કૃતિઓ ખરેખર સુંદર અને નોંધપાત્ર છે. કિંમત આઠ આના.

**પીયૂષ ડાયરી**: અમદાવાદના જાણીતા પીયૂષ હોઝિયરી વર્કસ તરફથી પ્રગટ થયેલ સને ૧૯૪૮ની સાલની પાકા પૂંઠાની મોટી સાઈઝ (ફાઉન સોળ પેજી)ની સુંદર ડાયરી મળી છે. આપણે ત્યાં સામાન્ય રીતે ડાયરીઓમાં નિરુપયોગી કચરા જેવી હકીકતો પણ છપાઈને સાથે બંધાતી હોય છે, જ્યારે આમાં એવું નથી. સ્વચ્છતા, શિષ્ટતા અને ઉપયોગિતાની દૃષ્ટિએ આ પીયૂષ ડાયરી સર્વથી જુદી પડે છે અને પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ ધરાવે છે. અંદર વાપરેલા ઊંચી જાતના કાગળ, સુઘડ મુદ્રણ, સુંદર ને ટકાઉ બાંધણી—એ સર્વ દૃષ્ટિએ આ ડાયરી ખરે જ આકર્ષક બની છે. પ્રાપ્તિસ્થાન: પીયૂષ હોઝિયરી વર્કસ, રાજા મહેતા સ્ટ્રીટ, અમદાવાદ.

## પોઢી ગયો........

પોઢી ગયો હવે પોઢી ગયો,
આજ દીનનો દયાળ ગાંધી પોઢી ગયો.

છોડી ગયો હવે છોડી ગયો,
આજ રોતાં આ હિંદબાળ છોડી ગયો.

આંખોમાં જ્યોત ને હૈયામાં પ્રેમના,
અમીભર્યાં નયનોને અંતર અનુરાગમાં.

હિંદમાત રડતી મૂકી પોઢી ગયો,
આજ દીનનો દયાળ ગાંધી પોઢી ગયો.

ટૂંકી એ પોતડી ને ચાખડીએ ચાલતો,
સ્વતંત્રતાનો નાદ કરી, ધરણી ધ્રુજાવતો.

રાષ્ટ્રપિતા હિંદતણો વિરમી ગયો,
આજ દીનનો દયાળ ગાંધી પોઢી ગયો.

શોકાતુર હિંદબાળ, ભયગ્રસ્ત હિંદમાત,
જાગ્યો વિકરાલ જગે આજ મહા ઝંઝાવાત.

માનવ હૃદયો પર ધરતીકંપ થયો,
આજ દીનનો દયાળ ગાંધી પોઢી ગયો.

ગરીબોની ઝૂંપડી ને ધનિકોના મહેલનો...(૨)
હે......ઝળહળતો દીવડો બુઝાઇ ગયો,
આજ દીનનો દયાળ ગાંધી પોઢી ગયો.

થંભે યમુનાનાં નીર, થંભ્યો મધુરો અનિલ (૨)
હે......માનવતા તારક આજ વિરમી ગયો.
આજ દીનનો દયાળ ગાંધી પોઢી ગયો.

સત્ય, મુક્તિ, અહિંસાનો સાચો પૂજારી,
સ્વાર્પણ ને ત્યાગનો પ્યારો મુરારી.

હે...શીખવી અહિંસાનો મંત્ર આથમી ગયો.
આજ દીનનો દયાળ ગાંધી પોઢી ગયો.

માનવતા હૃદયે સ્મૃતિ પટ પર રાચતો,
અહિંસાના અમોઘ રસે દીપક હું તો થતો,

હે...માનવતા જ્યોત આજ આજ ઝળહળી ગયો...
આજ દીનનો દયાળ ગાંધી પોઢી ગયો.

કરુણામય ભારતીની છેલ્લી આ અંજલિ
સ્વીકારજે ગાંધીબાપુ ક્ષુદ્રની આ અંજલિ
હે રાષ્ટ્રપિતા ગાંધી બાપુ અમર થઇ ગયો.
આજ દીનનો દયાળ ગાંધી પોઢી ગયો.

—ગોરધનભાઈ વૈદ્ય (ચાસરવાળા)

# ગુજરાતનાં બજારોમાં

[ગુજરાતના પચરંગી બજારોનો વાચકોને ખ્યાલ આવે તેમ જ 'જીવન-પ્રકાશ' વિજ્ઞાપક મંડળનું દૃષ્ટિબિંદુ સ્પષ્ટ થાય તે હેતુથી અમારા **વિજ્ઞાપન વિભાગના** સંચાલક તરફથી અહીં જે વિગતો રજૂ થાય છે તે જુદી જુદી વસ્તુઓના ગ્રાહકો, એજન્ટો, કેન્વાસરો અને નાના—મોટા વેપારીઓને ઉપયોગી થશે.]

**આ**જ-કાલ ચોરી, લૂંટફાટ અને અકસ્માતના કિસ્સા વધી રહ્યા છે. હુલ્લડો અને તોફાનોમાં પણ પોતાનાં મૂલ્યવાન ઘરેણાં, ઝવેરાત, કિંમતી દસ્તાવેજો અને બીજા અગત્યના કાગળો વગેરેની સલામતીનો પ્રશ્ન સામાન્ય માણસથી માંડીને ધનવાનો, વેપારીઓ ને ઉદ્યોગપતિઓને મૂંઝવી રહ્યો છે.. આગ અને અકસ્માત જેવી કુદરતી આફતોમાંથી પોતાની મહામૂલી વસ્તુઓને બચાવવા અને હુલ્લડ, ચોરી, લૂંટફાટ જેવા કિસ્સામાં એને પૂરતું રક્ષણ આપવા મજબૂત સ્ટીલની તિજોરીઓ ઉપર સૌની પસંદગી ઉતરે છે. આવી તિજોરીઓના બનાવનાર તરીકે કિશોર સ્ટીલ પ્રોડક્ટસનું નામ જાણીતું છે. કિશોરના ઉત્તમ પ્રકારની કારીગરીવાળા તથા લેટેસ્ટ ફેશનના સ્ટીલના મોડર્ન કબાટોની બનાવટ માટે એમને સોનાના ચંદ્રકો તથા સર્ટિફીકેટ એનાયત થયેલ છે. 'કિશોર'ના 'જયહિંદ' સ્ટીલનાં મોડર્ન કબાટો, ફાયરપ્રુફ તિજોરીઓ તથા કેશ બોક્સોનો ખ્યાલ તો એમના ભવ્ય શો-રૂમની મુલાકાત લેવાથી આવી શકે. વધુ વિગતો માટે નીચેના સરનામે પત્રવ્યવહાર કરી શકો: કિશોર સ્ટીલ પ્રોડક્ટસ, દાદી શેઠ અગિયારી લેન, જી. ટી. હાઈસ્કૂલ સામે, મુંબઈ-૨.

મુંબઇમાં ખેતવાડી પર આવતાં જ પેલા પ્રખ્યાત ૬૪૬ નંબરનો સફેદો યાદ આવે છે. પેઈન્ટ વારનીશના વેપારીઓનો અનુભવ છે કે ગ્રાહકો હંમેશાં ૬૪૬ નંબરના સફેદાની પહેલી માગણી કરે છે અને તેને જ પ્રથમ પસંદગી આપે છે. આ વિખ્યાત સફેદા માટે તમારા શહેરના કોઈ પણ પેઈન્ટ-વારનીશના વેપારીને પૂછી શકો. ન મળે તો આ સરનામું નોંધવા જેવું છે: સિમ્પ્લેક્સ ઓઇલ એન્ડ પેઇન્ટ કું. ૧૦ મી ખેતવાડી, મુંબઇ ૪-તમને એ સમય પર ઘણું ઉપયોગી થશે:

અને બાળકોના ટોનીક તરીકે જાણીતા થયેલ પેલા 'બાણુલીન' માટે તમારે પ્રિન્સેસ સ્ટ્રીટ પર પેલી બાજુ દેખાય તે બી. એ. એન્ડ બ્રધર્સની દુકાને જવું રહ્યું. છેલ્લાં પંદર વર્ષથી એ હોસ્પિટલોમાં વપરાય છે અને ડોક્ટરો એની ભલામણ કરે છે. તમારાં બાળકોને તંદુરસ્ત, તેજસ્વી અને રુષ્ટપુષ્ટ બનાવવા માટે એ અજમાવી જોજો એના જાણીતા સોલ એજન્ટસનું સરનામું નોંધી લ્યો: બી. એ. એન્ડ બ્રધર્સ, ૯૮, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ, ૨

અમારી ઓફીસ રાજકોટ સિવાય બીજે ક્યાંય નથી. અમારા નામ અને કામની નકલ કરનારાઓથી સાવચેત રહો.

મનુષ્યના ભાગ્યની ફેરફારી અને સુખશાંતિનું મહાદ્વાર એટલે

# 'અદ્‌ભુત નવગ્રહ શાંતિ વિસોયંત્ર"

જે પુજે વીસા ઉસ્કો ક્યા કરે જુગદીશા, સકલ પદારથ હૈ જગમાંહી કર્મહીન નર પાવત નાહીં.

રાજા દંડે તે સૌ જાણે, ગ્રહ દંડે તે કોઈ ન જાણે.

જ્યારે અદ્દશા-નબળી હોય ત્યારે નિર્માલ્ય મનુષ્ય પણ તમારૂં અપમાન કરી શકશે, અને કરેલા પુરૂષાર્થ નિષ્ફળ જશે. ચારે બાજુ અંધકાર દેખાશે, નાણાંની બરબાદી થશે. બહુ વિચારીને કરેલા કાર્યમાં પણ નિષ્ફળતા મળશે. સ્ત્રી અને સંતાન પણ તમારાં વિરોધી બનશે અને કુટુંબ અને સ્નેહી મિત્રો જ તમારી ઘોર ખોદશે. જે કામમાં હાથ નાખશો તેમાં પાછા પડશો, જ્યાં જાવ ત્યાં વિશ્વાસે ઠગાશો, અને સમસ્ત દુનિયા તમારી વિરૂદ્ધ દેખાય ત્યારે સમજવું કે તમારૂં દિનમાન નબળું છે, અને એ દિનમાનને અનુકુળ કરવા દૈવી શક્તિ સિવાય બીજી કોઇ તાકાત નથી. પુન્યે પાપ ઠેલાય એ હિસાબે મંત્રશાસ્ત્રની સહાયથી પ્રાર્થનાપૂર્વક જગતના તારણહાર પરમ કૃપાળુ પરમાત્માની સહાય અને કૃપા મેળવી દુઃખરૂપી દરિયામાંથી બચવા પ્રયત્ન કરવો એજ એક ઉપાય ડુબતા મનુષ્યને તારનાર છે. કોઈ પણ અદ્દશ્ય શક્તિ તમારી ઉન્નતિના



માર્ગમાં અડચણકર્તા છે, અને તે તમારો પુરૂષાર્થ પાછો પાડે છે, અને જે કોઈ વસ્તુ ઈચ્છાપૂર્વક કરો તેમાં સહાયને બદલે વિઘ્નો ઉત્પન્ન કરે, અને રોગ નિવારણને માટે દવા લેતાં રોગ વધે અને તમારી દરેક આશા કે અભિલાષા પાર પાડવામાં વિઘ્નો થતાં હોય અને કોઈ ધાર્યું કામ થતું ન હોય ત્યારે સમજવું જોઈએ કે કુદરત તમારાથી વિરૂદ્ધ છે અને પ્રતિકૂળ કુદરતને સાનુકૂળ કરવા માટે અને સંસારનાં દુઃખ દારિદ્રનો નાશ કરવા માટે અનંત શક્તિ ધરાવનાર અને સુખ અને સમૃદ્ધિની કામધેનુ રૂપ

**નવગ્રહશાંત વિસાયંત્રની** સહાય લ્યો. તે તમારા નબળા ગ્રહોને શાંત કરી ભાગ્યનો ઉદય કરશે.

સ્ત્રી અને સંતાનનાં સુખમાં વૃદ્ધિ કરશે, તમારા કટ્ટર શત્રુઓ દૂર કરશે, વેપાર-ધંધામાં બરકત આપી, કરજદારીમાંથી મુક્ત કરશે અને જાદુ, ટોણાં, ભૂત, પિશાચ કે મેલી વિદ્યાથી બચાવ કરશે. ઉપરાંત મનપસંદ લગ્ન કરી, સ્ત્રી-પુરુષમાં અજબ પ્રેમ ઉત્પન્ન કરે છે, અને ગમે તેવી ભયંકર બિમારીમાંથી બચાવે છે અને કોર્ટના કેસોમાં ફત્તેહ અપાવે છે. ઉપરાંત કોઈપણ વ્યક્તિને તે

## પત્ર-મૈત્રી

શ્રી. ભવાનીશંકર જી. મહેતા આપણા બંધુ મંડળના સભ્ય છે અને સંસ્કારી, વિચારશીલ, ઉત્સાહી તેમજ આદર્શભક્ત ભાવનાશીલ સજ્જન છે. કોઈ પણ ઇચ્છિત યોગ્ય પ્રશ્ન પરત્વે 'જીવન-પ્રકાશ બંધુ મંડળ'ના સભ્યો સાથે તેમને પત્રવ્યવહાર કરતાં આનંદ થશે એમ જણાવે છે. કોઈ પણ સભ્ય ભાઈ અગર બહેન, પત્ર-મૈત્રી અને પરિચય તેમજ વિચારોની આપ-લે માટે તેમની સાથે પત્રવ્યવહાર કરી શકે. એમનું સરનામું: શ્રી. ભવાનીશંકર જી. મ. . પો. બો. નં. ૧, લુગાઝી (યુગાન્ડા) બ્રિ ઇ. આફ્રિકા.

### મંડળના સભ્યોને

આપણા 'જીવન-પ્રકાશ બંધુ મંડળ'ના કોઈ પણ સભ્યને ડૉકટરી સલાહ કે સેવાની જરૂર હશે તો પુષ્પેન્દ્ર ભટ્ટ આપશે. સભ્યો સાથે રૂબરૂ કે પત્રવ્યવહારથી વિચાર-વિનિમય કરતાં પણ તેમને આનંદ થશે. એમનું સરનામું: ડૉ. પુષ્પેન્દ્ર ભટ્ટ, ૧૧૭૦, ધના સુતારની પોળ, અમદાવાદ.





## જ્ઞાનપરબની ટહેલ

### શ્રી સાર્વજનિક વાચનાલય અને પુસ્તકાલય

જામ-સલાયા

સને ૧૯૩૮ની સાલમાં કેટલાક ઉત્સાહી ભાઈઓના સહકારથી અને સાચી લાગણીથી આ સંસ્થાની સ્થાપના થયેલી. ચાર વર્ષના ગાળા બાદ લાયબ્રેરીની પ્રગતિમાં ઓટ આવતી દેખાઈ, પણ અમુક ઉત્સાહી બંધુઓના સાથથી સને ૧૯૪૨માં સંસ્થાએ પુનર્જીવન પ્રાપ્ત કર્યું, અને ત્યારબાદ લગભગ ૬૦૦ નવાં પુસ્તકોનો વધારો થયો.

લાયબ્રેરીની આર્થિક સ્થિતિ સારી નહિ હોવાથી એના

કાયમી નભાવ માટે ફંડની જરૂરિયાત છે તો ઉદાર સાહિત્ય-પ્રેમી ભાઇઓ તેમજ બહેનો સૌરાષ્ટ્રના પશ્ચિમ ખૂણામાં આવેલી આ સાર્વજનિક જ્ઞાન-પરબ તરફ પોતાનો હાથ લંબાવશે એવી આશા છે. સંસ્થાને નાણાં ઉપરાંત પુસ્તકો તેમજ વર્તમાનપત્રોની પણ સહાય આપી શકાશે. સારી એવી રકમનું દાન આપનારનું નામ પણ સંસ્થા સાથે જોડી શકાશે—કૃપા કરી લખો શ્રી. દામુભાઇ તન્ના, સંચાલક, શ્રી સાર્વજનિક વાચનાલય અને પુસ્તકાલય, જામ-સલાયા (કાઠિ)

### સહાય જોઇએ છે

સેવાનાં વિવિધ ક્ષેત્રમાં કાર્ય કરતી સંસ્થાને સાથ ને સહકાર જોઈએ છે. આર્થિક સહાય ઉપરાંત પુસ્તકો તેમજ સામયિકોનો પણ સાભાર સ્વીકાર થશે. લખો : શ્રી હિન્દુ સાર્વજનિક લાયબ્રેરી, જામ-ભાણવડ (કાઠિ.)



### હાથ લંબાવશો?

નવયુવક ચરખા સંઘ, બિલાસપુર તરફથી પૂ. બાપુના સ્મારકરૂપે એક સ્વાવલંબી આશ્રમ ખોલવાનો છે. એનાં મુખ્ય કાર્યો ગ્રામ-ખાદી-પ્રચાર અને ખાદી ઉત્પાદન છે. સ્વ. પૂ મહાત્મજીના જીવનમંત્ર સમા આ કાર્ય માટે ઉદાર સદ્‌ગૃહસ્થોને મદદ માટે હાથ લંબાવવા પ્રાર્થના છે. સહાય મોકલવાનું ને પત્ર વ્યવહારનું સરનામું : શ્રી મંત્રી, નવયુવક ચરખા સંઘ, જગમલ બ્લોક, બિલાસપુર (બી.આર. એસ.) બી. એન. રેલ્વે.

સં. શ્રી: અનવર આગેવાન

# રસ – ઘૂંટડા

### સોરઠી

ઘોડો ભાંગે દોરતા મન ભાંગે કવેણ,
મોતી ભાંગે સારતાં નહિ સાંધો કે રેણ.

[ભાવાર્થ.–પકોરતાં ઘોડાનો પગ ભાંગી જાય, કડવાં વચનથી મન જુદાં પડે, વીંધ પાડતાં મોતી ભાંગે પછી તે માટે સાંધો કે રેણ ન હોય.]

### ગુજરાતી

બાળપણો બહુ પરે ભલો,
જહાં નહિ કીશો કલેશ;
યૌવન વયે જ જીવડો;
પગ પગ પામે ઠેશ.

[ભાવાર્થ:–બાલ્યાવસ્થા ઘણી જ મઝાની છે જ્યાં કોઇ પણ પ્રકારની વ્યાધિ નથી અને અશાંતિ પણ નથી પરંતુ યૌવનકાળે જ જીવનને ડગલે ને પગલે ઠેસ વાગ્યા કરે છે. માટે યૌવનકાળે જ ચેતીને ચાલવાનું છે.]

### ચારણી

અડડડ આયો એલીયે, કડડડ કર અષાઢ,
અણુરત પિયા સાંભરે વાયે વિજળી વાઢ.

[ભાવાર્થ:–અરેડાટી ને કરેડાટી બોલાવતો એલીબંધ અષાઢ માસ આવ્યો. લોકો ખૂબજ ખુશી થયાં, પણ તે ઋતુમાં મને મારી પ્રિયતમાં યાદ આવે છે. વીજળીઓના ચમકારે મારા કાળજે ચીરા પડે છે]

### કચ્છી

કરાયલ કે ન મારી જે, જેજા રતા નેણ;
તંડવીહા ટૌકા કરે, નીત સંભારે સેણ.

[ભાવાર્થ:–અરે! કળાયેલ મોરને ન મારીશ. જેનાં નેણ રાતાં ચોળ છે. જે બેખડ પર બેઠા બેઠા ટૌકા કરી રહ્યા છે. નિત્ય પોતાની પ્રિયતમાને સંભારી રહ્યા છે, પોકારી રહ્યા છે.]

### મારવાડી

સપનો આયો આપકો, હસતી માંઝલ રાત,
બૈરણ આંખ્યા ખુલગઇ, નહિ પાયે પરભાત.

[ભાવાર્થ–હે વ્હાલા! પાછલી રાતે મને તારું સુખદ સ્વપ્ન લાધ્યું, પણ મારી વેરણ આંખો ઉઘડી ગઇ. પ્રભાતે હું તને ન જોઇ શકી.]

### વ્રજ

મેરી પ્રીતી હોય નન્દનન્દન સો આઠો યામ;
મોસોં જની પ્રીતી હોય નન્દ કે કિશોર કી.

[ભાવાર્થ–મારો પ્રેમ એવો હો કે આઠે પ્રહર કૃષ્ણમાં મસ્ત બની રહે. નન્દના કિશોરની જ ધૂન રહે]

### હિન્દી

અતિ સુચ્છમ, કેમલ અતિહિ;
અતિ પતરો અતિ દૂર
પ્રેમ કઠીન સબને સદા
નિત ઈક રસ ભરપૂર.

[ભાવાર્થ–પ્રેમ અતિ સૂક્ષ્મ છે, અતિ કોમળ છે, અતિ પાતળો છે, અતિ દૂર છે. સર્વથી કઠણ છે. છતાંય એક રસથી ભરપૂર છે.]

### મરાઠી

બહુનાં જન્મોચા શેવટ,
ન દેહ સાંપડે અવચટ
યે થે વર્તાવે ચોખટ, નીતિ ન્યાયે.

[ભાવાર્થ–ઘણા જન્મના અંતે અપૂર્વ એવો માનવદેહ મળ્યો છે. તો નીતિ અને ન્યાયપૂર્વક વર્તન કરવું અર્થાત ફરીથી મનુષ્ય જન્મ મળી શકે તેમ નથી.]

### બંગાળી

આસબે પ્રાણકાન્ત, હવે દુઃખ અન્ત,
સુશીતલ કરો તાપીત હૃદય;
કમલ ત્યજીયા મધુકર
સ્વતન્તર કભુ નહિ રય.

[ભાવાર્થ–તારો પ્રાણેશ આવશે, તારા દર્દનો અંત થશે. તારા સળગતા હૃદયને શાન્ત કર. કમલનો ત્યાગ કરીને ભમરો સ્વતંત્રપણે ક્યાંય રહી શકતો નથી.]

# વિષપાન—નૂતન તાંડવ ક્યારે ?

: લેખક :
શ્રી. પ્રભાશંકર જ. પાઠક બી. એ.

## અયિ શંભો,

પીધું હતું આપે હલાહલ ત્યારે પાર્વતી, સમસ્ત સૃષ્ટિની વાત્સલ્ય ભાવના, સતીત્વની પ્રતિકસમી શ્રીશક્તિ સાથે હતી. આપનો કંઠ નીલ બન્યો. પણ ઝેર દેહમાં ન ફેલાઇ શક્યું. અમૃત થઈ ગયું. હમારા પ્યારા નેતાની પાસે ઘોર કાળું વાદળ છવાઇ ચૂક્યું હતું. તેનો અવાજ રૂંધી દેવામાં આવ્યો હતો. સૌ ધર્મપૂજા કરવા ઘંટારવ કરતા હતા. તેમને પુજારીનો પુકાર સાંભળવો ન હતો, ધર્મનો અવાજ જ સંધ્યાકાળ સાધી લઇ દબાવી દેવો હતો.

વધુમાં સાથે ન હતી પાર્વતી સમી શક્તિ. ન હતું કોઈના દિલમાં મીઠું સુંવાળું શાન્તિદાયી-જનની તત્ત્વ.

સારું હતું કે કસ્તુરબા ન હતાં. તેમને કેવો કારી ઘા લાગત ! રે, સૃષ્ટા, તેમને શંકા આવત કે સૃષ્ટિ શું ખરે જ તારૂં સર્જન છે કે શયતાનિયતનો ચરખો છે ?

રે પ્રલયંકર, તને ઝેર દેવ અને દૈત્યોએ સાથે મળી વિનંતી કરી ધર્યું હતું. વિષપાત્ર તારા કરમાં રખાયું હતું. અહીં પાત્ર જ ન હતું. નહોતી અર્ચના પણ. ઝેરની નદીઓ જ વહેતી હતી. ગંગા—આખે રુદે—ગંગા ન હતી. કેવી ગંગા હતી. હે સ્મશાનવાસી, અહીં તો ઝેરની અણુખૂટ ધારાઓ હતી. નહોતું ખરૂં શુભ્ર શક્તિદર્શન. ટાઢા હતી. એકલે હાથે-ધ્રૂજતે હાથે-ઘરડા હાથે ઝઝૂમવાનું હતું. તને દિલમાં કશી જ દયા ન આવી દેવાધિદેવ ! આટલી કપરી કસોટી કરી જોતાં ?

ગાંધી ગયા. બાકી રહ્યા વિષપાન કરનારા કેટલા અલ્પ ! રે આ દીનહીન માતાના દાઝીલા પર મૃત્યુના ટાઢા સ્પર્શ થવા લાગે છે. ને આખરે આ ભારત માતાને વિશ્વના ઉન્નતિ શિખર પર લઇ જવા તેના ધૂળધૂસર ચરણોમાં થોડી પુષ્પાવશેષ પડી છે. તારા કાળદૂતોના નિશાનમાં જેટલી ગોળીઓ હોય તેટલી છોડી દેજે. દૂર નંદનવન કપાય છે. ગુલોસ્તાં તારે વેડી નાખવો છે ?

આજે અમારો સમસ્ત પુરુષાર્થ છે. જાદરના, છાતીના, ફેફસાંના ચાર જખ્મોનો છેલ્લો પુકાર છે, છેલ્લો આદેશ છે. ખરા દુઃખી દિલથી ભસ્મને નદીએ, મહાસાગરે, સાગરે પધરાવતાં પ્રાર્થના છે. શું પૂર નહિ પલટી જશે ? અસ્થિઓ, અક્ષરો, લેખમાળાઓ પુનર્જીવિત કરીએ છીએ. ગાંધી ગયા. ગાંધીવાદને શું તું છીનવી જશે ? અંધકાર તેં કર્યો, પણ નજરે જે માયા દીઠી તેની સ્મૃતિ કોણ ભૂલાવી શકશે ? તારે કદાચ તાંડવ કરવો હશે. પણ તે અમારી આ પ્રેમજ્યોતને બૂઝવીને પેદા નહિ થઇ શકે. તારા તાંડવમાં એ પ્રેમની ધવલ જ્યોત, એ મિષ્ટ વાદન તો રહેશે જ. એ જ્યોતમાંથી કસોટીનો મહાદાહ પેદા કરીને શુદ્ધ કરજે દેવાધિદેવ !

ગાંધીજી દેહમાં નથી; આત્મામાં છે.
હિંદુ, મુસલમીનના...... હિંદીના.
જીન્ના દેહમાં છે; આત્મામાં નથી.
હિંદુ, મુસલમીનના, ...... હિંદીના.

હે પ્રલયંકર ! કોણ જીતશે ? દેહ કે દેહી ?

છતાં પણ તારે વિપરીત જ કરવું હોય, સત્યનો, પ્રેમનો અનાદર કરવો હોય તો જેના દિલમાં ગાંધીજી છે, તે સહુને પ્રથમ તો ગોળીએ વીંધજે ને ઝેરી હિંદ પેદા કરજે. હજારો વર્ષનાં ઇતિહાસમાં જે નથી તે આચરજે. અથવા એ ઝેરની અમારી પાકુતિ કરી પચાવજે. કે પછી કૂતરાને મોતે મારી નંખાવજે. દ્વિવિધા નથી સહેવાતી. નથી સમજાતો દ્વિરાષ્ટ્રવાદ. બસ તારી જ શક્તિ, ખરી શક્તિ, પહેલાંની જેમ સમસ્ત દેશમાં જાગી ઊઠો—






મોહનલાલ ધ. દ

મે ૧૯૪૮ : વર્ષ બીજું : અંક ૫


Freedom
from
Suffering







# જીવન-પ્રકાશ

વર્ષ બીજું ● અંક બીજો ● મે ૧૯૪૮

**તંત્રીનું સરનામું**

લેખો, અવલોકન માટેનાં પુસ્તકો, બદલામાંનાં પત્રો, સંપાદકીય સૂચનાઓ ઈત્યાદિ મોકલવા માટે તંત્રીનું સરનામું નોંધી લેવા કૃપા કરવી:

તંત્રી : 'જીવન-પ્રકાશ', રાણપુર (કાઠિ.) B. S. Ry.

## સા મ ગ્રી

...એ ઉપરાંત અવતત્ર વેરાયેલ પ્રકીર્ણ ચિંતન-કણિકાઓ, ટૂચકાઓ, રસિક અને ઉપયોગી હકીકતો..



ગુજરાતના સુપ્રસિદ્ધ સાક્ષરવર્યો અને સાહિત્યકારોનાં સંપાદકીય સલાહકાર મંડળના માર્ગદર્શનનો લાભ મેળવવાનું સદ્‌ભાગ્ય 'જીવન-પ્રકાશ'ને પ્રાપ્ત થયું છે.

## લેખકોને

* 'જીવન-પ્રકાશ'નાં પરિચય-સાહિત્યમાં દર્શાવેલા વિભાગોમાંથી કોઇ પણ વિભાગ માટે કૃતિઓ મોકલવી.
* આગામી અંક માટેનું લખાણ **દર મહિનાની ૭મી તારીખ** પહેલાં મોકલવું; જો કે લેખ કયા અંકમાં છપાશે તેનો આધાર પ્રત્યેક અંકમાં કેટલા ને કયા વિભાગો આપવાના છે તેમજ એ વિભાગોમાં કેટલા ને કયા લેખો આપવાના છે તેની વિચારણા પર પણ રહે છે.
* 'જીવન-પ્રકાશ'નાં 'લેખક-મંડળ'ના સભ્યોને ધોરણ મુજબ અંક સાથે લેખની ઓફ-પ્રિન્ટ્સ મોકલી આપવામાં આવશે.
* મૌલિક કે અનુવાદિત લેખોની સર્વ પ્રકારની જવાબદારી લેખકની પોતાની રહેશે; લેખને ટૂંકાવવાના હક લેખકના પોતાના રહેશે.
* લેખનો સ્વીકાર-અસ્વીકાર જાણવા તેમ જ લેખ પરત કરવા માટે આવશ્યક ટપાલ-ટિકિટો બીડવી.
* પત્રવ્યવહ રમાં કવચિત્ વિલંબ થાય તો તે ક્ષમ્ય લેખવો.

—તંત્રી : 'જીવન-પ્રકાશ.'

## ગ્રાહકોને

**'જીવન-પ્રકાશ'નું લવાજમ**

| | દેશમાં | પરદેશમાં |
|---|---|---|
| સામાન્ય ગ્રાહક માટે વાર્ષિક | રૂ. ૯ | રૂ. ૧૪ |
| 'જીવન-પ્રકાશ બંધુ મંડળ'ના સભ્ય માટે વાર્ષિક | રૂ. ૧૦ | રૂ. ૧૫ |

'જીવન-પ્રકાશ બંધુ મંડળ'ના સભ્યે કુલ રૂ. ૧૦ [પરદેશ માટે રૂ. ૧૫] ભરવાથી એમને રૂ. ૧૦૧ ના ફ્રી પાસ અપાય છે જેનો ઉપયોગ કરીને તેઓ માસિકમાં જગ્યા રોકી શકે છે. આ ઉપરાંત આ માસિકના ઘડતર, વિકાસ અને પુનર્વિધાન માટે મત આપવાનો તેમને અધિકાર મળે છે અને બીજી પણ અનેકવિધ સગવડો પ્રાપ્ત થાય છે.

આ માસિક દર માસની પહેલી તારીખે નિયમિત રીતે પ્રગટ થાય છે. ટપાલમાં ગૂમ થતી નકલ માટે કાર્યાલય જવાબદાર નથી.

આ નવી ઢબના માસિકમાં સહકારી ધોરણે ઓછા ખર્ચે જાહેરખબર કરવા માટે યોજના મગાવો:

જીવન-પ્રકાશ કાર્યાલય રાણપુર (કાઠિ. B. S. Ry.)


તંત્રી અને પ્રકાશક: મોહનલાલ ધનેશ્વર દવે, પ્રકાશનસ્થાન: જીવનપ્રકાશ કાર્યાલય, રાણપુર (કાઠિ.)
મુદ્રક: લક્ષ્મીદાસ પુરુષોત્તમ ગાંધી, મુદ્રણસ્થાન: સ્વાશ્રય મુદ્રણાલય, રાણપુર [B. S. Ry.]

મે ૧૯૪૮

# જીવન-પ્રકાશ

વર્ષ બીજું
અંક બીજો

જીવન, સાહિત્ય અને સંસ્કારનું અદ્યતન માસિક

## સાધ્યને બદલે સાધનનું મહત્વ વધે છે

## ધ્યેયને સ્થાને સાધનો પૂજાય છે

# અને ધર્મમાં જડતા પ્રવેશે છે

કોઈ પણ વસ્તુનો સર્જક એ વસ્તુ દ્વારા શું સિદ્ધ કરવા માગે છે તે સ્પષ્ટપણે સમજે છે. એ ધ્યેયને પ્રાપ્ત કરવાને માટે તે અમુક માર્ગ ગ્રહણ કરવાનો વિચાર કરે છે. પરંતુ પોતાના ધ્યેયનો એનો ખ્યાલ એટલો ચોક્કસ અને સબળ હોય છે અને તેની સિદ્ધિ માટેની એની તમન્ના એટલી જ્વલંત હોય છે કે એ જુદા જુદા માર્ગો ગ્રહણ કરવાને, વિવિધ અખતરાઓ કરવાને તૈયાર હોય છે. એક માર્ગ અનુકૂળ ન પડતાં તે બીજો ગ્રહણ કરે છે; બીજા માર્ગમાં અનુભવથી સુધારો કરવાની તેને જરૂર જણાય તો તે વિના સંકોચે કરે છે. આમ તેને મન ધ્યેય મુખ્ય વસ્તુ છે, ને એની સિદ્ધિ માટે હસ્તગત કરેલાં સાધનો ગૌણ છે. પરંતુ આ અ- પુરુષ પછી એ વસ્તુ અપનાવનાર લોકોને એ વસ્તુનું ધ્યેય ને તેની સિદ્ધિ માટે મુકરર કરેલાં સાધનો પ- વારસામાં મળે છે. વખત જતાં ધ્યેયનું મહત્ત્વ ઘસાતું જાય છે અને સાધનોનું પ્રાધાન્ય વધતું જાય છે. ધ- ધીમે લોકો ધ્યેય તરફ મીટ માંડતાં થંભી જાય છે, ને સાધનને જ પૂજવા લાગે છે.

આવી જડતાનાં અનેક ઉદાહરણો માનવઇતિહાસમાંથી મળી શકશે. આપણા ધર્મસ્થાપકોએ અમુક હેતુથી ધર્મની સ્થાપના કરી હતી. એ હેતુ પાર પાડવાનું સામાન્ય મનુષ્યો માટે સરળ બને તે સારુ તેમણે અમુક નિયમો, ધાર્મિક ક્રિયાઓ અને વિધિ મુકરર કર્યાં. આપણે જાણીએ છીએ કે દરેક ધર્મમાં વખતના વહેવા સાથે આ ક્રિયાઓએ એનો મૂળ હેતુ વિસારી દઇને પ્રાધાન્ય મેળવ્યું છે. આજે અમુક ધર્મરીતિ શા માટે અખત્યાર કરવી તેની લોકોને ખબર નથી છતાં એ રીતિ અનુસાર તેઓ વર્તે છે. જેમ ધર્મમાં તેમ સમાજમાં પણ વખત જતાં જડતા પ્રવેશે છે. અમુક સંજોગોમાં સમાજનું હિત ધ્યાનમાં લઇને અમુક રૂઢિ દાખલ થઇ હોય તે રૂઢિ સંજોગો બદલાવા છતાં કાયમ રહેતી આપણે ઘણીવાર જોઇએ છીએ.



# જીવન સુખી બનાવવાનો માર્ગ

તમે સુખી છો કે નહિ તેનો વિચાર કરવા માટે સમય ફાજલ પાડયા સિવાય તમને ગમતું હોય તેવું કામ કરવામાં તમે સતત મચ્યા જ રહો એ જ તમારું જીવન સુખી બનાવવાનો માર્ગ છે.

મને કદી નવરાશનો વખત મળ્યો જ નથી. હું મારા આખા જીવન દરમિયાન સખત કામમાં એટલો બધો ગૂંથાયેલો રહ્યો છું કે હું મોટો માણસ થવાનો છું એવો વિચાર કરવાનો મને સમય જ મળ્યો નથી. પોતે મહાન થવા સર્જાયેલ છે એવી વાત જે યુવાન તમારી પાસે કરે છે તે પોતાના જીવનમાં ભાગ્યે જ કાંઈ કરી શકે છે.

જ્યારે હું કિશોર અવસ્થામાં હતો ત્યારે મને ચાંચિયો થવાની ઇચ્છા થઇ આવતી. લેખક થવાની મને કદી ઇચ્છા થઇ ન હતી, કારણકે હું જન્મથી જ લેખક છું.

પોતે મહાન કલાકાર અથવા ગવૈયો થવા ઇચ્છે છે એવું મને ઘણા યુવકો અને યુવતીઓ જણાવે છે. પોતે રાજકારણમાં પડવા ઇચ્છે છે એમ પણ કેટલાક યુવકો મને જણાવે છે; તેમની એ મહત્ત્વાકાંક્ષા કદાચ સફળ પણ થાય. પણ તમે તેમને એવા થતા અટકાવો. તમારા પુત્રને કોઇ પણ ધંધામાં પડી નાની-મોટી દુકાન ચલાવવાનું અથવા શેર બજારમાં દલાલી કરવાનું કહો. તમારી પુત્રી રંગભૂમિ ઉપર નટી અથવા તારીકા થવા ઇચ્છતી હોય તો તેને પણ તેમ કરતાં અટકાવો, અને તેને કોઇ દુકાનદાર સાથે પરણી જવાનું કહો.

મારે જીવનમાં જે સહન કરવું પડયું છે તે બધું જો તમે જાણતા હોત તો 'આ માણસે જેવું જીવન ગાળ્યું છે તેવા જીવનમાંથી પ્રભુ મને બચાવો' એવા ઉદ્‌ગારો તમે અવશ્ય કાઢયા હોત.

[બર્નાર્ડ શૉએ પોતાના ૯૦ મા જન્મદિવસે આકાશવાણી દ્વારા આપેલા સંદેશમાંથી]

# જીવન-સિદ્ધિ કઈ રીતે મળે ?

જીવનમાં તમારું ધ્યેય ગમે તે હો, પરંતુ એ ધ્યેયપ્રાપ્તિ માટે તમે અહોનિશ અવિરત મચ્યા રહો. તમે લક્ષાધિપતિ કે જાગીરદારના પુત્ર હો અથવા તમે ગરીબ માબાપને પેટે જન્મ્યા હો, તોપણ તમારી સન્મુખ જીવનનું ચોક્કસ ધ્યેય અવશ્ય હોવું જોઈએ. જે મનુષ્ય સમક્ષ જીવનનું કોઈ ધ્યેય નથી તેના જેવો કંગાળ દુનિયામાં બીજો કોઈ નથી. જે કાંઈ સહન કરવું પડે તે હિંમતપૂર્વક સહન કરીને પણ તમે ધ્યેયસિદ્ધિ મેળવો. તે માટે કદાચ સખત મહેનત કરવી પડે, પરંતુ જેમ જેમ તમે આગળ વધશો તેમ તેમ તે મહેનત હળવી બનશે; માર્ગમાં નડતા અંતરાયો તમારા જીવનમાં કદાચ નિરાશા ઉત્પન્ન કરે, તોપણ કોઈ પણ અંતરાય દૂર ન કરી શકાય તેવું નથી; આળસ, નિરુત્સાહ અને પાપ તમને લોભાવશે અને આકર્ષશે, પણ તમે તેને વશ નહિ થાઓ. તો એ બધાં તમને તમારા માર્ગમાંથી એક પગલુંય પાછા હઠાવવા શક્તિમાન નહિ થાય. જો તમે દૃઢ નિશ્ચયી બનશો, અંતિમ ધ્યેયમાં અડગ શ્રદ્ધા રાખશો અને તેની સિદ્ધિ માટે અવિરત પ્રયત્ન કરશો, તો તમારું ધ્યેય પ્રાપ્ત થયા વિના રહેશે જ નહિ. તમને એ ધ્યેય હાથમાંથી સરી જઈ દૂર-સુદૂર નાસી જતું દેખાશે અને તે મેળવવાની આશા તમને મૃગજળ સમાન ભાસશે, પણ જો તમે તેથી હતાશ અને બળોદ્યોગ નહિ થતાં આગળ વધવાનું ચાલુ રાખશો તો પગલે પગલે તમને જીવન અને ધ્યેય વચ્ચેનું અંતર ઘટતું જતું જણાશે મહેનત કર્યા વિના કોઈનેય શ્રેય પ્રાપ્ત થયું નથી. વળી એ શ્રેય માટે જે કાંઈ કાર્ય કરવામાં આવે તેના ઉપર પ્રભુના આશીર્વાદ ન ઊતરે તો સાચું શ્રેય પ્રાપ્ત નહિ થાય એવી મારી પ્રમાણિક માન્યતા છે; તેથી તમે સાથોસાથ પ્રભુને તમારો મિત્ર બનાવો. તમે કર્તવ્યભ્રષ્ટ નહિ થાઓ અને પ્રભુને સાથે રાખીને આગળ વધશો તો જીવનસિદ્ધિ અવશ્ય તમને પ્રાપ્ત થશે.




## મારે હૈયે

મારે હૈયે પ્રભુ, ન સ્વપ્નું રૂપની પ્રાપ્તિ માટે,
ના ઝંખ્યાં મેં નયન કદિયે પુષ્પધન્વા પ્રિયાનાં,
મારે સ્વપ્ને નવ ક્રદિ રમી કેશની એ લટો જે,
મસ્તાની થઇ સભર નદ જેવી પડી ડુંગરોપે.
ગાલો સ્પર્શ્યા અતિશ કુમળા ના સુગંધી ગુલાબ,
સ્વપ્ને ચૂમ્યાં રસસભર શાં પંકજો ઓષ્ઠનાં મેં.
જેથી હારું પ્રભુ ન મુજને આપજે એ યુવાની,
જ્યાં બંધાઈ મુજ જીવનનાં સ્વપ્ન સૌ જાય તૂટી.
પેલી ચંદા મીઠું નભ હસે એવું જે માત્ર હાસે;
ના, ના, આપી મુખ જીવન ઉલ્લાસ તું તોડતો ના.
હું ઝંખું છું જીવન સખી; સારી ખરી, સ્નેહભીની;
મારે કિન્તુ જીવન ઝઘડા સ્વપ્ન કૈં સાધવાનાં;
એ પોતાનાં કરી મુજ બને પ્રેરણા હારું હું તો
આપે વ્હાલે મધુર ઠપકો, ચેતના થાય મારી.

—રમેશ સું. બેટાઈ

## સ્વાગત

: અંજની :

આ જીવનની કેડીમાં,
ચારેગમ હરિયાળી ભૂમિમાં,
મારગ આખે ફૂલડાં વેર્યાં—
તુજ સ્વાગતને કાજ ! ૧
—આવે તો અંતર વાડીમાં,
ચંદનચોક સજાવું ક્ષણમાં,
મનઆલોક બિછાવું પલમાં,
તુજ સ્વાગતને કાજ ! ૨

—ભારદ્વાજ

## માડી !

માડી ! તારું ધામ ઉઘાડું રે,
માડી તારે દ્વાર પુકારું,
પૂજા કેરાં ફૂલ પડ્યાં અહીં થાળ મહીં અસ્તવ્યસ્ત
આરતિના સૌ દીપ બુઝાયા ધૂપસળી થૈ અસ્ત,
ખાલી તારું આસન ભાળું રે,
છવાયું ઘોર અંધારું.
અંધારમોજે ધ્રૂજતો આવે ઘોર ગંભીર કો' નાદ,
ઊંડા મંદિર ઘુમ્મટે ગૂંજે માડી પ્રેમળ સાદ;
સાચું મારું સ્થાન ન આવું રે,
મારું કાં તેજ ગુમાવું ?
પથ્થરે પથ્થરે રક્ત ઝરે મારે મંદિર ઊની હાય,
ગંગોદક ના–આંસુભરી આ ઝારી ધૂવે મારા પાય,
દાઝે મારું અંગ સુંવાળું રે
ન્હોયે મારું સ્થાન ગોઝારું.
લાખ હૈશેડો બાલુડાં મારાં નગ્ન ફરે ધ્રૂજે કાય,
દેખી મારાં ચીર સરે ને હૈયે લાગે લાય,
જેના ભારે ડીલ દબાયું રે.
આજે શણગાર ઉતારું,
રક્ત રંગે પૂરી દીપમાળ ને પ્રગટ્યાં માંહી ઉજાસ,
સહસ્ર શિખાઓ આરતી કેરી નિત્ય પૂરે મારે કાજ,
કોરું મારા બાળનું ભાણું રે
ટીપું નહિ છાશનું ટાણું.
ક્ષુધા ઝાળે એનાં ગાત્ર ગળે ને અંગે અંગે રોગ,
કાગ કુંડાળાં નેત્ર ભમે–મારે આંગણ છપ્પન ભોગ,
ગળે કેમ હાય ઉતારું રે
લાગે સૌ આજ અકારું,
સંગીત નૃત્યે પદ ઠમકે પડે હૈયે ઊંડા ઘાવ,
બહાર ઊભાં મારાં બાલુડાંની એ નાદે ડૂબે રાવ;
હવે જઈ પાસ બેસાડું રે
ભીના એના ગાલ પંપાળું.
મહેલ મહેલાનો મંદિર તૂટે કાળ કુહાડે આજ,
રંડી જનોના ઝૂંપડીયે તું આવી પાડજે સાદ;
સાચું મારું સ્થાન મેં ભાળ્યું રે,
દેવીપદ આ જ વિસારું.
માડી ! તારું ધામ ઉઘાડું રે
માડી, તારે દ્વાર પુકારું,

—ભિખુભાઈ ગોહિલ

લેખિકા :
સૌ૦ સ્વાતિ

## પ્રેરણાનાં પાન

માનસરનાં નીર સુકાયે જો હંસલા
આવજે મારે ધામ;
આછેરાં નીર મારા હૈયા સરોવરે
આવીને એમાં મહાલ
હો હંસલા ! આવજે મારે ધામ.
માનસરનાં મોતી ખૂટે જો હંસલા
આવજે મારે ધામ;
*હૈયા સરોવરે નાની શી છીપલી*
ખોબલે મોતીડા પામ
હો હંસલા ! આવજે મારે ધામ.
ભર્યા સાગરમાં જો શોષાયે કંઠ તુજ
આવજે મારે ધામ,
ભાવનાનાં તેજકણો ધોળી હો હંસલા
પાઈશ તને પ્રેરણાનાં પાન
હો હંસલા ! આવજે મારે ધામ

## સંતોષ

ખાવા મળે જો યદિ પેટ પૂરતું
પીવા મળે નીર વહંત નિર્ઝરે,
ગાવા મળે ગીત અનંતતનું,
સંતોષ એથી વધુ વાંછના નહિ.

—ભાસ્કર કે. વ્યાસ

## બંધન

ખુલ્લાં દીઠાં તુજ હૃદયનાં દ્વાર, ને મુગ્ધ પ્રીતિ ચોરી લેવા ગુપચુપ સર્યો અંતરે, ત્યાં અચિંતાં એવાં બીડ્યાં સજડ સજની દ્વાર, કે જિંદગાની—
—આખી તારાં હૃદય મહિં પૂરાઈ રે'વું જ જોશે !

—જટિલ

## જીવનકાર્ય

: મિશ્ર :

સૂતેલ વિરાટ જગાડવો છે
સુસર્જનો કરી વિરાટતાથી
અંભોધિ પેટાળ પતાલ હૈયે
ને ડુંગરે ડુંગર, પર્વતોમાં
જગાડવી આગ પ્રચંડ મારે.

જૂની જૂની ભાંગવી છ ભામકા,
કણે કણે પૂરવી છ પ્રેરણા,
ભેરી બજાવું નવસર્જનોની,
સર્જી રહીશ વિરાટ દુનિયા
અખંડ જ્યાં માનવતા વિરાજે.

ઉતારીને સુરજ ચંદ્ર ગોળા
લટકાવીશ ધરતી- ટોડલે
નવા પથે ધ્રુવ મશાલ રૂપે.
અનંત તારાવલિ શા દીપકો
જલાવવા છે ધરતી પાટપે.

જગાવીને ક્રાંતિ નવી મહાન
વિશ્વાંગમાં કેડી નવી પાડીશું
જેથી કરે માનવ વિશ્વકેરો
કલ્યાણ યાત્રા; સુમહાન સિદ્ધિ
પામી શકે જીવનના વિગ્રહે.

આ વિશ્વ યજ્ઞે જગ સુખકાજ
હું ઇન્ધણા રૂપ બની જવીશ,
ને માનવી-યાત્રી તણા પથો પે
તેજો ભરી દીપક હું બનીશ,
એમાં જ મારી પરમોચ્ચ સિદ્ધિ

-પ્રતાપકુમાર બી. શાહ





# કટાક્ષ :
## કાવ્યોમાં અને રેખાઓમાં



# પાછલી રાતનાં સપનાં

: લેખક :
શ્રી. ‘નકીર’

[ સૌરાષ્ટ્ર એકમની રચના પછી સૌરાષ્ટ્રના ઇતિહાસમાં અનેક પ્રકારના ક્રાન્તિકારી ફેરફારો થયા. આ ફેરફારોથી વાસ્તવિક પરિસ્થિતિમાં આવેલા પલટાના રમુજી પ્રસંગનું સુંદર આલેખન શ્રી. ‘નકીર’ અહીં કરે છે. ]

‘એલ્યા ભોપલા !’

‘જી બાપુ !’

‘આપણે ક્યાં છીએ ?’

‘મુંબઈમાં ગોળપીઠાને નાકે ભાડાના મકાનમાં.’

‘એલ્યા ભાળતો નથી ? આપણા રંગમહેલમાં મારી રાજગાદી ઉપર બેઠો છઉં અને આ સામે ઓલી અજમેરવાળી...ભોપલા કઇ ઈ ?’

‘મનોરમા રાણી.’

‘હા, હા, ઇ મનોરમા રાણી મુજરો કરે છે. અને આ જોને આપણી લયલી, ક્યા સાહેબે આપી’તી ભોપલા ?’

‘લાંધરીજ સાહેબે.’

‘ગાંડીના ! લાંધરી જ નહિ પણ લેંગરી (લેંગ્રીજ–Langridge) સાહેબ, મેં તને કેટલીક વાર કહ્યું હશે ?’

‘પણ બાપુ ! હું ક્યાં કોલેજમાં ભણ્યો છું ?’

‘હા ઇ લેંગરી સાહેબ આગળથી આપણે રૂપિયા ત્રણ હજાર આપીને લીધી’તી એ કૂતરી લયલી પણ મુજરો જોઈ રહી છે અને તું કહે છે કે આપણે મુંબઈમાં ભાડાના મકાનમાં છીએ. દારૂ પીધો છે ?’

‘ના બાપુ ના. ઇ દારૂ પીવાના દન ગ્યા અને ભલા થઇને આપ બધું ભૂલી જાવ.’

‘અરે, આ જો આપણે મોટરમાં ઉઠાવી લાવેલા ઈ...કઇ ભોપલા ?’

‘એમા પટેલની છોડી મણકી.’

‘હા, હા, ઇ મણકી પણ જોને આ મારી પાસે બેઠી છે...અહાહાહા—’

‘અહાહાહા.’

‘શું...અહાહાહા ?’

‘ઓ હો હો હો. બાપુ હુંય જાણે દરબારગઢની ડેલી પાસે મારી ઓરડીમાં જાણે મારી રંભલી સાથે હીંચોળાખાટ ઉપર ઝૂલી રહ્યો છું.’

‘એલ્યા તારો-ય દી’ મોટો થયો લાગે છે... ગધેડીના ! હું ગાદી ઉપર બેઠો હોઉં ત્યારે તું હીંચોળાખાટ ઉપર બેસે ?’

‘બાપુ ઈ ગાદિયું ને ઇ હીંચોળા સંધુંય ગ્યું. બાપુ ! આ તો મુંબઇમાં વાલજી ધાંચીના મકાનમાં શેતરંજી ઉપર બેઠા છીએ. કોંગ્રેસીઆને રાજ સોંપી દીધું. હવે તો ચાર–પાંચ હજાર રૂપરડીમાં વરહનું ખરચ કાઢવાનું રહ્યું બાપુ ! લ્યો મોં ધોઇ લ્યો. આ હોટેલમાંથી ચા આવ્યો છે; કીટલીવાળો છોકરો ઉતાવળ કરે છે.’

‘એલ્યા ભોપલા !’

‘જી બાપુ !’

‘તંઇ આ બધું મેં ભાળ્યું ઈ સપનામાં ભાળ્યું હશે ?’

‘હું ?’

‘લે સાંભળ. આ કોન્ગ્રેસવાળાએ બધાં રાજ સંભાળી લીધાં પણ વાણિઆ–બ્રાહ્મણથી રાજ હાલતાં હોય તો અંગ્રેજ સરકાર કંઇ ગાંડી હતી કે સો સો વર્ષ અમને રાજ હલાવવા દીધાં. રાજ હલાવતાં ન આવડયાં એટલે કોન્ગ્રેસવાળા તો અકળાયા અને અમને બધાયને પાછા બોલાવ્યા અને કહે કે ભાઈ-સાબ આ તમારાં રાજ સંભાળો; ઇ અમારું કામ

નહિ. અને પછી તને ખબર છે ભોપલા ! મારું લખ્ખું વાડીનું રાજ મને પાછું મળ્યું. પહેલે ધડાકે મેં શું કામ કર્યું ખબર છે ભોપલા ?'

'શું ?'

'રાજના નોકરોને ઇનામમાં વધારાના પગાર આપ્યા હતા ઇ; કારભારી અને બીજાને ઇનામ આપ્યા'તા ઇ બધુંય પાછું ઓકાવી લીધું. ભાઇઉને અને રાણીયુંને નામે બંગલા ચડાવ્યા'તા ઇ પાછા આંચકી લીધા. ઓલી જમીનું ધર્માદા આપી'તી ઇએ લઇ લીધી. બધાને કાઢું તો પડ્યું પણ સમજાવવા પડ્યા કે ઇ તો રાજ જાવા બેઠું'તું એમાં મોકળું મન કર્યું'તું અને પછી શું કર્યું ઇ તને ખબર છે ભોપલા ?'

'ના.'

'ઓલ્યા મહાંતજીને ત્રીશ વર્ષનો દારૂનો ઇજારો આપ્યો; પુનમચંદ શેઠને કાપડનો ઇજારો આપ્યો. સુંદર્શ વાઘરીને દાતણનો ઇજારો; રામલા ઢેઢને ભાભિનો એમ બધાયને પાછા હતા એવા ઇજારા આપી દીધા. અને ઓલી મોટર સર્વીસ આપણે ચલાવતા'તાને ઇએ પાછી ચાલુ કરી દીધી. વળી પહેલે જ દિવસે મારા બેટા ફોજદારે રૂપિયા પાંચસોનો તડાકો કર્યો અને મારા પગે ધરી દીધા, ઇ ફોજદાર તો ઇ ફોજદાર ! બીજા રાજને એવો ન મળે હો ભોપલા ! માળો ક્યાંથી કોઠાં કરી આવે ઇ કોઇને ખબર ના પડે. અને પછી મેં શું કર્યું ખબર છે ભોપલા ? આ અજમેરવાળી – કઇ ભોપલા ?'

'મનોરમા રાણી'.

'હા, ઇ મનોરમા રાણીનો મુજરો ચાલતો'તો ને આંખ ઊઘડી ગઇ ! ભોપલા, સૌ તો કહે છે ને કે પાછલી રાતનાં સપનાં સાચાં પડે.'

'પડી રહ્યાં બાપુ ! હવે તો આકાશ કાળું મેશ જેવું દેખાય છે. ઇ સાલિયાણાની રકમ આપ્યે જાય તોયે કોન્ગ્રેસીઆનો પાડ.'

'માળા તંઇ તને કાંઇ ખબર જ નથી. હું કોલેજમાં ભણતો'તો ત્યારે અમારા પ્રિન્સિપાલ, ઇ કોણ ભોપલા ?'

'બાપુ ! એનું નામ તો લાંબું લાંબું હતું. અત્યારે હવે ક્યાંથી યાદ હોય ? હું ક્યાં ભણેલો છું; પણ કાંઇક મેકસફરજન કે એવું નામ હતું.'

'સાળા ગાંડીના ! મેકસફરજન નહિ; મેકફરસન. હા, ઇ મેકફરસન સાહેબ કહેતા'તા કે એક દી' વહેલી પરોડે એને સપનું આવ્યું કે એનો દીકરો અમેરિકા જતો હતો ઇ ઇસ્ટીમર ડૂબી અને તેમાં એનો છોકરોય ડૂબ્યો. અને તને ખબર છે ભોપલા ! સાચે જ બીજે દિવસે ઇ સનાનના સમાચાર આવ્યા.'

'બાપુ ! ઇ સાચું હશે પણ આપણેય હવે તો સનાનના જ સમાચાર છે.'

'ભોપલા ! સાળા તું તો માને નહિ ! જો આ તાર આવ્યો.' તાર ફોડતાં ફોડતાં બાપુ હર્ષના આવેશમાં ઊભા થઇ ગયા, પણ તાર વાંચીને કોથળા જેવા થઇ શેત્રંજી ઉપર ઢળી પડ્યા.

તાર કોંગ્રેસ સરકાર તરફથી હતો અને તેમાં ખબર આપ્યા હતા કે રાજ સોંપતાં પહેલાં થોડા દિવસમાં રાજની મિલકત તમે પોતાને નામે ચડાવી છે અને રાજની સિલક વગેરેની ગેરવ્યવસ્થા કરેલી છે તેનો દિવસ સાતમાં ખુલાસો નહિ કરવામાં આવે તો સાલિયાણાની રકમ રોકવા માટે સરકાર વિચાર ચલાવશે.

[ 'કાઠિ. ટા.'ના સૌજન્યથી ]

# બસ, પરવારી ગયો !

લેખક : શ્રી. 'ચિકિત્સક'

**શેઠાણી** :—અલ્યા, તારું નામ શું ?

**નોકર** :—મારું નામ વેલ્તો, બાઈ.

**શેઠાણી** :—ઠીક, જો વેસતા, અમારે ત્યાં ઝાઝું કામ નથી. શેઠ, હું અને બે છોકરાં તથા નાની બેબી એટલાં જ માણસો ઘરમાં છે. જો, તારે સવારમાં સાડા પાંચે ઊઠવાનું, હું તે વખતે ઊઠું છું એટલે તને ઉઠાડીશ. ઊઠીને સઘડી સળગાવી બંબો સળગાવવાનો, ૭ વાગ્યે દૂધવાળો આવે છે તેની પાસેથી દૂધ લઈ સઘડી પર ઊનું કરી દેવાનું અને ચા મૂકવાની. હું નાહીને જાતે જ ચા બનાવું છું એટલે તારે ચાના પ્યાલા વગેરે ગોઠવવાના અને મારે માટે પૂજાનો સામાન તૈયાર કર્યો એટલે પરવારી ગયો !

અમે ચા પી રહીએ એ દરમિયાન ચૂલા સળગાવી આધરણ મૂકી દેવાનું અને ચાના પ્યાલા-રકાબી સાફ કરી વાસીદું વાળવાનું શરૂ કરવાનું. સીધું તો હું જાતે કાઢું છું પણ રસોઈનો સામાન તારે તૈયાર કરવાનો: શાક પણ હું હાથે સમારું છું. વાસીદું વાળી લોટા-પવાલાં માંજી નાખ્યાં એટલે બસ, પરવારી ગયો !

છોકરાને નવડાવી તારે એમને માટે ઠામ-પાટલા કરવાના. છોકરાં ન્હાય એટલા વખતમાં પાણી ગારું ઘોઈ પાણી ગળવાનું. છોકરાંને નવડાવ્યા પછી શેઠને માટે હજામતનો સામાન તૈયાર કરવાનો અને એમને નવડાવવાના. શેઠ નાહી રહ્યા એટલે બસ, તું પરવારી ગયો. શેઠ નાહીને પૂજામાંથી પરવારે એટલામાં તારે બે છોકરાંને નિશાળે મૂકી આવવાનાં અને પાછા આવતાં લાઇબ્રેરીમાંથી છાપું લેતા આવવાનું.

ઘેર આવી અમારે માટે ઠામ-પાટલા કરવાના. હું રાંધવામાં હોઉં તે વખતે બેબી રડે તો જરા ઘોડિયું હલાવવાનું એ તો ખાસ કામ ગણાય નહિ. ઠામ-પાટલા તૈયાર કર્યા કે બસ તું પરવારી ગયો !

અમે જમીએ એટલામાં લૂગડાંમાં સાબુ દેવાનો. અમે જમી રહ્યાં કે તારે તરત જમી લેવાનું અને જમીને લૂગડાં ધોવાનાં તથા વાસણ માંજવાનાં. વાસણ માંજી રહ્યો કે બસ પરવારી ગયો.

બપોરે દોઢ વાગે છોકરાં માટે નિશાળે નાસ્તો લઈ જવાનો અને પાછા આવતાં શાક લેતા આવવાનું, શાક લઈને આવ્યો કે બસ પરવારી ગયો. ઘેર આવીને જરા આગલા દીવાનખાનામાં ફરી સાવરણી ફેરવવાની અને પછી ચા મૂકી દેવાની. ચા પી રહ્યા કે બસ પરવારી ગયો ! સાંજે ચાર વાગે




પાકિસ્તાની કોયડો ઉકેલવામાં મદદ કરવાની જનાબ ઝીણાએ નાખેલી ધા હજી કેમ કોઈ સાંભળતું નથી ?

છોકરાંને નિશાળેથી તેડી લાવવાનાં અને ઘેર આવે એટલે છોકરાંને માટે ચ્હા કરી દેવાની. નાસ્તો તો હું બપોરે બનાવું તે છોકરાંને આપવાનો. હું સાડાચારે દર્શન કરવા જાઉં છું એટલે છોકરાંને માટે તારે ચ્હા નાસ્તાની તજવીજ કરવાની. છોકરાં ચ્હા નાસ્તો કરી રમતાં ફરશે એટલે બસ તું પરવારી ગયો! સાડા-પાંચ શેઠ ઓફિસમાંથી આવે ત્યારે એમને માટે ચાની તૈયારી કરવાની. તૈયારી કરીશ એટલામાં તો હું આવી પહોંચીશ એટલે શેઠને માટે ચા વગેરે તો હું કરી દઈશ. બસ, શેઠ ચા પી રહ્યા એટલે તું પરવારી ગયો!

૭ વાગ્યે હું કથામાં જાઉં છું. અને શેઠ કલબમાં જાય છે. જો છોકરાંને બહાર જવું હોય તો આ...જરા કલાક ફેરવી આવવાનાં. છોકરાંને ન જવું હોય તો બસ, તું નવરો!

છોકરાંને ફેરવી આવ્યા પછી શાક સમારી, રાતના જમવાની તૈયારી કરવાની. ચૂલો સળગાવી આધરણ મૂકી દેવાનું અને રસોઈ માટે સામાન તૈયાર કરવાનો. સામાન તૈયાર કર્યો એટલે પરવારી ગયો! તું રસોઈનો સામાન કરીશ એટલામાં હું કથામાંથી પાછી આવીશ અને સાંજની રસોઈ કરી નાખીશ. તારે ઉપર સૂવાનાં ઓરડામાં જરા વાસીદું વાળી પથારી કરી દેવાની અને સૂકવેલાં લૂગડાંની ગડી કરી દેવાની. કોઈ વખત ઇસ્ત્રી કરવાની હોય તો તે કરવી. એ તો હું બરાબર બતાવીશ. પથારીઓ કરી કે બસ પરવારી ગયો!



હું રસોઈ કરું એટલામાં તારે સાંજનું દૂધ લઈ આવવાનું. દૂધવાળો સાંજે ઘેર આપવા નથી આવતો. દૂધ લાવી ઊનું કરીને ઠામ-પાટલા કરવાનાં. છોકરાં વહેલાં જમી લે છે તે જમી પરવારે એટલે શેઠ માટે ઠામપાટલા તૈયાર કરી દેવાના. જમવાની તૈયારી કરી રહ્યો કે બસ, પરવારી ગયો!

શેઠ સાડા આઠે કલબમાંથી આવે એટલે અમે જમી લઈશું. અમે જમતાં હોઈએ તે દરમિયાન જરા નાની બેબીને હીંચકો નાખી સુવાડી દેવાની. બસ, બેબી સૂઈ ગઈ કે પરવારી ગયો!

અમે જમી રહીએ પછી તારે જમી લઈ એંઠવાડ-પાણી કરી વાસણ માંજી નાખવાનાં. બસ, વાસણ પાણી પતી ગયાં એટલે તું પરવારી ગયો!

રાત્રે દસે શેઠ સૂવા જાય ત્યારે ઉપર આવી અર્ધો પોણો કલાક એમને ચંપી કરવાની અને જરા પગ દબાવવાના. ચંપી કરાવ્યા વગર એમને ઊંઘ નથી આવતી. બસ ચંપી કરીને અગિયાર વાગે તું પરવારી ગયો તે સાડા પાંચ વહેલા વાગજે!

બાર રૂપિયા, ખાવાનું ને કપડાં એ અમારો રિવાજ છે. બોલ, શો વિચાર છે?

**નોકર:**—એવી પરવારવાની નોકરી મને ન પાલવે. આપણે તો કામ કરવાનું હોય એવી નોકરી જોઈએ.

'લોકનાદ'

❁

કવિઓ-લેખકો-કલાકારો-સાહિત્ય-સ્વામીઓના બાહ્યાન્તર જીવન વિષે ઘણું લખાયું અને કહેવાયું છે.

જગત આખાની ચિંતા કરીને ઑફિસેથી મોડી રાતે ઘેર આવતાં પોતાના જીવન પર નજર નાખવાની એને નવરાશ મળે છે અને કલ્પનાનાં ઉડ્ડયનો છોડી એ નક્કર ધરતી પર ઊતરે છે.

❁



અમેરિકાના એક વખતના પ્રમુખ, મહિલાઓની એક સભામાં એક વખત પ્રવચન કરતા હતા. સ્ત્રીઓના સમાન હક્ક વિષે એમણે કેટલીક કડક વાત ઉચ્ચારી. આથી શ્રોતાઓમાંની એક મહિલાએ એકદમ ઊભા થઇ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું: 'મિ. લીંકન ! જોગાનુજોગે હું જો તમારી પત્ની બની હોત તો તમારા આવા વિચારો જાણ્યા પછી હું પહેલી તકે તમને ઝેર આપત.'

'એટલી બધી તકલીફ લેવાની તમારે જરૂર ન પડત હું જો તમારો પતિ બન્યો હોત તો પહેલી જ તકે આપઘાત કરત.' લીંકને ટાઢાશથી જવાબ આપ્યો.

*

પત્ની : 'જો તમે મને ખરેખર ચાહતા હો તો પછી બીજી પત્ની શા માટે કરવા તૈયાર થયા છો ?'

પતિ : 'હું તને ખરેખર ચાહું છું, અને તેથી જ તારા માટે જ ઘરકામમાં મદદ કરવા મદદગાર લાવું છું.'

*

હોટલ-બોય :-' સાહેબ, રસોઈ આપના માટે ગરમાગરમ તૈયાર રાખી હતી. આપને અનુકૂળ પડી ?'

ગ્રાહક :-' હા, ખામી એક જ છે અને તે આ બિલ છે. તેને લઇ જા, જરાક ગરમ કરીને પાતળું બનાવ.

*

શેઠ: 'હિસાબી કારકુનની જગ્યા ખાલી છે. તમે ચોપડા લખી શકશો. ?'

ઉમેદવાર: 'હા, મને ચોપડા લખવાનો સારો અનુભવ છે.'

શેઠ: 'તમારે બે થરા ચોપડા સંભાળવા પડશે !'

ઉમેદવાર: 'એ શું કામ, હું ત્રણથરા ચોપડા લખીશ.'

શેઠ : 'એટલે ?'

ઉમેદવાર : 'મુખ્ય શેઠને બતાવવા માટેનો ખરો નફો બતાવતો ચોપડો. ભાગીદારને માટે ઓછો નફો દેખાડતો બીજો ચોપડો અને ઈન્કમટેક્સ ઓફિસને માટે ખોટ દેખાડતો ત્રીજો ચોપડો.'

× × ×

ગામડામાંથી એક વખત ત્રણ મિત્રો કુતુબમિનાર જોવા ગયા, તે જોઇને ત્રણે વાતો કરવા લાગ્યા.

પહેલો-'કેટલો બધો ઊંચો ને સુંદર છે ? પહેલાના જમાનામાં માણસો પણ આટલા જ ઊંચા હતા.'

બીજો-અરે, મૂર્ખના સરદાર ! માણસો કંઈ આટલા બધા ઊંચા હોય ? એ તો પહેલાં આને આડો ચણ્યો હશે ને પછી ઊભો કરી દીધો છે !'

ત્રીજો-'તમે બંને ખરેખર મૂરખ છો ! આ તો કૂવાને ઊંધો કરી નાખ્યો છે !

× × ×

જુવાન-'ડૉકટર સાહેબ ! તમારી દવાથી મને તો ઘણો જ ફાયદો થયો છે, એથી તમને ધન્યવાદ આપવા આવ્યો છું !'

ડૉકટર-'એમ ! પણ તમે મારી દવા તો કદી લીધી નથી !'

યુવાન-'હું નહોતો લેતો પણ મારા કાકા લેતા હતા. હું તેમનો વારસદાર છું સાહેબ ! એમના મૃત્યુથી મને સારી મિલકત વારસામાં મળી !

× × ×

બા—'રમેશ, હવે તું કાલનું કામ આજે કરતાં કયારે શીખીશ ?'

રમેશ—'આજે જ શીખ્યો બા: કાલને માટે રાખેલી મીઠાઈ આજે જ ઉડાવી ગયો.'

× × ×

મંદિરના પૂજારીને એક ભકતે પૂછયું:'પૂજારીજી, આપ આરતિના કેટલા આંટા ઉતારો છો ?'

પૂજારી-એ તો જેવી ભકતોની ભીડ.

## તાબડતોબ ખરીદી આપો

લોકોની રોજની જરૂરિયાતો પૂરી પાડવાનું કામ બજાવતી એક કમિશન એજન્ટની પેઢી પાસે પરામાં રહેતી એક શ્રીમંત વિધવાએ ૧૦,૦૦૦ મોટી પાંખવાળા મચ્છર, ૫૦૦૦ માંકડ ને ૧૦૦૦ મધ-માખી તાબડતોબ મેળવી આપવાનો ઑર્ડર મૂક્યો હતો.

આ વિચિત્ર ખરીદીથી અકળાઈને પેઢીનો એક કારકુન તે બાઈને રૂબરૂ મળવા ગયો અને પૂછ્યું: 'પણ, આ બધી વસ્તુઓ આખર તમે શા માટે ખરીદવા માગો છો?'

વિધવાએ કહ્યું: 'તમે સમજ્યા નહિ, જે મકાનમાં હું રહું છું તે મારે કાલે છોડી જવું છે, મકાનધણીનો આગ્રહ છે કે આજથી સાત વરસ પહેલાં મેં એ ભાડે લીધું ત્યારે એ જે સ્થિતિમાં હતું, એવી એ જ સ્થિતિમાં મારે એને પાછું સોંપવું પડશે.'

× × ×

### ગાડીની ઝડપ કેટલી?

ટિકિટ કલેક્ટર: 'આ છોકરાની ઉંમર ૧૨થી વધુ જણાય છે!'

માતા: કદાચ હોય, પણ આ તમારી બાપુશાહી ગાડીમાં અમે બેઠાં ત્યારે એ ૧૧ વરસનો જ હતો!

× × +

### રસોયણ પણ ન કહે

પતિ-પત્ની વચ્ચે જામી હતી.

'ત્યારે અમે તો જાણે તમારું ભઠિયારું કર-વા જ જન્મ્યા છીએ.' પત્નીએ કહ્યું. 'તમારે મન તો સ્ત્રી એટલે રસોયણ જ.'

'તારા હાથનું એકવાર જમી જનાર તો તને રસોયણ પણ ન કહે.' પતિએ ફટકાર્યું.

× × ×

### બે પૈસાનો જીવ

અસંતોષી પત્ની: 'તમને પરણ્યા પહેલાં મને જેના જેના માગાં આવેલાં તેમાંના ઘણા પુરુષો આજે તમારા કરતાં ધનવાન બની ગયા છે. એમની પાસે બે પૈસાનો જીવ એકઠો થયો છે.'

'શું એમને પરણી નહિ એટલે થાય જ ના?' પતિએ બળતરા કાઢી. —મૂ. અં.




### ૧૫ મી એપ્રિલ

સૌરાષ્ટ્રભરમાં, જે રીતે ૧૫ મી ઑગસ્ટે આઝાદીદિન ઉજવાયો હતો, તે રીતે ૧૫ મી એપ્રિલે એકમદિન ઊજવાયો.

એ દિવસને સાચી રીતે સમજવા માટે, જે સિદ્ધિની ખુશાલી તરીકે એ ઊજવાય છે, તેનાં મૂલ્યાંકનો સૌ પ્રથમ કરી લેવાં જોઈએ. એકમ યોજનાના પરિપાક-રૂપે જે અખંડ સૌરાષ્ટ્ર હાંસલ થયું છે, તેના લાભાલાભના સરવૈયારૂપે થોડું કહેવું હોય તો એટલું કહી શકાય કે:—

#### ફાયદાઓ

બારબાર પગલે બાપુ બદલાયની સ્થિતિ હવે નાબૂદ થઈ છે. સમસ્ત સૌરાષ્ટ્રની પ્રજાને માટે સાથે જીવવા કે સાથે મરવાની તક મળી છે. હિંદી સંઘના પ્રાંતોની સાથે તાલ પાડવાનો અવસર મળ્યો છે, અને જરૂર પડયે જેની કને ધા નાખી શકાય તેવા હોદ્દેદારો મળ્યા છે.

#### ગેરફાયદાઓ

રાજાઓનો અવાજ સદંતર નાબૂદ નથી થયો, મહાગુજરાતના એકમમાં ભળવા જેવી મૂળભૂત બાબ-તમાં તમામ સલામી રાજાઓની અનુમતિ લેવી ફર-જિયાત છે. સૌરાષ્ટ્રના લશ્કર ઉપર એક માત્ર જામસાહેબની પકડ છે, અને વિશેષમાં તાલુકદારી ભાયાતી તત્ત્વો તરફની ભયસ્થાનો પણ મોજૂદ છે.

#### વાસ્તવિકતા

આ બધા વચ્ચે વાસ્તવિકતા એક જ છે, કે દૂષણો સાથેની એકમ યોજનાનો સ્વીકાર થયો છે,

દૂષણો વચ્ચેથી પણ માર્ગ કાઢવાની આશા વ્યક્ત કરીને, પરિષદના આગેવાનોએ કામ કરવા દેવાની તક માગી છે.

**એ વખતે વર્તમાન સિદ્ધિમાં ઈંદ્રપુરી ભલે ન દેખાતી હોય તોપણ અગાઉની બસો-બાવીશ સીમાડાઓવાળી જે હાલત હતી, તેના કરતાં તો આ યોજના વધુ મુક્ત છે જ, એ સૌ કોઈ સ્વીકારશે.**

### વિરોધ એટલે

આજે ને આજે ઈંદ્રપુરી ઉતારવાના મનોરથો કરીને એકમનું કરારનામું તથા તેના પરિપાક રૂપે આવેલી સારાષ્ટ્ર સરકારને ફગાવી દેવા માટે જન-આંદોલનો કરવાં એ એક જાતનો વિરોધ થયો.

એકમ યોજનાને સ્વીકારી લઈને, તેની અંદર રહેલાં દૂષણોને કારગત બનતાં અટકાવવાં, વર્તમાન યોજનામાંથી વધુમાં વધુ ફાયદો મેળવવા માટે મથવું અને પરિષદના આગેવાનો જ્યાં જ્યાં રજવાડી તત્ત્વો સાથે સમાધાનકારી વલણ દાખવે ત્યાં ત્યાં મક્કમપણે લાલ બત્તી ધરવી, એટલે કે વર્તમાન યોજનામાંથી આવનારી લોકસભા તથા ધારાસભા પાસે વધુમાં વધુ પ્રગતિશીલ વલણ અખત્યાર કરાવવા માટે અંદરના જ એક વિરોધપક્ષ તરીકે રહેવું, એ બીજી જાતનો વિરોધ થયો.

### સમાજવાદી પક્ષ

સૌરાષ્ટ્રના ઉદ્દામોમાં વધુમાં વધુ વગ ધરાવતો પક્ષ જો કોઈ હોય, તો તે સમાજવાદી પક્ષ છે. જેની સ્થાપના હજુ હમણાં જ થઈ છે. અને લગભગ તમામ ઉદ્દામો તથા પ્રગતિશીલો તેમાં જોડાઈ ગયા છે. સૌરાષ્ટ્રના એકમ પરત્વે તેણે પોતાની નીતિ નક્કી કરી નાખી છે, જે ઉપર બતાવેલા બીજા પ્રકારના વિરોધની છે.

પક્ષની આ નીતિ વાજબી જણાય છે, કારણ કે, **અસલી હાલત કરતાં વર્તમાન યોજના વધુ ખરાબ હોય તો જ લડતોથી નવી સિદ્ધિ મેળવવાના પ્રયાસ કરવા યોગ્ય ઠરે. જ્યારે વર્તમાન એકમ સંપૂર્ણ નહિ તોપણ મૂળ હાલત** કરતાં તો વધુ મુક્ત છે જ. તેથી અંદરના વિરોધપક્ષ તરીકે રહેવાનું તેણે ઠરાવ્યું છે.

### વિરોધ એ બળ છે

ખરું જોતાં એ જાતનો વિરોધ તો એક જાતનું બળ છે. પરિષદના આગેવાનો રજવાડી તત્ત્વો સાથે જ્યાં જ્યાં સમાધાનકારી વલણ બતાવશે ત્યાં ત્યાં સમાજવાદીઓ વિરોધ કરશે અને જ્યાં જ્યાં રજવાડી હિતો સામે પરિષદના આગેવાનો અવાજ ઉઠાવશે, ત્યાં ત્યાં આ ઉદ્દામોનું તેમને જબરું પીઠબળ મળી રહેશે, **એટલે બીજા શબ્દોમાં કહીએ તો, આ વિરોધ પક્ષ એ લોકહિત કર્તાઓનો મિત્ર છે. અને લોકહિત ભૂલનારાઓનો વિરોધી છે.**

### આગેવાનોની કસોટી

એટલે આ વિરોધ પક્ષ પ્રત્યેના વર્તાવમાં ખુદ આગેવાનોની પણ કસોટી થવાની છે; સમાજવાદીઓથી જો કોઇએ ચમકવાનું હોય, તો તે રાજાઓએ તથા પ્રત્યાઘાતીઓએ છે. જે આગેવાનો પોતાની દષ્ટિ સમક્ષ એક માત્ર જનતાને જ રાખે છે, તેમણે આ પક્ષને દવલો ગણવાનું કોઈ કારણ નથી.

**એટલે પરિષદમાંથી પણ જે જે આગેવાનો આ પક્ષ તરફ અણગમાનું વલણ રાખશે, તેઓ જનહિત તરફ નહિ પરંતુ રજવાડી તત્ત્વોને પંપાળે છે, એવું આપોઆપ સાબિત થશે.**

### સમાજવાદી પક્ષની ફરજ

તે સામે સમાજવાદી પક્ષની પણ એક સ્પષ્ટ ફરજ બની જાય છે કે, જુદી જુદી સંસ્થાઓથી અસંતુષ્ટ થયેલ માનસખીમારો આ છાવણીમાં ઘૂસી જવા ન પામે તેનો ખ્યાલ રાખવો પડશે. પરિષદના વિરોધમાં રહેલા પ્રત્યાઘાતીઓ વેશાંતર કરીને સમાજવાદી મહોરો મેળવી ન જાય, તેની તકેદારી રાખવી પડશે જે તત્ત્વોને નેસ્ત નાબૂદ કરવા માટે પરિષદને અપૂર્ણ માનવામાં આવી છે, તે તત્ત્વો ભૂલાઇ જાય, અને પરિષદને જ સામો પક્ષ માની લેવામાં આવે એવી મનોદશા કદી પણ પક્ષના સભ્યોમાં ન આવે તે જોવું પડશે.

'આવતી કાલ'



આ માસની નવલિકા

# અફલાતૂન


: લેખક :

સ્વ. હરિકૃષ્ણ વ્યાસ


[ કૃત્રિમ રીતે દબાયેલી જાતીય વૃત્તિના આવિષ્કારની આ વાર્તા અમારા પરમ મિત્ર અને જાણીતા લેખક શ્રી. હરિકૃષ્ણ વ્યાસે પ્રેમપૂર્વક 'જીવન-પ્રકાશ' માટે આપેલી. આજે આ નવલિકામાં એમના નામ આગળ 'સ્વર્ગસ્થ' લખતાં અમારી આંખો ભીની બને છે. —તંત્રી ]

એનું નામ જયા હતું, અને તેથી અમારા સહાધ્યાયી કૉલેજિયનો મને પાછળથી જયંત નામે સંબોધતા. અલબત્ત, એ લોકોએ તો મારું આવું નામ ઇર્ષાથી જ પાડેલું, પણ મને એ નામનો ધ્વનિ ગમ્યો, એ નામની પાછળ છુપાયેલી ભાવના મને રુચિકર લાગી, એ નામમાં સમાયેલો કટાક્ષ મને પ્રિય થઈ પડ્યો, અને એ નામ સાથે સંયોજાયેલી અનેક સોનેરી કલ્પના પર હું મુગ્ધ થયો. એથી મેં વિના આનાકાનીએ એ નામનો સ્વીકાર કરી લીધો. જયાને મારા પડેલા આ નામની ખબર હતી, પણ મેં તેના કરેલા છૂપા સ્વીકારની તેને ખબર ન હતી.

મારે જયાના સંસર્ગમાં આવવાનું બે સ્થળે બનતું: એક અમારી કૉલેજના તત્ત્વજ્ઞાનના વર્ગમાં અને બીજું ફરવા જતી વખતે. મારે ત્યાં આવવાનું હજુ જયાને બન્યું ન હતું; કેમકે હું હોસ્ટેલમાં રહેતો હતો, અને ત્યાં આવવાનું તે પસંદ કરતી ન હતી.

પણ કોણ જાણે કેમ મને ધીમે ધીમે હોસ્ટેલનું જીવન નીરસ લાગવા માંડ્યું. મને લાગ્યું કે મારા અભ્યાસમાં બીજાઓની હાજરીથી પડતી ખલેલ એ તેનું એક કારણ હશે. તેથી મેં માન્યું કે મારા જેવા ઉદાત્ત આશયો ધરાવતા તત્ત્વજ્ઞાની માટે હોસ્ટેલની એ બધી સેજા યોગ્ય 'કંપની' પણ નથી. એટલે મેં ગામમાં મકાન ભાડે રાખવાનો નિશ્ચય કરી બીજે જ દિવસે તે નિશ્ચયને અમલમાં પણ મૂક્યો. કૉલેજિયનોએ મારા હોસ્ટેલ છોડી જવાનાં અનેક કારણો કલ્પ્યાં પણ તત્ત્વચિંતકોને કેવું શાંત જીવન જીવવાનું હોય તે એ બિચારા પામરજનો ક્યાંથી સમજે! તેમ છતાં પારકે સુખે દુખિયા બનનારા એ વાનરોની એ નખરાંબાજી, એ પામરોની કલુષિત કલ્પનાઓ મારા કે જયાના કાન સુધી પહોંચવા ન પામતી એ અમારું એક સદ્ભાગ્ય હતું.

પણ એક દિવસ એક અકસ્માત બની ગયો. નવા જ આવેલા અંગ્રેજીનાં એક પ્રોફેસરને મારા ખરા નામની ખબર ન હતી, અને કારણવશાત્ મને બોલાવવા જતાં તેમણે 'મિસ્ટર જયંત'થી શરૂ કર્યું: જયાના કાન ચમક્યા. તેણે ઊંચે જોયું, તેના ગાલનો રંગ અને આકાર બંને બદલી ગયા, પણ એનું એ છૂપું મંદ સ્મિત બીજી જ ક્ષણે થયેલા ફર્નિચરના ગડગડાટે દાબી દીધું. અમારા સહાધ્યાયીઓની મહિનાઓથી દબાયેલી શ્વાનવૃત્તિ આ સુંદર અવસર આવતાં ખીલી ઊઠી. તેઓના હાથ અને ટાંટિયામાં અજબ ચેતન આવ્યું. ગભરાયેલા પ્રોફેસર તુરત તો આનો ભેદ ન સમજ્યા. પણ જયાના વદન પર છવાતી જતી પ્રચંડ રક્તપ્રભાએ તેમને કાંઈક પ્રકાશ આપ્યો. સ્ટેમ્પિંગ હજુ પણ ચાલુ જ હતું. એવામાં જયા સફાળી ઊભી થઈ. તેના રૌદ્ર સ્વરૂપે ઘડીભર વિદ્યાર્થીઓના પગનું ચેતન હણી લીધું. અને તેઓના મનનું ચેતન બાળી ભસ્મ કરવા માટે જાણે કે જયાએ જ્વાળા ફેંકી 'You fools, you'll just see how he becomes the real Jayant' (અરે ગધેડાઓ તમને હમણાં ખબર પડશે કે એ કેવો સાચો જયન્ત થાય છે.) અને આટલું કહેતી એ

બસ્સો હાથ, બસ્સો પગ અને બસ્સો આંખમાં ખીલા જડી, જયા પોતાના પાલવનાં લહેરિયાંથી હવામાં અનેક સૌંદર્યરેખાઓ ઉપજાવતી ચાલી ગઇ.

વિદ્યાર્થીઓ એ બારણા પાછળના આકાશમાં, જ્યાં જયાની છબી કોતરાઇ ગઈ હતી ત્યાં જોઇ રહ્યા. જે ઈર્ષા મને જીવનભરને માટે જયાથી છૂટો પાડવા ઇચ્છતી હતી એ જ ઇર્ષા જયાને મારી નિકટમાં નિકટ ધકેલવામાં સહાયક થઈ, એ સત્યની હિમ જેવી શાતળતાએ તેઓના સાંધામાં સંધિવા ઉપજાવ્યો; અને તેથી જે થોડું ઘણું સ્ટેમ્પિંગ હજુ પણ ચાલુ રહ્યું હતું તે આપોઆપ શાન્ત થયું. બીજે જ દિવસે કોલેજે જાણ્યું કે જયા અને જયન્ત બંને પોતપોતાનાં અગાઉનાં વેવિશાળ નામંજૂર કરી સ્નેહલગ્નમાં જોડાયાં છે.

૨

અમારા સહજીવનની પહેલી રાત અમે પ્રેમની ફિલસૂફી ચર્ચવામાં ગાળી. મારા વિદ્યાર્થી જીવનમાં ઘરમાં એક જ પલંગ હતો. પિતાશ્રીને મારા લગ્નના શુભ સમાચાર મળે અને મારા પરિણીત જીવનને અનુકૂળ વધુ અસબાબ ઘેરથી આવે ત્યાં સુધીમાં આ એક જ પલંગથી અમારે ચલાવી લેવાનું હતું. અને જો કે પલંગની પહોળાઇ એવી હતી જ કે બે જણાં તેમાં સાથે સમાઈ શકે. પરંતુ હું અને જયા મિત્રો હોવા છતાં અમારી જાતિ ભિન્ન હતી એ સત્ય અમને એવું મૂંઝવતું હતું કે એક જ પલંગમાં સૂવાનો ગંદો પ્રયોગ કરવાનું અમને યોગ્ય ન લાગ્યું. અને તેથી મારા એ નાજૂક દીવાનખાનામાં એક તરફ જયાએ પથારી કરી અને તેનાથી ત્રણેક હાથ દૂર મારું બિછાનું થયું. અને અમે વાતો કરતાં પડ્યાં. ભૂતકાળમાં અમે ઘણીય વખત કોલેજમાં વિવાદ કરેલા, પણ આજના વિવાદમાં કાંઈ અજબ મુરબ્બી પથરાઈ રહી હતી એમ અમને લાગ્યું.

પ્રેમ એ દૈવી તત્ત્વ છે એ તો ક્યારનું નક્કી થઇ ગયું; એવા દૈવી પ્રેમીઓ યુગયુગનાં વિયોગી હોય એવી ભૂખ સેવે છે અને સૂર્ય જેમ છાબડે ઢંકાઇ શકે નહિ તેમ એવો પ્રેમ પણ યોગ્ય કાળે પ્રકાશમાં આવ્યા વિના રહે નહિ એ પણ ચર્ચાઈ ગયું; પાશવ પ્રેમમાં માનનારાઓ પર ફિટકાર વર્ષાવાઇ ગયો; અમારા બે વચ્ચેના પ્રેમની આખી ઈમારત આત્માની મૈત્રી પર જ અવલંબી રહેલી છે અને તેથી તે સ્થાયી છે એ પણ અમને ખાતરી થઈ ગઈ, કેમકે જો તેમ ન હોત તો બીજાંઓની માફક અમે પણ પાશવતાના પ્રવાહમાં તણાયાં હોત, અને તેને બદલે અહીં તો અમે યોગીના જેવી શાન્ત મસ્તી અનુભવતાં હતાં.

છેવટે જયાને ઊંઘ આવવા લાગી. મને લાગ્યું કે તે ઊંઘણશી છે, પણ એવામાં તો મિલની વ્હીસલ મજૂરોને બોલાવતી સંભળાઈ, એટલે આરામની જરાય જરૂર નહિ લાગવા છતાં રાત્રિનો બાકીનો પ્રહર આરામ લેવ હું પણ ઊંઘી ગયો.

સવારે આઠ વાગ્યે મારી ઊંઘ ગ્રામોફોનની રેકાર્ડથી ઊડી. મેં આશ્ચર્ય વચ્ચે પથારીમાં બેઠા થઈ જોયું તો મારી સામે મારા કરતાં અનેકગણા આશ્ચર્યથી પ્રશ્ન કરતી જયા ઊભી હતી: 'વૉટ્સ ધિસ, માય ડીયર જયન્ત?' (આ શું છે, જયંત ?)

'માય ડીયરેસ્ટ જયા !' મેં ઉદ્ગાર કાઢયો, અને હું આગળ ન બોલી શકયો.

વાત એમ હતી કે ગઇ વેકેશન દરમિયાન હું એક રેકાર્ડ ઉતરાવી આવેલો અને એમાં મારું ઉપનામ 'માસ્તર જયન્ત' લખાવેલું. પણ તે વાતની હજુ સુધી કોઇને ખબર ન હતી. જયાએ મારે મોઢે એ ગાયન પહેલાં પણ સાંભળેલું, પણ મેં 'જયન્ત' ઉપનામનો આટલા બધા વખતથી સ્વીકાર કર્યો છે એ જયા આગળ કબૂલ કરતાં મને શરમ લાગતી હતી.

'તમને મેં જયન્ત ન બનાવ્યા હોત તો?' તે હસતી બોલી.

'તોપણ હું તો જયન્ત જ હોત.' મેં જવાબ આપ્યો. 'જયન્ત થવા માટે જયા નજીક જ હોવી જોઈએ એવું કાંઇ થોડું છે ?'

જયા હસી. ગઈ રાતની અમારી વાતચીત

**જ્યારે જ્યારે હું એ અફલાતૂન પ્રેમીઓની જાતિ જુદી જુદી જોઉં છું ત્યારે ત્યારે મને પાછો આફરો ચડી આવે છે!**

વખતની અમારી મૈત્રી જુગજૂની હોવાની અમે ઊભી કરેલી સાબિતીઓ તેને યાદ આવી. તેને એ કલ્પના ગમી તેના ગાલમાં ખાડા પડયા. બરાબર એ જ ખાડા પર ચુંબન લેવા મેં હોઠ લંબાવ્યા, પણ એક ટૂંકો સૂચક 'યૂ!' કહી જયાએ મારું જયન્તપદ મને સંભારી આપ્યું. અને તુરત ચુંબન લેવા લંબાવાયેલા હોઠ સંકેલાઈ ગયા. સાચી વાત: પૂર્વજન્મના પ્રેમીઓને ચુંબનની જરૂર જ પડતી નથી. કેવી ગર્વભરી, કેવી ભાગ્યશાળી એ પળ હતી! એ સુખદ પળના માનમાં જયાએ રેકોર્ડ ફરીથી ચડાવી અને ગાયન ગવાવા માંડયું.

આ દરમિયાન અમારો મિત્ર અંબાલાલ અમને મુબારકબાદી આપવા અમારે ત્યાં આવી ચડયો. અંબાલાલને હું 'અમારા' મિત્ર તરીકે ઓળખાવું છું, કેમકે તે મારો દિલોજાન દોસ્ત હોવા ઉપરાંત એવા ભાંગફોડિયા રમૂજી સ્વભાવનો હતો કે તેના તરફ જયાનો પણ પક્ષપાત હતો. અંબાલાલે માલિકના રુઆબથી ઘરમાં આવી ખુરશી પર બેસી ટોપી અને પગ બન્ને ટેબલ પર મૂકતાં ફેંકયું: 'તમારે કવિઓને તો બધી નદીઓમાંથી કમળ જ કાઢી લેવાં છે. પણ કમળનાં મૂળ કાદવમાં હોય છે એ તમે ભૂલી જાઓ છો. અને બીજું, ફૂલનો સર્વોત્તમ ઉપયોગ દેવપૂજા! વૉટ નોન્સેન્સ! તમારા આદર્શોને સફળ બનાવવા તો આખા જગતની સૂંઘવાની ઇચ્છા નાબૂદ કરવી જોઈએ.'

'તમે તો વિજ્ઞાની રહ્યા, અને વિજ્ઞાની એટલે એક સારો લુહાર–[illegible] કલા અને ભાવનાનો પક્કો દુશ્મન.' જયાએ કટાક્ષ કર્યો.

'માફ કરજો, જયાબહેન' વાચાળ અંબુએ હાંકયું. 'પણ મને જાણે એમ જ લાગ્યા કરે છે કે તમારા બધા દેવો આકારવાળા છે; બાકી નિરંજન નિરાકારને વળી ફૂલ શાં અને પૂજા શી?'

'બરાબર ન સમજી.' જયાએ એની વાચાળતાને પોષી.

'ન સમજ્યાં તે વખત તમને સમજાવશે. જ્યારે તમે જોશો કે એ દેવની પાછળનું દેવાતન, એ આદર્શો પાછળની...'

'ચૂપ કરો, મિસ્ટર!' જયા વચ્ચે જ બોલી ઊઠી. 'તમારી વૅગબૉન્ડ ફિલસૂફી મારે નથી સાંભળવી. તમને પેલા ફ્રોઈડે કાંઇક અધકચરું ખવરાવ્યું છે એની તમે ઊલટી કર્યા કરો છો.'

'હા, પણ મને હવે એ ઊલટીની દવા જ મળતી નથી, કેમકે જ્યારે જ્યારે હું એ અફલાતૂન પ્રેમીઓની જાતિ જુદી જુદી જોઉં છું ત્યારે ત્યારે મને પાછો આફરો ચડી આવે છે. જુઓને જયાબહેન, આપણા કલાસમાં બીજી પંદર છોકરીઓ છે. અને મને તો એ બધીને કાંઇ પણ ભેદભાવ રાખ્યા વિના ચાહવાનું મન થઈ જાય છે. તેમ છતાં તમને તે કોઇ નજરમાં ન આવી અને આ જયન્ત આવ્યો! અને જયન્તને તો હું પણ ખરેખરા અફલાતૂની પ્રેમથી ચાહું છું. તેમ છતાં જો એમાંથી કોઇ છોકરી જયન્તને છોડી દેવાની શરતે પણ મારો પ્યાર કબૂલ રાખે તો જીવનભર જયન્તની સામે પણ ન જોવા હું બંધાઇ જાઉં! અને છતાં તમને એ જ જયન્તની કેટલી બધી કિંમત છે!'

મને લાગ્યું કે વાત કાંઈ આગળ વધશે, એટલે મેં વચ્ચે પડી કહ્યું: 'અંબુ, તું અમને મુબારકબાદી તો બહુ સારી આપવા આવ્યો છે.'

'તમારા જેવા વેદિયાં ઢોરો માટે આથી વધારે સારી મુબારકબાદી ન હોય. હું તમને બન્નેને નખથી શીખ સુધી ઓળખું છું, અને બન્નેને ચાહું છું. માટે જ વગર માગી સલાહ આપવા આવ્યો છું. I say, begin married life aright.' (પરણેલાનું જીવન તુરત શરૂ કરો!)

'What a brute!' (કેવો જંગલી!) જયાએ ઉદ્ગાર કાઢયો અને એટલેથી એ પ્રકરણ સમાપ્ત થાય એ હેતુથી મેં જયાને ચા તૈયાર કરવા વિનતિ કરી.

## 'ઓહ જયા ! હું તારો મિત્ર માંડ થઈ શકીશ. પતિ તો કદી ય નહિ !'

### ૩

જીવનની ઉષા સમા એ કૉલેજ–જીવનથી ઘણે દૂર અમે નીકળી ગયાં. જો કે હજુ અમે પચ્ચીશી વટાવી ન હતી, અને તેથી કૉલેજ જીવને પોષેલી ભાવનાઓના સંક્રાન્તિકાળને હજુ વાર હતી. એવામાં એક અકસ્માત બની ગયો. મૂત્રાશયના ઓપરેશનમાંથી મારે પસાર થવું પડ્યું. અને હૉસ્પિટલ છોડતી વખતે ડૉક્ટરે ગંભીર ચહેરે મને એક વાત કાનમાં કહી. એક ક્ષણભર મારા ચહેરા પર ગ્લાનિ રહી; પણ જયા તે જોઈ–વાંચી શકે તે પહેલાં મેં તેને હાસ્યથી ખંખેરી નાખી, અને મને એમ પણ થયું કે એવી નજીવી વાતને આ ડૉક્ટરે આટલું બધું મહત્ત્વ શા માટે આપ્યું હશે ? મેં જયાને એ વાત કહી જ નહિ. અને અમે એકબીજાના પલંગ પાસે ઓછાં જ જતાં કે જાણી શકે ?

એ વાતને વર્ષ ઉપર થયું. એક સાંજે અમે બાગમાં ફરવા ગયાં. વર્ષા ઋતુમાં વરસાદની ઝડીઓ વચ્ચેના સૂકા દિવસો ચાલતા હતા. એક બાજુ સ્ટેટનું બેન્ડ 'તાલબદ્ધ' સંગીત છેડી રહ્યું હતું અને ઘાસના ક્યારા વચ્ચેના શંખલાથી છવાયેલા જમીનના એક તખ્તા પર બે અંગ્રેજ બાળકો એ સંગીતની સાથે નૃત્ય કરી રહ્યાં હતાં. તેમાંનો એક આઠેક વર્ષનો બાળક હતો અને બીજી છએક વર્ષની બાલિકા હતી. અમે બન્ને એ ક્યારાની સામેના કોચ પર જ તે નૃત્ય જોતાં બેઠાં. સંગીતના તાલમાં ચેતન આવતું જતું હતું, અને બાળકોનાં અંગેઅંગમાં એ ચેતન પડઘા પાડતું જતું હતું, અને એ બધા સૌંદર્ય વચ્ચે–એ બાળકોનાં અંગોની સૌંદર્યરેખાઓના દિલચસ્પ સંયોજન વચ્ચે–એક રેખા અજબ લાલિત્યભરી આવી ગઈ. એ સૌંદર્યની કુલદતામાં મેં રોમહર્ષ અનુભવ્યો. પણ મારા કરતાં પણ વધુ ભાવનાશાળી જયા એના પર મુગ્ધ થઈ ગઈ. કાંઈ પણ વિચાર કર્યા વગર તે ઊઠી. અને એ ક્યારા તરફ દોડી એ બાળકને ભેટી તેના પર ચુંબન વર્ષાવવા લાગી. એ બાળકોની આયા ત્યાં ધસી આવી રોડાં પાડવા લાગી. પણ તે બાળકોનો પિતા ત્યાં હસતો આવ્યો અને આયાને શાંત કરી. ગભરાયેલી જયા સામે તેણે આશ્વાસન આપતી નજર કરી, અને એવાં જ ગભરાયેલાં પોતાનાં બાળકોને બીકણ થવા બદલ ઠપકો આપ્યો. અને પછી જાણે કાંઈ જ ન બન્યું હોય તેમ તે બાળકોને જયાની સંભાળ નીચે રાખી પોતાની પત્ની સાથે ચાલ્યો ગયો. જતાં જતાં તેણે એની પત્નીને હસતાં કહ્યું: "Poor girl suffering from some complex" (બિચારી છોકરી કંઈક ગ્રંથીનો ભોગ બની ગઈ છે !) અને એ પછીની તેઓની વાત બૅન્ડના ફરી શરૂ થયેલા સંગીતમાં ઓગળી ગઈ.

તે રાત્રે જયાએ મને કહ્યું: 'મેં કેટલી બધી મૂર્ખાઈ કરી, જયન્ત ! પણ કોણ જાણે કેમ, મને એ બાળકો પર એની માતા કરતાં પણ વધુ સ્નેહ આવી ગયો; એનું શું કારણ હશે ?'

જયા બોલતી જતી હતી તેમ તેમ મારો જીવ ઊંડો ઉતરતો જતો હતો. હું માત્ર ચૂપ રહ્યો.

થોડીવારે ફરીથી જયા બોલી: 'આપણે લગ્ન કર્યાં ત્યારે કેટલાં વર્ષ બ્રહ્મચર્ય પાળવાનું નક્કી કર્યું હતું ?'

હું હજુ પણ મૂંગો રહ્યો.

'જયન્ત !' જયા ખુશામતના સૂરે બોલી, 'તમે કેમ આ વાત વખતે ચૂપ રહો છો ? મારા સમ ન કહો તો, તમને આ પ્રશ્ન છેડવો ગમતો ન હોય તો હું ન છેડું, પણ મને કહો તો ખરા.'

'શું કહું ?' મેં અર્થ વગરનો પ્રશ્ન કર્યો.

'તમને એમ લાગે છે કે આવી વાતથી હું આપણા પ્રેમને પાશવતા તરફ ઘસડી જાઉં છું ! મારા સોગંદ ન કહો તો.' કહેતી જયા મારા પલંગ પર બેઠી.

ઘણીવારથી દાબી રાખેલું મારું ડૂસકું બહાર પડી ગયું. જયા ચમકી અને મને આશ્વાસન આપવા મારી નજદીક આવી. તેણે મને વહાલભર્યું આલિંગન આપ્યું. કદાચ આથી તે મારા હૃદયને શાન્ત કરવા અને મગજને ગરમી આપવા માગતી હશે, પણ એની અસર ઊલટી થઈ. મારા મગજની ગરમી જરાય ન વધી પણ ઊલટું એ દાહક સ્પર્શથી મારું હૃદય બળી ખાક થઈ ગયું.

'ઓહ જયા !' મારાથી બોલાઈ ગયું, 'હું તારો મિત્ર માંડ થઈ શકીશ. પતિ તો કદીય નહિ.'

વજ્રના પ્રહાર જેવા આ શબ્દોથી જયા કેટલીયે પળો મૂર્છિત રહી એ "…" અને એની નીચેની જમીન બધું થોડીવાર તો તેને ફરતું લાગ્યું. ભાવહીન નજરે તે ઘણીવાર જમીન પર તાકી રહી. છેવટે મને વધુ સ્પષ્ટ થવા તેણે આગ્રહ કર્યો; અને મેં તેને સ્પષ્ટ રીતે મારી સ્થિતિ સમજાવી. અંધારામાં ભય પામતો માણસ જેમ ગાયન ગાઇને હિંમત જાળવી રાખે, એમ જયાએ મારી બધી વાત સાંભળી લીધા પછી હાસ્યથી મારો શોક દૂર કરવા યત્ન કર્યો, પણ એ હાસ્યમાં જયાનો સ્વાભાવિક ઉલ્લાસ ન હતો; અને જો કે તેણે મને 'કાંઈ ફિકર નહિ' એમ કહીને આશ્વાસન આપ્યું છતાં મારી ફિકર જરા પણ ઘટી નહિ, અને એમાં પણ મને હિંમત આપવાના મિથ્યા પ્રયાસમાં પોતાનું દુઃખ છુપાવવા અને સ્વ-માન સાચવવા મથતી જયા, મારા પલંગ પરથી ઉતરી, કાંઈક કઢંગી ચાલે ચાલતી તેના પલંગ પર જઈને પડી. એ વખતનું કરુણ દૃશ્ય તો—ઓ ભગવાન! હું જીવનભર એ ભૂલી શકીશ નહિ!

છએક મહિના વધુ પસાર થયા. એક દિવસ હું ઘેર આવ્યો ત્યારે જયાના ટેબલ-પર એક નવું જ છાપું પડ્યું હતું. થોડી આડીઅવળી વાતો કર્યા પછી જયાએ મારું લક્ષ એ છાપામાંની એક જાહેરાત તરફ ખેંચ્યું. તાજા જ ખૂલેલા એક ક્લિનિકમાં કૃત્રિમ ગર્ભધારણ વિદ્યામાં નિષ્ણાત એક ડૉક્ટરને રોકવામાં આવ્યો હતો. અને એના પ્રયોગોની સફળતાથી સંતોષ પામેલા ગ્રાહકોનાં પ્રમાણપત્ર અને એવાં 'ટેસ્ટટ્યૂબ' બાળકોની છબીઓ એવું એવું બધું એ જાહેરખબરમાં હતું.

મેં એ જાહેરાત વાંચવામાં કેટલોય સમય લીધો. પણ એમ વાંચવાના બહાના તળે હું વિચાર કરતો હતો તે તો જયા પણ જોઈ શકી. અંતે મેં કહ્યું: 'જયા', આપણે આપણા હિસાબમાં થાપ ખાધી છે. પણ ભૂલ્યાં ત્યાંથી ફરીથી ગણીએ.'

'હું કાંઈ ન સમજી.' તેણે કહ્યું.

'જો સમજાવું,' મેં મારી ઓખારી ઘણી તકલીફે સ્વાસ્થ્ય મેળવતાં કહ્યું, 'તારામાં અત્યારે—આજ છ મહિનાથી જાગેલી અપત્ય વાસના એ ખરું જોતાં સહચાર વાસનાનું સંસ્કૃત સ્વરૂપ છે. અને તેથી પ્રાણીઓના વિકાસના સ્વાભાવિક ક્રમ મુજબ એ મૂળ સાર્વભૌમ વાસના, જેને આપણે પશુપ્રેમ કહી ધિક્કારતાં તે, આ પહેલાં જન્મની જોઇતી હતી. પણ આપણી ભ્રામક ભાવનાઓએ એ વાસનાને દાબી દીધેલી.'

મારા અવાજમાં સહેજ કંપ આવ્યો એટલે હું ચૂપ રહ્યો. જયાએ એનો અનુકંપ અનુભવ્યો; અને એનાથી સાહજિક બોલી જવાયું: 'હા, ભ્રામક ભાવનાઓ! પણ ડીયર જયન્ત, એ ભાવનાઓની પાછળ પણ બળ તો અતુલ હતું. એ શું હશે?'

'જયા, તને ખ્યાલ છે આપણે તે દિવસે અંબુની વર્કશોપમાં ગયાં હતાં? બોઇલરની અંદરની સ્ટીમના જ જોરે, અને છતાં એ જોરની પણ સામે થઇને, નવું પાણી બોઇલરમાં કેમ આવે છે એ ઇન્જેક્ટરની રચના આપણે જોઇ હતી. કુદરતની પણ કોઇ એવી જ કરામતથી આપણે યૌવનના બળે જ યૌવનની સામે થયાં, અને જે સર્જન વાસનાને દાબવી હતી તે જ સર્જન વાસનાનું બળ તેની પોતાની સામે યોજ્યું. સહચાર વાસનાને લલચાવ્યે જઈ, વિયોગ અસહ્ય બને ત્યાં સુધી એની તૃપ્તિને દૂર ને દૂર હડસેલતાં જવામાં આપણે મીઠાશ માની; પણ ખરી મીઠાશ તો ભવિષ્યની તૃપ્તિની કોઇ સુખદ પળની કલ્પનામાં હતી. આ છેલ્લું સત્ય આપણા માનસના છૂપા થરોમાં દબાયેલું પડ્યું હતું; અને ઘણીય વખત એ સત્યને બુદ્ધિની ભૂમિકામાં આવતું આપણે પ્રયત્ન કરીને અટકાવેલું, તે તું ક્યાં નથી જાણતી!'

'હા, હવે સમજાય છે, જયન્ત,' જયાએ નિસાસો નાખ્યો, 'કે પુરુષ અને સ્ત્રીના પ્રેમની પર્યાપ્તિ......'

જયા એ વાક્યને પૂરું ન કરી શકી. પોતાની લાગણીના જોરમાં પણ મારી લાગણી ન દુભાય તેની તેને ચિંતા હતી. પણ તેની હાલેલી, અર્ધ મીંચેલી આંખોમાં મેં કાંઈક જોયું; અને મેં પૂછ્યું, 'જયા, તારી શી ઇચ્છા છે?'

'તમને દુઃખ તો નહિ થાય ને?'

'જરાય નહિ—સિવાય કે તું કાંઈ ભેદ રાખે.'

'હું એમ કહું છું, આપણી—અથવા કહો કે મારી—સહચાર વાસના ભલે અતૃપ્ત રહે. પણ,

જયન્ત, આ અપત્ય વાસનાનું શું? જયન્ત, બાળક વિનાનું જીવન કેવું નીરસ લાગે છે? તે દિવસે પેલા બાગમાં નૃત્ય કરતાં બાળકો જોઈને મારી બુદ્ધિ કેવી જડ બની ગઈ હતી!'

'હં, પૂરી વાત કર ને.'

'હું એમ કહું છું, જયન્ત, કે હું ટેસ્ટટ્યૂબથી ગર્ભ ધારણ કરું તો?'

જયાનો આ પ્રશ્ન મને કાંઈ ઓચિંતો તો ન જ હતો છતાં તે સાંભળતાં મારું હૃદય કંપી ઊઠયું. કંઈક પળો સુધી હું શૂન્ય નજરે જયા સામે તાકી રહ્યો. મારે એને કાંઈક કહેવું હતું–મને એમ જ થયા કરતું હતું કે ટેસ્ટટ્યૂબથી ઉત્પન્ન થયેલા બાળકોમાં પણ એ બાળકના દૂર બેઠેલા અજ્ઞાત પિતા તરફ એની માતાની કલ્પના કયારેક જરૂર જાય. પણ હું મારી એ ઇર્ષા જયાના જાજવલ્યમાન વ્યક્તિત્વ આગળ વ્યક્ત કરી શકતો ન હતો. છેવટ મેં કાંઈક આંચકા ખાતા સ્વરે પૂછ્યું, 'અને ટેસ્ટ-ટ્યૂબ માટે બીજ કોનું લાવીશું?'



જયાને આ પ્રશ્ન એકદમ અણધાર્યો હતો. તેના ગાલ પર ખાડા પડયા. આવા જ ખાડા પહેલાં પણ ઘણી વખત પડેલા. પણ એ તો કૃપણનું ધન; પહેલાં મેં એનો સ્વાદ ન લીધો, અને હવે સ્વાદ લઈ શકવાની સ્થિતિમાં હું ન હતો. તેની નાડી ત્વરિત ચાલતી હોય એમ તેના શ્વાસ પરથી લાગ્યું. અને તેણે કહ્યું: 'કોઈ અંગતનું માણસ હોય તો જ ઠીક ને?'

'હં, અને એ?'

'તમારા મિત્ર અંશુને લાવીએ તો? તે તમને કેવો પ્રિય છે?' અને તુરત જયા નીચું જોઈ ગઈ ઘણા વખતથી કહેવા ધારેલી વાત કરવાની હિંમત તે આજે કેળવી શકેલી. અને તે કહેવાઈ રહેતાં જાણે તેના મગજ પરથી એક મહાન ભાર નાબૂદ થયો હોય એવો આરામ તેણે અનુભવ્યો.

પણ હવે એ ભાર મારા મગજ પર આવ્યો. અંબાલાલ મારો દિલોજાન મિત્ર હતો. એનાં બાળકોને હું જરૂર ખૂબ પ્યારથી રમાડું. એના નમાયા બનેલા કિશોરને હું ઘણી વખત સાથે ફરવા તેડી જતો અને તેની બધી ઇચ્છાઓ સંતોષતો; અને તે પણ બાળક પરના પ્રેમને ખાતર જ. તેમ છતાં એ બધી જુદી વાત હતી, પણ અંશુના વીર્યથી ઉત્પન્ન થયેલા બાળકનો ધર્મનો પિતા હું ગણાઉં, અને એ બાળકને રમાડતી વખતે મારી સામે બેઠેલી જયાની કલ્પના એ બાળકની મુખાકૃતિનું બારીક અવલોકન કરતી ધીમે ધીમે અમારા ઘરની બહાર સરતી—ઓ ઈશ્વર! એ કલ્પના તો મારા હણાયેલા પુરુષત્વને પણ અસહ્ય હતી. મને જીવનમાં પહેલી જ વખત અંશુની ઉપર સખ્ત તિરસ્કાર આવ્યો. પણ એ તિરસ્કારે તો મારી નિરાધારતાનો ડંખ વધુ કાતિલ બનાવ્યો.

મેં કહ્યું: 'જયા, અને તારી સહચારવાસના પણ શા માટે અતૃપ્ત રહેવી જોઈએ?'

જયાએ નજર ઉંચી કરી મારી સામે જોયું એની આંખોમાંનો ભાવ મારાથી ન વાંચી શકાયો. અને એવી સંદેહભરી નજર નાખતી તે મૂંગી ઊભી.

'કેમ જયા, તું ન સમજી? તને અંશુ ગમે છે, નહિ?'

'ઓહ જયંત! જયંત! તમે શું કહેવા માગો છો?' અને જયાએ ડુસકો મૂકયો.

# મારા ભસ્મીભૂત થયેલા પૌરુષને પણ એ સૌન્દર્ય આકર્ષક લાગ્યું !

'હું સાચું જ કહું છું, જયા. તારામાં જાગેલી. આ અપત્ય વાસના હવે અવળા ક્રમે ગતિ કરશે એમ મને ખાતરી છે અને ધસી આવતા ભવિષ્ય સામે આખમીંચામણાં શા માટે કરવાં ! કહે, તને મારું કહેવું બરાબર નથી લાગતું ?'

જયામાં મારા આ પ્રશ્નથી હિંમત આવી. અને વળી મારા જેવાની આંખની શરમ રાખવા જેવું પણ હવે શું રહ્યું હતું ! આંખની શરમ પડે એ માટે એ આંખની પાછળ કંઈક ગુપ્ત શક્તિ, કોઈ શક્તિનું સ્રજન તો હોવું જોઈએ ને ? જયાએ દિલ ખુલ્લું કરવા માંડયું.

'જયન્ત, ખરું કહું ? આપણો અફલાતૂની હોવાનો દંભ હું હવે સમજી. આપણે ચાહતાં અને એ પ્રેમમાં શારીરિક સંબંધની જરૂર ન માનતાં, પણ એ બધા બ્રહ્મચર્ય પાછળ મૂડી સુરક્ષિત હોવાની અચળ શ્રદ્ધા મેરૂદંડ સમાન રહેતી. તમારી તાળાં વાસેલી તિજોરીમાં અઢળક દોલત છૂપી પડી છે અને જ્યારે જોઈએ ત્યારે મેળવી શકાય તેમ છે, એ સલામતીનો ખ્યાલ આપણાં બંનેનાં બ્રહ્મચર્યને બળ આપતો. પણ આજ... ઓ જયન્ત !' કહેતી જયાએ રોવું શરૂ કર્યું.

મને તેના માથા પર મુરબ્બીવટ સહિત હાથ મૂકી, તેને છાતી સાથે ચાંપી, તેને આશ્વાસન આપવા મન થયું. મેં એ માટે હાથ લંબાવ્યો પણ ખરો. પણ એ હાથમાં પુરુષત્વની ખુમારી ન આવી શકી. મારા હાથની ગતિમાં સંકોચ આવ્યો, અને સ્નાયુઓના કોઈ વિચિત્ર આંચકાથી માતાને વળગી પડતા બાળકની જેમ હું જયાના અંગને લપેટાયો. જયાએ મારી સામે કોઈ ભેદી નજરે જોયું. એ નજર કિશોરીની ન હતી; મુગ્ધાની ન હતી, પ્રમદાની ન હતી, વિરહિણીની પણ ન હતી; મોટી બહેન કે માતાની હતી. પણ એ નજરની પાછળ છુપાયેલા માનસે જયાની વિચારસરણીમાં પરાવર્તિત પ્રકાશ ફેંક્યો, અને એનાં ડુસકાં વધુ વેગવાન બન્યાં.

મેં કહ્યું: 'માટે જ કહું છું, જયા, કે ભલે અંશુ તારા બાળકનો બધી રીતે પિતા થાય.'

'ઓહ ! જયન્ત, યુ આર ટૂ ગુડ. (તમે બહુ ભલા છો) તમારું શું થશે ?'

'મારું જે અત્યાર સુધી થયું તે હવે થશે.. જયા ! મિત્રની પત્નીને પણ અફલાતૂની પ્રેમથી ચાહી શકાય છે એ આશ્વાસન કાંઈ ઓછું છે ? હું સાચું કહું છું, જયા, તું મારાથી છૂટી થશે તો મને દુઃખ નહિ થાય, પણ એક જાતની નિરાંત થશે. કેમકે મને જોઈને તને જે દર્દ થાય છે તેનાં કરતાં અનેકગણું દર્દ તને જોવાથી મને થાય છે. અને પછી એ બધું દર્દ શમી જશે; કેમકે પછી બની શકશે તો આપણે મિત્રો રહીશું. અને નહિતર પણ દેખવું નહિ ને દાઝવું નહિ.'

જયા લાગણીઓના ઝંઝાવાતો અનુભવતી ચુપચાપ ઊભી. વળી મેં કહ્યું, 'આપણો આટલો વિવાદ બસ નથી ? જયા, હવે વિલંબની શી જરૂર છે ? અત્યારે જ તું અંશુને ત્યાં જઈને તેને બધી વિગત સમજાવ, જા.'

જયાની આંખમાં આંસુ આવ્યાં, અને હજુ તે આરસના પૂતળાની જેમ નિશ્ચલ ઊભી. એના ચહેરા પર અનેક લાગણીઓનું યુદ્ધ સ્પષ્ટ દેખાતું હતું, અને ક્ષણે ક્ષણે રંગ બદલતાં વાદળાં જેવું એનું પલટાતું સૌંદર્ય જુદી જુદી લાગણીઓના લાઈમ-લાઈટ નીચે અજબ ઉઠાવ આપતું જતું હતું. મારા ભસ્મીભૂત થયેલા પૌરુષને પણ એ સૌંદર્ય આકર્ષક લાગ્યું, અને મેં તેને વિદાયનું ચુંબન લીધું. બીજી જ પળે જાણે અજાણતાં જ જયાનો હાથ ઊંચો થયો અને એ ચુંબનની ભીની જગ્યા લૂછાઈ ગઈ: એ થૂંક હવે એના જીવનને છલકાતા પુરુષત્વની વાછટ સમ ન હતું—શબના મોંમાંથી નીગળતા ઓજ જેવું હતું. અને છતાં પોતાના હાથની હિલચાલનો અર્થ જયા પોતે પણ સમજી શકી ન હતી, નહિતર મારું મન ન દુભાવવા તે ખાસ કાળજી રાખત.

જયા અમારી યોજનાને અમલમાં મૂકવા માટે અંશુને મળવા ચાલી; અને હું પુરુષ અને સ્ત્રી વચ્ચેના પ્રેમને દૈવી રંગો પહેરાવી બુદ્ધિને ગૂંગળાવી નાખતી ફિલસૂફી પર હજારો ચાપ વર્ષાવતો, એની ખાટી દ્રાક્ષ જેવી, વીજળીના જેવી સુંદર અને દાહક, અદૃશ્ય થતી દેહવલ્લી પર નજર નાખતો ચન્યમનસ્ક ઊભો રહ્યો.




# માતા--પિતાની કુચેષ્ટાથી

# ગર્ભમાં થતી વિક્રિયા

લેખક :
શ્રી. "વિજ્ઞાન-પ્રેમી"

સૃષ્ટિક્રમનો નિયમ તપાસતાં સમજાય છે કે, જે બીજ પૃથ્વી પર રોપવામાં આવે છે, તે બીજની સાથે જ તેનો મહાપ્રાણ આત્મા તથા અલ્પ-પ્રાણ (જીવો) હોય છે અને જેમ જેમ કાળનું વહન થતું જાય છે તેમ તેમ તે વૃદ્ધિને પામી, પોતાનામાં રહેલા ગુણ પ્રમાણે પોતાની આકૃતિ બાંધે છે. તેવી રીતે મનુષ્યોના રજવીર્યના યોગથી જે વખતે ગર્ભાધાન થાય છે, તે વખતથી જ તેમાં આત્માના કર્મ પ્રમાણે વધારો થઈ તેની આકૃતિ બંધાવા માંડે છે; પણ જેમ વૃક્ષને ઊગતી વખતે અને વૃદ્ધિ પામવાની ક્રિયા ચાલતી હોય ત્યારે ખેડૂતની ભૂલથી અથવા અજ્ઞાનથી તેની બરાબર સારવાર થાય નહિ, તો વાતાવરણ એટલે તડકો અને હિમથી તથા પવનના ઝપાટા અને હોજમ (છાયા) થી તે બીજ વિક્રિયા પામી સંકોચાઈ જાય છે, જેથી તે સંપૂર્ણ અવયવવાળું, રસવાળું અને ગુણવાળું ઉત્પન્ન નહિ થતાં, હીનત્વને પામી ખામીવાળું બને છે; તેમ માતાપિતાના યોગથી ગર્ભસ્થાનમાં જે ગર્ભનું ધારણ થયું હોય, તેને શારીરિક કે માનસિક ઉપદ્રવથી ક્ષોભ ઉત્પન્ન થાય અને મનના વિચાર, શોક, ભય, ક્રોધ, લજ્જા અથવા નિર્લજ્જપણાને લીધે તેનાં અંગોપાંગ ખીલવવામાં નહિ આવતાં, તે સંકોચને પામી તેમાં હીનત્વ ઉત્પન્ન થાય છે. જેથી તેની માનસિક વૃત્તિઓ અને ઇંદ્રિયો ઉપર હુકમ ચલાવે પરંતુ તે ઇંદ્રિયો આજ્ઞા પ્રમાણે યથાસ્થિત કામ કરે નહિ, એટલે તેની ક્રિયા નિષ્ફળ થાય છે. તેટલા માટે ગર્ભરૂપ બીજનું સ્થાપન થયા પછી, તેને સૃષ્ટિના ખુલ્લા મેદાનમાં આવતાં સુધી, તેના ઉપર કોઈ પણ જાતની માઠી અસર થવા નહિ દેવી; એટલું જ નહિ, પરંતુ માઠી અસર થવાના જે યોગો ઉત્પન્ન થાય, તેને પતિપત્નીએ ચતુરાઈથી, હિંમતથી અને શાંતિથી બુદ્ધિપૂર્વક વિચાર કરીને તેનું નિવારણ કરવું, જેથી ગર્ભ પોષાઈ યથેચ્છ બાળકરૂપ જન્મી, જગતને નમૂનારૂપ જણાય. પણ જો તે પ્રમાણે તેનું રક્ષણ કરવામાં ન આવે, તો તે ગર્ભમાં વૃદ્ધિ પામતું બાળક, પોતાની વાસનાલિંગની ક્રિયા કરીને પોતાની વૃદ્ધિ કરવા માટે જે પરમાણુને આકર્ષી પોતાનું શરીર રચે છે, તેમાં વાસનાલિંગ તથા જ્ઞાનતંતુઓને સેવ્યસેવક ભાવ ઉત્પન્ન કરી, શરીરયંત્રને ચલાવવા માટે તેના જે માર્ગો સરળતાં ભરેલા થવા જોઈએ તેવા થઈ શકતા નથી. તે માટે ગર્ભમાં વીર્યનું સ્થાપન થયા પછી તે વીર્ય બાળકના રૂપમાં કેવી રીતે ફેરવાય છે તેનો થોડોક વિચાર કરવાની જરૂર છે.

ગર્ભાધાન સમયે, વીર્ય અને રજ ગર્ભાશયમાં જેવું પડ્યું હોય, તેવું ને તેવું દ્રવરૂપપણાથી પહેલા મહિનામાં રહે છે. એ ગર્ભાશયમાં રહેલા વાત, પિત્ત અને કફથી પાકતો વીર્ય અને રજમાં રહેલો પંચમહાભૂતનો સમુદાય બીજા મહિનામાં ઘાટો થાય છે.

વાયુ અને કફથી પણ ગર્ભ પાકે છે, કારણ કે તેઓમાં પણ ગરમી રહેલી છે. ચરકમાં કહ્યું છે કે, પૃથ્વીની, જળની, તેજની, વાયુની અને આકાશની એવી રીતે પાંચ પ્રકારની ગરમીઓ છે. ત્રીજા મહિનામાં બે હાથના બે, બે પગના બે અને એક માથાનો એવી રીતે પાંચ પિંડ અને શરીરના સૂક્ષ્મ અવયવો સિદ્ધ થાય છે. ચોથા મહિનામાં સઘળાં અંગો તથા ઉપાંગો સ્પષ્ટ થાય છે. હૃદયની સ્પષ્ટતા થવાથી ચેતના પણ ચોથા મહિનામાં સ્પષ્ટ થાય છે, તેથી ગર્ભને ચોથા મહિનામાં અનેક વસ્તુઓની ઇચ્છા થાય છે. એક પોતાનું અને બીજું ગર્ભનું એવી રીતે તે સમયે સ્ત્રીના શરીરમાં બે હૃદય થાય છે, માટે ગર્ભિણી સ્ત્રી 'દૌહૃદિની' કહેવાય છે. ગર્ભવાળી સ્ત્રીને જે ઇચ્છા થાય, તેમાં ખામી રાખવામાં આવે, તો તે સ્ત્રીને ખૂંધું, ઠૂંઠું, નપુંસક, ઠીંગણું, આંધળું, કાણું કે ફાંગું સંતાન આવે છે. ગર્ભવાળી સ્ત્રીને જે ઇચ્છા (દોહદ) ઉત્પન્ન થાય અને તે પાર પાડવામાં આવે તો તે સ્ત્રીને પરાક્રમી અને લાંબા આયુષ્યવાળું સંતાન પ્રાપ્ત થાય છે; એટલા માટે તેને જે વસ્તુની ઇચ્છા થાય તે વસ્તુ આપવી જોઇએ. ગર્ભિણી સ્ત્રી જે જે વસ્તુ ભોગવવાની ઇચ્છા કરે, તે તે વસ્તુઓ ગર્ભિણીને હરકત થવાની બીકને લીધે વૈદ્ય પાસે મેળવાવીને જ આપવી જોઇએ. જેની ઇચ્છા પૂરી પાડવામાં આવે તે સ્ત્રી ગુણવાન સંતતિને જન્મ આપે છે. અને જેની ઇચ્છા પૂરી ન પડે, તે સ્ત્રીને ગર્ભમાં અથવા પોતાના શરીરમાં હરકત ઉત્પન્ન થાય છે. ગર્ભિણી સ્ત્રીએ ઇચ્છેલી વસ્તુઓમાં જે જે ઇન્દ્રિયના વિષય સંબંધી તેની ઇચ્છા પૂરી કરવામાં ન આવે, તો તે ઇન્દ્રિયમાં ખોડખાંપણ આદિ વ્યથાવાળું બાળક અવતરે છે. ગર્ભવાળી સ્ત્રીને નોખા નોખા પદાર્થની ઇચ્છા થવાથી નોખાં નોખાં ફળ થાય છે. જે સ્ત્રીને રાજાનું દર્શન કરવાની ઇચ્છા થાય, તે સ્ત્રી ધનવાન અને પ્રભાવશાળી પુત્રને જન્મ આપે છે. જે સ્ત્રીને ઉત્તમ વસ્ત્રાભરણ વગેરેની ઇચ્છા થાય તે સ્ત્રી વરણાગિયો અને રૂપાળો દીકરો જણે છે. જે સ્ત્રી તપસ્વીઓના આશ્રમમાં જવાની અથવા પોતાના સદ્‌ગુરુના દર્શનની ઇચ્છા કરે તેને જિતેન્દ્રિય અને ધર્માત્મા સંતાન ઉત્પન્ન થાય છે. જે સ્ત્રીને સર્પની જાતિઓ જોવાની ઇચ્છા થાય તે આને હિંસા કરવાના સ્વભાવવાળું બાળક થાય છે જે સ્ત્રીને આમાં કહ્યા સિવાયની કોઈ વસ્તુની ઇચ્છા થાય તે સ્ત્રી શરીર, આચાર અને સ્વભાવથી ઇચ્છેલી વસ્તુના ગુણ-કર્મ-સ્વભાવ જેવી સંતતિ ઉત્પન્ન કરે છે. પાંચમે મહિને મન જાગૃત થાય છે અને છઠ્ઠે મહિને બુદ્ધિ જાગૃત થાય છે; સાતમે મહિને સઘળાં અંગો અને ઉપાંગો સારી પેઠે સ્પષ્ટ થાય છે. આઠમા મહિનામાં એ જ અનુક્રમથી મન અને બુદ્ધિ, જરાવારમાં બાળકમાં અને જરાવારમાં માતામાં આવજા કરે છે. તેથી મા અને દીકરો વારંવાર ખેદ તથા હર્ષ પામ્યા કરે છે અને જે પુત્ર અવતરે છે તે જીવતો નથી. આઠમા મહિનામાં જન્મેલો પુત્ર જીવતો નથી, તેનું કારણ એ જ છે કે, તે મહિનામાં ઓજસ સ્થિર રહેતું નથી. સ્ત્રીને નવમે મહિને, દશમે મહિને, અગિયારમે મહિને અથવા બારમે મહિને પણ પ્રસવ થાય છે; પરંતુ કાંઈ વિકાર હોય તો એથી ઉપરાંત પણ સમય જાય છે.

ગર્ભમાં જો પુત્ર-વીર્યનું સ્થાપન થયું હોય તો તે ગર્ભ બીજા મહિનામાં પિંડાકાર (ગોળ) માલૂમ પડે છે અને તે સ્ત્રીનું જમણું નેત્ર થોડું મોટું જણાય છે. પહેલા જમણા સ્તનમાં દૂધ ઉત્પન્ન થાય છે. જમણી જાંઘ પુષ્ટ થાય છે, મુખનો રંગ શ્રેષ્ઠ અને પ્રસન્ન જણાય છે. તે પુરુષસંજ્ઞાવાળાં દ્રવ્યોની ઇચ્છાવાળી હોય છે. જેના ગર્ભમાં કન્યાના ગર્ભની સ્થાપના થયેલી હોય તેનો ગર્ભ બીજે માસે પેશી એટલે લાંબી ગાંઠ જેવો માલૂમ પડે છે અને તેમાં પુત્ર-ગર્ભવાળી સ્ત્રી કરતાં ઊલટાં લક્ષણ માલમ પડે છે અને જે સ્ત્રીના ગર્ભમાં નપુંસક-બાળક હોય છે, તે સ્ત્રીના ગર્ભનો આકાર અર્બુદાકાર એટલે ખાડા ટેકરાવાળો પિંડ જણાય છે; અને કૂખોમાં ગર્ભ ઊંચો જણાય છે અને આગળથી પેટ મોટું દેખાય છે. એ નપુંસક ગર્ભના જુદા જુદા ભેદો છે. તે પિતામાં રહેલા નપુંસકપણાથી અથવા પિતાને સંગતિદોષથી જે કુચેષ્ટાઓની ટેવ પડી ગઈ હોય, અથવા કોકશાસ્ત્ર જેવાં શાસ્ત્રોને વાંચી તેના રહસ્યને સમજ્યા વિના, તેને ઊલટા અર્થમાં ગોઠવી, પોતાની મનોવૃત્તિના

તરંગને અધીન થઇ, જે કુચેષ્ટારૂપ ક્રિયાઓ કરે છે, તેવા ગુણવાળા, સ્વભાવવાળા અને ચેષ્ટાવાળા નપુંસક ઉત્પન્ન થાય છે. એ નપુંસક (૧) આસેક્ય, (૨) સુગંધી, (૩) કુંભિક અને (૪) ઈર્ષક એ ચાર જાતના નપુંસકો વીર્ય સહિત હોય છે અને પાંચમો ષંઢ નામનો નપુંસક વીર્યરહિત હોવાથી અથવા વીર્યને વહન કરનાર તથા વીર્યને ગ્રહણ કરનારા સ્નાયુઓથી રહિત હોવાથી તે ષંઢ (હીજડો) કહેવાય છે. માતપિતાનાં શુક્ર અને આર્તવ અલ્પ હોવાથી આસેક્ય નામનો નપુંસક થાય છે. તે નપુંસક જ્યારે અન્ય પુરુષના વીર્યનું ભક્ષણ કરે છે ત્યારે મદોન્મત્ત થઇને મૈથુનની શક્તિવાળો થાય છે. એનું બીજું નામ મુખયોનિ છે. જે ગર્ભ દુર્ગન્ધવાળી યોનિમાં ઉત્પન્ન થાય છે, તેને સૌગંધિક નપુંસક કહે છે. જ્યારે તે લિંગ અને ભગની ગંધ સૂંઘે છે ત્યારે પુરુષત્વને પ્રાપ્ત થઈ શકે છે. એનું બીજું નામ નાસાયોનિ છે. જે નપુંસક પ્રથમ પોતે ગુદામાં ભોગ કરાવીને, સ્ત્રીમાં પુરુષની સમાન આચરણ કરે છે, તે કુંભિક નપુંસક કહેવાય છે. તેનું બીજું નામ ગુદયોનિ છે. જે મનુષ્ય બીજા મનુષ્યને મૈથુન કરતાં દેખીને પછી મૈથુન કરવાને શક્તિમાન થાય છે, તેને ઈર્ષક નપુંસક કહે છે. તેનું બીજું નામ દૃષ્ટિયોનિ છે, અને જે પુરુષ અજ્ઞાનથી મોહને વશ થઈને, સ્ત્રીની પેઠે પોતે સૂઈને અને સ્ત્રીને પોતાના ઉપર ચઢાવીને સમાગમ કરાવે, તેથી જો પુત્ર ઉત્પન્ન થાય, તો તે સ્ત્રી જેવાં લક્ષણોવાળા થાય છે. અર્થાત્ તે દાઢીમૂછ સહિત અને લિંગસહિત હોવા છતાં કાંઇ પણ કામ કરી શકતો નથી. તેને ષંઢ કહે છે, તથા સ્ત્રીના ઋતુકાળમાં સ્ત્રી ઉપર ચઢે અને પુરુષને નીચે રાખીને ભોગ

કરે, તેમાં જો કન્યા ઉત્પન્ન થાય તો તે પુરુષનાં લક્ષણવાળી થાય છે અને તે સદૈવ પુરુષની પેઠે સ્ત્રીના ઉપર આરૂઢ થઈને, તેની યોનિ સાથે પોતાની યોનિને ઘસે છે તથા તેને દાઢીમૂછનાં કાંઈ કાંઈ ચિહ્નો માલૂમ પડે છે. બે સ્ત્રીઓ કામને વશીભૂત થઈને પરસ્પર યોનિનું ઘર્ષણ કરે છે, જેથી પોતાના વીર્યથી અને પોતાના રજથી હાડકાં વિનાનો ગર્ભ ઉત્પન્ન કરે છે. કોઈ સ્ત્રી ઋતુસ્નાતા થયા પછી જો સ્વપ્નમાં પુરુષની સાથે મૈથુન કરે, તો આર્તવને જ લઈને વાયુ કૂખમાં જો ગર્ભ ઉત્પન્ન કરે છે તો તે ગર્ભ માસે માસે ગર્ભનાં લક્ષણસહિત વધે છે અને જ્યારે પ્રકટ થાય છે, ત્યારે પિતાના ગુણથી વર્જિત, કેશ, દાઢી, મૂછ, રોમ, નખ, દાંત, નાડી આદિથી હીન હોય છે. આથી ગર્ભ સાપ, વીંછી કે કુષ્માંડની આકૃતિવાળો અથવા સ્ત્રીઓના દોહદને પૂર્ણ નહિ કરવાના પુરુષના પાપને લીધે આગળ કહ્યું તેમ હીન ઇંદ્રિયોવાળો થાય છે. તેવી જ રીતે જેવો આહાર, જેવી ચેષ્ટા તથા જેવાં આચરણ સહિત સ્ત્રીપુરુષો મૈથુન કરે છે, તેવા પ્રકારની ચેષ્ટાવાળો ગર્ભ ઉત્પન્ન થાય છે. સ્ત્રીપુરુષના રજવીર્યને ગર્ભાધાન સમયે વાયુ પોતાના બળે કરીને બે ભાગમાં વહેંચી નાખે છે, જેથી ગર્ભમાં બે સંતાન ઉત્પન્ન થાય છે. તેમાં રજ અને વીર્યનો બરાબર વિભાગ થઈ જાય, તો બે પુત્રો અથવા બે કન્યા ઉત્પન્ન થાય છે. પરંતુ વાયુ પોતાનું સમતોલપણું ગુમાવી, માતાના આહારને પરિપક્વ દશામાં આવતાં પહેલાં, રજ અને વીર્યના વિભાગ કરી નાખે તો તે ગર્ભમાં એક પુત્ર અને એક કન્યારૂપે બે સંતતિ ઉત્પન્ન થાય છે. આગળ વર્ણવી ગયા તેમ ગર્ભસ્થાપન થવાને માટે સોળ રાત્રિ પર્યન્તનો કાળ નિશ્ચિત કરવામાં આવ્યો છે, પરંતુ કેટલીક વાર એવું બને છે કે, ઋતુકાળ આવતાં પહેલાં એટલે ઋતુસ્નાત પછી એક માસ પૂર્ણ થવા અગાઉ જ્યારે સ્ત્રીને ખબર પડે છે કે હવે ઋતુ પ્રાપ્ત થશે અર્થાત્ પોતાના સ્તનમાં ભાર દેખાય છે, કમ્મરમાં દુઃખાવો થાય છે, પેઢામાં ઝીણાં ઝીણાં શૂળ મારે છે તથા યોનિદ્વારમાં દુર્ગંધી ઉત્પન્ન થાય છે એટલે સ્ત્રીઓ સમજી જાય છે કે, હવે એકબે દિવસમાં ઋતુ પ્રાપ્ત થશે. જે અરસામાં ગર્ભસ્થાનમાં રજ આવી ચૂકેલું હોય છે, તે સમયમાં સુરતસમાગમ કરવામાં આવે, તો ઘણેભાગે ગર્ભ રહેવાનો સંભવ છે અને જો રહે છે તેમાં કાં તો સ્ત્રી ગર્ભ રહ્યાનો માસ ગણતાં ભૂલી છે એમ કહેવામાં આવે છે અથવા ઉપર કહ્યું તેમ, વાયુથી વિભાગ પડી, બે ગર્ભ ધારણ થવાથી ત્રીજો ગર્ભ રહે છે, એટલે અપવાદ તરીકે સ્ત્રી બાળકને જન્મ આપે છે. આ ઠેકાણે કોઈ પ્રશ્ન કરે કે ગર્ભાશયના બે પડદા છે, તે સિવાય ગર્ભાશયમાં બાળકને રહેવાની જગ્યા નથી, તો પછી ત્રીજા અથવા તે કરતાં વધુ બાળકનો શી રીતે સમાવેશ થયો? તેના જવાબમાં જણાવવાનું કે, એક સ્થાનમાં એક અથવા એકથી વધારે બાળક રહી શકે છે, કારણકે મનુષ્ય જરાયુજ પ્રાણી છે એટલે બાળકની આસપાસ જરાયુનો એક પડદો બંધાય છે; તે પડદામાં બાળક અને બાળકની આસપાસ, પાંચ તત્ત્વથી મળેલો મસાલો પાણીરૂપે રહે છે; તે પાણી પ્રસૂતિ સમયે પહેલું વહી જાય છે અને તે પડદો (જરાયુ) ફાડીને બાળક બહાર આવે છે. જેથી બાળક જન્મ્યા પછી તે પડદામાં રહેલો મસાલો ઓરના નામથી બહાર પડે છે. એટલે એક ગર્ભસ્થાનમાં ગમે તેટલા ગર્ભો ઉત્પન્ન થાય, પરંતુ તેની જરાયુ જુદી જુદી હોવાથી એકબીજાને સ્પર્શ કર્યા સિવાય અથવા અડચણ કર્યા સિવાય વૃદ્ધિ પામી બાળકરૂપે જન્મી શકે છે; અને તે જન્મ્યા પછી તેની જુદી જુદી ઓર પડે છે. પરંતુ એટલું તો નક્કી થાય છે કે, બે કરતાં વધુ બાળકોને રહેવાની જગ્યા નહિ હોવાથી, તેને વધવામાં સંકોચ થાય છે, જેથી તે બાળકો કદમાં ઘણાં નાનાં ઉત્પન્ન થાય છે. પરંતુ દૈવયોગે જરાયુનો પડદો ફાટી બે જરાયુ જોડાઈ જાય છે, તો તે બે ગર્ભ સાથે જોડાઈને ચોરસી અવસ્થામાં જન્મે છે, જેથી તે ચાર પગવાળા, ચાર હાથવાળા અને બે માથાંવાળા દેખાય છે. આવાં જોડાયલાં બાળકો અમારી નજરે જોવામાં આવ્યાં નથી; પણ શ્રીયુત ડૉકટર સાહેબ ત્રિભોવનદાસ મોતીચંદ શાહે પોતાના શરીર અને વૈદકશાસ્ત્ર નામના પુસ્તકમાં એવા વિકૃત ગર્ભોનાં ચિત્રો આપેલાં છે, એટલે હાલની પશ્ચિમની વિદ્યા પણ, એ વાતને પુષ્ટિ આપે છે.

આપણે ઉપર જણાવી ગયા તેમ ગર્ભને પ્રસવ થવાનો કાળ - વધુમાં વધુ બાર માસનો જણાય છે.

પણ જો ગર્ભ વિક્રિયાને પામે તો અમર્યાદ કાળ સુધી તે ગર્ભમાં રહી શકે છે, કારણકે દુષ્ટ પિતા અને પિતાના પક્ષનાં સંબંધીઓ, કુળમોટપના અભિમાનથી અથવા કોઈ બીજા કારણથી સ્ત્રી ઉપર જુલમ ગુજારે અને તે સ્ત્રી હંમેશા ભયમાં અથવા કલેશમાં રહે તો તે ગર્ભ અધૂરો પડી જવાનો અથવા ગર્ભવાસમાં મરણ પામવાનો વધારે સંભવ છે. કદાચ પ્રસવકાળ સુધી બચી જાય તો જન્મ આપ્યા પછી પણ તે અલ્પાયુષી થાય છે. તેવી રીતે જો ગર્ભવાળી માતાને કામનો અથવા શોકનો અથવા ભયનો પ્રસંગ આવે; અને તે માતા હમેશાં ગ્લાનિવાળી અવસ્થામાં રહે, તો 'कामशोकभयाद्वायुः' એ વચન પ્રમાણે કામ, શોક અને ભયથી વાયુ ઉત્પન્ન થઈ, તે ગર્ભને સૂકવી નાખે છે તેને આપણા લોકો ' છોડ થઇ ગયું' એમ કહે છે. એ બાબતમાં સુશ્રુત, ચરક, વાગ્ભટ્ટ અને શારંગધર જેવા માન્ય ગ્રંથો તથા ભાવપ્રકાશ અને નિઘંટુરત્નાકર જેવા સંગ્રહગ્રંથો પણ વાયુથી શુષ્ક થયેલા ગર્ભને, ઉપવિષ્ટક નામથી ઓળખાવે છે અને તે અપરિમિત કાળ સુધી ગર્ભમાં રહી શકે છે. આ બાબતમાં પશ્ચિમની વિદ્યાને જાણનારા અને તે સિવાયના બીજાં ચિકિત્સાશાસ્ત્રોને નહિ માનનારાઓનો એવો મત છે કે, ગર્ભમાં બાળક ૨૮૦ થી ૩૧૦ દિવસ કરતાં વધુવાર રહેતું જ નથી. પરંતુ એવા મતવાળાઓને જણાવવાનું કે, શુષ્ક થયેલા ગર્ભની ચિકિત્સામાં આયુર્વેદના આચાર્યો પૌષ્ટિક બળવર્ધક, અને વાયુને પરિહારક ઔષધિઓ તથા ખોરાક આપવાનું નિદાન કરે છે. તે ઉપરાંત અનેક ઠેકાણે, એવા શુષ્ક ગર્ભને પોષણ કરી, પ્રફુલ્લાવસ્થામાં લાવી બાળકરૂપે જન્માવવા માટે માંસરસ આપવાની ભલામણ કરે છે. એ ઉપરથી સાબિત થાય છે કે, માંસાહારી પ્રજામાં માંસાહારને લીધે તેની ગરમીથી વાયુ કોપ પામી ગર્ભને સૂકવી શકતો નથી. પશ્ચિમનાં શાસ્ત્રોમાં એ વાતનું પ્રતિપાદન ન કરવામાં આવ્યું હોય તો તેમાં કંઈ આશ્ચર્ય પામવા જેવું નથી; પરંતુ અમારા આયુર્વેદમાં આ વિષયને ટૂંકમાં પણ ખુલ્લા શબ્દોમાં ચર્ચવામાં આવ્યો છે. એવી રીતે બાળકને ગર્ભાશયમાં રહેવાની કાળમર્યાદા બાંધી શકાતી નથી. એ ઉપરાંત ગર્ભિણી માતા પોતાના મનોવિકારને તાબે થઈ, જેવા જેવા વિચારનું સેવન કરે છે, તેવા તેવા સ્વભાવવાળા પુત્રને ઉત્પન્ન કરે છે.




સ્વામી રામકૃષ્ણ પરમહંસનાં ધર્મપત્ની

# શ્રી. શારદામણિદેવી

: લેખક :
શ્રી. રવિશંકર મ. ઠાકર

ઇ.સ. ૧૮૩૩–૪ની સાલ એટલે લોર્ડ મેકોલેએ, અંગ્રેજી શિક્ષણ મારફતે, હિંદની સંસ્કૃતિને વિચ્છિન્ન કરી નાખવાની અજબ કરામતનો પાયો નાખ્યાના શ્રીગણેશ. પરંતુ જેમ જન્મની સાથે જ મૃત્યુ નિર્માણ થઈ ચૂકયું હોય છે, તેમ આ આપત્તિના ઉપાયરૂપ સ્વામી રામકૃષ્ણ પરમહંસનો જન્મ પણ એ જ અરસામાં, એટલે કે ઈ. સ ૧૮૩૪ માં થયો. અને તે પણ જ્યાં એ કેળવણીનાં બીજ વવાયાં હતાં—એ પ્રાંતમાં જ.

કેવું અજબ એ સંમીલન!

'કેળાં, ચોખા અને પૈસા આપનાર કેળવણી લઈને હું શું કરું? મારે તો પરમાત્માની પ્રાપ્તિ કરવી છે. તમારી કેળવણી મને એ કયાંથી આપે?' એમ કહેનાર આ નિરક્ષર છતાં પ્રખર અધ્યાત્મવાદી રામકૃષ્ણની આવી ધૂન, લગ્ન કરવાથી ખંખેરાઈ જશે એવી માન્યતાથી પ્રેરાઈને એક પવિત્ર બ્રાહ્મણ કુટુંબમાં ઊછરેલાં શારદામણિદેવી સાથે તેમનાં લગ્ન કરવામાં આવ્યાં. આ વખતે તેમની ઉંમર ચોવીસ વર્ષની હતી; જ્યારે શારદામણિદેવીની ઉંમર માત્ર પાંચ વર્ષની હતી!



શ્રી. શારદામણિદેવી

લગ્ન પછી જ્યારે પહેલીવાર શારદાદેવી સાસરે આવ્યાં ત્યારે તે ચૌદ વરસનાં હતાં. આ વખતે રામકૃષ્ણે તેમને સ્નાનસની રીતેટ કાનસરાથી માંડીને તે ધ્યાન કેમ કરવું, ભક્તોની સરભરા કેમ કરવી—ટૂંકા-

ધુમાં ઝીણામાં ઝીણી બાબતોથી માંડીને તે ઠેઠ અધ્યાત્મ સુધીનું તમામ જ્ઞાન અને શિક્ષણ આપવા માંડ્યું હતું. જો કે આ વખતે શારદાદેવીને માત્ર ત્રણ જ માસ પતિની પાસે રહેવાનું પ્રાપ્ત થયું હતું; છતાં તેટલા ટૂંકા ગાળામાં તેમના ઉપર સ્વામી તરફથી જે છાપ પડેલી તેનું વર્ણન કરતાં તેઓ લખે છે કે : 'એ સમયથી જાણે કે અંતરમાં આનંદનો પૂર્ણ કુંભ ભરેલો હોય તેમ હું સદા આનંદમાં રહેતી. આજુબાજુના ઝઘડા, કુટુંબીઓનાં વાંકાં વેણ, ઘરકામની મહેનત તથા લોકોની નિંદા વગેરેથી મને જરાપણ દુઃખ થતું નહિ' આ ઉપરથી પ્રભુદર્શન માટે પાગલ બનનાર રામકૃષ્ણ પોતાની પત્નીના સર્વાંગી વિકાસ માટે કેટલા પ્રયત્નશીલ અને જાગતા હતા તે સમજ્યા વિના રહેશે નહિ.

ત્યારબાદ શારદાદેવીનાં ચૌદથી અઢારની ઉંમરનાં ચાર વર્ષો પિયરમાં જ વીત્યાં. એ દરમિયાન તેમની પાસે પોતાના પતિ વિષે અનેક અફવાઓ આવતી. પ્રભુદર્શનની ઉત્કટ તાલાવેલીમાં નિમગ્ન બનનાર રામકૃષ્ણ 'ક્યારેક પાગલની માફક આખો દિવસ મા! મા! કહી રોયા કરે છે, તો ક્યારેક મૂર્તિની સામે બેઠા બેઠા વાતો કર્યા કરે છે, તો ક્યારેક બાવાનો વેશ ધારણ કરે છે. ક્યારેક મુસલમાનની પેઠે લુંગી વાળીને અલ્લા અલ્લા કરે છે અને નિમાજ પડે છે'—એવી એવી અનેક વાતો ગામના ચોરે સ્ત્રી-પુરુષો કરતાં, તેમ જ કોઈ કોઈ તો 'ગાંડાની બાયડી' કહીને પણ ચીડવતાં.

આ બધી લોકનિંદાથી શારદામણિદેવીને ઘણું દુઃખ થતું અને હૈયું વલોવાઈ જતું. વળી તેમનું મન તરંગે ચઢતું અને શંકા પણ કરતું કે રખેને એ પાગલ પણ બની ગયા હોય? આ બાબતની ખાતરી કરવા તેઓ અનેક મુશ્કેલીઓ વેઠીને દક્ષિણેશ્વર આવી પહોંચ્યાં. આવીને જુએ છે તો પતિ તો એના એ જ છે, માત્ર સંસારી લોકો, એમનું ઉચ્ચ જીવન સમજી શકતા નહિ હોવાને લીધે, આવી પાયા વગરની વાતો વહેતી મૂકે છે, એની સમજ તેમને પડી અને નિરાંત વળી.

પરંતુ એ ઉપરાંત પોતાના અને સ્વામીના વચ્ચેના સ્ત્રીપુરુષના દુનિયાદારીના સંબંધનું ભાન પતિને છે કે કેમ, એવી શંકા પણ તેમના મનમાં ક્યારની ડોકિયું કરી રહી હતી. તેથી તેનું પણ નિવારણ કરવાના હેતુથી, એક વખત સ્વામીના પગ દાબતાં તેમણે પૂછી નાખ્યું કે : 'તમને ખબર છે હું તમારી શું થાઉં છું તે?'

જરાય અચકાયા વિના શ્રી રામકૃષ્ણે જવાબ આપ્યો કે, 'જે મા મંદિરમાં બિરાજે છે, તેમણે જ આ શરીરને જન્મ આપ્યો છે અને તે જ અત્યારે મારા પગ દાબી રહી છે. હું તમને સાક્ષાત મા આનંદમયીના સ્વરૂપે જ ખરેખર જોઉં છું, છતાંય તમે જો મને દુનિયાદારીમાં ખેંચી જવા માગતાં હો તો તમારો અધિકાર છે.'

જવાબ સાંભળીને શારદામણિ દેવીને ખાતરી થઈ કે સ્વામીના મનમાં કામવાસનાનો લેશ પણ અંશ નથી, અને પરમ પવિત્રતાની મૂર્તિસ્વરૂપ છે, એટલે એમણે પણ એને અનુરૂપ જવાબ આપ્યો કે, 'આપને સંસારમાં ખેંચવાની મારી મુદ્દલે ઈચ્છા નથી, પણ મને માત્ર આપની સેવાનો અધિકાર આપો એટલી મારી માગણી છે.'

આ ઘટનાને નિર્દેશીને શ્રી રામકૃષ્ણ એક વખત બોલેલા કે, 'એ જો એટલી ઊચ્ચ, પવિત્ર અને સંયમી ન હોત તો સંયમનો બંધ તૂટીને દેહબુદ્ધિ ન આવત એ કોણ કહી શકે?'

એ પછીનાં વર્ષોમાં તો શારદામાતા પોતાના પતિના આદેશને ચુસ્ત રીતે વળગી રહીને જ જીવન ગાળતાં હતાં. એના વધારે પરિસ્ફોટ સારુ આ નીચે એક-બે પ્રસંગો આપેલા છે.

એકવાર એવું બન્યું કે પતિની સેવા સારુ એક શિષ્ય રૂા. દશ હજાર આપવા તત્પર થયેલો. સ્વામીએ જ્યારે તેનો સ્વીકાર ન કર્યો ત્યારે તે માતાને ભેટ આપવાની ઈચ્છા બતાવવા લાગ્યો. આ સંબંધમાં સ્વામીએ, શારદામાતાનો ખુલાસો માગતાં જવાબ મળ્યો કે, 'એ કેમ બને? રૂપિયા લેવાય જ નહિ. હું રૂપિયા લઉં તે તમારા લીધા બરાબર જ થાય, કારણકે મારા લીધેલા રૂપિયા તમારી સેવામાં વપરાયા વિના રહે જ નહિ. માટે રૂપિયા લેવાય જ નહિ. લોકો તમારા ઉપર શ્રદ્ધા-ભક્તિ રાખે તે તમારા ત્યાગને કારણે જ. માટે એ ન બને.'

આવો જ એક બીજો પ્રસંગ :

વાત એવી હતી કે સ્વામી રામકૃષ્ણ અને

ભક્તમંડળ, સ્ત્રીઓ વગેરે સાથે શ્રી ચૈતન્ય મહાપ્રભુના આગમનના સ્મરણમાં ભરાતા એક મેળામાં જવાને તૈયાર થયેલાં. પોતે સાથે જવું કે નહિ એમ પુછાવતાં સ્વામીએ. એમની ઇચ્છા હોય તો આવે એમ કહેલું. સ્વામી પૂર્ણ ખુશીથી પોતાને લઈ જવા ઇચ્છતા નથી, એવો ભાવાર્થ શારદામાતાએ એ જવાબમાંથી તારવીને મેળામાં જવાનું માંડી વાળેલું. પાછળથી જ્યારે સ્વામીએ, તમે મેળામાં ન આવ્યાં એ જ ઠીક કર્યું એમ કહ્યું ત્યારે તે સહસા જ બોલી ઊઠયાં: 'એ તો હું પહેલેથી જ જાણતી હતી અને તેથી તો મેં આવવાનું માંડી વાળેલું.'

આ ઉપરાંત એ મર્યાદા પાળવામાં મૂળથી કડક હતાં. તે કહેતાં કે 'લજ્જા એ તો સ્ત્રીનું ભૂષણ છે; લજ્જા ગઈ તો સર્વ ગયું.' છતાં જ્યારે પતિની પાસે આવવા પિયરથી નીકળ્યાં, ત્યારે રસ્તામાં એક લૂટારુ દંપતી મળેલાં, તેમની સાથે તેમણે માતાપિતાનો એવો નિઃસંકોચ વ્યવહાર આચરી બતાવ્યો કે જોતજોતામાં એ દંપતી પોતાની સગી દીકરી જેટલું વાત્સલ્ય શારદામાતા ઉપર દાખવતાં બની ગયેલાં; અરે વિદાય લેતાં ખૂબ રડેલાં.

આ બધા પ્રસંગો ઉપરથી 'જ્યારે જેમ ત્યારે તેમ; જ્યાં જેમ ત્યાં તેમ; જેને જેમ તેને તેમ' એવો સ્વામીનો ઉપદેશ તેમણે કેટલો બધો પચાવ્યો હતો તે આપણે સહેજે જોઈ શકીશું.

છેલ્લે જ્યારે રામકૃષ્ણ માંદા પડયા અને ગળામાં વ્રણ પડયું ત્યારે પણ તેઓ નિઃસંકોચ પતિની સેવા–શુશ્રૂષા કરતાં મોડી રાત સુધી જાગી, વહેલા પરોઢે ઊઠતાં અને પ્રાતઃકર્મથી પરવારી લેતાં. પરંતુ તેમની સેવા ફળીભૂત ન થઈ અને સ્વામીએ તેમના નશ્વર દેહનો ત્યાગ કર્યો.

આ વખતે તેમનું વય તેત્રીસ વર્ષનું હતું. પતિના દેહત્યાગને લઈને, લોકાચારની દૃષ્ટિએ જ્યારે તે ચૂડી ભાંગવા તૈયાર થયેલાં, એ જ વખતે, શારદામણિદેવી કહે છે કે, 'શ્રી રામકૃષ્ણ જીવંત અવસ્થામાં રોગરહિત શરીરે જેવા દેખાતા તેવી જ રીતે પ્રત્યક્ષ આવીને મારો હાથ પકડીને બોલ્યા: 'હું શું મરી ગયો છું, તે તમો સૌભાગ્યવતીનાં ચિહ્નો હાથમાંથી કાઢી નાખો છો?' આ પછી શારદામાતા કદી કંકણ વિના રહેતાં નહિ.

ત્યારબાદ પતિના વિરહને ભૂલવા તે જાત્રાએ નીકળેલાં. ત્યાં વૃંદાવનમાં તેમને ઓચિંતા શ્રીરામકૃષ્ણ ખૂબ યાદ આવી ગયા, ત્યારે પણ સ્વામીએ તેમને દર્શન આપેલાં અને કહેલું કે, 'તમે લોકો આટલું બધું રડો છો શા માટે? હું ગયો છું તે ક્યાં? આ ઓરડાથી પેલા ઓરડામાં!' આ સિવાય પછી જ્યારે તે કામારપુકુર રહેતાં ત્યારે પણ સ્વામી ઘણુંખરું તેમને રોજ દર્શન દેતા અને કહેતા કે, 'ઘરના વાડામાં શાકભાજી વાવજો, એ શાકપાંદડું ને ભાત ખાઈને ગુજારો ચલાવજો, અને બેઠાં બેઠાં હરિસ્મરણ કરજો.'

જો કે ત્યાર પછી તો ઘણુંખરું શારદામાતા કલકત્તામાં જ રહેતાં અને પતિના કાર્યને ઉપાડી લઈ તેમની છાયામૂર્તિ સમાં બની રહ્યાં હતાં. એમની પાસેથી, "સ્ત્રીઓ, પુરૂષો અને બાળકો સુદ્ધાં, કેવળ હિંદુ જ નહિ, પણ પારસી, ખ્રિસ્તી અને મુસલમાન ભક્તો સુદ્ધાં દીક્ષામંત્ર લઈને, પ્રભુપ્રાપ્તિને માર્ગે આગળ વધતાં. સૌથી આશ્ચર્યકારક તો એ હતું કે મા બંગાળી ગામડાંની ભાષા જ બોલી શકતાં, જ્યારે દીક્ષા લેનાર આ ભાષાથી સાવ વંચિત, અરે પારસીને કાં તો મદ્રાસી જ હોય! છતાં નવાઈ જેવું હતું કે માતા દીક્ષા લેનારના કહેવાનો ભાવાર્થ અને પોતે બંગાળીમાં બોલતાં છતાં દીક્ષા લેનાર માનો બોલવાનો અર્થ બરાબર પામી જતાં."

'૬૭ વરસની ઉંમરે ઇ.સ. ૧૯૨૦માં એમણે મહાસમાધિ લીધી. એ જીવનની છેલ્લી પળે પણ એ જે ઉપદેશ પાળતાં હતાં તે જ ઉપદેશ આપતાં બોલેલાં કે, 'જો શાન્તિ ઇચ્છતા હો તો કોઈના દોષ દેખશો નહિ. દોષ દેખજો પોતાના. જગતને પોતાનું કરી લેતાં શીખો; કોઈ પારકું નથી, જગત છે તમારું.'

આજે આપણી વચ્ચે એ નથી, પણ તેમના પ્રતિનિધિરૂપ તેમનો ઉપદેશ મોજૂદ છે. એ તો દૈવી હતાં એમ કહીને નિષ્ક્રિય બનવા કરતાં ઉંમરની અસાધારણ અસમાનતા છતાં પણ તેઓ જો, સંયમ અને પ્રયત્નથી આદર્શ નરનારીનું દૃષ્ટાંત મૂકતાં ગયાં તો આપણે કે જેઓ એમનાં કરતાં વધારે અનુકૂળતામાં જીવી રહ્યા છીએ તેઓ એ માર્ગે કેમ ન જઈ શકીએ એવી સીધી નિરાશી મૂકવી જ વધારે કલ્યાણપ્રદ નીવડશે, એમાં શંકા નથી.



# કવિને....

**શ્રી. મોહનલાલ દવે**

# કલા અને કલાકાર

કવિ ! તારા શબ્દોમાં શક્તિ છે અને તારા હૃદયમાં અન્તર્દૃષ્ટિ ! પણ કવિ ! તું તારી શક્તિનો ઉપયોગ નારીજાતિના શરીર–ચામ–માંસની સુંદરતાનાં વર્ણન કરીને એને અપમાનિત કરવામાં અને એને ભોગવિલાસની વસ્તુ બનાવવામાં ન કરતો. નહિ તો તારી દૃષ્ટિ એકાંગી તેમ જ મિથ્યા બની જશે અને તું જનતાના પ્રેમને કલુષિત, સંકુચિત અને ભ્રમિત કરનાર, સૌન્દર્યની જુઠ્ઠી, આધારહીન અને કૃત્રિમ કલ્પના દઈને પરિણામે પ્રેમને એ રીતે મર્યાદિત કરનાર કહેવાઈશ !

માતા, બહેન કે પુત્રીની સમક્ષ–અરે, પોતાની પત્નીની હાજરીમાં પણ–જે વર્ણન કરવામાં કે સૂણવામાં સાધારણ વ્યક્તિને પણ સંકોચ થાય છે એવાં વર્ણનો હે કવિ ! તું આમ છડેચોક કરતો ફરીશ ? અને તે પણ સાહિત્ય જેવી પવિત્ર વસ્તુના નામે ?

વસંત સુંદર છે, મંદ–સુગંધ મલય–સમીર સુખદ છે, પ્રકૃતિની લીલા અને તેનાં દશ્યો મનોહર છે એ બધું ખરું, પણ કવિ ! એ સર્વની શોભાનાં વર્ણન કરતાં તું એ બધાંયને કલુષિત ભાવોનાં ઉત્તેજક બતાવીને એને કલુષિત કર નહિ. જનસમાજની ચિત્તવૃત્તિ અને એની દૃષ્ટિ પહેલેથી જ બગડી રહી છે— વિકૃત બની રહી છે. એને તારા આવા ઉત્તેજનની આવશ્યકતા નથી. તારી શક્તિ તો એ ડાઘ–એ મેલ–એ કાલિમા–સાફ કરવામાં લગાડવી જોઈએ એમ તને નથી લાગતું ?

કવિ ! તું તારી શક્તિનો ઉપયોગ નારીજાતિનાં માતૃત્વ, ભગિનીત્વ અને સહધર્મિણીત્વના ગૌરવને પ્રદર્શિત કરવામાં કર, જેથી સમાજધારણ અને દિવ્ય સ્વરૂપની અભિવ્યક્તિના સહાયક સદ્ગુણોનો વિકાસ થશે. એથી પુરુષજાત ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરશે, સ્ત્રી–જાતિ પણ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરશે અને તું પોતે પણ ઉચ્ચ સ્થાન મેળવી શકીશ.

કવિ ! જગતમાં વેર, ભય, ઈર્ષ્યા, હિંસા, સ્વાર્થ, અસત્ય, વિષયાસક્તિ વગેરે અનિષ્ટ તત્ત્વોને દૂર કરવામાં, દુઃખી અને અપમાનિત માનવીઓને સુખી કરવામાં તેમ જ પતિતોને ઉચ્ચતર જીવન બતાવવામાં–પવિત્ર બનાવવામાં તું તારી શક્તિનો ઉપયોગ કર.

કવિ ! તું તારી અન્તર્દૃષ્ટિથી પ્રત્યેક વસ્તુના બાહ્ય સ્વરૂપને ભેદીને એની ભીતરમાં–એની ઊંડાણમાં રહેલાં સત્ય અને સૌન્દર્યને પ્રત્યક્ષ કર ! પ્રસન્નતા, સચ્ચરિત્રતા, સેવાર્થે પરિશ્રમ, સરલતા, સુહૃદ્ભાવ વગેરે સ્વયં કેટલાં સુંદર છે ! ચિત્તને કેટલું સુંદર બનાવનાર છે ! ગાર્હસ્થ્ય ધર્મ બજાવતાં કરેલ શારીરિક પરિશ્રમથી ઉત્પન્ન થયેલ સ્ત્રીના હાથની કઠોરતા પણ શું ઓછી સુંદર છે ? જેનો આત્મા વિમલ છે એવા મુનિના શરીરની બાહ્ય મલિનતા પણ, અહિંસા; દૈહિક નિસ્પૃહતા અને આત્મલીનતાની દ્યોતક હોવાથી કેટલી સુંદર દેખાય છે !

કવિ ! તું પ્રકૃતિ અને વિકૃતિનાં સ્વરૂપોમાં રહેલા ભેદને બરાબર પિછાની લે. પ્રશંસા કરતી વેળા બાહ્ય સ્વરૂપમાં મુગ્ધ બની જઈને એના અંતરંગ સૌન્દર્યની અવહેલના ન કરી બેસતો. જો કે બાહ્ય સૌન્દર્યનું કારણ છે, એની શોભા પણ છે અને એને

પિછાનવાની જગતને વધુ જરુરિયાત પણ છે, માટીમાં મળેલા સુવર્ણમાં કેટલે અંશે સુવર્ણ છે— માટીમાં જે ચમક છે તે માટીની છે કે સુવર્ણના— એ વિચારવાનું ન ભૂલતો; અને એમ બનશે તો જ તું અન્તર્દષ્ટિવાળો કહેવાઈશ.

કવિ ! જ્યારે તું સંપૂર્ણપણે જાણી લઈશ કે જે સત્ય છે તે જ શિવ અને સુંદર છે, જે શિવ છે તે જ સત્ય અને સુંદર છે, અને જે સત્ય અને શિવથી પૃથક્ છે તે કદિ પણ સુંદર હોઈ શકે નહિ, ત્યારે તારી અન્તર્દષ્ટિ ખરાખર છે એમ કહી શકાશે.

કવિ ! જ્યારે તું સમજી લઈશ કે પ્રત્યેક વસ્તુ સત્ય, શિવ અને સુંદરસ્વરૂપ છે એ જાણવું અને જણાવવું, તેનો અનુભવ કરવો અને કરાવવો એ જીવનનો પરમ આનંદ છે, ત્યારે કહી શકાશે કે તને અન્તર્દષ્ટિ પ્રાપ્ત થઈ છે અને તેને લીધે તું કવિ બનવાને યોગ્ય છે.

કવિ ! જ્યારે તું તારી સાચી અન્તર્દષ્ટિ અનુસાર તારા પોતાના જીવનમાં પરિવર્તન કરવાના હાર્દિક પ્રયત્ન કરીશ, જ્યારે તું સર્વ પદાર્થો પ્રત્યે— જગતના દુઃખીઓ, પતિતો, કુરૂપો, ગરીબો, પીડિતો પ્રત્યે પણ—નિશ્ચલ પ્રેમનો વર્તાવ કરવનું શરૂ કરીશ, ત્યારે તારી અન્તર્દષ્ટિ વાસ્તવિક અને વિશ્વાસ યોગ્ય બનશે; ત્યારે જ તું સાચો 'કવિ' થઈ શકીશ; પછી તું ચાહે તો ગદ્યમાં લખે યા પદ્યમાં. અગર તો કાંઈ પણ ન લખે કે ન બોલે !

કવિ ! આટલું યાદ રાખવાની જરૂર છે કે પ્રત્યેક ભાવ સ્વરૂપના—પ્રત્યેક ભાવનાના—વર્ણન કરવાં એ કવિત્વ નથી, કેમકે માનવતાના લક્ષસ્વરૂપ વિવેકનો ઉપયોગ હિતાહિતને અર્થે પ્રત્યેક પદાર્થના સંબંધમાં કરવો જોઈએ; અને કવિ થવાને માટે દેવ નહિ તો ઓછા- માં ઓછું મનુષ્ય થવાની તો પ્રથમ આવશ્યકતા છે. શ્રેય અને પ્રેય કોઈ કોઈવાર પરસ્પરથી ભિન્ન અને વિપરિત પણ હોય છે એનો ખ્યાલ રાખવો જોઈએ.

શું તું એમ કહેવાની હિંમત કરે છે કે તું 'સ્વાન્તઃ સુખાય' રચના કરે છે ? ભલા તો પછી તું તારી રચના બીજાની સમક્ષ પ્રકટ કરતો ફરે છે તેનું કારણ ? અને 'સ્વાન્તઃ સુખાય' રચનામાં પણ શું હિતાહિતના વિચારની જરૂરિયાત નથી લાગતી ? એકાંત બંધ ઓરડીમાં બેસીને તારા પોતાના મનમાં કેમ કરતાં—અરે, તારા હૃદયમાં વિચાર કરતાં પણ—વિવેકનો ઉપયોગ કરવો એ શું તારું મનવોચિત કર્તવ્ય નથી ? કદાચ તું તારા વિચારને, એ વિચારના સ્વરૂપમાં હોય ત્યાં સુધી હાનિકર્તા ન માને, તો પણ એ વિચારો કાર્યમાં પરિ- ણત થતાં અન્ય પ્રત્યેના તારા સંબંધો પર અસર નહિ કરે ? તારા પોતાના પ્રત્યે પણ શું તારું કાંઈ કર્તવ્ય નથી ? અને 'સ્વાન્તઃ સુખાય'માં 'સ્વાન્તઃ હિતાય'ની આવશ્યકતા નથી જ એમ તું માને છે ?

કવિ ! તારો પ્રધાન ઉદ્દેશ તો સત્યને પ્રકટ કરવાનો છે, એની ચિરસ્થાયી છાપ હૃદય પર ઉપ- સાવવાનો છે અને એટલે જ એવી ભાષાનો પ્રયોગ કરવાની ફરજ થઈ પડે છે કે જે એ હૃદયદર્શક હોય, ચિત્તાકર્ષક હોય, અનુપ્રાણિત કરવાવાળી હોય; પરંતુ એવી ભાષાનો પ્રયોગ ન કરી શકાય તો ચિન્તા નહિ, કેમકે સત્ય પોતે જ સુંદર હોય છે, પરંતુ એટલું તો અવશ્ય ધ્યાનમાં રાખવું જરૂરી છે કે તારી ભાષા સ્પષ્ટ હોય, દુર્બોધ કે સંશયજનક ન હોય, સત્યને ગૂઢ બનાવનારી કે એને છુપાવનારી ન હોય. અલંકારોનો પ્રયોગ ભલે કર, પરંતુ એ સત્યને સુસ્પષ્ટ અને સરલ કરનાર હોવા જોઈએ. જેમાંથી અનેક જાતના વાંછનીય અને અવાંછનીય અર્થ નીકળી શકતા હોય એવી ભાષાથી તું કૃપા કરી દૂર રહેજે, કારણકે એવી ભાષા સત્યને સંશયજનક અને દુર્બોધ બનાવનારી હોય છે અને પરિણામે એથી જગતને અત્યંત નુકસાન થાય છે. તારી કૃતિનો અભ્યાસ યોગ્ય વ્યક્તિ જ કરશે અને એમાંથી એ વાંછિત અર્થ જ ગ્રહણ કરશે એવો વિશ્વાસ તું કઈ રીતે રાખી શકે છે ? આથી સામાન્ય જનસમૂહને દષ્ટિમાં રાખીને લખ, અને ખરેખર તો તેમને જ તારી રચનાઓની વધુ જરૂરિયાત છે. સ્પષ્ટ ભાષાનો પ્રયોગ

કરવો એ સત્યનો, વીરતાનો અને નિષ્કપટતાનો માર્ગ છે.

કવિ ! તું કીર્તિનું દાન કરી શકે છે—એ કીર્તિ કે જેને માટે સમસ્ત સંસાર લાલાયિત દેખાય છે. અને જેને લીધે સાંસારિક પ્રાણીઓની મોટા ભાગની પ્રવૃત્તિઓ પ્રેરિત હોય છે. તું જે પદાર્થો અને ગુણોની પ્રશંસા કરે છે તેના તરફ સંસાર સ્વાભાવિક જ આકર્ષાય છે, આથી તારી શક્તિની મહત્તા—એના પ્રભાવ અને પરિણામને બરાબર સમજ.

કવિ ! પૂર્ણ નિષ્કલંક તો એક બ્રહ્મ જ છે, એની સ્તુતિમાં સર્વ ગુણો અને ગુણીઓની સ્તુતિ આવી જાય છે, કારણકે એ સર્વ ગુણોનું શુદ્ધ અને પૂર્ણ સ્વરૂપ છે, આથી એની સ્તુતિ કર; છતાં જો કદી સાંસારિક ગુણોની પણ સ્તુતિ કરવાની ઇચ્છા થાય તો લોકહિતનો ખ્યાલ કરીને એ ગુણોની પ્રશંસા કર, જેનું લક્ષ્ય બ્રહ્મસ્વરૂપ હોય અથવા જે બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિને માટે સાધનરૂપ હોય.

સુનીતિયુક્ત વીરતા, સચ્ચારિત્ર્યયુક્ત જ્ઞાન, પરોપકાર સહિત શક્તિ, સેવાભાવ અને ઉદાત્ત પ્રેમસહિત ગાર્હસ્થ્ય જીવન તેમ જ સદ્દાન સહિત ને ન્યાયોપાર્જિત સંપત્તિનું તું કીર્તિદાન દેજે, નહિ તો અનીતિ, ક્રૂરતા, આડંબર, વાસના, ધનલુબ્ધતા વગેરેનો પ્રચાર કરવાનો અપરાધ તારે શિરે આવશે.

કવિ ! સંક્ષેપમાં બ્રહ્મ પણ કવિ છે અને તું પણ કવિ છે, તારી પદ-મર્યાદાને ન ભૂલતો. જગતના કલ્યાણમાં, અને પ્રત્યેક પ્રાણીમાં જે દિવ્યાત્મા છે તેને સુવિદિત, પ્રસ્ફુટિત અને વ્યક્ત કરાવવામાં તારી શક્તિઓનો ઉપયોગ કરજે. અને ત્યારે જ તું 'સત્યં શિવં સુન્દરમ્'ની દૃષ્ટિમાં સાચો કવિ કહેવાઈશ, નહિ તો કાળ તને ખાઈ જશે, કેમકે કાળ અસત્યનો, અશિવનો અને અસુંદરનો વૈરી છે.

અને કવિ ! એક વાત વધુ કહી લઉં: બસ, તું પોતે જ સત્યમ્ શિવમ્ સુન્દરમ્ બની જા—સ્વયં બ્રહ્મસ્વરૂપ બની જા; એ જ સાચું કાવ્ય છે અને એની આરાધના એ જ સાચી કાવ્યરચના છે.




# કેળવણીનું સ્વરૂપ બદલો

: લેખક :
શ્રી. હરજીવન કા. મહેતા

પ્રભુનો — વિશ્વનો — કુદરતનો વિકાસક્રમનો નિયમ ( The Law of Evolution ), સૌ કોઈમાં બીજરૂપે ઢંકાઈ રહેલી પ્રભુતાને ધીમે ધીમે પ્રકટાવી રહ્યો છે, નિહારિકા ( Nebula )માંથી આખું સૂર્યમંડળ બનાવી રહ્યો છે. આ નિયમના પ્રભાવથી પ્રકૃતિ ( Matter ) ધીમે ધીમે ચેતનવંતી બની રહી છે: અને ખનિજ, વનસ્પતિ, પશુ, પક્ષી અને મનુષ્યમાં અનેક સુંદર આકૃતિ રૂપે ખીલી રહી છે: આ જ નિયમની મદદથી ચેતન (Life) પણ ખનિજ, વનસ્પતિ અને પશુવર્ગનો અનુભવ લઈ મનુષ્યવર્ગે પહોંચી રહ્યું છે અને આત્મભાન (Consciousness) ખીલવી રહ્યું છે. વિશ્વના આ નિયમનો અભ્યાસ કરી, તેને સમજી, તેનો વેગ વધારવો તેનું નામ કેળવણી.

બાળકમાં અનેક શક્તિઓ ઢંકાઈ રહેલી છે. સૂઈ રહેલી છે, તેને બને તેટલી વહેલી જાગ્રત કરવી, પોષવી, ખીલવવી તે કામ કેળવણીનું છે. ઘરમાં માબાપ કે વાલી અને શાળામાં શિક્ષક-શિક્ષિકા જો ચાહે તો ખરચાળ સાધનો વસાવ્યા સિવાય પણ બાળકના વિકાસની ગતિ વધારી શકે છે.

## પાઠ પહેલો

બાળક સમજણું થતાં તેને સહેલા શબ્દોમાં સમજાવવામાં આવે કે :–"કાન માત્ર સાંભળવા માટે નથી પણ સાંભળીને જગતનું જ્ઞાન મેળવવા માટે છે, ચામડી માત્ર સ્પર્શ કરવા માટે નથી, પણ સ્પર્શ કરીને જગતનું જ્ઞાન મેળવવા માટે છે, આંખો માત્ર જોવા માટે નથી, પણ જોઈને જગતનું જ્ઞાન મેળવવા માટે છે. જીભ માત્ર ચાખવા માટે નથી, પણ ચાખીને જગતનું જ્ઞાન મેળવવા માટે છે, નાક માત્ર સૂંઘવા માટે નથી, પણ સૂંઘીને જગતનું જ્ઞાન મેળવવા માટે જ છે. માટે જ આ પાંચે ઈન્દ્રિયો જ્ઞાનેન્દ્રિયો કહેવાય છે. આ સ્થૂલ જગતનું જ્ઞાન મેળવવા માટે આપણને સૌને આ સાધનો મળેલાં છે તે માટે આપણે સૌએ પરમ કૃપાળુ પરમાત્માનો આભાર માનવાનો છે અને આ સાધનોનો ઉપયોગ જીવનભર કરવાનો છે. આ પાંચ જ્ઞાનેંદ્રિયોનો સમજપૂર્વક ઉપયોગ કરવો એ સૌ કોઈ માટે સ્વકેળવણી છે. આ કેળવણી જિંદગીભર ચાલુ રાખવાની છે."

આ પાઠ જો બાળકને થોડા દિવસ સુધી વાતો કરતાં કરતાં સમજાવવામાં આવે તો બાળકને તેની જ્ઞાનેંદ્રિયોનો ઉપયોગ સહેલાઈથી સમજાઈ જાય અને તેનામાં, કેળવણી લેવાનો ઉત્સાહ અને આનંદ જરૂર વધે. વળી જો બાળકને સાંજના શાળામાં અને રાત્રિના ઘરમાં, રોજ વાતો કરતાં પૂછવામાં આવે કે: 'તમે આખા દિવસમાં તમારી જ્ઞાનેન્દ્રિયો દ્વારા શું નવું જાણ્યું તે કહો જોઈએ.' તો તેનામાં અવલોકનશક્તિ પણ જાગ્રત થાય અને બાળક પોતે જ પોતાનો શિક્ષક થતાં શીખે.

## પાઠ બીજો

બાળક સાતેક વર્ષનું થાય ત્યારે આનંદની વાતો કરતાં તેને સમજાવવામાં આવે કે: 'આપણે સૌ પ્રભુના અંશ છીએ. આ દરેક અંશ આત્મા કહેવાય છે. જ્ઞાન, ઇચ્છા અને ક્રિયા એ આત્માનો સ્વભાવ છે. આત્માની ક્રિયાશક્તિ ખીલવવા માટે તેને હાથ, પગ, વાણી અને ઝાડા–પેશાબની ઇન્દ્રિયો, મળી પાંચ કર્મેંદ્રિયો મળેલી છે. ઇચ્છાશક્તિ ખીલવવા માટે તેને હૃદય (લાગણી) મળેલું છે. અને જ્ઞાનશક્તિ ખીલવવા માટે તેને મગજ (મન) મળેલું છે. આ રીતે કર્મેંદ્રિયો, હૃદય અને મન

આત્માનો રાખનારો છે, અને આત્મા તેનો માલિક છે. આત્મા પ્રભુનો અંશ હોવાથી પ્રભુના જેવો જ અજર, અમર અને અનંત છે. તમે આત્મા છો. શરીર નથી. આત્મા તરીકે તમે પણ અજર છો, અમર છો, અનંત છો. મૃત્યુ શરીરને છે; તમને આત્માને નથી. માટે તમારે મૃત્યુનો ભય રાખવાનો નથી.'

આ પાઠ જો બાળકને ઘરમાં તેમ જ શાળામાં અવારનવાર આનંદની વાતો કરતાં સમજાવવામાં આવે તો આખી પ્રજામાંથી મૃત્યુનો ભય થોડાં વર્ષોમાં નાબૂદ થાય, અને બાળક ભયપણાથી અમરપણાનો આનંદ ભોગવતું થાય.

### પાઠ ત્રીજો

શાળામાં શિખવાતા જુદા જુદા વિષયો તેના પોતાનામાં ગુપ્ત રહેલી શક્તિઓ ખીલવવા માટે છે એમ જો બાળકને સમજાવવામાં આવે તો તેને શિખવાતા દરેક વિષયમાં રસ જરૂર ઉત્પન્ન થાય અને તે દરેક વિષય આનંદપૂર્વક શીખે. સામાન્ય વાતો કરતાં બાળકને કહેવામાં આવે કે: "રમતો અને વ્યાયામ તમારા શરીરને ખીલવે છે, મજબૂત બનાવે છે નીરોગી થવામાં મદદ કરે છે. સંગીત, નૃત્ય, ચિત્રકળા તમારા હૃદયને ખીલવે છે, આનંદિત કરે છે, કાનને સુરિલા, કંઠને મધુર, શરીરને ઘાટીલું બનાવે છે અને જુદી જુદી કળાઓ અને સૌંદર્યપ્રેમ ખીલવે છે. ગણિત તમારી મનશક્તિને જાગ્રત કરે છે, એકાગ્રતા વધારે છે, જીવનનો હિસાબ રાખતાં શીખવે છે અને મોટા થતાં ધંધા–રોજગારમાં સફળતા આપે છે. ભૂગોળ અને ખગોળ તમને જગતની વિશાળતાનું ભાન કરાવે છે. ઇતિહાસ મનુષ્યજાતિનો વિકાસ કઈ રીતે આગળ ધપી રહ્યો છે અને રાજ્યતંત્રમાં કેવા કેવા પલટા થઈ રહ્યા છે તે તમને બતાવે છે. ભાષા તમને તમારી લાગણીઓ અને તમારા વિચારોને સ્પષ્ટ રીતે જાહેર કરવાની શક્તિ આપે છે. નીતિ અને ધર્મનો બોધ, માનવતા અને મહત્તા ખીલવવામાં તમને ઉપયોગી થાય છે. આ રીતે શાળામાં શિખવાતા વિષયો તમને સારા, સાચા, સમજુ, સશક્ત અને સર્વાંગ સુંદર બનવામાં મદદ કરે છે.'

આ પાઠ બાળકમાં કેળવણીનો પાયો મજબૂત કરશે અને ભવિષ્યમાં તે પોતાના અભ્યાસમાં રસ લેતો થશે અને જુદા જુદા વિષયો તેનામાં જુદી જુદી શક્તિ ખીલવે છે, એ જાણી આનંદ માણશે.

કેળવણીનો મૂળ હેતુ બાળકમાં ઢંકાઈ રહેલી પ્રભુના પ્રકટાવવાનો અને તેના સર્વાંગી વિકાસને ગતિ આપવાનો છે એ વસ્તુ ધ્યાનમાં રાખી બાળપોથીથી લઈ કોલેજના છેવટના વર્ગ સુધીનો અભ્યાસક્રમ, વિદ્યાર્થીમાં પ્રાણવતામાંથી માનવતા અને માનવતામાંથી પ્રભુના ખીલવવાની દૃષ્ટિએ ગોઠવાય અને જુદા જુદા વર્ગોનાં પાઠ્ય પુસ્તકો પણ એ જ દૃષ્ટિએ પસંદ કરવામાં અને તૈયાર કરવામાં આવે તો બહુ ઓછે ખર્ચે કેળવણીનું સ્વરૂપ બદલાઈ જાય અને આજનું શિક્ષણ સાચી કેળવણીમાં પલટાઈ જાય.

सफला: सन्तु मनोरथा: ।

# ચારિત્ર્યના દંભ

લેખક : શ્રી. બાવચંદ મા. વડેરા
બી. એ; એલએલ. બી.

**આ**જના અભ્યાસક્રમમાં ચારિત્ર્યના શિક્ષણને પણ સ્થાન આપવું જોઈએ. જ્યાં સુધી માણસના માહિતીજ્ઞાન, અક્ષરજ્ઞાન, અને બુદ્ધિવિકાસમાં, એના જીવનને પવિત્ર બનાવે તેવું ચારિત્ર્યજ્ઞાન નથી ઉમેરાયું ત્યાં સુધી એ શિક્ષણ અને એ માણસ બન્ને અપૂર્ણ છે એમ ઘણાં પૂર્ણ ગંભીરતાથી કહી રહ્યા છે. માણસ બનવાને જન્મેલાં શરીરોને તેના સ્વાભાવિક વિકાસથી વિકૃત કરી, પરાણે, ગમે તે રીતે ગમે તેવાં બોધવચનના ઝેરી પાઠોથી યંત્રો બનાવવાની યોજના ઘણાયે વિચારી રહ્યા હશે પણ સાચી રીતે નીતિનું સમાજમાં અને ચારિત્ર્યનું જીવનમાં શું સ્થાન હોઈ શકે અને કેટલે અંશે માણસ પોતાની જિંદગીનો પવિત્ર ઉલ્લાસ આ એ જડ નિયમરેખાઓ માટે આપી શકે, તે વિષે કોઈ વિચારતું નથી.

ચારિત્ર્ય અને નીતિ એ ભિન્ન ભિન્ન વસ્તુ નથી, પણ એક જ વસ્તુને જુદા જુદા દૃષ્ટિબિંદુથી જોવાથી દેખાતાં બે સ્વરૂપો છે. જે જાતના ઘડતરને વ્યક્તિદૃષ્ટિએ ચારિત્ર્ય ગણાય તે જ ઘડતર સમાજની દૃષ્ટિએ નીતિ ગણાય. એ જ વસ્તુ સ્થાપિત રાજ્યસંસ્થાની દૃષ્ટિએ કાયદો ગણાય, અને સ્વતંત્ર ધર્મપંથોની દૃષ્ટિએ સ્વર્ગનાં પગથિયાં ગણાય. મતલબ કે સમાજની શાંતિને ખાતર અને સમાજના સર્વ અંગોના જીવનને ખાતર, આપણે અમુક રીતે વર્તવું એવો જે નિયમ તે નીતિ. આ નીતિ માણસને સ્વાભાવિક નથી હોતી. જો હોત તો તેને માટે માણસને શીખવવાનો કે તેના ભંગથી સજા કરવાનો ભય બતાવવાનો કંઈ અર્થ નથી. ખરી વાત તો એ છે કે માણસે ભલે સંઘજ઼ખાવી ટોળાનું તત્ત્વજ્ઞાન સર્જાવ્યું હોય, પણ એવી આંતરિક વૃત્તિઓ સર્વદા અને સર્વ સ્થળે એ તત્ત્વજ્ઞાનની સામે બળવો જગાવ્યા જ કરે છે. એ બળવાથી ઊપજતી શક્તિ નિરર્થક થાય, અને એ નિરર્થક થવાથી ઉપજતી નિષ્ફળતાથી થતી વેદના શાંત બને, માટે સમાજમાં સર્વત્ર નીતિ અને ચારિત્ર્યનું ઘેરું વાતાવરણ ઉપજાવવામાં આવ્યું છે. સીધી હરીફાઈમાં ન ટકી શકે તેવા કેટલાયે નિર્બળો સમાજમાં જીવે છે. એ નિર્બળો અવતરતાં બંધ થાય અગર હરીફાઈને લાયક સબળ બને તેવી યોજના આજના સમાજશાસ્ત્રીને સૂઝેલી નહિ હોવાથી તેણે એ નિર્બળ દેહની રક્ષા માટે સબળને મર્યાદામાં રહેવાની તાકીદ કરી છે. માનુષી નિર્બળતાની મનોદશા (Inferiority Complex) સહુને ભોગવવી પડતી હોવાથી સહુ આ નિર્બળને સંરક્ષણ આપતી નીતિમાં શામેલ થયા છે, અને પોતાના લાભને ખાતર આ નીતિ હોવાથી સહુથી પ્રથમ નિર્બળોએ તેનો આશ્રય લીધો છે. ઉપરાંત નીતિથી, ઊપજતું માનવી જીવન પણ નિર્બળોને માફક આવે છે, કારણકે તેમાં પોતાની આકાંક્ષાઓ દબાવવી અને શક્તિ અવરોધવી એ બે મુખ્ય સિદ્ધાંતો આવેલા છે.

એક સમાજ વ્યવસ્થિત રીતે વ્યક્તિઓને પોતાનામાં સમાવી, અમુક જાતની સમાન ઇચ્છા અને સમાન લાભહાનિવાળા માણસોનું જૂથ ઊભું કરે છે. એ સમાજ બીજાની સામે લડવામાં ભલે ગમે તેવી રીતે પોતાનાં હથિયાર, બળ ને યુક્તિ વાપરતો હોય, પણ એ જ રીતે અંદર અંદર વાપરવા નથી દેતો એથી એની આંતરિક શાંતિ માટે નિયમો ઉદ્‌ભવે છે. અહીં સુધી અને એ નિયમો સહુ કોઈ પાળે, ત્યાં સુધી કોઈ પણ બુદ્ધિમાન માણસ તેનો વિરોધ નથી કરવાનો પણ જ્યારે એ નીતિનાં

બંધનો પોતાની મર્યાદાની બહાર આવીને પણ, માનવ-
તૃષ્ણાને છૂંદવાનો અબાધિત હક્ક ભોગવવા લાગે,
તેમ જ જીવનની બીજી સર્વ મહત્તા કરતાં પણ
પોતાનું સ્થાન ઊંચું મનાવવા લાગે, ત્યારે તેનો વિરોધ
કરવાની ઉત્કંઠા-માત્ર ઉત્કંઠા જ નહિ, પણ જીવનની
દૃષ્ટિએ આવશ્યકતા ઊભી થાય છે.

એવું બને છે કે આ નીતિ આરંભમાં તો બહુ જ
શિથિલ હોય છે. એના તોડનારને કોઈ શિક્ષા કરી
શકતું નથી, પણ ધીમે ધીમે જેમ જેમ વાતાવરણ
જામતું જાય છે, તેમતેમ લોકોની બહુ સંખ્યાનો
વિરોધ કરવામાં નીતિના વિરોધીને શારીરિક ઇજાનો
ભય રહે છે. ધીમે ધીમે એ ક્રમમાંથી પણ નીતિ
પસાર થઈ જાય છે, ત્યારે એને સમાજનું વ્યવસ્થિત
હિંસાબળ-રાજસંસ્થા-ઉપાડી લે છે, અને ન માન-
નારને વધુ ઓછી શિક્ષા કરી નીતિ પળાવે છે.
હજુંયે આગળ આ ક્રમ વધે છે. નવી નીતનું
સર્જન થતું જ જાય છે; ત્યારે પ્રાથમિક, માધ્યમિક
અને ઉચ્ચ ક્રમના જુદા જુદા નિયમોના પાલન માટે
જુદું જુદું બળ ગોઠવવું પડે છે, તેમજ કેટલાક
નિયમો સમાજ સાવચેત રહી પળાવી શકે તેવું
અશક્ય હોવાથી, લોકોની સ્વેચ્છા પર જ દેવા પડે
છે, જેમ જેમ સમાજના સંઘટિત જીવનમાં નવી
નવી પરિસ્થિતિ ઊભી થતી જાય છે, જેમ જેમ
મનુષ્યત્વની વ્યાખ્યામાં સમૂહગત ઉમેરો થતો જાય
છે, તેમ તેમ નીતિમાં નવી નવી વસ્તુઓ ઉમેરાયા
જ કરે છે. પ્રાથમિક જીવનને માટે જરૂરી ગણાતી
નીતિ જીવનક્રમ આગળ વધતાં નિરર્થક થતી જાય
છે, અને તેને સ્થાને વધુ સંસ્કારી નિયમો આવતા
જાય છે.

હજારો વર્ષ પહેલાં સ્ત્રી એ પુરુષની જંગમ
મિલકત ગણાતી. એની લૂંટફાટ થઈ શકતી, એ
બક્ષિસમાં કે દાનમાં દેવાતી, પિતાની મિલકતનો
વારસો લેતો પુત્ર એની સ્ત્રીઓનો પણ માલિક બનતો;
સ્ત્રી આખી જિંદગીમાં ગમે ત્યાં દોરવાઈ શકતી.
આમાંથી લગ્નની નીતિનો ઉદ્ભવ થયો, અને એક
પુરુષ સ્ત્રી સાથે જોડાતાં એ સ્ત્રીને બીજાએ રાખવી
તે અધર્મ મનાયો, તે એટલે સુધી કે પુરુષના મરણ
પછી પણ સ્ત્રીએ કાં તો અરસિક જીવન ગાળવું,

અને કાં તો એની સળગતી ચિતામાં ચડી જવું. એ પછી નીતિ ફરી. સ્ત્રીઓને જીવનના દાન દેવાના હોંસીલા સમાજે એના સ્વતંત્ર વ્યક્તિત્વનો સત્કાર કરવાનું વાતાવરણ કેળવ્યું. ધીમે ધીમે સ્ત્રીને પોતાના જીવનમાં લગ્ન સંબંધે છૂટ મળશે, અને વિધવાપુનર્લગ્ન અને છૂટાછેડા પ્રચલિત થઈ જશે. આમ પ્રત્યેક વિગતવાર બનતું આવે છે. આથી એટલું સિદ્ધ થાય છે કે સામાજિક વ્યવસ્થામાં પડતા જતા ફેરફારોને પરિણામે નીતિભાવના ફરતી જ જાય છે.

સમાજના વર્તુલ અને સમાજના સંખ્યાબળમાં થતો વધારો-ઘટાડો, આર્થિક દૃષ્ટિને અવલંબી રહ્યો હોય છે. જે એક ટોળાના આર્થિક લાભો એક સરખા હોય, તે સ્વાભાવિક રીતે એક સમાજ તરીકે ગોઠવાઈ જાય છે. આ રીતે નીતિ તે સમાજની આર્થિક દશાના સ્વરૂપાંતર પર આધાર રાખતી એક સામાન્ય પદ્ધતિ જ છે એમ સ્પષ્ટ જણાઈ આવે છે. પ્રજાનું આર્થિક જીવન એ જ મુખ્યત્વે કરીને મહત્ત્વનું જીવન છે. અર્થશાસ્ત્રની દૃષ્ટિએ અમુક યુગ પૂરતું સ્વપર્યાપ્ત જીવન ગાળતી હોઈ પ્રજાએ એ સિવાય બીજા પ્રકારના જીવનને મહત્ત્વ આપ્યું હોય તે સંભવિત છે. એને પરિણામે જ્યાં સુધી આંતરરાષ્ટ્રીય સંબંધો નથી ઉપજતા ત્યાં સુધી સ્વ-સ્વાધીન જીવન ગાળનાર કોઈ પ્રજાએ અધ્યાત્મવાદના અખતરા ખૂબ ખૂબ અજમાવ્યા હોય તે શક્ય છે. પણ એથી ઉપજતી આ જીવન પ્રત્યેની ઉદાસીનતા અને કલ્પનાના તત્ત્વજ્ઞાન, અગર તો એમાંથી ઉપજતી મૂર્તિ અને સિદ્ધાંત માટે વ્યક્તિસમર્પણની ભાવના આર્થિક સંઘર્ષણમાં ઉલટી હરકતકર્તા થઈ પડે છે. જે પ્રજાએ ચારિત્ર્યને મહાન ધર્મ માન્યો હોય છે, જેણે ટૂંકા ભૂવિલાસમાં અહિંસા રાખતાં છતાં પ્રજાશાંતિ કેળવી હોય છે, અને જેણે નીતિને જીવનનું છેલ્લું સાધ્ય માની માનવબુદ્ધિ ઉગ્ર બની કલ્પી શકે તેવા વૈભવો તેની પાછળ ગોઠવ્યા હોય છે, તે પ્રજા એકાગ્ર બની લડી શકતી નથી. એટલું જ નહિ પણ જ્યારે સંગ્રામ ડોળા ઘુરકાવતો સામે આવે છે ત્યારે પોતાની મૂર્તિ અને સિદ્ધાંતની પેઠે સ્થાપેલી મહત્તાને ભક્તિભાવપૂર્વક વંદન કરતા, એ બન્ને સાથે મળી વિનાશના વાદળ ઘેરી નાખે તેવું ઇચ્છવાની મૂર્ખાઈ કરે છે.

નીતિ અને સદાચારની આ મહત્તા આ રીતે પ્રજાઘાતક છે. એના સંપૂર્ણ પાલન માટે, એને જ સંપૂર્ણ જીવનહેતુ માનવાની જરૂરિયાત ઉત્પન્ન થાય છે, અને એ માનવાની સાથે એવો ઝેરી સંતોષ પ્રજામાં ફેલાઈ જાય છે કે પ્રજાકીય ઉત્થાન લગભગ દુર્લભ જ બની જાય. આપણે વહાલા જીવનનું બલિદાન આપવું પડતું હોવાથી, આપણાં ચારિત્ર્ય અને નીતિને એ જીવનનાં ભોગ અને તાકાત કરતાં વધુ શક્તિશાળી અને પવિત્ર માનીએ છીએ. આથી જ્યારે આપણી પોતાની જ શક્તિથી અને આપણી જ વૈભવવાસનાની પ્રેરણાથી, કોઈ વસ્તુ આપણે જીતવાની આવે છે, ત્યારે આપણા પોતાના જોશને બદલે આ નિષ્ફળ માન્યતાને મોકલીએ છીએ.

બીજી રીતે આજની નીતિભાવના સ્વાભાવિક નથી. એ ભાવના પાછળ સમાજની બીક અને સત્તાના નિયમની કડકાઈ ગોઠવવામાં આવેલી છે. આપણું જીવન એવી રીતે કેળવાતું હોય, આપણા સંસ્કાર એવી રીતે પડતા હોય, કે આપણા સમાજને અનુકૂળ જીવન આપણને સ્વાભાવિક જ ઉપજે, તો એ વ્યક્તિની મહત્તા અને સમાજવ્યવસ્થાની સફળતા છે. પણ અત્યારે તો સોટી અને નિરક્ષર શિક્ષકોથી ગોખાવાતા આંકના હિસાબોની પેઠે, ચારિત્ર્ય અને નીતિના નિયમો બહારથી ઘોંચવામાં આવતી દવાની પેઠે લેવા પડે છે. એવા ક્ષુદ્ર એ નિયમો બનાવી દેવાયા છે, કે એની પાછળ તુર્ત જ એના ભંગની નાની-મોટી સજાઓ ગોઠવી દેવાઈ છે. પ્રબળતાથી ઉછરતી જીવનકલા પોતાની રીતે જ સ્વયંનીતિના સુસમતાવાળા ચોકઠામાં ગોઠવાઈ જાય તેવી સ્વાભાવિક યોજનાને બદલે, જેને જીવનનાં તત્ત્વો સાથે સદાયે વિગ્રહ કરવો પડે તેવાં પરદેશી સત્રો નીતિ ને ચારિત્ર્ય તરીકે અપાય છે. દરેક સબળ માણસ પોતાના સ્વાભાવિક ઘડતર સાથે થતી આ દખલગીરીની સામે મૂક વિરોધ ઉઠાવે છે. સમાજનું પરિબળ પારખી, સમાજની નજરે ન ચઢાય તેવું હોય ત્યારે સદાચારનો ઝભ્ભો ઉતારી નાખી, સાચી

જિંદગી મ.ણી લ્યે છે. જેનાં જીવનતત્વો નિર્બળ હોય છે, જેને પોતાની લાલસા ગણાય તેવું બહુ જ ઓછું અને નમ્ર હોય છે, તેને ત્યાં સદાચારના સૂત્રો આવીને સામ્રાજ્ય જમાવી બેસી જાય છે. આ રીતે બનતું હોવાથી સૌ કોઈ મનમાં ભલાઈ અને સજ્જનતાની કિંમત સમજે છે.

આમાંથી પુરૂષપુંગવ તો ક્યારેક જ ઉપજે છે; કારણકે પ્રતિભાની દષ્ટિએ મધ્યમ વર્ગ તો સમાજ દેખે ત્યારે ફાવે તેમ વર્તવાની નફટાઈ કરી અટકી જાય છે. નિર્બળ વર્ગ કબૂલ કરે છે, પણ નીતિ પ્રત્યેની સહુની સાચી માન્યતાને લીધે એની મહત્તા વધતી જ નથી એટલે કાં તો નિર્બળ તરીકે નીતિનાં બંધનોને સર્વાંશમાં સૂક્ષ્મ વિગતથી પાળી બતાવી, તેનો સંપૂર્ણ વિજય દર્શાવનાર કોઈ પુરૂષ, અગર તો નીતિનો શાસ્ત્રીય વિરોધ કરી નવનીતિના સર્જનને માટેની ઝૂંબેશ ઉઠાવનાર કોઈ પ્રબળ પુરૂષ, આ બેને જ મહાન બનવાની તક મળે છે. જો સ્વાભાવિક ઉપજતી જીવનેચ્છાઓને વિકસવા દેવા છતાં માણસ નીતિની મર્યાદા સ્વાભાવિક રીતે પાળી શકે, તેમ જીવનમાંથી ચારિત્ર્ય આપોઆપ સ્ફુરવાની યોજના હોય તો જીવન અનેકગણું શુદ્ધ, નિરાડંબરી અને સુખી બને.

આવી નિર્બળ નીતિથી કલ્પના અને ઉપજાવેલા સ્વપ્નાં વધુ ગાઢ રંગોમાં ચિતરાતાં જાય છે. નીતિના પાલકોને ભોગવવી પડતી વેદના, અગર તો વ્યાવહારિક અવગણના તેમને અસંતોષી ન બનાવે માટે પ્રભુના ન્યાયની અને આવતા જન્મની વાતો વધુ ગાઢ રીતે બુદ્ધિપૂર્વકના તર્કજ્ઞાનનો દુરૂપયોગ કરીને પણ ગોઠવાયે જવી પડે છે. એ પ્રાથમિક તત્વજ્ઞાન નવાં નવા સ્વરૂપે ચિરંજીવ બનતું જાય છે. અને છેકી છેક

આધુનિક જીવનદશા પણ તેમાં સમાતી હોય તેવી રીતે એમાં ગોઠવેલા શબ્દોને નવા નવા અર્થથી નવાજવા પડે છે. પાપ-પુણ્ય, સાચું-જૂઠું, ન્યાય-અન્યાય વગેરેને નવી નવી રીતે દરરોજ આપણે સમજતા જઈએ છીએ. આજે સાચું મનાતું હોય તે કાલે ખોટું મનાય, આજે ન્યાય હોય તે કાલે અન્યાય થાય અને આમ સમજવાને માટેના વાતાવરણ માટે કેટલાય પ્રયાસો કરવા પડે છે. એવે વખતે એક બુદ્ધિમાન વર્ગ, પણ જેને આપણે હમેશાં જૂના વિચારનો સુરત સનાતની વર્ગ કહીને તરછોડીએ છીએ તે વર્ગ વિરોધ કરે છે. એને આપણે હસી કાઢીએ છીએ, પણ સાચે જ એ વિરોધ બુદ્ધિપૂર્વકનો હોય છે. પ્રજાએ એકવાર મોક્ષને જીવનધર્મ માન્યો, પ્રભુપ્રાપ્તિને જીંદગીનું છેલ્લું ધ્યેય ગણ્યું, એમ એને માનવા-ગણવામાં કેટલીય બુદ્ધિવ્યય કર્યો, તેની પાસે સાધન તરીકે સત્ય, અહિંસા, પ્રેમભાવ, પ્રભુભક્તિ વગેરે મુકાયાં. તે જ પ્રજાની પાસેથી એ જ સાધનોથી માત્ર સ્વરાજને જ અંતિમ ધ્યેય તરીકે સ્વીકારાવવું, અને ન સ્વીકારે તો તેને પુરાણા, સુરત, અને જુનવાણી કહી નિંદી કાઢવા તેમાં બુદ્ધિ કયાં છે? પ્રભુ, ધર્મ અને તેના નિયમોને એમ ને એમ સલામત રાખી, એ જ નિયમે પ્રભુએ આજ સુધી સ્વીકારેલી, માત્ર સ્વીકારેલી જ નહિ પણ ઉત્તેજેલી, અસ્પૃશ્યતા, પાછી એ જ નિયમો અને એ જ પાપપુણ્યની કૂટપટીને આધારે અયોગ્ય, દ્રોહી અને અધર્મી ઠરાવવી એ શી રીતે બને? અને જો એમાં કોઈ વિરોધ કરે તો એ બુદ્ધિહીન શી રીતે ગણાય? સાચી વાત એ છે કે, આવા સામાજીક વ્યવહારોની પાછળથી અગમ્યતાનો ટેકો ઉઠાવી લેવો જોઈએ. ઈશ્વર અને તેના નિયમોને સમાજની સગવડ તરીકે જાહેર કરી દેવા જોઈએ. એને આધારે નભતી સર્વ નીતિને આપણા હિત માટે યોજેલી પદ્ધતિ તરીકે ઓળખાવવી જોઈએ, અને પછી સહુને જાહેર કરવું જોઈએ, કે આજે યુગ પલટે છે, નવો શક પ્રવર્તાય છે, માટે નવી આર્થિક જરૂરિયાત પ્રમાણે તમે નવું કબૂલો. જૂના ઈશ્વરને નામે નહિ, પણ નવી ભાવિ કલ્પનાને માટે; પુરાણા નિયમોને અર્થે નહિ, પણ હવે આવેલી પરિસ્થિતિને લીધે; ખુલ્લે મોએ જાહેર કરવું જોઈએ કે ઈશ્વર ને નિયમોના, પાપપુણ્ય, ન્યાય, અન્યાયની લાંબી વાતો કરવામાં ને માનવામાં જગત છેતરાયું છે. આ જ પ્રમાણે જો ન ચલાવવું હોય તો જરૂર સ્પષ્ટ થાય છે કે કહેવાતા બેવકૂફ વિચારહીન રૂઢિદાસો, નવી ઉપજતી સ્વતંત્ર વિચારવાળી પ્રજા કરતાં એકંદરે વધુ બુદ્ધિમાન છે.

આજે નીતિ, રેલવેના ડબ્બામાં બેસતા મુસાફરોએ પાળવાના નિયમ જેવી, જીવનથી સ્વતંત્ર પણ પ્રત્યક્ષ લાભથી દૂર અને સીધી સત્તાબળથી સુરક્ષિત છે. એ પ્રજા પાળે તોયે એ નીતિના વિજય કે સફળતા કરતાં સંજોગોનું પરિબળ અને પ્રજાની નિર્બળતા વધુ છે. માત્ર નીતિ જ પળાય અને એ જડ સિદ્ધાંત જ પૂજાય, પછી ભલે માનવસમાજ નિર્બળ, કંગાળ બની મરી જાય, એવી જો આ પદ્ધતિ પાછળ ભાવના હોય, તો દરેકે એ સામે વિરોધ ઉઠાવવો પડશે. ચારિત્ર્યની ખરાખોડી ઉપજાવવા માટે જીવતા માણસની હોળીઓ કરતાં આંચકો ન ખવાય, એ યોજના સદંતર નકામી અને અવળી છે. નીતિનો નાશ કરવો કે પ્રજાને નિર્બળ બનાવવી, એ બે વચ્ચે જો પસંદગી કરવાની હોય તો સામટા જોરથી સહુએ પહેલી વસ્તુ પસંદ કરવી ઘટે.




# સ્ત્રીઓના માર્ગમાં અંતરાયો

શ્રી. કિશોરલાલ ઘ. મશરુવાળા

[ જાણીતા વિચારક શ્રી. કિશોરલાલભાઇએ ભાવનગરના મહિલા વિદ્યાલયમાં આપેલું આ વ્યાખ્યાન 'જીવન-પ્રકાશ'ના અભ્યાસી વાચકોને મનનીય જણાશે. ]

આ પ્રસંગે મારે જે કહેવાનું છે તે લખીને લાવવાની મારી પોતાની ગણતરી હતી, પણ સમય ન મેળવી શકયો તેથી આજે એમ ને એમ જ હું વિચારો દર્શાવીશ. આથી લખેલા નિબંધની સંપૂર્ણતા અને સમતોલતા આમાં જાળવી ન શકું એવો સંભવ છે. એ માટે ક્ષમા કરશો. હું ધારતો હતો કે આજે સભામાં મહિલાઓની સંખ્યા જ વિશેષ હશે અને તેથી મારે ખાસ કરીને સ્ત્રીઓના વિકાસમાં સ્ત્રીઓ જ કેમ અંતરાયરૂપ થાય છે એ ઉપર વધારે કહેવાનું રહેશે; પણ મહાશયોની જ વધારે હાજરી જોઉં છું, એટલે સ્ત્રીઓના વિકાસમાં પુરુષોના અંતરાયની બાબત પણ મારે લેવી જોઈશે.

ગુજરાત–કાઠિયાવાડમાં મારા વિચારો સાંભળવા ઉત્સુક હોય એવો એક વર્ગ છે એ મેં જાણ્યું છે. પણ તે બધા સ્વીકારવા તૈયાર જ હોય છે એવું નથી એવું પણ મને ભાન છે; અને એમ મારા વિચારો બધા સ્વીકારી જ લે એવી જાતની હું અપેક્ષા પણ રાખતો નથી. ઊલટું, વિચારો તરત ન સ્વીકારાતાં એ ઉપર ટીકાઓ થાય એ વધારે સારું ચિહ્ન ગણું છું. મારી વિચારસરણી અને આજે જે વિચારસરણી વપરાતી ચાલી છે તે વચ્ચે ઘણો ફરક પડતો પણ જોઉં છું અને તેથી જ સામાન્ય રીતે કોઈ ખાસ નિમિત્ત વિના બોલવાનું કે લખવાનું હું રાખતો નથી. જ્યારે બોલું છું કે લખું છું ત્યારે મને જે સત્ય વસ્તુ લાગે તે જ નિઃસંકોચપણે રજૂ કરવાનો પ્રયત્ન કરું છું. આમ કરતાં મારા સ્વભાવમાં નથી એવી કઠોરતા મારી વાણીમાં આવતી જણાય છે. કદાચ સૌરાષ્ટ્રના પાણીનો મીઠી જીભનો જે વારસો છે તે મને નથી મળ્યો, તે પણ કારણ હોય.

આજે સ્ત્રીઓના માર્ગમાં અંતરાય એ ઉપર બોલવાનું છે, તો એમાં ત્રણ રીતે વિચાર કરવાનો રહે છે. સ્ત્રીવિકાસમાં સ્ત્રીઓનો અંતરાય, બીજો સ્ત્રીવિકાસમાં પુરુષજાતિનો અંતરાય અને ત્રીજો સ્ત્રીવિકાસમાં વિઘ્નરૂપ પરિસ્થિતિ.

સામાન્ય રીતે આપણે વેવલા તો છીએ જ. પહેલાં આપણે સ્ત્રીઓને અવગણતા જ. અવગણનાને પણ હદ નહિ હતી અને તેથી એમાંય આપણું વેવલાપણું દેખાઈ આવતું હતું. ત્યારબાદ એટલે વીસેક વરસ ઉપરના જ જમાનાની વાત કરીએ તો આપણે સ્ત્રીઓની અતિશય પ્રશંસા પર જ ઊતર્યા. અતિશયતા એટલે વેવલાપણું. સ્ત્રીઓની પ્રશંસામાં આપણે અતિશયતા કરી. આ જાતનું પરિવર્તન અમુક રીતે જરૂરી હતું. પણ આપણે તો એટલી હદ સુધી ગયા કે સ્ત્રીઓની દેવીરૂપે આરતીઓ આવવા લાગી, પૂજા થવા લાગી, 'સુંદરીસુબોધે' સ્ત્રીજાતિના વિકાસ માટે સારો ફાળો આપ્યો પણ સાથે એણે સ્ત્રીજાતિની પૂજા શરુ કરી. એ જમાનોય ગયો. આજે હવે બાળદેવોને પૂજવાનો જમાનો આવ્યો છે. દરેક કર્તવ્યના ક્ષેત્રમાં દેવોનું સ્વરૂપ આપવા આપણો સમાજ ટેવાયેલો છે. બાળકો પ્રત્યેની કે ગરીબો પ્રત્યેની કે સ્ત્રીઓ પ્રત્યેની આપણી શી ફરજ છે એ સમજવા અને એનું આચરણ કરવા દરેકને દેવનું સ્વરૂપ આપવું અને એ રીતે થોડો નશો કે ઉત્સાહ

પેદા કરી કામ કરવાની આપણી વૃત્તિ રહે છે. બાળકોને બાળદેવો કહીએ, ગરીબોને દરિદ્રનારાયણ તરીકે ઓળખીએ, સ્ત્રીઓને સ્ત્રીદેવી સંબોધીએ, અસ્પૃશ્ય મનાયેલા લોકોને હરિજનોની સંજ્ઞા આપીએ, તે જ આપણને તેમના પ્રત્યેનો ધર્મ સૂઝે. આ બધાં લક્ષણ હું સારાં નથી સમજતો. માત્ર ભાવનાથી ભરેલી ભાષા જેને 'સૌરાષ્ટ્રે' સારી રીતે વિકસાવી છે તે મને આવડતીયે નથી અને રુચતીયે નથી. એવી ભાષાથી હું મુગ્ધ થતો નથી કે એની મારા પર ઝાઝી અસર પહોંચતી નથી.

સ્ત્રીજાતિ પ્રત્યે આપણી આંખ ઊઘડી એ સારું થયું, પણ એમાંય વેવલાપણું કરી આપણે નુકસાન કર્યું. બાળકો પ્રત્યે આપણે બાળદેવો કહીને વર્તન રાખ્યું તેમાં આપણે સેવાને બદલે અસેવા કરી એમ મને લાગે છે.

પુરુષે કાં તો સ્ત્રીઓની નિંદા જ કરી છે અને કાં તો સ્તુતિ જ કરી છે. માણસ જરૂર કરતાં વધારે ઘૃણા કરે અને એ રીતે જ એનું ચિંતન કરે એટલે એમાંથી માણસ દુર્બોધ જ લેવાનો. તે જ પ્રમાણે વાસ્તવિકતાથી દૂર જઈ માણસ પૂજક બને છે ત્યારે પણ દુર્બોધ જ મેળવે છે. સ્ત્રીઓનું વાસ્તવિક સ્થાન ભુલાવું ન જોઈએ. આપણે સ્ત્રીઓને હલકાંય ન માનીએ અને ભારે શ્રેષ્ઠ પણ ન માની લઈએ. આપણે બળદ કે ગાય-ઘોડા કે ઘોડીની જાતમાં શ્રેષ્ઠ અને કનિષ્ઠનો ભેદ નથી પાડતા તે જ પ્રમાણે સ્ત્રી અને પુરુષના ભેદ આ જાતના ન પડાય.

સાચું છે કે આજની સમાજરચના જ એ પ્રકારની છે કે જેમાં બંને જાતિને એકસરખી જીવનની અનુકૂળતા નથી મળી. સામાન્ય રીતે સ્ત્રીજાતિને પોતાનો વિકાસ કરવા માટે કેટલીક જાતની સગવડો મળી જ નથી. છતાં એ વસ્તુને પણ અપવાદ છે જ. ઉચ્ચ ગણાતો વર્ગ અને મધ્યમ વર્ગ એ બે વર્ગની સ્ત્રીના વિકાસમાં તેમ જ શક્તિમાં જે ઊણપ દેખાય છે તે વસ્તુ મહેનતુ વર્ગમાં કે નીચલી જાતિમાં નહિ દેખાય. ખેડૂત કે રબારી સ્ત્રીપુરુષોમાં શિક્ષણ, હિંમત, મહેનત એકસરખાં આપણે જોયું.

આપણે મધ્યમ વર્ગ નૈસર્ગિક જીવન જીવતાં જ નથી. સમાજનું કુદરતી જીવન આપણે જીવવાનું જ છોડયું છે, - આથી આપણા માપે આપણે બધાંને નહિ માપી શકીએ. મધ્યમવર્ગની સ્થિતિ જ વિચિત્ર છે. મધ્યમ વર્ગ ઊભો થાય છે નીચલા વર્ગમાંથી; અને પોતાની દૃષ્ટિ તો ઉચ્ચ વર્ગ તરફ જ રાખી જીવવા પ્રયત્ન કરે છે. આ રીતે બન્ને બાજુ તરફથી ખેંચાતો એ મધ્યમ વર્ગ છે. આ રીતે મધ્યમ વર્ગે ઊંચી દૃષ્ટિ રાખી સ્ત્રીજાતિની સ્થિતિ વધારે કફોડી કરી છે આજે રાણી વિધવા થશે તો એને જીવનનિર્વાહનું દુઃખ નથી. સુખસાધનોની એને ઉણપ નથી પડવાની. એને પુનર્લગ્નનો સવાલ નથી મૂંઝવવાનો. એ તરફ દૃષ્ટિ રાખી આપણે પ્રતિષ્ઠા ખાતર જ એ તરફ તણાઈએ છીએ. આ રીતે મધ્યમ વર્ગ હમેશાં વધારે ખેંચાવા પ્રયત્ન કર્યા જ કરે છે. હવે આપણાં સુકાન ફેરવવાની જરૂર છે અને એમાં સ્ત્રી અને પુરુષ બન્નેનો સહકાર થાય તો જ કાર્યસાધન થાય.

એમ કહેવાય છે કે સ્ત્રીઓ ભાવનાપ્રધાન જ હોય છે અને પુરુષો બુદ્ધિપ્રધાન હોય છે. સ્ત્રીઓએ જ ધર્મભાવના કેળવેલી છે એવી જાતની માન્યતા અને વાક્યો બોલાતાં સાંભળીએ છીએ. એ હું માની શકતો નથી. સ્ત્રીજાતિ ભાવનાપ્રધાન અને પુરુષ બુદ્ધિપ્રધાન વ્યક્તિ છે એ હું નથી માનતો. માત્ર ભાવના કે માત્ર બુદ્ધિ કામ નથી આવતી. સ્ત્રીપુરુષ ભાવના અને બુદ્ધિ બન્ને સરખાં ધરાવે છે અને બુદ્ધિ અને ભાવના વડે કોઈ પણ નવી વસ્તુ સ્વીકારે છે. સ્ત્રીઓ ધર્મની રક્ષા કરે છે એ જાતની પ્રશંસા ઇસુખ્રિસ્તે કે ગાંધીજીએ કરેલી છે, પણ એમાં હું સંમત નથી.

કોઈકવાર-કેટલીકવાર ભાવનાની ઉત્કટતા કેટલીક વ્યક્તિઓના સ્વભાવરૂપે જ હોય છે. એવી ઉત્કટ ભાવનાવાળી વ્યક્તિઓ સ્ત્રી તેમ જ પુરુષ બન્નેમાં હોય છે. જેમની ભાવનાઓ ઉત્કટ હોય છે તેમનામાં એ જોડી રૂપે હોય છે. એટલે જેટલો પ્રેમ ઉત્કટ તેટલો જ તેનો દ્વેષ પણ ઉત્કટ. રીઝે તો રાજ આપે અને ખીજે તો ફાંસીએ ચડાવે. એમની એ ભાવનાની ઉત્કટતા સાથે જો તે પ્રજ્ઞાશીલ અને વિવેકી ન હોય તો એમનો પ્રેમ પણ ભયરૂપ થાય. વળી, ઘણીવાર ઉત્કટ ભાવના આપણી પોતાની દૃષ્ટિ કેટલી વિશાળ કે ટૂંકી છે તેની ઉપર અવલંબે છે. સ્ત્રીઓની ભાવનાની ઉત્કટતા વધારે લાગે છે તેનું કારણ એના ક્ષેત્રની સંકુચિતતા છે. પોતાના કુટુંબની અંદર જ સમાયેલી દૃષ્ટિ સ્ત્રીઓ માટે આજે પૂર્ણ મનાયેલી આપણે જોઈશું. એનું કાર્યક્ષેત્ર કુટુંબની અંદર જ સમાયેલું રહે છે. આ જ દૃષ્ટિને, કુટુંબ કે ન્યાતની બહારની દુનિયામાં ફેલાવવામાં આવે તો એ ઉત્કટ ભાવના સંકુચિતતામાંથી ફેલાશે. ભાવના ઓછી બનતી દેખાશે છતાં એ ક્ષીણ તો નહિ જ થાય. સ્ત્રી જાતિને વિશાળ ક્ષેત્ર મળતાં ભાવનાની ઉત્કટતા જે દેખાય છે તે પછી નહિ જણાય.

કુટુંબમાં જ પરિસમાપ્ત થતી આ ભાવનાને વિકસાવવા આજે આપણે વાત કરશું તો સ્ત્રીજાતિને આજે એ અમુક રીતે ભારેય થઈ પડે છે. જેમ કોઈ સનાતની બુદ્ધિથી વિચાર કરે તો હરિજનો પ્રત્યેનો એનો ધર્મ સમજાય; પણ રુઢિના સંસ્કારોથી એ બુદ્ધિ જ એટલી જડ થઈ ગઈ હોય છે કે બુદ્ધિ આગળ જઈને વિચાર કરવાની જ ના પાડશે. આજ સ્થિતિ આજે સ્ત્રી જાતિની છે. આમ સ્ત્રીઓમાં ભાવના ઉત્કટ છે એટલે બુદ્ધિ નથી એમ નથી, પણ એમનું ક્ષેત્ર જ ટૂંકું હોવાથી તે વધારે ભાવનાપ્રધાન લાગે છે.

આ ક્ષેત્રની સંકુચિતતા અને ભાવનાની ઉત્કટતામાંથી સ્ત્રીઓમાં સ્વજાતિશત્રુત્વ જાગે છે. સ્ત્રીને પુરુષ સાથે કામ કરવું પાલવે-બને, પણ સ્ત્રીને બીજી સ્ત્રી સાથે કામ કરવું ન પાલવે, સાથે રહેવું ન ફાવે. અને આ દોષ સ્ત્રીજાતિનું મોટામાં મોટું બૂરું કરનાર છે. સ્વજાતિશત્રુત્વ રાખી સ્ત્રી પુરુષ સાથેય પોતાનું વ્યક્તિતત્વ નથી સાચવી શકવાની. એમ થાય ત્યાં પુરુષો પોતાનો જ લાભ ઉઠાવે. સ્ત્રીજાતિને સ્ત્રીજાતિમાંથી અવલંબન લેતાં અને આપતાં આવડવું જોઈએ. સ્ત્રીજાતિ જો પોતાની જાતિમાંથી સ્વજાતિશત્રુત્વ કાઢશે તો જ સ્ત્રીઓનો વિકાસ છે.

સાથેસાથે માણસે વિચારવું જોઈએ કે માણસ જગતમાં કોઈ એક વ્યક્તિરૂપે નથી. માણસ પોતાને માટે જ જીવતો નથી. એના જીવનમાં પોતાની જ

શક્તિ કે મનોવિકાસ સાધવાનો જીવનનો હેતુ નથી; પણ સમજવું જોઇએ કે એક વ્યક્તિ, માનવમાત્ર-સૃષ્ટિનો એક ભાગ છે. એણે સમજવું જોઈએ કે જેમ શરીરના અણુએ [illegible] નથી, પણ એ બધાં એક જ શરીરરૂપે જીવી રહ્યા છે તે મુજબ માણસમાત્ર આ વ્યાપ્ત સૃષ્ટિમાં અણુઓરૂપે ગોઠવાયેલા પડયા છે. કોઈ કોઇથી સ્વતંત્ર રીતે રહી શકતું નથી. બધા એકબીજાને માટે છે અને એકબીજાથી નભે છે. શાસ્ત્રો વ્યક્તિગત મોક્ષને વર્ણવે છે, પણ તે સિદ્ધાંતથી ન ટકી શકે એવું છે. એક બાજુ આપણે જે સમાજ વચ્ચે છીએ એ સમાજ સડતો પડયો હોય અને તેમાં રહેવા છતાં એથી અલિપ્ત રહી મોક્ષ મેળવવાની કલ્પના કરવી એ માત્ર કલ્પનાવિહાર જ છે. હું એક સ્વતંત્ર વ્યક્તિ નથી, પણ હું સમાજનું એક અંગ છું. મારાં કર્મોની અસર મારી આસપાસના ઉપર, સમાજ ઉપર શું થાય તે મારે વિચારવું જોઇએ. આ દૃષ્ટિએ આપણે વિચાર કરીએ તો આખો સમાજ દરિદ્રતામાં સબડે છે ત્યારે આપણે સુખસગવડો ભોગવીએ તો તે આપણને ખટકવાં જોઇએ. આજે તો આપણે આપણને સમાજના એક અંગરૂપ નથી માન્યા એ પરિસ્થિતિ છે.

મેં કહ્યું કે મધ્યમ વર્ગની સ્થિતિ નૈસર્ગિક નથી રહી. મધ્યમ વર્ગે ઊંચા વર્ગ તરફ દૃષ્ટિ ન ફેંકતાં નીચલા વર્ગ તરફ નજર નાખવાની જરૂર છે. પછી મેં કહ્યું કે પુરુષવર્ગે આજસુધી કાં તો સ્ત્રીઓની નિંદા જ કરી છે અને કાં તો સ્તુતિ જ કરેલી છે. બન્ને દ્વારા સ્ત્રીઓ પુરુષના લાભાર્થે જ વટાવાય છે વળી મધ્યમ અને ઉચ્ચ વર્ગના સમાજે સ્ત્રીઓ માટે એવી જ વ્યવસ્થા ઘડી છે કે સ્ત્રીઓની ભાવનાઓની ઉત્કટતા જળવાઈ રહે, પણ દૃષ્ટિ મર્યાદિત જ રહે. આમાંથી સ્ત્રીઓમાં સ્વજાતિશત્રુત્વ જાગ્યું છે, અને તે તેના વિકાસમાં મોટું અંતરાયરૂપ બન્યું છે.

*

## પ્રશ્નોત્તરી

૧ પ્રશ્ન: સ્ત્રીઓના માર્ગમાં પરિસ્થિતિનો અંતરાય કઇ રીતે?

જવાબ: પરિસ્થિતિનો અંતરાય સ્ત્રીઓને માટે માતૃત્વની જવાબદારીમાં રહેલો છે, પણ છતાં માતૃત્વની જવાબદારી પ્રત્યે રોષ કે તિરસ્કાર કર્યે નહિ ચાલે. આ કારણોને લઈને એના કાર્યની મર્યાદા આવી જાય છે. એટલે જે રીતે પુરુષ બહારની દુનિયાનો જેટલો લાભ લઇ શકશે એટલો સ્ત્રી નહિ લઇ શકે. આ પરિસ્થિતિમાં તો શક્ય હોય એટલો માર્ગ દરેકે પોતાનો કાઢવો જોઇએ.

મધ્યમ વર્ગમાં એવું થઈ ગયું છે કે કમાવું એ પુરુષનું કામ અને ગૃહવ્યવસ્થા એ સ્ત્રીઓનું કામ છે. જ્યારે નીચલા વર્ગમાં આ સ્થિતિ નથી. ત્યાં તો સ્ત્રી અને પુરુષ બન્ને એકસાથે મળી કામ કરે છે. કણબી અને રબારી જુઓ. કદાચ મધ્યમ વર્ગમાં આર્થિક સગવડને ખાતર પુરુષ અને સ્ત્રી બન્ને કમાતાં હશે તોપણ તે જુદાજુદા ધંધામાં. પુરુષ ડૉક્ટર હશે તો સ્ત્રી શિક્ષિકા હશે. આ પણ બરાબર ન ગણાય. કણબી કે રબારી જેવું આપણું જીવન હોય તો તે સ્વાભાવિક કહેવાય. આપણે તો સ્ત્રીઓને ઘરની વ્યવસ્થા અને શોભાનું જ કામ સોંપી દીધું છે, અને સ્વાર્થને ખાતર શોભાની ઢીંગલીઓ બનાવી છે.

૨ પ્ર. સ્ત્રીઓ અતિશય ઈર્ષ્યાળુ કેમ હોય છે?

જ. એનાં અનેક કારણો હોઈ શકે છે. એક કારણ તો એકત્ર કુટુંબમાં રહેલા કોઈક દોષ છે. સ્ત્રી એકત્ર કુટુંબની હિમાયતી કોઈ દિવસ થઈ જ નથી. એકત્રિત કુટુંબની રચનામાં કોઈ દૂષિત અંગો પણ એવાં રહેલાં છે કે એમાં સ્ત્રીઓને વધારે સહન કરવું પડે છે. એકત્રિત કુટુંબમાં મોટાને જે સગવડ મળે તે નાનાને ન મળે, પુરુષને મળે એટલું સ્ત્રીને ન મળે આમ એકત્ર કુટુંબ સફળતાને નથી પામ્યું. સાચું પૂછતાં, એકત્ર કુટુંબમાં તો કોમ્યુનિઝમનું તત્ત્વ રહેલું છે. સહુ એકસરખા એકભાવે સાથે રળે, રહે અને જમે. પણ જો એક સત્તા ભોગવે અને બીજા એને તાબે રહે અને દબાય, અને તેનો વિશેષ ભાગ સ્ત્રીઓને ફાળે આવે તો એમાંથી ઈર્ષા જ ઉત્પન્ન થાય.

૩ પ્ર. સ્ત્રીઓની ભાવના ટૂંકા ક્ષેત્રમાં વધારે ઉત્કટ બનેલી છે તેથી લાભ થયો છે કે નહિ?

જ. ભાવનાની ઉત્કટતા સુખ અને દુઃખ એ બન્નેને વધારનારી છે. જીવનમાં એક જ ભાવના ઉત્કટ હોય એમ નથી બનતું. ઉત્કટ પ્રેમ ધરાવ-

નાર વ્યક્તિ, ઉત્કટ ક્રોધી પણ હોય. જો મનુષ્યની વિવેકશક્તિ ખીલી હોય તો એ ક્રોધ જેવી વસ્તુને અંકુશમાં રાખે, પણ જો એ ન હોય તો બધીયે જાતની ભાવના ઉત્કટ સ્વરૂપ લેય. કોઈકવાર એ સ્ત્રી દુર્ગા બને અને કોઈવાર ચંડીનુંય સ્વરૂપ ધારણ કરે. આના કરતાં ભાવના અને બુદ્ધિની સમતોલતા હોય તો એ સ્થિતિ હું વધારે સારી ગણું.

૪ પ્ર. સ્ત્રીઓ જો પુરુષોની જેમ કમાવા જાય તો ગૃહવ્યવસ્થા ન તૂટે?

જ. મારા કહેવાનો ભાવાર્થ એવો નથી કે બન્ને બહાર કમાવા જાય. કમાણીનું સાધન જ એવું નિર્મિત થવું જોઈએ કે બન્ને એકસાથે રહી પોતાની કમાણી કરી શકે. અત્યારની જે પરિસ્થિતિ જોઈએ છીએ તે આદર્શ વ્યવસ્થા ન ગણાય. આજે તો પુરુષવર્ગ પણ ઘરની વ્યવસ્થામાં જરાય ધ્યાન નહિ આપે. ઘર એ સ્ત્રીપુરુષ બન્નેનું છે અને બન્નેની ગૃહવ્યવસ્થામાં જરૂર છે એમ માનવું જોઈએ.

૫ પ્ર. આજે સમાજમાં સ્ત્રીઓમાં માતૃત્વની જવાબદારી ઓછી કરવાની વૃત્તિ જાગી છે તેનું શું?

જ. આ પ્રશ્ન ખૂબ ગંભીર છે. આ જાતની વૃત્તિ ઈષ્ટ નથી એમ હું માનું છું. આનો અર્થ એમ નથી કે સ્ત્રીને દસબાર બાળકો હોવાં જોઈએ. પણ એની જવાબદારી ટાળી નહિ શકાય. આપણી દયાજનક સ્થિતિ તો જુઓ? સ્ત્રીઓને શોભાવવી ગમે છે, ફેલફિતૂરી શિક્ષણ આપવું ગમે છે, પણ ચાર સુવાવડ સહન કરી શકે એ જાતની શક્તિ કે શિક્ષણ આપણે નથી આપતાં. શું કરીએ? નથી માબાપોનેય આનો ખ્યાલ આવતો. અહીં ગુજરાત કાઠિયાવાડમાં જ્યાં જોઉં છું ત્યાં તરુણ-તરુણીઓ ઉપર નૂર નથી દેખાતું. કર્ણાટકની સંસ્થાઓમાં મેં મગદળોની હારો અને બીજાં કસરતનાં સાધનો દીઠાં. અહીં ક્યાંય કસરતનું વાતાવરણ નથી જોતો. સારાં સારાં નાટ્યપ્રયોગો, નૃત્યો કે સંગીત કરી બતાવે એ સામે મારો દ્વેષ નથી, પણ હું તો સાથે સાથે શરીરની કેળવણી પણ માગું છું. અત્યાર સુધી સ્ત્રીઓનાં શરીર સારાં હતાં તે આજ નથી રહ્યાં. આજે ગાંધીજીની ઘંટી દળાવવાની વાત કોઈને ન ગમે; રાસ રમાડવા ગમે. પહેલાંની સ્ત્રીઓ પણ રાસ તો

રમતી, પણ તે કેવળ રાસ નહોતી રમતી, અને તે રમવાનું જોર એમને ઘંટીમાંથી મળેલ હતું. આજે એ જ રાસ લેતી સ્ત્રીઓમાં પગનો ઠમકો હશે, પણ ઠમકા પાછળ કમરનું જોર નહિ હોય.

સ્ત્રીઓને સામાન્ય રીતે માતૃત્વની જવાબદારી ઉઠાવવી જ પડવાની છે. એ માટેની લાયકાત અને શિક્ષણ એમને મળવાં જ જોઈએ. બાળકોને સારી રીતે ઉછેરવાં અને સારાં બાળકો તૈયાર કરવાં એ જવાબદારી સ્ત્રીઓની છે. વિવાહિત જીવનની જવાબદારીનું જ્ઞાન અને આવડત એમને હોવાં જ જોઈએ.

૬ પ્ર. સ્ત્રીઓનો વિકાસમાર્ગ કેળવાયેલ પુરુષોએ રોક્યો છે તેનું શું કરવું? સ્ત્રીઓએ પુરુષો સાથે કેમ વર્તવું?

જ. જ્યાં પુરુષોએ સ્ત્રીઓનો વિકાસમાર્ગ રોક્યો હોય ત્યાં બધે પરિસ્થિતિ એકસરખી ન હોય. ક્યાંક પુરુષોનો સ્વાર્થ કારણભૂત હોય, ક્યાંક અજ્ઞાન હોય, ક્યાંક રૂઢિગત સંસ્કાર હોય કે જેની અસર પુરુષો ઉપર થયેલી હોય. એટલે એવું પણ બને છે કે પુરુષો કેટલુંક પ્રામાણિકપણે જ માનતા હોય અને એ રીતે વર્તન રખાવવા પ્રયત્ન કરતા હોય. આ સંકુચિત સંસ્કારોનાં પરિણામો હોય છે.

આમાં જો સ્ત્રી સમજુ હોય તો પુરુષોને સમજાવીને વશ કરી શકે છે. સ્ત્રીજાતિમાં વશ કરવાની એક શક્તિ રહેલી છે અને તે શક્તિનો ઉપયોગ સ્ત્રી કરી શકે.

૭ પ્ર. તમે કહ્યું કે મધ્યમ વર્ગ ઉચ્ચ અને કનિષ્ટ વર્ગ વચ્ચે ખેંચાયા કરે છે. જો મધ્યમ વર્ગ ઉચ્ચ વર્ગ તરફ ન વધે તો આગળ વધાય કેમ?

જ. આની ચિંતા આપણે કરવાની નથી. આખી પાંત્રીસ કરોડની વસ્તીમાં ઉચ્ચ વર્ગ ગણીએ એવા તો બેએક લાખ માણસો હશે. ત્યારે મોટો વર્ગ તો નીચલો વર્ગ છે. ત્રીસથી બત્રીસ કરોડ તો નીચલા વર્ગનાં મનુષ્યો છે. તો તમે ઉચ્ચ વર્ગની ચિંતા કરશો કે નીચલા વર્ગ તરફ નજર નાખશો? ઉચ્ચ વર્ગ વધારવો એટલે એમ જ ને કે અનેક મનુષ્યોના ખભા ઉપર ચડી ચાલવું? આમ થાય તો સુખ ક્યાંથી વધે? થોડા સુખ ભોગવે ત્યારે કરોડોને તો રોટલોય ખાવા ન મળે. ત્યારે આપણું ધ્યેય તો નીચલા વર્ગને સુખ આપવાનું હોવું જોઈએ. એમને સુખે સુખી થઈએ. છતાં આપણે આપણું સમાજનું સ્થાન નહિ છોડી શકીએ, એટલે જેટલો ત્યાગ થાય એટલો કરવા પ્રયત્ન કરીએ.

૮ પ્ર. જે સ્ત્રીઓ કાંઈક સારું કામ કરે છે તેની સુધરેલો સમાજ નિંદા કરે છે, એનો શો ઉપાય?

જ. આ લક્ષણો આળસુ સમાજનાં છે. સુધારામાં આપણે હાથપગની મહેનત વગરના બન્યા. નવરા માણસો બેસીને કૂથલી જ કરે ને? અને વળી તમે અહીં કે યુરોપમાં બધે મધ્યમ વર્ગમાં એક વસ્તુ એવી જોશો કે માણસ આવે કે એની નિંદા બંધ. પાછળથી ખૂબ ટીકા કરીએ. આમાં તો સત્યવક્તા તરીકે સત્ય લાગતી વસ્તુ કહી દેતાં આવડવું જોઈએ. તમે સાચા હો તો તે નિંદાને તમે તમારા પ્રભાવથી દબાવી શકશો, પણ આ બધામાં ઉદ્યોગપ્રિયતા વધવી જોઈએ. એમ થાય તો કૂથલીઓ ઓછી થાય. ચર્ચામંડળો કે સભાઓ ગોઠવી આપણે ખૂબ કામ કર્યું, એમ માનીએં તો ન ચાલે.

૯ પ્ર. સ્ત્રીઓને મર્યાદિત ક્ષેત્રમાંથી વિશાળ ક્ષેત્રમાં લઈ જવાથી વધારે શ્રેય સધાશે? એમાંય છેવટે મર્યાદા તો રહેવાની જ ને?

જ. એમાંય મર્યાદા તો રહેવાની જ એ સાચું છે, પણ આપણો દૃષ્ટિવિકાસ થયો હોય તો મર્યાદિત ક્ષેત્રમાંય માણસ પોતાનું શ્રેય સાધી શકે. બુદ્ધિનો, ભાવનાનો વિકાસ થવો જોઈએ. સ્ત્રીઓ જેમ પોતાનાં બાળકો માટે ઘસાય છે, કુટુંબની સેવા કરે છે, તેમ બીજાનાં બાળકો માટે પણ પ્રસંગ મળ્યે ઘસાવું. એ જાતનો દૃષ્ટિવિકાસ સધાવો જોઈએ. ભાઈ મલબારીનું નામ ઘણાએ સાંભળ્યું હશે. તેઓ પારસી હતા. સ્ત્રીઉન્નતિમાં એમણે ભારે હિસ્સો આપેલો છે. એમની એ ભાવનાનો વારસો એક સ્ત્રી–એમની માતા–પાસેથી મળેલો હતો. નાનપણમાં મલબારીને ધવરાવતી માએ એક ભંગીના રડતાં બાળકને ધવરાવી શાન્ત પાડ્યું, એ સંસ્કાર મલબારીમાં રેડાયા. આજે એ શક્તિ કોઈ બહેન ધરાવે છે? પુરુષને નિર્માણ કરનાર

કોણ છે? સ્ત્રીના ઘોડિયામાં ઉછરેલો તે પુરુષ છે. પુરુષને, ધણીને, દીકરાને કેળવનાર તમે છો. તમારું હૃદય વિશાળ બને તો પુરુષસમાજ વિશાળ હૃદયનો થાય.

૧૦ પ્ર. સ્ત્રીઓની આસપાસની ઇર્ષાનો સ્વભાવ કેમ ટળે?

જ. તેમણે પોતાની ઉન્નતિનો વિચાર કરવો જોઇએ. બધાના દોષો ગળી જતાં આવડે તો ઇર્ષા ટળે.

૧૧ પ્ર. બહેનોની કેળવણીમાં કેવા સુધારા આવશ્યક છે?

જ. પુરુષ અને સ્ત્રીની કેળવણીમાં કેટલીક ફરક થવો જોઇએ. મહેનતમજૂરીનું શિક્ષણ ગમે તેમ કરીને ઉમેરાવું જોઇએ. કુદરત મહેનત-મજૂરી માગે છે. ઉદ્યોગનો તિરસ્કાર ટાળવો જોઇએ.

૧૨ પ્ર. સ્ત્રીઓનો પુરુષોએ ઇચ્છાથી કે અનિચ્છાએ વિનાશ કરેલો છે?

જ. માણસમાત્ર સુખ શોધનાર છે. દરેકની એક જ વૃત્તિ હોય છે કે બીજાં બધાં કેમ પોતાને અનુકૂળ થઇને ચાલે. સામાન્ય પુરુષો સ્ત્રીઓને કેળવી પોતાની અનુકૂળતા જ સિદ્ધ કરવા ઇચ્છે છે. માનવમાત્રમાં આ વૃત્તિ કુદરતી જેવી રહેલી છે. વિચારી પુરુષ તથા સ્ત્રી એમાં સંયમ રાખી શકે છે, અને બન્નેનું હિત વિચારી શકે છે.

૧૩ પ્ર. ગૃહકાર્ય અને બાળઉછેર કરતાં કરતાં સ્ત્રીઓએ કેમ પ્રવૃત્તિ કરવી?

જ. જેમ સ્ત્રીને પોતાનાં બાળકને ઉછેરવાં એ સ્વાભાવિક કર્તવ્ય લાગે છે તેમ બીજાં બાળકો માટે પણ થવું જોઇએ. સમાજમાં અનેક અનાથ બાળકો થવાનાં-કેટલાંક નિર્ધનતાને કારણે, કેટલાંક માબાપનાં મૃત્યુથી વગેરે કારણોએ. એવે સમયે એ બાળકોની વ્યવસ્થા સ્ત્રીસમાજ કરે. ઉપરાંત પુરુષજાતિને વ્યસનોમાંથી છોડાવવાનું કામ સ્ત્રીઓ કરી શકે. ચાર વસ્તુઓ સ્ત્રીઓમાં સહજ છે. એક બાલપ્રેમ. મારી ઇચ્છાથી આજે હું કોઈ સંસ્થા કે આશ્રમ ચલાવું તો હું બાળક વિનાની વિધવા ન ઇચ્છું. વિધવાને એકે બાળક ન હોય એ દુઃખ એનાં જીવનમાં બહુ ભારે હોય છે એટલે બાલપ્રેમ એ એક એમનો સ્વભાવ છે. તેઓ બીજાં બાળકોને રાખી કેળવી શકે. બીજું સ્ત્રીઓને ગોપાલન ગમે એવી વસ્તુ છે આ દિશામાંય તે કામ આપી શકે. ત્રીજું શુશ્રૂષા: માંદાની માવજત કેમ કરવી તે તેને સહેજે ફાવે છે અને તેમાં તે તન્મય થઇ શકે છે, અને ચોથું તે ગૃહકાર્ય.

આજે સ્ત્રીઓમાંથી રાંધવાનું જ્ઞાન ઓછું થતું ચાલ્યું છે એ બરાબર નથી. આ સ્થિતિ ન થવી જોઇએ. બધાના આરોગ્યનો આધાર ખોરાક ઉપર જ છે અને એમાં જ જો બહેનો અણગમો રાખે તો એ અનારોગ્યનું કારણ થઇ પડે.

એટલે આ બધી જાતની કેળવણી અને વિકાસ સ્ત્રીઓ માટે આવશ્યક છે.

# કલાપી, 'સુમન' અને મિત્રમંડળ

(૭)

: મણકો ચોથો :
## આશકની પ્રેમ-ઉપાસના

**કલાપી અને મિત્રમંડળ વિશેનાં દરબારશ્રી વાજસુરવાળાનાં સંસ્મરણો**

: કથન :
દરબારશ્રી વાજસુરવાળો
આલેખન :
શ્રી. કપિલભાઈ ઠક્કર એમ. એ.

[ ગતાંકથી ચાલુ ]

એક પત્રમાં રમાબાએ ઠાકોર સાહેબને લખેલું છે: 'વ્હાલા, તમે પીડાઓ છો, તમે તેના વિના દુઃખી થાઓ છો. તમારું એવું મોં મેં કદી જોયું નથી અને તેથી વારે વારે મને રોવું આવ્યા કરે છે. તમારો પ્રેમ આમ બીજી પર થશે એ સ્વપ્નામાં પણ ન આવતું, પણ એ બન્યું, અને હવે તમારા હૃદયનો કબજો રાખી શકો એમ નથી. તો આનંદમાં રહો. હું તમારી ઇચ્છા પૂરી કરીશ. મારું દિલ ચિરાઈ જશે, પણ હાલ આપણ બન્નેને પીડા છે તે કરતાં મારું દુઃખ સરજ્યું હશે તે હું ભોગવીશ, અને તમને આનંદમાં જોઈ રાજી રહીશ. દુનિયા તમને ધિક્કાર દેશે. તમારા ભાઈબંધો તમને છોડી જશે એની મને બહુ ફિકર થાય છે. હું આ વાત છૂપી રાખીશ, પણ આખરે એ રહેશે નહિ. હું શું કરું એ સઝતું નથી. તમે તેને ચાહો એમાં મને વાંધો નથી. પણ તમને ડાઘો લાગે છે અને મારાથી એ જીરવાતું નથી. તમે તમારું દુઃખ કાં સમજીને મૂકી દેશો, અને કાં ઇચ્છા પૂરી કરીને મૂકી દેશો. પણ કંઈ રસ્તો કાઢો તો બહુ સારું. હું તમને આનંદ આપનારી હતી તે જ દુઃખ આપનારી થઈ છું એ પણ ઈશ્વરની ઇચ્છા; બીજા કોને દોષ દઉં? પણ તમે દુઃખી થતા હો તો મારી દયા લાવશો મા. મને ઉત્તર તુર્ત આપશો અને મારે માટે વિચાર કંઈ લાવશો મા.'

આ પત્રની અંદરની એક લીટીમાં કરવામાં આવેલું સૂચન સ્પષ્ટ છે—'હું આ વાત છૂપી રાખીશ, પણ આખરે રહેશે નહિ.' વિના લગ્ને શોભના સાથે શરીરસંબંધ બાંધવાની એમાં હકારાત્મક છે.—આ માર્ગ ઠાકોરસાહેબ કદી સ્વીકારી શકે એ સદંતર અશક્ય હતું. મણીભાઈ પરના પત્રમાં એમણે લખ્યું છે:— 'પણ ઈશ્વરકૃપાથી એટલું સારું થયું છે કે આ શરીર કોઈ પણ પ્રકારે શોભના સાથે ભ્રષ્ટ થયું નથી, અને તીવ્ર પશ્ચાત્તાપથી બચી ગયું છે. રમાએ મને બહુ કહ્યું—બહુ સમજાવ્યો—એ મારા પ્રેમને લાયક નથી એ સાબિત કરી દીધું.'

પોતાના પ્રેમ માટે શોભનાની લાયકાતની તુલના કરવાનો એ સમયે કશો જ અવકાશ નહોતો. મન અને હૃદય વચ્ચેનો એ ઝઘડો હતો. 'હું બાવરો' એ કાવ્યની થોડી લીટીઓ એ સ્થિતિ સમજાવશે :—

'આ અંતરો, તાપે તપેલો હું બનેલો બાવરો,
ઝાંખી થયેલી નૂરની એ નૂરનો હું બાવરો.

*

એ ગુલ હતું અંગારનું, હું બુલબુલ તેનો બન્યો,
ચોટ્યો, ગળ્યો, દાઝી ગયો, હું હોય તેનો બાવરો.

*

'અક્કલ કહે છે છોડવા હૈયું કહે એ ના બને;
અક્કલ ગુમાવી દિલ બાળ્યું, ઇશ્કનો હું બાવરો.
એ ઝેર દેખે છે છતાં કાં માન એને મીઠડું?
એ પૂછશો કોઈ નહિ, ઉત્તર ન આપે બાવરો.
આશક તણી નજરે ભરી ખુબસુરતી જે છે સદા,
તે કંઇ માશુકને મુખે છે? એ જ પૂછે બાવરો.
એ પૂતળી કંઈ છે ઘડી, દિલમાં હજારો હે રાથી,
એ પૂતળી જેને ગણી તેનો થયો હું બાવરો.
એ પૂતળીના જાદુને કો' જાણનારું જાણશે.
ખામી નજર આવે નહિ એ દેખતારો બાવરો.'

હજારો હોંશથી એ પૂતળી એમણે દિલમાં ઘડી હતી. એમાં ખામી નજરે આવી શકે એમ નહોતું અને લગ્ન સિવાય બીજો સંબંધ એમને ખપનો નહોતો અને એ લગ્ન થાય તોય પણ પોતાના

હૃદયમાં રમાતું સ્થાન જે હતું તે જ રહે એવી એમની ગણતરી હતી.

'તુંને ન ચાહું, ન બન્યું કદી એ,
તેને ન ચાહું, ન બને કદી એ.
ચાહું છું તો ચાહીશ બેયને હું,
ચાહું નહિ તો નવ કોઇને હું.

* * *

'બે'ચાણમાં તું મુજને જવા દે,
બે'ચાણ ત્હારે અથવા થવા દે,
ચાહું નહિ તો નવ કોઇને હું,
ચાહું છું તો ચાહીશ બેયને હું.

(ચાહીશ બેયને હું—૧૨-૬-૯૬)

'ચાહું નહિ તો નવ કોઇને હું' એ લીટીનો ધ્વનિ સંસારત્યાગનો છે. શોભનાને પત્ની કરી શકાય તો જ સંસારમાં રહેવું, નહિ તો બધાનો ત્યાગ રવો એવી ભાવના એમાંથી પ્રકટે છે.

'ત્યાગ' (૧૦-૬-૯૬) એ કાવ્યની થોડી લીટીઓ જોઇએ:—

'પેદા કર્યો' તો ઇશ્ક ત્યાં ના કોઇને પૂછ્યું હતું,
એ ભૂંસવા જો છે ખુશી, તો પૂછવું કંઇયે નથી.
જો ઇશ્ક જોયો ખૂબ તો જોવું હવે.જે ના દીઠું,
કિસ્મત બતાવે ખેલ તે આનંદથી જોવા સહી.
આ ચશ્મ ગુરજે જે ચડ્યું આલમ બધી નિહાળવા
એ ચશ્મ પર પાટો તમે વીંટી હવે શકશો નહિં.

* * *

શું પૂછવું? શું બોલવું? ખુશ છો અને રહેજો ખુશી
વ્યર્થ આંસુ ખેરશો તો લૂછશે કોઈ નહિ.'

આ સ્થિતિ આવી પહોંચી હતી. નિત્ય જીવનનો સામાન્ય ક્રમ ખોરવાઈ ગયો હતો. દર્દ વધતું જતું ચાલ્યું.

પણ પોતાની દાસી પોતાની સપત્ની બને એ દેખી શકવાની ઉદારતા આપણે કોઈ સ્ત્રીમાં ભાગ્યે જ કલ્પી શકીએ, એટલે આ વેદના મટાડવાનો પ્રથમ ઉપાય તો રમાબાએ શોભનાને ઠાકોરસાહેબની નજરથી દૂર કરવાનો લીધો. એ બન્ને મળી જ ન શકે એવી ગોઠવણ કરી. એનાં લગ્ન જ બીજે કોઇ ઠેકાણે કરી નાંખી આ વાતનો અંત લાવવાની યોજનાઓ થવા લાગી. એમ કરવા માટે રમાબા મુખત્યાર હતાં, કારણકે મોંઘી એની દાસી હતી, અને એનાં સગાંઓ એમની તહેનાતમાં હતાં. આ યોજનાની વાત ઠાકોરસાહેબથી અજાણી નહોતી 'કે કંઈક ભાગ્યશાળી માનવી શોભનાનો માલિક બનશે; પોતે એવાં પુન્ય નહિ કર્યાં હોય; પછી એની સાથે સંબંધનો વિચાર માત્ર ન કરાય.' એમ મનને મનાવવા પ્રયત્નો એમણે શરૂ કર્યા. એ સ્થિતિ સમજવા માટે ૧૮૯૫ ના ઑક્ટોબરથી ડિસેમ્બર સુધીમાં લખાયેલા બે-ત્રણ કાવ્યોમાંથી અવતરણો લઈએ:

'એક ફેરફાર'ની છેલ્લી લીટીઓ તૂટી ગએલ તરંગમાળાની ઝાંખી કરાવે છે:

'હિનાના રંગથી પાની સનમની રંગતો' તો હું
ગૂંથીને બાલમાં તેના ગુણોને ગુંથતો' તો હું.
મગર એ દાંતની મિસ્સી, સનમના હાથમાં દેતા,
અરેરે કોઈ વા વાયો, સનમ, બો, રંગ સૌ ફીટ્યા.
મને એ ખ્વાબની ખુશબો, મને એ સોબતી મ્હારો
મને એ હાથનો પ્યાલો ફરી કો એક દિન આપો.'

એ ઈલાજથી વેદના ઘટવાનો કશો જ અવકાશ નહોતો. ઠાકોર સાહેબે થોડાં માસ તો અન્નનો પણ ત્યાગ કર્યો અને માત્ર દૂધ અને ફળ ઉપર નિર્વાહ રાખ્યો.

પછી 'વિદાય'નું કાવ્ય તપાસીએ. પરાયાની બનેલી શોભના પોતાની પાસેથી 'વિદાય' લે એવા સંયોગનું એ સ્પષ્ટ સંબોધન છે :–

' અરે ના, ના, અરે ના, ના, કંઇયે વદવું નથી,
ભલે જા તું ભલે જા તું, પાછળે પડવું નથી.
સુખે જા તું વહાલી! તુજ દિલ તને જ્યાં લઈ જતું,
બહુ ચ્હાજે તેને, જિગર તુજ જેમાં ઠરી શકયું.
નહિ આવું આડે, અહિત તુજ ઇચ્છું નવ જરી,
નડે આ દુર્ભાગી પ્રીતિ, તુજ પ્રીતિને નહિ કદી.

* * *

નહિ આવું આડે, અહિત નવ ઇચ્છું પ્રણયીનું,
વળી ના ઝૂંટાવું, ફળ મળી ચૂક્યું તે તપ તણું.

* * *

હવે ત્હારે માટે તપીશ તપ હું ઝિન્દગી બધી,
હવે મૃત્યુનો એ ચીરીશ પડદો એ બલવતી.
સુભાગી તે જેવો બનીશ નકી હું એક સમયે,
અને જન્મે જન્મે તુજ હૃદય ભેટી રહીશ હું.'

પછી ' એક ભલામણ,' કાળ જતાં શોભનાનો પતિ એના તરફ અણગમો બતાવે, એનો ત્યાગ કરે તો "તુજ ભાઈની ઝૂંપડી" યાદ કરવાની ભલામણ એમાં છે. એ કાવ્ય મધ્યમાંથી શરૂ કરી અંત સુધી જોઈએ :–

"તુજ પ્રિતમને હૃદયે વસતાં,
હસતાં, રમતાં, બહુ કાલ જતાં
કંઈ એ કરતાં
હાર કોપ થતાં,
તુજ રૂપ વિરૂપ સહુ બનતાં,
પિયુનો સહુ પ્રેમ કમી જ થતાં
અહ! કાંઈ કહે કડુ એ તુજને,
મુજ પ્રેમ તણી કંઇ વાત કરે,
તુજ દિલ બળે,
દુખડાં ઊપડે,
પિયુ એ તજીને કદી દૂર પળે,
જગમાં નવ કોઈ સહાય રહે,
અહ! તો પણ ના રડજે તું પ્રિયે,
તુજ ભાઈની ઝૂંપડલી સ્મરજે!
રમણી! રમણી!
ભગિની! ભગિની!

મુજ ઝૂંપડીમાં સુખ સૌ મળશે,
દુઃખડાં તુજ જ્યાં સહુનાર વસે,
પ્રભુ રાજી રહો તુજ પ્રેમ પરે,
બહુ માણ અનંત સુખો તું પ્રિયે!"

આ ભાવવાળાં, બળજોરથી દિલને દૂર ખેંચવાના પ્રયત્નો દર્શાવતાં ઘણાં કાવ્યો બતાવી શકાય, પણ 'બેપરવાઈ' (૩૦–૧૨–૯૬)ની થોડી લીટીઓ જોઈએ:

' હવે જુદા થયા વ્હાલી! મળીશું કયામતે કો'દી,
મજા તું લે સદા ત્હારી, અમારી તો અમે લીધી.

* * *

તમોને કંઈ હમારામાં, હમોને કંઇ તમારામાં
હતી પરવા, હતી લિઝ્ઝત, નથી પરવા, નથી લિઝ્ઝત.'

આ ગાળામાં મણીભાઈ કેટલીકવાર લાઠી આવી ગયા હશે. બાવાભાઈ સાહેબ, હું અને બાલુભાઈ તો અમારા નિયમ મુજબ અનેક વખત આવ્યા-ગયા હશું અને ઠાકોરસાહેબ હડાળા પણ આવી ગયા હશે. મણીભાઈને પત્રદ્વારા પણ આખી પરિસ્થિતિથી વાકેફ કરવામાં આવ્યા હતા. એમની સલાહ એ પ્રકારની થતી કે રાખી શકાય એટલી ધીરજ રાખીને બની શકે એટલો વિલંબ કરવો, અને અંતરની વ્યથા શમાવવા બનતો પ્રયત્ન કરવો.

ઠાકોરસાહેબ તરફ પોતાનો કશો ભાવ હોવાનો શોભના પોતે ઇન્કાર કરે તો આ કલહનો અંત આવે એવી રમાબાની માન્યતા હતી. ખરેખર ભાવ હોય તોપણ આ મુજબ એની પાસે કહેવરાવવાનું, અથવા એવું સૂચન મળે એવા પ્રકારનું વર્તન એના તરફથી થાય એવી યોજના કરવાનું કામ મુશ્કેલ નહોતું. આખરે તો એના પર રમાબાનું સ્વામીત્વ હતું. પણ એવું દેખાવાથી ઠાકોરસાહેબની વૃત્તિમાં કશો ફેરફાર થયો હોય એવું મનાતું નથી. એ પછી થોડા માસ ઠાકોરસાહેબ મહાબળેશ્વર મુસાફરીએ ચાલ્યા ગયા. આમ એકલા જવાનું આ અગાઉ કદી બન્યું નહોતું. ૧૮૯૭ના એપ્રિલથી જૂન માસ સુધી તેઓ ત્યાં રોકાયા. 'હમીરજી ગોહેલ'નું કાવ્ય ત્યાં શરૂ થયું અને એના બે સર્ગ ત્યાં પૂરા પણ થયા. ત્રીજો સર્ગ અધૂરો રાખીને તેઓ લાઠી પાછા ફર્યા.

એમની ગેરહાજરી દરમિયાન લાઠીમાં આ પ્રકરણને લગતો મહત્ત્વનો બનાવ બની ગયો.

(ક્રમશઃ)




### લગ્નમાં બ્રહ્મચર્ય :

લગ્નજીવનમાં બ્રહ્મચર્યની આવશ્યકતા છે જ. શ્રમ અને આરામ, ઉપવાસ અને ભોજન, મૌન અને વાણી, પ્રકાશ અને છાયા એવાં દ્વંદ્વોની માફક વિલાસ અને સંયમનું પણ દ્વંદ્વ છે; પરંતુ જેમ કેટલીક વખત સનાતન દ્વંદ્વોમાંથી એકનું જ મહત્ત્વ બતાવવામાં આવે છે તે પ્રમાણે અતિશયોક્તિ કરીને કેટલાક આદર્શવાદીઓએ લગ્નમાં સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળવું જોઈએ એમ કહ્યું છે. સાહિત્યમાં વર્ણવેલી આ બાબત જીવનમાં કેટલે દરજ્જે ઉપયોગી થઈ શકે તેવી છે તેનો વિચાર કરવા જેવો છે.

બ્રહ્મચર્યનું મહત્ત્વ સંસ્કારી અને જંગલી સર્વ પ્રજાઓએ સ્વીકાર્યું છે. જંગલી પ્રજાઓમાં સંસ્કારી પ્રજાઓ કરતાં વધારે પ્રમાણમાં બ્રહ્મચર્યને અગત્ય આપવામાં આવે છે. મનુષ્ય જેમ સુધરે છે તેમ તેની વિલાસવૃત્તિ વધે છે. કેટલાકને આ કથન વદતોવ્યાઘાત જેવું લાગશે, પણ એમાં વાસ્તવિક પરિસ્થિતિનું જ આલેખન છે. પ્રખ્યાત અંગ્રેજ કવિ અને વિચારક વિલિયમ મોરીસે લખ્યું છે : "Ascetism is the most disgusting vice that afflicted human nature" તે જ પ્રમાણે અર્નોલ્ડ બેનેટે કહ્યું છે: "If love is not a orgy of lust, it ought to be" ઉપર આપેલાં અવતરણો અત્યારની યુરોપની વિલાસી મનોદશાનો ચિતાર આપે છે. દેહના ધર્મ નિખાલસ રીતે સ્વીકારવા, વાસનાઓને સંપૂર્ણ રીતે માર્ગ આપવો, એવી અત્યારની માન્યતાઓ પ્રાચીન સમયના અતિ સંયમની ભાવના સામેના પ્રત્યાઘાતરૂપે છે. જાતીય આકર્ષણ અને પ્રેમભાવનાનો સમન્વય આદર્શ લગ્નમાં થાય છે એ સત્ય સમજવાને બદલે એક પક્ષે જાતીય આકર્ષણને અને બીજા પક્ષે સૂક્ષ્મ પ્રેમને જ મહત્ત્વ આપી એકબીજાનો વિરોધ કર્યો.

ગુજરાતમાં કવિ નાનાલાલનાં 'જયા જયન્ત'થી આત્મલગ્નનો પ્રશ્ન ઘણો ચર્ચાસ્પદ બન્યો છે. પણ આ પ્રશ્નની શરૂઆત કરનાર કવિ નાનાલાલ નથી. ગોવર્ધનરામે સૂક્ષ્મ પ્રેમની ભાવનાની ચર્ચા સરસ્વતીચંદ્રમાં કરી છે. પણ તેમાં સૂક્ષ્મ લગ્ન માટે લગ્નક્રિયાની જરૂર ગણવામાં આવી નથી. જેમ ગાંધર્વવિવાહમાં સ્થૂળ પ્રેમને જ લગ્ન કહેવામાં આવે છે, તેમ ગોવર્ધનરામ સૂક્ષ્મ પ્રેમને જ લગ્ન કહે છે. નાનાલાલે 'ઓજ અને અગર'માં કૌમારલગ્નનો નિર્દેશ કર્યો છે તે ગોવર્ધનરામના આલેખનને મળતો આવે છે. 'જયા જયન્ત'માં કવિ નૈષ્ઠિક બ્રહ્મચર્યયુક્ત લગ્ન એટલે આત્મલગ્ન એમ બતાવે છે. આ આત્મલગ્નની ભાવના સાંસારિક લગ્નમાંથી શું લે છે? આત્મલગ્નની સ્વતંત્ર ભાવના હોવી જોઈએ ખરી? કે તેને સાંસારિક લગ્ન સાથે જ મેળવી દેવી જોઈએ? આત્મલગ્નની આ ભાવનામાં રહેલું સત્ય બરાબર છે. પણ આત્મલગ્નને સામાજિક સંસ્થા તરીકે વ્યવહારુ સ્વરૂપ આપી શકાય ખરું? ગમે તેમ પણ આ પ્રશ્ન તરફ માનવજાતિનું આકર્ષણ સતત રહ્યાં કર્યું છે અને તેથી જેણે જુદાંજુદાં સ્થળ અને કાળમાં જુદાંજુદાં સ્વરૂપો ધારણ કર્યાં છે. આપણા દેશમાં પ્રેમલક્ષણા ભક્તિ અને ઇસ્લામમાં સૂફીવાદ દ્વારા સૂક્ષ્મ પ્રેમની ભાવના ઝીલવાનો પ્રયાસ થયેલો છે. 'પ્લેટોનિક' વિષે આપણામાં ઘણી ગેરસમજૂતી જોવામાં આવે છે. ગુરુ અને શિષ્ય વચ્ચેનો પ્રેમ કે બે મિત્રો વચ્ચેનો પ્રેમ દાંપત્યપ્રેમ કરતાં ચડિયાતો છે, કારણ તેમાં વાસનાને સ્થાન નથી. એટલે 'પ્લેટોનિક લવ' સજાતીય સ્નેહાકર્ષણની ઉચ્ચતા દર્શાવવા માગે છે. તે પ્રેમમાં જેમ એક બાજુ અધોગતિએ લઈ જનારી દેહવાસના નથી, તેમ બીજી બાજુ ઉપર ચડાવનાર આધ્યાત્મિક તત્ત્વ જેવું પણ કાંઈ નથી. સૂફીવાદમાં સ્થૂળ વ્યક્તિનો આધાર લઈ આધ્યાત્મિક પ્રેમમાર્ગમાં ચઢવાનું છે. ખ્રિસ્તી ધર્મના પ્રેમમાર્ગના સ્થૂળ વ્યક્તિના સૂક્ષ્મ આકર્ષણનો આધાર લેવામાં આવે છે. આ ત્રણેના કરતાં પ્રેમલક્ષણા ભક્તિની રાધાકૃષ્ણની ભાવના ઉચ્ચતર ગણી શકાય. કારણ તેમાં કોઈ સ્થૂળ વ્યક્તિનો આધાર નથી.

ગુજરાતમાં ગોવર્ધનરામ અને નાનાલાલે સૂક્ષ્મ પ્રેમની ભાવના રજૂ કરી છે તેનો ઉદ્દેશ જુદો છે. તે પ્રેમ ઈશ્વર તરફ નહિ પણ સેવાના માર્ગ તરફ મનુષ્યને ખેંચે છે. પ્રેમનું બળ સેવાનો ધર્મ અને સ્થૂળ પ્રેમનો તિરસ્કાર આ ભાવનામાં દેખાય છે.

—સ્વ. નવલરામ જ. ત્રિવેદી

# હસ્તરેખાશાસ્ત્ર

લેખક
શ્રી. વૃંદાવન શાહ

## * પ્રકરણ નવમું : અંગૂઠો *

[ ગતાંકથી ચાલુ ]

લાંબો અંગૂઠો સુંવાળી આંગળીઓ-વાળાને બળ આપે છે જ્યારે ટૂંકો અંગૂઠો તેમને વધારે આવેશમય બનાવે છે અને કળા તરફ વાળે છે. અને ટૂંકા અંગૂઠાવાળી સ્ત્રીને પ્રેમની ખાતર ફના થવાને પ્રેરે છે. આવી સ્ત્રી પ્રેમલગ્ન કરે છે. પોતાના પતિને માટે ગમે તે મુશ્કેલી સહન કરવા તૈયાર થાય છે. જો એ ગરીબ હોય તો તેને માટે પૈસા કમાવવા માટે જવા તૈયાર થવાની અને તેના દરેકે દરેક કાર્યમાં એ તેની પડખે ઊભી રહેવાની, કારણકે તેનો લાગણીપ્રધાન સ્વભાવ તેના પતિ માટે કોઈ પણ કાર્યમાં પાછી પાની ન કરવાને બળ આપતો હોય છે. લાંબો અંગૂઠો ચોરસ ટેરવાંવાળી આંગળીઓવાળા માણસને કાર્યશીલ તેમજ વ્યવહારુ બનાવે છે, જ્યારે ટૂંકો અંગૂઠો તેને વાતોડિયો અને આળસુ બનાવે છે. લાંબો અંગૂઠો અણીદાર ટેરવાંવાળા માણસને વ્યવહારુ બનાવે છે, જ્યારે ટૂંકો અંગૂઠો સ્વપ્નશીલ અને નિષ્ક્રિય બનાવે છે.

જેમ પહેલો વેઢો માણસની ઈચ્છાશક્તિ વ. દાખવે છે તેમ બીજો વેઢો તેની ઊંડી સમજશક્તિ, તુલનાશક્તિ અને વિચારશક્તિનો ખ્યાલ આપે છે. જો આ વેઢું સામાન્ય લંબાઈ કરતાં વધારે મોટું હોય તો આવા માણસો માત્ર વિચારવંત જ નીવડે છે, પણ તેને અમલમાં મૂકી શકતા નથી હોતા. આવા માણસો માત્ર વિચારક કે ચિંતક થઈ શકે છે પણ જે પોતે વિચારે છે કે ચિંતન કરે છે તેને જીવનમાં ઉતારી શકતા નથી હોતા. રાજ્યતંત્ર, વેપાર-રોજગાર, ઘરસંસાર વ. કેમ ચલાવવાં તે વિષે સુંદર વિચારો આપી શકે-ખરા, પણ પોતે જ તે પ્રમાણે વખત આવે ત્યારે જુદી જ રીતે વર્તતા હોય છે. આવા લોકો કેમ થવું જોઈએ, અગર આમ થવું જોઈએ અને તેમ થવું જોઈએ તેવા જોઈએ વાળા હોય છે. જો પહેલું વેઢું સાવ જ નાનું હોય તો ઇચ્છા અને સંકલ્પ શક્તિના અભાવે આ લોકો જાણતા હોવા છતાં બીજાથી દોરવા જતા હોય છે અને છેવટે બળાપા કાઢતા હોય છે આથી ગમે ત્યારે તેઓ ઉત્સાહહીન અને નિરાશ બની જાય છે.

એટલે ખરી રીતે તો બંને ટેરવાં સપ્રમાણ હોવાં જોઈએ જેથી માણસ વિચારયુક્ત કામ કરી શકે અને સુખી થઈ શકે.

ત્રીજા વેઢા તરીકે શુક્રના ગ્રહને ગણ્યો હોવાથી શુક્રના ગ્રહના જે કંઈ ગુણ-અવગુણ હોય તે તેની સાથે ગણી લેવા જોઈએ. સામાન્ય રીતે વિકસિત થયેલા એ ગ્રહના પ્રેમ, આવેશ, અનુકંપા, સૌન્દર્ય માટેનો પ્રેમ, જાતીય આકર્ષણ, વગેરે ગુણો ગણવામાં આવે છે.

ઘણીવાર અંગૂઠો પહેલી આંગળીના બીજા ટેરવાંના મધ્ય ભાગ કરતાં લાંબો હોય છે છતાં તે લાંબા અંગૂઠા કરતાં જુદી જ શક્તિઓ બતાવતો હોય છે. તેનું કારણ એ છે કે તે હાથની હથેળી સાથે ઊંચે આવેલો હોય છે. એટલે ખરી રીતે તે ટૂંકો જ હોય છે, પણ ઊંચે ગોઠવાઈ ગયેલો હોવાથી તે તેમ દેખાય છે. જો અંગૂઠો વધારે ઊંચે હોય તો તે માણસમાં બુદ્ધિ ઓછી હોય છે અને પોતાની જાતને બદલાતા વાતાવરણમાં અનુકૂળ ન કરતાં અક્કડ રહેતો હોય છે. અનુદાર, ડંખીલો અને સામાન્ય સમજશક્તિવાળો હોય છે.

પણ જો અંગૂઠો અને પ્રથમ આંગળી વચ્ચે ખૂબ જ જગ્યા હોય તો તે માનવસ્વભાવના ઉત્કૃષ્ટ ગુણો સૂચવે છે.—ઉદારતા, વિચારસ્વતંત્ર્ય, દુઃખીઓ માટે અનુકંપા, કમનસીબોના દુઃખમાં ભાગ પડાવવાની વૃત્તિ, ઉષ્મા, સહૃદયતા વ. જો અંગૂઠો લાંબો હોય તો તો સોનામાં સુગંધ ભળ્યા જેવું બને, કારણકે આથી આવાં અંગૂઠાવાળા માણસો દરેક કાર્ય કરીને પોતાની શક્તિનો પૂરેપૂરો ખ્યાલ આપી શકે.

હાથની સાથે સજ્જડ રીતે જોડાયેલો (Close Thumb) અંગૂઠો—સાવચેત, ઓછાબોલાપણું, ઓછી અનુકંપા, જલદીથી ન ભળી શકે તેવી અતડાઈ, સંકુચિત મનોવૃત્તિ—મિત્રોને હૃદય સુધી ન પહોંચવા દેતાં દૂર રાખવાની ટેવ, ગોપનવૃત્તિ, એકદમ વિશ્વાસ સંપાદન ન કરી શકે તેવો સ્વભાવ, ઓછા મિત્ર કરી શકવાની શક્તિ વગેરે ગુણઅવગુણોનું સૂચન કરે છે.

જો અંગૂઠો બહુ નીચો નહિ તેમ જ બહુ ઊંચો નહિ તેવી રીતે મધ્યમ સ્થિતિએ હોય તો તે, બહાદુરી, નિર્ભયતા, સ્વતંત્રતા, ચેતન, સમતોલ વિચાર શક્તિ, ખૂબ ખર્ચાળ નહિ—કરકસર, યોગ્ય રીતે ખુલ્લું મન તેમ જ સ્વભાવ, ધ્યાનપૂર્વક બીજાને સાંભળવાની તૈયારી, માત્ર લાગણીથી જ ન દોરાતાં બુદ્ધિ અને લાગણી બંનેનો ઉપયોગ કરીને નિર્ણય ઉપર આવવાની શક્તિ, સમતોલ મગજ, જરૂર પડે ત્યાં સાવચેત, યોગ્ય રીતે ઉદારતા, પ્રભાવ, અને સાચા ગૃહસ્થાશ્રમના ગુણો સૂચવે છે. આવા માણસો વેપાર-રોજગારમાં, ધર્મમાં, પ્રેમમાં, ગૃહધર્મમાં અને બીજા કામમાં વિચાર કરીને યોગ્ય રીતે વર્તતા હોય છે. ખુલ્લા દિલવાળા અને સુહૃદયી હોવાથી સારા મિત્રો ઊભા કરી શકે છે અને પોતે મિત્ર થવાને લાયક હોય છે, કારણકે તેમના ખુશનુમા સ્વભાવને લઈને બીજાનાં દિલ એકદમ જીતી લે છે.



કેળા જેવા આકારનો, બેડોળ, આકારવગરનો, જાડો ધોકા જેવો; સાંધો કર્યા આવ્યો હોય તેની પણ ખબર ન પડે તેવો એક સરખો અંગૂઠો પ્રાથમિક અંગૂઠા તરીકે ઓળખાય છે, આવા અંગૂઠાવાળા માણસો પાશવવૃત્તિ પુષ્કળ પ્રમાણમાં ધરાવતા હોય છે. અને એમણે બુદ્ધિમાં દેવાળું કાઢ્યું હોય છે. તેમનામાં કોઈ પણ તત્ત્વ ઉચ્ચ પ્રકારનું નથી હોતું. તેમની મનોવૃત્તિ હલકી હોય છે અને લાગણીવિહીન લુચ્ચા હોય છે. તેમનું વર્તન અસભ્ય હોય છે. કોઈ દિવસ કોઈની લાગણીનો વિચાર તેઓ કરતા નથી હોતા. માત્ર પોતા વિષે જ વિચારે છે.

ચપટો બેસી ગયેલો અંગૂઠો Nervous શક્તિનો ખ્યાલ આપે છે. હાથમાં ખૂબ જ રેખાઓ હોય અને હથેળી પોચી હોય તો આળસુ અને એશઆરામી નીવડે છે. અને મોટે ભાગે નિષ્ક્રિય બેસી રહે છે.

ખૂબ જ સુંદર આકારવાળો અંગૂઠો, સુંવાળી ચામડી અને ગુલાબી નખ–આ બધું જેને હોય તે ગુલાબી માણસ હોય છે, તેનામાં કામ કઢાવવાની સુંદર આવડત હોય છે. કોઈને સહેજ પણ ખોટું લગાડયા વગર કે તેનું મન દુભવ્યા વગર પોતાનું કામ સરસ રીતે પાર પાડે છે, અને ધાર્યું કામ કરી શકે છે, કોઈ પણ મુશ્કેલી તેના માર્ગમાં આડે આવે તો સંભાળપૂર્વક તેને તે દૂર કરી દે છે. આવા માણસો આકર્ષક દેખાવવાળા હોય છે, અને સાથે સાથે ચારિત્ર્યશીલ પણ હોય છે. તેમની ગમા-અણગમા (Likes & dislikes) સ્પષ્ટ હોય છે. આવા લોકો બુદ્ધિશાળી, અનુકંપાશીલ, સુંદર અને મળતાવડા સ્વભાવવાળા, આજુબાજુના વાતાવરણને સૌન્દર્ય અને ચેતનથી ભરી દે તેવા અને નિશ્ચયાત્મક બુદ્ધિવાળા હોય છે.

જો અંગૂઠાનું ટેરવું શંકુઆકારનું હોય તો તે માણસ પ્રભાવશાળી અને કળાનો આશક હોય છે. આથી આવા ટેરવાના ગુણ–જો આંગળીઓમાં હોય તો તેનામાં પણ હોય તે–આવેશ, સૌન્દર્ય માટેનો પ્રેમ, અને આદર્શવાદ સૂચવે છે. તેમની ઇચ્છાશક્તિ આદર્શને લીધે તેમ જ આવેશને લીધે ઘટવાનો સંભવ હોય છે. તેથી જો પહેલું વેઢું લાંબુ હોય તોપણ આવા લોકો આવા ટેરવાંને લીધે ઓછા ઘાતકી કે આપખુદ અને જક્કી નીવડે છે.

જો અંગૂઠાનું ટેરવું ચોરસ હોય તો તે વ્યવહારદક્ષતા, સામાન્ય બુદ્ધિ, કાર્યશીલતા અને વ્યવસ્થા સૂચવે છે. આથી જેનામાં ઓછી ઇચ્છાશક્તિ હોય તેવાને આવાં ટેરવાં મદદરૂપ નીવડે છે. તેમનો વ્યવહારુ સ્વભાવ તેમને કાર્યશીલ બનાવે છે અને હવામાં ઊડતા તેમના મનને ઠેકાણે લાવીને તેમની પાસે કામ કરાવે છે.

જો ટેરવું Spatulative હોય તો તે કાર્યપરાયણતા, મૌલિકતા, સ્વતંત્ર વિચારશક્તિ, તેજસ્વીતા, મુશ્કેલીમાં માર્ગ કાઢવાની આવડત

વ. ગુણો સૂચવે છે. આવાં ટેરવાં પણ ઓછી ઇચ્છા-શક્તિવાળાને ખૂબ મદદરૂપ નીવડે છે, કારણકે તેમની મૌલિકતા કંઈક ને કંઈક અવનવો માર્ગ શોધીને તેમને કાર્યપરાયણ બનાવે છે અને તેમની વિચારશક્તિનો ઉપયોગ કરી તેમાંથી સુંદર પરિણામ ઉપજાવે છે.

હલેસાં જેવા આકારનો (Paddle shape) પહોળો અંગૂઠો ખૂબ જ ઇચ્છાશક્તિનું સૂચન કરે છે. આથી કોઈ વાર આવા અંગૂઠાવાળા માણસો આપખુદ નીવડવાનો સંભવ રહે છે. તેઓની માનસિક શક્તિ સારી હોય છે, પણ શારીરિક સ્વાસ્થ્ય ઓછું હોય છે એટલે જ્યારે કોઈ પણ કાર્ય તેઓ ઉપાડતા હોય ત્યારે તેમના આવેગને લીધે જ તે કરતા હોય છે, અને તેમની ઇચ્છાશક્તિ સારી હોવાથી તેઓ કામ પાર પણ પાડતા હોય છે. પરંતુ પેલો આવેગનો ઊભરો શમી જતાં આવા લોકો જલદીથી થાકી જતા હોય છે.

ઘણીવાર પહેલો વેઢો જાડો, ગોળ આકારનો અને ડાંગ જેવો જાડો હોય છે. આવા વેઢા ઉપર ટૂંકા નખ હોય, ખરબચડી ચામડી હોય તો તે ખૂબ જ સરસ શારીરિક શક્તિ સૂચવે છે, ડાંગ જેવા (Club-like Fomation) આકારનો આ અંગૂઠો-જાડાઈ, ખરબચડાપણું, પાશવી વૃત્તિ, હઠીલાઈ, વગેરેનું પણ સૂચન કરે છે. અને આથી આવા લોકો ખૂની પણ નીવડતા હોય છે. જો તેમનો શુક્રનો ગ્રહ ખૂબ જ વિકસેલા ટેરવા જેવો ઉંચો, ફૂલેલી કલાઇ, આંગળીઓ અને અંગૂઠો અક્કડ અને ટૂંકાં, આંગળીઓના ત્રીજા વેઢા જાડા અને ફૂલેલા, ટૂંકા નખ, હાથની રેખાઓ ખૂબ જ ઉંડી અને લાંબી, હોય તો તો આવા માણસો ખૂન કરતા અચકાતા નથી હોતા, કારણકે દરેકદરેક વસ્તુ તેમના મિજાજને ગુમાવી દેવાને માટે પૂરતી છે. એટલે મિજાજ ગુમાવી બેસતાં તેમનું શારીરિક બળ તેમની મદદે આવીને સામાને હલાલ કરી નાખે છે. આવા લોકોને કંઇ પણ પૂછતાં એકદમ ભભૂકી ઊઠતા હોય છે. વળી તેઓ ઇર્ષ્યાળુ, આવેશમય અને દુરાગ્રહી પણ હોય છે, પણ એકલા અંગૂઠા ઉપરથી તો તે ખૂની થશે જ તેમ ચોક્કસ ન કહી શકાય. જો હથેળી પોચી આંગળીઓ સીધી અને લાંબી, ચામડી સુંવાળી, હૃદયરેખા તેમ જ બુદ્ધિરેખા લાંબી હોય તો આવા માણસો ખૂની બની શકતા નથી.

જો બીજો વેઢો પહોળો અને ચપટો હોય તો આવા માણસોમાં શારીરિક શક્તિ ઓછી હોય છે. પણ જો તે પાતળો, ગોળમટોળ અને સુંવાળી ચામડીવાળો હોય તો તે શિષ્ટ અને વિચારપ્રધાન માણસ થશે તેમ સૂચવે છે. આવા લોકો પોતાનું ધ્યેય કળપૂર્વક પાર પાડતા હોય છે. પણ આવા લોકો જો ચારિત્ર્યમાં શિથિલ હોય-બીજાં અનુમાનો પરથી-તો આવા લોકો ખતરનાક નીવડે છે, કારણકે તેમની એ મેલી રમત સામાને કંઇ પણ ખબર પડવા દીધા વગર કળપૂર્વક પાર પાડી દેતા હોય છે. ધીમે ધીમે ખરેરો પંપાળતા પંપાળતા ગળા પર છરી ફેરવી દેતા હોય છે અને છરી ફેરવતી વખતે પણ સામે શરબતના પ્યાલો ભરી આપીને તેને પાવાનો આગ્રહ કરતા હોય છે. એટલે આવા લોકોથી સાવચેત રહેવાની જરૂર છે.

જો બીજો વેઢો વચ્ચેથી પાતળો હોય (waist-like) તો આવા અંગૂઠાવાળા લોકો ખૂબ જ તેજસ્વી અને આવડતવાળા હોય છે. દરેક વસ્તુ ચાલાકીપૂર્વક કરીને પોતાનું ધ્યેય પાર પાડી શકે છે, પણ મોટે ભાગે તો પોતાનું ધ્યેય સાચાં સાધનો દ્વારા જ પાર પાડે છે. આવા લોકો મિત્ર તરીકે સારા નીવડે છે. તેઓ યુક્તિબાજ, સહેજતદાર, તેજસ્વી, મુત્સદ્દી અને બુદ્ધિશાળી હોય છે.

આમ જુદા જુદા આકારના અંગૂઠા પોતપોતાનું નિરનિરાળું વ્યક્તિત્વ વ્યક્ત કરતા હોય છે. પણ માત્ર અંગૂઠા ઉપરથી જ એકદમ અનુમાન બાંધવું ન જોઇએ. હસ્તરેખાશાસ્ત્રમાં કોઈ પણ અનુમાન એકપક્ષી ન બાંધી શકાય. ખંડ દર્શન ન થઇ શકે અખંડ હાથ જોઇને અને દરેક દરેક વસ્તુને તુલનાત્મક રીતે તપાસીને પછી જ અનુમાન બાંધવું જોઈએ. (ક્રમશ:)

# યુગયુગની અનુભવ-વાણી

: સમાહક :
શ્રી. શાસ્ત્રી રેવાશંકર મેઘજી દેલવાડાકર
સાહિત્યમાર્તંડ, વિદ્યાવાગીશ

**મોટાનો આશરો**

મોટાના આશ્રય વડે મૂરખ પામે માન;
હાથીની હોદે ચડે દેશપતિનો શ્વાન.

*

પશુ જેવો જન હોય પણ, મોટા વગે મનાય;
શિવજી કેરો પોઠિયો, શિવસંગે પૂજાય.

**કૃતઘ્નીની રીત**

કૃતઘ્નીને જે આપીયું, ખાય ત્યાં લગી પ્રીત;
ખાતાં સુધી ભસે નહિ, શ્વાન તણી એ રીત.

**નકામું કશું નથી**

નીરુપયોગી કશુંયે નથી, કીધું જગકિરતાર;
રોગ મટાડે મનુષ્યનો, અફીણ, સોમલ, ખાર.

**...તોય એના એ !**

કેસર ક્યારા વાવીને, અંદર વાવો પ્યાજ;
સીંચી સ્નેહે ગુલાબજળ હોય આખરે પ્યાજ.

**ગજા પ્રમાણે કરવું**

અપના ગજા વિચારકે, કારજ કરીએ દોર;
તેતાં પાઉં પસારીએ, જેસી લંબી સોર.

**એ વેચાતાં ન મળે**

અક્કલ ઉધારે ના મળે, હેત ન હાટ વેચાય;
રૂપ ઉછીનું ના મળે, પ્રીત પરાણે ન થાય.

**દરેકને હદ હોય**

અતિ ભલો નહિ બોલનો, અતિ ભલો નહિ ચૂપ;
અતિ ભલો નહિ બરસનો, અતિ ભલો નહિ ધૂપ.
અતિ ઘણું નવ તાણીએ તાણે તૂટી જાય;
તૂટ્યા પછી જો સાંધીએ, ગાંઠ પડે વચમાંય.

**પાંચ પાપ**

આક ઈંધણ ને જવ રોટલા, છોરું ઢળીમાં બાપ;
છાપરું ચૂએ ને નાર કુભારજા, એ પાંચે મળીયાં પાપ.

**બે દીકરા**

એક કપૂત કાળું કરે, બીજો ઉજ્જવળ પ્રકાશ;
દીપકના બે દીકરા, કાજળ ને અજવાસ.

**એટલાને વિચાર ન હોય**

કામી કુળ ના ઓળખે, લોભી ન ગણે લાજ;
અર્થી સગું ના ગણે, ભૂખ ભરખે અખાજ.

**કોણ જાગે ?**

જાગે જે કોઇ ધનનો ધણી, જાગે જેને ચિંતા ઘણી,
જાગે રાત અંધારી ચોર, જાગે ઘન વરસતે મોર,
જાગે દીકરીઓનો બાપ, જાગે જેના ઘરમાં સાપ.

**દુઃખ રડવાથી શું વળે ?**

તુલસી પરઘર જાયકે, દુઃખ ન કહીએ રોય;
માન ગુમાવે આપકા, બાંટ ન લેવે કોઈ.

**તરત ઓળખાય**

દુર્જન મુખમાં દુર્વચન, સજ્જન મુખે મીઠાશ,
હોય સુગંધી બાગમાં, ગંધાતા સંડાસ.

**નીચની પરીક્ષા**

નીચ મનુષ્યના શરીરમાં, શીંગ પૂછ નવ હોય,
બેસે બોલ કઠોર ત્યાં, તરત નીચ વરતાય.

**સ્વાર્થને ખાતર**

વૈદ્ય વધારે રોગને જો વિશેષ ધન આશ;
બીના પાટા બાંધશે, ઘીની વાગ્યે ફાંસ.

**કજોડાં**

અભણ નારને ચતુર નર, અભણને ચતુર નાર;
મન બેયનું માન નહિ એળે ગયો અવતાર.

**ઘરનું ઢાંકણ**

કૂવા ઢાંકણ ઢાંકણું, ખેતર ઢાંકણ વાડ;
બાપનું ઢાંકણ બેટડો, ઘરનું ઢાંકણ નાર.

**કેટલી વાર ?**

ગાડી માથે બેડલું; મરકટ કોટે હાર;
જુગારી ગાંઠે લક્ષ્મી તે ચાલે કેટલી વાર !

**બધું પાછું મળે છે પણ...**

ગયું ધન તે સાંપડે, ગયાં વળે છે વહાણ;
ગયો અવસર આવે નહિ, ગયા ન આવે પ્રાણ.

**ન મળ્યું હોય ત્યાં લગી...**

જ્યાં સુધી જે નવ મળ્યું, ત્યાં સુધી રહે ભાવ;
સાસુને વહુ મળ્યા પછી, અંતર થાય અભાવ.

**અણસરજ્યાં દુઃખ**

તાણી બાંધે પાઘડી, દાબી લેતાં રે નખ,
ચાંપી પહેરે મોજડી, એ અણસરજ્યાં દુખ.

**એ ચારને ગરદન માર**

પૂત કપૂત, કુલક્ષણનાર, અદેખો પડોશી, ચુગલિયો દોસ્તદાર
કાવ ગંગ કહે સતો અકબરશાહ એ ચારેનું ગરદન માર

### કોણુ કોનું ?

લક્ષ્મી ખરચે તેહની મારે તેની તલવાર,
પાળે તેનો ધર્મ છે પરણે તેની નાર.

### —તોય ભાઈ તે ભાઈ

ભલે હોય ભૂંડા ભલા તોય ભાઈ તે ભાઈ,
દાંત દુઃખાવે જીભને તોય દાંત સુખદાઈ.

### ક્યારે બરસે ?

દુર્જનની દયા બૂરી ભલો સજનકો ત્રાસ,
જબ સુરજ ગરમી કરે તબ બરસનકી આશ.

### ચાર દુઃખ

પહેલું દુઃખ જે બારણે તાડ, બીજું દુઃખ પાડોશી લબાડ;
ત્રીજું દુઃખ તે વાંસામાં ચાંદું, ચોથું દુઃખ જે બૈરું માં

### એ તો મરેલા જ છે !

બહુ વણજ, બહુ બેટિયાં, દો નારી ભરથાર;
તિનકુ કહા મારના ! માર દિયા કિરતાર.

### પ્રીત ન જાણે જાત

ભૂખ ન જાણે ભાવતું ને પ્રીત ન જાણે જાત;
ઊંઘ ન જાણે સાથરો જ્યાં સૂતા ત્યાં રાત.

### સૌથી ભૂંડું શું ?

ભૂંડામાં ભૂંડી ચાકરી, તેથી ભૂંડો ભાર;
તેથી ભૂંડું માગવું, સોમને કહેવો દાતાર.

### એટલાં વિનાશ કરે

માગ્યું ખેતર ને જૂનું ઋણ, વેરી ભેગો વાસ;
કુટુંબ કળો ને ભીંત ભોરિંગ, એટલાં કરે વિનાશ.

### અકર્મીનાં લક્ષણ

મોઢે મીઠી વાત, પાછળ વગોણું કરે;
એ અકર્મી જાત, સાચું સોરઠીઓ ભણે.

### એનાં નીવડયે વખાણ !

લોહા, લાકડ, ચામડાં, પહેલાં તે શાં વખાણ;
વહુ, વછેરાં, છોકરાં નિવડે થાય વખાણ.

### જીવતાં બીજે ન જાય

સિંહ મૂંછ, ભોરિંગ મણી, કંજૂસ-ધન, સતી નાર;
જીવતાં અન્ય કર નવ ચઢે મૂએ પરાધીન થાય.

### પારકે ઘેર જ પહોળા

સોમ, શેઠ ને કાયમો પરઘર પહોળા થાય;
સમય આવે આપ ઘરે સૌ સંકેલાઈ જાય

### આટલું કરજો

ઓકી દાતણ જે કરે, નરણાં હરડે ખાય;
દૂધે વાળુ જે કરે, તે ઘર વૈદ્ય ન જાય.

×

રાત્રે વહેલા જે સૂએ, વહેલા ઊઠે વીર;
બળ, બુદ્ધિ, બહુ ધન વધે, સુખમાં રહે શરીર.

### તાવનો સંદેશો

શ્રાવણની કાકડી, ભાદરવાની છાશ;
તાવ સંદેશો મોકલે આજ આવું કે કાલ ?

### કાળ ન છોડે

કાળ ન છોડે કોઈ ને ભલે હોય ભગવાન;
ભીલે ભાલું ભોંકીયું કૃષ્ણ હતા બળવાન.

### પૂર્વ જન્મનાં પાપ

જે મુખ અમૃત આરોગિયે, જપીએ હરિકા જાપ;
તે મુખ ધુવા નીકળે, એ પૂર્વ જન્મનાં પાપ.

### એ નહિ પૂછે

તમે કેટલા બંગલાઓ બનાવ્યા ?
તમે કેટલાં દામ ગાંઠે બચાવ્યાં ?
ચલાવી તમોએ કેટલી દુકાનો ?
પ્રભુ તે તમોને નથી પૂછવાનો.

### ત્યારે શું પૂછવાનો ?

દુઃખીનાં કેટલાં તમે દુઃખ કાપ્યાં ?
ભૂખ્યાને તમે કેટલાં અન્ન આપ્યાં ?
કર્યો જ્ઞાન વિદ્યા તણો શો પ્રચારો ?
ખરે ! એ તમોને પ્રભુ પૂછવાનો.

### એ બીજાને માટે

તુલસી કહે સોમ ધન નવ ખર્ચે, નવ ખાય;
માખી મધ ભેગું કરે પારાધિ લઈ જાય.

એક લોકગીત — સં. ગોરધનભાઈ વૈદ્ય

## બેડલીએ રંગ લાગ્યો

(રાગ હીંચ પ્રમાણે)

રંગ લાગ્યો બેડલીએ રંગ લાગ્યો,
મારું સોનાનું બેડલું, બેડલીએ રંગ લાગ્યો.

તાંબા-પિત્તળના લોટા ભરાવું,
જીલણ જીલતા જાઓ, બેડલીએ રંગ લાગ્યો.
રંગ લાગ્યો...

સેવ સુંવાળી લાપશી રંધાવું
ભોજન કરતા જાઓ, બેડલીએ રંગ લાગ્યો.
રંગ લાગ્યો...

લવિંગ સોપારી એલચી મંગાવું
મુખવાસ કરતા જાઓ, બેડલીએ રંગ લાગ્યો.
રંગ લાગ્યો...

સાગ સીસમનાં ઢોલિયા ઢળાવું
પોઢણ કરતા જાઓ, બેડલીએ રંગ લાગ્યો.
રંગ લાગ્યો...



**એક માસ સુધી ડૂબી રહી શકે તેવી ડૂબક-કિસ્તી (સબમરીન)**

ભયંકર વિનાશ-શક્તિ ધરાવતી ડૂબક કિસ્તીઓ (સબમરીનો) તૈયાર કરવાની યોજનાઓ અત્યારે બ્રિટિશ નૌકાકચેરીમાં તૈયાર થઇ રહી છે. શ્રી. એચ૦ જી. વેલ્સ અને જુલે વર્ન જેવા ચિત્ર વિચિત્ર કલ્પનાઓને સાહિત્યમાં ગૂંથનારા સાહિત્યકારોની અતિ વિચિત્ર કલ્પનાથી પણ વધુ રોચક એવી આ ડૂબક-કિસ્તીઓ એક સામટી એક મહિના સુધી સમુદ્રમાં રહી શકશે, અને એ મુદત દરમિયાન તે હજારો માઈલનો પ્રવાસ કરી શકશે. આ ભયંકર ડૂબક-કિસ્તીઓના તૂતક પર તોપો પણ રહેશે, બ્રિટન લગભગ ૬૫ જેટલી ડૂબક-કિસ્તીઓ તૈયાર રાખનાર છે એમ કહેવાય છે.

**પોતાના જ ખૂન માટે સજા થઈ**

ન્યાય-કચેરી ક્યારેક કેવી ભયંકર મજાક ઉડાવે છે તેનો આ એક કિસ્સો છે. ફ્રાન્સના બોર્ડો શહેરના પોલ હુબર્ટ નામના માણસને એક ખૂન-કેસમાં જન્મટીપની સજા થઇ. એને ગીની નામના ફ્રેન્ચ આંદામાનમાં મોકલી દેવાયો, અને ૨૧ વર્ષ બાદ અદાલતને જાણ થઈ કે જે માણસના ખૂન માટે એ માણસને સજા થઇ હતી તે માણસ એ પોતે જ હતો!

* * *

**શીંગડાવાળા માણસો**

મેઝીબર્સનો ફ્રાન્સીસ ટ્રાવીસો નામનો શિંગડાવાળો માણસ ૧૬૯૮માં મૃત્યુ પામ્યો. તિબેટમાં એક માણસને એક ફૂટ જેવડાં શીંગડાં ઊગ્યાં છે.

*

ઈંગ્લાંડના રાજા પહેલા જ્યોર્જને અંગ્રેજીનો એક શબ્દ પણ બોલતાં નહોતો આવડતો.

*

જેઇન નામના જેટલા સ્ત્રી-રાજ્યકર્તાઓ જગતમાં થઈ ગયા છે તે બધા કાં તો ગાંડા થઈ ગયા છે ને કાં તો પદભ્રષ્ટ થયા છે.

*

મોમેન્સના બ્રાઅર્ડ નામના માણસની એક આંખ વાદળી છે અને બીજી ભૂરી છે.

*

નેબ્રાસ્કામાં રહેતા પેઝલ નામના માણસની બૂમ દોઢ ગાઉ સુધી સંભળાય છે.

*

રોમના હીરોનીયસ નામના માણસે ૨૧ સ્ત્રીઓ સાથે લગ્ન કરેલ. પણ ૨૧મી સ્ત્રી સાથે પરણેલ ત્યારે એની ૨૧ મી સ્ત્રી બરાબર એની જેમ જ ૨૦ ધણી કરીને આવેલ.

*

પેરિસમાં ભિખારીઓ માટે એક ખાસ છાપું નીકળે છે.

## ગુજરાતનાં બજારોમાં

[ગુજરાતનાં પચરંગી બજારોનો વાચકોને ખ્યાલ આવે તેમ જ 'જીવન-પ્રકાશ' વિજ્ઞાપક મંડળનું દૃષ્ટિબિંદુ સ્પષ્ટ થાય તે હેતુથી અમારા **વિજ્ઞાપન વિભાગના** સંચાલક તરફથી અહીં જે વિગતો રજૂ થાય છે તે જુદી જુદી વસ્તુઓના ગ્રાહકો, એજન્ટો, કેન્વાસરો અને નાના—મોટા વેપારીઓને ઉપયોગી થશે.]

મુંબઇમાં ખેતવાડી પર આવતાં જ પેલો પ્રખ્યાત ૬૪૬ નંબરનો સફેદો યાદ આવે છે. પેઈન્ટ વારનીશના વેપારીઓનો અનુભવ છે કે ગ્રાહકો હમેશાં ૬૪૬ નંબરના સફેદાની પહેલી માગણી કરે છે અને તેને જ પ્રથમ પસંદગી આપે છે. આ વિખ્યાત સફેદા માટે તમારા શહેરના કોઈ પણ પેઈન્ટ-વારનીશના વેપારીને પૂછી શકો. ન મળે તો આ સરનામું નોંધબુકમાં ટપકાવી લ્યોઃ **સિમ્પ્લેક્સ ઓઇલ એન્ડ પેઇન્ટ કું. ૧૦ મી ખેતવાડી, મુંબઇ ૪**-તમને એ સમય ઉપર ઘણું ઉપયોગી થશે.

અને બાળકોના ટોનીક તરીકે જાણીતા થયેલ પેલા **'બાબુલીન'** માટે તમારે પ્રિન્સેસ સ્ટ્રીટ પર પેલી બાજુ દેખાય તે બી. એ. એન્ડ બ્રધર્સની દુકાને જવું રહ્યું. છેલ્લાં પંદર વર્ષથી એ હોસ્પિટલોમાં વપરાય છે અને ડૉક્ટરો એની ભલામણ કરે છે. તમારાં બાળકોને તંદુરસ્ત, તેજસ્વી અને હૃષ્ટપુષ્ટ બનાવવા માટે એ અજમાવી જોજો. એના જાણીતા સોલ એજન્ટસનું સરનામું નોંધી લ્યોઃ **બી. એ. એન્ડ બ્રધર્સ, ૯૮, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ. ૨**

### જીવનધારા ઑફિસ, નડિયાદ

કોઇ વાર નડિયાદ જાઓ તો 'જીવનધારા' અને 'અમૃતગુટિકા' જેવી પ્રખ્યાત બનાવટોથી મશહૂર બનેલા શ્રી જે. એન. શેઠનાની જીવનધારા ઑફિસની મુલાકાત અવશ્ય લેજો—આ જાણીતી દવાઓ ઉપરાંત શીવરોલ ટાઇ-વરી મીક્સ્ચર, જેનસ અસ્થમોલ, પ્રમેહાંતક, નેત્રબિંદુ, શુદ્ધ શિલાજીત, કલોરોડાઇન, કોલેરા પીલ્સ, જેનસ બામ, પ્લીહા, અમૃત મીક્સ્ચર, વગેરે ઘણી ઉપયોગી દવાઓ તેમને ત્યાં મળે છે. વાપરનારા એનાં વખાણ કરે છે. વધુ વિગતો માટે એમનું વિગતવાર સૂચિપત્ર મગાવી શકો. દરેક ઠેકાણે નાનાં-મોટાં શહેરો તથા ગામડાંઓમાં દવાના વેપારીઓ કે ગાંધીની દુકાને આ રજિ. ટ્રેડમાર્ક 'જેનસ' નં-૩૦૨ની દવાઓ વેચાય છે. વખત અને ટપાલ ખર્ચ બચાવવા તમારા ગામના વેપારી પાસેથી આ દવાઓ માગી શકો. જ્યાં એજન્સી ન અપાયેલ હોય તે ગામના વેપારીઓએ થોડી મૂડીમાં વધુ લાભ મેળવવા માટે આ દવાઓની એજન્સી અને ખાસ વેપારી ભાવના શીટ તેમ જ બીજી સગવડો માટે જીવન-ધારા ઓફિસને નડિયાદ લખવું. ત્યાંથી સંતોષકારક જવાબ ને જરૂરી વિગતો મળશે.

### ભાવસાર કેમિકલ વર્કસ, વ્યારા

સુરતથી ટી. વી. રેલવેમાં વ્યારા તરફ જવાનું બને તો પેલા વિખ્યાત ભાવસાર કેમિકલ વર્કસની મુલાકાત લેવાનું ન ચૂકતા. એમના મશહૂર 'જખ્મેરૂઝ' ગુલાબી મલમથી માંડીને અનેક ઉપયોગી જાણીતી દવાઓ અને બીજી રાસાયણિક બનાવટોથી આ કેમિકલ વર્કસની ખ્યાતિ વધતી જ જાય છે. આવી દવાઓ અને ફાયદાકારક હેર ઓઇલ, ટૂથ પાવડર, આઇડ્રોપ્સ વગેરે જેવી તમારી જરૂરિયાતો માટે એમને લખજો. નાનાં-મોટાં ગામો, કસ્બા અને શહેરોમાં જ્યાં એમની એજન્સી ન હોય ત્યાં વેપારીઓ માટે આ સારી તક ગણાય. એજન્સીના નિયમો, શરતો અને બીજી સંતોષકારક વિગતો મેળવવા આ સરનામું નોંધબુકમાં ટપકાવી લ્યો. ઉપયોગી થશે: **ધી ભાવસાર કેમિકલ વર્કસ, વ્યારા (ટી. વી. રેલ્વે) વાયા—સુરત.**

### ધી રોયલ મેન્યુફેક્ચરીંગ કું.

### કલર ચેંજર

**કાન્તિ** : અરે! મનુ, શું વિચાર કરે છે?

**મનુ** : ભાઈ! આ વેપાર કરીએ છીએ અને જાહેરાતનો ખર્ચ જોઈ હું ગભરાઈ ગયો છું. કેટલા પૈસા ખર્ચીએ? પરંતુ એવો કોઇ આકડિયા નથી જડતો કે જેથી થોડે ખર્ચે કાયમી એવું સુંદર અને આકર્ષક જાહેરાતનું સાધન બને.

**કાન્તિ** : લે ત્યારે! તું મૂંઝાય છે જે માટે-તે જ વાત તને કરવા આવ્યો હતો. જો તારી મૂંઝવણ ટળી ગઈ સમજ...

**મનુ** : શું છે? મુંબઈ જઈ આવ્યો તે કંઈ હાથ મ્હારી લાવ્યો કે શું?

**કાન્તિ** : ના, ભાઈ ના, હાથ મારવાની વાત નથી; પરંતુ આપણા લોકો પણ કેટલા ઉદ્યોગી અને ભેજાંબાજ છે એની ખાતરી થઈ.

**મનુ** : કેમ?

**કાન્તિ** : સાંભળ-એક દિવસ રાત્રે સિનેમા જોઇ આવતો હતો. અચાનક ખેતવાડી મેઇન રોડ પર 'ભૂપેન્દ્ર' ડાઇંગ એન્ડ પ્રિન્ટિંગ

વર્કસનું બોર્ડ જોયું. જોયું તો જોયું, પણ ઘડીભર જોઈ જ રહ્યો. અરે ! એ વિચિત્ર રંગોની ફેરબદલી અને તે પણ આંખના પલકારામાં. જાણે પાણીના હલનચલનમાં રંગબેરંગી મોતીઓ ના ફરતાં હોય ! મને તો એમ થયું કે મારા પોતાના નામનું જ આવું બોર્ડ બનાવી ઘરમાં રાખું તો ? વળી થયું કે આપણા દેશનો ગૌરવભર્યો રણકાર 'જયહિંદ'નાં આવાં જે બોર્ડ સિનેમા રેસ્ટોરન્ટ વ. જગ્યાએ હોય તો ! ખરેખર ! કોઈ પરદેશી પણ જોઈ ઘડીભર હિંદી-કારીગરીની પ્રશંસા કરે !

**મનુ :** તો પછી આપણે કાં ન બનાવીએ ?

**કાન્તિ :** જરૂર ! બનાવીએ, કારણકે એક તો બગડવાની બીતિ નહિ. સાદી ઇલેકટ્રીક યોજના પર ચાલે અને વળી લોકોનું ધ્યાન આકર્ષે એ મોટો નફો. મને તો એમ થાય છે કે આજ સુધી આપણે જે બોર્ડ બનાવ્યાં તે કરતાં આવાં બોર્ડ પહેલાં બન્યાં હોત તો કેવું સારું !

**મનુ :** ચાલ, એનો અફસોસ ન કર ! મારી સાથે ચાલ મુંબઈ અને આપણે પણ એક એવું બોર્ડ બનાવીએ. અજાયબ પમાડે એવી ચીજો તો આપણે પ્રથમ લેવી જોઈએ હા, પણ કોણ બનાવે છે એ ?

**કાન્તિ :** અરે ! આજ આપણે જેના લોખંડના મજબૂત 'અલમારી અને તાડી' મંગાવીએ છીએ તે જ 'રોમેકો' વાળા હું બીજે દિવસે ભૂપેન્દ્રમાં પૂછી આવ્યો; તો જાણવા મળ્યું કે આ અદ્‌ભુત બનાવટ તો ખેતવાડી ૮મી ગલીમાં આવેલ રોયલ મેન્યુફેક્ચરીંગ કો.ની જ છે, પછી હું ત્યાં પણ ગયો અને સંખ્યાબંધ સિનેમા-રેસ્ટોરન્ટ-કંપની વ.નાં ઘણાં ઉત્તમ પ્રકારનાં બોર્ડ જોયાં. વળી 'જયહિંદ'નાં તો તેઓ તૈયાર જ રાખે છે, અને મેં પણ એક ઓર્ડર નોંધાવી દીધો છે.

**મનુ :** લે, ત્યારે ! તું બધું પતાવીને જ આવ્યો છે, પછી મુંબઈ જવાનું શું કામ ? ચાલ હમણાં જ કાગળ લખું કે ભાઈ ! બોર્ડ જલદી મોકલી આપો.

અમારી ઓફીસ રાજકોટ સિવાય બીજે કયાંય નથી. અમારા નામ અને કામની નકલ કરનારાઓથી સાવચેત રહો.

## મનુષ્યના ભાગ્યની ફેરફારી અને સુખશાંતિનું મહાદ્વાર એટલે

# "અદ્ભુત નવગ્રહ શાંતિ વિસોયંત્ર"

જે પુજે વીસા ઉસ્કો કયા કરે જુગદીશા, સકલ પદારથ હૈ જગમાંહી કર્મહીન નર પાવત નાહીં.



**રાજા દંડે તે સૌ જાણે, ગ્રહ દંડે તે કોઈ ન જાણે.**

જ્યારે ગ્રહદશા નબળી હોય ત્યારે નિર્માલ્ય મનુષ્ય પણ તમારું અપમાન કરી શકશે, અને કરેલા પુરૂષાર્થ નિષ્ફળ જશે. ચારે બાજુ અંધકાર દેખાશે, નાણાંની બરબાદી થશે. બહુ વિચારીને કરેલા કાર્યમાં પણ નિષ્ફળતા મળશે. સ્ત્રી અને સંતાન પણ તમારાં વિરોધી બનશે અને કુટુંબ અને સ્નેહી મિત્રો જ તમારી ઘોર ખોદશે. જે કામમાં હાથ નાખશો તેમાં પાછા પડશો, જ્યાં જાવ ત્યાં વિશ્વાસે ઠગાશો, અને સમસ્ત દુનિયા તમારી વિરૂદ્ધ દેખાય ત્યારે સમજવું કે તમારું દિનમાન નબળું છે, અને એ દિનમાનને અનુકુળ કરવા દૈવી શક્તિ સિવાય બીજી કોઇ તાકાત નથી. પુન્યે પાપ ઠેલાય એ હિસાબે મંત્રશાસ્ત્રની સહાયથી પ્રાર્થનાપૂર્વક જગતના તારણહાર પરમ કૃપાળુ પરમાત્માની સહાય અને કૃપા મેળવી દુઃખરૂપી દરિયામાંથી બચવા પ્રયત્ન કરવો એ જ એક ઉપાય ડુબતા મનુષ્યને તારનાર છે. કોઈ પણ અદ્દશ્ય શક્તિ તમારી ઉન્નતિના માર્ગમાં અડચણકર્તા છે, અને તે તમારો પુરૂષાર્થ પાછો પાડે છે, અને જે કોઈ વસ્તુ ઈચ્છાપૂર્વક કરો તેમાં સહાયને બદલે વિઘ્નો ઉત્પન્ન કરે, અને રોગ નિવારણને માટે દવા લેતાં રોગ વધે અને તમારી દરેક આશા કે અભિલાષા પાર પાડવામાં વિઘ્નો થતાં હોય અને કોઈ ધાર્યું કામ થતું ન હોય ત્યારે સમજવું જોઈએ કે કુદરત તમારાથી વિરૂદ્ધ છે અને પ્રતિકૂળ કુદરતને સાનુકૂળ કરવા માટે અને સંસારના દુઃખ દારિદ્રનો નાશ કરવા માટે અનંત શક્તિ ધરાવનાર અને સુખ અને સમૃદ્ધિની કામધેનુ રૂપ

**નવગ્રહશાંતિ વિસાયંત્રની** સહાય લ્યો. તે તમારા નબળાં ગ્રહોને શાંત કરી ભાગ્યનો ઉદય કરશે.

સ્ત્રી અને સંતાનનાં સુખમાં વૃદ્ધિ કરશે, તમારા કટ્ટર શત્રુઓ દૂર કરશે, વેપાર-ધંધામાં બરકત આપી, કરજદારીમાંથી મુક્ત કરશે અને જાદુ, ટોણાં, ભૂત, પિશાચ કે મેલી વિદ્યાથી બચાવ કરશે. ઉપરાંત મનપસંદ લગ્ન કરી, સ્ત્રી-પુરુષમાં અજબ પ્રેમ ઉત્પન્ન કરે છે, અને ગમે તેવી ભયંકર બિમારીમાંથી બચાવે છે અને કોર્ટના કેસોમાં ફત્તેહ અપાવે છે. ઉપરાંત કોઈપણ વ્યક્તિને તે

# • ફારસી શાયરોની રસ-મસ્તી •

• શ્રી. 'ગુલશને બહાર' •

(૧)

પોતાની રસમૂર્તિ આગળ તેના સૌંદર્યની તારીફ કરતાં શાયર 'જામી' કહે છે કે:

"હુસ્ને માહ રા બા તૂ સંજીદમ
બમીઝાન અઝ ફલીન.
પંહલેહ માહ બર ફલક રફતે
તૂ માન્દી બર.જમીન"

તારા સૌંદર્યને ચંદ્રના સૌંદર્ય સાથે મેં છૂપી રીતે ત્રાજવે તોળી જોયું. આશ્ચર્ય! ચંદ્રનું સૌંદર્ય હલકું જણાયું, તેનું પલ્લું આકાશે ચઢયું ને તારું પલ્લું તો તારા સૌંદર્યના ભારથી જમીન પર જ રહ્યું!

તેથી જ ચંદ્ર આટલો ઊંચે ને તું નીચે છે!!

(૨)

શાયર 'દિલાસી' એક અત્યંત અગત્યના કાર્યમાં ગૂંથાયેલા હોવાથી તેને પોતાની પ્રિયતમાને પત્ર લખવામાં ઢીલ થઈ. એટલામાં એ પ્રિયતમાનો પત્ર આવ્યો. એમાં તેણીએ પત્ર ન લખવા માટે દિલાસીને સખ્ત ઠપકો આપ્યો હતો. શાયર દિલાસીએ તરત જ ખત લખી જવાબ વાળ્યો કે:

"મા અગર નામા નબિનવીસીમ એ બે મા મકુન
દરમિયાને શએ મારાફા કલમ ના મહેર' મસ્ત"

જો અમે પત્ર ન લખીએ તો અમને દોષ દેશો નહિ, કારણકે, પ્રેમીઓનો પ્રણયભેદ જાણવાનો હક કલમને નથી!

જો અમે પત્ર લખીએ તો કલમ તે બધો ભેદભરમ જાણી જાય! માટે જ અય દિલબર! મેં તને પત્ર લખ્યો નથી!!

(૩)

દરબારમાંની એક ખૂબસૂરત લલના બોલતાં જરા તોતડાતી હતી. એ બોલવા જાય અને બધા મનમાં હસી પડે. એની આ મૂંઝવણ જાણીને દરબારના એક શાયરે એનો મીઠો બચાવ કરતા નીચેની બયત સૌને સંભળાવી:

"ઝ લકનત નીસ્ત આઁ માહ રા
સુખુન કેઝ દેર મી આયદ
જુદાઈએ અઝ આઁ દહાને ઊ
સુખન રા આર મી આયદ."

આ ચંદ્રમુખીના શબ્દો તેના હોઠ વાટે ધીમે ધીમે બહાર પડે છે તે કંઈ એના તોતડાપણાને લીધે નહિ! પણ ખરું કારણ એ છે કે શબ્દો તેના મીઠા મુખથી જુદા પડવા જ નથી માગતા!!

છતાં શબ્દોને પરાણે બહાર નીકળવું પડે છે માટે જ તે ખચકાયા કરે છે!

(૪)

એક ચમનઆરા સુંદરીના રૂપસૌંદર્યની તારીફ સાંભળીને મસ્ત શાયર હાફિઝ પોકારી ઊઠયો કે:

"અગર આઁ તુર્કે શીરાઝી બદસ્ત આરદ દિલે મારા
બખાલે હિન્દૂયશ બખ્શમ સમરકંદો બુખારા રા"

જો તે શિરાઝીની રૂપસુંદરી મારું હૃદય હરી લે, તો તેના ગૌર ગાલના કાળા તલ ઉપર સમરકંદ અને બુખારા સમર્પી દઉં! કેવી બાદશાહી સખાવત!

(૫)

કો' રઢિયાળી રાતે પોતાની પ્રિયતમાને બાહુપાશમાં લઈને બેઠેલો શાયર લલકારે છે કે:

"શબે મહેતાબો બાદે ખુશ, લબે દરિયા સનમ દરબર
ચે સાં દાનન્દ હાલે મા, ગરીકાને તમવ્વુજ હા."

ચાંદની રાત, સુમધુર સમીર, સરિતાતટ અને પ્રિયતમાનો ભુજપાશ! આવી અમારી સ્થિતિનો આનંદ સંસારસરિતામાં ડૂબી રહેલા મનુષ્યો કેવી રીતે કલ્પી શકે?





# જીવન-પ્રકાશ

• વર્ષ બીજું • અંક ત્રીજો • જુન ૧૯૪૮

**—તંત્રીનું સરનામું—**

લેખો, અવલોકન માટેનાં પુસ્તકો, બદલામાંનાં પત્રો, સંપાદકીય સૂચનાઓ ઈત્યાદિ મોકલવા માટે તંત્રીનું સરનામું નોંધી લેવા કૃપા કરવી:

તંત્રી : 'જીવન-પ્રકાશ', રાણપુર (કાઠિ) B. S. Ry.

## સા મ ગ્રી

...એ ઉપરાંત અત્રતત્ર વેરાયેલ પ્રકીર્ણ ચિંતન-કણિકાઓ, ટૂચકાઓ, રસિક અને ઉપયોગી હકીકતો...

ગુજરાતના સુપ્રસિદ્ધ સાક્ષરવર્યો અને સાહિત્યકારોનાં સંપાદકીય સલાહકાર મંડળના માર્ગદર્શનનો લાભ સદ્‌ભાગ્ય 'જીવન-પ્રકાશ'ને પ્રાપ્ત થયું છે.

## લેખકોને

* 'જીવન-પ્રકાશ'નાં પરિચય-સાહિત્યમાં દર્શાવેલા વિભાગોમાંથી કોઇ પણ વિભાગ માટે કૃતિઓ મોકલવી.
* આગામી અંક માટેનું લખાણ **દર મહિનાની ૭મી તારીખ** પહેલાં મોકલવું; જો કે લેખ કયા અંકમાં છપાશે તેનો આધાર પ્રત્યેક અંકમાં કેટલા ને કયા વિભાગો આપવાના છે તેમજ એ વિભાગોમાં કેટલા ને કયા લેખો આપવાના છે તેની વિચારણા પર પણ રહે છે.
* **'જીવન-પ્રકાશ'નાં 'લેખક-મંડળ'ના સભ્યોને** ધોરણ મુજબ અંક સાથે લેખની ઓફ-પ્રિન્ટ્સ મોકલી આપવામાં આવશે.
* મૌલિક કે અનુવાદિત લેખોની સર્વ પ્રકારની જવાબદારી લેખકની પોતાની રહેશે; લેખને ગ્રંથસ્થ કરવાના હક્ક લેખકના પોતાના રહેશે.
* લેખનો સ્વીકાર-અસ્વીકાર જાણવા તેમ જ લેખ પરત કરવા માટે આવશ્યક **ટપાલ-ટિકિટો** બીડવી.
* પત્રવ્યવહારમાં ક્વચિત્ વિલંબ થાય તો તે ક્ષમ્ય લેખવો.

—તંત્રી : 'જીવન-પ્રકાશ.'

## ગ્રાહકોને

**'જીવન-પ્રકાશ'નું લવાજમ**

| | દેશમાં | પરદેશમાં |
|---|---|---|
| સામાન્ય ગ્રાહક માટે વાર્ષિક | રૂ. ૯ | રૂ. ૧૪ |
| 'જીવન-પ્રકાશ બંધુ મંડળ'ના સભ્ય માટે વાર્ષિક | રૂ. ૧૦ | રૂ. ૧૫ |

'જીવન-પ્રકાશ બંધુ મંડળ'ના સભ્યો ફક્ત રૂ. ૧૦ [ પરદેશ માટે રૂ. ૧૫ ] ભરવાથી એમને રૂ. ૧૦॥ ના ફ્રી પાસ અપાય છે જેનો ઉપયોગ કરીને તેઓ માસિકમાં જગ્યા રોકી શકે છે. આ ઉપરાંત આ માસિકના ઘડતર, વિકાસ અને પુનર્વિધાન માટે મત આપવાનો તેમને અધિકાર મળે છે અને બીજી પણ અનેકવિધ સગવડો પ્રાપ્ત થાય છે.

આ માસિક દર માસની પહેલી તારીખે નિયમિત રીતે પ્રગટ થાય છે. ટપાલમાં ગૂમ થતી નકલ માટે કાર્યાલય જવાબદાર નથી.

આ નવી ઢબના માસિકમાં સહકારી ધોરણે ઓછા ખર્ચે જાહેરખબર કરવા માટે યોજના મગાવો:

જીવન-પ્રકાશ કાર્યાલય, રાણપુર (કાઠિ. B. S. Ry.)


તંત્રી અને પ્રકાશક: મોહનલાલ ધનેશ્વર દવે, પ્રકાશનસ્થાન: જીવનપ્રકાશ કાર્યાલય, રાણપુર (કાઠિ.)
મુદ્રક: લક્ષ્મીદાસ પુરુષોત્તમ ગાંધી, મુદ્રણસ્થાન: સ્વાશ્રય મુદ્રણાલય, રાણપુર [B. S. Ry.]

જૂન ૧૯૪૮

# જીવન-પ્રકાશ

વર્ષ બીજું
અંક ત્રીજો

જીવન, સાહિત્ય અને સંસ્કારનું અદ્યતન માસિક

## નિરંકુશ ફુરસદનાં જોખમો

આપણી આજુબાજુ જે કાંઇ સામાજિક બદી દેખાય છે, તે ફુરસદનો ઉપયોગ કરતાં ન આવડવાનું સીધું કે આડકતરું પરિણામ છે. નિરંકુશ ફુરસદવાળા તથા ખીસામાં પૈસાવાળા લાખો લોકોને તે પૈસાનું કે ફુરસદનું શું કરવું, તે વિશે કશી વ્યવસ્થિત સમજ ન હોવાને લીધે જ, લોકોમાં નવી નવી વસ્તુઓની ઇચ્છા ઊભી કરવાની આખી કળા ધૂર્ત લોકોને હાથે ખીલી છે; અને તેને પરિણામે શારીરિક, બૌદ્ધિક કે નૈતિક અનિષ્ટો મોટી સંખ્યામાં ઊભાં થાય છે. કાંઇક નવા સર્જન માટે અવકાશ આપવાના અર્થમાં ફુરસદના કલાકો જરૂર 'નિરંકુશ' હોવા જોઇએ; અને એ અર્થમાં તો કામકાજના કલાકો પણ નિરંકુશ હોવા જોઇએ. પરંતુ 'નિરંકુશ'નો અર્થ જો એ થતો હોય, કે તે સમય દરમિયાન કોઇપણ કાયદાનો અમલ જ રહેવાનો ન હોય, કે બુદ્ધિના અંકુશો પણ રદ થવાના હોય, તેમજ ડહાપણ અને ગાંડપણ વચ્ચેનો ભેદ પણ ભુંસાઇ જવાનો હોય, તો તો આ જાતની 'નિરંકુશ' ફુરસદથી ભૂતકાળમાં કેટલીય સંસ્કૃતિઓ નાશ પામી છે, અને આપણી સંસ્કૃતિ પણ અંતે એ જ કારણથી નાશ પામશે. ફુરસદનો ઉપયોગ કરતાં આવડવાની કળા આજના જમાનામાં સૌથી પ્રધાન આવશ્યકતા છે.

**હું ભારપૂર્વક તમને ઠસાવવા માગું છું કે, મજૂરી વિષેનો જે કોઇ સિદ્ધાંત મજૂરી અને ફુરસદને એકબીજાની સામે તથા એકબીજાના વિરોધી તરીકે રજૂ કરે છે, તથા એકને આશીર્વાદ આપી બીજા ઉપર શાપ વરસાવે છે તે વસ્તુતઃ ખોટો છે. મજૂરી એ તો શાપિત વૈતરું છે, અને ફુરસદ એ સ્વર્ગીય બેકારી છે, એ સિદ્ધાંતની સામે હું એ સિદ્ધાંત રજૂ કરવા માગું છું કે બન્નેની અંદર કંઇ ને કંઇ કામ કરવાપણું રહેલું જ છે; તથા તે રીતે બન્ને તત્ત્વતઃ એકરૂપ જ હોઇ, તે બન્નેની પાછળ ઉત્તમ રીતે કામ કરવાનું ધ્યેય રહેલું જ જોઇએ.**

**—પ્રિ. એલ. પી. જેક્સ**






## વસંત

હૈયાને હીંડોળે નાચે વસંતનો કલ્લોલ.
વસંતવનમાં બનતી ઘેલી કોયલડીને બોલ—
ફૂલફૂલની પાંખડીએ ભમતો ભમરાને આંદોલ
નાચે વસંતનો કલ્લોલ.
કમનીય કવિતા કરે શોર તે પદ પદ છાકમછોળ
ઝરે ઝરૂનિ જીવનમુદની; એને પરમ વિલોલ
નાચે વસંતનો કલ્લોલ.
વસંતમાં જીવનતૃપ્તિ દે આત્મતૃપ્તિ અણમોલ;
આત્મતૃપ્તિ પરમાત્મ તેજ લ્હેરે; તે તેજ-ઝબોળ
નાચે વસંતનો કલ્લોલ.

—સરોદ

## વિક્રમનો ઉદય

આજ અલૌકિક તેજે રાજે ગરવો ગિરિ ગિરનાર;
આનંદો નરનાર! ઊગ્યું છે એકત્વનું સવાર.
જલ-સ્થલ-સીમા ગઈ ભૂંસાઈ થયા સહુ એકતાર;
આજ ઊભાં છે સહુ સાવરણી-હળ-કિત્તો-તલવાર.
પ્રજા રાજવી સાથ થઈને સરજે નવ-સંસાર;
ઘડવૈયા હો! ઘડવૈયા થઈ દ્યો દિલથી સહકાર.
વેપારી! તમ વણજ વધારો; ખેડૂત! ખેડ સુધાર;
જનગણ! કર્માદિલે નૌકા તરો દેશની પાર.
સાગરસ્રોત શુભાશિષ ઘોષે, વાય વાયુ જયકાર;
અણુ અણુ ભોમ સુરસે હાસે સુરાષ્ટ્રને સત્કાર.
સંતવિહોણી સૃષ્ટિ આજે; એ સંતનનો પ્યાર—
સુરાષ્ટ્રમાં સુફલિત છે તેનાં સ્વપ્નાંનો સંભાર!
પવિત્ર પુરુષો જ્યાં ઢેબર શા કર્મવીર કર્ણધાર
સદાય તે ધરણીનો હોજો જુગજુગ જયજયકાર!

—સરોદ

## અંધનાં આંસુ

ના આંખડી હતી જરાય વિષાદલીની
આલે સુકાઈ હતી ના છૂપી અશ્રુધારા,
એ ઓષ્ઠ સજ્જ કરવા દુઃખ ના ભિડાયા
ચિંતા ન કંઠથકી વાત છૂપી વહાવવા.
શબ્દો ન શોકભરિયા, નવ કો નિસાસા,
હૈયે ન દુઃખ અધૂરું જગ જોઈ એને
દૃષ્ટિ ગયાનું, પ્રભુનું સહુ સર્વ ધર્યું.
આજે હતાં નયન અંધ હસી રહ્યાં એ
કો કારણે? જરૂર, ઝંઝરસૂર એને
કર્ણે પડ્યા, ઘર ભરાયું'તું પૌત્ર-લગ્ને.
જોયો હતો કદિયે પૌત્ર ન, માત્ર હસ્તે
એ મોઢું જોયું; દિલ સ્વપ્ન રહ્યું'તું એને.
'દાદા, તમારી વધુ' શબ્દ સુણ્યા અને ત્યાં
એ અંધ નેન હસિયાં, સ્મિતરેખ રૂડી
ગૂંજંત હોઠ પર, આશિષ આપી એ,
દુઃખો સૌએ સહ્યાં આ સુખતણી ક્ષણમાં
આજે સાર્થક્ય પામે
'હે ઈશ!' હર્ષભરિયો ત્યહીં જ્યાં નિસાસો
ઓષ્ઠો હસે, નયન આંસુથકી ભર્યાં
હૈયું ફરી ફરી સુણે સ્વર કંકણોનાં.
જોશે આંસુ સુખની ક્ષણ એ એક ને આખરીનાં
એ લાડીલો, વધુ, તદપિ એ સુખ કો'દિ ભુલાશે!

—રમેશ સુ. ભટ્ટ

## સુન્દરને મળું જ્યાં—

સુન્દરને મળું જ્યાં,
સૌન્દર્યની અસરથી મીણ શો ગળું જ્યાં,
સહસા ઊઠે ત્યાં
જલમાં સૂતેલી
જલદેવી જેવી
હૈયે વસેલી
સૌન્દર્યદેવી!
મૂંગા દીધા નેત્રથી,
રોમરોમથી,
કરંત ઝંખા ધન પ્રેમની ગુંજ;
સહુ ધ્યાનની ગુંજ;
સહુ ભાનની ગુંજ!
—હઠીલામણું પ્રેમ વિના મુખામ્બુજ!

—મંજારામ રાવળ

## શિક્ષકો પરનો જુલમો

શિક્ષકો પર બની શકે એટલા જુલમો ખાતા તરફથી ગુજારવામાં આવે છે. શિક્ષકોએ શિક્ષણશાસ્ત્રનો અભ્યાસ કરેલો હોવો જોઈએ; શાસ્ત્રનાં સૂત્રો પ્રમાણે તેમને શીખવતાં આવડવું જોઇએ; શિષ્યોને મારવા કે ધમકાવવાનું મૂકી દેવું જોઇએ એટલું જ નહિ પણ શિષ્યો ઉપર વજન પાડી શકે એટલો દેહ અને વાણીનો પ્રભાવ ખીલવવો જોઇએ; પચાસ શિષ્યોના વર્ગો સમાધાનીથી ચલાવી, એક એક [illegible] ભણતર અને વર્તનની જવાબદારી તેમણે [illegible] જોઇએ. ખાનગી શિક્ષણ રાખવાથી શિક્ષકો પક્ષપાતી બની જાય અને શાળાના શિક્ષણ માટે અયોગ્ય બની જાય એવું સુખ-સગવડ ભોગવતા ઉપરીઓએ નક્કી કરેલું હોવાથી, તેમણે ખાનગી શિક્ષણની આવકનો લોભ જતો કરવો જોઇએ—અલબત્ત ઉપરીઓને રાજી રાખવા તેમની પાછળ દોડવા ઉપરાંત તેમના રહેવા-જમવાની સુંદર વ્યવસ્થા કરી, અને તો તેમની ટિકિટનું ભાડું પણ શિક્ષકોએ આપવું જોઇએ એ કહેવાની જરૂર નથી. પરંતુ વીસ-ત્રીશ રૂપિયાના પગારમાં શિક્ષકોએ આવડતનો ભંડાર, પરોપકારની પરાકાષ્ઠા, ચારિત્ર્યની વિશુદ્ધિ અને ઉપરીઓને પ્રસન્ન રાખવાની કુનેહ દર્શાવવી જ જોઇએ એમ કાયદેસર ઠરી ચૂક્યું છે. ત્રીશ રૂપિયાના બદલામાં શિક્ષકની પાસે માગવામાં આવતી તૈયારી પાંચસો રૂપિયા પામતો પ્રોફેસર કે પાંચહજાર રૂપિયા ઉપાડી જતો પ્રધાન બતાવી શકે કે નહિ, એ પ્રશ્ન બાજુએ મુકાય; તો પણ, એટલું તો ખરું જ કે શિક્ષકો બૂજ પગારથી સંતોષ પામી પોતાનો ધર્મ બજાવતા નથી. વધારે પગાર આપવાથી પણ કોઈને સંતોષ થતો નથી એ મોટા પગારવાળા અમલદારો પોતાના દાખલાથી સારી રીતે સમજી શકે છે. એટલે ઓછા પગારવાળાઓને સંતોષવાની જરૂર રહેતી નથી એમ તેમની માન્યતા થાય છે.




વધેલો મબરોક જનસમુદાય એમ જ માને છે કે જેમનામાં વકીલ થવાની, અમલદાર થવાની, મિલમાલિક થવાની અને સાધારણ શિરસ્તેદાર થવાની કે મહેતાજી થવાની પણ લાયકાત ન હોય તે શિક્ષક થાય. જેને કોઇ ન સંઘરે તેને નિશાળ સંઘરે !

*

દુનિયાને જાણવાની જરૂર છે કે તેને વકીલો વગર ચાલશે; વ્યાપારીઓ વગર ચાલશે; અને બહુ ઉચ્ચ ભૂમિકાની કલ્પના કરીએ તો અધિકારીઓ વગર પણ ચાલશે; તથાપિ શિક્ષક સિવાય કદી ચાલશે નહિ—સુવર્ણયુગમાં પણ નહિ.

—રમણલાલ વ. દેસાઈ

## ગુજરાતમાં નવો યુગ

ગુજરાતે સંસારનો નવો યુગ આરંભ્યો છે. તેની સંસ્કૃતિની મહત્ત્વાકાંક્ષા વધી ગઈ છે, તે સામગ્રીઓથી સમૃદ્ધ બન્યું છે.

એનાં પુરાતત્ત્વમાં ત્યાગ છે, ઉત્સાહ છે. ઊંડી વ્યાવહારિકતા ને ઊંચી અભિલાષા છે. તેમાં વ્યવસ્થાશક્તિ છે ને સ્વાતંત્ર્યપ્રેમ છે, મુત્સદ્દીપણું છે અને નિશ્ચલતા છે, ભાવનાશીલતા છે અને સેવાધર્મનો પ્રેમ છે; અને ભગીરથ પછી માનવતા વિકસાવવાની હોંસ છે.

એના સ્ત્રીવર્ગમાં ફૂલની સુકુમારતા છે. ને છતાં સતીની અડગતા છે. તેમાં રસિકતા છે ને છતાં સંરક્ષકવૃત્તિ છે. કાવ્યમયતા છે ને છતાં વ્યાવહારિક બુદ્ધિ સતેજ છે. ધર્માંધતા નથી છતાં શ્રદ્ધાળુ હૃદયની શક્તિ છે. તેમાં પુરુષના સમાન થવાની હોંસ છે, છતાં પુરુષને પડખે જ ઊભા રહેવાનું ડહાપણ છે. નવા નવા ઉલ્લાસો છે, છતાં દુઃખ સહન કરવાની હિંમત છે. અને પુરુષો ને સ્ત્રીઓમાં વિશુદ્ધ પ્રેમની જ્યોત જાગવા માંડી છે.

એના કૌટુંબિક જીવનમાં સ્વચ્છંદ નથી અને

સંકોચ પણ જતો રહેવા માંડયો છે. એની ન્યાતોનાં બંધનો એનાં ઢીલાં નથી કે ભૂતકાલનું ભાન કે સામાજિક વ્યવસ્થા તૂટે, અને એવાં સખત નથી કે વ્યક્તિ સ્વતંત્ર્યનો વિનાશ કરે. એના ધર્મસંપ્રદાયો એવા જડ નથી કે માનસિક વાતાવરણ રૂંધિષ્ટ કરે ને એવા રાજસી નથી કે વ્યવહારૂ જીવનની આડે આવે.

એનું સાહસ એવું અવિચારી નથી કે નિર્બલતા નિમંત્રે અને એવું પરત્રયી નથી કે પરદેશી સત્તા કે રસાકસી એને ડારી શકે. ગામેગામમાં નવચેતન પ્રસરી રહ્યું છે. ઘેર ઘેર નવા સંસ્કારનો સંચાર થાય છે.

અને ગુજરાતની સાંસ્કારિક અસ્મિતા આ બધી પ્રવૃત્તિ ને સમગ્ર જીવન પર અધિષ્ઠાત્રીરૂપે બીરાજે છે જાણેઅજાણ્યે બધા એક તે અવિભક્ત ગુજરાતનાં અંગ બને છે: અને જેમ અંગેઅંગની એકતાનતા પરથી જ આત્મા પરખાય છે તેમ ગુજરાતી સંસ્કૃતિના પ્રતાપી આત્માની સાક્ષી દે છે. કર્તવીર્ય ને પરશુરામની આ ભૂમિ આર્યસંસ્કૃતિનો વિજયધ્વજ લઈ ઊભી છે. અને આર્યાવર્તનાં સનાતન તત્વો: મહત્વાકાંક્ષા ને વીરતા, સ્વમન ને સ્વાશ્રય, શુદ્ધિ, સ્વાતંત્ર્ય ને વ્યવસ્થા; તપ, શક્તિ ને સંયમ; પિતૃભક્તિ ને જીવ દયા, શબ્દબ્રહ્મની સર્વાંગસેવા અને પ્રેમ–નિર્મલ ને નિરંકુશ; આ પુરાણા નવ–આર્યાવર્તની પ્રેરણાથી દશે દિશામાં પ્રસરશે.

—કનૈયાલાલ મા. મુનશી

## જીવન અને સંસ્કૃતિ

જીવન અને સંસ્કૃતિ આ બે શબ્દો ધર્મ જેટલા જ અર્થઘન અને જીવનસમૃદ્ધ છે. એમાં ન આવી શકે એવું કશું નથી. માણસના અધ્યયન માટે ઘણા વિષયો છે. પણ સૌથી વ્યાપક, સૌથી રોચક અને નાનપણથી ઘડપણ સુધી અખંડરસ એવો વિષય તો માણસ માટે મનુષ્યજીવન જ છે. જીવન છીછરું હોય કે ઊંડું, પ્રસાદમય હોય કે વિષાદમય, કૃતાર્થ હોય કે વ્યર્થ, માણસને એમાં રસ પડવાનો જ.

કુદરત માણસને જીવન બક્ષે છે. એ જીવનને શુદ્ધ, સમૃદ્ધ, પ્રસન્નગંભીર અને વૈવિધ્ય વિપુલ બનાવવાના પ્રયત્નમાં માણસે સંસ્કૃતિ ખીલવી. પત્થરમાંથી જેમ મૂર્તિ બનાવીએ છીએ, ધ્વનિમાંથી સંગીત ઉપજાવીએ છીએ, ઘર્ષણમાંથી જ્વાળા સળગાવીએ છીએ તેમ જ જીવનમાંથી સંસ્કૃતિ ખીલવીએ છીએ. જીવન એ પ્રકૃતિ છે; સંસ્કૃતિ એ એનો ઓપ છે. જીવન એ સંસ્કારિતાનો ઓપ ધારણ ન કરે તો એ પરિપુષ્ટ થતાં છતાં કૃતાર્થ ન થઈ શકે. અને સંસ્કૃતિ જો જીવનને વફાદાર ન રહે તો એમાં પોલાપણું આવે એટલું જ નહિ પણ વિકૃતિ પેદા થઈને દુર્ગંધ જ છૂટે. જીવન જો ધરતી હોય તો સંસ્કૃતિ એનું સ્વર્ગ છે. એ બે વચ્ચે જો અનુસંધાન ન સંધાય તો બન્ને વ્યર્થ થઈ જાય.

*

આજની સંસ્કૃતિ કૌશલપ્રધાન છે. જ્ઞાનનું ક્ષેત્ર વધારવું, તે દ્વારા કૌશલ મેળવવું, સત્તા હાથ કરવી, તે ટકાવવી, વધારવી અને અંતે અમર્યાદ ભોગ ભોગવવા એ જ એની ઝંખના દેખાય છે. જ્યારે જ્ઞાન પૂરેપૂરું વધશે, એની સાથે અને એને અંગે હૃદયનો વિકાસ થશે, કૌશલ પરોપકારી થશે, સત્તા સેવામાં વપરાશે, અને સાર્વત્રિક ઉત્કર્ષથી અદેખાઈને બદલે પ્રસન્નતા અનુભવાશે ત્યારે નવી સંસ્કૃતિ પ્રવર્તશે. એ જ દિશામાં કેટલાક લોકોનો પ્રયત્ન ચાલે છે. પણ એમને નથી સમજી શકતા વિજિગીષુ લોકો: અને દુઃખની વાત એ છે કે, નથી સમજી શકતા જિજીવિષુ લોકો. એ બન્નેની પકડ ઢીલી કરવા મથનાર માણસો બન્નેને અકારા લાગે છે.

—કાકા કાલેલકર

આરોગ્ય :

# તબિયતનું જતન કરવું

## આપણી ફરજ

લેખિકા : શ્રી રાજકુમારી અમૃતકૌર

સ્વાસ્થ્ય સંબંધે આપણો દેશ કેટલો પાછળ પડી ગયેલ છે તે તમે કદાચ જાણતાં હશો. દેશમાં અનેક પ્રકારના રોગ ફેલાયેલ છે. આપણે ત્યાં કેવડું મોટું બાળ-મરણનું પ્રમાણ વધી ગયું છે? કેટલી બધી સ્ત્રીઓ સુવાવડ વખતે કાળનો કોળિયો બની જાય છે? આપણા માદરે વતનમાં હિંદુસ્તાનમાં—જીવનની (આયુષ્યની) સરાસરી સહુથી ઓછી છે. આપણી આ મુસીબતોનું કારણ સહુથી અધિક તો આપણી નિર્ધનતા જ છે તે સાચું છે. થોડો સમય જવા દઈએ તો હમણાં સુધી આપણે વિદેશી રાજ્યની આણ તળે રહેતા હતા. વિદેશી રાજ્ય ગામડાં તરફ ધ્યાન દેતું ન હતું—ઉપેક્ષા દાખવતું હતું. ગામડાંવાળાંને ભણવા માટે કશી સગવડ અપાતી ન હતી. ગૃહ-વ્યવસ્થા, જળ કે પ્રકાશનો પ્રબંધ અથવા આવ-જાની સગવડમાં સુધારણા યોજવા માટે કાંઈ પણ કરવામાં આવતું ન હતું. પરિણામ એ આવ્યું, કે ગામડાંની દોલત શહેરમાં ખેંચાઈ આવી. પણ હવે તો આપણે પરાધીનતામાંથી મુક્ત થઈ ચૂકેલ છીએ; આપણે આઝાદી મેળવી છે. આજ આપણી સરકાર 'જનતાની સરકાર'-હોઈ તમારાં ક્ષેમકુશળ માટે સર્વ કાંઈ શક્ય કરવાને તૈયાર રહે છે. પરંતુ તમારા માટેના તેના પ્રયત્ન સફળ બની શકે તે ખાતર તમારે તેને મદદ કરવી જોઈએ.

જો તમે રોગના શિકાર બની રહો, તો કદી કશી ઉન્નતિ નહિ કરી શકો. એટલા ખાતર હું તમારી સમક્ષ નીચે લખેલી થોડીક બાબતો પ્રત્યે ધ્યાન દેવાનો અનુરોધ કરું છું:-

(૧) હાથ ચક્કીએ પીસેલા આટાની રોટી ખાજો. જો હાથથી પીસેલો આટો (લોટ) ન મળે તો ઘંટીએ પીસેલા આટાની રોટી ખાજો. તમારે જાણવું જોઈએ કે યંત્ર ચક્કી વડે દળાયેલા આટામાં પોષણ-તત્ત્વ રહેતાં નથી.

(૨) શાકભાજી ખાવાની ટેવ પાડજો. તમે જેટલી વધુ શાકભાજી ખાશો તેટલું વધુ સારું થશે. ફળ મળે ત્યારે ફળ પણ ખાજો.

(૩) તમારાં ઢોરઢાંખરની સંભાળ રાખજો. એ તમારી સહુથી મોટી સંપત્તિ છે. સંભાળ ન રખાયાને કારણે જ ગાય ઓછું દૂધ દેવા લાગે છે અને પશુ હલકી જાતનાં-નીચલા દરજ્જાનાં બની જાય છે. પછી તમને ચોકખાં-સારાં-શુદ્ધ દૂધ કે ઘી ક્યાંથી મળી શકે? ને ખેતીની અભિવૃદ્ધિ શી રીતે થઈ શકે?

(૪) તમે ગામને સાફ-સુઘડ રાખજો. સ્વાસ્થ્ય અને સ્વચ્છતાના નિયમ ન માનવાને કારણે આપણે આંગણે બીમારીનો દોર ચાલે છે. ગંદકીને લીધે માખી, મચ્છર તથા બીજાં કૈંક જંતુઓ ઉત્પન્ન થાય છે. તેઓ બીમારીઓ ફેલાવનારાં છે. એટલે ઘર અને ગલીમાં ગંદકી ન રહેવા દેજો. એ તમારું કર્તવ્ય છે, તમારી ફરજ છે.

(૫) વ્યક્તિગત સ્વચ્છતાને પણ પર્યાપ્ત સ્થાન દેજો. સ્વચ્છ વસ્ત્ર, ખોરાક, અને ભોજન પકાવવાનાં (રાંધવાનાં) વાસણોની સફાઈ, સાફ બાળકો, સુઘડ મકાન, ચોખ્ખી શેરીઓ અને સ્વસ્થ પશુ એ સમૃદ્ધિવાન ગામનાં ચિહ્ન છે.

(૬) દૂષિત પાણી બીમારીનું એક વધુ કારણ બની બેસે છે. હમેશાં સારા કૂવામાંથી પાણી પીજો. ખાઈ ઘેરાયેલા તળાવ કે ખાબોચિયાનું પાણી કદી ન પીજો તમારા કૂવાની નજીકની જ મીન ચે ખ્ખી રાખજો.

(૭) તમારાં બાળકોમાં આરંભથી જ ચોખ્ખાઈની–સફાઈની ટેવ પાડજો. જો કોઈ વિદ્યાલય (શાળા) પાસે આવેલ હોય તો તેમાં તમારાં બાળકોને ભણવા માટે મોકલજો.

(૮) પ્રત્યેક ઘરમાં ચરખો ગૂંજવો જોઈએ, રેંટિયો ચલાવવો જોઈએ આપણે આપણાં કપડાં પણ ઉત્પન્ન નથી કરી શકતાં એ શું શરમની વાત નથી? આપણા સ્ત્રી–વર્ગે રેંટિયો ચલાવવાનું–કાંતવાનું છોડી દીધું છે એ શું હાનિ કરનારું નથી? હું મારી ગ્રામીણ (ગામડાંમાં રહેનારી) બહેનો પ્રત્યે અનુરોધ કરું છું, કે તેઓ ચરખો ચલાવવાનું–કાંતવાનું શરૂ કરી દે, પોતપોતાના ગામને સુખી બનાવે, ગામની બધી હાથ કારીગરીને ફરીથી પ્રોત્સાહન દે. જો પોતપોતાની જરૂરિયાતો માટે સર્વ ચીજો પોતાને ઘેર આંગણે જ ઉત્પન્ન કરી શકાય, તો પછી કઈ જાતની ઊણપ ભોગવવાની રહે? તમે તમારાં ઘરોના 'રાજા' બની જશો.

(૯) આજે તમારા માટે મારો આટલો જ સંદેશો છે, કે—

નિદ્રામાંથી જાગજો. તમારા આંગણામાંથી ભૂખમરાના વરુને ભગાડી મૂકજો. મૂર્ખાઈભર્યા ખર્ચા ન કરજો. આપણા સમાજમાં જે બૂરી પ્રથાઓ પ્રવેશી ઘર કરી ગઈ છે તેનાથી મુક્ત બનજો. જુગાર ન ખેલજો. શરાબ ન પીજો. કરજદારીથી બચજો. તમારા ચારિત્ર્યને વિકસાવજો. બધાની સાથે ભાઈચારાનો વ્યવહાર રાખજો. અંદરોઅંદરની ફાટફૂટે આપણા દેશને બરબાદ કરી દીધો છે. ઝઘડા અને મારફાડ (મારામારી ને કાપાકાપી) આપણને કપાયા વિના નહિ રહેવા દે–નહિ ઘરના કે નહિ ઘાટના! પ્રેમ બધા પર વિજય મેળવે છે. જો આપણે સ્વચ્છ અને નિયમપૂર્વક રહીશું, તો આપણું સ્વાસ્થ્ય પણ સારું રહેશે. [અનુવાદક: 'જ્ઞાન ભિક્ષુ']

# સર્વોદય સમાજ

શ્રી. 'જ્ઞાનભિક્ષુ'

હિંદુસ્તાનની રાજનૈતિક આઝાદી મળ્યા બાદ દેશને આર્થિક, સામાજિક અને સાંસ્કૃતિક દૃષ્ટિએ પૂર્ણતઃ સ્વાધીન બનાવવાનો—દેશને સર્વ રીતે સાધનસંપન્ન, સુખી, સબળ, સમૃદ્ધ અને આજના ભૌતિકવાદના યુગમાં પણ પ્રાચીન ભારતીય આદર્શો અનુસાર ઉન્નત બનાવવાનો—પ્રશ્ન દેશના સર્વ નેતાઓ અને હિતકાંક્ષીઓની સમક્ષ ઉપસ્થિત થયેલ છે.

હિંદુસ્તાને અહિંસા અને સત્યનાં સાધનો દ્વારા અભૂતપૂર્વ રીતે એક વિદેશી શાસનની ધૂંસરીને ઉતારીને ફેંકી દેવામાં તો સફળતા મેળવી; પરંતુ ગાંધીજીની કલ્પનાની નવી સમાજવ્યવસ્થાના નિર્માણ તથા દેશની સર્વાંગીણ અને એટલા માટે અસલી સ્વતંત્રતાની પ્રાપ્તિ સારુ રચનાત્મક પ્રવૃત્તિઓના સતત અને વ્યાપક પ્રસાર દ્વારા જે અહિંસક ક્રાન્તિ ચાલતી રહેવી જોઈએ—જોઈતી હતી તે રૂપે અને તે જોરશોરથી જારી રહી ન શકી. એથી વિપરીત દેશના કેટલાક ભાગોમાં સાંપ્રદાયિકતાનું વિષ ફૂટી નીકળ્યું. ઈન્સાનિયતનું બેરહમીથી ખૂન થયું.

ઉચ્ચ લક્ષ્ય કે સાધ્ય સારુ પવિત્ર અને ઊંચાં સાધનોને જ ઉપયોગમાં લેવા વિષે મહાત્માજીએ ભારપૂર્વક—જોર દઈને કહેલું-હિંદુસ્તાનની આઝાદીની લડતમાં એનું દૃઢતાપૂર્વક અનુકરણ કરીને બાપુએ વિશ્વ સમક્ષ એક નવો આદર્શ રજૂ કરેલો; પરંતુ તે પરથી લોકો જાણે હટવા લાગ્યાં અને વાત જાણે ખતમ બનવા માંડી...

સારા સારા કોંગ્રેસજનોમાં રાજપદનો મોહ, હિંસા-અહિંસા સંબંધી નવી માનસિક ગૂંચ, બુનિયાદી (પાયાની) તાલીમ, ખાદી ને ગ્રામોદ્યોગ, પંચાયતી રાજ, હિંદુ-મુસ્લિમની એકતા, રાષ્ટ્રભાષા વગેરે વિષે રચનાત્મક પ્રવૃત્તિઓ પ્રત્યે ઉદાસીનતા અને ચોક્કસ હદ પર્યંત ઉપેક્ષાની ભાવના વગેરેનું અસ્તિત્વ એનો સ્પષ્ટ સંકેત સૂચવતું હતું. એથી ઘણાય રાષ્ટ્રસેવકોને પુરતી—અને કદાચ ગાંધીજીને સ્વભાવતઃ સર્વાધિક—વેદના થતી રહેલી.

ગાંધીજી તો 'કરો યા મરો'ના સિદ્ધાંત પર ચાલનાર, ઘોર નિરાશામાં પણ આશાની રોશની દેખીને મજબૂત મન રાખી આગે બઢનાર અને થાય તેટલું કરી છૂટનાર વ્યક્તિ હતા. એટલે તેઓ આવી સ્થિતિમાં કદી પણ ન ગભરાયેલા. તેઓ તો તેને દુરસ્ત કરવાનો માર્ગ કાઢી રહેલા.

રચનાત્મક કાર્યક્રમને નવજીવન દેવાનું અને આગે બઢાવવાનું ગાંધીજીને આવશ્યક જણાયેલું—સમજાયેલું. એટલા ખાતર જ તેમણે રચનાત્મક પ્રવૃત્તિઓમાં લાગેલા કાર્યકર્તાઓનું એક સંમેલન સેવાગ્રામમાં ફેબ્રુઆરી માસના પહેલા અઠવાડિયામાં બોલાવવાની—મેળવવાની અનુમતિ આપેલી. ચરખા સંઘ, ગ્રામોદ્યોગ સંઘ, તાલીમી સંઘ, હરિજન સંઘ, ગોસેવા સંઘ, અને એવી જાતની ગાંધીદૃષ્ટિની વિચારધારા અનુસાર રચનાત્મક કાર્ય કરનારી સંસ્થાઓનાં કાર્યક્રમ, સંગઠન, એમના પારસ્પરિક સહયોગ—સંબંધ અધિક નિકટ અને દૃઢ કરવા અને આ રીતે એમને દેશના મહાન ઉદય માટે એક-બીજાની પૂરક બનાવવા વગેરે વિષે ચર્ચા કરી જોઈ કોઈક નિશ્ચય—નિર્ણય પર પહોંચવા સારુ આવું સંમેલન ફેબ્રુઆરીમાં થવાનું હતું અને તેને ગાંધીજીનું પ્રત્યક્ષ માર્ગદર્શન મળવાનું હતું. પરંતુ તે દરમિયાન જ એક હત્યારાની ગોળીના શિકાર બનીને ગાંધીજી આપણી વચ્ચેથી ચાલી નીકળ્યા !



ગાંધીજીના નિર્વાણ બાદ તો આ સંસ્થાઓને અધિક સક્રિય થવાની તથા બાપુએ બતાવેલા માર્ગ દ્વારા દેશના સર્વાંગીણ વિકાસમાં આસ્થા તેમજ વિશ્વાસ રાખનારા લોકોને અધિક ક્રિયાશીલ બનવાની જરૂર જણાઈ; અને એ દષ્ટિએ ઉપર્યુક્ત સંમેલનની આવશ્યકતા પણ અધિક વધી ગઈ.

માર્ચ મહિનાના મધ્યમાં આવું સંમેલન મળી ગયું છે; અને સંગીન કાર્યમાં વિશ્વાસ રાખનાર ગણનાપાત્ર ચૂંટાયેલા કાર્યકર્તાઓએ આખી પરિસ્થિતિ પર ગંભીરતાપૂર્વક વિચારણા કરી છે.

'સર્વોદય સમાજ'ની સ્થાપના એ જ સંમેલનમાં થયેલા વિચાર-વિમર્શનું પરિણામ છે. ગાંધી સેવા સંઘ (સંગઠન)ને સને ૧૯૪૦ માં મલિકંદામાં મળેલી બેઠકમાં સ્થગિત કરવામાં આવેલ. એ સંઘના અધ્યક્ષ શ્રી. અપ્પા સાહેબ પટવર્ધને સંમેલનની કાર્યવાહીનો આરંભ કરતાં પોતાના ભાષણમાં કહેલું તે પ્રમાણે બાપુએ પાછલા દિવસોમાં સંઘના સંગઠનને ફરી ચાલુ કરવાની ઇચ્છા દાખવેલી. આ રીતે દેશની આવશ્યકતા અને બાપુની ભાવનાને મૂર્ત કરતાં-સ્વરૂપ આપતાં વર્ધાના સંમેલનમાં સર્વોદય સંઘની સ્થાપનાનો નિશ્ચય-નિર્ણય કરવામાં આવેલ છે.

સર્વોદય સંઘ સમક્ષ આખા દેશના નાનામાં નાના ગામને નાયક-ઘટક (Units)ને સ્વાવલંબી બનાવવાનું અને આંતરરાષ્ટ્રીય ખેંચતાણ વચ્ચે સાધ્યને અનુરૂપ પવિત્ર સાધનો દ્વારા તેનો સર્વાંગીણ વિકાસ કરવાનું મોટું કાર્ય પડેલું છે.

આચાર્ય વિનોબા ભાવેએ સંમેલનમાં ચર્ચા કરીને જે કેટલાંક પ્રશ્નોને–સાંપ્રદાયિકતા, ઉચ્ચતમ આદર્શ સારુ હિંસાત્મક કે અહિંસાત્મક સાધનોનો ઉપયોગ, શ્રીમંત અને નિર્ધનના ભેદને ખતમ કરવા સારુ બાપુની વાલીપણા (Trusteeship)ને અપનાવતી વિચારધારાને કાર્યાન્વિત કરવી વગેરે આધારભૂત મુદ્દાને— ઉપસ્થિત કરેલા; તેનાથી રચનાત્મક કાર્યક્રમ, તેનું ક્ષેત્ર, તેના કાર્યકર્તાઓની કસોટી, તેના સાધન વગેરે પર ખુલાસો કરવાનો તેમજ દષ્ટિકોણ સ્વચ્છ બનાવવાનો સંમેલનને સારો મોકો મળ્યો હતો.

આજ હિંદુસ્તાનના બહારના અને અંદરના દુશ્મનોથી તેમ જ સત્તાના નશામાં હોશ ભૂલી ગયેલ બીજાં રાષ્ટ્રોની પેઠે ખાડામાં પડવામાંથી બચાવવા સારુ દેશોને–દુનિયાને બાપુએ બતાવેલા માર્ગે આગે બઢાવવાની સખત જરૂર છેઃ ગાંધીવાદે કે બાપુએ પોતે જે કાંઈ કહ્યું તેની દુહાઈ (આણ) દેવાની– બાપુએ જે કાંઈ જેટલી દઢતાથી કર્યું તે સઘળું તેટલી જ દઢતાથી કરવાની—જરૂર છે. સર્વોદય સંઘ (સમાજ) નિઃસ્વાર્થી, સ્વાભિમાની, ચારિત્ર્યવાન, દઢવ્રતી અને ત્યાગી કાર્યકર્તા જો દેશભરમાં ફેલાવી શકશે તેમ જ કોંગ્રેસજનો તથા અન્ય કાર્યકરો વગેરેમાં ફેલાઈ રહેલ સત્તા ને પક્ષના મોહ, સ્વાર્થ–સાધના વગેરેની વૃત્તિને દૂર કરી શકશે તો દેશની આઝાદી બાદ તેના કલ્યાણના માર્ગ પણ પ્રશસ્ત બનતા જશે.

મૌલાના આઝાદે સંમેલન સમક્ષ પોતાના મર્મપૂર્ણ ભાષણમાં કહેલું તેમ હિંદુસ્તાનનું મસ્તક આજ રોગગ્રસ્ત છે અને રોગને દૂર કરવનો એક માત્ર ઇલાજ બાપુએ બતાવેલો નુસખો છે. એવો ઇલાજ કરતા રહીને બાપુએ જીવનનું બલિદાન ધરી દીધું છે. સર્વોદય સમાજ એ ઈલાજ જારી રાખીને દેશને રોગમુક્ત અને સ્વસ્થ બનાવે!




ઉત્તમ ગુણ-કર્મવાળાં અને રૂપાળાં સંતાનો ઇચ્છા મુજબ થઇ શકે ખરાં ?

## દંપતી-જીવનનો

# મહત્ત્વનો પ્રશ્ન

લેખક : શ્રી. 'અભ્યાસી'

**આ** દુનિયામાં કુદરતનો નિયમ એવો જણાય છે કે, દરેક પ્રાણીએ પોતાની જાતની ઉન્નતિ કરી-સૃષ્ટિની શોભામાં વધારો કરવો તથા સૃષ્ટિમાં પ્રાણીની ઉત્પત્તિ કરવાનો ક્રમ ચાલુ રાખવો. જેઓ સૃષ્ટિની વૃદ્ધિ કરવાના કામમાં આડે આવે છે તેઓ કુદરતના ગુનેગાર ગણાય. પરન્તુ જે કામ કરવાની જેને ફરજ પડી હોય, અથવા જે જેની ઇચ્છા હોય તેને, તે કામ કરવાનો અધિકાર જોઈએ. જો અધિકાર મેળવ્યા સિવાય કામ કરવા માંડે તો કામ યથાર્થ રીતે જેવું જોઈએ તેવું પાર પડી શકે નહિ. કાત્યાયન સૂત્રના પ્રથમ સૂત્રમાં કહ્યું છે કે, अथातः अधिकारः । એમ અધિકારીનું વર્ણન કર્યું છે તે પ્રમાણે દરેક કામ કરવા માટે અધિકારી થવાની જરૂર છે, જ્યારથી આપણા દેશમાં દરેક કામ કરવાનો અધિકાર મેળવ્યા સિવાયના માણસને કામ સોંપવાનો રિવાજ પડ્યો, ત્યારથી દેશની પ્રગલ્ભ શોભાનો નાશ થવા માંડ્યો. જેમ બ્રાહ્મણને આજે પણ તે વેદ કે શાસ્ત્ર ભણેલો ન હોય તોપણ તેને દ્વિવેદી, ત્રિવેદી, ચતુર્વેદી, શાસ્ત્રી, વૈદ્યના નામથી ઓળખવામાં આવે છે, તેને તે કાર્ય કરવા બેસાડીએ તો તે કંઈ પણ કરી શકે નહિ; પણ ઉપર્યુક્ત પદનો જેણે અધિકાર મેળવ્યો હોય તેને તે કામ સોંપવામાં આવે તો તે યથાર્થ રીતે કરી શકે છે. તે જ પ્રમાણે મનુષ્યને સંતતિ ઉત્પન્ન કરવાનું કામ અધિકાર મેળવ્યા સિવાય સોંપવામાં આવે, તો તે સૃષ્ટિમાં શોભારૂપ બાળક ઉત્પન્ન કરી શકે નહિ. એ ઉપરથી સાબિત થાય છે કે, સંસારમાં ઉત્તમ ગુણ-કર્મવાળી અને રૂપાળી સંતતિ ઉત્પન્ન કરવા માટે તેનો ખાસ અધિકાર મેળવવાની જરૂર છે. સંતતિ ઉત્પન્ન કરવાના કામમાં સ્ત્રી એ મુખ્ય પાત્ર છે અને પુરુષ તેનો સહાયકારી છે. જો પુરુષ ગમે તેવો વિદ્વાન, ડાહ્યો અને બુદ્ધિશાળી હોય, પરંતુ તેને સ્ત્રી એવા ગુણવાળી ન મળી હોય તો તેની સંસારની શોભા વધારવાની ઇચ્છા નિષ્ફળ થાય છે. અર્થાત્ તે મરજી પ્રમાણેનાં બાળક ઉત્પન્ન કરી શકતો નથી. પણ જો ઉપર કહેલા પુરુષનાં જેવા ગુણવાળી સ્ત્રી હોય અને પુરુષ તેવો ન હોય, તો સ્ત્રી પોતાના અધિકાર પ્રમાણે ઉત્તમ સંતતિ ઉત્પન્ન કરી શકે છે. માટે ઉત્તમ સંતતિ ઉત્પન્ન કરવા સારુ પ્રથમ સ્ત્રીને અધિકારિણી બનવાની ખાસ જરૂર છે અને પુરુષને તેના સહાયક થવા માટેનો અધિકાર મેળવવાની ખાસ જરૂર છે. જો સ્ત્રી અને પુરુષ સરખા અધિકારી હોય, પછી ભલેને તે થોડું ભણેલાં, નિર્ધન કે કોઈ અવ્યવસ્થિત દશામાં મુકાયલાં હોય તોપણ તેઓ પોતાના અધિકારથી સારી સંતતિ ઉત્પન્ન કરી શકે છે.

અત્રે એ સવાલ થાય છે કે, સારી સંતતિ એટલે શું? શરીરે ગૌરવર્ણું, ભરાવદાર, બળવાન અને રૂપાળી સંતતિ સારી કહેવાય કે શરીર ભલે રૂપાળું ન હોય, પણ વિદ્વાન, ધીમાન અને ઐશ્વર્યવાન સંતતિ સારી કહેવાય? અથવા ઉપર્યુક્ત ગુણવાળી સંતતિ ઉત્પન્ન થયા છતાં, તેમાં આત્મ-

બળની ખામી હોય તો તે ઉત્તમ ગણાય? આ પ્રશ્નને ઉત્તર અમારી બુદ્ધિ પ્રમાણે, જેનું શરીર, જેનું અંતઃકરણ અને જેનો આત્મા સુશીલિન હોય તે જ ઉત્તમ સંતતિ ગણાય, નહિ તો એકલા શરીરની શોભાવાળો પુત્ર કાંઈ ઉત્તમ ગણાય નહિ જેમકેઃ—

यौवनं धनसम्पत्ति प्रभुत्वमविवेकिता ।
एकैकमप्यनर्थाय किमु यत्र चतुष्टयम् ॥

અર્થાત્ યાૈવન, ધનસંપત્તિ અને પ્રભુતા તથા અવિવેક એ ચારે પૈકી એક એક અનર્થને કરનારા નીવડે છે; તો જ્યાં ચારે ઐશ્વર્ય ભેગાં થયાં હોય, ત્યાં કેટલો અનર્થ કરશે? એટલા માટે અમારે કહેવું પડે છે કે શરીર અંતઃકરણ અને આત્મા એ ત્રણે રૂપાળાં હોવાં જોઈએ અને તે ત્રણેને રૂપાળાં કરવા માટે સ્ત્રીને સંપૂર્ણ અધિકારિણી બનાવવી જોઇએ. એટલા માટે સ્ત્રીને પાંચ પ્રકારની પરીક્ષામાંથી પસાર થઈ, પાંચ પ્રકારના અધિકાર મેળવવાની ખાસ જરૂર છે. પહેલો અધિકાર સ્ત્રીને કન્યારૂપે પસાર કરવાનો છે, એટલે તે અવસ્થામાં માબાપને ઘેર રહી, લાડકોડથી મોટી થઈ, સ્વતંત્ર આચરણવાળી અને ઇચ્છા પ્રમાણે ઇચ્છિત વસ્તુને મેળવનારી વૃત્તિમાંથી છૂટીને, લગ્ન થયા પછી શ્વસુરપક્ષમાં કેવળ અજાણ્યા, કેવળ અપરિચિત અને કેવળ જેનાં ગુણકર્મ–સ્વભાવ જાણેલા નથી, એવા કુટુંબના સહવાસમાં જઈને પોતાના પિતાના ગૃહમાં મેળવેલી અને ભોગવેલી સ્વતંત્રતાને દબાવી, શ્વસુરગૃહનાં અપરિચિત માણસોના સંસર્ગમાં રહી, યશ અને કીર્તિ મેળવવા માટેનો પ્રયત્ન કરવો, તે જો કન્યાવસ્થામાં કેળવણી લઈને કન્યાનો અધિકાર મેળવ્યો હોય તો જ સાસરામાં નિર્વાહ કરી બીજો અધિકાર વહુ તરીકેનો મેળવી શકે છે. એટલા માટે માબાપોએ પોતાની પુત્રીને વહુ તરીકેનો અધિકાર સાસરામાં જઈને મેળવે એટલી કેળવણી આપવાની ખાસ જરૂર છે. બીજો અધિકાર કુલવધૂ તરીકેનો આવે છે; તે અધિકારમાં પોતાના પિતાના લાડકોડને ભૂલીને સસરાના ઘરનો તમામ ભાર વહન કરવાની શક્તિ હોય અને જુદી જુદી વૃત્તિના, જુદા જુદા સ્વભાવના મનુષ્યોના મનના ધારેલા વિચારને અનુકૂળ થવાના સ્વભાવની બુદ્ધિ ખીલેલી હોય, એટલે પોતાની મનોવાસનાને દાબી રાખી, પોતાની અનિચ્છા છતાં, મુખ પર હાસ્ય કાયમ રાખી, દુઃખનો, શોકનો, ઈર્ષાનો, દ્વેષનો કે અપકૃતાનો ભાસ સામા માણસના જોવામાં ન આવે એવી રીતે મનથી વચનથી અને શરીરથી વર્તન ચલાવી, પોતાનો કુલવધૂ તરીકેનો અધિકાર સ્થાપી, આખા કુટુંબના કાર્યનું વહન કરે ત્યારે તે વહુ કહેવાય છે. તે પછી ત્રીજો અધિકાર ગૃહિણીનો આવે છે. गृहिणी गृहमुच्यते । એ કથનાનુસાર ગૃહિણી એટલે જ ગૃહ તેણે એવું વર્તન ચલાવવું જોઇએ કે, શ્વસુરપક્ષમાં પોતાનાં સસરા, સાસુ, જેઠ, જેઠાણી, દિયર દેરાણી, નણંદ અને તેનાં સંતાનો તથા ઘરમાં દાસદાસીઓ હોય, તે સર્વે તેને પૂછીને કામ કરે. અર્થાત્ એવી યુક્તિવાળું બોલવું કે જે સત્ય અને પ્રિય હોય, જેથી સર્વનો વિશ્વાસ સંપાદન કરી લેવાય; એટલે આ વહુ ઘણી બુદ્ધિશાળી છે જેથી તેની સલાહ દરેક કામમાં લેવી જોઇએ એવો વિચાર ઘરના વડીલોનાં મનમાં સ્થાપન કરવો; અને જ્યારે એટલો અધિકાર અથવા વિશ્વાસ સ્થાપન કરી શકાય ત્યારે જ તે ગૃહિણી કહેવાઈ શકે છે. વળી તે ગૃહિણી–અવસ્થામાં રહીને તેને માતાનો અધિકાર મેળવવાની જરૂર છે. એટલા માટે જ આપણા લોકામાં સાધારણ રિવાજ પડી ગયો છે કે પ્રથમ અવસ્થામાં માતાનો અધિકાર મેળવવાને લાયક જે સ્ત્રી થાય છે, તેને અગૃહિણી એટલે અધરણી આવી છે એમ કહે છે. મતલબ એવી છે કે, એવી અવસ્થામાં જ્યારે ગર્ભવતી સ્ત્રી, પોતાના ગર્ભના ભારથી અકળાતી હોય, ત્યારે શ્વસુરપક્ષના વડીલોએ તેનો પાંચમે મહિને સીમંતોન્નયન કે પુંસવન સંસ્કાર કરી, તેના મનનો ભાર ઓછો કરવા સારુ, તેને અગૃહિણીનું રૂપ આપી પોતાના પિતાને ઘેર વિદાય કરવી, એવી રૂઢિ આજે પણ ચાલે છે. એ ગૃહિણી–અવસ્થામાં માતાનો અધિકાર મેળવ્યા પછી અને અગૃહિણીનું રૂપ ધારણ કર્યા પછી સાસુનો અધિકાર મેળવવાની જરૂર જણાય

છે; એટલે માતા થયા પછી તેને સાસુનો અધિકાર મેળવવો પડે છે. કેમકે ઉત્તમ સંતતિ ઉત્પન્ન કરવાવાળી ગૃહિણીમાં ગમે તેટલી સંપૂર્ણતા હોય, તથાપિ સાસુ સ્વભાવે કર્કશા હોય, તો કોઇ પણ પ્રકારે ઇર્ષા અથવા દ્વેષથી અગર તો કુળમોટપ કે વડીલપણાના અભિમાનથી પોતના ઘરમાં અધિકાર ભોગવતી ગૃહિણીને અગૃહિણી-અવસ્થામાં એવો ક્ષોભ ઉત્પન્ન કરે કે જેથી ગૃહિણીના અધિકારવાળી માતાના અધિકારને પામતી ગર્ભિણી સ્ત્રી, ગર્ભના વૃદ્ધિકાળમાં, પોષણકાળમાં ગર્ભના વાસનાલિંગને તથા આત્માને સુસંસ્કાર આપવાના કાર્યથી ચ્યુત થઇ જાય; જેથી ધારેલાં રૂપ, ગુણ અને આરોગ્યવાળાં બાળકને બનાવવામાં ખામી આવે, એટલા માટે માતાએ કન્યા તથા વહુ થવાય એટલી કેળવણી આપવી. સાસુના અધિકારમાં પાસ થયેલી સાસુ પોતાના પુત્રને સારી સંતતિ ઉત્પન્ન કરવાને સહાયભૂત અને ગૃહિણીને ઇચ્છા પ્રમાણેનાં બાળક ઉત્પન્ન કરવાને માર્ગદર્શિકા થાય. અંતે તે તે કાર્યમાં જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે, સાસુનો પુત્ર અને ગૃહિણીનો પતિ, તેને સહાયક થાય તો જ ઉત્તમ ગુણ-કર્મવાળી અને રૂપાળી સંતતિ ઉત્પન્ન કરી શકાય અન્યથા નહિ.

આપણા આયુર્વેદમાં એટલું તો વર્ણન કરવામાં આવ્યું છે કે, ઋતુસ્નાત થયેલી સ્ત્રીએ ઋતુસ્નાત થયા પછી પોતાના સ્વામી સિવાય કોઇનું પણ મોઢું જોવું નહિ તેજ વાતને લઇને તેના ઉપર કાંઇક અખતરા કરીને અથવા તેના ઉપર વધારે વિવેચના કરીને, પશ્ચિમના વિદ્વાનોએ એ બાબતમાં પુસ્તકો લખ્યાં છે; પરંતુ અમારામાં ચાલતી કહેવત પ્રમાણે 'બાપ તેવા બેટા' એટલે 'બાપના જેવો પુત્ર થવો જોઇએ. પશ્ચિમના વિદ્વાનોએ લખેલાં પુસ્તકો વાંચતાં જણાય છે કે, તે લોકોએ માત્ર શરીર રૂપાળું સુશોભિત અને આકર્ષક બનાવવાનાં સાધનો માટે જ લખ્યું છે; પરંતુ અમારા આયુર્વેદે પિતાનાં શરીર, અંતઃકરણ અને આત્માના જેવાં બાળક ઉત્પન્ન કરવાનું વિધાન કરેલું છે; પણ તે ઘણું સંક્ષેપમાં હોવાથી વિદ્વાન વૈદ્યોએ અને વૃદ્ધ લોકોએ તેના ઉપર વિચાર કરી, તે દિશાએ વહન કરવાનું છે.

જો એક માતા પોતે રૂપાળું બાળક ઉત્પન્ન કરવાની ઇચ્છા રાખતી હોય, તો તેણે અમુક માણસને પ્રથમથી મુકરર કરવો કે, આ મનુષ્યના જેવો મારે ત્યાં પુત્ર ઉત્પન્ન થાય. જો એમ કરવામાં નહિ આવે અને કોઇ અજાણી ભળતી જ છબી અથવા ચિત્રની પસંદગી કરી, તેના ઉપર તીવ્ર ધ્યાન અપાય તો ઘણે ભાગે તે ચિત્ર જેવી સંતતિ ઉત્પન્ન થાય; પરંતુ તેમાં જોઇતા ગુણો ઉત્પન્ન થઇ શકે નહિ. જો એક માતા પોતાના ઉદરથી રૂપ-ગુણસંપન્ન સંતતિ ઉત્પન્ન કરવાની ઇચ્છા ધરાવતી હોય, તો તેણે બનતાં સુધી પોતાના માનેલા દેવ-ગુરુની પ્રતિમા ઉપર ધ્યાન રાખવું, અથવા પોતાના વંશમાં કોઇ પ્રભાવશાળી, બુદ્ધિશાળી, બળવાન અથવા દેશોદ્ધારક પુરુષ ઉત્પન્ન થયો હોય તો તેની છબી ઉપર પ્રેમથી અવલંબન કરી, તેના જેવું રૂપાળું મનુષ્ય દુનિયામાં બીજું છે જ નહિ, અથવા તેના જેવા ગુણવાળું મનુષ્ય બીજું નથી, એવો દૃઢ સંકલ્પ કરવો અને તે પછી ગર્ભ ધારણ કરવો. જો પ્રથમથી માતાના અંતઃકરણમાં મહાપુરુષની છબી ચિત્રાઇ ગઇ નહિ હોય, તો ગર્ભ રહ્યા પછી જ્યારે એક મહિના બાદ ખબર પડે કે મને ગર્ભ રહ્યો છે અને તે પછી બાળક કોના જેવું ઉત્પન્ન કરવું, તેની ચૂંટણી કરતાં ઘણા પુરુષો ઉપર ધ્યાન દોડાવવામાં આવે તો કુદરતનો નિયમ એવો છે કે, જેમ ગર્ભમાંથી બાળક બહાર પડે કે તે જ વખતે સૂર્ય, ચંદ્ર અને ગ્રહોનાં કિરણો ઋતુ, અયન અને કાળના પ્રભાવો તેની ઉપર પડે છે, તેમ ગર્ભમાં વીર્યનું સ્થાપન થયું કે, તેજ વખતે જે જે માણસની આકૃતિ, ગુણ, સ્વભાવ, સ્મૃતિમાં આવે, તેની છાયા ગર્ભ ઉપર પડે છે. તે પછી બીજી ચૂંટણી થઇ, એક છબીને ધ્યાનમાં લેવા માટે મુકરર કરીને તે ઉપર ચિત્ત ચોંટતાં સુધીમાં જેટલો સમય વીતી જાય તેટલા સમયમાં જેટલાં સ્વરૂપો તથા જેવા

## ગર્ભિણી સ્ત્રીની આસપાસ શાન્તિ, સંતોષ અને પ્રસન્નતાનું વાતાવરણ જમાવો
## ક્લેશ, ભય, ચિંતા અને શોકથી એને સદંતર મુક્ત રાખો

જેવા ગુણવાળા તથા રૂપવાળાનું સ્મરણ થતું જાય, તેટલા તેટલા રૂપ-ગુણની છાયા પડવાથી તે બાળકમાં ગુણની તથા રૂપની સંકરતા થાય છે.

એટલા માટે આયુર્વેદાચાર્યોએ, પતિવ્રતા સ્ત્રીને પોતાના પતિ સિવાય બીજા પુરુષનો સ્વપ્ને પણ વિચાર નહિ કરવાનો હોવાથી, ઋતુસ્નાત થયા પછી પોતાના પતિ સિવાય કોઈનું પણ મોઢું જોવાનો નિષેધ કર્યો છે; તથાપિ દરેક મનુષ્યનાં અંતઃકરણ તથા સ્વરૂપ અને શરીર ઉન્નતિને પામેલાં નહિ હોવાથી, દરિદ્રી ને ધનવાન, નિર્બળ ને બળવાન, મૂર્ખ ને ગુણવાન, હીનાવસ્થાવાળા ને ઐશ્વર્યવાન દરેકને સંતતિ ઉત્પન્ન કરવાની સ્વાભાવિક ઇચ્છા હોય છે; એટલા માટે ઉપર કહેવામાં આવ્યું છે કે, પતિથી બીજે નંબરે પોતે માનેલા દેવ-ગુરુના સ્વરૂપ-ગુણનું અવલંબન કરવું એ વધારે નિર્દોષ અને બંધબેસતું છે. હવે વિચાર કરવાનો એ છે કે, એક સ્ત્રીએ પોતાની કન્યાવસ્થામાં ભગવાન રામ અને શ્રીકૃષ્ણ જેવાં ગૃહસ્થધર્મને જાણનારા તથા રાજ્યધર્મને જાણનારા પુરુષનું વર્ણન જાણેલું છે; તેમાંથી તેની સ્વભાવ-પ્રકૃતિને બંધબેસતું કયું રૂપ આવે છે અને કોના ઉપર તેને વિશેષ પ્રેમ ઉત્પન્ન થાય છે તેની લાગણી તપાસી માતાએ તે કન્યાને શ્રીરામના અથવા શ્રીકૃષ્ણના ગુણનું સ્થાપન પોતાની કન્યાના અંતઃકરણમાં કરવું અને તે પછી, જ્યારે તેને વહુ થવાનો પ્રસંગ આવે ત્યારે સાસુએ તે તત્ત્વોનું પોષણ કરવું અને પતિએ તે વિષયમાં સહાયભૂત થવું. જો તે સ્ત્રીને શ્રીરામચંદ્રના ઉપર પ્રીતિ દેખાય, તો તેના રૂપનું, બળનું પ્રથમ આરોહણ કરાવવું, એટલે તેના ગર્ભમાં રહેલું બાળક તેવા રૂપવાળું તથા બળવાળું થવાનું જ. પછી તેના ગુણનું વર્ણન અહોરાત્ર તેના મન ઉપર લાવતા રહેવું, જેથી તે બાળક માતૃભક્ત, પિતૃભક્ત, બંધુભાવ અને પ્રજાવાત્સલ્યવાળું ઉત્પન્ન થશે. × × ×

જો કોઈ પણ મહાત્માનું અથવા આદર્શ સત્પુરુષનું ચિત્ર ખડું કરી, તેની છાપ ગર્ભવતીના ગર્ભમાં રહેલા બાળક ઉપર પાડવા અથવા તેવા ગુણ બાળકમાં ઉત્પન્ન કરવાની ઇચ્છા હોય તો એવા પુરુષનું ચરિત્ર, જેમ બને તેમ શુદ્ધ વર્ણવેલું હોવું જોઈએ. જો એ પ્રમાણે ન થઈ શકે તો સદ્ગુણ કરતાં દુર્ગુણનો આવિર્ભાવ જલદીથી થતો હોવાને લીધે, દુર્ગુણની છાપ જલદી પડે છે. આપણા લોકમાં શ્રીકૃષ્ણચંદ્રના ચરિત્રમાંથી શ્રીમદ્ ભગવદ્ગીતાનો પાઠ કરવાનો, ભણવાનો અને તેનું મનન કરવાનો સામાન્ય રિવાજ ચાલે છે. પરંતુ આશ્ચર્ય તો એ છે કે, જે ગીતાને એકવાર સાંભળવાથી અર્જુને છોડી દીધેલાં હથિયાર ગ્રહણ કરી, ભારત જીત્યું, તે જ ગીતાનો નિત્ય પાઠ કરનારાઓમાં ક્લેશ, વૈર, ઈર્ષા, દ્વેષ, ભીરુતા, કાયરતા, શઠતા અને કૃતઘ્નતા આજે જોવામાં આવે છે! પરંતુ આમાં કાંઈ ગીતાનો દોષ નથી. × × ×

એ જ પ્રમાણે વિચાર કરતાં આપણને સ્પષ્ટ સમજાય છે કે, ગર્ભવાળી સ્ત્રીને ઉત્પન્ન થયેલાં દોહદ પૂરાં પાડવાની વાત તો એક બાજુએ રહી પણ તેના મનને શાંત રાખી, સ્વાભાવિક રીતે તેને સ્વતંત્રતા તથા સંતોષમાં રહેવા દેવાની જે વખતે ખરી જરૂર છે તે વખતે સાસુ, સસરા, પતિ અને બીજા વડીલો તરફથી તેને ક્લેશ, ભય અને શોક, ઉત્પન્ન થાય એવાં કારણો, વિનાકારણે ઊભાં કરવામાં આવે અને પછી પોતાના વંશની ઉન્નતિને ઇચ્છે અથવા પોતાના વંશમાં કોઇ આદર્શ પુરુષ ઉત્પન્ન થાય એવી આશા રાખે, એ કોઈ પણ કાળે બનવાજોગ નથી. પરંતુ એટલું તો બની શકે છે કે, ગર્ભવાળી અવસ્થામાં તેને ક્રોધ ઉત્પન્ન થવાથી ક્રોધી, ઈર્ષા ઉત્પન્ન થવાથી ઇર્ષાળુ, શોક ઉત્પન્ન થવાથી નિર્બળ, ભય ઉત્પન્ન થવાથી અંગહીન અને કામ ઉત્પન્ન થવાથી ઉન્માદાવસ્થાવાળો બાળક ઉત્પન્ન થાય છે. કુળવાન ગણાતાં ઘણાં કુટુંબોમાં એક સાધારણ રિવાજ એવો દેખાય છે કે 'વહુ એટલે જાણે કે એક કનિષ્ટ પ્રકારનો નોકર ન હોય! માત્ર તેનો એક જ હક વધારે ગણવામાં આવે છે કે, તેને સંતતિ ઉત્પન્ન કરવાના એક સાંચારૂપ ગણી શકાય છે. એ કરતાં વિશેષ અધિકાર, તેનો હોઈ શકતો નથી. અમે પ્રત્યક્ષ જોયું છે કે, ઘરનાં માણસો એટલે સાસુ, સસરા, દિયર કે જેઠને માટે જે ઉત્તમ પ્રકારની રસોઈ બનાવવામાં આવે, તેમાં વહુનો ભાગ હોય જ નહિ; પરંતુ વહુને માટે તો બીજા નોકરો જે ખેતી વગેરેનું કામ કરવાને રાખેલા હોય, તેમને માટે જે હલકા પ્રકારની રસોઇ થાય, તેમાંથી જ તેને ભોજન મળે છે. વળી જેટલાં કડવાં વચન વહુને કહેવામાં આવે છે તેટલાં અને તેવાં વચન, જો ચાકરને કહેવામાં આવે તો તે નાસી જાય; એટલા માટે ચાકરને સમજાવીને વાત કરવામાં આવે, પણ વહુને તો ધિક્કારભરી રીતે, તોછડાઇથી જે શબ્દો કહેવામાં આવે છે, તે તો 'सेवाधर्मो परमगहनो योगिनामप्यगम्यः' એ સૂત્ર પ્રમાણે તેની વાત તો તે જ જાણે! આવી સ્થિતિમાં જે કુટુંબ હોય અને પછી બળવાન, ધૈર્યવાન, ઐશ્વર્યવાન, ધીમાન અને શ્રીમાન સંતતિની આશા રાખે એ શી રીતે બની શકે? આપણાં શાસ્ત્રોમાં કહેલું છે કે, 'यत्र भार्या सुपूज्यन्ते रमन्ते तत्र देवताः' અર્થાત્ જ્યાં ભાર્યાનું પૂજન એટલે સત્કાર થાય છે ત્યાં જ દેવતાઓ રમે છે. જ્યારથી આપણા દેશમાંથી સ્ત્રીઓની પૂજા (સત્કાર) બંધ થઈ ત્યારથી પ્રજા ઉત્તમ ગુણથી વંચિત રહેતી થઈ; અને પરિણામે માંહોમાંહે વૈર, દ્વેષ, ક્લેશ, કૃતઘ્નતા, છળકપટ અને શત્રુનો આશ્રય લેવાથી દિન પર દિન હીનાવસ્થાને પામતી ગઇ.

પશ્ચિમના વિદ્વાનોએ આ બાબતમાં ઘણો વિચાર કરીને, ઘણા પ્રયોગો અજમાવી એવું સિદ્ધ કર્યું છે કે, સ્ત્રીના અંતઃકરણ ઉપર રૂપાળા કે કદરૂપા, ગમે તેવા મનુષ્યની છાપ પડે તેવાં પુત્રપુત્રી ઉત્પન્ન થાય. જેમ એક સ્ત્રીએ ગર્ભાવસ્થામાં લૂલો, પાંગળો, આંધળો, એક હાથવાળો, એક પગવાળો કે નાક-કાન વગરનો એક માણસ જોયો અને તેનાં મનમાં એવો જ ભાસ પડી, ભય ઉત્પન્ન થાય કે રખેને મારા ગર્ભમાં આવા દોષ આવી જાય. તેટલા માટે તે છબીને મનમાંથી દૂર કરવાને જેમ જેમ તે પ્રયત્ન કરતી જાય તેમ તેમ પેલી ખોડવાળી છબી, તે સ્ત્રીના અંતઃકરણમાં વધારે દૃઢિભૂત થાય, જેથી પરિણામે તે સ્ત્રીના પેટમાં રહેલો ગર્ભ તે તે અંગ વિનાનો જન્મે અને એવા જન્મેલા બાળકોના ઘણા દાખલા નોંધાયા છે.



# ખાડનાં અટૂલી પર

લેખક : શ્રી. 'ધુમિલ'

'તમને નથી લગતું કે પુરુષ દંભી છે?' ચન્દ્રા પૂછતી.

'......અને સ્ત્રી?' હરનાથ જવાબ પ્રશ્નથીં જ આપતો.

'આવો તે કંઇ જવાબ હોય?' ચન્દ્રા મનમાં બબડતી અને ફક્ત મીઠું હસતી. છતાંયે પોતાનું હાસ્ય હરનાથને વિહ્વળ નથી કરી શકતું એમ જ્યારે ચન્દ્રાને લાગતું ત્યારે ચન્દ્રાના મૌનમાં અકળામણભર્યો ક્રોધ ધબકતો. છતાંયે અન્તરમાં જીતી જવાની ઇચ્છા જ્યારે જોર કરી બેસતી ત્યારે બે પળ છરાયેલી ગમગીની વાક્યના ફટકારૂપે બહાર પડતી. છતાંયે જ્યારે હાર કબૂલ કરવાને બદલે હરનાથ આવા પ્રશ્ન રજૂ કરતો ત્યારે ચન્દ્રા હારી જતી, પણ આવી હાર માટે તે ખિજાતી નહિ બલ્કે મલકાતી. પણ હરનાથ તેના આ મલકવામાં સાથ નહોતો આપી શકતો એટલો ડંખ પણ રહી જતો ખરો.

જ્યારે હરનાથનું જીવન ભિન્નડું જ હતું. ચન્દ્રા પોતાને ચાહે છે એ વસ્તુ તેના ખ્યાલમાં હતી જ. સાથે સાથે ચન્દ્રા જ બીજી સ્ત્રીઓની સરખામણીમાં પોતાને સૌથી વધુ સમજી શકે છે એમ પણ માનતો. હરનાથનો દાવો એવો હતો કે સ્ત્રી અને પુરુષ બન્ને જો અરસપરસની ભાવનાની અતિશય નજદીક હોય તો બન્નેનો સહવાસ ખૂબ લાભદાયક છે; પણ દુન્યવી નિયમને અનુસરીને નહિ, કારણકે દુનિયાનો કાયદો આવા સહવાસને લગ્નમાં પકડી રાખવાનો, પરિણામે એ મિત્ર તરીકેની જે મઝા બન્ને માણી શકતાં હોય તે પતિ–પત્ની ભાવમાં ન માણી શકે. પરણ્યા પછી સામાન્ય સ્ત્રી મિત્ર રહી જ શકે નહિ. પત્ની જે ભાવનાથી સ્વાર્પણ કરે છે તેટલા જ વેગથી પુરુષ પાસે સ્વાર્પણની આશા રાખે છે. આમ પરણ્યા પહેલાં બન્નેને અરસપરસના પ્રેમમાં જે દૃઢ શ્રદ્ધા હોય છે તે પરણ્યા પછી વહેમ, અને પરીક્ષાની આપ-લેમાં ફેરવાઇ જાય છે એટલે લગ્નજીવનમાં નવું બનવાને બદલે પ્રેમની ખાતરીની પુનરુક્તિ થવા સિવાય કશુંયે બનતું નથી એમ હરનાથ માનતો અને ચન્દ્રા આ સમજે એમ ઇચ્છતો. ચન્દ્રા આ સમજવાને બદલે હરનાથ પોતાને સમજે એના જ વેતરણમાં રહેતી. અને જ્યારે નબળો પડે નાસવાની બારી ચૂકે એટલે પ્રશ્નોતરીનો આશરો લેતો. ઘણુ ભાગે આ કામ પણ ચન્દ્રાને હાથ આવતું.

થોડીવારે હરનાથ જવા ઊઠ્યો. ચન્દ્રા તેને તા... જોઇ બબડીઃ

'હરનાથના તરંગ સમુદ્રના તોફાનના માફક અકારણ ઊછળી ઉત્તેજન વિના શાન્ત પડી જશે.'

છતાંયે આશ્વાસન મેળવી શકી હોય તેમ શાન્ત રહી તે બોલી, 'થોડી રાહ જોવી પડશે.'

(૨)

આજે બન્ને દરિયા-કિનારે ફરવા ગયાં હતાં.

'હરનાથબાબુ! સમુદ્રના ઊછળતી લહેરીઓની કાળમીંઢ પથ્થરને કશી કિંમત જ નહિ ખરું ને?'

'એમ કેમ?'

'ઊછળતી ઊર્મિનું હૈયું જ ભાંગી નાખવું એમાં જ એની કઠોરતાનું ગૌરવ?'

'હજુ ન સમજ્યો.'

'પથ્થર ઉપર પાણી એટલે શું હરનાથબાબુ?' ચન્દ્રા ચીડાઈ ગઈ.

'ભેંસ આગળ ભાગવત એટલે શું-ચન્દ્રા?' અને હરનાથ હસી પડયો.

'મારા સવાલનો જવાબ સવાલ નથી,-હરનાથબાબુ! તમે જવાબ નહિ આપો ને?'

'શા માટે? લે, ચન્દ્રા! સમુદ્રની લહેરી એ કંઇ સમુદ્રનું હૈયું નથી. એ તો માત્ર અંતરનાં ઊંડાણનો ખાલી ઊભરો જ છે. જ્યાં સવાલ નકામો ત્યાં જવાબ શું હોઇ શકે?'

'હરનાથબાબુ! ચાંદની રાત્રિ હોય; અને કોઈ પણ સ્ત્રી તમને હસે તો?'

'એના અકારણ હસવા બદલ હુંયે હસું.'

'માત્ર દયાથી, નહિ?'

જવાબ આપવાને બદલે કેવું હસી શકાય તે બતાવવા હરનાથ હસ્યો. ચન્દ્રા હરનાથના હાસ્યમાં પોતાની હાર વાંચી શકી.

બન્ને શીતળ ચાંદનીના મીઠા તેજમાં કાળા પડછાયાને ઢંકાવવા ઇચ્છતાં હોય તેમ ઝડપથી ઘર ભણી વળ્યાં.

(૩)

હુલ્લડ વિસ્તારમાંથી પસાર થતાં ચન્દ્રા માત્ર હરનાથની હોશિયારીથી જ બચી જવા પામી હતી. અલબત્ત! હરનાથને પોતાની હોશિયારીના પ્રમાણમાં આકરો દંડ આપવો પડ્યો હતો. ચન્દ્રા હરનાથને હોસ્પિટલમાં મળવા આવી.

હરનાથ ડાક્તર, ડ્રેસિંગ, અને દર્દની અસરમાંથી અર્ધ મુક્ત બની શકયો હોવાથી કંઈક ખુશમિજાજમાં હતો.

'હરનાથબાબુ! તમે મને........'

'......બચાવી.' હરનાથ ગંભીર મોઢે અધૂરું વાક્ય બોલ્યો અને હસી પડયો.

'હરનાથબાબુ! બોલવાની મનાઇ છે શું?' ચન્દ્રા એકદમ ચીડાઇ ગઇ.

'ના! ના! તું જે કહેવા જતી હતી તે મેં કહી નાખ્યું. મારે તને કહેવું જ હતું કે રહેવા દે, મને ખબર છે. આભાર માનવાની હતી માટે આભાર, બસ?'

'હરનાથબાબુ ! લાંબા વખતથી જો હું તમારા પરિચયમાં ન હોત તો હું તમને ધુત્કારી જ કાઢત.' ચન્દ્રા હજુ ઉકળાટ રાખવી શકી ન હતી. હરનાથ સ્વેચ્છાએ હાર કબૂલ કરવા તૈયાર ન હતો કે જે હાર માટે પ્રેમી પુરુષો ગર્વ લેતાં થાકતા જ નથી.

'ધુત્કારી ન શકવા બદલ અફસોસ તો નથી થતો ને?' હરનાથ હસી પડ્યો.

'તમારું હસવું........'

'તારા રડવાનું કારણ તો નથી બનતું ને?'

'નહિ તો?' ચન્દ્રા ખરેખર છેલ્લે પાટલે બેઠી.

'સ્ત્રી પાસે જ્યારે દલીલ ખૂટે છે ત્યારે અશ્રુ કુમક દોડી આવે છે. હું એ કુમક અટકાવું ચન્દ્રા !'

'પહેલાં પેટ ભરીને હસી લો, પછી...' ચન્દ્રા રડી પડી.

'માઠું લાગ્યું ચન્દ્રા ? હું તો ખાલી હસતો જ હતો. મૈત્રીદાવે.' હરનાથ ખરેખર ગંભીર બની ગયો.

ચન્દ્રાએ જવાબ જ ન આપ્યો. કંઈક ક્રોધ વ્યક્ત કરતું કડક વલણ અશ્રુ ચમકતી આંખમાં ખડું હતું.

'ચન્દ્રા ! નિરપરાધી સ્ત્રીને ચીડવવામાં હું પારંગત છું નહિ ?'

'તમે માત્ર સ્ત્રીને ચીડવી જ જાણો છો; હજુ બીજું શીખવું બાકી છે હરનાથબાબુ ! અભ્યાસ વધારો.' ચન્દ્રા પાછી જાણે મનાઈ ચૂકી હોય તેમ બોલી.

'તારી પાસે શીખું છું ને ?'

'શીખવાના આચાર છે કંઈ ?' અને રડતી આંખમાં ફૂટી નીકળતા પહેલા હાસ્ય-કિરણને હરનાથે પોતાના ફરકી જતા હાસ્યથી ચૂમ્યું...ત્યાં જ નર્સ આવી.

'હસો ! કેમ છે હવે ?'

અને પોતાના સવાલનો જવાબ નર્સે બન્નેની હસતી આંખમાંથી વાંચી લીધો.

(૪)

ચન્દ્રા અને હરનાથ આજે સિનિયર બી. એ.નું છેલ્લું પેપર આપી આવી નવરાં પડ્યાં હતાં. ચન્દ્રાના હૈયામાં દુર્જય બની બેઠેલો હરનાથ આવતી કાલે હંમેશને માટે દેશ જવા છૂટો પડતો હતો.

'કાલે જવું છે ?' ચન્દ્રાએ સ્વાભાવિક શરૂઆત કરી.

'હા !'

'બસ ?'

'કેમ ?'

'હરનાથબાબુ ! માઠું તો નહિ લાગે ને, જરા ગમ્મત કરી લઉં ?'

હરનાથે આંખ વતી હા કહી.

'પુરુષ જે સવાલ વહેલો-મોડો અમને પૂછે છે તે તમે ક્યારે પૂછશો ?'

'તું મને ચાહે છે ચન્દ્રા ?' હરનાથે ગંભીર થઈ પૂછ્યું.

ચન્દ્રા ખડખડાટ હસી પડી.

'હું યે તને ચાહું છું ચન્દ્રા !' ફરી હરનાથ બોલ્યો.

'પછી ?' ચન્દ્રા બોલી. ચન્દ્રાના ધબકતા હૈયા સાથે ગેલ કરતી ઇચ્છા હમણાં જ હરનાથના હોઠ વાટે કૂદી પડશે એવી ખાતરી રાખીને ચન્દ્રાએ પોતાના ધબકતા હૈયાને દાબવા ધ્રૂજતો હાથ મૂક્યો.

હરનાથ જે હંમેશાં આવા સવાલ-જવાબને અંતે હસી પડતો તે ચન્દ્રાની અજાયબી વચ્ચે પહેલી જ વખત ચન્દ્રાને પોતાની એકાગ્ર દૃષ્ટિથી દબાડી રહ્યો.

'પછી ?' ફરી ચન્દ્રા બોલી.

'બસ ! લગ્ન કરીએ તો પતિપત્ની; અને મૈત્રી-ભાવે......'

'ન સમજી હું' અધવચ્ચે ચન્દ્રા બોલી.

'ખરી રીતે તારે અને મારે પરણવું જોઈએ નહિ ? તેને બદલે તું અને હું જે છીએ તે રહીશું ?'

હવે ચન્દ્રાને માત્ર સાંભળવાનું જ હતું.

'ચન્દ્રા ! તું અને હું જેટલાં હોવાં જોઈએ તેટલાં નજદીક છીએ. અત્યારે આપણે આરસપરસની ભૂલમાં પ્રેમ અને શ્રદ્ધા જોઈએ છીએ; પછી અરસપરસનાં વર્તનમાં વહેમ અને પરીક્ષા જ જોઈશું.'

નહિ હોય ત્યારે ગમે ત્યાંથી ખેંચી કાઢશું અને અન્તે અરસપરસ બળાઇ જશું.'

'ચોપડીમાં વાંચેલું જીવનમાં ઉતારવા માટે તમે જ કમર કસી લાગે છે. શીશીમાં ભૂત તો ઉતાર્યું છે, પણ ભૂત ક્યાં?'

'તું નહિ બને?'

'ના, તે પહેલાં તમે કોઇકની શીશીમાં ઉતરી ગયા હશો!'

'ચન્દ્રા! મજાક જવા દે; તને આજે મારી તરફ પ્રેમ છે; કાલે તારા પ્રેમમાં ભક્તિ ભળશે એટલે તરું સ્ત્રીજીવન સાર્થક બનશે. જેટલા ઉત્સાહ અને વેગથી હું તારી જાતને અર્પણ કરી દઇશ, મૈત્રીભાવને પત્નીભાવમાં ફેરવી શકીશ, તેટલી ઝડપથી હું તને ઝીલી નહિ શકું. મારા ઉત્સાહને જો હું વેગ આપીશ તો તને એમાં વખત જતાં બનાવટ લાગશે. આગે જ રહીશ તો તારી ઉષ્માં નહિ ઝીલી શકવાને કારણે તને હું ધીમો લાગીશ તેના કરતાં આ મિત્ર-દાવે આપણે જેટલાં નજદીક છીએ તેનાથી જરાયે દૂર જવાનાં નથી.'

'મને લાગે છે કે તમારી વિચારસરણી માત્ર સાહિત્યમાં જ જીવી શકે તેમ છે; તે પણ જો કલ્પનાની સ્ત્રી હું જ હોઉં તો!'

'અને કોઇક બીજી હોય તો?'

'તો તો બીચારીને પરાણે વિચાર ઝીલવા પડે; અથવા તમને પોતાની શીશીમાં મંત્રીને પૂરી મૂકવા પડે. વિચાર ઝીલ્યા પછી પણ અપચો કેમ દૂર થાય એ તો મારી કલ્પનામાંયે નથી આવતું.'

'......કારણકે એ તારી કલ્પના જ છે; તું માને છે એટલો હું વેદિયો નથી ચન્દ્રા! લગ્નજીવન આપણા મૈત્રી-જીવનને ભાંગી નાંખશે.'

'તમને સ્ત્રીની શક્તિમાં વિશ્વાસ નથી?'

'મારામાં સ્ત્રીનો વેગ ઝીલવા જેટલી તાકાત નથી; રોકવા જેટલી હિંમત નથી.'

'અને આને સુકાની બનાવવામાં તમારું પૌરુષ સમજાતું હશે ?'

'હવે તું ગુસ્સે થઈ ઈ.' હરનાથ હસી પડયો.

'આજે ગુસ્સે થઇ લઉં. ભવિષ્યમાં એ અધિકાર જતો પણ રહે.'

'ચન્દ્રા ! હું તારો છું.'

'આ નાટક નથી હરનાથબાબુ ! મને જવા દો.' અને કશાયે સમાધાન વિના બન્ને ચાલ્યાં ગયાં.

(૫)

બીજે જ દિવસે ચન્દ્રા પોતાની ઉતાવળ સમજી, પણ રૂબરૂ મળવાનો સમય ચૂકાઇ ગયો. પત્રની સમજૂત પર ઘસડી લાવવા ફેંકાફેંકી શરૂ થઈ. બે વર્ષની ધીરજને અન્તે જ્યારે ચન્દ્રા સમજી શકી કે હરનાથને જીતવો એ એક મૂર્ખાઇ છે ત્યારે આટલી લમણાંઝીકનો થાક અનુભવવાને બદલે તેનો કિન્નો લેવા એક દિવસ તે હરનાથની પડોશમાં રહેતા નિશિથની પ્રિયતમા થઇ આવી ત્યારે હરનાથ ચોંકી જશે; પોતાની બેવફાઈ પર તરફડશે એવા ખ્યાલથી પોતાના પતિને મળવા આવેલા હરનાથ તરફ તેણે નજર નાખી.

ચન્દ્રાની નજર હરનાથે વાંચી. નિશિથે હસીને આવકાર આપ્યો તે આંખથી ઝીલ્યો અને તદ્દન શાન્તિથી તે બોલ્યો :

'ચન્દ્રા ! હવે તો તું મારી પડોશી બની.' નિશિથ આ સંબોધન સમજી શકે માટે તે બોલ્યો:

'નિશિથ ! કોલેજ-જીવનમાં ચન્દ્રા મારી શિષ્યા હતી.'

નિશિથે સંમતિ બતાવવા ડોકું ધુણાવ્યું અને ચન્દ્રા પોતાની હાજરીથી રાહત મેળવી શકે એ ખ્યાલથી મીઠું હસી હરનાથ ચાલ્યો ગયો.

(૬)

નિશિથ અને ચન્દ્રાનું લગ્નજીવન વીતી ગયું; સાથેસાથે લગ્નજીવનના ઉલ્લાસો પણ. નિશિથની પ્રમાણતામાં ચન્દ્રાને હરનાથની ક્રૂરતાભરી દંભતા દેખાતી. નિશિથ ચન્દ્રાનું માનસ સમજવામાં નિષ્ફળ નીવડયો, કારણકે ચન્દ્રા હરનાથ પર વેર લેવામાં નિષ્ફળ નીવડતી. આમ જાણ્યે-અજાણ્યે હરનાથનું ઝેર નિશિથ પર વળી જતું. નિશિથ આથી મૂંઝવાતો, અકળાતો અને ઉકેલ શોધતાં કમ્પરેઠ થાકી જતો. આમ બન્નેનું લગ્નજીવન નીરસતાની કેડી પર અટવાઈ રહ્યું હતું. નિશિથની હાજરીમાં ચન્દ્રાએ એક દિવસ હરનાથને પૂછી નાખ્યું.

'હરનાથબાબુ ! તમે લગ્ન ક્યારે કરશો ?'

'જ્યારે ફરજ પડશે ત્યારે ?'

'કોણ ફરજ પાડશે વળી ?' જાણે કહેતી હોય ને કે કોણ ફરજ પાડવા નવરું બેઠું છે ?

હરનાથ આ સમજ્યો; સહેજ હસી તે બોલ્યો:

'સંજોગો.' અને સામાન્ય સવાલ હોય તેમ શાન્ત રહ્યો. એક વખત લાગ મળતાં ફરી હરનાથને આ સવાલ સામે થયો. આ વખતે બન્ને એકલાં હતાં.

'હરનાથબાબુ ! તમારે માત્ર મને જ પરણવાની હતી ને ?'

'ચન્દ્રા ! હુંયે કંઈ કુંવારો રહેવા ઇચ્છતો નથી; તું મને મદદ નહિ કરે ?' ચન્દ્રાને હળવી પાડવા પાછી હરનાથે રમૂજ ઉડાવી.

'મેં તમારી મદદ માગી ન હતી.' અને તે ચાલી ગઈ.

હરનાથ ધીમે ધીમે સમજી શકયો કે ચન્દ્રા પોતાની સાથે મૈત્રી-દાવો કરી શકે એવો કોઇ પણ હક્ક પોતે રહેવા દીધો નથી. અને પહેલી જ વખત તેણે વેદનાભર્યો નિશ્વાસ બેંચ્યો.

'ઓહ ! ચન્દ્રા મારા તરંગનો ભોગ બની બેઠી.'

(૭)

બે વર્ષ ફરી વીત્યાં. આજે નિશિથ પ્લેગમાં સપડાયો હતો. ચન્દ્રા હરનાથ પાસે આવી.

'એમને પ્લેગ છે.'

'હં.'

'અને હું સેવા માટે નકામી છું.'

'શા માટે ?'

પ્રશ્નના જવાબમાં ચન્દ્રાએ જમીન ખોતરી; હરનાથે ચન્દ્રાના પેટ સામે ભીની નજર નાખી.

'ઓહ! ચાલ! હું આવું.'

થોડા દિવસો દુઃખ, સેવા અને અકળામણમાં પસાર થયા. આજે ચન્દ્રા બોલીઃ

'જરા સાવચેતી રાખીને ચાકરી કરો તો કેમ?'

'કેમ?'

'પ્લેગનું દર્દ છે ખબર છે ને?'

'પણ પ્લેગની બહુ પરવા કરીશ તો નિશિથ બચશે નહિ.' હરનાથે સાચી વાત કહી.

'... ..અને મારા પર એટલા ઉપકારની જરૂર નથી.'

'દર્દી બચવો જોઇએ.' હરનાથ મમતાભર્યું હસ્યો.

'તમારા જીવનના ભોગે?' અને ચન્દ્રા બીજા રૂમમાં ચાલી ગઈ.

હરનાથ વીજળી પડી હોય તેમ ધાને ઝીલી નિશિથના રૂમમાં ગયો.

બીજા દિવસથી ડૉકટરને પણ અચંબામાં નાખી દે એવી સખત ચાકરી શરૂ થઇ. અને બે મહીનાના સતત પરિશ્રમને અન્તે બેઠા થયેલા નિશિથની પાસેથી થાકેલા મોંવાળા અને ગરમ વરાળ કાઢતી આંખોવાળા હરનાથે આભાર ઝીલી વિદાય લીધી.

'આજે અસ્વસ્થ છો કે નહિ?' નિશિથે કહ્યું.

'તાવ જેવું છે.' હરનાથ ચાલતો થયો. બારણામાં ચન્દ્રા આગ વરસતી આંખે ઊભી હતી.

ચન્દ્રાને ટાઢી પાડવા હરનાથ હસ્યો. પણ જાણે અગ્નિમાં ઘીની આહૂતિ!

ભારે હૈયે હરનાથે બિછાનામાં લંબાવ્યું.

(૮)

ડૉક્ટરે ખુબ સાવચેતીથી તપાસ્યા પછી નિશિયને બહાર બોલાવ્યો. માથું ધુણાવી કહ્યું,

'પ્લેગ છે.'

ચન્દ્રાએ આ શબ્દો સાંભળ્યા અને ડૉક્ટર અને નિશિયના દેખતાં હરનાથના ઘરમાં પ્રવેશ કર્યો.

'આ બ્હેનને સાવચેતી રાખે તો ઠીક.' ડૉક્ટરે ધીમેથી કહ્યું. નિશિયે ડોકું ધુણાવી પોતાના કૃશ શરીર તરફ નજર નાખી.

ડૉક્ટરે નિશિયના મનોભાવને સમજી લઈ નિઃશ્વાસ નાંખી ચાલતી પકડી.

આમ ઘણા દિવસ નીકળી ગયા. એક દિવસ ચન્દ્રા હરનાથનું માથું દાબતી હતી.

'ખોળામાં માથું રાખશો ?'

'ભલે.'

'તમારો મૈત્રીભાવ કલંકિત તો નહિ થઈ જાય ને ?'

હરનાથની આંખમાંથી આંસુનું ટીપું ખરી પડયું.

'હવે દયા આવે છે ?'

'ના ! ચન્દ્રા જ્યારે તું બોલે છે ત્યારે તારું તૂટેલું જિગર મારી આંખમાં સળવળે છે.'

'આટલા દિવસ તમારાં હાસ્યમાં પણ ફરકતું ન હતું ને ?'

'ચન્દ્રા ! મારી ભૂલ થઈ. તને થયેલો અન્યાય મને રડાવે છે.'

'અત્યારે ભૂલનો ડર પણ લાગતો હશે !'

'ના ! ચન્દ્રા ! મૃત્યુની ગોદ સૌને પૂંચતી નથી; પછી ભલે તેમાં તારી ગોદ જેટલી સુંવાળપ ન હોય.'

'હરનાથબાબુ ! તમારી માંદગી મને બોલતી રોકે છે...'

'નહિ તો ?'

'તમને ખબર છે હરનાથબાબુ ! તમે મને કેટલો અન્યાય કર્યો છે ?'

હરનાથની અપરાધી આંખ અશ્રુજલ માંગતી મિચાઈ રહી.

'ચન્દ્રા ! તેનું પ્રાયશ્ચિત્ત કરી રહ્યો છું ને ?'

'આ પ્રાયશ્ચિત નથી; આ તો પામર મોત છે. મેં જીવતાં રહી તમારા સાન્નિધ્યમાં યાતના સહન કરી. તમે તમારી ભૂલ આજે સમજ્યા અને ભૂલનું પ્રાયશ્ચિત્ત સહન નહિ થઈ શકે એવા પામર ખ્યાલથી તમે મોતનું શરણુ શોધ્યું. તમારું મૃત્યુ પામર છે; તમારો મૈત્રી-દાવો એક સ્ત્રી-હૈયાની ખાકની મઢુલી પર રચાયેલો હતો તેની ખબર તમને બહુ જ મોડી પડી હરનાથબાબુ !

'મને માફ કર ચન્દ્રા ! હવે તો ઘડી બે ઘડી...' ચન્દ્રા જોઈ શકી કે હરનાથની નાડ તૂટે છે; વાચા બંધ થવાની તયારીમાં છે. જીવનની છેલ્લી પળે પોતાના કઠોર ઘા, કઠોર લાગતો હરનાથ વધુ વખત ચેતનમાં રહી જીરવી શકવાનો નથી.

'હરનાથબાબુ ! હું માફ કરું છું; સ્ત્રી માફ કરી શકે છે.' ચન્દ્રાએ હૃદયને દાબ્યા છતાં છેલ્લી કઠોરતા છોડી મૂકી.

'.....અને ખાક થઈ ગયેલું તારું હૈયું પણ..... ?' મીંચાઈ જવા જોર કરતી આંખનું ફીકું તેજ ચન્દ્રા તરફ ફેંકી ઠરડાતી જીભે હરનાથ બોલ્યો.

'હરનાથબાબુ ! હૈયાની ખાક માફી આપે છે, હવે તમે....' શાન્ત રાખવા ઇશારો કરતી ચન્દ્રા બોલી.

'હવે હું......અમે પુરુષ દંભી છીએ એ ભૂલી જજે. ચન્દ્રા ! એક દિવસ તેં મને પૂછયું હતું, 'તમને નથી લાગતું કે પુરુષ દંભી છે !'

'જવાબ આપું ચન્દ્રા ? અમે પુરુષો...'

'હરનાથબાબુ ! ' ચન્દ્રા રડી ઉઠી.

...અને સદાને માટે આંખ મીંચતો હરનાથ લાચારીભર્યું હસી ઊઠ્યો.

...જ્યારે ચન્દ્રા આજ દિવસ સુધી સંઘરી-રાખેલી ડિબાખોરીને અશ્રુ વાટે ખેંચી કાઢી હરનાથના શબ પર ઠાલવતી હતી ત્યારે હરનાથને જોવા આવેલા નિશિયે ચન્દ્રાને હીબકાં લેતી જોઇ ધીરથી ઉઘાડેલી બારી બંધ કરી દીધી. ઊંડી ઊતરી ગયેલી નિશિયની આંખમાંથી અશ્રુનો અર્ઘ્ય તૂટયો પડી હરનાથને મૂક અંજલિ આપવા વધુ ને વધુ પૂરવા લાગ્યો.

# કલાપી, 'સુમન' અને મિત્રમંડળ

: મણકો ચોથો :

**આશકની પ્રેમ-ઉપાસના**

**કલાપી અને મિત્રમંડળ વિશેનાં દરબારશ્રી વાજસુરવાળાનાં સંસ્મરણો**

કથન :
દરબારશ્રી વાજસુરવાળા
આલેખન :
શ્રી. કપિલભાઈ ઠક્કર એમ. એ.

[ ગતાંકથી ચાલુ ]

કચ્છમાંથી રમાબાની સાથે લાઠી આવેલા સેવક મંડળમાં મોંઘીનાં માતપિતા વગેરે આખું કુટુંબ હતું એ આપણે અગાઉ જોઈ ગયા. એના પિતાનું નામ મેરુ ખવાસ, કચ્છમાંથી આવતાં પહેલાં મોંઘીનો સંબંધ ગાંભા દુજા નામના એક છોકરા સાથે થયો હશે કે એ પછીના સમયમાં એ સગાઇ બંધાઇ હશે. ઊભી થયેલી પરિસ્થિતિનો આખરી અંજામ લાવવા સારૂ સૌથી સારો માર્ગ રમાબાને એ લાગ્યો કે એ યુવાનને કચ્છથી બોલવી લઈ એનાં લગ્ન મોંઘી સાથે કરી નાંખવા. એ વિચારનો અમલ ઠાકોર સાહેબની મહાબલેશ્વરની મુલાકાતના ગાળામાં કરી નાંખવામાં આવ્યો. ગાંભા દુજા, જેનું નામ સામાન્ય રીતે ગાભા-દૂચા તરીકે યાદ રહે છે, એની સાથે મોંઘીનાં લગ્ન થઈ ગયાં. ચોક્કસ મહિનો આપી શકતો નથી, પણ સાહિત્યમાં જેને Internal evidence કહેવામાં આવે છે એ મુજબ ૪-૫-૯૭ની મહાબળેશ્વરમાં જ લખાયેલી એક ગઝલ એની નિશાની આપે છે. એ બનાવના ઠાકોર સાહેબને ખબર મળ્યા હશે. એ ગઝલ ૪-૫-૯૭ની તારીખવાળી "ક્રૂર માશુક"ની થોડી લીટીઓ તપાસીએ :-

> "કપાવી માશૂકે ગરદન અમારી કોઈ ને હાથે !
> વળી છે રિશ્વતે દૂરે રખાવ્યો મોતનો હાથે !
>
> *
>
> ખુદાએ પાથરી આપ્યું, ફૂલોનું આ બિછાનું ત્યાં,
> લઈ ને પાંખડી તોડી રખાવ્યા માશુકે કાંટા !
>
> *
>
> અરે ! છો કોઈ ને હાથે હજી ખ્વાહેશ બર લાવે !
> સનમ રાજી, હમે રાજી, ખુદાની એ જ છે મરજી.'

'વીત્યાને રોવું' એ કાવ્યમાંથી :-

> રોતું અંતરમાં રોનારૂં
> રોતું ભીતરમાં જોનારૂં,
> લ્હેનારૂં હૈયું એ લ્હેતું,
> પણ વીત્યાને શું રોવું ? (૨૯-૪-૯૭)

એ પછી "જાગૃતિનું સ્વપ્ન"માંથી:-

> અહો ! સંકેલાતી હૃદયબળથી શું પૃથિવિ છે !
> અહો ! શું બાળાનું હૃદય-બળ આવું કરી શકે ?
> નિસાસા પ્રેમીના સહુય પડ ચીરી વહી જતા.
> સખીનું હૈયું કે અતિ બળ કરે છે લપટવા.
> "પિયુ ! વ્હાલા ! સાથી ! મુજ હૃદયની વ્હાર કરજે
> હવેના જન્મોમાં ગરીબ તણી સંભાળ કરજે
> નિરાશા રોતા વા તુજ હૃદયને શાન્ત કરજે.
> સખે ! મ્હારા દોષો, રુદન કરતાં માફ કરજે."
> 'પ્રિયે ! વ્હાલી ! સાથી ! મધુર લહરી આ નિરખજે
> સદા, જન્મે જન્મે મુજ જિગરમાં આમ વસજે.
> નિરાશામાં આશા તુજ જિગરની શાન્ત કરજે !
> સદાના મ્હારા આ દૂષિત સહુ પ્રેમે જ તરજે"
> (૮-૫-૯૭)

એ પછી, "સુકાની શબ્દ"માંથી:-

> "તને ચાહું છું હું" કદી નવ પડયા શબ્દ શ્રવણે
> હવે એ શબ્દોમાં હૃદય ભણકારા તુજ સુણે.
> કહે "ચાહું છું!" ને જગત સઘળું સત્ય બનશે
> ઉખેડી સૌ શ્રદ્ધા, નયન મુજ હું ફોડીશ પછી."
> (૩૦-૫-૯૭)

એ બધું શોભનાને સંબોધન. ત્યારપછી 'ખાક દિલ'માં રમાને સંબોધન સ્પષ્ટ જણાય છે :-

> 'આ ખાક દિલ અંધારમાં ભારી હવે તું શું કરે !
> ઉલ્લુ ચતું વીતી ગયું તેને હવે તું શું કરે !

બાળ્યે તપાવ્યે ખાકને ના ખાકથી બીજું મળે,
આલમ યકી બાતલ ઊડે તેને હવે તું શું કરે?

* * *

આ જિન્દગીનું પૂછવાં મ્હારા હને હક ના રહ્યો,
ફરિયાદ વિણુ રોયા કરે તેને સનમ તું શું કરે!
અવધૂતની માળા મહીં લાખો ફરી પારા ગયા;
આ એક પારો ઝીન્દગીનો ફેરવી તું શું કરે!
અવધૂત હું દેને બખીલી એક પારામાં નહિ,
લાખો કહે, લાખો દઉં, પણ મંત્ર વિણુ તું શું કરે!
આ ખાકના પારા પરે કો ઈલ્મ સાધી જાણતું,
તે દસ્તથી આ લૂંટ આવી તું કરીને શું કરે?
આ ખાકને ખાકી સહે, પ્યારી હતી જૂની કંઇ,
તું તો નકામી ખાકથી મેલી બનીને શું કરે?
આ ખાક રોતી એટલું, ખાકી રડે છે એજ કે
બાજીગરે બાજી મગર એવી રચી તું શું કરે!
રાખું સબૂરી, રાખજે તું યે સબૂરી ઓ સનમ
ત્હોયે રહેના આંસુડાં, કોની સબૂરી શું કરે!"

(૩૧-૭-૯૭)

પોતાના ખાકના પારા જેવા શરીરને મંત્ર સાધી સંજીવન કરનાર એક જૂનો-જન્મોજન્મનો પુરાણો-પ્યાર હતો. એના હૃદયમાંથી આવી લૂંટ કરવામાં લૂંટાનારનું જીવન નિષ્ફળ જાય છે, અને લૂંટનારને કશો ફાયદો નથી, છતાં સબૂરી રાખવાની હજી તૈયારી છે.

એ પછી 'પરવાર્યો' એ કાવ્યની થોડી પંક્તિઓમાંથી નિરાશાના સૂરો ઊઠે છે:-

'દુઃખી દિલ દર્દને ગાતી, જિગરની આહમાં હકાતા,
ફના ઇશ્કે સદા વાતા હવે હું આજ પરવાર્યો.
હવે આ આંખમાં ના છે કંઈ દાવો, કંઈ ફરિયાદ,
ગમી ના જામ એ પાતાં અને પીતાંય પરવાર્યો.'

(૮-૮-૯૭)

આ અવસ્થાનો ખ્યાલ આપનારાં અનેક કાવ્યો તપાસી શકાય, પણ એમાંનાં થોડાંએક હજી જોઇએ:

'હમારી પિછાણ' અને 'કોણ પરવાર્યું?' એ કાવ્યોમાં બેપરવા મસ્તી અને ત્યાગ-વિરાગ દેખાય છે.

'જહાંથી જે થયું ખાતિર અહીં તે છે થયું શાગિર્દ;
અમે તો ખાકની મૂઠી ભરી રાજી થનારાઓ.
જખમથી જે ડરી રહેતાં વિના જખમે જખમ સહેતા.
અમે તો ખાકને જખમો ખૂની ત્યાં માનનારાઓ'

(૧૪-૧૧-૯૭)

અને—

'અહીં માશુક ના દેતી, કદી દે તે નહિ પૂરું
મગર એ ભિખ માગીને ભિખારી કોણ પરવાર્યું?
અહીંના આશકો સુરમે કરે છે ગાલને કાળા,
મગર માશુકની સુરખી રડીને કોણ પરવાર્યું?
અહીં પ્રત્યેક દાણા પરૈં છૂપ્યાં ખાનારનાં નામો.
મગર પરવા પરાઠથી અરેરે કોણ પરવાર્યું!'

(૧૭-૧૧-૯૭)

અને એ પછી, 'પ્રેમથી તું શું કરે?' માં પ્રેમની નિરાશાનાં પરિણામો બેપરવા બનીને રૂઈ લેવાના તૈયારી છે:-

'ચોગાનમાં આલમ તણા રે પ્રેમથી તું શું કરે!
તારા ચમનના પુષ્પના કાંટા થકી તું શું કરે!
લઈ લે મૃદુ આમોદ તો, તુજને ઉઝરડા હો થતો;
ઓંકાય તો ઓંકાય છો, એ મામલાથી શું કરે!'

(૧૯-૧૨-૯

એ પછી ફરીથી 'રજાની માગણી' સ્પષ્ટ સંબોધન છે:-

'ત્રોડ્યું જિગર! તું છે ખુશી! હાવાં રજા દેવી ઘટે.
બાકી રહ્યા શ્વાસ હોય તો બે-ચાર દઈ દેવા ઘટે.
તેં શું કર્યું તે આ જિગર ખોલી બતાવાતું નથી,
જંજીરથી છોડી મગર એ શ્વાસ તો દેવો ઘટે!
અરજી દઈ કેદી થનારો કેદખાને ઠીક છે,
તેનેય પણ મેદાનની દો'ઢી હવા દેવી ઘટે.
રિબાય તેની લિજ્જતો શું રીબનારું જાણતું,
થાક્યો નથી, તોયે સનમ તાજે થવા દેવો ઘટે.

* * *

માગું રજા, જાઉં ભલે, આખર કદમ ત્હારે જ છું,
બે-ચાર દિન, બે-ચાર યુગ, હાવાં રજા દેવી ઘટે.'

(૨૨-૧-૯૮)

એ પછી, 'દિલને દિલાસો' એ કાવ્યમાં હજી ભાવિ માટે આશા પ્રકટે છે:-

વનેથી એ સીતા તુજ તરફ પાછી જ ફરશે,
અરે જેનો ચ્હેરો મદીક છૂપી ચાલ્યો, રડીશ માઃ
(૨૬-૪-૯૮)

એ કાવ્ય લાંબું છે, પણ આખુંય આ ભાવનાથી ભરેલું છે. 'દિલને દિલાસો' એ કાવ્ય ફારસી કવિ હાફિઝની એક પ્રખ્યાત ગઝલ પરથી રૂપાંતર થયેલું તમને લાગે છે, અને કલાપી ફારસી ભાષા જાણતા નહોતા, તો આ રૂપાંતર શી રીતે આવ્યું, એ તમારો પ્રશ્ન બરાબર છે. મારો ખ્યાલ એવો છે કે ઉત્તર હિન્દુસ્થાનના ભગવાનદાસજી નામના એક યુવાન સાધુ કાઠિયાવાડમાં આવેલા. અહીં લાઠામાં ૨-૩ માસ મારી પાસે રહેલા, અને પછી હું એમને લાઠી તેડી ગયેલો. ત્યાં એકાદ વરસ તેઓ રહેલા. બહુ આકર્ષક, સુંદર વ્યક્તિત્વ હતું અને હિન્દી ભાષા એમની વાણીમાં મોહક લાગતી. શેતરંજની રમત બહુ સરસ રીતે ખેલી જાણતા. કાઠિયાવાડમાં લાંબો સમય રહેલા—ભાવનગરમાં પણ એવા એક ભગવાનદાસ ઠીક સમય રહી ગયેલા અને શેતરંજમાં પારંગત હતા એમ તમે કહો છો એ જ હશે. એમનાં પણ કેટલાંક સુંદર સ્મરણો મારી સ્મૃતિમાં છે. એ કોઈ સમયે નોંધશું. તેઓ ફારસી કવિતાના અભ્યાસી હતા, અને હાફિઝનાં કાવ્યો સરસ રીતે સમજી-સમજાવી જાણતા. એમની પાસેથી ઠાકોરસાહેબે હાફિઝનું મૂળ કાવ્ય સાંભળ્યું હશે એમ હું માનું છું.

અને એ પછી તો, ('પ્રથમ નિરાશા'માંથી)

"આશાની પીડા વીતી છે,
અશ્રુધારા ના વીતી છે;
કાલ સુખે જાવા પ્રીતિ છે
વીતી છે તે વીતી છે (૨-૫-૯૮)

એ પછી ચોવીસ વરસ પૂરાં થતાં, જીવનનું સરવૈયું કાઢતાં, એટલી જિંદગી નકામી-શુષ્ક-પસાર થઈ એવો નિરાશાનો ધ્વનિ ઊઠે છે :—



ફૂટી ગયેલ ઘટની ઘટમાળ જેવાં
મારાં ફર્યાં વરસ, જીવન-ભાગ સૂકયો;
એકેય બિન્દુ નવ ચોવીશ ચક્રમાંથી
વા કોઇયે ન ઘટમાળ સમારનારું.

* * *

'મ્હારો હિસાબ વિધિ પાસ કશો ન લાંબો,
જીવ્યો, મરીશ, જખમ તારક ત્યાં ખરે છે.

* * *

તોયે મરે તરસમાં મરતો બપૈયો,
મેં પિંજરા હૃદયને ફરિયાદ, રોવી.
(૯-૫-૯૮)

જીવનની તૂટી ગયેલી ઘટમાળ સાથે ઉપમા એ ગુર્જરાતી કવિતામાં અજોડ છે એવું તમે કહો છો એ મને બરાબર લાગે છે. આપણાં ભજનોમાં જન્મ-મરણની ઘટમાળ ગવાઈ છે, પણ આ ઉપમા તદ્દન અનોખી છે. એ પછી 'નાસી જતી મૃગલી ને ઘવાયેલો મૃગ' એ કાવ્યની બે જ લીટીઓ લઈએ:

'મ્હારી પ્રિયે એક જ દૃષ્ટિ લેવા
હજીય ઇચ્છા મનમાં ભરેલ છે.'
(૯-૬-૯૮)

શોભનાને પુનઃ પ્રાપ્ત કરવાની આશા અંતરમાં જાગ્રત છે એવો ધ્વનિ વારંવાર ઊઠે છે, અને વારંવાર ભાવનામાં પલટો આવે છે એવું આ આખા કાવ્યમાંથી સ્પષ્ટ દેખાતું નથી? ૧૮૯૭ના મે માસથી ૧૮૯૮ના જૂન સુધીના ગાળામાં લખાયેલાં કાવ્યોમાંથી એમની આંતરવ્યથાની Internal evidence (આંતરગવાહી) સ્પષ્ટ જડી આવે છે. આથી ઘણાં વધારે અવતરણો આપી શકાય, પણ આપણા હેતુ માટે આટલાં બસ થશે એમ માનું છું.

મહાબળેશ્વરથી પાછા ફર્યા ત્યારે શોભનાનાં લગ્ન ગાંભા સાથે થઈ ગયાં હતાં. છતાં 'આશાની પીડા' નહોતી વીતી. એનો એ તલસાટ અંતરમાં ચાલુ હતો.

શોભનાની એક છબી, એમના ખાનામાં માપ શો એવડા કદની તૈયાર કરાવવાની સૂચનાનો મારા પર તા. ૮-૧૨-૯૭નો પત્ર આખો જ ઉતારીએ. એ સમયના એમના માનસનો ખ્યાલ એ પત્ર આપશે.

કાશી. ૮-૧૨-૯૭.

વ્હાલા !

હું નાણી. ધ્યાન એ છબીમાં–એ મૂર્તિમાં અને બાલભાવમાં પડ્યું છે, અને સત્તર દિવસ પછીના દિવસમાં પહેલી તેની જ વાત કરીશ.

મારા ખાનાની પહોળાઈ જોવા માટે આ સાથે કાગળની એક પટ્ટી છે કેમ સુદ્ધાંત એથી ચોખાવા નાની છબી બનશે તો બરાબર થશે. ખાનાની લંબાઈ, પહોળાઈથી બમણી અને તે ઉપર બે પ્રન્ચ, એટલી છે. રમાએ શોભનની હાલની સ્થિતિની છબી કોઈ સમયે પડાવી આપવા કહેલું છે, પરંતુ એ બાલભાવો તો આપ જ આપી શકો તેમ છો. **એ ચિત્ર મારી જિંદગીભર શુદ્ધ જ રહે એવી મારી ઇચ્છા છે.** આમ છે તેથી માત્ર ચહેરો જ નહિ, પરંતુ એ બધાં અંગોની અપેક્ષા છે. આ ચિત્રમાં વસ્ત્ર એવું ઝીણું મુકાય, જેથી અંગોની ઝાંય કંઈ આછી આછી દેખાય અને વસ્ત્ર એક જ પહેરાવવું, એટલે ચોળી નહિ–જો એ ફેરફાર કરતાં ચિતારો ગૂંચવાય નહિ તો ચિત્ર ઉત્તમ બનાવવાની કાળજી રાખશો જ. કેન્વાસ પરના ઑઇલ પેઇન્ટિંગમાં કાચ નાખવાનો રિવાજ નથી, પણ આમાં કાચ હશે તો વધારે સારું ચિત્રને કાચ અડે નહિ તેટલા માટે ચિત્રની આસપાસ લાકડાની એક ચીપ રખાવી તે પર કાચ જડાવતાં વાંધો નહિ આવે. એ કાચ પર બહારથી ખેંચી શકાય એવું પાટિયું રખાવશો અને પાટિયું અંદર નાખી દેવાતાં ચિત્ર જ ન હોય એવું લાગશે—ચિત્ર પેક થઈ જશે. એ એક કૂંચીથી ઉઘડે એવી ગોઠવણ કરાવશો એટલે અન્ય કોઈ દૃષ્ટિથી એ સલામત રહે આ બધું કેમ કરવું એ તો આપ મારાથી ઘણું વધારે સારી રીતે સમજી શકશો."

વળી બીજા એક તા. ૨૧–૧૨-૯૭ના પત્રમાંથી થોડું જોઈએ:–

'તું ડરીશ નહિ રમા તારી પાસેથી મળેલી છબીને જોશે અને એ જાણીને તે એ બક્ષનાર હૃદયની કદર કરશે. તારી આ ભીતિ પણ એ વાંચશે અને તે એવા હૃદયને કેમ સમજી નહિ શકે? પોતાના પતિનો એક મિત્ર અને એ પણ એક રાજા પોતાની લાગણીઓની આટલી બધી દરકાર રાખે, છે એ રમાને કેમ લાગ્યા વિના રહેશે? શું આટલું જ તેને જિન્દગીભર મગરૂર રાખવાને બસ નથી?

સ્થૂળ શારીરિક સંબંધ–ભોગવિલાસ–એ તો સૂક્ષ્મની કંઇ ખામીને લાધે છે. તારા નિર્ણયથી ઉત્તમ બીજો કયો નિર્ણય હોઇ શકે? પણ સ્થૂળથી પેદા થયેલા, સ્થૂળમાં વસતા માનવીને સૂક્ષ્મ માત્રથી ઘણું કરીને સંતોષ થતો નથી. જેને એવો નિર્મળ સંતોષ મળે છે એ ખરેખર બહુ જ ભાગ્યશાળી છે. પણ સંતોષ ન થાય, હૃદય હિજરાયા કરતું હોય તો સ્થૂળનો અનુભવ મેળવી લેવામાં–જો તે વિચારપૂર્વક થાય તો–પાપ તો નથી જ. ઉચ્ચતા તો સૂક્ષ્મના લ્હાણામાં જ છે. પણ આવો અનુભવ ક્યારે થયો? શી રીતે થયો? હોય તો 'તરણા ઓથે ડુંગર,' પણ એ તરણું ક્યારે, કેવી રીતે ખસ્યું? મને તારું હૃદય વાંચીને બહુ આનંદ થાય છે.

ચિત્રમાં બાલાને ગમે ત્યાં બેસારશો. આપને જે સ્થાન વધારે સારું લાગે ત્યાં મૂકશો."

અલબત્ત એમની બધી બારીક સૂચનાઓનો અમલ કરીને આ ચિત્ર એમને મેં તૈયાર કરી મોકલાવેલું વઢવાણવાળા નાનાલાલ જાની કાઠિયાવાડના પ્રખ્યાત ચિત્રકાર છે, અને એમના પિતા બગસરાની શાળામાં શિક્ષક હોઇ એમનો એ વખતે બગસરામાં વાસ હતો. રજાઓમાં ઘણુંખરું આવતા. આપણા આ ઑફિસ–રૂમની દીવાલો પરનાં બે-ત્રણ ચિત્રો એમનાં બનાવેલાં છે: એ વખતે એમની કલાની શરૂઆત હતી. અત્યારે તેઓ વૃદ્ધ થયા છે અને વઢવાણમાં નિવૃત્તિ ભોગવે છે એમ જાણ્યું છે.

એ ચિત્રો ઠાકોરસાહેબને મળ્યા પછી એમનો એ માટેનો આભાર-પત્ર પણ વિગતવાર છે, પણ એ ઉતારવાની જરૂર અહીં નથી. આટલા ઉતારા ફક્ત એ સમયની એમની મન-હૃદયની સ્થિતિ સમજવા માટે માર્ગદર્શક છે એમ લાગે છે માટે કરવા જરૂરી લાગે છે.

પછીના છ માસ સુધી એ આંતરવિગ્રહ શરૂ રહ્યો, હવે તો શોભના ક્રોઇની પત્ની બની હતી.

કોઈની પત્નીને ઉઠાવી જનાર રાજા માટે પ્રજાજનો શું ધારે? દુનિયા શો અભિપ્રાય બાંધે! એક ગૃહસ્થ તરીકેના જીવનમાં શું વાજબી ગણાય? આ બધા સવાલો સમા પલ્લામાં મૂકીને અંતરનાં ખેંચાણ સામે જોખવાના હતા છતાં:—

"અક્કલ કહે છે છોડવા, હૈયું કહે એ ના બને".

એ કોયડો તો ઉભો જ રહ્યો. અને શોભનાને પત્ની તરીકે ન સ્વીકારાય ત્યાં સુધી શરીર-સંબંધ તો અશક્ય જ હતો.

એટલે ફરીથી એ દિશામાં વાટાઘાટો શરૂ થઈ. શોભનાને મળવું અને એનું મન જાણવું એ તો હવે લગભગ અશક્ય જ હતું. એના લગ્ન જીવનમાં એ સુખી નથી એવી વાતો ઠાકોરસાહેબને કાને આવતી, અને એ માટેની જવાબદારી પોતાની છે એમ તેઓ માનતા. આ એક રાજવીના જીવનને સ્પર્શતો પ્રશ્ન હતો, એટલે એ જાહેર ચર્ચાનો વિષય બને એ સ્વાભાવિક હતું. પ્રજા તો સાધારણ રીતે, 'રાજાની રીતો એવી જ હોય' એટલું પોતાને મનનું સમાધાન કરી લ્યે એવો એ સમય હતો. શોભનાનાં સગાંઓ આવા પગલાનો કયા પ્રકારનો વિરોધ કરે એ વિચારવાનું હતું. શોભનાને પત્ની તરીકે સ્વીકારાય તો પછી રમા સાથેનો સંબંધ કેવો રહે એની રૂપરેખા પણ નક્કી કરી લેવી જોઈએ. એજન્સી સુધી પણ આ નિન્દા-કથા પહોંચાડવામાં આવી હતી. પ્રાન્તસાહેબ પાસે ફરિયાદ કરવામાં આવે અને એમનો ચુકાદો વિરુદ્ધમાં આવે તો જીવન-ભાવિ કેવું ઘડાય એના સરવાળા બાદબાકી પણ ગણી લેવાનાં હતાં. રાજ્ય છોડવાની જરૂર ઊભી થાય તો તેને માટે પણ માનસિક તૈયારી હતી. ૧૮૯૮ના પ્રથમ ૭ માસ આ ગડમથલમાં પસાર થયા. સમૃદ્ધ વાચન વગેરેનો પ્રથમનો નિત્યક્રમ તો લગભગ ખોરવાઈ ગયો હતો. કાવ્ય-લેખન ચાલતું, અને વાચનમાં વર્ડ્ઝવર્થ, સ્વીન બોર્ન, સ્પેન્સર વગેરેના ગ્રંથોનું મિશ્રણ હતું. "Among the Rosicrusians" "The coming Race" એ લીટનની નવલકથાઓ અને 'સરસ્વતીચંદ્ર' આ અરસામાં વંચાયાં.



૧૮૯૮ ના જૂન માસના અરસામાં ગોહિલવાડના પોલિટિકલ એજન્ટ લાઠી સ્ટેશનથી પસાર થવાના હતા એમની પાસે આ હકીકત કોઈ સ્વરૂપે ગયેલી, અને એ માટે રૂબરૂ વાત કરવાને એમણે ઠાકોરસાહેબને લાઠી સ્ટેશને મળવા બોલાવ્યા. એ મુલાકાતના પરિણામ પર ભાવિ એક રીતે અવલંબતું હતું. એ મુલાકાતને પરિણામે ગાદીત્યાગ કરવાની જરૂરિયાત ઊભી થાય તો એ માટે પણ માનસિક તૈયારી હતી. નિયત દિવસે સ્ટેશન પર એ મુલાકાત થઈ. એજન્ટે એક સવાલ પૂછી વાત શરૂ કરી, 'Well, Thakore Saheb! what is this affair about a girl in your household which I have heard reports?' (ઠાકોર સાહેબ! આપના રાણીવાસમાં રહેતી એક છોકરીની બાબતમાં મારે કાને વાતો આવી છે. એની શું હકીકત છે?)

ઠાકોરસાહેબે જવાબ આપ્યો 'Yes, I love her' (હા, મને એના તરફ પ્રેમ છે)

સાહેબે પૂછ્યું: 'Well then why don't you marry her?' (તો પછી આપ તેની સાથે લગ્ન કાં કરી લેતા નથી?)

ઠાકોરસાહેબે ઉત્તર વાળ્યો: 'I am going to' (હું કરી લેવાનો છું)

સાહેબે સૂચના કરી: 'Then do it soon.' (તો પછી વહેલું પતાવો)

મુલાકાત પૂરી થઈ. મોટો ભય ટળી ગયો, એટલું જ નહિ પણ માર્ગ સરળ બન્યો. એટલે હવે કામ કેમ પાર પાડવું એ જ નક્કી કરવાનું હતું.

એ મુલાકાત પછી દૂધ અને ફળનો આહાર છોડીને ખોરાક લેવાનું શરૂ કર્યું.

[ક્રમશઃ]

એક જાણીતી અભિનેત્રીના જીવનના રોમાંચક બનાવો અહીં રજૂ થાય છે




# એક અભિનેત્રીનું આત્મ-નિવેદન

——શ્રી૦ શ્રીકાન્ત

મારા જેવી કલા–જગતની જાણીતી અને સિનેરસિયાઓની માનીતી અભિનેત્રી પોતાના પતિ સાથેથી છૂટાછેડા મેળવે એથી કોઈને ભાગ્યે જ આશ્ચર્ય થાય, પણ થોડાક જ વખત પછી ફરીથી એ જ પતિ સાથે સંસાર માંડવા તૈયાર થાય એ હરકોઈને આશ્ચર્યચકિત બનાવી નાખે એવી સાવ સ્વાભાવિક વાત છે. એકાદ વરસ પહેલાં જો આવું કોઈકના કે મારા પોતાના જીવનમાં બન્યું હોત તો મને પોતાને પણ નવાઈ લાગતી.

ટ્રિનિટી કોલેજમાં હું ભણતી હતી ત્યારે 'એશિયાઈ પ્રકાશ' નામે એક નાના પ્રહસન નાટકમાં મેં એક પાઠ લીધો હતો. એ અભિનય મેં એટલો સરસ કર્યો હતો કે જોનારાં છક્ક થઈ ગયાં. હું પહેલી જ વાર રંગભૂમિ પર ઊતરી હતી એ વાત માનવા કોઈ તૈયાર નહોતું. બીજે દિવસે 'ડેલી હેરલ્ડ'માં 'કલાવંત હિંદની અજોડ અભિનેત્રી'ના મોટા મથાળા ને છબી સાથે એ હેવાલ છપાયો. ત્યાર પછી તો હિંદની ફિલ્મ–સંસ્થાઓના માલિકો, ડિરેક્ટરો અને કોન્ટ્રાક્ટરોના થોકબંધ પત્રો આવવા માંડ્યા. કેટલાક તો જાતે જ મળવા આવી પહોંચ્યા: એ બધાથી મેં માંડ માંડ છુટકારો મેળવ્યો. એ બધા એક જ વાત કહેતા: 'હિંદ પાછાં ફર્યાં પછી તમારે ચિત્ર સંસ્થાઓમાં કામ કરવું જોઈએ અને હાથ આવેલી તક એળે ગુમાવવી ન જોઈએ.'

પણ હિંદી ચિત્ર–સંસ્થાઓની અંતરંગ માહિતી મેં ખૂબખૂબ સાંભળી હતી. એ પરથી એ ક્ષેત્રમાં પડવાની મેં મારી નામરજી બતાવી હતી, પણ કેટલાકે આગ્રહપૂર્વક કહ્યું કે: 'એ તો પોતાની નીતિમત્તા પર જ આધાર રાખે છે. મન દૃઢ હોય તો વાતાવરણ કશી અસર કરી શકતું નથી.'

એ પરથી હિંદ આવ્યા પછી હું કલા ચિત્રપટ-સંસ્થામાં કામ કરવા લાગી. 'જાગૃતિ,' 'મહાસ્વપ્ન' અને 'માનવતાના શત્રુઓ' વગેરે ચિત્રોમાં મેં કામ કર્યું. લોકપ્રિયતા અને કામના વધતા જતા દબાણને લીધે હું ઘરની બાબતો પ્રત્યે દુર્લક્ષ્ય રાખતી થઈ. ઘરની બહારનું જીવન જ એટલું વિશાળ હતું કે એમાંથી નિરાંતે શ્વાસ લેવાનોય વખત ન મળતો. નવા જીવનનો મદ પણ ચડતો હતો. એક દિવસ એમણે કહ્યું: 'મલ્લિકા, તું હવે હદ બહાર જાય છે. તને ઘરની કંઈ જ ફિકર લાગતી નથી?"

મેં એ સાંભળી કહ્યું: 'કલાકારને મન આખું જગત પોતાનું ઘર છે.'

તેમણે આર્જવપૂર્વક કહ્યું: 'પણ મલ્લિકા, આપણા બાબાની શી દશા થવા આવી છે એનું કંઈ ભાન છે ખરું? એને ખાતર તારે ઘેર નહિ રહેવું જોઈએ?'

'આયા ઘેર નથી રહેતી શું?' મેં પૂછ્યું.

'માતાની મમતા કંઈ વેચાતી મળતી નથી, એ તું કયાં નથી સમજતી?'

છતાં મેં જયદેવની વાત પર ધ્યાન આપ્યું નહિ. હું બહારના જગતમાં જ રચીપચી રહેવા લાગી. પરિણામ એ આવ્યું કે એક દિવસ અમારો બાબો અમને આ દુનિયામાંથી સદાને માટે છોડીને ચાલ્યો ગયો!

*

## 'સ્ત્રીની નિર્બળતા જ એની પરાધીનતાનું કારણ છે, નિર્બળતા જેવો બીજો ગુનો નથી'

થોડા દિવસો વીત્યા હશે. એવામાં એક દિવસે એક ભિખારણ બારણે આવી. એની સાથે ચાર-પાંચ નાગાઉઘાડાં છોકરાં હતાં. એ જોઈ જયદેવે મને કહ્યું: "આનો વૈભવ જ આ છે ને! વેલીને ફળ બેસે એટલે તેને કંઈ તેનો ભાર નહિ લાગતો હોય? પણ તને તો ઘરમાં શું થાય છે તે પાછું વાળીને જોવાની ફુરસદ નથી.'

મારી આંખોમાં પાણી આવ્યાં. કદાચ મેં ઘરમાં વધુ ધ્યાન આપ્યું હોત તો અમારો બાબો અમને છોડી ન જાત. મેં દુ:ખી સાદે કહ્યું: 'હવે એનું શું છે...'

'છે શું? તેં જ બાબાને મારી નાંખ્યો.'

મને આ મહેણાથી ખૂબ લાગી આવ્યું. હું બેદરકાર બની હતી એ ખરું છે, પણ હું કંઈ દુશ્મન નહોતી! મારું સ્વાભિમાન જાગૃત થયું. ગુસ્સાભેર બરાડી: 'જરા જીભને કાબૂમાં રાખતાં શીખો. કોઈ માને-પેટના દીકરા પ્રત્યે એવા વિચારો પણ આવે? શું મને બાબા સાથે કંઈ લાગતું-વળગતું નહોતું?'

એ પછી અમારી વચ્ચેનું અંતર વધતું જ ગયું. કોઈ કોઈનું કહ્યું સહન જ ન કરે. એમણે અબોલા શરૂ કર્યા. એમનું મોં જોવાનું પણ અણગમતું થઈ પડ્યું. મારો જીવ અકળાઈ ગયો અને એક દિવસે મેં ચોખવટ કરવા કહી નાખ્યું: સ્ત્રીની નિર્બળતા જ એની પરાધીનતાનું કારણ છે, નિર્બળતા જેવો બીજો ગુનો નથી. આર્થિક સ્વાતંત્ર્ય મેળવ્યા સિવાય પુરુષ સમોવડી થવાની ઇચ્છા રાખવી જ નિરર્થક છે.

એ વખતની મારા મનની અકળામણ વર્ણવી શકાય એવી નથી. મન પરનો સંયમ ગયો એટલે આખું જગત વિચિત્ર લાગવા માંડ્યું. બધું જ પરાયું લાગવા માંડ્યું. જ્યાં ત્યાં નિરાશા જ દેખાતી હતી. જગતમાં બધે જ દુશ્મનો જણાવા લાગ્યા. મન ચિડિયલ બન્યું. એમની વર્તણૂક મને અન્યાયી લાગવા માંડી. પુરુષોની જાત જ એવી કઠોર હોય છે એવી મારા મને ગાંઠ વાળી. મારે વિષે ગમે તેવી શંકાકુશંકા કરતાં તેમને કંઈ લાગતું નહિ. ખરેખર, રામને સુદ્ધાં લોકોત્તર સીતાનો વિશ્વાસ નહોતો આવ્યો!

થોડા દિવસો પછી આરામ મેળવવા હું મારે ગામ ગઈ. અમારા ઘરની પડોશમાં જ હરજી પટેલ રહેતો હતો. નાનપણથી જ એમના ઘરકુટુંબ સાથે અમારે સારો ઘરોબો હતો. હું છ-સાત વરસ પછી ગામ ગઈ હતી એટલે બધું નવું નવું લાગતું હતું. પટેલના બારણામાં ચંદરવો બાંધેલો હતો એ જોઈ નવાઈ લાગી. પટેલને કંઈ છૈયાંછોકરાં તો હતાં જ નહિ. પંચાવન-સત્તાવન વર્ષની ઉંમર હશે. મને જ્યારે ખબર પડી કે પટેલ જાતે જ પરણ્યો છે ત્યારે મારા અચંબાનો પાર ન રહ્યો. પટેલ બે સ્ત્રી પરણેલા હતા, અને ત્રીજી વાર આટલી ઉંમરે લગ્ન કરવા શી રીતે નીકળે? સ્ત્રીઓને શું હૃદય જ નથી હોતું? શું પટેલ એવું જ માને છે? પણ હરજી પટેલનાં પહેલીવારનાં વહુને જ્યારે મેં ખુશખુશાલ જોયાં ત્યારે તો મારા આશ્ચર્યની અવધ ન રહી! તેમનાં મોં પર નામમાત્રની દિલગીરી નહોતી. તેમનું

## —અને છેવટે એ ચમત્કારીક બનાવે મારું જીવન પલટી નાખ્યું !

મોં ઉલ્લાસભર્યું હસતું હતું. એ નાટક તો નહિ કરતી હોય ? મને જોઇને આવકાર આપતાં તેમણે હસીને કહ્યું : 'લ્યો બહેન, તમે પણ વખતસર જ આવી પહોંચ્યાં ! અમારા 'એ'ના પરમ દિવસે લગન લીધાં છે !'

હું તેની આંખો સામે જોઇ રહી. એ સાવ નિર્દોષ હતી. કેટલા ઉમંગભેર એ પોતાના પતિના લગ્નમાં ભાગ લેતી હતી ? નવી વહુ માટેની ફૂલવેણી એ જ ગૂંથતી હતી. એ વખતે એનો ચહેરો કેવો ખીલી નીકળ્યો હતો ! લગ્નની ધમાલ પત્યા પછી મેં તેને પૂછ્યું : 'ગંગાબહેન, હરજીભાઇનાં નવાં લગ્ન બદલ તમને મનમાં જરા પણ ખોટું નથી લાગતું ?'

એ હસી. "એમાં ખોટું લાગવા જેવું છે જ શું બહેન ? પુરુષનું પરાક્રમ ધન કમાવામાં, સ્ત્રીનું પ્રેમ કરવામાં અમારાં જ કમનસીબ કે અમારી કૂખ ઊજળી થઇ નહિ. તમારા ભાઇનું દુઃખ અમારાથી જોવાતું નથી. અમારા જ આગ્રહથી તો એ પરણવા તૈયાર થયા છે !'

—અને વચલી વહુ બોલી : 'એમનું મન હમેશાં દુભાયલું રહે, એમના મનને શાંતિ નહિ આપીએ, એમની ઇચ્છા પૂરી નહિ કરીએ તો પછી અમે એમની પરણેતર શી રીતે કે'વાઇએ ? પૈડું કિચૂડ કિચૂડ કરવા લાગે એટલે એમાં તેલ પૂરી ગાડાને આગળ ચલાવવાની આપણી ફરજ નથી ? ભેરા મનખનો અવતાર જ એવો—ચાર દહાડાની વસંત. એક વેલી વળગી હોય તો શું ઝાડ બીજી વેલીને પોતાની ફરતે વીંટળાતાં અટકાવે છે ? તમારા ભાઇ પણ એમ કરે તો ખોટું શું છે ? અમે તો બધી મોજ માણી, પણ અમને અને તમારા ભાઇને વાંઝિયામેણું શલ્યની માફક ખૂંચે છે. એ શલ્ય દૂર કરવા માટે, એમનું મન મનાવવા કેટલી મહેનત કરવી પડી છે ?' ને એમણે ઊંચે જોઈ બે હાથ જોડી જાણે પ્રાર્થના કરી : "એમનું મન સંતોષાય ને સાત સાત અવતારે એ જ પતિ મળો.'

*

અને જાણે ચમત્કાર થયો. ગયે મહિને જ પટેલને ત્યાં પારણું બંધાયું. પુત્રજન્મ થયો. ઘરમાં જાણે મોટો ઉત્સવ ઊજવાયો. ધામધૂમથી છઠ્ઠી ઊજવાઈ. છઠ્ઠીના બીજે દિવસે ગંગાબાઈની તબિયત એકદમ બગડી આવી. ખૂબ તાવ આવ્યો તે ઊતર્યો જ નહિ. એમનું મોં મ્લાન બની ગયું. આંખો બિહામણી બની ગઈ. મરકતા હાસ્યે તેમણે કહ્યું: 'મહેણું ગયું, બહેન, મારી નજર ઠરી. હવે કંઈ જ વાસના નથી રહી !' પટેલ તરફ જોઈ ગદ્‌ગદ્ બની એ બોલી : 'હવે તમે ઓછું ન આણશો, મનમાં જરા પણ દુઃખ ન લાવશો.' અને તરત જ એણે નાની વહુને શીખામણ આપી: 'લક્ષ્મી - વહુ, એમનું મન દુભાવશો નહિ. એમના જીવને શાંતિ આપજો.'

અને એણે શાંતિથી આંખો મીંચી. એના મ્લાન વદનની એકે રેખા વિકૃત ન બની.

મારું દુઃખ મારી નજર સામે આવી ઊભું. મને થયું..'સ્ત્રીનું જીવનસર્વસ્વ જ શું આ છે ?'

હું પાછી પતિ–ઘેર આવી. એ વખતે મને કેટલો બધો આનંદ થયો હતો ? એમની ઉદારતાનો ખરો ખ્યાલ પણ ત્યારે જ મને આવ્યો. હું જ આટલી બધી સ્વાર્થી, કઠોર, અવિચારી અને ત્રાગું કરનારી હતી ? હવે અમારો બાબો અમને મળે ખરો...

એક જાણીતી અભિનેત્રીના જીવનના આ બનાવો કોઇ રસભરી નવલકથા જેવા ચમત્કારી રોમાંચ ખડા કરનારા નથી શું ?





# વિદાયમાન !

**શ્રી. કેશવલાલ કા. જાની**
બી. એ; એસ. ટી. સી.

કરિયાણાના અને પરચૂરણ માલના વેપારી શ્રી. ખોડીદાસ ઠક્કરની પ્રજાજનો જોગ જાહેર વિજ્ઞપ્તિઃ

વિ. વિ. જે આપ સર્વ જાણો છો કે આપણા લોકપ્રિય હેડમાસ્તર સાહેબ શ્રી ધુલિયાની બદલી થતાં તેઓ થોડા વખતમાં અત્રેથી જનાર છે તેમને પગાર વધારો મળ્યો છે તે ઘણું ખુશી થવા જેવું છે. અહીંના તેમના મિત્રો અને પ્રશંસકોએ નક્કી કર્યું છે કે તેમને આ પ્રસંગે એક માનપત્ર અને એક થેલી અર્પણ કરવી. આ વિદાયસમારંભની અને થેલી એકઠી કરવાની જવાબદારી મારા પર નાખવામાં આવી છે અને આવાં સાર્વજનિક કામનો મને શોખ હોવાથી મેં તે આનંદથી સ્વીકારી લીધી છે બધા ભાઈઓની ઇચ્છા મુજબ રસીદ-બૂક છપાવવામાં આવી છે. આ બૂકમાં પોતાની મરજી મુજબની રકમ નોંધાવીને રસીદ લઈ જવી, અને એ રીતે, આપણા ગામની ચાર ચાર વર્ષો નિઃસ્વાર્થપણે સેવા કરનારા લોકપ્રિય હેડમાસ્તર સાહેબ તરફનો પોતાનો સક્રિય સહકાર વ્યક્ત કરવો એવી આ સેવકની નમ્ર વિનતિ છે.

મેં તૈયાર કરેલો માનપત્રનો ખરડો આ નીચે આપું છું.

રાજગઢના હેડમાસ્તર સાહેબ શ્રી. શિવલાલ મોતીચંદ ધુલિયાને અર્પણ કરેલું માનપત્ર–

'વહાલા હેડમાસ્તર સાહેબ,

અમને રાજગઢનાં પ્રજાજનોને જાણીને ઘણો જ આનંદ થાય છે કે આપને પગાર-વધારો મળ્યો છે અને થોડા વખતમાં આપ નવી જગ્યાનો ચાર્જ લેવા પધારવાના છો. આ સમાચાર જાણી અમને થએલો ઉલ્લાસ અને આજે ચાર ચાર વર્ષ આપે રાજગઢની જનતાની સેવા કરીને આપની સ્નેહપૂર્ણ સજ્જનતાનો લાભ અમને આપ્યા બદલ કૃતજ્ઞતા વ્યક્ત કરવાની ફરજ અમે અદા કરીએ છીએ. મહેરબાન સાહેબ, આપની કર્તવ્યનિષ્ઠ અને મિલનસાર સ્વભાવ બદલ અમને થતો પ્રેમ, ફૂલ નહિ તો ફૂલની પાંખડી એ કહેવત મુજબ ફક્ત એક થેલી આપને અર્પણ કરીને અમે પ્રગટ કરવા ઇચ્છા રાખીએ છીએ. અમારી ખાતરી છે કે આપ તેનો સ્વીકાર કરશો જ.'

ઉપરનું લખાણ ઊંચા કાગળ પર સુંદર અક્ષરથી છપાવી તેની આજુબાજુની બોર્ડર-ડિઝાઇન ડ્રોઇંગ માસ્તર શ્રી. કાનજીભાઈ કરી આપશે. ઉપરાંત ટોંસાગલ્લીવાળા વોરાજી હુસેનભાઈએ આ માનપત્રને ફ્રેમ કરી આપવાનું માથે લીધું છે. આ બન્નેએ બહુ જ ઓછે ખર્ચે આ કામ કરી આપવાનું કબૂલ કર્યું છે.

તો હવે માનપત્રના ખરડાને આપ સર્વ મંજૂર કરશો અને થેલીની રકમ જેમ બને તેમ મોટી થાય તે માટે સહકાર આપશો એવી મારી વિનતિ છે.

આપનો નમ્ર સેવક
ખોડીદાસ ઠક્કર
વેપારી

ઉપરની છાપેલી જાહેરખબર નીચે તાજા-કલમ પણ હતી.

'તા. ક. મારા માલની જાહેરાત કરવાની આ તક સાધવાનો મારો ઉદ્દેશ નથી. પરંતુ આપના હંમેશના વ્યવહારમાં નડતી એક મોટી મુશ્કેલી દૂર કરવાના હેતુથી જ હું આપને એક ખુશખબર

આપેવા માગું છું. અત્યારે શેરના ચાર રૂપિયા ખર્ચવા છતાં પણ ચોખ્ખું ઘી મળતું નથી. આ ઉપરથી અમારા મ.નરંતા ગ્રાહકોની ખાસ સગવડતા માટે અમે 'ડાલડા' વેજીટેબલ ઘીના ડબ્બાનો સારો સ્ટોક મંગાવ્યો છે. એક વાર વાપરશો એટલે શુદ્ધ ઘીનું નામ પણ નહિ લ્યો. જલદીથી ઓર્ડર નહિ નોંધાવો તો રહી જશો. માલ થોડો છે. અમારી દુકાન ચોર ગલીને નાકે જાહેર રસ્તા ઉપર આવેલી છે.

*   *   *

શ્રીમતી અનસૂયા પારેખ, પ્રમુખ, મહિલા મંડળ, તરફથી શ્રી. ગોકળદાસ ઠક્કરને મળેલ પત્ર—

શ્રી. ભાઈશ્રી,

વિજ્ઞપ્તિપત્ર વાંચ્યું. અમારા મંડળમાં એ પ્રશ્ન આવતીકાલે હું ચર્ચા માટે મૂકનાર છું. હેડમાસ્તર સાહેબની બદલી થઈ છે એ બાબતને તમે આટલું મોટું ગંભીર સ્વરૂપ આપ્યું છે તે જોઈ નવાઈ લાગે છે બ્રિટિશ સામ્રાજ્યવાદને હિંદમાંથી ભગાડનારા કોંગ્રેસ-સેવકોની કર્તવ્યનિષ્ઠાના પ્રમાણમાં હેડમાસ્તરે કયો વાઘ માર્યો છે તે હું સમજી શકતી નથી. તેમની શાળાના મેળાવડામાં તેમણે અમને કદીપણ આમંત્રણ આપ્યું નથી.

તમે ડાલડાના ચાર ડબ્બા સેમ્પલ તરીકે મોકલ્યા તે બદલ આભાર. આવતીકાલની સભામાં હું પોતે તે વિષે વ્યાખ્યાન આપીશ. ઉપરાંત આપને વખત હોય અને આવો તો તમે પણ બહેનોને 'ડાલડા'ના લાભાલાભ સમજાવી શકશો.

અનસૂયા પારેખ,
પ્રમુખ, મહિલા મંડળ, રાજગઢ




એ સમય કદી નહિ ભૂલાય—ધર્મ અને કોમને નામે ઝનૂની હિંદીઓએ પાગલ બની ભયંકર તોફાનો કર્યાં અને પોલીસના દંડા કે ગોળીબાર નકામા નીવડયા. ભગવાન પણ એ સમયે ચૂપચૂપ મંદિરમાં લપાઈ ગયા. ખરું ને?

### રાવસાહેબ રંગીલદાસનો પત્ર

રૂત. ભેરડીદાસ ઠક્કર,

રાવસાહેબને આપે મોકલેલ પત્રિકા પહોંચી . તેઓ સાહેબે મને જવાબ લખવાનો હુકમ કર્યો કે સરકારી નોકરી કરતા કોઇ પણ અધિકારીને થેલી અર્પણ કરી શકાય નહિ. આવી થેલી અર્પણ કરવી અને સ્વીકારવી તે લાંચ-રુશ્વતનો એક સૂક્ષ્મ પ્રકાર છે એમ તેઓ માને છે તેથી આ કાર્યને અંગેના ફાળામાં તેઓ કંઈ પણ રકમ આપી શકતા નથી. વળી બે વર્ષ પહેલાં તેમને રાવસાહેબનો ઇલકાબ મળ્યો ત્યારે હેડમાસ્તરે શાળામાં સમારંભ કરીને તેમને અભિનંદન આપવાની જરૂર હતી. તેમ તો ન કર્યું, પણ પ્રજાજનો તરફથી જે જાહેરસભા યોજવામાં આવી હતી તેમાં પણ હાજરી આપવાની તેમણે દરકાર કરી નહોતી.

ઉપરની બાબતો ધ્યાનમાં લઈને રાવસાહેબ આ સમારંભમાં કોઈ પણ જાતનો ભાગ લઈ શકશે નહિ. સમાજના પૈસાનો થતો આવો દુર્વ્યય અટકે તો સારું એમ તેમની આગ્રહભરી વિનંતિ છે.

હુકમથી
બ. પા. પારેખ
સેક્રેટરી

તા. ક. તમારી દુકાનમાં રાવસાહેબનું ખાતું છે, તો આજ સુધીનો ચૂકતે આંકડો કરીને તુરત મોકલી આપશો એટલે નાણાં ચૂકવી આપીશું. હવેથી તમારી દુકાનેથી માલ લેવાનું બંધ કરવાનું છે તેથી 'ડાલ્ડા'ના ડબ્બાનો ગઈકાલે મોકલાવેલો ઑર્ડર કેન્સલ કરશો.

બ. પા.

* * *

### એક ઉદ્દામ મતવાદી દેશભક્તનો પત્ર

શેઠજી,

આપની જાહેર વિજ્ઞપ્તિ વાંચી ઘણો જ ખેદ થયો. હેડમાસ્તરને માનપત્ર આપવાને બદલે અર્ધ-ચંદ્ર આપીને જ વિદાય કરવા જોઇએ એમ હું ખાતરીપૂર્વક માનું છું, કારણકે તેમની શાળામાં અપાતા સહશિક્ષણને પરિણામે જ ગામની કન્યાઓ અપલક્ષણો શીખે છે. શાળામાં છોકરા-છોકરીઓ સાથે ભણવા ઉપરાંત પ્રેમપત્રો લખીને અયોગ્ય ચેષ્ટાઓ કરે છે, અને આવા વાતાવરણને લીધે જ મેં મારી પુત્રીને બે વર્ષ પહેલાં શાળામાંથી ઉઠાડી લીધી હતી. આવી સંસ્થાઓ અને એ સંસ્થાઓના સંચાલકો સદંતર નિર્મૂળ થશે અને તેને ઠેકાણે સ્વતંત્ર હિંદને માટે યુવાનોનું ઘડતર કરતી કેળવણી આપતી સંસ્થાઓ અસ્તિત્વમાં આવશે એ વાત નિર્વિવાદ છે. આ હકીકત લક્ષમાં લઇને આપ સમારંભ બંધ રાખશો તો ઉપકાર થશે.

લી. શુભેચ્છક
સજ્જનકુમારના
જયહિંદ

* * *

### રાજગઢની મ્યુનિસિપાલિટીના પ્રમુખનો પત્ર

શ્રીમાન શેઠજી,

હેડમાસ્તરને માનપત્ર આપવાના અને થેલી અર્પણ કરવાના સમારંભમાં ભાગ લેવાનું મને ફી

સાંભળ્યું નથી. પહેલી વાત તો એ છે કે અમોને પૂછ્યા વગર આ વાત કેમ હાથ ધરવામાં આવી? અત્યારસુધી ગામમાં આવા જે જે સમારંભો થયા છે તેની બધી વ્યવસ્થા મ્યુનિસિપાલિટીના પ્રમુખ મારફત જ થાય છે. આ વહીવટની વિરૂદ્ધનો કોઈ પણ સમારંભ અમે માન્ય રાખી શકતા નથી.

બીજી વાત એ છે કે ચાર વર્ષની નોકરીમાં જો હેડમાસ્તરને માનપત્ર અને થેલી અપાતી હોય, તો અમારા જેવા દસ દસ વર્ષથી ગામની સ્વચ્છતા સાચવી ગામની સેવા કરનારા અધિકારીઓ માટે એક સ્મારક-ગ્રંથ જ લખાવો જોઈએ, પણ ગ્રંથની વાત બાજુ પર મૂકીને, સાદું માનપત્ર આપવાની પણ અક્કલ સમજુ પ્રજાજનોમાં આવશે તો અમે અમારાં અહોભાગ્ય માનીશું."

પ્રમુખ,
રાજગઢ મ્યુનિસિપાલિટી

* * *

### શ્રી. ઓઠીદાસ ઠક્કરનો મ્યુનિસિપાલિટીના પ્રમુખને પત્ર

મ્યુનિસિપાલિટીનાં મહેરબાન પ્રમુખ સાહેબની સેવામાં,

વિનતિ જે હેડમાસ્તરને માટે યોજવા ધારેલા વિદાય-સમારંભમાં આપનો સહકાર મળી શકશે નહિ તે જાણી નિરાશ થઈ, પણ આ બાબતમાં

## એપ્રિલ ફૂલ!

[ એપ્રિલ અંકમાં મૂકવાનું કાર્ટૂન જરા મોડું પડયું છે ]




અમારી આગાહી મુજબ સને ૧૯૪૭નું શાંતિ-પારિતોષિક (નોબેલ પ્રાઈઝ) કાઈદે આઝમ શાહાનશાહે પાકિસ્તાન જનાબ મહમદઅલી ઝીણાને આપવાનું રહી ગયેલું. આ વખતે સને ૧૯૪૭ના વર્ષનું નોબેલ પ્રાઈઝ એમને આપવાનું ઠર્યું છે એવા સમાચાર મળ્યા છે।

આપ સહેજની થોડીક ગેરસમજૂતિ થઇ છે તે દૂર કરવા માટે થોડોક ખુલાસો કરવાની જરૂર છે. હેડમાસ્તરને માનપત્ર અને થેલી અર્પણ કરવાની મૂળ યોજના મારી નહોતી. તેમના એકાદ-બે મિત્રોએ આ કામ મારી મરજી વિરૂદ્ધ મારા ગળામાં નાખ્યું હતું અને શરમાશરમીથી હું ના પાડી શકયો નહોતો, પણ હવે એ યોજનામાંથી મારો હાથ ઉઠાવી લેવાની વ્યવસ્થા કરું છું.

આપ મહેરબાનને માનપત્ર આપવાની સૂચના હું આવતીકાલે જ મારી દુકાને આવતા શિષ્ટ મંડળમાં મૂકવાનો છું, તો મારા તરફ અગાઉની જેવી જ લાગણી કાયમ રાખવા કૃપા કરશો.

લી. કૃપાકાંક્ષી
ખોડીદાસ ઠક્કર.

તા. ક. આ સાથે આપના ઉપયોગ માટે કાલકાના બે ડબ્બા મોકલું છું. વધારે જોઇએ તો મગાવી લેશો. ગોળની પરમિટ જેમ બને તેમ વહેલી નીકળી જાય તો સારું.

આપનો
ખો. ઠ.



### શ્રી. ખોડીદાસ ઠક્કરે બહાર પાડેલો જાહેર ખુલાસો

સુજ્ઞ પ્રજાજનો,

હેડમાસ્તર વિદાય-સમારંભ-સમિતિની ગઈ કાલની બેઠકમાં નક્કી કરવામાં આવ્યું છે કે રાજગઢની પ્રજાનો જોઇએ તેવો સહકાર ન મળવાને કારણે સમારંભ રદ કરવો. મેં અને મારા બે મિત્રોએ ગામમાં ફરીને પંદર રૂપિયા નવ આનની રકમ ફાળા તરીકે ઉઘરાવી છે તેનો હિસાબ નીચે મુજબ છેઃ

૨-૪ જાહેર વિજ્ઞપ્તિપત્રની છપામણી
૩-૦ માનપત્રના બોર્ડ-ડિઝાઇન કર્યા બદલ ડ્રોઈંગમાસ્તરને.
૩-૦ ફ્રેમના વોરાજીને.
૦-૮ જાહેર વિજ્ઞપ્તિ વહેંચવાના મહેનતાણાના છોકરા ટપુને.
૩-૨ સમારંભસમિતિની બેઠકમાં ચા-પાણીના ખર્ચના.

---
૧૧-૧૪

બાકી રહેલી રૂ. ૩-૧૧ની રકમ ફાળો ભરનાર ગૃહસ્થોને પરત કરવામાં આવશે.

હેડમાસ્તરને માટે તૈયાર કરેલું માનપત્ર અને તેની ફ્રેમનો ઉપયોગ બીજા કોઇને માટેના સમારંભમાં થઇ શકે તેમ છે, તો જેમને જરૂર હોય તેમણે અમારી સાથે પત્રવ્યવહાર કરવો.

હવેથી આવા સમારંભમાં આગળ પડતો ભાગ નહિ લેવાનો મેં નિશ્ચય કર્યો છે, અને મારા ધંધામાં જ હવે મારી બધી શક્તિ વાપરવાનો હું ઇરાદો રાખું છું.

આ હિસાબ જોઇને પ્રજાજનોને સંતોષ થશે અને અમારી દુકાનને હંમેશ મુજબ જનતાનો ઉદાર-(ઉધાર નહિ)-આશ્રય મળ્યા કરશે એવી આશા સાથે આ ખુલાસો સમાપ્ત કરું છું. *

સદાનો સેવક,
ખોડીદાસ ઠક્કર

* સૂચિત




# હિન્દુ લગ્ન : કાયદાની દૃષ્ટિએ

—દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી
એમ. એ; એલએલ. બી.

હિંદુ કાયદા મુજબ લગ્ન એ સંસ્કાર છે: કરાર નથી. અને સંસ્કાર અને કરાર વચ્ચે ફેર એ છે કે, કરારના બંધનમાંથી છૂટી શકાય છે, સંસ્કાર અંગે હમેશના સાથી થઈ રહેવું પડે છે. અલબત્ત, જ્યાં કરારથી લગ્ન થયાં હોય ત્યાં છૂટાછેડા મેળવી શકાય છે; ધણીધણિયાણી છૂટાં થઈ શકે છે. સંસ્કારિત લગ્નમાં છૂટા પડવાનો અવકાશ નથી. આ ખાસ અંગને લગ્નની પવિત્રતાનું વિશિષ્ટ અંગ હિંદુઓ ગણે છે, અને હાલના પ્રગતિના સમયમાં પણ એ પવિત્રતાને ઉચ્ચ આશયના પ્રતીક રૂપી એ સંસ્કારમાં જરા પણ ક્ષતિ આવતી જોવા માટે મોટે ભાગે હિંદુઓ રાજી નથી.

કેટલીક જ્ઞાતિઓમાં પુનર્વિવાહ એટલે વિધવાને ફરીથી પરણવાની છૂટ છે. કેટલીએક જ્ઞાતિઓમાં ધણી જીવતો હોય: છતાં ફાડ-ચિઠ્ઠી મેળવી એટલે ધણી અને જ્ઞાતિની સંમતિથી ફરી લગ્ન કરવાની સ્ત્રીને છૂટ છે. પરંતુ ઘણીખરી ઉચ્ચ જ્ઞાતિઓ એટલે દ્વિજ વર્ગમાં વિધવાને પુનર્લગ્નની છૂટ નથી.

પુરુષ એક કરતાં વધારે પત્ની કરી શકે. એને માટે મુંબઈ પ્રાંતમાં હાલમાં એક કાયદો ઘડી એવો પ્રબંધ કરવામાં આવ્યો છે કે એક પર બીજી પત્ની કરનાર તથા તેની વિધિ કરનાર ગુનેગાર ઠરે છે ને સજાને પાત્ર થાય છે. સ્ત્રીને માત્ર એક જ પુરુષને જિંદગીભર વળગી રહેવું એ હાલના સમાજને સાલે છે, એટલે તે સંબંધે પોતાને જેમ બને તેમ વધારે છૂટ મળે તે બાબતમાં સ્ત્રી વર્ગના પ્રયાસ ચાલુ જ છે. ને તેમને લાભકારક કાયદાઓ પણ પસાર થયા છે.

*

વિધિસર અને કાયદેસર લગ્ન માટે હિંદુ કાયદા મુજબ:

(૧) પરણનાર જોડું હિંદુ હોવું જોઈએ.

(૨) એક જ જ્ઞાતિનું હોવું જોઈએ.

(૩) તેઓ એક જ ગોત્ર ને પ્રવરનાં હોવાં ન જોઈએ.

આ બાબત અંગે આ પ્રાંતમાં એકસરખો કાયદો નથી તેમ જ જુદાજુદા રિવાજ મુજબ પણ કેટલીક જગાએ વર્તવામાં આવે છે. દાખલા તરીકે, ગુજરાત તેમ જ બીજા ઘણા પ્રાંતોમાં મામા-ફોઈની પ્રજા પરસ્પર ન પરણી શકે, પરંતુ દક્ષિણના કેટલાક ભાગમાં એવાં જ લગ્ન ઇચ્છનીય ગણાય છે. છતાં હવે તો ડૉ. દેશમુખે એવો કાયદો દેશ માટે પસાર કરાવ્યો છે કે એક જ ગોત્ર યા પ્રવરવાળાને પોતાના જ ગોત્રમાં (સગોત્ર-અને સાપિંડ્ય) પરણવામાં કશો વાંધો નથી.

(૪) બે વિધિ તો થવી જ જોઈએ: એક તો અગ્નિ સમક્ષ કબૂલાત યા સ્વીકાર અને બીજી, સપ્તપદીની ક્રિયા, એટલે પરણનાર જોડાએ અગ્નિની આસપાસ, બંનેએ સાથે, સાત પગલાં ફરવું જોઈએ. એમાંનું છેલ્લું પગલું કોઈ કારણથી ફરી ન શકાય તો તે કાયદેસરનું લગ્ન ન કહેવાય. સાતમું પગલું ફરતાં પહેલાં ધારો કે પરણનાર વરનું અવસાન થાય તો પરણનાર કન્યા વિધવા થતી નથી; એ કન્યા જ રહે છે.

*

લગ્નને લગતો હિંદુઓનો કાયદો તો ખાસ કરીને મળી આવે છે જુદાંજુદાં ગૃહ્યસૂત્રો અને મુખ્યત્વે સ્મૃતિઓમાંથી; જેવી કે મનુસ્મૃતિ, યાજ્ઞવલ્ક્યસ્મૃતિ, નારદ

સ્મૃતિ, દેવલસ્મૃતિ, એ સ્મૃતિઓમાં જણાવેલી કલમોના પરના ખુલાસા તથા ટીકાઓ, જેવી કે વિજ્ઞાનેશ્વરની, મયૂખની વગેરે ઘણે ભાગે હિંદુ કાયદાનાં વિધાનોને સમજવા તથા અમલમાં મૂકવા મદદરૂપ થઇ પડે છે. તેમ જ સ્મૃતિઓ જે વખતે રચાઇ તે વખતે સમાજનાં જે રચના ને બંધારણ હતાં તેને ઉદ્દેશીને વસ્તુસ્થિતિને તેમાં જણાવવામાં આવેલી, પરંતુ વસ્તુસ્થિતિ જેમ જેમ બદલાતી ગઇ, સમાજનાં બંધારણ અને રચનામાં સમયને અનુસરી ફેરફાર થતા ગયા, તેમતેમ તે ફેરફારને અપનાવવામાં સ્મૃતિઓ પણ તે મુજબ રચાઇ ગઇ. એટલે જો આપણે માનતા હોઇએ કે હિંદુ લૉ અચળ (static) રહ્યો છે, તેના મૂળરૂપમાં મુદ્દલ ફેરફાર થયો નથી, તો તે ભૂલ છે.

હિન્દુ કાયદા મુજબ વિધવાને ફરી પરણવાની છૂટ નથી એમ જણાવ્યું છે, પણ સ્મૃતિકારોએ તેમાં ફેરફાર કરી, આપત્તિના કેટલાક પ્રસંગોએ તેને પરણવાની છૂટ આપી છે; જેમકે, પતિએ તેને તજી દીધી હોય, પતિ નપુંસક હોય, પતીઓ (જેને પત રોગ થયો હોય તેવો) હોય તો **નારીણાં પતિરન્યો વિધિયતે**–તે નારી બીજો પતિ કરી શકે છે.

મનુસ્મૃતિ પ્રમાણે આઠ જાતનાં લગ્ન સ્વીકારવામાં આવ્યાં છે. એમાંનાં પહેલાં ચાર પસંદ કરવામાં આવ્યાં છે. (૧) બ્રાહ્મ, (૨) દૈવ, (૩) આર્ષ, (૪) પ્રાજાપત્ય, (૫) આસુર, (૬) ગાંધર્વ, (૭) રાક્ષસ ને (૮) પૈશાચ

આ આઠમાંથી તો આજે ઘણાંખરાં લગ્ન બ્રાહ્મ (એટલે કન્યા ને કંકુ) અથવા તો આર્ષ (એટલે વર તરફથી અપાતી પહેરામણી સાથેના) વર્ગનાં થાય છે. જો કે સાધારણ રીતે પરણનાર જોડું એક જ વર્ણનું, પણ ગોત્ર બહારનું હોવું જોઇએ. મતલબ કે, બ્રાહ્મણ ને બ્રાહ્મણ, ક્ષત્રિય ને ક્ષત્રિય, વૈશ્ય ને વૈશ્ય; તોપણ અન્ય વર્ણના પુરુષ ને સ્ત્રીને પરણવાની છૂટ છે; જો કે એ પ્રકારનાં (પ્રતિલોમ, અનુલોમ) લગ્ન પ્રત્યે તિરસ્કાર તથા સૂગ, અથવા કહો કે નાપસંદગી બતાવવામાં આવે છે.

અનુલોમ એટલે ઉચ્ચ વર્ણનો વર અને ઊતરતા વર્ણની કન્યા; પ્રતિલોમ એટલે ઊતરતી વર્ણનો વર અને ઉચ્ચ વર્ણની કન્યા, એ બન્ને પ્રકારનાં લગ્નથી થતી પ્રજાને વારસાના દરેક હક ભોગવવા યોગ્ય મુંબઇની હાઇકોર્ટે કાયદેસર સ્વીકારેલ છે, પરંતુ સિવિલ મૅરેજ ઍક્ટ મુજબ થયેલાં લગ્નો અથવા આર્ય સમાજ મૅરેજ ઍક્ટ મુજબ થયેલાં લગ્નોમાં એ ભેદ નીકળી ગયો છે.

*

હાલના સમાજની અને તેમાં પણ કેળવાયલા સ્ત્રીવર્ગની હિન્દુ કાયદાની સામે મોટામાં મોટી ફરિયાદ તેમના સ્થાવરજંગમ મિલકતના હક બાબત છે. પરણેલી સ્ત્રીને તેનો ધણી ગુજરી જતાં તેની મિલકત પરત્વે તેમ જ તેને દીકરા હોય ને તે ગુજરી જાય તો મા તરીકે, ગુજરનારની મિલકત પરત્વે, તેને દીકરી હોય તો પોતાના બાપ યા પોતાની માની મિલકત પરત્વે, વારસાઇ હક બહુ સંકુચિત છે એમ એ વર્ગની ફરિયાદ છે.

સંયુક્ત કુટુંબમાં રહેતી સ્ત્રી વિધવા થાય તો તે કુટુંબ તે હયાત હોય ત્યાં સુધી તેને રહેવાને માટે જગા આપવા તથા તેનું ભરણપોષણ કરવા જવાબદાર છે. કુટુંબીઓની સાથે તે રહેતી હોય તો તો એ સવાલ ઊભો થતો નથી, પણ તેમની સાથે ન ફાવે ને જુદું રહેવું હોય તો ઉપર મુજબની સગવડ તે માગી શકે. ભરણપોષણની રકમ કુટુંબની આર્થિક સ્થિતિ જોઇ નક્કી કરવામાં આવે છે.

સંયુક્ત કુટુંબ, વગર પરણેલી દીકરીઓને પરણાવવા જવાબદાર છે. માટે તેવી દીકરીઓનો બાપ સંયુક્ત કુટુંબથી જુદો થાય, યા તેવી રીતે જુદી પડેલી મા સાથે દીકરી રહેતી હોય તો તેની મા, સંયુક્ત કુટુંબની મિલકતમાંથી તેટલા પૂરતો ખર્ચ માગી શકે.

પરણેતર સ્ત્રીને તેના ધણી તરફથી પલ્લાની અમુક રકમ આપવામાં આવે છે. દરેક જ્ઞાતિમાં એ રકમનો આંકડો નક્કી કરેલો હોય છે. કોઇ જગાએ રૂ. ૩૫૧) હોય છે. તો કોઇ જગાએ રૂ. ૧૦૦૦) ઉપરનો હોય છે. આ રકમ તેનું

( જુઓ પાનું ૧૯૨ )

( પૃષ્ઠ ૧૯૦થી ચાલુ )

સ્ત્રીધન કહેવાય છે, અને તેની તે કુલ માલિક બને છે. તેની ગેરહાજરીએ જો તેને દીકરી હયાત હોય તો તે સ્ત્રીધનની માલિક બને છે. દીકરીઓમાં વગર પરણેલીનો હક પહેલો, પરણેલીનો પછી, દીકરી ન હોય તો દીકરો, આ સિવાય પરણતી વખતે તેને બીજી રકમો પણ મળે છે; જેને રીત-ભાતા કહે છે. સ્ત્રીધનના પણ જુદા જુદા પ્રકાર છે: શુલ્ક, સૌદાયિક, યૌતક, અયૌતક, પ્રીતિદત્ત, વગેરે. આ દરેકને માટે વારસાહક્ક સંબંધી સહેજસાજ ફેરફાર જોવામાં આવે છે, પણ સ્ત્રીધનની કુલ માલિક તે સ્ત્રી થાય એવો સિદ્ધાન્ત સર્વમાન્ય છે.

સ્ત્રીઓના વારસાહક્ક સંબંધી મુંબઈ પ્રાંત અને તેમાં ગુજરાત કે જ્યાં માયુખ પ્રમાણે વારસાહક્ક અમલમાં આવે છે ત્યાં દીકરીઓ અને કેટલેક દરજ્જે બહેનોને પણ મરનારની વિધવા ઉપરાંત વારસાહક્ક આપવામાં આવ્યો છે.

સગીર છોકરાં હોય ને ધણી ગુજરી જાય તો સાધારણ રીતે વાલી તરીકે તેમની માને નીમવાનો પહેલો હક્ક છે. ધણી હયાત હોય ને સ્ત્રી જુદી રહેતી હોય અને પ્રજામાં દીકરીઓ હોય તો તેનો કબજો ઘણેખરે તેની માનો જ રાખવામાં આવે છે.

*

વિધવાને ધણીની મિલકત મળે તેમાં જે સ્થાવર હોય તે ખાસ જરૂર સિવાય તે વેચી-સાટી યા ગીરો મૂકી શકતી નથી. તેમ કરતાં તેના ધણીના પિત્રાઈઓ તેને અટકાવી શકે છે; પરંતુ જંગમ મિલકતનો તેને ચાહે તે રીતે ઉપયોગ કરવાની તેને સત્તા છે. ધર્માદાર્થ, જાત્રા વગેરે પુણ્યના કામમાં તેનો ઉપયોગ તે અનિયંત્રિત કરી શકે છે.

પહેલાં વિધવાને પુનર્વિવાહની છૂટ ન હતી. પરંતુ સરકાર તરફથી વિધવા પુનર્લગ્ન કાયદો (Widow remarriage act) કરી તેને તેમ કરવાની છૂટ આપી છે. પરંતુ તેવી રીતે લગ્ન કરતાં પોતાના ગુજરેલા ધણીની મિલકત પરના પોતાના બધા હક્ક તે ગુમાવી બેસે છે.

હિન્દુ કાયદા મુજબ જેને લગ્ન ન કરવાં હોય, તેમજ છૂટાછેડાનાં બારણાં ખુલ્લાં રાખવાં હોય તેમને માટે પણ કાયદાએ સગવડ કરી આપી છે. સ્પેશિયલ મૅરેજ ઍક્ટ અથવા સિવિલમૅરેજ ઍક્ટ મુજબ માત્ર એવાં લગ્ન નોંધનાર અધિકારી Registrar પાસે જનાર કોઈ પણ જોડું પોતાનાં લગ્ન નોંધાવી પરણી શકે છે. વૈદિકવિધિ યા સપ્તપદીની તેમાં જરૂર હોતી નથી.

આ સિવાય પંજાબના શીખો માટે આનંદ નામનું લગ્ન કાયદેસર ગણાય છે; અને એ લગ્નને કાયદેસર ગણવા માટે આનંદ લગ્ન કાયદો (૧૯૦૯) Anand Marriage Act 1909 પાસ કરવામાં આવ્યો છે. પરણનાર જોડાએ એવું દર્શાવવું જોઈએ કે તેઓ શીખધર્મને માને છે (they profess the sikh) મતલબ કે, ગમે તે ધર્મવાળા જો એમ કહે કે અમે શીખધર્મને માનીએ છીએ તો તે પૂરતું ગણાય છે. ગુજરાતમાં એ કાયદાનો લાભ લેવામાં આવેલો છે. સિંધમાં પણ હાલમાં એનો લાભ લેવામાં આવે છે. પરંતુ આનંદ રીતનું લગ્ન પણ સંસ્કાર હોવાથી પરણેતર જોડાથી છૂટાછેડા મેળવી શકાતા નથી.

*

આર્યલગ્ન સંબંધી આગળ ઉલ્લેખ કર્યો છે. એ માત્ર આર્યસમાજના સભ્યો અને અનુયાયીઓ માટે જ રચવામાં આવ્યો છે અને તેમાં આર્યલગ્ન આર્ય સમાજના વિધિ મુજબ થાય છે.

*

વડોદરા, મહીસુર અને લાઠી જેવાં આગળ વધેલાં રાજ્યોએ લગ્નની સંસ્કારિતા ઢીલી કરી સ્ત્રીઓને વધારે સગવડ કરી આપવા પગલાં લીધાં છે. વડોદરા રાજ્યને લાગુ પડતો છૂટાછેડાનો કાયદો એવી રીતે ઘડાયો છે કે તેનો લાભ વડોદરા નરેશની જે પ્રજા ન હોય તેને પણ મળે છે, વડોદરામાં ત્રણ મહિનાનો વાસ હોય તો બસ, તેવાને એ કાયદો લાગુ પડે છે. છતાં લગ્નનાં ઉચ્ચ આશયને બર લાવવા પરણાવનાર ગોર યા પુરોહિત અમુક દરજ્જે કેળવાયેલા હોવા જ જોઈએ; તેવી કેળવણી ન હોય તો તે ગોર તરીકે કામ કરવાને અયોગ્ય ગણાય છે.

અમદાવાદ જિલ્લાની ઘણી બહેનોએ લાઠી અને વડોદરા રાજ્યના કાયદાનો આશ્રય લઈ છૂટાછેડા મેળવ્યા છે.

*

બ્રિટિશ હકૂમતમાં ધીમે ધીમે છૂટછાટના પ્રયત્નો કાયદાના રૂપમાં પરિણમવા કોશિશ થાય છે. દાખલા તરીકે, ડૉ. દેશમુખનું બિલ. ધારાસભામાં એવા કાયદાઓનો વિરોધ થતો રહે છે; કારણ હજુ જૂના વિચારના હિન્દુઓનો વર્ગ હયાતીમાં છે તેને આ નવાં અડપલાં ગમતાં નથી.

છતાં વખત વખતનું કામ કર્યે જાય છે ને કર્યે જશે*

---

* ઓલ ઇન્ડિયા રેડિયોના સૌજન્યથી

# વૈરાગ્ય એટલે શું ?

: લેખક :

શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા

શ્રેયઃપ્રાપ્તિના સાધનો પૈકી વૈરાગ્ય એક મહત્ત્વનું સાધન છે, પણ વૈરાગ્યની બાબતમાં બહુ વિચિત્ર કલ્પનાઓ આપણા દેશમાં વસી છે. એ બધી વિચિત્ર કલ્પનાઓમાં બે તત્ત્વો સામાન્યપણે જણાઈ આવે છે :

૧. સગાંવહાલાં, કુટુંબી, સમાજ વગેરે પરનો સ્વાભાવિક પ્રેમ તોડી તેમના પ્રત્યેનાં કર્તવ્યો માટે ઉદાસીન થવું; અને

૨. બને તેટલી વસ્તુઓનો ત્યાગ કરવો.

જડભરતનું ચરિત્ર એ વૈરાગ્યનો આદર્શ મનાયો છે. જડભરતે ઘરમાંથી છૂટવા માટે ગાંડપણના ચાળા કરવા માંડયા. જે કામ સોંપવામાં આવે એ જાણી જાણીને બગાડવા માંડયું. કુટુંબીજનોએ છેવટે કંટાળીને એને ઘરમાંથી કાઢી મૂકયો અને જ્યાં જવું હોય ત્યાં જવા પરવાનગી આપી. પછી જડભરતે વનમાં એકલા રહેવા માંડયું અને અપરિગ્રહની પરાકાષ્ઠા કરી. આ જડભરત—પૌરાણિક કથા પ્રમાણે—પૂર્વજન્મમાં ભરત નામે રાજા હતો. એણે વાનપ્રસ્થ થયા પછી, જંગલમાં એકાંત જીવન ગુજારતાં, દયાથી એક હરણના બચ્ચાને મરતું બચાવ્યું અને તેને પાળ્યુંપોષ્યું. એ હરણ સાથે એને વાત્સલ્યપ્રેમ બંધાયો અને તેથી એના વિયોગથી એને બહુ દુઃખ થયું. મરતાં મરતાં ભરતની વૃત્તિ મૃગના ચિંતનથી મૃગમય બની ગઈ અને તેથી મૃગરૂપે જન્મ થયો. ત્યાર પછી એ જડભરત થયો; અને પૂર્વજન્મની સ્મૃતિ હોવાથી, હવે પછી કોઈ ઉપર દયાથીયે સ્નેહ કરવો નહિ એવો એણે નિશ્ચય કર્યો. પછી એ ઉપર કહ્યા પ્રમાણે વર્તવા લાગ્યો.

પહેલાં તો આવી વાતોને ઐતિહાસિક વૃત્તાન્ત માનવાની ભૂલ તો ન જ કરવી જોઈએ. પુરાણકારે વૈરાગ્યનો આદર્શ રજૂ કરવા માટે જોડી કાઢેલી એ એક વાત છે. પણ જેવી છે તેવી સાચી સમજીએ તોયે, ભરતે દયાથી હરણને બચાવ્યું તેમાં એનો અવિવેક નહોતો; એ સ્વાવલંબી થાય ત્યાં સુધી તેને પાળ્યુંપોષ્યું તેમાંયે એનો અવિવેક નહોતો. પણ એ સ્વાવલંબી થયા પછીયે એને એના સ્વભાવ પ્રમાણે છૂટું ન થવા દેવામાં અને એની આસક્તિયુક્ત ચિંતા કરવામાં એનો અવિવેક થયો. એટલી ભૂલ જોવાને બદલે, જડભરતે વિચાર કર્યો કે આટલી દયા, કરી ત્યારે જ આસક્તિ થાય ને ! માટે હવે દયા, સ્નેહ વગેરે ભાવોને હૃદયમાં સ્થાન જ આપવું નહિ. પણ આયે બીજા છેડાનો અવિવેક જ હતો. યોગ્યાયોગ્યતાની હદ-તારતમ્ય—સમજવા અને સાચવવાને બદલે એણે ઉન્મત્ત (ગાંડાના જેવી) વૃત્તિ ધારણ કરી.

પણ આ ચરિત્ર તો આપણા દેશમાં વૈરાગ્યનો આદર્શ બની ગયું છે. આજે પણ કોઈ માણસ સાધુ થવા પ્રત્યે વલણ બતાવે, તો શિષ્યમંડળ વધારવાની લાલસાવાળા સાધુઓ એને જડભરતનું આખ્યાન સંભળાવી, ઘરમાં બધાં એનાથી કંટાળે એવું જાણીજાણીને વર્તન રાખવા ઉપદેશ આપે છે, એ મારી માહિતીની વાત છે.

વળી, જો કોઈ માણસ ઘરમાં માબાપ કે બીજાં કોઈ કુટુંબીનો અતિશય મંદવાડ હોય છતાં તે તરફ દુર્લક્ષ કરી મંદિરમાં કે સાધુઓ પાસે બેસી રહે, જો એને મંદવાડના કોઈ સમાચાર પૂછે તો એવો ઉત્તર આપે કે, 'ખાટલાનો પાયો ભાંગી

જાય તો શું કરીએ ? ચૂલામાં નાખીને બાળી જ નાંખીએ ને ? તેમ આ હાડકાંનો ખાટલો છે, ભાંગી જશે તો પશુઓ જઈને બાળી આવશે, એમની શીદ ચિંતા કરવી પડે ? માબાપ અને સગાં તો ચોરાસી લાખ યોનિમાં જ્યાં જન્મ્યા ત્યાં મળ્યાં છે અને આવા સાધુનો સમાગમ કાંઈ ફરી ફરી મળવાનો છે ?'—જો તે આવી જાતનો ઉત્તર આપે તો તેનો વૈરાગ્યનો ઘડો ભરચક ભરાયો છે એમ માનવામાં આવે છે, અને સાધુઓ આવા અવિવેકીને ઉત્તેજન આપે છે.

વિશાળ સમાજના હિતને માટે વ્યક્તિઓએ પોતાનાં ખાનગી અને પોતાનાં કુટુંબીજનોનાં સુખ, સગવડ, સ્વાર્થ અને જીવિતનોયે ભોગ આપ્યાના દાખલા દેશદેશમાંથી મળી આવે છે. એમનાં નામ આદરથી સંભારાતાં રહે છે પણ એ બધામાં બે ભિન્ન વર્ગ પ્રત્યેની ફરજોમાંથી કઈ ફરજને મહત્ત્વ આપવું એનો વિચાર રહેલો હોય છે.

પણ ઉપરની વૃત્તિમાં તો વૈરાગ્યને નામે બેજવાબદાર સ્વચ્છંદ જ છે. માણસ પોતાના મનનો એકાદ આવેગ પોષવા માટે થોડું શારીરિક કષ્ટ કે અગવડ સહન કરી લે એ કાંઈ વૈરાગ્ય નથી. ધનનો, પ્રવાસનો, વિષયેચ્છાનો, સાહિત્ય, સંગીત, કળા, વિજ્ઞાન વગેરે કશાનો પણ જેને છંદ લાગી ગયો હોય છે, તે બધાયે એવાં કષ્ટો અને એથી વધારે મોટાં જોખમો પણ રાજીખુશીથી સહન કરે છે. પણ એ બધાને કોઈ વિરાગી કહેતું નથી તેમ આને પણ એક બીજી જાતનાં સાહિત્ય, સંગીત, કળા કે વિજ્ઞાનનો શોખ લાગેલો છે, તેને સાધુઓ પાસે, મંદિરોમાં કે એકાંતમાં પોષણ મળે છે એટલું જ.

ત્યારે વૈરાગ્યનું સ્વરૂપ શું ?

સામાન્ય રીતે માણસ માને છે કે, પોતાનાં ધન, વૈભવ, અધિ[illegible] પરિજન વગેરેને લીધે પોતે મોટો અ[illegible]ર્યાદા મુજબ જો એ ચાલી જાય તો [illegible]ઓનાં બારણાં [illegible]

પોતે નાનો અને દુઃખી થઈ જશે. સામાન્ય રીતે માણસ વિપત્તિમાં ધીરજ રાખી શકતો નથી; કુટુંબીજનોના વિયોગને શાંતિથી તે સહન કરી લઈ શકતો નથી.

પણ વિચારશીલ માણસ એમ જુએ છે કે ધન, વૈભવ, અધિકાર વગેરે એની આસપાસ વીંટળાયેલાં છે; કેન્દ્રસ્થાને એ પોતે છે. એ છે તો બધું છે; માટે એ બધું એને આધીન છે.* એ ધન વૈભવ, અધિકાર વગેરેથી શોભતો નથી, પણ એમને શોભાવે છે. વળી, જે વિચારશીલ માણસ એમ જુએ છે કે, ઘડપણ, મરણ, રોગ, પ્રિયનો વિયોગ અને અપ્રિયનો યોગ—એ પાંચ વિપત્તિઓ અનિવાર્ય છે. ક્યારેય પણ એ વિપત્તિઓનો મુકાબલો કર્યા વિના છૂટકો જ નથી થતો; આમ જોઈ એવી વિપત્તિઓ આવે ત્યારે પોતાની ધીરજ ડગે નહિ એવી રીતે જે પોતાના ચિત્તને દૃઢ કરી રાખે છે તેનામાં વૈરાગ્ય છે એમ કહી શકાય.

આ વૈરાગ્ય કર્તવ્યભ્રષ્ટ નથી, પ્રેમવિહીન નથી એમાં ચિત્તભ્રમ થયો હોય એવો દેખાવ કરવાની જરૂર નથી. એ વૈરાગ્ય મનનો ક્ષોભ એવો આવેગ નથી કે જેને વશ થઈ માણસ પોતાનાં પરિજન કે પરિગ્રહને જોઈને મૂંઝાઈ જાય અને ગમે તે રીતે એનો ત્યાગ કરવાને ઉતાવળો થઈ જાય. કર્તવ્યને અંગે જે પ્રાણી કે પદાર્થના પાલન કે પરિગ્રહની આવશ્યકતા હોય તેને એ વૈરાગ્ય વિરોધી નથી; તેમ જ કર્તવ્યને અંગે તેમનું બલિદાન આપવાની આવશ્યકતા થાય તો એ વૈરાગ્ય તેના બલિદાનને અનુકૂળ છે. એ વૈરાગ્ય ત્યાગ કરવા ઉતાવળો નથી, તેમ તેનો વિયોગ થાય તો તેની ઝંખના કરતો નથી.

* યોગસૂત્રમાં વૈરાગ્યની વ્યાખ્યા નીચે મુજબ છે: दृष्टानुश्रविकविषयवितृष्णस्य वशीकारसंज्ञा वैराग्यम् ॥ આનો અર્થ હું આમ બેસાડું છું: આ લોક કે પરલોકના વિષયો વિષે ઉદાસીન થયેલા માણસને પોતાને એ વિષયો વશ છે એવું જે લાગે છે તે વૈરાગ્ય કહેવાય.




વિદ્યાર્થીના ચારિત્ર્ય-ઘડતરમાં મહત્ત્વનો ફાળો આપનાર

# છાત્રાલય

શ્રી. ગટુભાઈ ગો. ધ્રુ

બાળકને કેળવણી માટે, તેના ચારિત્ર્યના ઘડતર માટે, તેના શારીરિક અને માનસિક વિકાસ માટે મુખ્ય ત્રણ સ્થળો છે–ઘર, શાળા, અને છાત્રાલય. આ ઉપરાંત સમાજ એ પણ અગત્યનું સ્થળ ગણાય. જે સમાજમાં બાળક રહે છે, જે સોબતીઓ, પાડોશીઓ અને સંબંધીઓના સમાગમમાં તે આવે છે તેના વાતાવરણની અસર પણ બાળકના મન ઉપર થાય છે. શાળાઓમાં તો મોટે ભાગે બૌદ્ધિક શિક્ષણ મળે છે–તેની બુદ્ધિ ખીલવવાનો પ્રયત્ન થાય છે. કેટલીક શાળાઓમાં શરીરિક વિકાસની કાળજી પણ લેવાય છે. પરન્તુ નૈતિક બંધારણ–ચારિત્ર્યનું ઘડતર–કરવા માટે ભાગ્યે જ કોઈ શાળામાં પ્રયત્ન કરવામાં આવતો હોય. શાળાના શિક્ષકો અને વર્ગના સોબતીઓના વર્તનની અસર જાણ્યે અજાણ્યે બાળકો ઉપર થાય છે. એટલે જ ઉત્તમ ચારિત્ર્યના શિક્ષકો અને સદ્‌વર્તનશાળી સોબતીઓની આવશ્યકતા ખાસ ગણવામાં આવી છે.

શાળામાં તો બાળક દિવસના છ કલાક ગાળે છે. ચોવીસ કલાકના મોટા ભાગનો સમય તો તે ઘરમાં જ ગાળે છે. અત્યારે આપણા દેશની જે જાતની સામાજિક અને સંસ્કારની સ્થિતિ પ્રવર્તે છે તે જોતાં સારી ટેવોવાળાં, સ્વચ્છ અને સુઘડ તથા સભ્ય અને વિવેકી વર્તનવાળાં સંસ્કારી કુટુંબો પ્રમાણમાં ઘણાં થોડાં છે. માતપિતા બન્ને સારી રીતે કેળવાયેલાં, સુચરિત્રવાળાં, ઊંચા આદર્શવાળાં અને બાળકના વિકાસ માટે પ્રયત્નપૂર્વક શ્રમ લેનારાં બહુ જ ઓછાં છે એટલે શાળા અને ઘર એ બેમાં તો બાળકો 'રામભરોસે' ઊછરે છે.

છાત્રાલયોમાં બાળકોને ટેવો પાડવાનો, સંસ્કાર મેળવવાનો, ચરિત્રનું ઘડતર કરવાનો ઘણો અવકાશ છે. જે ગામોમાં ઉચ્ચ કેળવણીની સંસ્થાઓ નથી હોતી ત્યાંના વિદ્યાર્થીઓ શહેરોમાં ભણવા જાય છે અને ત્યાં શાળા–પાઠશાળાના અગર તો જ્ઞાતિઓ કે કોમોનાં છાત્રાલયોમાં રહે છે. આ છાત્રાલયોમાં સાત ચારિત્રશીલ, સહાનુભૂતિવાળા, બાળકોની ખાસિયત, જરૂરીઆતો, માનસિક વલણ અને આકાંક્ષા તથા અભિલાષા સારી રીતે સમજનારા અને તે ઉપરાંત બાળકના ભવિષ્યના ઘડતરની મહત્ત્વની જવાબદારી જેને શિર છે એવી ઉચ્ચ કર્તવ્યબુદ્ધિવાળા ગૃહપતિના સમાગમમાં વિદ્યાર્થીઓને રહેવાનો પ્રસંગ મળે તો છાત્રાલય જેવું ચારિત્ર્ય-ઘડતરનું એક પણ બીજું સ્થળ નથી.

પરન્તુ અત્યારે આપણાં છાત્રાલયો લગભગ બધાં જ કેવાં ચલે છે! ગૃહપતિઓ અસંસ્કારી, પોલીસ અગર કોઈ ખાતાના ઉપરી–અધિકારી જેવા માનસવાળા, સત્તાના લોભી, છાત્રાલયના વહીવટમાંથી અપ્રમાણિક રીતે પૈસા પેદા કરનારા, વિદ્યાર્થીઓને દમદાટીથી કબજે રાખવાનો પ્રયત્ન કરનારા અને તેમને બે વખત ખાવાપીવાનો બંદોબસ્ત કરવામાં જ પોતાના કાર્યની પર્યાપ્તિ થયેલી માનનારા હોય છે. ગૃહપતિની લાયકાતનું ધોરણ શિક્ષણ કરતાં પણ ઊંચી કોટિનું હોવું જોઈએ. વિદ્યાર્થીઓની મનોવૃત્તિ અને માનસિક વ્યાપારોની પૂરી સમજવાળા માનસશાસ્ત્રના સારા અભ્યાસી ગૃહપતિઓ હોવા જોઈએ. એ જાતના કાર્ય માટે તેમને ખાસ તાલીમ મળેલી હોવી જોઈએ. બાળકોના આનંદ–વિલાસ અને રમતગમતમાં તેઓ ઉત્સાહપૂર્વક ભાગ લઈ શકે તેવા

હોવા જોઇએ. બાળકો પ્રત્યે હૃદયની ઊંડી લાગણી અને વાત્સલ્યવૃત્તિવાળા હોવા જોઈએ. તેમનું ચારિત્ર્ય ઉચ્ચ અને શુદ્ધ હોવું જોઇએ. આવા ગૃહપતિઓ ચાળીસ-પચાસ કે સાઠ-પંચોતેરના પગારમાં મળી શકવાના નથી એ છાત્રાલય ચલાવનાર સમિતિઓના સભ્યોએ સમજવું જોઈએ. સારી વ્યવસ્થિત શાળાના હેડમાસ્તર જેટલું વેતન સારા છાત્રાલયના યોગ્ય ગૃહપતિને મળવું જોઇએ. ગૃહપતિ કુટુંબવાળો હોય અને તેની પત્ની પણ બાળકો પ્રત્યે વાત્સલ્ય અને પ્રેમ દર્શાવી તેમના ઉછેરમાં મદદ કરે તેવી હોય તો છાત્રાલય એ ઘર કરતાં પણ વિદ્યાર્થીઓ માટે ઉત્તમ સ્થળ થઇ શકે.

અત્યારે તો છાત્રાલયોમાંનાં ઘણાંખરાં માત્ર ભઠિયારખાનાં અગર વીશીઓ જેવાં હોય છે, કોઇ મોટા શ્રીમંતના ઘરના કોઠારી જેવા ગૃહપતિઓ હોય છે. પચીસ-ત્રીસ વર્ષ શાળાઓમાં નોકરી કરી છોકરાનાં તોફાન અને ધમાલથી ત્રાસેલા અને કંટાળેલા, નોકરીમાંથી નિવૃત્ત થયેલા, શારીરિક ક્ષીણ શક્તિવાળા અને પોતાના ગુજરાન માટે અર્ધા પગાર જેટલો ખાડો પૂરવા માટે જ નોકરી કરવા માગતા એવા પેન્શનર શિક્ષકને ગૃહપતિ તરીકે ઘણે ઠેકાણે રાખવામાં આવે છે. શાળાના શિક્ષકના કાર્યમાં અને ગૃહપતિને જે કાર્ય કરવાનું છે તેમાં મહત્ત્વનો તફાવત છે તેનું આ ગૃહપતિઓને કે તેમને નોકરીમાં રાખનારને ભાન હોતું નથી. 'શિસ્તપાલન'ના જૂનાપુરાણા તેમના ખ્યાલ હોય છે અને એ ખ્યાલ મુજબ એ છોકરા ઉપર દાબ અને અંકુશ રાખવા મથે છે. પરિણામે વિદ્યાર્થીઓમાં બળવો ઉઠાવવાની વૃત્તિ ઉત્પન્ન થાય છે અને ગૃહપતિ તથા છાત્રો વચ્ચે નિત્ય ઘર્ષણ ચાલ્યા જ કરે છે.

છાત્રાલયના વહીવટ માટેના નિયમો, વિદ્યાર્થીઓને વિશ્વાસમાં લઇ, તેમની સાથે વાટાઘાટ અને ચર્ચા કરી, નિયમબદ્ધ સંચાલન અને વ્યવસ્થાનું તેમને પોતાને ભાન થાય તેવી રીતે તેમની જ સંમતિથી ઘડવામાં આવે અને છાત્રાલયની વ્યવસ્થા તથા સુસંચાલનનું કાર્ય મોટે ભાગે વિદ્યાર્થીઓને પોતા-

# સિનેમા ગીતો અને લગ્ન

પ્રયોજક : શ્રી નલિનકુમાર રા. ગોહિલ

આજકાલ સિનેમા ગીતો—એટલાં બધાં લોકપ્રિય થઈ ગયેલ છે, કે લગ્ન વખતે, આપ જરા ધ્યાન રાખીને સાંભળો તો આપને પણ મારા જેવા અનુભવો થશે—

આમહને વર્ષ થઈ જ્યારે હું મારા મિત્રની જાનમાં ગયો ત્યારે, ખાવાનું તો સુંદર મળ્યું—પાન-બાન જમી સમૈયા માટે વરરાજાને તૈયાર કરી હું પણ સેંટ અત્તર બરાબર છાંટી તૈયાર થઈ ગયો. ત્યાં તો બેંડ-વાજાં ને મોટર વ. સામગ્રી આવી પહોંચી ને ફૂલેકું ધીરે ધીરે દુલ્હનના ઘર ભણી ઊપડ્યું. બરાબર ઘર સામેથી દેખાતું હતું તે વખતે બેન્ડ-વાજાં ઉપર શું વાગતું હતું, કલ્પના કરશો ?

'અખિયાં મિલાકે જીયા ભરમાકે ચલે નહિ જાના
ઓ...ચલે નહિ જાના'

મેં કહ્યું મારા મિત્રને-'અનિલ, આટલું ખર્ચ કરીને આવ્યા છીએ તો શું તેને લીધા વિના અખિયાં મિલાવીને જ વળી જશું ?' અને અનિલે મોઢે રૂમાલ દબાવ્યો !

(૨)

થોડા મહિના પહેલાં જ એક લગ્નતિથિએ હું સાંજના જરા ફરવા નીકળ્યો—અને ફિલ્મ સારી હતી એટલે જોઈ નાખી. પાછા વળતાં એક વરઘોડો ધીરી ચાલે ચાલ્યો આવતો હતો. બરાબર જ્યાં 'વહુ-રાની'ના ઘર પાસે વરરાજા પહોંચ્યા તે જ વખતે મેં બેન્ડ ઉપરે વાગતું સાંભળ્યું:

'રોના હૈ બેકાર પગલી રોના હૈ બેકાર'

અને અચાનક મારી નજર વરરાજા ઉપર ગઈ. જરા ઠીક ઉંમરવાળા બીજવર જણાયા. બેન્ડ-વાજાં પણ કન્યાને કેટલું અનુરૂપ ગાણું સંભળાવતા હતા ? કે હવે આ ઘડીએ બધું નકામું છે, રોવાનું !

(૩)

આજે તો લગ્નતિથિ હતી એટલે જરા આગળ ચાલ્યો ત્યાં વળી બીજો વરઘોડો મળ્યો—બેન્ડ મધુર અવાજે લલકારતું હતું :

'દો દિલોંકો એ દુનિયા...
મિલને હી નહિ દેતી ?'

વરઘોડાની બત્તીનો ઠાઠ ને ઝુમ્મર, ઘોડાગાડી વગેરેનો ભભકો જોઈ મને, થયું કે બે દિલોને મેળવવા માટે બન્ને પક્ષ આટલો ખર્ચ કરે છે ત્યારે આ પ્રશ્ન તેમને શા માટે ?

(૪)

એક જૂનો પ્રસંગ યાદ આવે છે. એ વખતમાં 'તુલસીદાસ' ફિલ્મ બહુ જ પ્રખ્યાત હતી. તેનાં ગાણાં દરેકના કંઠમાં ગુંજતા હતાં. તે વખતમાં એક વરઘોડો નીકળ્યો ત્યારે—

'બન ચલે રામ રઘુરાઈ'

મને થયું. બિચારો કેવી હોંશથી દુલ્હનને મળવા માટે તલસી રહ્યો છે ત્યારે આ વાજાંવાળા તો અત્યારે જાણે રામ વનવાસ જતા હોય તેવું જ વાતાવરણ જમાવે છે !

(૫)

અમારા ગામમાં એક નવી જ ફેશન શરૂ થઈ છે. સારા માણસને ત્યાં લગ્ન હોય એટલે ઘર ઉપર એક લાઉડ-સ્પીકર મૂકે અને પછી બાળકો કે મોટાં



ઠીક પડે ત્યારે તેના ઉપર રેકર્ડો વગાડ્યા કરે. હમણાં જ છેલ્લી લગ્નતિથિ હતી એટલે આવાં પાંચેક ઘેર લગ્નો હતાં અને દરેકે વધારે ભાડું ખરચીને પણ લાઉડ-સ્પીકરો મેળવી લીધા હતાં.

મારા મિત્ર રશ્મિએ જ્યારે મને આ વાત સાંજે ફરવા જતાં કહી ત્યારે મેં કહ્યું, ચાલને નવા ચહેરાઓ જોવા તો મળશે. ફક્કડ કપડામાં અક્કડ બનેલા નવા ચહેરા (વરરાજાઓ) કેવાક લાગે છે તે જોશું ! અને વળતાં મારા ઘેર એક એક સુંદર ચાનો કપ ગટગટાવી ઊપડ્યા.

જરા દૂર નહિ ગયા હોઈએ ત્યાં પહેલું લાઉડ-સ્પીકર બરાડા પાડતું દેખાયું—

'તૂટ ગઈ ડારી બીખર ગયે
તીનકે અબ કહાં બસેરા અપના'

મેં કહ્યું: 'રશ્મિ, હજી તો 'બસેરા' દેવાવાળો તો ઉતારે હશે ત્યાં દુલ્હનને 'કહાં બસેરા અપના' નો પ્રશ્ન શા માટે ? અને અમે જરા હસી પડ્યા ને આગળ વધ્યા !

(૬)

મોટા રસ્તે જતાં બાજુની ગલીમાં રોશની દેખાઈ અને ત્યાંથી પણ રેકર્ડનો અવાજ સંભળાયો. અમે ખાસ જોવા ને સાંભળવા જ નીકળેલા એટલે તે તરફ વળ્યા. અહીં વરરાજાનું સામૈયું થતું હતું ને ઉપર લાઉડ-સ્પીકર ગાજતું હતું:

'રૂક ન શકો તો જાઓ ધૂમ લવો'

મારાથી બોલ્યા વિના ન રહેવાયું: 'જો રશ્મિ, એકાદ રાત પણ અહીં રોકાઈ શકાય તેમ ન હોત તો આ ખર્ચો કરી આવત શા માટે ? બિચારા વરરાજાને ખાસ પસંદ કરી લાવ્યા પછી પણ આવો જ પ્રશ્ન ?' અને રશ્મિ ખડખડાટ હસી પડ્યો. વરપક્ષના કોઈ અત્તર છાંટેલા ને કોટમાં ગુલાબ ખોસેલા યુવકે પ્રયત્ન કરવા છતાં રશ્મિના આકસ્મિક હાસ્યનું કારણ એ ન સમજી શક્યો.

(૭)

ગલીમાંથી બહાર નીકળી જરા આગળ ચાલ્યા ત્યાં એક મોટા બંગલા ઉપર જણેક હજાર ઇલેક્ટ્રિક

લેંપ ગોઠવેલ હતા, જે આંખને આનંદ આપતા ઝગમગી રહ્યા હતા–આંધળો પણ કહે કે કોઈ પૈસાદારના ઘરમાં લગ્ન થતાં લાગે છે–ઉપર બારીમાં લાઉડસ્પીકરમાંથી સૂર આવતો હતો :

'એ દુનિયા બતા હાં–એ દુનિયા બતા હાં
એ દુનિયા બતા હમને બીગાડા હૈ કયા તેરા
ઘર ઘરમેં દિવાલી હૈ મેરે ઘરમેં અંધેરા
'મેરે ઘરમેં અંધેરા'

મેં રશ્મિ સામે જોયું–ને અમે બન્ને ગાંડાની માફક હસી પડયા–શું ત્રણ ત્રણ હજાર લેંપ બાળવાનું ખર્ચ કરવા છતાં કોણ શેઠ દુનિયાને આ પ્રશ્ન પૂછે છે ?

(૮)

આગળ એક જગ્યાએ—

'ભિક્ષા દે મૈયા પીંગલા જોગી ખડા એ દ્વાર
મૈયા પીંગલા–'

વાગતું હતું ને વરરાજા બહાર ઊભા હતા ને



સાસુ નાક ખેંચતા હતા–શું આ જોગીને હમણાં જ ભિક્ષા નો'તી મળવાની ? અને હું ને રશ્મિ સામસામા જોઈને જ હસી પડયા.

(૯)

સંજોગવશાત્ તો શું પણ એક ઉંમરલાયક તથા પૈસાદાર વરરાજા સારા એવા પૈસા દઈને લગ્ન કરવા આવ્યા ત્યારે વરરાજાનો મોભો રાખવા શ્વસુરપક્ષે લાઉડ–સ્પીકર મૂકયું હતું ને તે શું ગાતું હતું ?

'તૂમકો મુબારિક હો ઊંચે મહલ યે,
હમકો હૈ પ્યારી હમારી ગલીઆં
હમારી ગલીઆં.'

ખરેખર કેટલું અનુરૂપ ગાણું ? હું ને રશ્મિ રાતના દસ થતાં ઘર ભેગા થઈ ગયા. જતાં જતાં તે કહેતો ગયોઃ 'નલિન, ધ્યાન રાખજે હોં, તારું સ્વાગત કોઈ આવા ગાણાંથી થાય નહિ !' મેં કહ્યુંઃ 'પણ તું તો સાથે જ હોઈશને–જોજેને શું થાય છે ? અને અમે બન્ને ખડખડાટ હસતા હસતા જુદા પડયા.

(૧૦)

અરે, એક પ્રસંગ રહી ગયો. જ્યારે મારી માસીની દીકરીનાં લગ્ન થયાં ત્યારે, નાના બધા પરીક્ષાનું બહાનું કાઢી છટકી ગયા ને મોટેરા કામકાજનું ! બાકી રહ્યો હું, ગયા વિના છૂટકો ન હતો મારે !

માસા જરા આગળ પડતા વિચારના હતા તે તેમણે પણ ઘર ઉપર લાઉડસ્પીકર ગોઠવી દીધું હતું–વરરાજાના આગમન વખતે, એક પછી એક થોકડામાંથી ઉપાડીને રેકર્ડ વગાડતી જતી શીલાએ નીચેનું ગીત ચડાવ્યુંઃ—

'આજ મેરી બરબાદ મહોબ્બત કે સહારે...આજ'

મને હસવું આવ્યું, બિચારી ગીતા ! હજી વરરાજા તો સામેથી ચાલ્યા આવે છે (પહેલી જ વાર) ત્યારે 'બરબાદ મહોબ્બત' ક્યારે થઈ ? હસવું તો આવ્યું પણ આ ગીત ચાલે તે પણ સહન ન થયું. 'શીલા !' મેં કહ્યું, 'કોઈ બીજી સારી રેકર્ડ વગાડોને.' અને મનમાં બોલાઈ ગયું 'એ તો પછી છે જ ને !'

# જ્યોતિષ એ શાસ્ત્ર છે : આ લખાણ વાંચી જાઓ અને છેડે આપેલ કૂપન કાપીને પ્રશ્ન સાથે ભરી મોકલો

જ્યોતિષ—Astrology—એ પણ એક શાસ્ત્ર–Science–છે. વિજ્ઞાનની બીજી શાખાઓની જેમ તેના પણ ચોક્કસ નિયમો છે. એ Bluff નથી એમ પાશ્ચાત્ય ભૌતિકશાસ્ત્રના વિશારદો (Physicts) તથા રસાયણશાસ્ત્રના વિશારદો (chemists) ના પ્રયોગોથી સાબીત કરી આપી શકાય તેમ છે.

ટૂંક ઉદાહરણ તરીકે અત્યારે આટલું કહી શકાય. લંડનથી નીકળતા 'Astrology' નામના પત્રના ડીસે./૪૬ના અંકમાં, જુદી જુદી ધાતુઓના દ્રાવણો ઉપર અમુક અમુક ગ્રહોની યુતિ આકાશમાં થતી હોય તે વખતે વૈજ્ઞાનિક પ્રયોગો કરવામાં આવે છે. અને તે ઉપરથી, એક તો આકાશમાં રહેલા 'માટીના ગોળા'ની પૃથ્વી ઉપર અદ્ભુત અસર થાય છે; અને બીજું તેવા જુદા જુદા આકાશમાં ફરતા 'માટીના ગોળા' એટલે કે ગ્રહો ધાતુનાં દ્રાવણો ઉપર જુદી જુદી અસર કરે છે; એવો ઉલ્લેખ છે એ માટે સ્થપાએલી સોસાઈટીએ કરેલા પ્રયોગોની નોંધ મીસીસ માર્ગરેટ હોન (Mrs. Margaret Hone) નામનાં એક બાનુએ કરેલ છે તે તથા બીજી દલીલો વાંચકોની ઇચ્છા હશે તો ભવિષ્યમાં રજૂ કરીશું.

હાલ તો, જ્યોતિષ એક શાસ્ત્ર છે વગેરે કથનો બીજી રીતે સાબીત કરવા પ્રયત્ન કરીશું.

અમે એક જ્યોતિષને અંગેની કૉલમ (Astrolojical column) ઉઘાડીએ છીએ. આ કૉલમમાં આપવામાં આવતું ભવિષ્ય કથન 'ગપાષ્ટક' નથી તેની ખાત્રી માટે વાંચકોને નીચેના જેવા પ્રશ્નો પૂછી કસોટી કરવાની તક આપીશું:

[૧] મારો જન્મ સમય, તારીખ અને સ્થળ આપું છું. મારો સ્વભાવ, *Temparamental qualities*-મારો દેખાવ, શોખ (હોબી), તથા મારી તંદુરસ્તી (*Health*) વગેરે કેવાં હશે ? (તંદુરસ્તી સારી હશે કે કંઈ વ્યાધિ છે, અને હોય તો કઈ તે જણાવો.)

[૨] આવતા મહિનામાં (અથવા વર્ષમાં) બનવાના બનાવોની આગાહી કરો. આવતા વર્ષમાં હું દરિયાની કે વિમાનની મુસાફરી કરી શકીશ કે કેમ તથા લાંબી મુસાફરીએ જઈ શકીશ કે કેમ તે જણાવો. આવતા મહિનામાં મારે દુશ્મનો, સ્વ અને પર જાતિના મિત્રોથી કંઈ લાભ નુકશાન હોય તો જણાવો તે ઉપરાંત પછીના એક માસ, નાની બીજી હકીકતો જેવી કે પોતાની તથા કુટુમ્બની તંદુરસ્તી, ખર્ચ, અધિકારી તથા હાથ નીચેના માણસો સાથેનો સંબન્ધ વગેરે જણાવી શકાશે.

આ 'માસિક ફળ' અમે સામાન્ય રીતે અપાય છે તે રીતે 'અ', 'લ', 'ઇ' નામવાળા બધા જ માણસોનો મહિનો આવો જશે, એમ નહિ આપતા દરેક ગ્રહસ્થનું માસિક ફળ જુદું જુદું આપીશું. કારણ દેખીતુ છે; 'અ' થી શરૂ થતા નામવાળા બધા ગ્રહસ્થોને મહિનામાં સરખો અનુભવ થાય એ શકય નથી; અને જો એ તફાવત સ્પષ્ટ શબ્દોમાં જણાવવામાં આવે નહિ તો તે લખવા-વાંચવાથી કંઈ લાભ નથી.

રાશિવાર ભવિષ્ય આપવાની એ પદ્ધતિને ઉતારી પાડવાનો હેતુ નથી. એના ફાયદા છે જ. Time અને space ની economy માટે, લખનાર વાંચનારનો બહુ સમય ન બગડે, જગ્યા બહુ રોકાય નહિ; અથવા જો જગ્યાને constant રાખીએ, તો બધાં જ વાંચકોનું ભવિષ્ય સમાવી દઈ શકાય એવી એ એક જ પદ્ધતિ છે. રાશિઓ બાર જ છે. તેરમી રાશિ હજુ કોઈએ શોધી નથી કારણ એ અસ્તિત્વ ધરાવતી જ નથી. તેથી બાર-

રાશિનું માસિક ફળ, અને દીપોત્સવી અંક કે ખાસ અંકમાં વાર્ષિક ફળ આપી દેતાં બધા જ વાંચકોને સંતોષ આપી શકાય એમ લાગે છે ખરું

તેમાં ખામી એટલી છે કે તે—General—સામાન્ય જ બને, અને એ રીતે સર્વને લાગુ પડી શકે. શબ્દશઃ નહિ. અક્ષરે અક્ષર ખરું પડે તેવું માસિક ફળ લખવા માટે દરેક વાંચકનું જુદું કહેવું જોઈએ. તેમ કરવા જતા જગ્યાનો પ્રશ્ન આવીને ઊભો રહે છે એ ખરૂ, પણ જગ્યાનો બચાવ કરતી આગલી પદ્ધતિથી ઘણા સુજ્ઞ વાંચકો અને નિષ્પક્ષ વિચારકો—Thinkers—નો પણ આ શાસ્ત્રમાંથી વિશ્વાસ ઊઠી ગયો છે; તેથી અમે તે ભોગે જ્યોતિષ શાસ્ત્ર, એ ગપ્પાં-general information અને common sense વડે મારવામાં આવતાં ગપ્પાં—નથી એમ આ વિષયના અમારા એક અભ્યાસી મિત્ર સાબીત કરી આપવા ઈચ્છે છે.

'ભવિષ્ય જાણવાથી લાભ શો?' એમ કેટલાક શંકા ઉઠાવે છે. એ શંકા ઊઠે એ સ્વાભાવિક પણ છે. સંશયાત્મા વિનશ્યતિ એ ધર્મની દૃષ્ટિએ સાચું છે. પણ આ વિદ્વાન લેખક-મિત્ર જ્યોતિષશાસ્ત્રને ધર્મ તરીકે નહિ પણ વિજ્ઞાન તરીકે રજૂ કરવા માગે છે. વૈજ્ઞાનિક પદ્ધતિમા એ કાયદો છે. શંકા ઉઠાવવામાં કંઇ વાંધો નથી. વાસ્તવિક રીતે શંકા અને શંકાનું નિવારણ એ તો એનો પાયો છે. ખાતરી કરાવી આપવાની માગણી કરનારને હિરણ્ય-કશ્યપ (Doubting Thomas) આ વૈજ્ઞાનિક પદ્ધતિમાં કહી શકાય નહિ. Forewarned is Forearmed (ચેતી ગયેલો સશસ્ત્ર છે) એ તેઓ દાખલા દલીલોથી, જો વાંચકોની ઇચ્છા હશે તો સાબીત કરી આપશે.

*** 'જીવન-પ્રકાશ'ના વાચકો માટે ***

**● જ્યોતિષ-કૂપન ●**

પત્ર સાથે આ કૂપન કાપીને ભરી મોકલનારના પ્રશ્નનો જવાબ માસિક મારફત મળશે.

પૂરૂં નામ............................................

સરનામું..............................................

જન્મ તારીખ..............જન્મ સમય.................

પ્રશ્નનો સમય..............જન્મ સ્થાન..............

[આજે જ 'જીવન-પ્રકાશ'ના ગ્રાહક બની જાઓ]

વધુમાં વાંચકો પ્રશ્નો પણ પૂછી શકશે.

દાખલા તરીકે–મારી ઇચ્છા પૂરી થશે કે કેમ? મારૂ સ્વતંત્ર ઘર બનશે કે કેમ? મને યશ મળશે કે નહિ? વગેરે.

જે વાંચકોનો જન્મ સમય નક્કી નથી તેઓએ પ્રશ્ન શાસ્ત્ર (Horary Astrology) ઉપર આધાર રાખવો રહ્યો. તે માટે 'આ વસ્તુ બનશે કે નહીં?' એ જાણવાની વધારેમાં વધારે તીવ્ર ઇચ્છા જ્યારે થાય ત્યારે સમય નોંધી લેવો અને તારીખ અને સ્થળ સાથે એ ચોક્કસ દર્શાવી પત્ર લખવો. જ્યોતિષશાસ્ત્ર અને ભવિષ્ય-કથનમાં રસ ધરાવનાર *'જીવન-પ્રકાશ'ના વાચકો આ અંકમાં આ જ પાના* ઉપર આપેલ કૂપન કાપીને એમાંની વિગતો ભરી પ્રશ્ન પૂછી શકશે. જ્યોતિષના અભ્યાસી મિત્ર પર પ્રશ્નોનો વરસાદ વરસે તેને પહોંચી વળી શકાય નહિ અને માસિકમાં વધારે જગ્યા પણ નથી એટલે એના પર અંકુશ રાખવા આ કૂપનની પદ્ધતિ રાખી છે. કૂપન વિનાના પ્રશ્ન પર ધ્યાન નહિ આપી શકાય. માસિકની ને લેખક-મિત્રની સગવડ મુજબ દરેક પ્રશ્નના ઉત્તર ક્રમે ક્રમે માસિકમાં અપાશે સીધો જવાબ મેળવવા ઇચ્છનારે પોસ્ટેજ ઈત્યાદિ ખર્ચ માટે ચાર આનાની ટિકીટો બીડવી આ જ્યોતિષની કોલમને લગતો સઘળો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો : સંચાલક, જ્યોતિષ વિભાગ, C/o જીવન-પ્રકાશ કાર્યાલય, રાણપુર (કાઠિ. B. S Ry.)




**જોઈએ તો માગજો**

આપણા 'જીવન-પ્રકાશ બંધુમંડળ'ના કોઈ પણ સભ્યને ટોકરી સંવાદ કે સેવાની જરૂર હશે તો ડૉ૦ પુષ્પેન્દ્ર ભટ્ટ આપશે. સભ્યો સાથે રૂબરૂ કે પત્ર-વ્યવહારથી વિચાર-વિનિમય કરતાં પણ તેમને આનંદ થશે. એમનું સરનામું: ડૉ૦ પુષ્પેન્દ્ર ભટ્ટ, ૧૧૭૦, ધના સુતારની પોળ, અમદાવાદ.

## ટી. જે. હાઈસ્કૂલ, થાણા

થાણામાં ગુજરાતીઓ માટે ધોરણ ૫મા માધ્યમિકથી મેટ્રીક્યુલેશન સુધીનું શિક્ષણ આપતી–આ એક જ સંસ્થા છે; જ્યારે મહારાષ્ટ્રીય જનતા માટે છ હાઇસ્કૂલો છે. સને ૧૯૩૮માં ફક્ત પહેલા ધોરણથી શરૂ કરી પ્રતિ વર્ષ એકેક ધોરણ વગેરી ૧૯૪૪–૪૫માં મેટ્રીક્યુલેશન વર્ગ ઉઘાડેલ છે. સંસ્થા પોતાનું મકાન ધરાવે છે. હેડમાસ્તર શ્રી. સી. એસ. મહેતા ઉત્સાહી, ભાવનાશીલ અને કેળવણીમાં નવી દષ્ટિ મુજબ કાર્ય કરવાની ઇચ્છાવાળા હોઈ આ સંસ્થા માટે ઉજ્જ્વળ ભાવિની આશા રાખી શકાય.

## પત્ર-મૈત્રી અને પરિચય

**શ્રી.** ભવાનીશંકર છ. મહેતા આપણા બંધુમંડળના સભ્ય છે અને સંસ્કારી, વિચારશીલ, ઉત્સાહી તેમ જ આદર્શભક્ત ભાવનાશીલ સજ્જન છે. કોઇ પણ ઇચ્છિત યોગ્ય પ્રશ્ન પરત્વે 'જીવન-પ્રકાશ બંધુ મંડળ'ના સભ્યો સાથે તેમને પત્રવ્યવહાર કરતાં આનંદ થશે એમ તેઓ જણાવે છે. કોઇ પણ સભ્ય ભાઇ અગર બહેન, પત્ર-મૈત્રી અને પરિચય તેમ જ વિચારોની આપ-લે માટે તેમની સાથે પત્રવ્યવહાર કરી શકે. એમનું સરનામું: (અંગ્રેજીમાં કરવું) ભવાનીશંકર છ. મહેતા, પો. બો. નં. ૧, હુગાન્ડી (યુગાન્ડા) બ્રિ. ઇ. આફ્રિકા.



## પુસ્તકો ખરીદવાં છે

**અ**ષ્ટાદશ પુરાણો મૂળ સંસ્કૃત સાથે ગુજરાતી કે હિંદી ભાષાન્તર કિફાયત ભાવે મળે તો લાયબ્રેરી માટે જોઈએ છે. વેચવાં હોય તેમણે કમિશન અને ભાડામાં ઓછી કિંમત સાથે લખવું: શુકલ દીનમણિશંકર સ્મારક પુસ્તકાલય, નિશાળ મહોલ્લો, નવસારી.

## હાર્દિક આમંત્રણ

**ઊ**ગતા લેખકો અને સાહિત્યકારોની પ્રગતિ કરવાને વેગ આપી હસ્તલિખિત અખબારોનો ઉત્કર્ષ સાધનારું "હસ્તલિખિત અખબાર પરિષદ"નું ધ્યેય છે–પરિષદના મુખપત્ર "બિન્દુ" હસ્તલિખિતના ગાંધીજી અંકમાં સૌરાષ્ટ્રના વડા પ્રધાન માનનીય શ્રી. ઢેબરભાઇનો ખાસ સંદેશો પણ અમોને મળ્યો છે. હસ્તલિખિત અખબાર પરિષદની એક શાખા રાજકોટમાં શ્રી. અનિલકુમાર મહેતાના મંત્રીપદ નીચે શરૂ કરવામાં આવી છે. આ સાહિત્યિક સંસ્થાની શાખાઓ બીજા શહેરોમાં પણ ટૂંક સમયમાં શરૂ થશે. આ રીતે આ સંસ્થા તેના સાહિત્યના ક્ષેત્રમાં પ્રગતિ કરી રહી છે. આ સંસ્થાના

સભ્ય થનારને અનેકવિધ સગવડતાઓ મળે છે. વધુ વિગત માટે—લક્ષ્મી નિવાસ, પ્લોટ, ધોરાજી (સૌરાષ્ટ્ર) એ સરનામે લખવું. ૨૫ વર્ષની વય સુધીના સાહિત્ય પ્રત્યે રસ ધરાવનાર સહુ કોઇને હસ્તલિખિત અખબાર પરિષદના સભ્ય થવા અમારું હાર્દિક આમંત્રણ છે.

ધોરાજી (સૌરાષ્ટ્ર).

—સુરેન્દ્ર રેવાશંકર પરીખ,
પ્રમુખ,
હસ્તલિખિત અખબાર પરિષદ

## જૈનતત્ત્વજ્ઞાન વિદ્યાપીઠ, પૂના

આ વિદ્યાપીઠદ્વારા જુદાં જુદાં કેન્દ્રસ્થાનોમાં વર્ષમાં બે વખત પરીક્ષા લેવાનું ઠર્યું છે. (૧) પ્રારંભિક (૨) પ્રવેશ (૩) પરિચય (૪) પંડિત (૫) જૈનવિશારદ (૬) જૈનરત્ન. અભ્યાસક્રમ, નિયમો અને વધુ વિગતો માટે ચાર આનાની ટિકિટો બીડીને નીચેના સરનામે લખવું: વ્યવસ્થાપક, જૈન તત્ત્વજ્ઞાન વિદ્યાપીઠ, ૧૨૦૪/૮ ઘોલે રોડ, શિવાજીનગર, પૂના નં-૫.

## અનુભવી તબીબની સલાહ

મુંબઈની જાણીતી રામકૃષ્ણ ડીસ્પેન્સરીના સંચાલક ડૉ. મોહનલાલ વી. જોષી 'જીવન-પ્રકાશ'ના ગ્રાહકોને કોઈપણ જાતની વૈદ્યકીય સલાહ રૂબરૂ કે પત્રવ્યવહારથી આપશે. ખાસ કરીને હરસમસા, લીલું-સૂકું ખરજવું, હીસ્ટીરીઆ વગેરે માટે તેમનો સંપર્ક સાધવા જેવું છે. સરનામું: રામકૃષ્ણ ડીસ્પેન્સરી, ૨૯, ત્રીજો ભોઇવાડો, ભુલેશ્વર, મુંબઇ. ૨

## સાભાર સ્વીકાર

**જય ગુજરાત :** તંત્રી શ્રી. મહેન્દ્ર શાન્તિલાલ શાહ, જય ગુજરાત પ્રકાશન ગૃહ, ખટાઉવાડી, ગીરગામ, મુંબઇ ૪. વાર્ષિક લવાજમ પાંચ રૂપિયા. છુટક નકલના બે આના. એપ્રીલ '૪૮થી શરૂ થયેલું આ સાપ્તાહિક એની સામગ્રીની વિવિધતા તેમજ વિશિષ્ટતા અને એની રજૂઆતની નિરાળી રીતથી જુદું જ તરી આવે છે. એણે જે મહત્વાકાંક્ષાઓ સેવી છે અને પોતાને માટે જે માર્ગ નક્કી કર્યો છે તેનો વિચાર કરતાં એમ લાગે છે કે એ પ્રમાણે કામ થાય તો એક ઉપયોગી સાપ્તાહિક ગુજરાતને મળે એમાં શંકા નથી. ઉત્સાહી અને વિચારશીલ તંત્રીને શરૂઆતથી સહકાર પણ સારો સાંપડ્યો છે. આ નવા ભાઇબંધને સર્વથા સફળતા ઇચ્છીએ છીએ.

**મનોરંજન :** તંત્રી શ્રી. નંદલાલ મો. ઠક્કર, એન. એમ. ઠક્કરની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ. ૨. વાર્ષિક લવાજમ રૂા. ૬-૧૨-૦, છુટક નકલના દસ આના, એપ્રિલ '૪૮થી શરૂ થયેલા આ માસિકના બે અંકો મળ્યા છે. એના તંત્રી કહે છે, 'અમારા મનોરંજન માટે આ માસિક શરૂ કરીએ છીએ. અમારા મનોરંજનમાં બધાનું મનોરંજન આવી જાય છે.' એટલે એ વિષે વધુ કહેવાનું કાંઇ રહેતું નથી. મનોરંજક તત્ત્વોને આપનારું-પોષનારું અને માત્ર એને જ દૃષ્ટિ સામે રાખીને પ્રકટ થતું આપણે ત્યાં આ પહેલું અને એક જ માસિક છે. માનવ-જીવનની જીવાદોરીનો આધાર શરીરના આરોગ્ય પર છે અને આ તંદુરસ્તીનો આધાર પ્રસન્ન ચિત્ત પર છે—આ મુખ્ય સિદ્ધાન્તને ધ્યાનમાં રાખી વાચકોનું મન પ્રફુલ્લ બને એવું સાહિત્ય પીરસવાની "મનોરંજન"ની અભિલાષા છે. પ્રકાશન-વ્યવસાયનો એના તંત્રીજીને સારો અનુભવ છે એટલે વ્યવહાર-બાજુ તો બરાબર સચવાશે એમાં શંકા નથી. બે અંકોની સામગ્રી જોતાં પણ સારી આશા બંધાય છે. આ બીજા મિત્રને પણ આવકારીએ છીએ.



**બિન્દુ :** તંત્રી શ્રી. સુરેન્દ્રભાઇ આર. પરીખ, લક્ષ્મીનિવાસ, પ્લોટ, ધોરાજી (સૌરાષ્ટ્ર) હસ્તલિખિત અખબાર પરિષદના આ મુખપત્ર (હસ્તલિખિત ત્રિમાસિક)નો ગાંધીજી અંક અવલોકનાર્થે મળ્યો છે. એના ઉત્સાહી અને ભાવનાશીલ યુવાન તંત્રી તેમ જ તેમના સહકાર્યકર યુવાન ભાઇઓએ લીધેલ શ્રમ દેખાઇ આવે છે. સૌરાષ્ટ્રના પંત પ્રધાન શ્રી. ઢેબરભાઇએ 'બિન્દુ'ને જે સંદેશો મોકલ્યો છે તે ખાસ કરીને નવયુવાનોએ મનન કરવા યોગ્ય છે. આ પરિષદ વિષે 'જીવન-પ્રકાશ'ના આ અંકમાં અન્યત્ર વધુ વિગતો આપેલ છે. નાનકડી દીવડી [જ્યોત]નું પ્રતીક રાખીને સંસ્કાર, સાહિત્ય અને સર્જનની જ્યોતિ પ્રકટાવવાની અભિલાષાઓ સેવનાર ભાવનાશાળી યુવાનોનું આ કાર્ય ઘણું આશાસ્પદ છે. અંક ઉઘાડતાં જ શ્રી. ચંદુભાઇ દફતરી (મોરબી)નું 'પૂ. રાષ્ટ્રપિતા'નું સુંદર રેખાંકન ધ્યાન ખેંચે છે. શ્રી. ચંદુભાઇની કલાકૃતિઓ ઘણી આશાઓ આપી જાય છે. આ ઉપરાંત શ્રી. ભાણાભાઈ પટેલ, શ્રી. 'બિન્દુસાથી,' શ્રી. રજનીકાન્ત શાસ્ત્રી, શ્રી. નરેન્દ્રકુમાર ધોળકીઆ, શ્રી. જન્મશંકર ભટ્ટ, શ્રી. રમણીકલાલ શેઠ, શ્રી. હિમેન્દ્ર પરીખ, કુ. ભાનુમતી શેઠ, શ્રી. રસિકલાલ ઉપાધ્યાય વગેરેનાં કાવ્યો, લેખો ઇત્યાદિ સામગ્રી સુવાચ્ય બને તે રીતે રજૂ થઈ છે. અંકની સ્વચ્છતા, સુઘડતા અને સાદાઈ નોંધપાત્ર છે. ખાદીના પૂંઠામાં આખો અંક શોભી ઊઠે છે. એના તંત્રી ભાઇ સુરેન્દ્ર પરીખને અને તેમના મિત્રોને આ કાર્ય માટે અમારાં અભિનંદન.




[ગુજરાતના પચરંગી બજારોનો વાચકોને ખ્યાલ આવે તેમ જ 'જીવન-પ્રકાશ' વિજ્ઞાપક મંડળનુ દૃષ્ટિબિંદુ સ્પષ્ટ થાય તે હેતુથી અમારા વિજ્ઞાપન વિભાગના સંચાલક તરફથી અહીં જે વિગતો રજૂ થાય છે તે જુદી જુદી વસ્તુઓના ગ્રાહકો, એજન્ટો, કેન્વાસરો અને નાના—મોટા વેપારીઓને ઉપયોગી થશે.]

મુંબઇમાં ખેતવાડી પર આવતાં જ પેલો પ્રખ્યાત ૬૪૬ નંબરનો સફેદો યાદ આવે છે. પેઈન્ટ ારનીશના વેપારીઓનો અનુભવ છે કે ગ્રાહકો હમેશા ૪૬ નંબરના સફેદાની પહેલી માગણી કરે છે અને તેને જ પ્રથમ પસંદગી આપે છે આ વિખ્યાત સફેદા માટે તમારા શહેરના કોઈ પણ પેઈન્ટ-ારનીશના વેપારીને પૂછી શકો. ન મળે તો આ સરનામુ નોંધબુકમાં ટપકાવી લ્યો: સિમ્પ્લેક્સ મોબીલ એન્ડ પેઈન્ટ કું. ૧૦ મી ખેતવાડી, મુંબઇ ૪-તમને એ સમય ઉપર ઘણુ ઉપયોગી થશે.

અને બાળકોના ટોનીક તરીકે જાણીતા થયેલ પેલા 'બાણુલીન' માટે તમારે પ્રિન્સેસ સ્ટ્રીટ પર પેલી બાજુ દેખાય તે બી. એ. એન્ડ બ્રધર્સની દુકાને જવુ રહ્યુ. છેલ્લાં પંદર વર્ષથી એ હોસ્પિટલોમાં વપરાય છે અને ડોક્ટરો એની ભલામણ કરે છે. તમારાં બાળકોને તંદુરસ્ત, તેજસ્વી અને હૃષ્ટપુષ્ટ બનાવવા માટે એ અજમાવી જોજો. એના જાણીતા સોલ એજન્ટસનું સરનામું નોંધી લ્યો: બી એ એન્ડ બ્રધર્સ, ૯૮, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ. ૨

# હાસ્યની  લહેર

**તાજી પરિણીત પત્ની :** પ્રિય, મારે એક ભયંકર કબુલાત કરવાની છે. મને રાંધતાં નથી આવડતું.

**પતિ :** તું બીલકુલ ચિંતા ન કરીશ. હું કવિ છું ને અનાજ લાવવા જેટલું હું પેદા કરી શકું તેમ નથી!

❀

**પુત્રીનો પિતા :** (લગ્નના ઉમેદવારને) મારી પુત્રીને ગરબા ગાતાં આવડે છે, નૃત્ય કરતાં આવડે છે, ટેનિસ રમતાં આવડે છે, બ્રીજ રમતાં આવડે છે, મોટર હાંકતાં આવડે છે. તમને શું આવડે છે?

**લગ્નનો ઉમેદવાર :** મને રાંધતાં, લુગડાં ધોતાં, ઘર સાફસૂફ કરતાં અને છોકરાં રડે તો દૂધની શીશીથી તેમને દૂધ પાતાં ને હાલરડાં ગાઈને તેમને રાખતાં આવડે છે.

❀

**પતિ :** તને ખબર છે કે જો પિતા હોશિયાર હોય તો ઘણી વખત બાળકોના વિકાસને આ રોધે છે.

**પત્ની :** ભગવાનનો પાડ માનો કે આપણા મનુના વિકાસને અટકાવે તેવું કશું પણ નથી.

❀

**શ્રીમતી :** દરેક વસ્તુ ઊંધી જ ચાલે છે.

**શ્રીમાન :** મને ખબર નથી, કારણ કે દાખલા તરીકે, મારા વિષેનો તારો અભિપ્રાય, તારા વિષેનો મારો અને આપણા બન્ને વિષેનો પડોશીઓનો અભિપ્રાય.

❀

**જોષી :** તમે તમારા ભવિષ્યના પતિ વિષે જાણવા ઇચ્છો છો ખરું ને?

**હાથ જોવડાવનાર :** નહિ રે, ભવિષ્યના ઉપયોગ માટે હાલના પતિના ભૂતકાળ વિષે જાણવા માગું છું.

❀

એક મારવાડીને શબ્દવ્યૂહ રચનામાં રૂા. પચાસ હજારનું ઈનામ લાગ્યું. પત્રના અધિપતિએ આ ખબર આપવા માટે ઘેર ટેલીફોન કર્યો. મારવાડી ઘેર ન હતો, પણ તેના પુત્રે જવાબ આપ્યો કે મારા પિતાને હું ખબર કરીશ. અધિપતિએ છોકરાને પૂછ્યું: 'તમારા પિતા આ રકમ મળતાં શું કરશે? તમે અનુમાન કરી શકો ખરા?' છોકરાએ કહ્યું: 'હા, મારા પિતા આ રકમ મળતાં સર્વ પ્રથમ ખૂબ કાળજીપૂર્વક તે ગણી જોશે.' [ગુ. મિ. ગુ. દ.]

❀

**બા** (પુત્રને)—કનુ, અમેરીકાનું મુખ્ય શહેર કયું?

**કનુ**—મને ખબર નથી.

મા—એટલા પણ ખબર નથી? તું ક્યા ગમાર, કુચ્ચાં ગધેડા પાસે ભૂગોળ શીખે છે?

કનુ—ભૂગોળ તો મારા બાપા શીખવે છે.

શિક્ષક—(પાડોશીને) મારો ચંપુ બહુ હોશિયાર છે, નહિ? તમે શું ધારો છો? મોટો થશે ત્યારે બરાબર મારા જેવો હોશિયાર થશે, નહિ!

**પાડોશી**—ઈશ્વર એના ઉપર દયા કરે એમ ઇચ્છું છું સાહેબ, ઈશ્વર એને થોડો ઘણો હોશિયાર બનાવે તો ઘણું સારું થાય!

પુષ્કર—હું મારા મિત્રો અને ગધેડા વચ્ચે કંઈ ફેર જ નથી માનતો.

વિનુ—પણ મિત્રતા હમેશા સરખે સરખા વચ્ચે જ હોય છે.

શિક્ષક—ઊભો થા કિશોર, કહે જોઈએ, ઔરંગઝેબની મૃત્યુ વખતની સ્થિતિ કેવી હતી?



કિશોર—બે ત્રણ મિનિટમાં છૂટી જાય એવી.

શિક્ષક—'રવજી, બોલ જોઈએ, ઓસ્ટ્રેલીઆ અને કેનેડામાંથી આપણા દેશમાં શું આવે છે?'

રવજી—'મને યાદ નથી સાહેબ.'

શિક્ષક—'કેમ ભૂલી ગયો! ઘઉં ક્યાંથી આવે છે તે યાદ નથી?'

રવજી—'એ તો રેશનની દુકાનેથી આવે છે. દર પંદર દિવસે મારો મોટો ભાઈ લઈ આવે છે.'

રવિશંકર—મારા મામા આખી જીંદગીમાં કદી જુઠું જ નહોતા બોલ્યા.

ભાસ્કર—એમ! તે યુધિષ્ઠિર કરતાં પણ વધારે સત્યવાદી હતા?

રવિશંકર—ના, તેઓ મૂંગા હતા.

—વિનોદરાય હે. ભટ્ટ

**પત્ની** : લગ્ન પહેલાં તમે મારી ચિંતા કરતા હતા તેટલી ચિંતા હવે કાં નથી કરતા?

**પતિ** : ટ્રેનની આતુરતાથી રાહ જોતો પેસેન્જર ટ્રેન પકડ્યા પછી ટ્રેનની ચિંતા ન કરે એ તો સહજ સમજી શકાય એવી વાત છે.

* * *

**પત્ની** : પેલા તમારા કાકા માંદા હતા તેનું શું થયું? તેઓ સાજા થયા કે નહિ?

**પતિ** : તને મારા કાકા ઉપર પ્રેમ સ્નેહ હોય એમ લાગે છે.

**પત્ની** : તેમનો વારસો આપણને મળવાનો છે એટલા ખાતર હું પૂછું છું.

* * *

**પત્ની** : આપણા પાડોશી ગંગાબહેન કહેતાં હતાં કે તમે મારી ઇચ્છા વિરુદ્ધ કંઈ પણ કરી શકતા નથી. એ શું સાચી વાત છે? સાચે સાચું કહી દો. તમે મારાથી બીઓ છો?

**પતિ** : હું તારાથી બીઉં છું એમ તને કહેતાં જ હું બીઉં છું.

—ની. ડી. શાહ

* * *

# ઉર્દૂ સાહિત્ય સુગંધ

શ્રી. 'ગુલશને બહાર'

*ઇત્રકી મિટ્ટીમેં મિલ કર ભી મહક જાતી નહીં,*
*તોડ ભી ડાલો તો હીરેકી ચમક જાતી નહીં.*

અત્તર માટીમાં મળે તો ય એની મ્હેક જતી નથી! હીરો તોડી નાખવામાં આવે તો ય એની ચમક જતી નથી!

(૨)

*સદાકત છુપ સકતી બનાવટ કે અસૂલોં સે,*
*કિ ખૂશ્બુ આ નહીં સકતી કભી કાગઝકે ફુલોં સે.*

બનાવટી વિગતોમાં સત્ય વસ્તુ ઢાંકી રહેતી નથી! કાગળનાં ફૂલોમાં કદી પણ સવાસ આવતી નથી!

(૩)

*કિતને મુફલિસ હો ગયે કિતને તવંગર હો ગયે,*
*ખાકમેં જબ મિલ ગયે દોનોં બરાબર હો ગયે.*

કેટલા ય ગરીબો થઈ ગયા, કેટલા ય તવંગરો થઈ ગયા! પણ જ્યારે તેઓ માટીમાં મળી ગયા, ત્યારે બરાબર એક સરખા જ બની ગયા!

(૪)

*સુર્ખરૂ હોતા હૈ ઇન્સાં ઠોકરેં ખાનેકે બાદ,*
*રંગ લાતી હૈ હિના પથ્થર પે પિસ જાનેકે બાદ.*

ઠોકરો ખાધા પછી જ માણસ સાચો માણસ બને છે! મેંદી પથ્થર પર ખૂબ વટાય છે, ત્યારે જ ખરો રંગ પકડે છે!

(૫)

*ખૂં રગે મજનૂંસે નિકલા ફસ્દ લૈલીકી જો લી,*
*ઇશ્કમેં તાસીર હૈ પર જઝ્બી કામિલ ચાહિયે.*

લયલાની નસ કાપી, તો મજનૂંની રગમાંથી લોહી નીકળી આવ્યું! પ્રેમમાં આવી અજબ ચમત્કૃતિ હોય છે, પરંતુ એ શુદ્ધ અને સંપૂર્ણ જોઈએ!

(૬)

*જિને આંખેં ખુદાને દી વો પથ્થરમેં ખુદા સમઝે,*
*જો હો ખુદ આપ હી પથ્થર, વો ફિર પથ્થરમેં ક્યા સમઝે?*

પ્રભુએ જે આંખો આપી છે તે પથ્થરમાં પણ પ્રભુને જુવે છે! પણ જે જાતે જ પથ્થર છે તે પથ્થરમાં શું સમજવાનો?

(૭)

*નહીં મ્હોતાજ ઝેવરકા, જિસે ખૂબી ખુદાને દી,*
*કિ દેખો ખૂશનુમા લગતા, કૈસા ચાંદ બેગહેને.*

પ્રભુએ જેને સુંદરતા આપી છે તેને શણગારની જરૂર નથી! જુઓ, ચંદ્રમા વગર શણગારે પણ કેવો સોહામણો લાગે છે!

(૮)

*અહૂલ અઝમાને દાનિશમંદ જબ કરને પે આતે હૈં,*
*સમંદર ચીખતે હૈ ઔર કોહ સે દરિયા બહાતે હૈ.*

જ્યારે ડાહ્યા માણસનો દૃઢ નિશ્ચય કાર્યના રૂપમાં પરિણમે છે, ત્યારે મહાસાગરને પણ ચીરી નાખે છે અને પહાડ ઉપરથી નદીને વહેવડાવે છે!

(૯)

*ફલક દેતા હૈ, જિનકો ઐશ ઉનકો ગમ ભી હોતે હૈ,*
*જહાં બજતે હૈં નક્કારે વહાં માતમ ભી હોતે હૈ.*

ઈશ્વર જેને સુખ આપે છે તેને દુઃખ પણ હોય છે! જ્યાં આનંદનાં વાજાં વાગે છે ત્યાં કદી શોકનાં રુદન પણ હોય છે!

(૧૦)

*અબ્ર કૌન સા બરસા કિ જો વીરાં ન હો ગયા,*
*ગુલ કૌન સા હઁસા કિ પરેશાં ન હો ગયા.*

એવું કયું અભ્ર વરસ્યું કે જે વેરાન થયું નથી? એવું કયું ફૂલ હસ્યું કે જે પરેશાન થયું નથી?



# આજનો વિકટ પ્રશ્ન

લેખક : ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્

**આપણે** બધા જનસમુદાયનું નવસર્જન કરવા આતુર છીએ. સમુદાયમાં હું ને તમે પણ છીએ. પણ માનવતાના ઘડતર વગરનું સમુદાયનું ઘડતર અધૂરું છે, અશક્ય છે. માનવી ઇતિહાસ ઘડે છે, પણ માનવીને કોણ ઘડે છે તેનો વિચાર થયો છે ખરો ? માનવીને એના વિચારો ને આદર્શો ઘડે છે, એટલે જે કોવિદો, તત્ત્વવિદો ને ચિંતકો વિચારદોહન કરે છે, તેઓ સમુદાયના પ્રજાપતિઓ છે.

તમે મને તત્ત્વવિદ માનો છો. મારી ફિલસૂફીનો–મારાં તત્ત્વચિંતનોનો તમે ઉલ્લેખ પણ કર્યો છે. છેલ્લાં ત્રીસ ત્રીસ વરસ સુધી મેં વિશ્વના નિરનિરાળા દેશોમાં તત્ત્વચિંતન ને તત્ત્વદોહન કર્યું છે. હું માનું છું કે આજના ભાનભૂલ્યા જગતને તત્ત્વચિંતનની સૌથી વધારે જરૂર છે. કોઈ સહજ પ્રશ્ન કરશે : માનવતા વધે છે, સંસ્કારિતા ધપે છે, જ્ઞાનની દૃષ્ટિ વેધક બની છે, છતાં દુનિયામાં સર્વત્ર આ ઉત્પાત શેને આભારી હશે ? એ ખરું છે કે માનવસમુદાયોના સુખદ વ્યવસ્થિત મંડાણની અનુકૂળતા આજે છે એટલી ગઈ કાલે નહોતી. આજે હળીમળીને રહેવાની અને ત્રાસરહિત જીવન જીવવાની જે અનુકૂળતાઓ છે તે આગલા જમાનામાં નહોતી, પણ એ બધું છતાં સારું વિશ્વ કેમ વંઠ્યું છે ? જ્ઞાનનાં ચશ્માં ક્યાં ફૂટી ગયાં છે ? માનવીની વિવેકદૃષ્ટિને અંધાપો ક્યાંથી વળગ્યો છે ? આજે જગત સાચી માનવતા માટે રહેવા યોગ્ય નથી રહ્યું એનું કારણ શું ?

રખે માનજો કે જ્ઞાનની ખોટ પડી છે ! રખે માનજો કે આપણે સંસ્કૃતિ-શૂન્ય, જડ ને હેવાન બન્યા છીએ. એક સમય હતો, જ્યારે જ્ઞાનની અધૂરપો ને ઊણપોનો બચાવ થઈ શકતો. આજે તો જગતને વિજ્ઞાનનું ત્રિલોચન લાધ્યું છે. જો જ્ઞાન એ જ જગતનાં માનવકુલોના સુખનું સાધન હોત તો આજનું વિશ્વ સ્વર્ગને બારણે જઈ બેઠું હોત. પણ આજના જગતની સિકલ આવી કેમ ? કોણ કહી શકશે કે નીતિબળ ને શક્તિ ખૂટી પડ્યાં છે ? કોઈથી એમ ન બોલાય. લાખો મરજીવાઓ પડ્યા છે, જેમને ધારેલી સિદ્ધિ કાજે પ્રાણની પરવા સરખી નથી. કોઈ પહાડનું શિખર જોવા સાહસિક મરણિયાઓ જીવનાં જોખમ ખેડી શકે છે. વિમાની ઉડ્ડયન સલામત બનાવવા કંઈક મરણિયા શોધકો મૃત્યુના મુખમાં જઈ પડે છે. માનવીની સુખશોધમાં મીણબત્તીની જેમ જીવનની જ્યોત જલાવી દેનારા વૈજ્ઞાનિકો આ યુગમાં પાક્યા છે. આવાં સમર્પણ છતાં આવી ઉન્નત ભાવનાની ધરી પર ફરતું જગત સળગતા ગોળા જેવું આજે કેમ ઉત્પાતિયું બની ગયું હશે ?

મારો જવાબ આ છે: એ સમર્પણ, એ નીતિબળ ને માનવીની એ વિરાટ શક્તિનો અનર્થકારક વ્યય થાય છે. એ સિદ્ધિઓ જે પ્રજ્ઞા-બુદ્ધિ વિકસાવી શકે તે આપણાથી બાર ગાઉ દૂર છે. રક્ષણનું સાધન ભક્ષણની વિજ્ઞતા બની ગયું છે. અમોલ પાણીદાર હીરાનાં મૂલ્યાંકન સ્વયં નિર્મ્યાં પરખંદાઓ કરે છે. **જગતની માનવસંસ્કૃતિને માટે એ મહાન ભય ઉપસ્થિત થયો છે** હું માનું છું કે પ્રજા-મહાપ્રજાઓને બીજી પ્રજા પાયમાલ કરે તે કરતાં તે પ્રથમ પોતે જ પાયમાલી વહોરે છે. આપણા પોતાના સાર્વત્રિક દૃષ્ટિદોષ વિના જગતની કોઈ સત્તા આપણને પરાસ્ત કરી શકતી નથી. જગતની પ્રજા-મહાપ્રજાઓના ઈતિહાસ ઉકેલો ! તે તે પ્રજાનાં પોતાનાં કંઈ ને કંઈ દૂષણો હશે, કંઈ ને કંઈ એવાં છિદ્રો હશે, જેનો આક્રમણકારોને લાભ મળતાં તેની પકડમાં એ ફસાઈ પડી હશે ને એનું પતન નિર્માયું હશે. એટલે એ દૃષ્ટિદોષ, એ નિર્બળતાઓ પૂરવાની તત્પરતા એ પુનરુત્થાનનું પહેલું પગથિયું છે, ને તે માટે સર્જક નેતૃત્વની જરૂર પણ પડશે !